# કડવા પાટીદાર સભાઓમાં સુધારકોનો અભિગમ

## (ઈ.સ. ૧૮૨૦ - ઈ.સ. ૧૯૨૦)

**ડૉ. મંગુભાઈ પટેલ**
નિવૃત્ત રીડર, ઇતિહાસ વિભાગ, ગુજરાત યુનિવર્સિટી
મંત્રી, સર્વ વિદ્યાલય કેળવણી મંડળ, ગાંધીનગર

: પ્રકાશક :
**પાટીદાર હિતવર્ધક ટ્રસ્ટ**
૦૨, 'કલિંગ' કોમ્પ્લેક્ષ, માઉન્ટ કાર્મેલ સ્કૂલ પાસે,
આશ્રમરોડ, અમદાવાદ-૯, ● ફોન : ૨૬૫૮૪૯૬૩

# કડવા પાટીદાર સભાઓમાં સુધારકોનો અભિગમ

Kadava Patidar Sabhaoman Sudharakono Abhigam
by Dr. Mangubhai R. Patel



આવૃત્તિ પહેલી : વસંતપંચમી, ૧૧ ફેબ્રુઆરી, ૨૦૦૮

નકલ : ૧૦૦૦

પ્રકાશક : પાટીદાર હિતવર્ધક ટ્રસ્ટ, અમદાવાદ

કિંમત : રૂ. ૨૭૫



મુદ્રક :
હરેશ પટેલ ● પ્રિન્ટોગ્રાફ
૦૨, 'કલિંગ' કોમ્પ્લેક્ષ, માઉન્ટ કાર્મેલ સ્કૂલ પાસે,
આશ્રમરોડ, અમદાવાદ-૯, ● ફોન : ૨૬૫૮૪૯૬૩

# મારે કંઈક કહેવું છે

**એકલે દેતા દાન જે એકલ ઝૂઝતા જંગ,**
**એક જંગ નિંદા સહે, એ વીરોને રંગ.**

આમ તો ઇતિહાસસંશોધન ધૂળધોયાનો ધંધો છે, પણ મેં મારી જ્ઞાતિના ગૌરવપૂર્ણ ઇતિહાસના સંશોધન માટે દાતાશ્રીઓના સહયોગથી સ્વેચ્છાએ સ્વીકારેલો ધંધો છે. ભૂતકાળને જાણવો, વાગોળવો અને તેમાં સતત સંશોધન કરતા રહેવું એ મનુષ્યની સહજ-સ્વભાવિક પ્રવૃત્તિ છે એમ મારી પણ. જીવંત એવો ભૂતકાળ, વર્તમાન માટે પ્રેરણાદાયી અને ઉજ્જ્વળ ભવિષ્યના નિર્માણ માટે દીવાદાંડી સમાન છે.

ઇતિહાસના હૃદયસ્થાનમાં સંપૂર્ણપણે માનવી રહ્યો છે. માનવીની વિકાસગાથા જ ઇતિહાસ છે. ઇતિહાસનાં નવાં અર્થઘટનો અને પરિમાણો સાથે જ્ઞાતિઓ, કુટુમ્બોમાં આવેલ ચઢાવ-ઉતાર તેમાં મૂળ એવા પૂર્વજો, તેમનાં પરાક્રમોને અનુલક્ષીને આ ગ્રંથમાં કડવા પાટીદારના રીતરિવાજો, કુરિવાજો, વહેમ-અંધશ્રદ્ધા, રહેણીકરણી, એમનો મુખ્ય વ્યવસાય ખેતી-પશુપાલન, સમયે સમયે એમાં થયેલાં પરિવર્તનો, જુનવાણી માનસ અને સુધારાવાદીઓનો સંઘર્ષ, રૂઢિવાદી માનસ સામે આગેવાનોનો સુધારાવાદી અભિગમ, દૂરંદેશીપણું ધરાવતા બ્રિટિશ અમલદારો, દેશી રાજ્યોના રાજવીઓ અને કુરિવાજો નાબૂદ કરવામાં અધિકારીઓનો મળેલો સહકાર, સો વર્ષના પરિશ્રમ પછી સુધારકોને મળેલી ફત્તેહ, વિભિન્ન સુધારાઓ, જ્ઞાતિપંચોનું સુધારાવાદી વલણ, ચડતી-પડતી, સમાજ માટે કંઈ કરી છૂટવાની ભાવનાવાળા પુરુષાતની આગેવાનોની દીર્ઘદૃષ્ટિ, પરાક્રમપૂર્ણ પ્રસંગો, ભાષણો, આપત્તિઓમાં અડગ રહી કુરિવાજોની કરેલી નેસ્તનાબૂદી અને દેશકાળની સાથે રહી આ આગેવાનોએ આપણી કોમને ખમીરવંતી બનાવવાનો પ્રયાસ કર્યો છે તે સઘળી બાબતો માટેનો ચિતાર આ ગ્રંથમાં આપ્યો છે.

મા ઉમિયાના પ્રાંગણમાં ભરાતા જબરજસ્ત મેળાઓનો લાભ લઈ આગેવાનોએ મા ઉમાને રૂઢિદેવી નહિ પણ ઊંઝામાં બેઠેલી મા ઉમાને ઊર્જાદેવી બનાવી. એ દેવી આજે વિશ્વભરના પાટીદારોને ઊર્જા પૂરી પાડી રહી છે. આપણા મૂઠીભર આગેવાનોએ સુધારાનું ભગીરથી કાર્ય કરી પાટીદારસમાજની કાયાપલટ કરી નાખી તે માટે આપણે તેઓના ઓશિંગણ છીએ.

ઈ.સ. ૧૯૨૦થી આજ સુધીનો આપણો ઇતિહાસ લખાય તો મહાભારત જેવડા ગ્રંથો ભરાય તેટલો પડ્યો છે, પણ એના રક્ષણ અને સંવર્ધન માટે શ્રી શંકરભાઈ કેશવલાલ પટેલ (લાંઘણજ) જેવા સખીદાતા જોઈએ.



અત્યાર સુધી મેં સાચવેલા મૂલ્યવાન દસ્તાવેજોને પુસ્તકરૂપે પ્રગટ કરવાનો યશ દાતાશ્રીઓને ફાળે જાય છે. ઉમિયામાતાજી સંસ્થાન, ઊંઝાના પ્રમુખ, શેઠશ્રી કેશવલાલ

# કડવા પાટીદાર સભાઓમાં સુધારકોનો અભિગમ

Kadava Patidar Sabhaoman Sudharakono Abhigam
by Dr. Mangubhai R. Patel



આવૃત્તિ પહેલી : વસંતપંચમી, ૧૧ ફેબ્રુઆરી, ૨૦૦૮

નકલ : ૧૦૦૦

પ્રકાશક : પાટીદાર હિતવર્ધક ટ્રસ્ટ, અમદાવાદ

કિંમત : રૂ. ૨૭૫



મુદ્રક :
હરેશ પટેલ ● પ્રિન્ટોગ્રાફ
૦૨, 'કલિંગ' કોમ્પ્લેક્ષ, માઉન્ટ કાર્મેલ સ્કૂલ પાસે,
આશ્રમરોડ, અમદાવાદ-૯, ● ફોન : ૨૬૫૮૪૯૬૩

# મારે કંઈક કહેવું છે

## એકલ દેતા દાન જે એકલ ઝૂઝતા જંગ,
## એક જંગ નિંદા સહે, એ વીરોને રંગ.

આમ તો ઇતિહાસસંશોધન ધૂળધોયાનો ધંધો છે, પણ મેં મારી જ્ઞાતિના ગૌરવપૂર્ણ ઇતિહાસના સંશોધન માટે દાતાશ્રીઓના સહયોગથી સ્વેચ્છાએ સ્વીકારેલો ધંધો છે. ભૂતકાળને જાણવો, વાગોળવો અને તેમાં સતત સંશોધન કરતા રહેવું એ મનુષ્યની સહજ-સ્વભાવિક પ્રવૃત્તિ છે એમ મારી પણ. જીવંત એવો ભૂતકાળ, વર્તમાન માટે પ્રેરણાદાયી અને ઉજ્જ્વળ ભવિષ્યના નિર્માણ માટે દીવાદાંડી સમાન છે.

ઇતિહાસના હૃદયસ્થાનમાં સંપૂર્ણપણે માનવી રહ્યો છે. માનવીની વિકાસગાથા જ ઇતિહાસ છે. ઇતિહાસનાં નવાં અર્થઘટનો અને પરિમાણો સાથે જ્ઞાતિઓ, કુટુમ્બોમાં આવેલ ચઢાવ-ઉતાર તેમાં મૂળ એવા પૂર્વજો, તેમનાં પરાક્રમોને અનુલક્ષીને આ ગ્રંથમાં કડવા પાટીદારના રીતરિવાજો, કુરિવાજો, વહેમ-અંધશ્રદ્ધા, રહેણીકરણી, એમનો મુખ્ય વ્યવસાય ખેતી-પશુપાલન, સમયે સમયે એમાં થયેલાં પરિવર્તનો, જુનવાણી માનસ અને સુધારાવાદીઓનો સંઘર્ષ, રૂઢિવાદી માનસ સામે આગેવાનોનો સુધારાવાદી અભિગમ, દૂરંદેશીપણું ધરાવતા બ્રિટિશ અમલદારો, દેશી રાજ્યોના રાજવીઓ અને કુરિવાજો નાબૂદ કરવામાં અધિકારીઓનો મળેલો સહકાર, સો વર્ષના પરિશ્રમ પછી સુધારકોને મળેલી ફત્તેહ, વિભિન્ન સુધારાઓ, જ્ઞાતિપંચોનું સુધારાવાદી વલણ, ચડતી-પડતી, સમાજ માટે કંઈ કરી છૂટવાની ભાવનાવાળા પુરુષાતની આગેવાનોની દીર્ઘદષ્ટિ, પરાક્રમપૂર્ણ પ્રસંગો, ભાષણો, આપત્તિઓમાં અડગ રહી કુરિવાજોની કરેલી નેસ્તનાબૂદી અને દેશકાળની સાથે રહી આ આગેવાનોએ આપણી કોમને ખમીરવંતી બનાવવાનો પ્રયાસ કર્યો છે તે સઘળી બાબતો માટેનો ચિતાર આ ગ્રંથમાં આપ્યો છે.

મા ઉમિયાના પ્રાંગણમાં ભરાતા જબરજસ્ત મેળાઓનો લાભ લઈ આગેવાનોએ મા ઉમાને રૂઢિદેવી નહિ પણ ઊંઝામાં બેઠેલી મા ઉમાને ઊર્જાદેવી બનાવી. એ દેવી આજે વિશ્વભરના પાટીદારોને ઊર્જા પૂરી પાડી રહી છે. આપણા મૂઠીભર આગેવાનોએ સુધારાનું ભગીરથી કાર્ય કરી પાટીદારસમાજની કાયાપલટ કરી નાખી તે માટે આપણે તેઓના ઓશિંગણ છીએ.

ઈ.સ. ૧૯૨૦થી આજ સુધીનો આપણો ઇતિહાસ લખાય તો મહાભારત જેવડા ગ્રંથો ભરાય તેટલો પડ્યો છે, પણ એના રક્ષણ અને સંવર્ધન માટે શ્રી શંકરભાઈ કેશવલાલ પટેલ (લાંઘણજ) જેવા સખીદાતા જોઈએ.



અત્યાર સુધી મેં સાચવેલા મૂલ્યવાન દસ્તાવેજોને પુસ્તકોરૂપે પ્રગટ કરવાનો યશ દાતાશ્રીઓને ફાળે જાય છે. ઉમિયામાતાજી સંસ્થાન, ઊંઝાના પ્રમુખ, શેઠશ્રી કેશવલાલ

# આવકાર

કૃષિસંસ્કૃતિ એ અન્ય સંસ્કૃતિઓની માતા છે. ધરતીની ધૂળમાં આળોટી પશુપાલન કરતાં કૃષિસંસ્કૃતિને ખોળે ઊછરેલા ધરતીપુત્રો જે 'પાટીદાર' નામે ઓળખાય છે તે, પોતાના ગુણદોષોને કારણે અને પ્રગતિને કારણે દેશવિદેશના લેખકો અને સંશાધકો માટે આકર્ષણનું એક કેન્દ્ર બન્યા છે.

આપણને આપણા પૂર્વજોએ કરેલાં પરાક્રમો અને પુરુષાર્થ એ સંદેશ આપે છે કે, 'ભવિષ્યનો વિશ્વાસ ન રાખતાં ભૂતકાળને દફનાવી દઈ, ભગવાનને ભરોંસે ફક્ત વર્તમાન તરફ જ સર્વલક્ષ કેન્દ્રિત કરવાનો સમય પાકી ગયો છે. **ભવિષ્ય**નાં સોનેરી સ્વપ્નો ત્યાગી સૌ પટેલો 'ભૂત અને ભવિષ્ય'ને જોડતા **વર્તમાન**ને જ ધ્રુવતારક બનાવી; મા ઉમાના આશીર્વાદ મેળવી; પાટીદારસમાજ વણથંભી આગેકૂચ જારી જ રાખે. મહાભારત કહે છે : 'ચાલ્યા કરો, ચાલ્યા કરો'. જે ચાલે છે તેનું નસીબ ચાલે છે, જે બેસી રહે છે તેનું નસીબ પણ બેસી રહે છે, પણ અહીં આંધળી દોટ મૂકવાની વાત નથી. અર્થોપાર્જન માટે દોડો, પણ ક્યાંય થોભો નહિ તો થાકી જવાય. આપણા ચાણક્યે તેના અર્થશાસ્ત્રમાં આ વાત વિગતે સમજાવી છે : **'અર્થની પાછળની ભાવનામાં પ્રથમ, તો ભેગું કરવું; બીજું, ભેગું કરેલું વધારવું; ત્રીજું, વધારેલું જાળવવું ને માવજત કરવી; પણ ચોથી અને મુખ્ય વસ્તુ ધન માટે એ છે કે તીર્થસ્વરૂપ વ્યક્તિ અને સંસ્થાઓમાં જોઈને ધન નિવેદિત કરવું.**

મેં સાંભળ્યું છે :

''દાન, ભોગ અને નાશ એમ ધનની ત્રણ ગતિ થાય છે. જે આપતો નથી કે ભોગવતો નથી એના ધનની ત્રીજી ગતિ(નાશ) થાય છે. તો ધનની પહેલી ગતિ થાય એમ કેમ ન ઈચ્છું''.

મા ઉમાએ આપણા સૌને ધન નિવેદિત કરવાનો અવસર આપ્યો છે. સદ્‌ભાગ્યે આપણને ડૉ. મંગુભાઈ જેવા ગુજરાતમાં જાણીતા ઈતિહાસવિદ મળેલા છે. તેમણે અગાઉના દાતાઓની સહાયથી સમાજને ઘણાં પુસ્તકોની ભેટ આપી છે. આ બધાં પુસ્તકો પાટીદાર જ્ઞાતિ માટે અણમોલ રત્નો સમાન છે. એમણે મને બે પુસ્તકો **'પાટીદાર ગૌરવગાથા'** અને **રાવબહાદુર બેચરદાસ લશ્કરી** વાંચવા આપેલાં. વાંચતાં મને શેર લોહી ચડી ગયું અને આશ્ચર્યનો ઉદ્‌ગાર નીકળી ગયો. 'આપણા પૂર્વજો આવા મહાન હતા''. આધારભૂત દસ્તાવેજોનો ઉલ્લેખ કરી લખાયેલાં આ અને બીજાં તેમનાં પુસ્તકો આપણી નવી પેઢીને વંચાવવા જેવાં છે. ચાણક્યની નિવેદિત કરવાની વાત હું સમજ્યો છું એમ કહેવા કરતાં; કહું કે, એ મારાં બા-બાપુજીએ

સંસ્કારમાં આપેલી છે. સમાજમાં મારા બાપુજીને લોકો 'ભગત' તરીકે ઓળખતા. બાપુજીએ શિક્ષક બનવાનું પસંદ ન કરતાં મિલની નોકરી સ્વીકારી. મારાં માતુશ્રીએ પણ અક્ષરજ્ઞાન મેળવેલું. તે બંનેની જીવનસંસ્કારશૈલી પરોપકારી હતી. તેમની જીવનશૈલી અને તેમના ઉમદા વિચારો સારાં કામ કરવા માટે અમને પ્રેરણા આપે છે. મારા થકી જે કંઈ સારાં કામ થાય છે તેમાં મારાં સ્વ. મા-બાપના અને મારા સદ્‌ગુરુશ્રી પ.પૂ. રવિશંકરજીના લાખ-લાખ આશીર્વાદ જ છે.

ડૉ. મંગુભાઈ, શ્રી ચંદુભાઈ, શ્રી જયંતીભાઈ અને શ્રી ત્રિકમભાઈ મળવા માટે આવેલા. અમે ક્યારેક ક્યારેક ઉમિયા કેમ્પસ, સોલામાં પણ મા ઉમાના આશીર્વાદ માટે મળતા જ હોઈએ છીએ, પણ આ વખતે પ્રા. ડૉ. મંગુભાઈએ મારી સામે સો વર્ષ પહેલાંનાં પુસ્તકો ધરી દીધાં. જર્જરિત હાલતમાં. કેટલાંક પાનું ફેરવો અને ફાટી જાય એવાં. તેમની પાસે આપણા પૂર્વજોનો અઢળક ઈતિહાસ પડેલો છે, તેમાંથી કેટલોક પ્રગટ પણ થયો છે. તેમનામાં અનેક આવડત હોવા છતાં આર્થિક સહયોગ વિના અને લોકોના સહકાર વિના આ કાર્ય સિદ્ધ કરવું સહેલું નથી. તેમને પણ કેટલીક લાચારીનો સામનો કરવો પડતો હશે. ટૂંકમાં, અદમ્ય ઉત્સાહ, ઉમંગ અને ધીરજ હોય તો ખંતથી આવાં કામ પાર પડે જ છે.

આ પુસ્તક પાટીદારોના ઘેરઘેર પહોંચાડતાં અને વંચાવતાં અમને ખૂબ આનંદ થશે. આ પ્રકાશનમાં મને સહભાગી બનવાનું નિમિત્ત પૂરું પાડવા માટે એ બધા વડીલોનો આભારી છું. શ્રી જયંતીભાઈ અને તેમના સુપુત્રો શ્રી હરેશભાઈ અને નયનભાઈએ પોતાની ચીવટ અને કાળજી આમાં ઉમેરી આ પુસ્તકને આકર્ષક બનાવ્યું છે તેમને ધન્યવાદ.

મા ઉમાએ મને નિમિત્ત બનાવી આ કાર્ય માટે આજ્ઞા કરી. મારાં સ્વ. બા-બાપુજીનાં સ્પંદનોથી તે આજ્ઞા ઝીલી કુટુંબીજનોની હૂંફ મળી. આ પુસ્તક મારાં સ્વ. બા-બાપુજીને અર્પણ કરી ધન્યતા અનુભવું છું.

લાંઘણજની ભૂમિ કર્મયોગીઓની, દાતાશ્રીઓની, પંડિતોની આહલાદ્કભૂમિ છે. આ ભૂમિમાં જન્મવાનું અમને ખૂબ ગૌરવ છે. અસ્તુ.

તા. ૧૪-૧-૨૦૦૮

**શ્રી શંકરભાઈ કેશવલાલ પટેલ**
'ભગતપરિવાર' (લાંઘણજ)
૧૦૦, બસંત બહાર,
બોપલ, અમદાવાદ

# અનુક્રમ




# લેખક પરિચય

ડૉ. મંગુભાઈ રા. પટેલનો જન્મ મહેસાણા જિલ્લાના 'Town of Victory' તરીકે પ્રસિદ્ધ એવા કંબોઈ ગામમાં ૧૯૩૭માં થયો હતો.

માતા શિવકોરબા અને પિતા રામદાસના સંસ્કાર પામી સર્વવિદ્યાલય, કડીમાં માધ્યમિક શિક્ષણ મેળવી ગુજરાત યુનિવર્સિટીમાં એમ.એ.માં ઇતિહાસ વિષયમાં દ્વિતીય વર્ગ સાથે પ્રથમ સ્થાન મેળવ્યું. ગૂજરાત વિદ્યાપીઠમાં અધ્યાપક તરીકે જોડાયા. ત્યારબાદ એલ. એચ. આર્ટ્સ કૉલેજ - માણસા તથા સ્વામિનારાયણ અને વિવેકાનંદ કૉલેજોમાં સેવાઓ આપી હતી. ગુજરાત યુનિવર્સિટીમાંથી ઇતિહાસના રીડર તરીકે નિવૃત્ત થયા.

યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ તરફથી ડૉ. પટેલનાં 'ભારતના સ્વાતંત્ર્યસંગ્રામો અને તેના ઘડવૈયા', 'ફ્રેન્ચ ક્રાંતિ અને નેપોલિયન', 'આંતરરાષ્ટ્રીય સબંધો' ભાગ-૨, 'સરમુખત્યારશાહી, નાઝીવાદ-ફાસીવાદ' તથા ગુજરાત યુનિવર્સિટી દ્વારા 'વિશ્વક્રાંતિઓ અને રાષ્ટ્રીય આંદોલન', 'બહેચરદાસ લશ્કરી - ઔદ્યોગિક અને સામાજિક નેતા' વગેરે પુસ્તકો પ્રગટ થયાં છે. ઉપરાંત, 'મેડમ કામા', 'કુલમી ક્ષત્રિય પાટીદારોં કા ઇતિહાસ', 'પાટીદાર ગૌરવગાથા', 'યુગપુરુષ સરદાર પટેલ', 'કર્મયોગી દાસકાકા', 'સાત પગલાં સાથે', 'ઉમાદેશ', 'પાટીદાર', 'પાટીદાર પ્રગતિ... અને પરિવર્તન', 'બાંધ્યા વિવાહ - એક વિવાદ', 'સામાજિક ક્રાંતિના પ્રણેતા છગનભા' વગેરે પુસ્તકો પ્રગટ થયાં છે.

વિવિધ સામયિકોમાં ઇતિહાસને લગતા એમના ઘણા શોધલેખો પ્રગટ થયા છે. અનેક પરિષદોમાં તેમણે શોધનિબંધો રજૂ કર્યા છે.

તેઓ ગુજરાત યુનિવર્સિટીની સિન્ડિકેટ, સેનેટ અને વિવિધ સમિતિઓના સભ્ય રહી ચૂક્યા છે. તેમના માર્ગદર્શન નીચે દશ પીએચ.ડી. અને ચૌદ એમ.ફિલ.ના સંશોધકોએ પદવી મેળવી છે.

અખિલ ભારતીય કૂર્મિ ક્ષત્રિય સંગઠનના સચિવ તરીકે, ને અખિલ ભારતીય પાટીદાર સમાજ સંગઠન (મ.પ્ર.)ના સહસંયોજક તરીકે સેવાઓ આપેલી છે.

ગુજરાતી રંગભૂમિમાં તેમનું અનોખું પ્રદાન છે. તેઓએ ગુજરાત રાજ્યની ગુજરાત રાજ્ય સંગીત-નૃત્ય-નાટ્ય અકાદમી, દફતરભંડાર, કલાકાર આર્થિક સહાય સમિતિ, સંગ્રહાલય સમિતિ, પુરાતત્ત્વ ખાતું વગેરેમાં સક્રિય સભ્ય તરીકે સેવાઓ આપી હતી અને આપી રહ્યા છે.

ગુજરાતી સાહિત્ય અકાદમીના આમંત્રણથી ૧૯૯૪માં યુ.કે. ખાતે જઈ વિવિધ વિષયો પર વ્યાખ્યાનો આપ્યાં હતાં અને ભારે લોકચાહના પ્રાપ્ત કરી હતી.

હાલ તેઓ 'ઉમિયાદર્શન' સામયિકનું તંત્રીપદ શોભાવી રહ્યાં છે.

જયંતીભાઈ પટેલ
(તંત્રી, ઉમિયાદર્શન)



સંપર્ક : **ડૉ. મંગુભાઈ પટેલ**
૪૩૨/બી, મંથન ટ્વીન્સ,
જજીજ બંગ્લોઝ રોડ, બોડકદેવ,
અમદાવાદ-૫૪, ફોન : ૨૬૮૪૧૪૪૦

# અર્પણ


સ્વ. પૂ. કમળાબા


સ્વ. પૂ કેશવલાલ પટેલ


સ્વ. બકુલભાઈ પટેલ

જન્મ અને આધ્યાત્મિક સંસ્કાર વારસો આપનાર
તથા
ઉત્કૃષ્ટ જીવન ઘડતરમાં નિમિત્ત બનનાર **સ્વ. પૂ. કમળાબા**
અને **પૂ. કેશવલાલ બાપુજી** તેમજ વડીલબંધુ
**સ્વ. બકુલભાઈ**ના ચરણકમળમાં
સાદરભાવે આ પુસ્તક સમર્પિત.

**આપના ભગત પરિવારના પુષ્પો**

શ્રી શંકરભાઈ કે. પટેલ
શ્રીમતી વર્ષાબહેન શં. પટેલ
ચિ. કૌશલ શંકરભાઈ પટેલ
ચિ. શિવાની શંકરભાઈ પટેલ
શ્રી મધુભાઈ કેશવલાલ પટેલ
શ્રીમતી સવિતાબહેન મ. પટેલ
ચિ. વીરલ મધુભાઈ પટેલ
ચિ. પારસ મધુભાઈ પટેલ



ગંગાસ્વરૂપ રમાબહેન બકુલભાઈ પટેલ
ચિ. સત્યેન બકુલભાઈ પટેલ, શ્રીમતી મેઘના સત્યેન પટેલ
ચિ. દિવ્યમ સત્યેન પટેલ

# માનસરોવરનો શિલાલેખ






**વડોદરાના દીવાનબહાદુર શ્રી મણિભાઈ જશભાઈ,**
**શ્રી રાવબહાદુર ત્રંબકરાય અને**
**શેઠશ્રી શંભુપ્રસાદની માહિતી આપે છે.**




# સુધારાના મશાલચી રા. બ. બેચરદાસ લશ્કરી અને પાટડીના રાજવી શ્રી જોરાવરસિંહ

ભારત અને ગુજરાતના ઈતિહાસમાં ઓગણીસમો સૈકો સામાજિક પરિવર્તન અને જીવનમાં મૂલ્યોની નવરચનાની દૃષ્ટિએ મહત્ત્વપૂર્ણ લેખાય છે. મરાઠા શાસનનો અસ્ત થયો અને બ્રિટિશ શાસનની સત્તા આરૂઢ થઈ. બ્રિટિશ શાસન દ્વારા ગુજરાત એક વિશિષ્ટ સંસ્કૃતિ ધરાવતા દેશના સંપર્કમાં આવ્યું. આને કારણે ગુજરાતના આર્થિક અને સામાજિક ક્ષેત્રે પરિવર્તન આવ્યું. પશ્ચિમની સંસ્કૃતિની ભૌતિક અને બૌદ્ધિક અસરોને લીધે ગુજરાતમાં કદાચ પહેલીવાર વ્યવસ્થિત રીતે સમાજસુધારણાનો નૂતન યુગ શરૂ થયો. નર્મદાશંકર, દુર્ગારામ, મહીપતરામ, દલપતરામ, કરસનદાસ મૂળજી, હરગોવિંદ કાંટાવાળા નવલરામ અને બેચરદાસ લશ્કરી જેવા પ્રથમ પંક્તિના સુધારકોએ સમાજમાં પ્રચલિત કુરિવાજો અને અનિષ્ટો સામે પ્રહારો કરી સમાજની પુનઃ રચનાર્થે ઝુંબેશ શરૂ કરી. આ મહાન સુધારકોએ લૌકિક અને બુદ્ધિગમ્ય મૂલ્યોના આધારે સતીપ્રથા, પુત્રપ્રાપ્તિ માટેના દોરાધાગા અને જંતરમંતર, કણબી-પાટીદાર તથા જાડેજા - જેઠવા જેવી જ્ઞાતિઓમાં થતી નવજાત બાળકીની હત્યા એટલે કે દૂધપીતી કરવાનો રિવાજ, મૃત્યુ બાદ બારમા- તેરમાના ખર્ચા, રોવા-કૂટવાનો રિવાજ, સ્ત્રીઓ અને વિધવાઓ સાથે શારીરિક અને માનસિક જુલમો, બાળલગ્નો, ધમાચાર્યોના દુરાચરણો જેવા સદીઓથી ઘર કરી બેઠેલા કુરિવાજો સામે જેહાદ ઉઠાવી જેને પરિણામે ગુજરાતી સમાજે ગતિ કરવા શરૂઆત કરી.

કડવા પાટીદાર સમાજમાં ઉપરના કેટલાક કુરિવાજો તો ખરા પણ બાંધ્યા વિવાહ અને શિક્ષણનો અભાવ એ બેવધારાના હતા જેની સામે ઈ.સ. ૧૮૨૦થી અંગ્રેજ અધિકારીઓ અને દીર્ઘ દૃષ્ટિવાળા દેશી રજવાડાના રાજવીઓની મદદથી ક.પા. કોમને પણ સુધારા ચળવળ ચલાવી તેના મશાલચી થવાનો યશ રા. બ. બેચરદાસ લશ્કરી અને પાટડી રાજવી શ્રી જોરાવરસિંહજીને ફાળે જાય છે.

**ખાનદાન કુળના ખરા, દીપક બેચરદાસ**
**કુળ કણબી શુભ કઈડવા, અમદાવાદ નિવાસ**

રાવબહાદુર શ્રી બહેચરદાસનો જન્મ ઈ.સ. ૧૮૧૮માં અમદાવાદમાં અંબાઈદાસના પરિવારમાં થયો હતો. તેઓ લશ્કરી અટકથી જાણીતા હતા. તેમના પૂર્વજોનું મૂળ વતન ગુજરાતમાં આવેલ દેવરાસણ હતું. તેમણે શરૂઆતમાં ગુજરાતી કેળવણી ખાનગી શાળામાં અને અંગ્રેજી કેળવણી કેપ્ટન ક્રોપલીનના હાથ નીચે લીધી હતી. કારણ તે વખતે સરકારી શાળાઓની હસ્તી નહતી. તેઓ મરાઠી, હિંદુસ્તાની, ઉર્દૂ અને સંસ્કૃત ભાષા પણ જાણતા હતા. તેમના પિતા શેઠ અંબાઈદાસ પુરુષોત્તમ પેશ્વા, ગાયકવાડ અને બ્રિટિશ સરકારના લશ્કરના અમલદારોને નાણાં ધીરવાનું કામ કરતા હતા. તેથી તેઓ લશ્કરીનું ઉપનામ પામ્યા હતા. પાછળથી લશ્કરને ઘાસ-દાણો પણ પૂરો પાડતા હતા. એમના પિતાના વેપારને લીધે જ શેઠ બેચરદાસે પોતાની મેળે જ ઉપર લખી ભાષાઓનું જ્ઞાન મેળવ્યું હતું. અમરેલી રાજકોટ, ભૂજ, ડીસા વગેરેમાં તેમના પિતાશ્રીએ વેપાર કરેલો છે. તેમનું મૃત્યુ ૯૦ વર્ષ ૧૦ માસની લાંબી જિંદગી ભોગવી ઈ.સ. ૧૮૪૬માં થયું હતું. શેઠ અંબાઈદાસના વડવાઓએ મુસલમાન સરકારની પવિત્રતાથી ચાકરી બજાવેલી, તેના બદલામાં તેમને હાથી એટલે હસ્તી હાથી મલ્લના જેવા બહાદુર એ ઈલકાબ સાથે બે ગામ વડસર અને ડીંગુચા મળેલાં

***પશ્ચાત્ જેના પૂર્વજો, પણ પદવી ઉત્તમ પામ્યા.***
***હાક્યે મે દીધું 'હોથિ' પદ, વધી જગતમાં જશ પામિયા.***

શેઠ બહેચરદાસ પોતાની હિંમત, ધીરજ અને ખંતથી આગળ વધેલા અને પોતાના વેપારમાં નામ ઉજાળેલું ત્યારબાદ તેમણે મિલ પણ નાખેલી ઈ.સ. ૧૮૩૫થી ૧૮૪૫ સુધી મિલીટરી ખાતાની અંગ્રેજી કલાર્કની જગ્યા તેમને મળી હતી ત્યાં નોકરી કરી ઈ.સ. ૧૮૪૬માં તેમના પિતાશ્રીનું અવસાન થતાં નોકરી છોડી દેવી પડી અને પિતાના વ્યવસાયમાં મન પરોવવું પડ્યું પંજાબની લડાઈના વખતમાં અને ૧૮૫૭ના બળવા વખતે એમણે કોન્ટ્રેક્ટર તરીકે કિંમતી મદદ કરી હતી. વળી અંગ્રેજી અને દેશી અમલદારોને નાણાં ધીરનારનું કામ ચાલુ રાખ્યું. તે પછી યુરોપિયન પેઢિયોને નાણાં ધીરનાર દલાલ તરીકે કામ કરી કીર્તિ મેળવી હતી. ત્યારબાદ પોતાની પેઢીની શાંખાઓ, નશીરાબાદ, ધોલેરા વઢવાણ વગેરે સ્થળોએ સ્થાપી. રૂ, અનાજ વિગેરે બહારગામ મોકલવાનો તથા પરદેશથી ધાતુ કાપડ વગેરે માલ મંગાવવાનો વેપાર ચલાવતા, સિવાય અમદાવાદમાં ૧૮૬૪માં કાપડ વણવાનું તથા કાંતવાનું કારખાનું સ્થાપ્યું. જે ઘણા લાંબા સમય સુધી 'બેચરદાસ સ્પિનિંગ અને વીંવીગ મિલ્સ'ને નામે ઓળખાઈ.

ઉમાસિંહ હઠીસિંગ સાથે અફીણનો ચીન ખાતે વેપાર શરૂ કર્યો માણેકચોકમાંથી તેમની હુંડિયો લખાતી. અફીણની એક ઓફિસ નીમચમાં હતી. (મ. પ્રદેશ) હઠીસીંગ પરિવારે આ કમાણીમાંથી હઠીસીંગના દેરા બનાવ્યા જ્યારે લશ્કરીએ મોટા ભાગની કમાણી સમાજસેવાના કાર્યમાં વાપરી તેમણે ૨,૦૦,૦૦૦ રૂપિયાની સખાવત કરી તે સમયમાં ધર્મશાળા દવાખાનું મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજ અને સદાવ્રત સ્થાપ્યા. તેમજ સંસ્કૃત પાઠશાળા અને ગુજરાત કોલેજમાં દાનની મોટી રકમ આપી પ્રાર્થના સભાના મંદિરમાં પણ મોટું દાન આપ્યું. પ્રાર્થના સભાના પ્રમુખ પણ બન્યા હતા. આમ સંસ્કૃત શાળા અને અમદાવાદ ફિમેલ ટ્રેનિંગ કોલેજની હયાતી પણ તેમની ઉદારતાને આભારી હતી.

૧૮૬૧-૬૫માં અમેરિકામાં આંતર વિગ્રહ ચાલતો ગુજરાતમાં રૂના સટ્ટા થવા માંડ્યા. પ્રેમચંદ રાયચંદ સટ્ટાબજારના નેપોલિયન ગણાતા તેમની પણ પાંઘડી ઊડી ગઈ પ્રેમાભાઈ હીમાભાઈ, નર્મદ, અને કવિદલપત પણ આનાથી બાકાત નહોતા ત્યારે બહેચરદાસે પોતાની કુશાગ્ર બુદ્ધિનો ઉપયોગ કરી મિલ ઉદ્યોગ શરૂ કર્યો બેન્કિંગ અને વેપારમાં તે નિપૂણ હતા જ. તે શેરમેનિયાની માયાજાળમાંથી દૂર રહ્યા. તેમને ઉદ્યોગો જમાવવા બેન્કની સ્થાપના પણ કરી હતી. નીચેના કોઠાથી તેનો ખ્યાલ આવી શકશે.

**(૧) અમદાવાદ બેન્ક**

(શેઠ બચેરદાસવાળા)

ઊભી કરનારાઓ શેઠ બેચરદાસ અને શેઠ ઉમાભાઈ હઠીસીંગ વગેરે નોમની થાપણ : ૨૦,૦૦,૦૦૦ તેના દર રૂપિયા, ૨૫૦ના ૮,૦૦૦ શેરો કેટલા ભરાઉનું થાપણ દર શેરે રૂ. ૧૨૫ લેખે ૧૦,૦૦,૦૦૦.

**(૨) બેચરદાસ સ્પિનિંગ એન્ડ વીવિંગ કંપનીએ (બેચરદાસનો ખાંચો)**

ઊભી કરનાર શેઠ બેચરદાસ અંબાઈદાસ વગેરે થાપણ ૪,૦૦,૦૦૦ તેમના શેર બસો ભરાયેલા ૨૦,૦૦૦ આ કંપની રૂ વણવાના તથા કાંતવાના કારખાના માટે ઊભી થાય છે. તેનો સાંચો હજૂ ગોઠવાઈ રહ્યો નથી.

બેચરદાસ, રણછોડલાલની જેમ મીલ નાખવા પહેલાં પત્ર વ્યવહાર શરૂ કર્યો તેમને ખૂબ જ પરિચય હતો વેપારને કારણે જાણીતા હતા. ૧૮૬૭માં તેમની મીલમાં ૧૦ હજાર ત્રાકો, ૧૦૦ સાંચો, અને ૩૦૦ કારીગરો હતા. રણછોડલાલની મીલ માત્ર સૂતર કાંતવાની હતી જ્યારે બેચરદાસની મીલ કાંતવાનું પણ કરતી. ધી બેચરદાસ સ્પિનિંગ એન્ડ વીવિંગ કંપની તરીકે ઓળખાવતા અને તે એક પબ્લીક લિમિટેડ કંપની તરીકે રૂપિયા ૫,૦૦,૦૦૦ની થાપણથી શરૂ થઈ હતી. ૧૮૭૭માં તો તેમની મીલમાં

૧૫,૦૦૦ ત્રાકો, ૧૯૦ સાંચો, ૫૦૦ કારીગરો આ બતાવે છે કે તેમને કેટલી પ્રગતિ કરી હતી.

ઈ.સ. ૧૮૬૨માં અમદાવાદ મ્યુનિસિપાલીટીના કમિશનર નીમવામાં આવ્યા હતા. ઈ.સ. ૧૮૬૬ અમદાવાદ જિલ્લાની લોકલ ફંડ કમિટીના સભાસદ નિમાયા. ઈ.સ.૧૮૬૮માં ફર્સ્ટક્લાસ મેજિસ્ટ્રેટની સત્તા આપવામાં આવી હતી. ઈ.સ. ૧૮૭૩માં તેમને હિંદુસ્તાનના ગવર્નર જનરલ તરફથી રાવબહાદુરનો ખિતાબ આપવામાં આવ્યો અને મુંબઈ સરકારને બાળહત્યા નિષેધ કરવાના કામમાં તેમણે આપેલા મદદના બદલામાં એક સોનાનો ચાંદ આપવામાં આવ્યો હતો. ૧૮૭૦માં ફિમેલ ઇન્ફન્ટીસાઇડ બીલ એટલે કે 'પુત્રી રક્ષકનો કાયદો' લાદવામાં તેમનું મોટું યોગદાન હતું. રાજપુત, ભાટિયા અને પાટીદારો દીકરીએ દૂધપીતી કરતા હતા. તે રોકવામાં આવ્યું. ઈ.સ. ૧૮૭૫માં મુંબઈની લેજીસ્લેટીવ કાઉન્સિલના મેમ્બર તરીકે મુંબઈ સરકારે નીમ્યા. કોટન ફોડ બીલ રજુ કરી જબર દલીલો કરી તેમનું ઇંગ્લિશ અપરકન્ટરીમાં બોલાય તેવું હતું. અંગ્રેજોને પોતાની મીલોમાં રસ હોવાથી તેમનું બીલ ના મંજૂર થયું. સાબરમતીના કાંઠે તેમણે મીલ નાખી હતી. ખંભાતથી તરાપાઓ દ્વારા મીલના સાંચાઓ અને માલ-સામાન લાવ્યા હતા. અમદાવાદનો વેપાર સીધો ખંભાત બંદરે જોડાય તે માટે તેમણે સાબરમતીમાં ફેરી ચલાવવાનો પ્રસ્તાવ મૂકેલો પરંતુ સાબરમતી નદી છીછરી છે તેવું બહાનું કાઢી અંગ્રેજોએ તેમના પ્રસ્તાવ ઉડાડી દીધેલો. કારણ આ વેપાર ચાલુ થાય તો અંગ્રેજોને નુકસાન થાય તેમ હતું.

તેમના કાર્યોની કદર કરી કૃપાળુ મહારાણી કૈસરે હિંદ તરફથી ઓર્ડર ઓફ ધી કમ્પેનિયન ઓફ સ્ટાર ઓફ ઇન્ડિયા (સી.એસ.આઈ)નો માનવંતો ખીતાબ આપ્યો. તેજ વર્ષમાં મુંબઈ યુનિવર્સિટીના ફેલો અને સેનેટની કમિટીના મેમ્બર નીમાયા. તે ઉપરાંત મુંબઈ ગવર્નરે તેમને પોર્ટટ્રસ્ટિસના એક સભાસદ નીમી માન આપ્યું. બી.બી.એન.સી.આઇ. રેલવેના પણ સભાસદ હતા. ઈ.સ. ૧૮૭૭માં હિંદુસ્તાનના વાઇસરોય અને ગવર્નર જનરલ લૉર્ડ લિન્ટને મહારાણી કૈલરેહિંદ થયાં તેની યાદગીરીમાં દિલ્હીના મોટા મેળાવડા વખતે રૂપાનો ચાંદ બક્ષીસ કર્યો હતો.

પોતાના સમય ગાળામાં તેમણે ઘણાં લોકોપયોગી કામો કર્યા. બ્રિટિશ સરકારના અને અનેક રાજવીઓના પ્રીતિ પાત્ર બન્યા. તેમણે ઘણા મંદિરોનો જીર્ણોદ્ધાર પણ કરાવ્યો હતો. તેમના પરિવાર સાથે હરિદ્વાર, અમૃતસર લાહોર, કોટકાંગ્રા, પાણીપત વગેરે પવિત્ર અને વિખ્યાત ઐતિહાસિક સ્થળોની મુલાકાત લીધી હતી. કચ્છ કાઠિયાવાડની પણ સફર કરી હતી.



તેમના સુપુત્ર શેઠ શંભુપ્રસાદ લશ્કરીએ ભારતના મહત્ત્વના સ્થળોની મુલાકાત

લીધી હતી. એટલું જ નહિ પરંતુ 'ભરતખંડનો પ્રવાસ' નામનું પુસ્તક લખ્યું હતું.

લશ્કરી પરિવાર દેશ અને યુરોપિયન ગ્રહસ્થોમાં સારુ સ્થાન પામ્યું હતું.

તેમના અનેકવિધ કાર્યોમાં તેમણે અંગ્રેજોનો બૌદ્ધિક અભિગમ અપનાવ્યો હતો. સામાજિક સુધારા કરવામાં શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ અને પાટડીના રાજા જોરાવરસિંહને મદદ કરી એટલું જનહિ પણ અગ્રેજ અમલદારોનો સાથ મેળવ્યો.

કેળવણી વિષય પ્રવૃત્તિઓ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સંસ્કૃત પાઠશાળા મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજ શાહપુર લાઈબ્રેરી અમદાવાદ સરસ્વતી ઓઢવ, ગુજરાત કોલેજની તજવીજ, સ્વધર્મ સહિત કેળવણી આપવાની નિશાળ અંજુ મને ઇસ્લામ શાળાની પ્રવૃત્તિ, ઈશ્વર પ્રાર્થના મંદિર વગેરે.

સામાજિક કાર્યોમાં રિલીફ ફંડ યોજના અને નિરાશ્રીત સત્તાની સ્થાપના બહેચરદાસ ડિસ્પેન્સરી, સદાવ્રત અને પરદેશમાં સખાવત. ધર્મશાળા જેનું ખાતમુહુર્ત હોનરબેલ ગવર્નર સાહેબના હાથે થયેલું. બાળલગ્ન નિષેધ મંડળ, પુનઃવિવાહ ઉત્તેજન મંડળી. અમદાવાદ નગર પાલિકાના કામો કડવા પાટીદાર કોમમાંથી એક તીથિના લગ્ન અટકાવ્યા. લગ્નના ખર્ચાઓ અટકાવ્યા. વિધવા વિવાહને ઉત્તેજન આપ્યું, પુત્રી રક્ષકનો કાયદો બનાવ્યો. અમદાવાદનો જ્યુબીલી મહોત્સવ, દયાનંદ સરસ્વતીના વિવાદોને અનુમોદન, આર્યસમાજમાં રસ લીધો.

રાવબહાદુર બેચરદાસે માત્ર સ્વજ્ઞાતિની ઉત્કષાર્થે પ્રયાસ કર્યો હતો. તેવું નથી તેમણે સમગ્ર માનવ જાતના કલ્યાણ માટે પ્રયાસ કર્યો હતો.

તેમના કાર્યોને બિરદાવતાં અને સમારંભમાં રજૂ થયેલાં કવિ દલપતરામ રચિત કવિતાઓ તેની સાક્ષી છે.

***ધર્મશાળા ભલી અધિક ધન વાપરી, પૂર્વ દિશાએ પૂર બાર કીધો.***
***રોગ શાંતિક શાળા રૂપાળી રચીય, લોકમાં કીર્તિ તેથી ઘણી લીધી.***
***નારી શિક્ષક નિશાળને કારણે, સોગણા સોગણી દામ દીધા,***
***એટલા દામ કોલેજને કારણે કોડથી આજ બક્ષીશસ કીધા.***
***સ્થાપી શાળા ગીર્વાણ વાણીતણી, તે તણી વાતે પણ છે જ તાજી.***
***અન્નદાતા થઈ અન્ન આપ્યા ઘણા રાંકને તો કર્યા ખૂબ રાજી.***
***કરજદારો ઘણી ગરજથી કરગર્યા, અરજ સુણી કંઈકનાં કરજ કાપ્યાં,***
***પોળવાશી નવીઓપ ઘરની રચી, ભાડું લઈ અલ્પ ઘરબાર આપ્યાં.***
***- કવિ દલપતરામ***



ઈ.સ. ૧૮૭૩માં રાવબહાદુરનો ખિતાબ મળ્યો ત્યારે મેળાવડો યોજાયો હતો. તે વખતે કલેક્ટર બારડોલહતા જેમના નામ પરથી'બારડોલપુરા' જાણીતું બન્યું. અનેક

નામી અનામી હસ્તીઓ આ મેળાવડામાં હાજર હતા.

ક્લેક્ટર સાહેબના ભાષણનો તરજૂમો એમના શિરસ્તેદાર દ્વારકાદાસભાઈએ કર્યો હતો... અમદાવાદ પોતાનાં જાહેરકામ, અને શેઠિયાઓની સખાવતોને વાસ્તે પ્રખ્યાત છે.

પ્રેમાભાઈ અને હઠીસીંગ, તેમજ મગનભાઈ અને હરકોર શેઠાણીનાં પ્રતિષ્ઠિત નામ દેશવિદેશમાં ફેલાયેલાં છે. અને દલપતભાઈ ભગુભાઈ, અગર જો થોડાં પ્રસિદ્ધ થયેલાં છે. તો પણ એમ નથી કે, તેમણે કાંઈ કરવામાં બાકી રાખી છે.

આ શહેરના સજ્જનોની યાદીમાં આપણા નવા રાવબહાદુર બેચરદાસનું નામ પણ મજેથી વપરાશે. મને કહેવાથી ખુશી થાય છે કે **તેમણે દેશ તથા જાતનો ભેદ નહિ ગણતાં લીવરપુલમાં પણ આંધળા લૂલાંઓની સંસ્થાને રૂ. ૫૦૦૦નું દાન આપી ચૂક્યા છે.**

રા.વ. બહેચરદાસનો પ્રત્યુત્તર

મેહરબાની ક્લેક્ટર સાહેબે અંગ્રેજીમાં ઘણું સારું ભાષણ કર્યું હું ગુજરાતી ભાષામાં બોલવાની રજા લઉં છું જેથી બધાને સમજાય.... સર્વથા મારા મનમાં ઈશ્વરે પ્રેરણા કર્યાથી, મારા પોતાના તથા મારા દેશ કે પરદેશી લોકોને સારુ પરમાર્થ કાર્ય કર્યા છે, પણ અસંખ્યાત પ્રદેશ સરકારથી કાંઈ માન મેળવવા કે માગવા કર્યું નથી, સત્ય મન, વચન, કાયાથી અને શુદ્ધ અંતઃકરણથી કર્યું છે તે વિષે કહું તે સાહેબો સાંભળો તેમણે જે કાર્યો કર્યા તે પ્રેરણા મળવાથી કર્યા હતા તેની લાંબી નોંધ લેતા નથી

બેચરદાસે દવાખાના વિશે કહ્યું - એક વખત મારો કબીલો મરણ તુલ્ય મંદવાડમાં પડ્યો હતો. તેને દવા કર્યાથી ઈશ્વરકૃપાએ આરામ થયો. ત્યારે મારા મનમાં વસ્યું કે દવાખાનું કરવું સારું છે. તેથી કર્યું છે. હાલ ઘણા વરસનાં ભારે મંદવાડીઓ, દેશી અને પરદેશી, વેગળેથી આવે છે. પથરીઓવાળાંને હાથપગ સડી ગયેલા દર્દવાળાં ઘણાં માણસો સ્ત્રીઓ અને બચ્ચાઓને આરામ થવાથી ખુશી થતાં જોઈ, મને આનદ થાય છે. તેમણે શહેરની સુખાકારી અને આરોગ્ય માટે લીધેલો શ્રમ અપૂર્વ હતો. આ દવાખાનું સરુ કરવામાં તેમણે ભારે સખાવત કરી હતી. એટલું જ નહીં પણ લુણાવાડામાં રૂ. ૧૨૦૦૦ની સખાવત આપી ધર્માદા દવાખાનું ખોલ્યું હતું. તેમણે દર્દીઓના ખોરાક અને દવાઓ મફત મળે તે માટે રૂ. ૫૦,૦૦૦ જુદા મૂક્યા હતા તેના વ્યાજમાંથી દર્દીઓને મફત સેવા આપવામાં આવતી. ગરીબો માટે અથવા તેમની સવલતો માટે આ દેશમાં જ્યારે કોઈ કાયદો નહતો ત્યારે માત્ર મનુષ્ય માત્રની સેવાના ખ્યાલથી રા.બ. બેચરદાસે દવાખાનું શરૂ કર્યું હતું. તેમાંથી જે દર્દીઓ દુઃખ દૂર કરી

નીકળતા તે જોઈ તેમના આત્માને શાંતિ થતી. કલેક્ટર બોરોડોલે, મેજર વેલ્સ, એલ્ફીસ્ટન, ફોસ્ટે રીડ જેવા અંગ્રેજી અમલદારોએ તેમની ભારે પ્રશંસા કરેલી છે.

*બહાદુર બહેચરદાસ પામી સઉનો પ્રેમ રસ*
*વશીકડવા કૂળ વાસ, મીઠો થયો મનુષ્યને.*

**પાટડીના રાજવી શ્રી જોરાવરસિંહજીનો સુધારા તરફનો અભિગમ :**

કડવા પાટીદાર શુભેચ્છક સમાજની રચના પહેલાં થોડાક સુધારકોએ - તેમાં ખાસ કરી પાટડીના રાજવીઓ અને વીરમગામના દેસાઈઓએ સુધારાની પહેલ કરી હતી, એટલું જ નહિ પણ પાટડી સંસ્થાન ખાતે જ્ઞાતિના આગેવાનોની સભાઓ પણ બોલાવી હતી. વીરમગામ સુધારાનું ચેતના કેન્દ્ર બની ગયું હતું.

કડવા પટેલોમાં દૂધપીતી કરવાની ચાલ, બાંધ્યાવિવાહ, કન્યાવિક્રય, ગોળપ્રથા, કુલીનશાહી જેવા કુરિવાજોને કારણે ગરીબ પાટીદારની કન્યાઓને પડતો ત્રાસ, દેસાઈ અને અમીનોને કન્યાઓ દેવા જેટલી છૂટ. આ બધા સામાજિક કારણોથી પટેલોની જે અધોગતિ થઈ રહી હતી તેની ચોંકાવનારી વિગતો અને કથળેલા સામાજિક માળખાનો ચિતાર તે વખતના ધર્મમૂર્તિ પાટડી દરબારશ્રી જોરાવરસિંહજી સાહેબને પહોંચાડવામાં આવી તેથી તથા બીજા પણ કેટલાંક કારણોથી જ્ઞાતિની દાઝદિલે ધરી **તેઓશ્રીએ સને ૧૮૬૯ના ફેબ્રુઆરી માસમાં પોતાના પાટનગર પાટડી મુકામે જ્ઞાતિ તેડાવી. લગભગ ચાલીસ હજાર માણસોની જંગી સભા મળી અને જ્ઞાતિ સુધારાના ઠરાવો કર્યા જેનું સવિસ્તર વર્ણન નીચે આપવામાં આવ્યું છે.**

**પાટડીનું સંસ્થાન : દરબારશ્રી જોરાવરસિંહજીએ કરેલા કડવા કણબીની જ્ઞાતિમાં દીકરીઓના સંરક્ષણ સારુ નિયમો**

દરબારશ્રીએ જ્યારે સર્વ હકીકત જાણી ત્યારે તેમણે બેચરદાસને ભલામણ કરી પોતાની વગનો અમલદારોમાં ઉપયોગ કરી કડવા કોમ માટે કેટલાક કાયદાઓ બ્રિટિશ સરકાર પાસે કરાવવા આગ્રહ કર્યો. તેમણે દરબારશ્રીને આ બાબતમાં પૂર્ણ સહકાર આપ્યો. બંનેએ મળી કેટલાક કાયદાઓ કરાવ્યા જે કણબીઓના વિકાસ માટે ઉપયોગી નીવડ્યા. આપણે કડવા પાટીદાર જ્ઞાતિ સુધારણાની પ્રવૃત્તિમાં તે સમયગાળામાં કામ કરનાર બે વિભૂતિઓ દરબારશ્રી જોરાવરસિંહ અને બેચરદાસ લશ્કરી તરફ આપણું ધ્યાન જાય છે, પરંતુ અત્રે આપણે એ વાતની નોંધ લેવી જોઈએ કે કડીના અમીનો (ગોઝારિયાના અમીનો)માં મૂળ પુરુષ નંદલાલ પ્રેમજીભાઈ અમદાવાદમાં વજીપરામાં રહેતા હતા. બાબી સરકારે તેમને 'અમીન'નો ખિતાબ આપ્યો હતો. તેઓ સંવત ૧૮૧૩માં અવસાન પામ્યા. તેમના પુત્ર કલ્યાણજીમાં પિતાના ગુણ ઊતર્યા હતા. અને ગાયકવાડ સરકારમાં તેમની બોલબાલા હતી. કડી પરગણામાં તેમની હાક હતી.

શ્રીમંત આનંદરાવને તેઓએ મદદ કરી મલ્હારરાવની સામે કડીનો કબજો મેળવવાનું આ યુદ્ધ થયું હતું. બીજી બાજુ અંગ્રેજી મુંબઈના ગવર્નર મે. ડન્કન પણ લશ્કરી મદદ લઈને આવ્યો. **કલ્યાણજીભાઈની વ્યૂહરચનાથી તે ખુશ થઈ ગયો. કડીનો કિલ્લો લેવામાં તેઓએ વીરતા બતાવી અને નામના મેળવી. આ રાજભક્તિ માટે તેમને ખૂબ ઈનામ અને ગામ મળ્યાં. પોતાને ત્યાં લગ્ન હતાં ત્યારે શ્રીમંત સરકારને આમંત્રણ કરેલું તેથી દીવાન બાબાજી આપાજી પધાર્યા હતા તે વખતે કલ્યાણજીએ પહેરામણીમાં એ માગ્યું કે અમારી જ્ઞાતિમાં લગ્નદીઠ રૂ. ૧। લેવાય છે તે માફ કરો. પછી તે સદાને માટે માફ થયો.**"

આ ઉપરથી સુધારાની શરૂઆત કલ્યાણજીએ કરી તેમ કહી શકાય. **આ વાત ઈ.સ. ૧૮૧૧ના અરસામાં બની હતી.**

પાટડી સંસ્થાન કડવા કણબીઓના રાજવીનું સંસ્થાન અને વસો (પહેલા ઢસા હતું) લેઉવા કણબીઓનું તાલુકાદારી ગામ હતું. વીરમગામ દેસાઈ ભૂખણદાસથી જાણીતું બનેલું હતું.

પાટડી સંસ્થાનની સ્થાપના વિશે કેટલીક દંતકથાઓ ચાલે છે. છતાં અણહિલવાડના ચાવડા અને સોલંકી રજપૂત રાજાઓનાં નામ સાથે અહીંના કિલ્લાનો ઈતિહાસ જોડાયેલો છે. આ પ્રદેશ ઝાલાવાડ નામે ઓળખાતો. બોમ્બે ગેઝેટિયર વો. ૪, પાના ૩૪૫ અને રાસમાળા-ભાગ-૧ તેમજ બો. ગેઝેટિયર, વો. ૧ (અ. નં. ૩૩૭-૩૩૪૫૨) આ અંગે માહિતી આપેલી છે. પાટડીમાં દેસાઈઓની વંશાવળી શરૂ થઈ તેમાં ધ્રાંગધ્રામાં વકીલાત કરતા અમરસિંહ દેસાઈભાઈ (જ્ઞાતિ આખ્યાનકાર) તેમજ જીભાઈ કેવળદાસ આ ખાનદાનના વારસો છે.

દેસાઈશ્રી વખતસિંહજીની કારકિર્દી ઘણી ઊજળી હતી. ૧૮૨૮ની લડાઈઓને કારણે પાટડી સ્ટેટ આર્થિક રીતે નબળું પડી ગયું. ત્યારબાદ કુંવર હરિસિંહજી સં. ૧૮૮૫માં ગાદી પર આવ્યા. દેસાઈ હરિસિંહજીને સંતાન ન હતું, એટલે તેમની રાણીઓએ ખટપટ કરી પણ ફાવ્યાં નહીં, એટલે તેમણે રાજ્યના અગત્યના કાગળો બાળી નાખ્યા. તેમના ભાઈ કુબેરસિંહજી ગાદી પર આવ્યા. તેમના અવસાન પછી દેસાઈ જોરાવરસિંહજી ગાદી પર આવ્યા જે ધર્મપ્રિય અને પ્રજાપ્રિય હતા, સુધારાવાદી હતા, શિક્ષણના ખૂબ હિમાયતી હતા. તેઓએ તે જમાનામાં ગુજરાત કોલેજમાં રૂ. ૧૦,૦૦૦નું દાન આપેલું હતું. કુલીનવર્ગમાં તે જમાનામાં કન્યાઓ દેવાથી ખૂબ ખર્ચાઓ થતા એટલે તેઓએ સુધારા કરવા ન્યાત બોલાવી હતી. તેઓ ૧૮૭૫માં અવસાન પામ્યા. ત્યારબાદ તેમના પુત્ર હિંમતસિંહજી ગાદી પર આવ્યા જે બાહોશી માટે જાણીતા હતા અને ઉત્તમ અશ્વપારખુ હતા. ઈ.સ. ૧૮૮૪માં તેઓનું અવસાન

થયું હતું. તેમને સંતતિ ન હતી. તેમના ભાઈ ત્યારબાદ નામદાર સૂર્યમલસિંહજી ગાદી પર આવ્યા, તેમણે પણ દાનનો મહિમા ચાલુ રાખ્યો. વિક્ટોરિયા જ્યુબિલીના પ્રસંગે તેમણે ખૂબ ખર્ચ કર્યો તેમજ રાજવીઓ અને તાલુકાદારોને મિજબાની આપી હતી. દરબાર બોર્ડિંગ પણ બંધાવવા દાન આપ્યું. કૂવા, દવાખાનાં, નિશાળ, તળાવો, ધર્મશાળાઓ બંધાવી હતી. દુકાળમાં પણ તેમણે ખૂબ રકમ આપી હતી. તેઓએ પણ તેમના પૂર્વજોની જેમ સંવત ૧૯૬૮ (૧૯૧૨)માં જ્ઞાતિ મેળાવડો કરી લગ્ન આગેવાનોને બોલાવી લગ્નની તકરારોમાં જણાવી દીધું કે હવે લગ્નની મર્યાદા છૂટી થઈ ગઈ છે માટે વિચાર સુધારો કરવાની જરૂર છે. 'શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મંડળ'ની સ્થાપના માટે પંદર હજાર રૂપિયા તેમણે આપ્યા હતા.

**કડવા કણબીની જ્ઞાતિમાં દીકરીઓના સંરક્ષણ સારુ નિયમ :**

પાટડીના દરબાર શ્રી જોરાવરસિંહજીને ત્યાં સમસ્ત કડવા પાટીદારો એકઠા થયા તેમાં બેચરદાસ લશ્કરી પણ હતા. તે વખતે જે કામકાજ થયું તેનો રેકોર્ડ પાટડી સંસ્થાનની લાઈબ્રેરીમાં સચવાયેલો છે જે પાછળથી તા. ૧લી ફેબ્રુઆરી ૧૮૬૯માં બે ચોપડીઓ રૂપે છપાયો હતો, એકમાં નામદાર દરબાર સાહેબનું ભાષણ અને અમદાવાદ તરફની જ્ઞાતિએ કરેલા ઠરાવો, અને બીજામાં કાઠિયાવાડના કડવા પાટીદારોએ જ્ઞાતિ સમસ્ત કરેલા ઠરાવો છાપવામાં આવ્યા છે, પરંતુ અહીં તેની મૂળ ભાષામાં જ રજૂ કરવામાં આવ્યા છે. **આ નિયમો ઘડવામાં અને પાછળથી તેનો અમલ કરાવવામાં બેચરદાસે ખૂબ પ્રયત્ન કર્યો હતો.**

**ભાષણ**

હમે પાટડી દરબાર શ્રી જોરાવરસિંહજી કુબેરસિંહજી સરવે આપણી મોટા જ્ઞાતિના ભાઈઓની આગના માગી નાત સમસ્ત પ્રત્યે ભાષણ નમનતાઈથી કરીએ છીએ. જે આપણી નાત રૂપી ગંગા તેડાવી તેનાં દરશન કરવાનો હમોને ઘણા દિવસથી મનોરથ હતો તે પૂરત કરવા આજરોજ તમો સરવે કિરપા કરી હમારે ઘેર પધારી હમોને દર્શન આપી પાવન કરી તેથી હમો પાવન થયા ને સઘળાને વિનંતી કરું છું જે :–

૧. આપણે સરવે ભાઈઓ એક સરખી પદવીના છીએ. નહાના-મોટાં કોઈ નથી. તેમ છતાં ઊંચાનીચા કહેવામાં આવે છે તેથી દીકરીઓનું સમરક્ષણ થતું નથી તે ભારે ખરાબી થવાનાં કારણો મારી સમજ પ્રમાણે હું જાહેર કરું છું તે વિશે સરવે ભાઈઓએ ધિયાન આપી થતી ખરાબીને બંધ કરવા ઇલાજ કરવો જોઈએ ને ઊંચા-નીચાપણું કાઢી નાંખી સરવ એકસરખી રીતે વરતવું જોઈએ.


૨. પહેલું એ જે આપણી નાતમાં ગોળ બંધાઈ માથા સાટે માથું કંના દેવી એ ઘણું અઘટિત છે તે ચાલ બંધ થઈ આપણા વડીલોથી પરમપરા ચાલેલા ધારા

પ્રમાણે ચાલવું જોઈએ.

૩. આપણી નાતમાં બીજે ઠેકાણે કંના વિકરે કરી એટલે કંનાના પૈસા લે છે એવું સાંભળવામાં છે એ મોટો અધરમ છે તે ચાલ કાહાડી નાંખવો જોઈએ.

૪. આપણી નાતમાં વગર કારણે કંના છાંડે છે તેથી ઘણાં માઠાં પરિણામ નીપજે છે તે ચાલ બંધ કરવો જોઈએ.

૫. આપણી નાતમાં નાતરાં કરવાનો જે ચાલ છે તે પૂરવેથી ચાલતો આવ્યો છે, પરંતુ હાલમાં આપણા ધરમશાસ્ત્રની રીતનું ઉલંઘન કરી બિનઅપરાધે નાતરાં કરે છે એ ખરાબીનું મૂળ છે તેનો સુધારો થવો જોઈએ. બાયડી વરસ ૨૫ સુધી ઉંમરની થયા છતાં તેને ફરજંદ ન થતું હોય કિંવા રોગ વગેરે કારણથી ગૃહસ્થાશ્રમ ચલાવાને અશક્ત થઈ વગેરે પાકા કારણ વિના તેને છાંડી નાતરું કરવું ન જોઈએ ને કારણસર કરવું પડે તો તે બાઈના ખોરાક-પોશાક વગેરેનો બંદોબસ્ત તે જિલ્લાની નાતિના મુખીય માણસના અનુમત લેઈ થવું જોઈએ.

૬. આપણી નાતમાં વરનો ચાંલ્લો કેટલે એક ઠેકાણે લેવાય છે તે ચાંલ્લે ઓછોવધતો લેવાથી નાતમાં ઊંચાનીચાપણું ઘણું થઈ પડે છે. તે દુર કરવાનો એકસરખો વહીવટ ચલાવા ચાંલ્લા આપવા-લેવાનો એક નીમ થવો જોઈએ.

૭. આપણી નાતમાં વેવાઈ-વેવાણને તેડીને તેનાં સગાંવાહલાંને જોઈ રૂપૈયા આપવાનો જે ચાલ ફેલી ગયો છે તેમાં ઘણી તરેહના વાંધા આવી કંનાને સાસરે વોળાવા-તેડવામાં નડતર થઈ ખરાબી થાય છે તેનો નીમ થવો જોઈએ.

૮. આપણી નાતમાં સગાઈ કરી રૂ. ૧ તથા સોપારી ૭ આપે છે. પછે વગર કારણે તે સગાઈ તોડે છે તે ન થવાનો બંદોબસ્ત થવો જોઈએ.

૯. આપણી નાતમાં લગ્ન કિંવા નાતરું થાય તે કંના તથા પુરુષ આપણી સ્વજ્ઞાતિનાં છે એવી ઠેકાણે ઠેકાણેના નાતના મુખીય માણસની વીદમાન ખાતરી કરી લીધા વગર ન થવું જોઈએ.

૧૦. આપણી નાતમાં ફૂલને દડે પરણાવાનો કેટલેક ઠેકાણે હાલ વહીવટ થઈ પડ્યો છે તથા બાઈ વર કરે છે અને કુંવારી કંના રાખે એ ખરાબ ચાલ બંધ થવો જોઈએ.



૧૧. આપણી કુળદેવી ઉમિયા માત છે તે સરવ લોકો પોતાના કલ્યાણ અરથે તેની પ્રાર્થના કરવાને એક દિવસ નક્કી ઠરાવી તે દિવસે દર વરસે માતાની ઉજાણી ઠેકાણે ઠેકાણે થવાને મુકરર થવું જોઈએ, તથા એ દેવીના પૂજા વગેરે ખરચને સારુ કાંઈ ઊપજ થઈએ રસતે ખરચ થવાનો બંદોબસત ન થવો જોઈએ. મારા વિચારમાં દર વરસે મહાસુદ ૫ ના રોજ ઉજાણી થાય એવો મનોરથ છે, ને તે દિવસે ખેતી

વગેરેનાં કામ ન થતાં બળદને ધોંસરી મૂકવી નહીં તે બાબત વિચાર થવો જોઈએ.

ઉપર પ્રમાણે મારી વિનંતી ઉપર સરવે ભાઈઓએ ધિયાન આપેથી હું મોટો ઉપકાર માની લેઈશ એ જ વિનંતી.

**કઈડવા કણબીની જ્ઞાતનો વધારો :**

કઈડવા કણબીની જ્ઞાતનો ભારે સમુદાય છતાં કંનાઓની ભારે ખોટ થઈ પડી છે, અને પોશ તેરશને ૧૮૪૮ની સાલમાં અમદાવાદ જિલ્લાના માજિસ્ટરેટ આજમ ફાસટ સાહેબે ધારા બાંધી સરકારની મંજૂરી સાથે તા. ૭મી નવેમ્બર સન ૧૮૫૦ના રોજ જાહેરનામા કહેલા તે પ્રમાણે કોઈ લોક ચાલા નહીં, તેથી પાટડીના દરબાર શ્રીજોરાવરસિંહજી કુબેરસિંહજીએ આપણી જ્ઞાતિનો મેળો સંવત ૧૯૨૫ના મહા વદ ૫ ને રવૈઉના રોજ કરી ભાષણ કરવા ઉપરથી સરવે માણસો કબૂલ થઈ નીચે લખેલા પ્રમાણે સુધારો કરવાને નક્કી ઠરાવ્યું છે :

૧. કલમ પહેલી જ્ઞાતિના લોકોએ ગોળ બાંધી પોતાના જ ગોળમાં કન્યાઓ લેવાદેવાનો વહીવટ પડ્યો છે, તે બંધાયેલા ગોળ આજરોજ તોડી નાખ્યાં છે, માટે પોતપોતાની ખુશી પ્રમાણે કંનાઓ લેવી દેવી તેમાં કોઈ માણસે હરકત ઈજા કરવી અગર કરાવવી નહીં.

૨. બીજી કલમ કોઈ માણસે માથા સાટે માથું એટલે સાટાંપેટાં તથા તરેખલાં કરવા નહીં, તથા બાંયવર કરવી નહીં તથા દિવસ ૪૫ની વયની દીકરી કુંવારી રાખવી નહીં, અને નીચે લખેલા કારણ સિવાય કોઈ કંનાને ફૂલના દડે પરણાવવી નહીં.

(૧) કોઈ દીકરી લૂચી, લંગડી અગર બીજી મુખીય હરકત ભરેલા કારણથી તે દીકરીને પરણાવવાનો ઈલાજ ચાલે તેમ નહીં હશે તો ઠેકાણા ઠેકાણાના મુખીય માણસોની રજા લઈને દીકરીની લગ્ન કીરીયા ફૂલને દડે કરવાની પરવાનગી છે.

(૨) કોઈ દીકરી અથવા દીકરો દિવસ ૪૫ની અંદરની ઉંમરનો હશે તો તેને પરણાવવો નહીં, એટલે આપણાં શાસ્ત્રની હરકત દૂર થશે.

૩. ત્રીજી કલમ કોઈ માણસે કંના વિકરે એટલે કંના દેવા બદલ કાંઈ રૂપિયા અગર કીમતી વસ્તુ લેવી નહીં.

૪. ચોથી કલમ કોઈ પરણેત અગર નાતરાની ઓરતને પાકા કારણ સિવાય તજવી નહીં તથા છાંડવી નહીં તેમજ ફારગતી આપી બીજે ઠેકાણે ઠામ બેસવા જવાની પરવાંગી આપવી નહીં, પણ હેવું ઠરાવ્યું છે કે નીચે લખેલા કારણથી બીજી કોઈને કરવી પડે તો તે પ્રથમની સ્ત્રીને ધાન કપડાં વિશે તે સ્ત્રી સ્વધરમથી વરતે તાં લગણ તે સ્ત્રીના ખાવીંદે બંદોબસ્ત કરી આપવો એટલે કરીમિનલ પ્રોસીજર બાબ ૨૧ની હરકત દૂર થશે.

(૧) કોઈ સ્ત્રી વરસ પચીશની ઉંમરની થઈ ગયા છતાં કાંઈ ફરજન નહીં થતું હશે તો તે સ્ત્રીના ખાવીંદને બીજી સ્ત્રી કરવાની પરવાનગી છે.

(૨) કોઈ સ્ત્રી લૂલી, લંગડી, આંધળી વગેરે હરકત ભરેલા કારણવાળી હશે તો ઠેકાણે ઠેકાણેના મુખીય માણસોની અનુમતથી પચીસ વરસના અંદરમાં પણ તે સ્ત્રીના ખાવીંદને બીજી સ્ત્રી કરવાની પરવાનગી છે, અને વિધવા સ્ત્રીને નાતરું કરવાની છૂટ છે.

૫. પાંચમી કલમ કોઈ માણસે સચુડી-એટલે સ્ત્રીનો ખાવીંદ હયાત છતાં તે સ્ત્રીને બીજો પુરુષે સ્ત્રી દાવે રાખવી નહીં, કે જેથી કરીને પિનાલકોડના બાબ ૨૦ની હરકત દૂર થશે.

૬. છઠ્ઠી કલમ લગન કીંવા નાતરું કરતી વેળા વર અથવા બહુ આપણી સ્વજ્ઞાતિના છે, એવી સંપુરણ ખાતરી કરવી કેમકે તેથી કરી પિનાલ કોડની હરકત દૂર થતાં શાસ્ત્રની મર્યાદા બરાબર રહેશે.

૭. સાતમી કલમ સગાઈ કરીને ચાંલ્લો કરતી વેળાએ રૂ. ૧ તથા સોપારી (૭) કંના તરફથી વર તરફ આપવા તે કરતાં જાસતી આપવું અગર લેવું નહીં, અને નીચે લખેલા કારણ સિવાય થયેલી સગાઈ તોડવી પણ નહીં.

(૧) સગાઈ થયેલી દીકરી અથવા દીકરો લૂલું, લંગડું અથવા આંધળું થાય તો ઠેકાણે ઠેકાણેના મુખીય માણસ રજા આપે તો તે સગાઈ તોડવાને હરકત નથી.

૮. આઠમી કલમ કોઈ પુરુષ રોગ અથવા બીજા કારણથી ગૃહસ્થા ધરમ ચલાવવાને અશક્ત હશે તો તે પુરુષે તથા તેની સ્ત્રીએ ઠેકાણે ઠેકાણેના મુખીય માણસોના અનુમત પ્રમાણે વરતવું.

૯. નવમી કલમ જ્ઞાતિમાં વરનો ચાંલ્લો વગેરેનો નીમ સને ૧૮૪૮ની સાલમાં ઠરો છે, તે આધારે એક જ ઠરાવ કરવામાં આવે છે કે, જેથી કરીને ઊંચ ને નીચપણાની શંકા દૂર થશે.

(૧) લગ્નનો ચાંલ્લો રૂ. ૧ (એક)થી તે રૂ. ૧૯૯ (એકસો ને નવાણું) સુધી કંના તરફથી વર તરફ આપવા અને તે મુજબ વર તરફ લેવા તેમાં તકરાર કરવો નહીં, ને સગાઈ થયા પછીથી તે લગન થતાં સુધી કંનાની સાસુ-સસરા વગેરેને માટલી વગેરે હરેક બાબતના રૂપિયા આપવા પડે તે ચાંલ્લાની ઠરેલી રકમ પૈકીના જાણવા તે સિવાય જાસતી લેવું અગર દેવું નહીં.



(૨) લગન થતી વખતે વરઘોડામાં નાળિયેર વગેરે જે ઠેકાણે અપાતું હશે તે ઠેકાણે રૂ. ૧થી તે રૂ. ૧૦ સુધી કંના તરફથી વર આપવા, પણ એવું ઠરાવ્યું છે કે જે ઠેકાણે તે ચાલ નથી તે ઠેકાણે કાંઈ આપવું નહીં, અગર રૂ. ૧૦ની અંદર ગમે

તેટલી ઓછી રકમ જે ઠેકાણે અપાતી હશે તે ઠેકાણે તે જ પ્રમાણે આપવી પણ ઓછી રકમવાળાનો હક રૂ. ૧૦ સુધીનો આ કલમથી સમજવો નહીં.

(૩) લગનનું મુસાળું કરવાનો જ ઠેકાણે ચાલ હોય તે ઠેકાણે રૂ. ૧થી તે રૂ. ૧૦ સુધી મુસાળું કરવું. તે ઉપરાંત રકમનું મુસાળું માગવાનો કોઈનો હક નથી, પણ જે ઠેકાણે ઉપરની રકમની અંદર ગમે તેટલી ઓછી રકમનું મુસાળું કરવાનો ચાલ હશે તો તે ચાલ પ્રમાણે કરવું. વળી જે ઠેકાણે બિલકુલ મુસાળું કરવાનો ચાલ નથી તો તે ઠેકાણે આ કલમથી મુસાળું કરવાનો ચાલ થયો એમ સમજવું નહીં.

(૪) લગન થતી વખતે છેડો-પકડામણીનો રૂ. ૧ (એક)થી તે રૂ. ૧૦ (દસ) સુધી કંના તરફથી વર તરફ આપવા પણ તે ઉપરાંત વધારે રકમ લેવાનો વરનો હક નથી. પણ એવું ઠરાવું છે કે જે ઠેકાણે ઉપરની રકમની અંદર ગમે તેટલી ઓછી રકમ લેવાનો ચાલ હશે તે ઠેકાણે તે ચાલ પ્રમાણે વરતવું અને જે ઠેકાણે બિલકુલ ચાલ નથી તે ઠેકાણે આ કલમથી ઠરાવ થયો એમ સમજવું નહીં અને વર તરફથી કંના તરફ ઓઢણી આપવાનો જે ઠેકાણે ચાલ છે તે ઠેકાણે જેટલી રકમ આ કલમ મુજબ વર તરફ લીધેલી હશે તેટલો જ રકમ કંના તરફ આપવી.

(૫) મહી માટલાના કંનાનો બાપ વરવાળાને દર સેંકડે ચાંલ્લાના ઠરેલા આંકડાના રૂ. ૫ (પાંચ) પ્રમાણે આપવા.

(૬) પૂરતના કરી વરવાળાને વિદાયગીરીના કંનાના બાપ રૂ. ૧ (એક)થી રૂ. ૫ સુધી આપે.

(૭) પગે પરણાના રૂ. ૧ (એક)થી તે રૂ. ૭ (સાત) સુધી કંના તરફથી વર તરફ આપવા પણ જે ઠેકાણે તે હક લેવાનો ચાલ નથી તે ઠેકાણે આપવા નહીં. વળી ઉપર કહેલી રકમની અંદર ગમે તેટલી ઓછી રકમ લેવાનો જે ઠેકાણે ચાલ હશે તે ઠેકાણે તે ચાલ પ્રમાણે રકમ લેવી.

(૮) સીમંત થયા પછી કંનાને બાળક અવતરે પછી ઝીઆયડાને આણે રૂ. ૧(એક)થી તે રૂ. ૧૧ (અગિયાર) સુધીનો રકમ લૂગડાં મળી વિદાય કરે તે બાબત જાસતી માગવાનો વરવાળાને હક નથી.

(૯) ઠોઈ સ્ત્રીને સાસરે વળાવ્યા પછી તે સ્ત્રી મરણ પામે તો તેના બાપ તરફથી થયેલું ઘરાણું તથા લૂગડાં તે સ્ત્રીને કાંઈ ફરજન ન હોય તો તે સ્ત્રીના બાપને આપવાં.



(૧૦) દસમી કલમ આપણી નાતમાં ઠેકાણે ઠેકાણે મુખીય પટેલિયા નાતભાઈઓએ ઠરાવી તેના નામની ઇયાદિ દેસાઈશ્રી પાસે મોકલવી કે તે મંજૂર કરશે. અને જ્યારે કોઈ પટેલનું નામ ફેરફાર કરવાની જરૂર પડે તૈયારે પણ દેસાઈશ્રીની મંજૂરી લઈ કરવું.

(૧૧) અગિયારમી કલમ : આ ઠરાવથી જે માણસો ઊલટી રીતે ચાલશે તે દૂર એક માણસને વરસ ૫ની મુદત સુધી નાતબહાર મૂકવા તથા પંચનો નજરમાં આવે તે ગુનેગારો લેવા અથવા એ બેમાંથી ગમે તે ઠરાવ કરવાને ઠેકાણે ઠેકાણેના મુખીય પટેલિયા મુખતિયાર છે પણ તે ઉપર બેરાજી થઈ દરબારશ્રીને જાહેર કરેથી ઠરાવમાં કામ જાતે કરવાને તથા ફેરફાર કરવાને તથા રદ કરવાને પાટડી દરબારશ્રીને અધિકાર છે અને આવી બાબતમાં જે રકમ લહેણી થાય તે વસૂલ કરવા સારુ ઠેકાણે ઠેકાણેના મુખીય પટેલિયા તથા પાટડી દરબારશ્રીનો સરકારમાં ફરિયાદ કરી અગર હરેક રીતે વસૂલ કરવાનો હક છે.

(૧૨) બારમી કલમ અગિયારમી કલમમાં બતાવેલી રકમ વસૂલ થયેથી તે રકમના ચોથા હિસ્સાના રૂપિયા કુળદેવી માતા ઉમિયાજીના મંદિરમાં ધરમાદા વગેરેમાં વાપરવા. પાટડી દરબારશ્રી તરફ મોકલવા, અને નાતના રૂપિયા ઠેકાણે ઠેકાણેના મુખીય પટેલિયાઓએ નાતના સુધારામાં વાપરવા પણ તેનો બરાબર હિસાબ રાખવો.

(૧૩) તેરમી કલમ આ ઠરાવ પ્રમાણે ઠેકાણે ઠેકાણેના મુખીય પટેલિયાઓએ કરેલા ઠરાવ ઉપર તકરાર પડેથી અગર બીજા હરેક કારણથી પાટડી દરબારશ્રી ફેંસલો કરશે તે આખરનો સમજી એ ઉપર કોઈની તકરાર ચાલશે નહીં.

(૧૪) ચઉદમી કલમ આ નાતના સુધારાના કામમાં આ ઠરાવ સરકારમાં નોંધાવી જે મદદ લેવાની જરૂર હોય તે પાટડી દરબારશ્રીએ લઈ સંપૂર્ણ બંદોબસ્ત કરે તથા હવે પછી નાતના સુધારામાં જે જે બાબત વાજબી અને જરૂર જણાય તે તે બાબત વધારવાને તથા ઓછી કરવાને પાટડી દરબારશ્રીને સ્વતંત્ર પરવાનગી આપીએ છીએ અને તે પાટડી દરબારશ્રી જે પ્રમાણે કરશે તે અમો કબૂલ કરી તેમનો મોટો આભાર માનીશું.

(૧૫) પંદરમી કલમ માહા વદ ૫ વાર ગરેઉના રોજ જ્ઞાતિના ભાઈઓની મુલાકાત પાટડી દરબારશ્રીએ લીધે ને જ્ઞાતિના તમામ ભાઈઓએ નાતના સુધારાની ઈચ્છા બતાવી સ્ટાંપના કાગળ ઉપર સહી સાથે દસ્તાવેજ કરી આપો છે. માટે તે દિવસે માતાજી ઉમિયાજીની ઉજાણી જ્ઞાતિના તમામ માણસોએ કરી ખુશીમાં રહેવું ને ખેતી વગેરે ધંધા રોજગારનું કામ બંધ રાખી ઈશ્વરનું ભજન કરવું.

(૧૬) સોલમી કલમ આ બાબતના નાતના સરવે ભાઈઓએ સ્ટાંપના કાગળ ઉપર દસ્તાવેજ કરી આપેલો છે. તેની આ નકલ સરવે લોકોમાં જાણ થવા સારુ છપાવી પરગટ કરવામાં આવી છે.



(૧૭) સતરમી કલમ ઊંઝામાં માતા ઉમિયાજીનું મંદિર બાંધવા માંડેલું અધરું છે. તે પૂરું થવા સારુ આપણા ભાઈઓએ મદદ આપવાનું ધ્યાનમાં લેવું જોઈએ,

તેને સારુ આપણી નાતના લગન ઠરશે તે વખત ઘટતો વિચાર થશે.

*જે ઉમિયા માતાજી*

*દેસાઈ શ્રી જોરાવરસિંહજી કુબેરસિંહજી*

*સવસ્થા, જિલ્લે પાટડી*

જોગ લખતંગ, હમો નીચે સહી કરનારા પાટડી, વણોદ, દશાડા, બજાણા, લખતર, ધ્રાંગધ્રા, વઢવાણ, લીંબડી, મોરબી, કાઠિયાવાડ, મૂળી તતા વાંકાનેર વગેરે પરગણાં તથા ગામોના કઈડવા કણબીની નાત જાડી પછેડીના પટેલિયા વગેરે નાત સમસતના જત અમોએ અમારી રાજીખુશી તથા અકલ હુશિયારીથી આ દસ્તાવેજ લખી આપીએ છીએ જે :-

(૧) પહેલી કલમ આપણી નાતમાં કોઈ શખ્સને નાતરું કરીને અગર લગ્ન કરીને બાઈડી લાવી હોય તો તે કંના પોતાની નાતની છે એવી પક્કી રીતે ખાતરી કરીને લાવવી, અને ખાતરી કરી વગર લાવે તો તે કંના બીજી નાતની માલૂમ પડે તો તેને નાત બહાર મૂકવો અને તેની કોઈ શખસ મદદ કરે તો તેને પણ નાત બહાર મૂકવો. પણ એવું ઠરાવ્યું છે જે પાટડી દરબારશ્રીની નજરમાં આવે તો નજરાણા વગેરેના રૂપિયા લઈ નાતમાં લેવાનો ઠરાવ દરબારશ્રી કરે તો તે મુજબ તેને નાતમાં લેવો.

(૨) કલમ બીજી આપણી કઈડવા કણબીની જ્ઞાતમાં કોઈ શખસ નાતરું કરવા માગે તો તે નાતરું કરનાર શખસે રૂ. ૧થી રૂ. ૩૦૦ સુધી ઓરતના બાપ તરફ આપવા એ સિવાય જાસ્તી રૂપિયા યા કીમતી વસ્તુ આપવી નહીં, તેમ ઓરતના બાપ વગેરેએ ઉપર ઠરાવેલા આંકડા સિવાય કાંઈ રકમ અથવા વસ્તુ લેવી નહીં. આ મુજબ ચાલવામાં કોઈ કસૂર કરે તો તેને વરસ ૫ સુધી નાતબાર રહેવું પડશે ને તે પછી રૂ. ૫૦૦ નાતને નજરાણાના આપશે તો તેને નાતમાં લેવામાં આવશે.

(૩) ત્રીજી કલમ આપણી જ્ઞાતમાં પરણેત કંનાની સગાઈ બાબત કંના વિકરે એટલે સગાઈ કરવા સંબંધી વરવાળા તરફથી કાંઈ રૂપિયા અગર કીમતી વસ્તુ લેવી નહીં અગર આપવી નહીં, એ પ્રમાણે કરવામાં કોઈ કસૂર કરશે તો તેને ૨ વરસ સુધી નાત બહાર રહેવું પડશે, ને પછી રૂ. ૨૦૦ નાતમાં નજરાણાના આપેથી તેને નાતમાં લેવામાં આવશે.

(૪) ચોથી કલમ આપણી જ્ઞાતમાં કોઈ કંનાનું સગપણ થયા પછી તે કંના અગર વર રોગથી લૂલા, લંગડા વગેરે થઈ પડે તો તેનો નિકાલ કરવા પરગણાના પાંચ પટેલિયાના વિદમાન નિકાલ કરવો ને તે પટેલિયા જે પ્રમાણે ઠરાવ કરે તે મુજબ ચાલવું. એ બાબતમાં જે શખસ કસૂર કરશે તે માણસને ૨૫૦ નાતમાં

જનરાણાના આપતાં સુધી નાત બાહર રેહવું પડશે.

(૫) પાંચમી કલમ-હમો કઈડવા કણબીના નાતમાં આજની તારીખ અવલ કોઈ માણશે કંના અગર વરને સારુ સાટાંપેટાં કરાં હશે ને તે બાબતના દસ્તાવેજ લખેલા હશે તો તે મુજબ લેવાદેવા. પણ લખા સિવાયના હશે તો તે લેવાદેવા નહીં. ને હવે પછી કોઈએ સાટાંપેટાં કરવાં-કરાવવાં નહીં, ને એ કામમાં કોઈએ મદદ પણ કરવી નહીં. એ પરમાણે ચાલવામાં કોઈ માણસ કસૂર કરે તો તેને નાત નજરાણાના ૨,૨૦૦ આપતાં સુધી નાત બહાર રેહેવું પડશે.

(૬) છઠ્ઠી કલમ-આપણી નાતમાં કંનાને પરણતી વેળા અથવા સગાઈ કરતી વેળા રૂપાની હાંસડી તથા કલ્લાં તથા સાંકળીના રૂ. ૮નું ઘરેણું વહુને કરવું એથી વધારે ઘરેણું કરવું નહિ. એથી ઊલટો ચાલશે તેને નાતના મુખી ઠરાવે તેટલી રકમ નાતને નજરાણું આપતાં સુધી નાત બહાર રેહેવું પશે.

(૭) સાતમી કલમ આપણી નાતમાં આ ઠરાવ થયા અવલ પરણેતની જે કંનાને કાંબાઓ તથા સાંકળાં તથા પોલારીયાં એ ઘરેણું કરેલું છે તે વર તરફ સોંપી દેવું, એ પરમાણે ચાલવામાં જે માણસ આળસાઈ ઈયા કસૂર કરશે તો તેને ત્રણ મહિના સુધી નાત બહાર રહેવું પડશે. ત્યારપછી રૂ. ૫૦ નાતને નજરાણાના આપે ત્યારે નાતમાં લેવામાં આવશે.

(૮) આઠમી કલમ આપણી નાતમાં કોઈ ઓરતના લગ્ન થાય તે વખત અથવા તે પહેલાં કંનાને ઘાઘરો તથા કાપડું તથા સૂતર, ચૂંદડી પાકા રંગની એ રીતે ત્રણ લૂગડાં વરવાળા તરફથી કંનાવાળાને આપવા, અગર તેના અવેજમાં રૂ. ૧૦ વરવાળો આપે એટલે બસ છે. એ રીતે ચાલવામાં કોઈ કસૂર કરે તો તે માણસને નાતને રૂ.૫૦ નજરાણાના આપતાં સુધી નાત બહાર રહેવું પડશે.

(૯) નવમી કલમ આપણી નાતમાં વહુ પુંખાતાની વખતે એટલે પહેલા આણાના વખતે રૂ. ૧૬ સાલ્લાના તથા રૂ. ૪ ગોરના તથા રૂ. ૧ ઝવારનો તથા રૂ. ૧ ચૂંદડીનો એ રીતે રૂ. ૨૨ વરવાળાં કંનાને આપે તે સિવાય કાંઈ રૂપિયા ઈયા કીમતી વસ્તુ લેવાદેવી નહીં. એ પ્રમાણે ચાલવામાં જે કસૂર કરશે તેને રૂ. ૫૦ નાતમાં નજરાણાના આપતાં સુધી નાત બહાર રહેવું પડશે.

(૧૦) દસમી કલમ આપણી નાતમાં કંનાનું સગપણ થતી વખતે વર તરફથી રૂ. ૧ રોકડો તથા સાકર શેર ૧। કંનાને આપવી એ સિવાય જાસ્તી આપવું લેવું નહીં. આ પરમાણે ન ચાલે તેને રૂ. ૧૦૦ નાતમાં નજરાણાં આપતાં સુધી નાત બહાર રહેવું પડશે.



(૧૧) અગિયારમી કલમ આપણી નાતમાં કોઈએ સવેલી કંના (ઘણી [illegible]

હોય તેવી) તથા દેવી નહીં, એ રીતે ચાલવામાં જે કસૂર કરશે તેને દસ વરસ સુધી નાત બહાર રહેવું પડશે, ને વાર પછી રૂ. ૧,૦૦૦ નાતમાં નજરાણાના આપેથી નાતમાં લેવામાં આવશે.

(૧૨) બારમી કલમ આપણી નાતમાં વર અગર વહુની હયાતીમાં ફરીથી લગ્ન ઈયા નાતરું કરવું નહીં, પરંતુ ફરજંદ થતું ન હોય એવાં કાંઈ જરૂરના કારણથી ફરી લગ્ન અથવા નાતરું કરવું પડે તો પોતાની નાતના મુખ્ય માણસ રજા આપે તો ફરી લગ્ન અથવા નાતરું કરવું પણ પરમથીની બાઈડીને ધાન-કપડાંનો બંદોબસ્ત કરી લીધા વગર પરગણાના પટેલિયાઓએ બીજી બાઈડી કરવાની રજા આપવી નહીં, તેમજ ધણીની ફારગતિ લીધા વગર બાઈડીએ સચુડી નાતરે જવું નહીં, ને કોઈએ લઈ જવી નહીં, એ રીતે કરવામાં જે કસૂર કરે તેને ૨ વરસ સુધી નાત બહાર રહેવું પડશે ને ત્યારપછી રૂ. ૫૦૦ નાતે નજરાણું આપેથી નાતમાં લેવામાં આવશે.

(૧૩) તેરમી કલમ આપણી નાતમાંના કોઈ માણસને બહારવટું એટલે કોઈનું જલેલ એટલે નુકસાન કરવું-કરાવવું નહીં એ રીતે ચાલવામાં જે માણસ કસૂર કરશે તેને વરસ ૧ સુધી નાતબહાર રહેવું પડશે તે તાર પછી રૂ. ૧૦૦ નાતને નજરાણું આપેથી નાતમાં લેવાશે.

(૧૪) ચૌઉદમી કલમ આપણી નાતમાં કોઈ માણસે પોતાના નાતીલા માણસ ઉપર અદાવત રાખી પોતાના દરબાર અગર કોઈ અમલદારને નજરાણું અથવા સાકરના રૂપિયા આપવા કરી ઘર અગર ખેતરાં વગેરે જમીન નાતવાળાની લેવી નહીં, ને દરબાર અગર અમલદાર કોઈ કણબીની જાતના માણસને ગામમાંથી કાઢી મૂકે તો માસ ૧૨ સુધી રાહ જોઈ પછી તેની સાંતની જમીન લેવાને હરકત નથી, પણ ઉપરવટ થઈ લેવી નહીં, એ રીતે ચાલવામાં જે કસૂર કરે તેને રૂ. ૫૦૦ નાતને નજરાણું આપતાં સુધી નાત બહાર રહેવું પડશે.

(૧૫) કલમ પંદરમી આપણે કડવા કણબીની નાતમાં નાત બાબતની હક કોઈ તકરાર હોય તેની ફરિયાદ પરગણાંના નાતીલા પટેલો પાસે કરવી ને તેથી નિકાલ ન થાય તો પાટડી આવી દરબારશ્રી પાસે કરવી અને પાટડી દરબાર જે રીતે ઠરાવ કરે તે કબૂલ કરવું. એ બાબતમાં પોતાના દરબાર ઈઆ કાંઈ અમલદારને રૂબરૂ દરબાર ઈઆ કાંઈ અમલદારના રૂબરૂ ફરિયાદ કરવી નહીં. એ જ રીતે જે શખસ ચાલે તો તે માણસે રૂ. ૧,૦૦૦ નાતમાં નજરાણાના આપતાં સુધી નાત બહાર રહેવું પડશે.


(૧૬) કલમ સોળમાં આપણે કડવા કણબીની નાતમાં આ સુધારાના ઠરાવ પરમાણે વહીવટ પોતપોતાના પરગણાના પટેલિયાઓએ ચલાવવો ને તેમનાથી કાંઈ કામનો નિકાલ નહીં થઈ શકે અગર તેના કરેલા ઠરાવ ઉપર બેમાંથી એક તરફ

તકરાર પડે તો પાટડી દરબારને જાહેર કરી તે દરબારશ્રી જે ઠરાવ કરે તે પરમાણે ચાલવું એમાં જે માણસ કસૂર કરે તેને વરસ ૨ નાતબહાર રહેવું પડશે તથા રૂ. ૫૦૦ નજરાણું નાતને આપશે તારે નાતમાં લેશે.

(૧૭) સત્તરમી કલમ આપણી નાતમાં હવે પછી આ ઠરાવમાં સુધારો કરી ફેરફાર કરવા તથા કમી જાસ્તી કરવા તથા વખતે વખતે ઘટારત મુજબ ઠરાવ કડવા પાટડી દરબારશ્રી મુખતિયાર છે. દરબારશ્રીના પરમાણે જે ન ચાલે તેને દરબારશ્રી ઠરાવે તેટલી રકમ નાતને નજરાણું આપવાનું તે આપતા સુધી નાત બહાર રહેવું પડશે.

લગભગ ચાલીસ હજાર માણસોની મોટી સંખ્યાએ મળી સર્વાનુમતે જ્ઞાતિ સુધારાના ઠરાવો કરી તે દસ્તાવેજ પર દરેક ગામોના આગેવાનોએ સહીઓ કરી હતી, તે વખતે સૌના હૃદયને ખાતરી થઈ હતી કે ગામોના આગેવાનોએ સહીઓ કરી છે એટલે જ્ઞાતિના રીતરિવાજો સરળ રીતે નિયમિત ધોરણે ચાલશે પરંતુ ભોળા કણબીઓને ખબર નહોતી કે દસ્તાવેજ પર સહી કરનાર આગેવાનોનાં મન શુદ્ધ ન હતાં. કુલીનશાહીનો ભમરો હજુ તેમને વળગેલો હતો. દોરડી બળે પણ વળ ન જાય તે રીતે તેઓ કશું છોડવા માનસિક રીતે તૈયાર ન હતા. પાટડીથી ઘેર ગયા અને અલ્પ સમયમાં વિવાહ આવવાના હતા. એટલે કુલીનોએ પોતાનું પોત પ્રકાશ્યું. દરેક પોતપોતાનાં સંતાનોના સવડ પ્રમાણે સગપણ કરવાની તૈયારી કરવા લાગ્યાં. ગામડાના આગેવાનો અને ભોળા કણબીઓએ તો પાટડીમાં થયેલા ઠરાવો પ્રમાણે વર્તન ચલાવવા માંડ્યું અને બીજાઓ પણ તે પ્રમાણે ચાલે તે માટે પ્રયત્નો શરૂ થયા, પરંતુ શહેર અને બીજા વિભાગના મોટા ગણાતા કુલીન અને જમીનદાર ગૃહસ્થોનો વર્ગ આ નિયમો તથા પોતાની કબૂલતોનો તરણાની માફક ભંગ કરવા માંડ્યો, અને પૂરત તરીકે પુષ્કળ પૈસા લેવા-દેવા માંડ્યા, જે ઘણું ખેદજનક હતું. ધર્મવીર રાજેશ્રી જોરાવરસિંહજીની હાજરીમાં હમણાં જ કબૂલ થયેલા આગેવાનો ઊંધી ચાલ ચાલવા લાગ્યા, અને ગેરવાજબી વર્તન કરવા લાગ્યા. આવા ગેરવાજબી વર્તનનું મુખ્ય મથક અમદાવાદ શહેર હતું અને વીરમગામ પાટડી વગેરે સ્થળોએ તેમના અનુયાયીઓ રહેતા હતા. આ સ્થિતિથી જે જે સજ્જનો દિલગીર થયા તેમાં **અમદાવાદના રા.બ. શેઠ બેચરદાસ લશ્કરી મુખ્ય આગેવાન હતા. શહેરની પોળોમાં રહેતા આગેવાનો આઠિયાઓ જે પોતાને પટેલો તરીકે ઓળખાતા હતા તે અને ઊંઝાની બે પાર્ટીના આગેવાનો રા.બ. બેચરદાસ લશ્કરીને પોતાના પટેલ જ્ઞાતિના આગેવાન તરીકે સ્વીકારવા માટે તૈયાર ન હતા. ઊંઝામાં કેટલાક આગેવાનો તકસાધુ અને પાટલીબદલુઓ હતા. જ્યાં સ્વાર્થ હોય ત્યાં તેઓ જોડાઈ જતા.**

બેચરદાસને શેઠાઈ કરવાનો શોખ ન હતો. તેમની પાસે એવો સમય પણ ન હતો, પરંતુ તેઓ ખરા હૃદયથી પટેલોમાં જ્ઞાતિસુધારા કરી સ્ત્રીઓ અને કન્યાઓની સ્થિતિ સુધારવા માગતા હતા. પરિણામે તેઓ યોદ્ધાના સ્વરૂપે સુધારા માટે મેદાનમાં આવ્યા. તેમની સાથે આઠિયા એટલે પટેલો (કુલીનોનો દાવો કરનાર) તેમના પ્રતિસ્પર્ધીઓ બન્યા તેમાં ખાસ કરી સન ૧૮૮૦ના વિવાહ વખતે સામળદાસ પટેલ (ઊંઝા) બેચરદાસ લશ્કરીના પક્ષે હતા. ત્યાર બાદ પાટલી બદલી હતી. **અમદાવાદના આઠિયાઓએ પોતાનો ગોળ જુદો જ બાંધી લીધો હતો. પટેલ પ્રાણજીવન ડાહ્યાભાઈ, રા. કાળિદાસ બોઘા પટેલ, ચૂનીલાલ ચમનલાલ, ભગુભાઈ તરભોવન, બોગા ગગલદાસ, ચંદુલાલ માધવલાલ, હઉસાભાઈ દામોદર અને અન્ય બીજા આગેવાનો બેચરદાસની સુધારાની પ્રવૃત્તિઓના વિરોધીઓ હતા. એટલું જ નહીં બાળલગ્નોના હિમાયતીઓ હતા.**

બેચરદાસે અમદાવાદના કુલીન વર્ગને બોલાવી યોગ્ય રીતે સમજાવ્યા, અને નક્કી કરેલા આંકડા કરતાં પોતાના પુત્રોના ચાંલ્લા તરીકે કંઈ પણ વધારે રકમ નહિ માંગવાનું કહ્યું. પણ તેઓએ કોઈ પણ જાતના ખુલાસા નહીં કરતાં યથેચ્છ વર્તન ચલાવ્યું તેમજ પોતાની કડકાઈ બતાવી. એટલે રા.બ. બેચરદાસ નારાજ થયા અને તે હકીકત તેમણે ના. પાટડી દરબારશ્રીને જણાવી તેઓએ કુલીનોના વર્તનની ઝાટકણી કાઢી તેમજ તેમની સામે પગલાં ભરવા માટે પાટડી દરબારશ્રીને વિનંતી કરી. એટલું જ નહીં પણ પાટડીને જાગીરદાર તેમજ કુલીન વર્ગને થયેલા ઠરાવો તોડી યથેચ્છ વર્તણૂક ચલાવતા અટકાવવાની અરજ કરી. ઉપરાંત આઠિયાઓ (પટેલિયાઓ)ની ધમકીને વશ ન થતાં અમદાવાદ ખાતેના આવા નિરંકુશિત વર્તન કરનાર અને રાખનાર વર્ગ વિરુદ્ધ એક મોટી હિલચાલ શરૂ કરી એટલું જ નહીં પણ પોતાને જોઈતી મદદ પૂરી પાડવા માટે પાટડીના ના. દરબારશ્રી અને પણ વિનવ્યું. પરંતુ બેચરદાસની આ અરજનું જાણવા જેવું પરિણામ આવ્યું નહીં, કારણ પાટડીના દરબારશ્રી ધર્મપ્રેમી હોવાથી જોઈએ તેટલી કડકાઈ પ્રજા સાથે બતાવી શક્યા નહીં, તેમજ પોતાનાં સગાંવહાલાં કુલીનોના પક્ષે હતા. એટલે પાટડી ખાતે થયેલા નિયમોનો ભંગ કરનાર બંને વર્ગના લોકો જરા પણ અચકાયા નહીં, તેથી રા.બ.બેચરદાસે તળ અમદાવાદ શહેર અને આસપાસનાં ગામડાંના લોકો સાથે મળી, સને ૧૮૪૮માં થયેલી અને પાટડીમાં નક્કી કરેલા જ્ઞાતિહિતના ઠરાવો પાળવા-પળાવવા માટે જંગી હિલચાલ ઊભી કરી, અને સંવત ૧૯૨૫ના ચૈત્રસુદ ૧૧ બુધવાર તા. ૨૪-૩-૧૮૬૯ના દિવસે ૫૦ રૂપિયાના સ્ટાંપ કાગળ ઉપર, પોતાની હિલચાલને સંમત સઘળા પાટીદારોની સહીઓ કરાવી તેમાં અમદાવાદ તળ અને ગામડાના મળી લગભગ ૬-૭ હજાર

માણસો હતા, તેમાં ઉત્તર ગુજરાત અને સુરત તેમજ વડોદરાના આગેવાનોની સહીઓ પણ હતી, તેમણે તૈયાર કરેલો દસ્તાવેજ આવી મતલબનો હતો.

૧. સને ૧૮૪૮ના તેમજ પાટડીના મેળાવડા વખતે થયેલા ઠરાવ પ્રમાણે વર્તવું.
૨. સદરહુ ઠરાવો પ્રમાણે ચાલવા આ દસ્તાવેજમાં સહીઓ કરનારાઓમાં જ કન્યાઓ દેવી-લેવી.
૩. આ દસ્તાવેજમાં સહીઓ કરનારાઓમાં કામકાજ ચલાવવા અને થયેલા બંદોબસ્ત પર દેખરેખ રાખવા એક કમિટી નીમવી.
૪. દસ્તાવેજમાં સહીઓ કરનારાઓમાંથી ઠરાવ વિરુદ્ધ વર્તન ચલાવનાર માણસ રૂ. ૭૦૧ સુધી આપે.

આ દસ્તાવેજ કાયદેસર રજિસ્ટર કરવામાં આવ્યો અને સારી રીતે બંદોબસ્ત થયો.

કણબીઓ પોતાની ઉદારતા, રહેણીકરણી, અને સંસ્કારોમાં જ્ઞાતિમાં પંકાવા લાગ્યા. રાજ્યવહીવટમાં માનપાન પામ્યા, જમીનદારો બન્યા, મુખીપણું - અમીન - દેસાઈ જેવા બિરુદો મળ્યા. જેના કારણે કુલીનતાએ પ્રવેશ કર્યો ત્યાં જ કડવા પટેલોની અવદશા શરૂ થઈ એટલું જ નહિ પણ કુરિવાજની ચાલે આ જ્ઞાતિને અંધારા કૂવામાં ધકેલી દીધી. લગ્ન કાઢવાનો હક, દહેજ, બાંધ્યાવિવાહ, કન્યાવિક્રય સાટાં તેખડાં એક પર બીજી સ્ત્રી કરવાનો ચાલ. દીકરી મારની ચાલ જેવા કુરિવાજોએ પાટીદારને ઘેરી લીધો.

આમ તો સહજાનંદ સ્વામી (૧૭૮૧ - ૧૮૩૦) તેમના સંપ્રદાયના પ્રચારના એક ભાગ રૂપે અત્યંત મહત્ત્વના સામાજિક કલ્યાણનાં કાર્યો કર્યાં હતાં. જેમાં તેમણે પાટીદારો તેમજ રજપૂતોમાં ફેલાયેલી 'દૂધપીતી ચાલ' સામે ઝુંબેશ ઉપાડી અને એમણે અનેક પ્રસંગોએ તેમના અનુયાયીઓને આદેશ આપ્યો કે 'મારા સંપ્રદાયમાં અહિંસાને મુખ્ય સ્થાન હોઈ દૂધપીતીનો રિવાજ મારા સંપ્રદાય વિરુદ્ધ છે. સ્વામિનારાયણ સંપ્રદાયના ચુસ્ત અનુયાયી ગાંધી વિચારક લખે છે ''... તેમના કેટલાક અનુયાયીઓએ તેમની પુત્રીઓની હત્યા કરવી કેવળ બંધ ન કરતાં તેમની સારી દેખભાળ કરવી પણ શરૂ કરી હતી.

ગુજરાતના પાટીદારોમાં 'દૂધપાતી ચાલ'ના રિવાજની અંગ્રેજોને ગંધ આવી  આ પરિસ્થિતિ કચ્છ - સૌરાષ્ટ્રમાં તેમણે જોઈ. બ્રિટિશ સનંદી અધિકારી કર્નલ એલેકઝાંડર વોકર ૧૮૦૫માં કાઠિયાવાડ ગયા ત્યારે ત્યાં વસતા જાડેજા અને જેઠવા જેવા રજપૂતોમાં આ પ્રથા ઉગ્ર સ્વરૂપે જોઈ. ૧૮૩૯માં વાત બહાર પાડી. ૧૮૩૯માં હંટ નામના અમદાવાદના જ્યુડિશિયલ કમિશ્નરે ખૂન અંગેના કેટલાક કેસ તપાસતાં

ખેડા જિલ્લાના કણબીઓની આ ચાલ જોવા મળી પછી કડવા પટેલોમાં પણ આજ ચાલ જોવા મળી. ગાયકવાડ સરકારે પાટડી દરબાર અને બેચરદાસની વિનંતીથી તપાસ ચાલુ કરી.

આપણા સુધારકો, બ્રિટિશ સરકારની નીતિ-રીતિ દેશી રજવાડાના સહયોગથી આ રિવાજ બંધ થયો. મી. મોનિયર વિલિમ્સે ૧૮૨૧ના તેના રિપોર્ટમાં જણાવ્યું હતું કે 'ગુજરાતની વિવિધ કણબી જ્ઞાતિઓ ઉત્તમ ખેતી કરે છે. અને ગુજરાતના સૌથી વધુ કુશળ ખેડૂતો આ જ જ્ઞાતિ પૂરા પાડે છે. હરણ, વાનર અને પક્ષીઓને બચ્ચાં જેવો જ પ્રેમ કરે છે. પોતાના ઢોર પર પણ મમત્વ રાખતો કણબી દીકરીને કેમ મારતો હશે એ પ્રશ્ન થાય. તેના જવાબમાં કહી શકાય કે તેને માટે આર્થિક પરિબળો અને તેમની જ્ઞાતિના સંસ્કારિક અને લગ્નવિષયક રિવાજો જવાબદાર હતા. કુટુમ્બ પ્રેમનો અભાવ નહિ.

ઈ. સ. ૧૮૩૯માં ગુજરાતના જ્યુ. કમિશ્નર, સિવિલ સરવંટ હંટ સાહેબ હતા તેમને બાળકી હત્યાના કેટલાક કેસ પકડ્યા. ડિસ્ટ્રિક્ટમાં ફરવા ગયેલા ત્યારે પૂછપરછ કરી આ અંગે માહિતી મેળવી આ બીનાઓ પુરવાર થાય તેમ ન હતું. પરંતુ ઈ.સ. ૧૮૪૦માં **'પશ્ચિમી હિન્દુસ્તાનમાં બાળકી હત્યા દાબી દેવાનો ઈતિહાસ'** નામક પુસ્તકના કર્તા કાઠિયાવાડના એસિ. પોલિટિકલ મેજર એચ. એસ્ટર્ને બાળકી હત્યાઓ થવાની વાત પહેલવહેલી કરેલ હતી, જે ઉપરથી તે જાતે તથા રેવરન્ડ જે. એમ નિચલ બંને કડી તાલુકામાં જાતે ગયા. ત્યારે અમીન જેસિંહભાઈને મળી તેમની સાથે રહી તાલુકામાં તપાસ શરૂ કરી. તપાસ કરતાં તે સંબંધી બધા પુરાવા મળ્યા. વળી અમદાવાદની પટેલ જ્ઞાતિની વસ્તીમાં અમદાવાદના કલેકટર મે. ફોસેટ સાહેબ તપાસ આદરી તેમાં પણ છોકરી મરણના આંકડા વધુ મળ્યા. ઈ.સ. ૧૮૪૬ થી ૧૯૪૮ના જન્મ આંકડા તપાસ્યા. દીકરી જન્મનું પ્રમાણ ઓછું જણાયું. વધુ તપાસ કરવા માટે ૧૮૪૮માં જાન્યુઆરી મહિનામાં તે વિષયે તપાસ કરી રિપોર્ટ કરવા માટે મે. ઠાકરસી પૂજાભાઈ મેજિસ્ટ્રેટ સાહેબની નિમણૂક કરી. કામ શરૂ કર્યું.

જુદા જુદા તાલુકાનાં ગામોના કણબીઓને બોલાવી જુબાની લીધી. ૨૮-૧-૧૮૪૮ના રોજ. ઊંઝાની કુળદેવીની આજ્ઞાથી થતા લગ્નની વાત બહાર આવી પછી અંગ્રેજ અધિકારીઓએ લગ્ન ખર્ચાના નિયમો બનાવ્યા. મેજિસ્ટ્રેટે રિપોર્ટ બહાર પાડ્યો. કલેકટર ફોર્સેટ, ફેબ્રુઆરી, ૧૮૪૯ના રોજ અમદાવાદના રેવન્યુ કમિશ્નરે મિ. બેઠકને લખ્યું કે, આપણે એકત્ર કરેલા આંકડા 'દૂધપીતી ચાલનો' જરૂર નિર્દેશ કરે છે. છતાં લોકો કબૂલ કરતા નથી, કારણકે ફોજદારી ગુનો થવાની બીક લાગે છે. ૩૦ ઓક્ટોબર, ૧૮૫૦નું જાહેરનામું કડવા કણબીઓનો અસહકાર શરૂ થયો.

પરંતુ ૧૮૭૦ના કાયદા પછી દૂધપીતી ચાલ ફોજદારી ગુનો બન્યો. આ રિવાજ પાછળ માત્ર કુલીનશાહીની સામાજિક પ્રતિષ્ઠા અને આર્થિક પરિણામો તેમજ સામાજિક પરિવર્તન જવાબદાર હતું. લગ્નના ખર્ચાઓ ઓછા કરવાની બાબતે કણબીઓએ નામદાર સરકારને ટેકો આપ્યો.

એડવર્ડ લાઈટ જેન્કીસ એસ્ક્વાયર એક્ટિંગ મેજિસ્ટ્રેટે રસ લઈ કણબીઓ સાથે લગ્નના ખર્ચા બાબત કરાર કર્યો. ૧૮૪૮ના કરાર મુજબ આ બધાને ફરમાન કરવામાં આવ્યું.

કન્યાવિક્રય ટાળવા અને ગરીબ બંધુઓનું દુખદર્દ ..મીટાવવા માટે સઘળા આગેવાનોએ ગોળ કર્યા. આમ પાટીદારોએ બીજા ગોળમાં જતી કન્યાઓ અટકાવવા માટે વાઘરડી માટે ભેંસ કાપી નાખવા જેવું કર્યું. કલ્યાણજી અમીનની ગાયકવાડ સરકારમાં હાક હતી. કડીનો મલ્હારાવ પાસેથી કબજો મેળવવામાં શ્રીમંત આનંદરાવને

ઈ.સ. ૧૮૨૦થી ૧૮૮૫ સુધી જે કંઈ સુધારાની ચળવળ ચાલી તેનું વિવરણ મેં મારા ઈ.સ. ૨૦૦૭માં પ્રગટ થયેલ બેચરદાસ લશ્કરીના પુસ્તકમાં વિગતે કરી છે. એટલે પુનરાવર્તનનો દોષ કરતો નથી. કડવા પાટીદારના કુરિવાજો પ્રત્યે ઈ.સ. ૧૮૨૦થી અંગ્રેજ અધિકારીઓનું ધ્યાન ગયું હતું. એટલું જ નહિ પણ તે રિવાજો પ્રત્યે ઠોસ કામ કરવા અધિકારીઓ તૈયાર થયા હતા. તેઓને લાગ્યું હતું કે આ કોમમાં બાળલગ્નના કારણે જ તેઓની ખાનાખરાબી થઈ છે એટલું જ નહિ પણ તેની અસર ખેતીવાડી પર થઈ છે. કણબીના શારીરિક બળમાં ખામી આવી શરીર સંપત્તિ ઘટી જતાં વીરપૂર્વજોના નામને લાંછન લગાડે તેવી સ્થિતિ થઈ ગઈ. દેશનો અને રાજની પેદાશનો મોટોભાગ તેના પર આધારિત હતો તે ધંધો આડકતરી રીતે અગવડમાં મુકાયો. કણબી જાગીરદાર મટી ખેતીવાડી કરતો સામાન્ય ખેડૂત બની ગયો. આ પરિવર્તન થવા પાંછળનું કારણ તેના કુરિવાજોએ કરેલી તેની પાયમાલી હતી. અધિકારીઓનું તેના તરફ લક્ષ ખેંચાયું. જેમની દીર્ઘ દૃષ્ટિ આપણી સ્થિતિ સુધારવા પર પડી. તે અધિકારીઓનાં નામો કણબી જ્ઞાતિના ઈતિહાસમાં સુવર્ણ અક્ષરે લખાશે અને અંકિત રહેશે - કાઠિયાવાડ આસિસ્ટન્ટ પોલિટિકલ એજન્ટ મેઝર એસ. એલ્ટન, ગુજરાતના જ્યુડિશિયલ કમિશ્નર સિવિલ સરવન્ટ મે. હંટ રેવ. જે એમ. મીચલ, મિ. વેબ, જો, ફોસેટ, ના. પાટડી દરબારશ્રી જોરાવરસિંહજી, રાવબા શેઠશ્રી બેચરદાસ લશ્કરી, અમીન જયસિંહભાઈ, મે. જેન્ડીન્સન, મે. બારાર્ડેલ, મે. જેમ્સ, કમિશ્નર મિ. શેપર્ડ, મિ. કુક, મેજર વેલ્સ, જે. એ. દલાલ, મિ. કૃષ્ણલાલ, મિ. ડૉ. ધનશાહ, વડોદરાના દીવાન બહાદુર મણિભાઈ જશભાઈ, રાવબહાદુર નાયબ દીવાન ગોવિંદભાઈ દેસાઈ, દીવાનશ્રી કૃષ્ણામાચારી, દીવાન ટી. માધવ અને નામદાર

મહારાજાશ્રી સયાજીરાવ ગાયકવાડ ત્રીજા અને રાવબહાદુર શેઠશ્રી બેચરદાસ લશ્કરી 'દીકરી મારની ચાલ' બંધ કરાવવા ૧૮૭૦ના કાયદાનું ગુજરાતમાં અમલીકરણ કરાવ્યું તે માટે.

પાટડીના દરબારશ્રી જોરાવરસિંહજી અને રા. બ. બેચરદાસ લશ્કરીએ ભેગા મળી વડોદરાના મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડ ત્રીજા અને અંગ્રેજ અધિકારીઓનો સહયોગ મેળવી કડવા પાટીદાર કોમમાં પરિવર્તન લાવી દીધું.

સુધારાની શરૂઆત થતાં રૂઢિવાદીઓ અને સુધારાવાદીઓ એવા પક્ષો પડી ગયા અને છેવટે કેટલાક બુદ્ધિજીવીઓએ કડવા પાટીદારના પ્રગટ થતા સામયિકોમાં કોન્ફરન્સો એટલે કે સામાજિક મેળાવડાઓ અથવા સભાઓ ભરવી કે નહિ, આવી સભાઓ ભરવાથી થતા ફાયદાઓનો વિદ્વતાપૂર્ણ લાભ લેવો અને અભિપ્રાયો છપાવા લાગ્યા. ગુજરાતભરમાં વસતા પાટીદારો જ નહિ પણ માળવા ખાનદેશ યેવલા અને ઘણા ખરા પંચોએ તેમજ ઊંઝાના કેટલાક આગેવાનોએ પણ કોન્ફરન્સ બોલાવવાના મતની હિમાયત કરી પરિણામે જ્ઞાતિના નાના-મોટા મેળાવડાઓ શરૂ થયા. સુધારાના વિચારવંટાળે જોર પકડ્યુ અને તેમાંથી જન્મ્યો શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજ. જે સમાજની બેઠકોએ તેના આગેવાનોએ ક.પા. સમાજમાં નવી હવા ભરી એટલું જ નહિ પણ નવી ચેતનાનો પ્રારંભ કર્યો તેનો બધો જ યશ સમાજની બેઠકોમાં હાજર રહેલા આગેવાનોને જાય છે. જેમણે સુધારાનો નવો અભિગમ અપનાવ્યો.

■ ■ ■




# શ્રી ઉમિયામાતાજી સંસ્થાન અને આગેવાનો

## શ્રી ઊંઝા ઉમિયા માતાજી સંબંધી કમિટીનો રિપોર્ટ તથા પ્રોસિડિંગની નકલો

શ્રી ઊંઝા મધે ઉમિયાદેવીના દેવળના અંગે એક દેવળ હિંદુઓના ઉપયોગ સારુ દેવળની માંહેલી પાસે અને બીજી ઇતરજાતિના લોકો સારુ તથા ગાડાં અને ઢોરઢાંખર સારુ દેવળની બહાર તેની ઉત્તર દિશાએ એ રીતની બે નવી ધર્મશાળાઓ રાવબહાદુર શેઠ બહેચરદાસ અંબાઈદાસ સી.એસ.આઈ.ના ઉપરીપણા તથા દેખરેખ નીચે તૈયાર થયેલી તેના ઇમારતી કામનો હેવાલ.

ભાટ(વહીવંચા) લોકો એવું કહે છે કે સિદ્ધપુર હાલમાં ઊંઝા કે જેને ઉમિયાપુર કહેતા હતા ત્યાં મહાદેવજીએ પોતે કડવા કણબીની કુળદેવી શ્રી ઉમિયા દેવીની સ્થાપના દેવળમાં પૂરવે કરી હતી.

એ વાત મશહૂર છે કે આ જ દેવળના પરથારે દર નવથી બાર વરસને અંતરે હિંદુસ્તાનના દરેક ભાગમાં રહેતા સમગ્ર કડવા કણબી લગ્નનો એક સર્વ સાધારણ દિવસ પરાપૂર્વની રીતો પ્રમાણે મુકરર કરાય.

એ શ્રી ઉમિયાદેવીનું ઊંઝા મધેનું પુરાણું દેવળ ચૂના માટીનું રેલું હોવાથી, સને ૧૮૮૫ની સાલમાં સદરહુ દેવળ પથ્થરથી ફરી તૈયાર કરવા સંબંધી વિચાર કરવા અમદાવાદના કડવા કણબીની નાતના મુખ્ય સદ્‌ગૃહસ્થોની એક સભા મળી હતી ત્યારે એવો ઠરાવ થયો કે નાતના મુખ્ય સદ્‌ગૃહસ્થોએ અમદાવાદના કડવા કણબીઓમાં ઉઘરાણાની ટીપ ફેરવવી. તે પ્રમાણે અમુક રકમ ઉઘરાવવા? નાતના કેટલાએક ગૃહસ્થો ઉઘરાણા સારુ પાટડી, વીરમગામ, વડોદરા, ભરૂચ અને સુરત ગયા. વળી મજકુર ઉઘરાણાની ટીપ કાઠિયાવાડ, ગુજરાત, ખાનદેશ, નિમાડ અને વરાડ પ્રાંતનાં ગામોમાં ફેરવવામાં આવી. એ રીતે આશરે એક લાખ રૂપિયાનો જમાવ થયો. એ રકમ પથ્થરથી નવું દેવાલય બનાવવામાં તથા ઈંટ ચૂનાના ઘુમંટવાળી ચોકીઓ અને મંડપ તથા મંડપ નીચે ભોંયરું તૈયાર કરવામાં માજી પટેલ

રામચંદ્ર મનસુખરામ હથુ વપરાઈ.

મંડપનો પરથાર અધૂરો રહી ગયો હતો અને આશરે હડીસેં રૂપિયાની કિંમતનો આરસ ફાલતુ રહ્યો હતો.

વળી મંડપની આસપાસ મહેરાબદાર પથ્થરની કોતરેલી કમાનોનું શિલ્પકામ પણ બાકી રહ્યું હતું અને દેવળની આસપાસ ચોતરો કરવો પણ બાકી હતો જેથી કરીને ગયા ૩૦ વરસ સુધીમાં વરસાદનું પાણી દેવળના પાયામાં ભરાયાં કરતું.

સને ૧૮૮૨ના ડિસેમ્બરની ૧૪મી તારીખે રાવબહાદુર બહેચરદાસ અંબાઈદાસે મહારાજા ગાયકવાડ ઉત્તર પ્રાંતમાં સવારીએ નીકળ્યા હતા ત્યારે તેમને પ્રાઈવેટ સેક્રેટરી મારફત એવી અરજ ગુજારી હતી કે ઊંઝાના દેવળનું કામ જે અધૂરું છે. તે પૂરું કરવાની તથા તેને અંગે ધર્મશાળા બંધાવવાની જરૂર છે. બહુ જરૂરના કામમાં મહારાજાએ મદદ આપવા મહેરબાન થવું જોઈએ. વળી તે વખત સૂબાસાહેબ રાવબહાદુર લક્ષ્મણરાવ જગન્નાથને પણ આ વાત મહારાજા ગાયકવાડની ધ્યાનમાં લાવવા વિનંતીપુર્વક એ બાબત પર લખાણ કર્યું હતું.

સને ૧૮૮૩ના જાનવરોની ૫મી તારીખે તે વખતના ઉત્તર પ્રાંતના સૂબા સાહેબ રાવબહાદુર લક્ષ્મણરાવ જગન્નાથે વીસનગર મુકામથી રાવબહાદુર બહેચરદાસને કાગળથી લખી જણાવ્યું કે 'મહારાજા સાહેબ ઊંઝા ગયા હતા અને તેઓ તમારી કુળદેવીનું દેવળ જોવા ગયા હતા ત્યારે બાજી પટેલે એવું કહ્યું હતું કે ઉઘરાણું ઉઘરાવવામાં આવે તેનો ચોખો હિસાબ રાખવા એક કારકુન કે મહેતાની મારે જરૂર છે. પરંતુ આવા જૂજ કામમાં સરકારને હાથ ઘાલવા શા માટે કહેવું જોઈએ તે સમજાતું નથી. બેસક તમારા જેવા નામાંકીત માણસ જે કમિટીના સભાસદ છે તેને સર્વે કામની મદદ સિવાય પણ ઘણાએ વિશ્વાસુ માણસો મળી શકશે. નાણાં સંબંધી મદદ બાબત મહારાજાને કોઈએ અરજ કરી નહોતી. પરંતુ મને ખાતરી છે કે જો લોકો ધર્મશાળા બંધાવવા સારુ તેઓમાંથી જ સારી રકમ ઊભી કરશે તો મહારાજા તેમને બહોળે હાથે મદદ કરશે. આ બાબતમાં તમારે જે જણાવવાનું હોય તે મહેરબાની કરી મને લખશો.'

સને ૧૮૮૩ના જાન્યુઆરીની ૧૩મી તારીખે મહારાજાની સવારીનો હેવાલ જે ટાઈમ્સ ઓફ ઇન્ડિયામાં પ્રસિદ્ધ થયો હતો તેમાં લખ્યું હતું કે 'સિદ્ધપુરથી ગાયકવાડ સરકાર ઊંઝે જઈ આવ્યા એ કડવા કણબીઓ કે જે બાર વરસને અંતરે એક જ વાર લગ્ન કરવાની રૂઢિને વળગી રહ્યાને માટે પ્રસિદ્ધ છે. તેમનું મુખ્ય સ્થાન છે. **અમદાવાદના શેઠ બહેચરદાસ અંબાઈદાસ કે જેઓ પૂર્વે મુંબઈની લેજિસ્લેટિવ કાઉન્સિલમાં મેમ્બર હતા. તેઓ એ નાતના એક આગેવાન સદગ્રહસ્થ છે અને**

**તેઓ નાતના કલ્યાણ અને ઉદય સારુ ખંતથી પ્રયત્ન કરે છે.'**

રાવબહાદુર લક્ષ્મણરાવ જગન્નાથ તરફથી ઉપર કહેલા કાગળો મળતાં સને ૧૮૮૩ના જાન્યુઆરીની ૧૮મી તારીખે રાવબહાદુર બહેચરદાસે અમદાવાદ પોતાને ઘેર એક અઠવાડિયું મેમાન રહી ઉપરની બાબતનો વિચાર કરવા **ગામેગામના નાતના પ્રતિનિધિ ગૃહસ્થોનો મેળાવડો કર્યો તે પ્રસંગે બાસઠ ગામોથી આશરે ૪૦૦ પ્રતિનિધિઓ આવ્યા.** તેઓને જેટલું કામ પૂરું કરવું બાકી રહ્યું હતું તેનું સ્વરૂપ સમજાવવામાં આવ્યું. તેઓએ તત્કાળ ઉલટભેર પોતપોતાના ગામ તરફથી અમુક રકમ ભરી જે જુમલે રૂ. ૫૨૮૬ની રકમ થઈ. પાછળથી પાટડીના દેસાઈએ રૂ. ૧૦૦૧ તથા રાવબહાદુર બહેચરદાસે રૂ. ૧૦૦૦ અને પરચૂરણ ગામોએ રૂ. ૨૦૦૪ ભર્યા તેનો તેમાં ઉમેરો થયો તેથી એકંદર રૂપિયા ૯૨૯૧ થયા.

સને ૧૮૮૩ના ઑક્ટોબરની ૧૪મી તારીખે રાવબહાદુર બહેચરદાસે તે વખતના સરસૂબા રાવબહાદુર લક્ષ્મણરાવ જગન્નાથને એક કાગળ લખ્યો અને જે રકમ ઉઘરાવાઈ હતી તે જણાવી તથા માયાળુ ગાયકવાડ સરકારની મદદ બાબત વિનંતી કરી.

સને ૧૮૮૩ના ડિસેમ્બરની ૪થી તારીખે ઉમિયાદેવી દેવળની જગ્યામાં ધર્મશાળા બંધાવવા બાબત મહારાજા ગાયકવાડ સરકારે રૂ. ૧૫૦૦ શીક્કાઈ આપવા હુકમ કહાડ્યો.

સને ૧૮૮૩ના ડિસેમ્બરની ૨૬મી તારીખે સરસૂબા લક્ષ્મણરાવ જગન્નાથે તે હુકમ પ્રમાણે વર્તવા તથા તે સીક્કાઈ રૂપિયાની રકમ આપવા કડી પ્રાંતના સૂબાસાહેબને લખી જણાવ્યું.

સને ૧૮૮૪ના જૂનની ૨૧મી તારીખે રાવબહાદુર બહેચરદાસ, પટેલ પ્રાણજીવનદાસ દામોદરદાસ, પટેલ દોલતરામ જોઈતારામ ઊંઝા ગયા અને બીજે દિવસે ઉત્તર પ્રાંતના સૂબાસાહેબ રાવબહાદુર ગણેશ સીતારામ શાસ્ત્રી તથા સિદ્ધપુર વહીવટદાર પણ આવી પહોંચ્યા. દેવળનું કામ પૂરું કરવા બાબત તથા જાત્રાળુ અને મુસાફર સારુ નવી ધર્મશાળા બંધાવવા બાબત ઉપર કહેલા સદ્‌ગૃહસ્થોની અનુમતી લેવા પટેલ બાજીદાસ થોભણદાસ મુખી, પટેલ કેવળદાસ ઝવેરદાસ મોલોત, પટેલ મતાદાર લક્ષ્મીચંદ બાળચંદ રૂંસાત અને પટેલ તહેસીલદાર વહાલજી નાનજી બસેંચારસેં વગેરે ઊંઝાના ઘણાક મુખ્ય રહેવાસીઓ તેમને મળવા આવ્યા તે ઘડીએ એવો ઠરાવ થયો કે કણબીની નાતના આગેવાન ગૃહસ્થોએ સંવત ૧૯૪૦ના અશાઢ સુદ ૨ એટલે સને ૧૮૮૪ના જૂનની ૨૫મી તારીખે એ બાબત પર વિચાર કરવા જોશીને ઘેર એકઠા મળવું.

સને ૧૮૮૪ના જૂનની ૨૫મી તારીખે ઉપર જણાવ્યા મુજબ સભા મળી તેમાં નીચેના સદ્‌ગૃહસ્થો હાજર હતા :

| | | |
|---|---|---|
| રાવબહાદુર શેઠ બહેચરદાસ અંબાઈદાસ સી.એસ.આઈ. | | અમદાવાદ |
| પટેલ પ્રાણજીવનદાસ દામોદરદાસ, | ............ | અમદાવાદ |
| પટેલ દોલતરામ જોઈતારામ, | ............ | અમદાવાદ |
| પટેલ બાજીદાસ થોભણદાસ | ............ | ઊંઝા |
| પટેલ વહાલજી નાનજી રોઢ. | ............ | ઊંઝા |
| પટેલ કેવળદાસ ઝવેરદાસ. | ............ | ઊંઝા |
| પટેલ રામચંદ નાથા. | ............ | ઊંઝા |
| પટેલ લક્ષ્મીચંદ બાલચંદ | ............ | ઊંઝા |
| પટેલ કુબેરદાસ ઉમેદદાસ | ............ | ઊંઝા |
| પટેલ હોમા કહાનજી | ............ | ઉપેરા |
| નારણદાસ નાથા | ............ | કોલવડા વગેરે |
| | ............ | વગેરે |

તે સભામાં નીચે પ્રમાણે કામની ચર્ચા થઈ.

સને ૧૮૮૩ના જાન્યુઆરીની ૧૮મી તારીખે અમદાવાદના દિલ્હી દરવાજા બહાર, રાવબહાદુર બહેચરદાસને બંગલે ૬૨ ગામના ૪૦૦ પ્રતિનિધિ સભા મળી હતી. તેમાં થયેલું કામ વાંચી સંભલાવવામાં આવ્યું. એમ જણાવવામાં આવ્યું કે એ સભામાં તત્કાળ ૫૨૮૬ રૂપિયા ભરાયા હતા અને ત્યાર પછી જે ઉઘરાણું થયું તે મળીને આશરે રૂ. ૧૧,૫૦૦ની રકમ થઈ હતી. સારી પેઠે ચર્ચા થયા પછી નીચે પ્રમાણે ઠરાવ એકમતે પસાર થયા :

૧ કામ સંપૂર્ણ કરવા તથા હિસાબની રજૂઆત કરવા નીચે જણાવેલા સદ્‌ગૃહસ્થોની મેનેજિંગ કમિટી (વ્યવસ્થાપક મંડળી) નીમવી.

**પ્રેસિડેન્ટ**

રાવ બહાદુર બહેચરદાસ અંબાઈદાસ સી.એસ.આઈ.

**મેમ્બર**

પાટડી દરબારના કારભારી અગર તેમના પ્રતિનિધિ.


અમીન પરી. હરીલાલ નારણભાઈ કડી અને ગોજારિયાના.

| | | |
|---|---|---|
| પટેલ બાજીદાસ થોભણદાસ મોલોત, | ............ | ઊંઝા |
| પટેલ લક્ષ્મીચંદ બાલચંદ રૂંસાત, | ............ | ઊંઝા |
| પટેલ વહાલજી નાહાનજી બસેંચારસે હ. | ............ | ઊંઝા |

પટેલ ભગવાનદાસ ખુશાલદાસ. ............ ઉમતા
પટેલ તલજનદાસ ભાવસંગ ............ ચાણસ્મા
પટેલ હેમા કહાનજી ............ ઉપેરા
પટેલ ગુલાબચંદ માલજી. ............ સ્ટઢવ
પટેલ કલજી મનોરદાસ. ............ પીલોદર
પટેલ વીઠલદાસ હેમરાજદાસ. ............ લાંઘણજ
પટેલ જમનાદાસ કાશીનાથ ભગતવાળા રૂપાલ

૨. નીચે પ્રમાણે નોકરો રાખવા.
એક કારકુન દરમાયો રૂ. ૧૫
એક હિસાબી કારકુન દરમાયો રૂ. ૧૦
એક ઉઘરાતદાર કારકુન દરમાયો રૂ. ૧૨
એક સિપાઈ દરમાયો રૂ. ૫

૩. કામકાજ તપાસવા તથા હિસાબ પસાર કરવા મેમ્બરોની સાધારણ ત્રિમાસિક સભા ઉમિયા દેવીના દેવળમાં ભરવી.

૪. જુદાં જુદાં ગામોના નાતના સદ્‌ગૃહસ્થોની વાર્ષિક જનરલ મીટિંગદર વરસ ચૈત્ર સુદ ૮ મે હિસાબ તપાસવા અને પસાર કરવા સદરહુ દેવળમાં ભરવી.

૫. ગરીબ માણસો અથવા વિધવાઓ બાતલ કરતાં દરેક ગામમાં ઘરદીઠ ૧ રૂપિયા પ્રમાણે કબૂલ કરેલાં ટીપનાં નાણાં વસૂલ કરવાનું કામ એકદમ શરૂ કરવું અને દરેક ગામ કુલ જે રકમ આપે તેની તે ગામને પહોંચ આપવી.

૬. દેવળ પૂરું કરવાનું તથા ધર્મશાળા બંધાવવાનું કામ તાબડતોબ ચલાવવું.

૭. મહારાજા ગાયકવાડ સરકારે આ સારા કામમાં ઉદાર દિલથી જે મદદ કરી તે બાબત કડવા કણબીની નાત સમસ્ત દિલોજાનથી આભારી છે એવું મહારાજાને લખી જણાવવું.

૮. શ્રી ઉમિયાદેવીનાં ઘરેણાં-ઝવેરાત વસ્ત્રાલંકારાદિક નાણાંની પેટી અને બીજી મિલકત તથા દરેક રકમની આશરે કિંમત સાથે ઝવેરાત વગેરેની યાદી કમિટીએ પોતાની સંભાળમાં રાખવી અને બધાનો બરોબર હિસાબ રાખવો.

૯. ગાયકવાડ સરકાર તરફથી ઉત્તર પ્રાંતના સૂબા સાહેબ તથા સિદ્ધપુરના વહીવટદાર મહેરબાની કરી ઈમારતી કામનો હિસાબ તપાસશે અને તે સંબંધી વખતે વખતે સૂચના અને સલાહ આપશે તો કમિટી તે માટે આભાર માનશે.



૧૦. ઉત્તર પ્રાંતના સૂબા સાહેબ રાવ બહાદુર ગણેશ સીતારામ શાસ્ત્રીએ માયાળુપણે સભા મળી ત્યારે મદદ અને સલાહ આપી તે બાબત નાત સમસ્તે તેમનો અત્યંત ઉપકાર માનવો.

સને ૧૮૮૫ના જાન્યુઆરીની ૨૫મી તારીખે રાવબહાદુર શેઠ બહેચરદાસે ધર્મશાળાનો કાષ્ટનો નમૂનો તથા જમીન અને મકાનોના નકશા અને જે કામ કરવાનું હતું તેના ઈંટો, ચૂનો વગેરે ખરચના રૂ. ૧૩૦૫૧ના અડસટાના કાગળિયાં અમદાવાદથી પોતાની સાથે લેતા આવ્યા અને ઉપર જણાવેલી તારીખે મળેલી ત્રિમાસિક સભાની આગળ તે સઘળું મૂક્યું. તે નમૂનો, નકશા અને અડસટો સૌ પસાર પડ્યાં અને રાવ બહાદુર બહેચરદાસને કંટરાકટ આપીને કોઈ બીજી રીતે તેવી ધર્મશાળા બાંધવાને તથા તે દેવળ પૂરું કરવાને અખત્યાર આપ્યો.

રાવ બહાદુર ગણેશ સીતારામ શાસ્ત્રી તે કાસ્ટમય નમૂનો નકશા જોઈને ખુશી થયા અને તે સૌ પસંદ કર્યાં.

શેઠ બહેચરદાસે કેટલાયેક વિશ્વાસુ ગુમાસ્તાઓને ઉઘરાણી વસૂલ કરવા સિદ્ધપુર, મહેસાણા અને ચાણસ્મા મહાલમાં તેમજ પાલનપુર અને આસપાસનાં ગામોમાં મોકલ્યા. ચોમાસામાં ઉઘરાવવાનું કામ બંધ રાખવામાં આવ્યું હતું તે પછી સને ૧૮૮૫ના નવેમ્બરમાં શરૂ કરવામાં આવ્યું. એ ગુમાસ્તાઓના પગાર બાબત કશુંએ લીધું નથી.

સને ૧૮૮૫ના માર્ચ મહિનામાં ધર્મશાળાઓ, દેવળનું ઇમારતી કામ શરૂ કરવામાં આવ્યું.

**તે મકાનો બંધાતા હતા તે દરમ્યાન શેઠ બહેચરદાસના મનમાં આવ્યું કે ઉનાવામાં મીરાના મેળામાં દરવરશે ઊંઝામાં થઈને સેંકડો મુસલમાનો જાય છે તેઓના ઉપયોગને માટે તથા તેઓનાં ગાડાં તથા ઢોર ઢાંખર સારું દેવળની હદની બહાર ઉત્તર દિશાએ જુદી ધર્મશાળા કરી હોય તો ઠીક. એ સૂચના સને ૧૮૮૫ના ઓક્ટોબરની ૨૩મી તારીખે કમિટી આગળ મૂકવામાં આવી, તે સૌને પસંદ પડી અને મંજુર થઈ. એ રીતે એકલા હિંદુ જ નહિ પણ બીજા ઈતર જાતના લોકોને પણ ઊંઝામાં રહે ત્યાં સુધી ઉતારાની જગ્યા થઈ.**

ઉપર બતાવ્યા પ્રમાણે નીચે આપેલી તારીખોએ ઊંઝામાં ઉમિયા દેવીના દેવળમાં કમિટીની સાત ત્રિમાસિક સભા મલી.

૪થી સપ્ટેમ્બર સને ૧૮૮૪
૨૫ મી જાન્યુઆરી સને ૧૮૮૫
૩૧ મી જુલાઈ સને ૧૮૮૫
૩૧ મી જુલાઈ સને ૧૮૮૫
૨૩ મી ઓક્ટોબર સને ૧૮૮૫
૧૮ મી ફેબ્રુઆરી સને ૧૮૮૬

૧૮ મી જુલાઈ સને ૧૮૮૬

૧૬ મી ઓક્ટોબર સને ૧૮૮૬

તા. ૪થી નવેમ્બર સને ૧૮૮૪ના રોજ મળેલી સભામાં કમિટીની અંદર નીચેના મેમ્બરો નવા ઉમેરવામાં આવ્યા.

ઊંઝાના પટેલ કેવળદાસ ઝવેરદાસ મોલોત અને મહેસાણાના પટેલ નરસીદાસ દાનસંગ.

૨૫ મી જાન્યુઆરી સને ૧૮૮૫ના રોજ નીચેનાં નામ યાદીમાં ઉમેરવામાં આવ્યાં.

| | | |
|---|---|---|
| પટેલ રામચંદ્ર નાથા | .......... | ગોજારિયા |
| પટેલ માધવદાસ સબળદાસ | .......... | ગોજારિયા |
| પટેલ ધનજી ભગવાનદાસ | .......... | લાડોલ |
| પટેલ પરભુદાસ બાભાઈ | .......... | ચાણસ્મા |
| પટેલ ગણેશ માનસંગ | .......... | ચાણસ્મા |
| પટેલ રામદાસ ભગવાનદાસ | .......... | ચાણસ્મા |

પટેલ રામચંદ્ર બાજીદાસ મહીયત પટેલ બાજીદાસ થોભણદાસની જગા આપે. તા. ૨૪મી માર્ચ સને ૧૮૮૫ના રોજ નીચેના સદ્‌ગૃહસ્થો પણ કમિટીના મેમ્બર નીમાયા.

પટેલ પરસોત્તમદાસ કમાનિયા, ઉનાવા

પટેલ શવજી ખુશાલદાસ જગનાથપુરા.

પટેલ પીતાંબર હીરા કાંબલી

પટેલ હીરા વનારશી કોડી.

પટેલ નારણદાસ નાથાખોલવાડા

અને ૧૬મી ઓક્ટોબર સને ૧૮૮૬ના રોજ પટેલ કેવળદાસ ઝવેરદાસ ગુજરી જવાથી તેના ભાઈ હીમરાજ ઝવેરદાસને તેની જગ્યાએ નીમ્યો.

નીચે આપેલી તારીખે ઉમિયા દેવીનાં દેવળમાં નાતની બે જનરલ મીટિંગ મળી હતી.

૨૪મી માર્ચ સને ૧૮૮૫. ૧૧મી અપ્રિલ સને ૧૮૮૬.



આ બધી મીટિંગોએ હિસાબ એકમતે પસાર કરવામાં આવ્યો હતો અને ઉઘરાણું વસૂલ કરવા ઈમારતી કામ ચલાવવા વગેરે બાબત વિશે નક્કી કરવામાં આવ્યું હતું.

**આ સઘળી વાર્ષિક અને ત્રિમાસિક સભાઓમાં રાવ બહાદુર બહેચરદાસ તેમજ કમિટીના બીજા મેમ્બરો પણ હાજર રહેતા તે બધા મેમ્બરોને શેઠ પોતાના**

મહેમાન તરીકે માનતા. વળી દર મહિને કામ તપાસવા તથા તે ઉપર દેખરેખ રાખવા શેઠ પોતે આવતા.

દેવળ અને નવી ધર્મશાળા સારુ ઉઘરાવેલી રકમ નીચે દર્શાવેલી છે.

| | | |
|---|---|---|
| માહારજા ગાયકવાડ સરકાર શીક્કાઈ | રૂ. | ૧૫૦૦ |
| પાટડી દરબાર સૂરજમલ જોરાવરશંગજી મુંબઈગરા | રૂ. | ૧૦૦૧ |
| રાવબહાદુર બહેચરદાસ અંબાઈદાસ લશ્કરી સી. એસ.આ.ઈ | રૂ. | ૧૦૦૦ |
| આશરે ૨૫૦ ગામોમાંથી સીક્કાઈ | રૂ. | ૧૪૫૯૦ |
| | કુલ રૂ. | ૧૮૦૯૧ |
| ઈમારતી કામ પૂરું થતાં પહેલાં તે બિનઅટકે ચાલ્યું જાય એટલા માટે લોન તરીકેના | રૂ. | ૩૭૬૩ |
| | એકંદર રૂ. | ૨૧૮૫૪ |

૧૬મી ઓક્ટોબર સને ૧૮૮૬માં થયેલા ખરચની વિગત નીચે પ્રમાણે :

| | | |
|---|---|---|
| દેવળની હદમાં હિંદુઓ સારુ નવી ધર્મશાળા બાંધવામાં | રૂ. | ૧૪૧૯૬. |
| દેવળની બહાર ધર્મશાળા બાંધવામાં | રૂ. | ૩૨૧૩ |
| દેવળની મરામતમાં | રૂ. | ૪૮૧ |
| મંડપના પરથારની ફરસબંદોમાં | રૂ. | ૧૨૦૦ |
| કારકુન સિપાઈ વગેરેના પગારમાં | રૂ. | ૮૨૩ |
| કુટકળ કંટીજન્ટ ખરચમાં | રૂ. | ૧૯૪૧ |
| | કુલ રૂ. | ૨૧૮૫૪ |

ધર્મશાળા પૂર્વ-પશ્ચિમ ૧૮૫ ફૂટ લાંબી છે અને ઉત્તર બાજુએ ૧૬૦ ફૂટ છે અને દક્ષિણ બાજુએ ૧૪૮ ફૂટ છે.

એમાં ૬૧ ખંડ છે અને ખૂણાના ચાર ઘુમ્મટ છે જેની નીચે ઓરડીઓ છે તે ખંડને મેરાબદાર દરવાજા છે. થાંભલા કમાનોના મથાળાં અને ભોયતળિયાની કિનારી એ સૌ પથ્થરનાં છે. ખંડમાં ચોરસાં બેસાડ્યાં છે. ધર્મશાળાની સૌ બાજુએ ઓટલા છે તેના ઉપર નળીઆદાર જસતનાં પતરાંથી લોખંડના થાંભલા મૂકી છાપરું જડ્યું છે. પૂર્વ બાજુના પેસવાના દરવાજા ઉપર ૨૨ ફૂટ લાંબી અને ૧૧ ફૂટ પહોળી ઓરડી છે તેમજ દક્ષિણ બાજુએ ગવઈઆ સારુ એક ઓરડી છે. 

ઉત્તર બાજુએ પથ્થરની નકશી કમાનો તથા ઘુમ્મટવાળો દરવાજો છે. દેવળમાં જુદા જુદા રંગેલા આરસોના શોભાયમાન ફરસંબંદી કરી છે. મંડપ નીચેના ભોંયરાનું ભોંયતળિયું પણ કર્યું છે. મંડપસારુ ત્રણ નકશી પથ્થરની કમાનો ઊભી કરી છે. પીપળા ઉગવાથી ખરાબ થયેલી દેવળની દીવાલો સમરાવી છે, મંડપની છત રંગાવી છે, આખું

દેવળ ધોળાવ્યું છે અને ચોતરાને પગથિયાં કરાવ્યાં છે.

ઈતર લોકોના ઉપયોગ સારુની ધર્મશાળા દેવળના કંપાઉન્ડની ઉત્તર દિશાની દીવાલને લગતી કરી છે. તે ૧૨૫ ફૂટ લાંબી ને ૧૦૨ ફૂટ પહોળી છે. ધર્મશાળામાં આવવા ઉત્તર બાજુએ એક લાકડાનો દરવાજો છે. પૂર્વ ને પશ્ચિમ દિશાએ પડાળિયો છે તે ઉપરાંત ઉત્તર બાજુએ સાત ખંડ કર્યાં છે. ભોંયતળિયાના પાંચ ઓરડા દુકાન તરીકે વપરાય છે અને બાકીના બે ખંડને ધાબાં છે. તેમાંનો એક પૂજારીને માટે છે અને બીજો દેવળની સંભાળ સારુ રાખેલા કારકુન માટે છે.

પટેલ ત્રિકમદાસ બહેચરદાસ ફૂંસાતે દેવીના દેવળની હદની પાસે જમીનનો કટકો દેવીના કંપાઉન્ડની બહાર ધર્મશાળા બાંધવાસારુ મહેરબાની કરી વગર પૈસે આપ્યો છે.

**મહોત્સવ પ્રસંગે ભરાયેલી સભામાં કરવામાં આવેલા ઠરાવોનું પ્રોસિડિંગ.**

સંવત ૧૯૫૧ના પોષ વદી, ૧ વાર શનિ તા. ૧૨મી જાન્યુઆરી સને ૧૮૯૫ના રોજ મળેલી સભાના ઠરાવ મુજબ શ્રી ઉમિયા માતાજીના માનસરોવરના જલોત્સર્ગ તથા માનસરોવર સમીપે મહાદેવજીની સ્થાપના તથા માતાજીના દેવાલય ઉપરનો ધ્વજદંડ પતન થયેલો તેની શાંતિ તથા પુનઃપ્રતિષ્ઠા વગેરેને લગતાં ધર્મકાર્ય કરવા માટે સંવત ૧૯૫૧ના મહાવદી ૪ બુધવાર તા. ૧૩મી ફેબ્રુઆરી સને ૧૮૯૫નું પ્રારંભનું શુભમુહૂર્ત સિદ્ધ કરી પત્રિકાથી મુખ્ય મુખ્ય સ્થળે આમંત્રણ કરતાં તે તારીખે કૈડવા જ્ઞાતિભાઈઓનું સભામંડળ એકઠું થતાં સભા ભરી કાર્યપ્રસંગના ઠરાવ કરવામાં આવ્યા તે

**મીતી માહા વદી ૪ બુધવાર - તા. ૧૩ ફેબ્રુઆરી સને ૧૮૯૫.**
**સભામાં બિરાજેલા ગૃહસ્થો નીચે પ્રમાણે :**

| | | | |
|---|---|---|---|
| શેઠ શંભુપ્રસાદ બહેચરદાસ પ્રમુખ | | પટેલ શામળદાસ બાજી | ઊંઝા |
| પરી. કેશવલાલ પ્રલ્લાદજી | વીરમગામ. | પટેલ માનચંદ ઝવેર | ઊંઝા |
| પરી. પરભુદાસ મોહનદાસ | વીરમગામ. | પા. નાગરદાસ ઉગરદાસ | ઊંઝા |
| પરી. ગુલાબચંદ મોતીચંદ | વીરમગામ. | પા. જોરદાસ મોતીચંદ | ઊંઝા |
| પરી. કેશવલાલ કલ્યાણભાઈ | સુરત. | પા. રામચંદ લખમીચંદ | ઊંઝા |
| પટેલ પરભુદાસ ગણેશભાઈ | રાધનપુર | પા. રામચંદ નાથા | ઊંઝા |
| પટેલ જમનાદાસ ભાવસંગ | ચાણસ્મા | પા. ખુશાલ ગગલ | ઊંઝા |
| પટેલ ગણેશ માનસંગ | ચાણસ્મા | પા. હરીદાસ કુબેરદાસ | ઊંઝા |
| પા. પરભુદાસ બાભાઈ | ચાણસ્મા | પા. મોતીબાભાઈ | ઊંઝા |
| પટેલ દ્વારકાદાસ કલજીદાસ | પીલુદરા | પા. ધનજી ભગવાનદાસ | લાડોલ |

પટેલ ગુલાબચંદ માલજી સરઢવ. પા. જમનાદાસ કાશીદાસ રૂપાલ
પટેલ વીઠલદાસ હેમરાજ લાંઘણજ પા. હેમરાજ કહાનજી ઉપેરા.

માનસરોવરની પૂજા, મહાદેવ પધરાવવા તથા દૂજદંડ ચડાવવા વગેરેની ધર્મવિધિ પ્રમાણે પૂજન કરવાનો પ્રારંભ શરૂ કરવાને ઊંઝાના રહેનાર આચાર્ય સાંકળેશ્વર લલ્લુરામને રજા આપી અને આ પ્રસંગે હાજર થયેલા જનમંડળને આજરોજ જમાડવાના ચાણસ્માના પટેલ તલજનદાસ ભાવસંગ તથા પટેલ ગણેશ માનસંગ તથા પટેલ પરભુદાસ બાભાઈએ ઉત્સાહ બતાવેલી દરખાસ્ત સર્વાનુમતે મંજૂર કરવામાં આવી.

કામકાજ મુલતવી રાખી સભા બરખાસ્ત થતી વખતે આ મહોત્સવ પ્રસંગે હાજર થયેલા જનમંડળને મહા વદી ૫ના રોજ જમવાનું નોંતરું શેઠ શંભુપ્રસાદ બહેચરદાસ લશ્કરી પ્રમુખ સાહેબે કર્યાથી સર્વાનુમતે કબૂલ કર્યું તથા વદી ૬ શુક્રવારના રોજ જમવાનું નોતરું ચાણસ્માના પટેલ તલજનદાસ ભાવસંગ એ આપ્યાથી તે પણ સર્વાનુમતે મંજૂર કરવામાં આવ્યું.

બાદ સભાનું કામ મુલતવી રાખી સભા બરખાસ્ત થઈ.

શંભુપ્રસાદ બહેચરદાસ
પા. શામળદાસ બાજીદાસની સહી દા. પોતાના.
પા. જમનાદાસ કાશીદાસ સહી દા. પોતાના ગામ રૂપાલના
પા કેશવલાલ કલાણભાઈ શીતવાળા.
પરભુલાલ મોહનલાલ સહી.
કેશવલાલ પ્રહલાદની સહી.
પા. તળજાદાસ ભાવસંગ સહી, ગામ ચાણસ્મા.
પા. ગણેશ માનસિંગની સહી દા. પોતાના
પા. ધનજી ભગવાનદાસ સહી દા. પોતાના
પા. હેમચંદ કાનદાસ સહી દા. પોતાના
પા. ગલાબચંદ માલજી સહી દા. પોતાના
પા. મૂળચંદ પીતાંબરની સહી દા. પોતાના કાંબલીના
પા. વસરામ રામસિંગદાસની સહી દા. પોતાના ઠે. બામણવાડા
પા. નરસીદાસ અંબારામની સહી વડનગરના.
પા. દ્વારકાદાસ કાનજીભાઈ સહી દા. પોતે
પા. પૂજીદાસ લવજી સહી દા. પોતાના.

પટેલ ગુલાબચંદ મોતીરામ વીરમગામ સહી દા. પોતે

પા. માધવજી ઝવેરદાસની સહી શાખે ગામ. સરઢવના રહેવાશી સસપરના દા. પોતે

પા. ખોડીદાસ જેઠીદાસ ગામ ઝોટાણાના સહી દા. પોતે

પા. જગજીવન શંભુની સહી દા. પોતાના ગામ વડનગરના

પા. અમથા ઝવેરદાસની સહી દા. પોતે ગામ ઈસનપર પ્રગણે દહેગામના

પા. મોતી ઓતમદાસની સહી દા. પોતે ગામ ઈસનપરના પ્ર. દહેગામ

પા. પરભુ ડોસાભાઈની સહી દા. પોતે ગામ ઈસનપર

પા. પ્રાણદાસ બાપુજી સહી ગામ ઈસનપર દા. પોતે

મુખી. વીઠલદાસ હેમરાજની સહી ગામ લાંઘણજ

**મીતી માહા વદી ૫ સંવત ૧૯૫૧ ગુરુવાર તા. ૧૪ ફેબ્રુઆરી સને ૧૮૯૫. આજરોજ સભા ભરાઈ તેમાં હાજર થયેલા ગૃહસ્થોનાં નામ.**

| | | | |
|---|---|---|---|
| શેઠ. શંભુપ્રસાદ બહેચરદાસ પ્રમુખ | | પા શામળદાસ બાજીદાસ | ઊંઝા. |
| પા. કેશવલાલ પ્રહ્‌લાદજી | વીરગામ | પા. માનચંદ ઝવેર | ઊંઝા. |
| પા. પ્રભુદાસ મોહનદાસ | વીરગામ | પા. નાગરદાસ ઉગરજી | ઊંઝા. |
| પા. ગુલાબચંદ મોતીચંદ | વીરગામ | પા. જોરદાસ મોતીચંદ | ઊંઝા. |
| પટેલ કેશવલાલ કલ્યાણભાઈ | સુરત | પા. રામચંદ લખમીચંદ | ઊંઝા. |
| પટેલ પરભુલાલ ગણેશભાઈ | રાધનપુર | પા. રામચંદ નાથા | ઊંઝા. |
| પા તલજનદાસ ભાવસંગ | ચાણસ્મા | પા. ખુસાલ ગલાલ | ઊંઝા. |
| પા. ગણેશ માનસીંગ | ચાણસ્મા | પા. હીરદાસ કુબેરદાસ | ઊંઝા. |
| પટેલ પરભુદાસ બાભઈ | ચાણસ્મા | પા. મોતી બાભઈ | ઊંઝા. |
| પા. દ્વારકાદાસ કલજીદાસ | પીલુદરા | પા. ધનજી ભગવાનદાસ | રૂપાલા |
| પા. ગુલાબચંદ માલજી | સરઢવ | પા. જમનાદાસ કાસીદાસ | રૂપાલા |
| પા. વીઠલદાસ હેમરાજ | લાંઘણજ | પા. હેમરાજ કાનજી | ઉપેરા. |
| પા. કુબેર રાયચંદ | પાટણ. | | |

માનસરોવરનું જલોત્સર્ગ, મહાદેવજી સ્થાપન કરવા તથા માતાજીનો દ્દજદંડ ચડાવવા બાબત પૂજામાં બે યજમાનોની જરૂર તે વિશેની માગણી આચાર્ય સાંકલેશ્વર લલુરામે કર્યાથી સભાસદોએ મંજૂરી સાથે પા. શામળદાસ બાજીદાસ તથા પટેલ. એઓને પૂજામાં મોકલવામાં આવ્યા.



ત્યારબાદ મહાદેવજીના ડેરામાં ગણપતિ સ્થાપન કરવાની ક્રિયા પોતાના હાથે થાય તેમ કરવા રૂ. ૬૦ની રકમ માતાજીની શીલીકમાં આપવા અને તે સાથે મહા

વદી ૭ના રોજ આ પ્રસંગે આવેલા જનમંડળને જમવાનું નોતરું આપવા કબૂલ કરી માગ્યાથી છેવટની માગણી એ ચાણસ્માના પટેલે થોભણદાસ જાદવજીને તે ક્રિયામાં બેસવા રજા આપી.

ત્યારબાદ મહાદેવજીના ડેરામાં પાર્વતી માતાની સ્થાપના કરવાની ક્રિયા પોતાના હાથે કરવા ગામ પાંચોટના પા. મંછીદાસ નાગરદાસની છેવટની માગણી રૂ. ૨૫૦ (અઢીસો) આપવાની થવાથી તે ક્રિયામાં બેસવા તેને રજા આપી.

બાદ બપોરના ભોજનનો ટાઈમ તેથી સભાનું કામ થોભાવ્યું.

બપોર.

સભાનું કામ શરૂ કર્યું. દરમિયાન શ્રીમંત મહારાજા સાહેબ ગાયકવાડ સરકારના ફરમાન મુજબ કડી ઉત્તર પ્રાંતના સૂબા સાહેબ રાવ બહાદુર ત્રંબકરાયજી વ્રજરાયજી સાહેબનું તથા સિદ્ધપુર મહાલના મહેરબાન વહીવટદાર ભગવાનલાલ હરિનંદરાવ સાહેબનું પધારવું થયું.

શ્રીમંત મહારાજા સાહેબ ગાયકવાડ સરકાર તરફથી આ માતાજી સ્વસ્થાનને તથા કેડવા જ્ઞાતિને પ્રેમપૂર્વક વખતોવખત સારી મદદો મળે જાય છે તે વિશેનું શેઠ શંભુપ્રસાદભાઈએ કેટલુંએક વિવચન કરીને તે સૂબા સાહેબને સભામાં અધ્યક્ષપદે બિરાજમાન થવા દરખાસ્ત કરી એને પા. શામળદાસ બાજીદાસે ટેકો આપ્યો તે સર્વાનુમતે હર્ષનાદ સાથે સભાએ વધાવી લઈ અધ્યક્ષપદે બિરાજમાન કર્યા.

મહેરબાન સૂબા સાહેબે અધ્યક્ષપદ ધારણ કરીને પોતાનો હર્ષ બતાવ્યો અને આ મેળાવડો મળવાનું કારણ કહી સંભળાવીને શ્રી ઉમિયા માતાજી સ્વસ્થાન કમિટી નીમાઈ ત્યારથી તે અત્યાર સુધીનો રિપોર્ટ વાંચવા સ્વસ્થાન કમિટીના કારકુનને આજ્ઞા કરી તે અન્વયે શ્રી ઊંઝા ઉમિયા માતાજી સ્વસ્થાનના કારકૂન ગણપતરામે તે રિપોર્ટ વાંચી સંભળાવ્યો બાદ

વીરમગામના પરી. કેશવલાલ પ્રહ્‌લાદજી રૂઘનાથદાસે એ વંચાયેલો રિપોર્ટ સંતોષકારક છે એમ જણાવી મંજૂર કરવા દરખાસ્ત કરી તેને

સુરતના પરી. કેશવલાલ કલ્યાણભાઈએ ટેકો આપ્યો અને સર્વાનુમતે તે રિપોર્ટ મંજૂર કરવામાં આવ્યો.

રાધનપુરના રહેનાર રાજેશ્રી દીવાન શીવલાલ ખુશાલભાઈ આ સભામાં નહિ આવી શકવાના કારણનો કાગળ મહા વદ ૧ સંવત ૧૯૫૧નો ત્યાં રહેનાર પટેલ પરભુલાલ ગણેશભાઈએ સભામાં રજૂ કર્યો. તે સ્વસ્થાનના કારકુન ગણપતરામે સભામાં વાંચી સંભળાવ્યો તે દાખલ કર્યો.



શ્રી ઊંઝા ઉમિયા માતાજી સ્વસ્થાંનના કારકુન ગણપતરામ લલુરામે સભામાં

મહેરબાન સ્વસ્થાન પાટડી દરબાર સાહેબ નહીં પધારી શકવાના કારણનો કાગળ પોતે લાવ્યાનું જાહેર કરી રજૂ કર્યો. તે વાંચી દાખલ કર્યો.

સભામાં મહેરબાન સૂબા સાહેબે સ્વસ્થાનનો રિપોર્ટ વંચાઈ ગયેલો તે ઉપર તેમજ થયેલા કામોથી તથા થતાં કામ અને કમિટીની રચના વિશે પોતાનો સંતોષ જણાવી તેને લગતું વિશેષ વિવેચન કર્યું. **કૈડવા કણબી પાટીદાર જ્ઞાતિને કેળવણીમાં વધારો કરવામાં બોધ કર્યો. તેમજ શ્રીમંત મહારાજા સાહેબ ગાયકવાડ સરકારનો આ જ્ઞાતિ પ્રત્યે ઘણો પ્યાર તેમજ બહોળી વસ્તી આ રાજ્યમાં મુખ્યત્વે કરીને આ જ્ઞાતિની છે, તે પ્રજાને કેળવણીથી સુધારવા તરફ સારી લાગણી હોવા વિશેનું વિસ્તારપૂર્વક વર્ણન કહી** સંભળાવ્યું અને તેની સાથે આ આરંભેલા કામ માનસરોવર અને મહાદેવના દેવાલયનું સારી રીતે શોભીતું થવામાં આવ્યું અને તે કરવામાં આ કૈડવા જ્ઞાતિ તરફથી સદા નિષ્ઠાપૂર્વક શેઠ શંભુપ્રસાદે મહેનત લીધી છે અને અત્યારે તેના પ્રસંગનો મહોત્સવ છે અને શાસ્ત્રવિધિ પ્રમાણે સઘળી ક્રિયાની પૂર્ણાહુતિનો વખત છે. તે સર્વ કામ કરવામાં શેઠ શંભુપ્રસાદે લીધેલા શ્રમને માટે નામદાર મહારાજા સાહેબ ગાયકવાડ સરકાર તરફથી તેમને માન્યનો પોશાક આપવા આવ્યાથી તેમજ તેઓ નામદાર સરકારના દીવાન બહાદુર મણિભાઈ જસભાઈ દીવાન સાહેબ તરફથી પોશાક આવ્યાથી મને આપવા જોગવાઈ મળી છે. એમ પ્રદર્શિત કરી શેઠ શંભુપ્રસાદને સુશોભિત અને કિંમતી પોશાક આપ્યો.

શેઠ શંભુપ્રસાદે તે પોશાક ઘણા જ માનપૂર્વક સ્વીકારી પોતાના પ્રત્યે શ્રીમંત મહારાજા સાહેબ ગાયકવાડ સરકારની સદ્‌ભાવના સંબંધી વંદનાપૂર્વક આભાર માન્યો. તેમજ મહેરબાન સૂબા સાહેબની તસદીને માટે ઉપકાર માન્યો તેની સાથે માનસરોવરનું કામ પૂર્ણ કરવામાં તથા જેમ બને તેમ ખરચની કસર શોધવામાં તથા આ સ્વસ્થાનમાં ઉઘરાણાથી રકમ એકઠી કરવામાં આ માતાજી સ્વસ્થાનના કારકુન ગણપતરામ લલુરામ દવે કે જે લગભગ પંદરેક વરસથી સ્વસ્થાનમાં મુખ્ય કારકુન છે. તેણે ઘણી સારી તક અને બાહોશી વાપરી છે. તેમજ સ્વસ્થાનના બીજા કારકુનો અને પટાવાળાઓએ પણ સ્વસ્થાનના ઉઘરાણાની રકમ એકઠી કરવામાં નેક નિષ્ઠાથી લક્ષપૂર્વક સારી મહેનત લીધી છે તેમને વાસ્તે સંતોષ જણાવ્યો. મહેરબાન સૂબા સાહેબ તરફથી આ જ્ઞાતિના સારાને માટે મમતા બતાવવામાં આવી છે. તેને ટેકારૂપ અમદાવાદ હિતેચ્છુપત્રના માજી અધિપતિ રા. પીતાંબરદાસ ત્રિભોવનદાસ તથા અમદાવાદના રા. વકીલ મણિભાઈ ગોવિંદભાઈએ લાગણીદાયક વિવેચન કર્યું તેને માટે સભાએ આભાર માની તેની નોંધ કરી બીજા વખત પર ઉપસ્થિત કરવાનો ઠરાવ કરવામાં આવ્યો.

વીરમગામના પરીખ પરભુદાસ મોહનલાલે માનસરોવરના સંબંધે શિલા ઉપર

કોતરેલી પ્રસસ્તી દીવાલમાં મહેરબાન સૂબા સાહેબ સ્વહસ્તે મુકાવા તથા માનસરોવર ખુલ્લું મૂકવાની દરખાસ્ત કરી અને તેને ચાણસ્માના પટેલ તલજનદાસ ભાવસંગે તથા ગણેશ માનસંગે ટેકો આપ્યો. સર્વાનુમતે સ્વીકારી મહેરબાન સૂબા સાહેબે પોતાના સ્વહસ્તે એ પ્રસસ્તી માનસરોવરની પશ્ચિમાભી દીવાલ ઉપર ગોઠવવાની તથા માનસરોવર ખુલ્લું મૂકવાની ક્રિયા કરવામાં આવી. તેને વાસ્તે સભાએ તેઓ સાહેબનો આભાર માન્યો.

શેઠ શંભુપ્રસાદભાઈએ શ્રી ઊંઝા ઉમિયા માતા સ્વસ્થાનના કારકુન વગેરેને ઈનામ મહેરબાન સૂબા સાહેબ એમના સ્વહસ્તે અપાવા દરખાસ્ત કરી તેને ઊંઝાના પટેલ શામળદાસ બાજીદાસે ટેકો આપ્યો તે સર્વાનુમતે સ્વીકારી મહેરબાન સૂબા સાહેબે પોતાના સ્વહસ્તે ઈનામ વહેંચ્યું તેને સારુ સભાએ આભાર માન્યો.

બાદ ઊંઝાના પટેલ શામળદાસે મહેરબાન સૂબા સાહેબને ફૂલનો હાર આરોપણ કર્યો. છેવટે મહેરબાન સૂબા સાહેબનો તસ્દીને માટે સભાએ ઉપકાર માની સભા બરખાસ્ત થઈ અને સભાનું કામ આવતા રોજ ઉપર મુલતવી રાખ્યું.

**ત્રંબકરાય વરજરાય.**
સૂબા કડી પ્રાંત.

ભગવાનલાલ હરીનંદ (વહીવટદાર સિદ્ધપુર)
શંભુપ્રસાદ બહેચરદાસ
પા. શામળદાસ બાજીદાસની સહી દા. પોતાના
પા. જમનાદાસ કાશીદાસ સહી ગામ રૂપાલ
કેશવલાલ કલાણભાઈ સીતવાળા
કેશવલાલ પેલાદજી સહી
પરભુલાલ મોહનલાલ સહી
પા. ગણેશ માનસીંગ સહી દા. પોતાના
પા. તલજનલદાસ ભાવસંગ સહી દા. પોતાના
પા. હેમચંદ કાનદાસ સહી દા. પોતાના
પા. ધનજી ભગવાનદાસ સહી દા. પોતાના
પા. ગુલાબચંદ માલજી સહી દા. પોતાના સરઢવના

પા. મૂળચંદ પીતાંબર સહી દા. પોતે
પા. વશરામ માનસીંગદાસ સહી દા. પોતે ગામ બામણવાડા
પા. દ્વારકાદાસ કલજીદાસ સહી દા. પોતે
પા. કેવળ હરી સહી દા. પોતે ગામ રેણુજ

પા. ગુલાબચંદ મોતીરામ વીરમગામ સહી દા. પોતે
પા. માધવજી ઝવેરદાસ સહી દા. પોતે સાબે સરઢવ રહેવાસી ગામ સસપર દા. પોતે
પા. ખોડીદાસ જેઠીદાસ ગામ ઝોટાણાના દા. પોતે
પા. જગજીવન શંભુ સહી દા. પોતે ગામ વડનગરના
પા. અમથા ઝવેરદાસ સહી દા. પોતે
પા. મોતી ઓતમદાસ સહી રહેવાસી ગામ ઈસનપર
પા. પરભુદાસ ભાઈચંદ ગામ ઈસનપર
પા. પ્રાણદાસ બાપુજી સહી ગામ ઈસનપર
મુખી. વીઠલદાસ હેમરાજ સહી દા. પોતાના. ગામ લાંઘણજના.

## મહોત્સવ પ્રસંગની ત્રીજી સભામાં થયેલા કામનું પ્રોસિડિંગ
## મીતી માહા વદી ૬ સંવત ૧૯૫૧

મીતી માહા વદી ૫ સંવત ૧૯૫૧ના રોજ મુલતવી રહેલી સભાનું કામ આજરોજ શરૂ કરવાની તકમાં મહેરબાન સૂબા સાહેબ પોતાની ડિસ્ટ્રિક્ટમાં પધારી જતાં અધ્યક્ષપદે સભામાં બિરાજવા મહેરબાન સિદ્ધપુર વહીવટદાર સાહેબ ભગવાનલાલ હરીનંદરાવને સારુ શેઠ શંભુપ્રસાદે દરખાસ્ત કરી અને તેને વીરમગામના પરી. ગુલાબચંદ મોતીચંદે ટેકો આપ્યો. સર્વાનુમતે અધ્યક્ષપદે તેઓ સાહેબને બિરાજમાન કર્યા સભાનું કામ શરૂ કરવામાં આવ્યું. સભામાં બિરાજેલા ગૃહસ્થો નીચે પ્રમાણે હતા :-

| | | | |
|---|---|---|---|
| શેઠ શંભુપ્રસાદ બહેચરદાસ લશ્કરી | | પા. શામળદાસ બાજીદાસ | ઊંઝા |
| પરી. કેશવલાલ પ્રહ્‌લાદજી | વીરમગામ | પા. માનચંદ ઝવેર | ,, |
| પરી. પરભુદાસ મોહનદાસ | ,, | પા. નાગરદાસ ઉગરજી | ,, |
| પા. ગુલાબચંદ મોતીચંદ | ,, | પા. જોરદાસ મોતીચંદ | ,, |
| પા. કેશવલાલ કલ્યાણભાઈ | સુરત | પા. રામચંદ લખમીચંદ | ,, |
| પા. પરભુલાલ ગણેશભાઈ | રાધનપુર | પા. રામચંદ નાથા | ,, |
| પા. તલજનદાસ ભાવસંગ | ચાણસ્મા | પા. ખુશાલ ગલાલ | ,, |
| પા. ગણેશ માનસિંગ | ,, | પા. હરીદાસ કુબેરદાસ | ,, |
| પા. પરભુદાસ બાભાઈ | ,, | પા. મોતી બાભાઈ | ,, |
| પા. દ્વારકાદાસ કલજીદાસ | પીલુદરા | પા. ધનજી ભગવાનદાસ | લાડોલ |
| પા. ગુલાબચંદ માલજી | સરઢવ | પા. જમનાદાસ કાશીદાસ | રૂપાલ |
| પા. વીઠલદાસ હેમરાજ | લાંઘણજ | પા. હેમરાજ કાનજી | ઉપેરા |
| પા. કુબેર રામચંદ | પાટણ | | |

મહાદેવજીનું વાહન જે નંદી તે મહાદેવજીના સાનિધ્યમાં સ્થાપન કરવાની ક્રિયા પોતાને હાથે કરવા છેવટે ઊંઝાના પટેલ કુબેર હાંસરાજે રૂ. ૧૫૦ આપવા માગણી કરવાથી સર્વાનુમતે તે ક્રિયા તેને કરવાની રજા આપી.

મહાદેવજીના ડેરામાં મહાદેવજી અને નંદી દરમિયાન કાચબ પધરાવવાની ક્રિયા પોતાના હાથે કરવા છેવટ માગણી ઊંઝાના પા. કુબેર હાંસરાજે રૂ. ૭૦ આપવાની કર્યાથી તે ક્રિયા તેને કરવાની રજા આપી.

**શ્રીમહાદેવજીના ડેરામાં મહારૂતી (હનુમંત) સ્થાપન કરવાની ક્રિયા, પોતાના હાથે કરવા છેવટ માગણી રૂ. ૧૭૫) આપવાની કંબોઈના પા. ઝવેર કેવળદાસે કર્યાથી તે ક્રિયા તેને કરવાની રજા આપવામાં આવી.**

શ્રીમહાદેવજીના ડેરામાં બહારના ગોખમાં ભેરવ પધરાવવાની ક્રિયા પોતાને હાથે થવા છેવટ માગણી ઊંઝાના પા. રણછોડ દ્વારકાદાસે રૂ. ૧૮૫ની કરવાથી તે ક્રિયા તેને કરવાની રજા આપવામાં આવી.

માનસરોવરના ડેરામાં મહાદેવજી પધરાવવા તથા તેનું શીખર ચઢાવવા તથા શ્રી ઉમિયા માતાજીનો પતન થયેલો દૂજદંડ પુનઃ સ્થાપવા. આ ત્રણ બાબતોની ક્રિયા કરવા ઊંઝા ગામમાં રહેનાર કૈડવા કણબી સમસ્તનો છેવટ ચડાવવાની એવી માગણી થવામાં આવી કે પૃથ્વી ઉપર યાવશ્ચંદ્રદીવાકરૌ સુધીને માટે વંશપરંપરા દરસાલ ઊંઝા ગામમાં રહેનાર કૈડવા કણબીના દરેક ઘરદીઠ અધમણ પ્રમાણે દાણા આપીશું તે શ્રી ઊંઝા માતા ઉમિયાજી સ્વસ્થાનમાં અનાજનું સદાવૃત્ત કૈડવા જ્ઞાતિના સમસ્ત તરફથી ચાલુ કરવા પ્રથમ ઠરાવમાં નોંધ થયેલો છે તે અન્વય ઊંઝા ઉમિયામાતાજી સ્વસ્થાનની કમિટીમાં આપવાને તે સદાવ્રત ચલાવવા આ સારી ઊપજનો ઉમેરો થાય છે એવી માગણી થવાથી અને તેને સારુ ખાસ ઉત્સાહ પા. શામળદાસ બાજીદાસ વગેરે તરફથી બતાવી અને તે સદાવ્રતને સારુ બીજા જેઓની તરફથી મદદ મળે તેની યોગ્ય હકીકત સાથે શિલાલેખ કરવો. એવી માગણી થઈ તે સર્વાનુમતે મંજૂર કરી. ત્રણ ક્રિયા કરવાની ઊંઝા ગામમાં રહેનાર કડવા જ્ઞાતિના ચારે પાટીવાળાને રજા આપવામાં આવી અને તે સદાવ્રત હંમેશાં ચાલુ રહે તેને માટે બીજા ગામવાળાઓ તથા ઊંઝાગામ વાળાઓએ વિશેષમાં જે જમીન તથા રોકડ રકમો આપી મદદ આપવા કબૂલ કર્યું છે તેના પ્રકારવાર લિસ્ટ ઈલાયદાં કરવામાં આવ્યાં છે.

માનસરોવર ઉપરના મહાદેવજીની ધ્વજા ચડાવવા બાબત ચઢાવો થતાં છેવટે માગણીમાં વીસનગરની નાતસમસ્તે પા. હરગોવિંદ પરસોત્તમે રૂ. ૨૫૦ આપવા કબૂલ કરવાથી તે ક્રિયા તેને કરવા સર્વાનુમતે રજા આપી.



મહાદેવજીના ડેરામાં ઘંટ બાંધવાની ક્રિયા પોતાના હાથે કરવા છેવટ માગણીમાં

ઊંઝાના પા. કુબેર હાંસરાજે રૂ. ૧૦૧ આપવા કબૂલ કર્યાથી તે ક્રિયા કરવા તેને રજા આપવામાં આવી.

મહાદેવજીની પૂજાનાં સઘળાં પાત્રો તથા ક્રિયા વખતે નૈવેદ ધરવાના ચઢાવામાં છેવટ પાટણના ચાકરીયાત સાખના કૈડવા કણબીની નાત સમસ્તે પા. કુબેર રાયચંદે રૂ. ૧૩૦ આપવા કબૂલ કર્યાથી તે ક્રિયા તેને કરવા સર્વાનુમતે મંજૂર કર્યું.

મહાદેવજીને છત્ર ધારણ કરવા તથા ચડાવવા બાબત છેવટ માગણી રૂ. ૭૫ આપવાની રાધનપુરના પટેલ રણછોડ ગણેશે કર્યાથી સર્વાનુમતે તે ક્રિયા તેને કરવાની રજા આપવામાં આવી.

મહાદેવજીને ચમર કરવા બાબતની માગણી છેવટ રૂ. ૨૦ આપવાની ઊંઝાના પટેલ હરી બાલચંદે કર્યાથી તે ચમર કરવા સર્વાનુમતે તેને રજા આપી.

મહાદેવજીની આરતી ઉતારવાના ચડાવા બાબત છેવટ ઊંઝાના પા. હીરા વસ્તાએ રૂ. ૮૦ આપવા કબૂલ કર્યાથી તે ક્રિયા તેના હાથે થવા તેને સર્વાનુમતે રજા આપી.

શ્રીમાનસરોવરમાં ગૌતારણની ક્રિયા કરવાના ચડાવા બાબત છેવટે પાટણના ચાકરીયાત સાખના કૈડવા કણબી પાટીદારની નાત સમસ્તે પા. કુબેર રામચંદે રૂ. ૧૬ આપવા કબૂલ કરી. માગણી કર્યાથી તે ક્રિયા તેને કરવાની સર્વાનુમતે રજા આપવી.

હનુમાનજીની ધ્વજા ચઢાવવા બાબત છેવટ ઊંઝાના પટેલ લખુલાલા કાંબલીયાએ રૂ. ૫ આપવા કબૂલ કરી માગણી કર્યાથી સર્વાનુમતે તે ક્રિયા તેને કરવા રજા આપવામાં આવી.

માનસરોવરની આરતી ઉતારવાના ચઢાવા બાબત છેવટે પાટણના સખવાળી પાટીના કૈડવા કણબી પાટીદારની નાત સમસ્તે પા. રામચંદ ઉજમે રૂ. ૯૫ આપવા કબૂલ કરી માગણી કર્યાથી સર્વાનુમતે તે ક્રિયા તેને કરવા રજા આપવામાં આવી.

ચડાવાની માગણીઓનું કામ પૂરું થયા પછી તરત જ શાસ્ત્રવિધિએ સર્વે દેવકાર્યની પ્રતિષ્ઠા દુંદુંભીનાદ સાથે કરવામાં આવી.

અસુર થયે બાકી રહેલું કામ મુલતવી રાખી પ્રમુખનો ઉપકાર માની સભા બરખાસ્ત થઈ.



ભગવાનલાલ હરીનંદ (વહીવટદાર સિદ્ધપુર)
શંભુપ્રસાદ બહેચરદાસ.
પા. શામળદાસ બાજીદાસ સહી દા. પોતે.
કેશવલાલ કલ્યાણબાઈ સીતવાળા

પરભુલાલ મોહનલાલ સહી.
પા. તલજનદાસ ભાવસિંગ સહી ગામ ચાણસ્માના.
કેશવલાલ પ્રેલાદજી સહી.
પા. ગણેશ માનસીંગ સહી દા. પોતાના.
પા. તલજાદાસ ભાવસિંગ સહી.
પા. ધનજી ભગવાનદાસ સહી દા. પોતાના.
પા. હેમચંદ કાનદાસ સહી દા. પોતાના.
પા. ભગુ હરખા સહી દા. પોતાના
પા. રણછોડ બહેચર સહી દા. પોતાના.
પા. દેવાભાઈ જેસિંગદાસ સહી.
પા. જેસિંગદાસ નાગરદાસ ગામ રાધેજાના.
પા. નાગર હરીભાઈ સહી ગામ સરઢવના.
પા. લખમીચંદ ઉમેદ સહી દા. પોતે.
પા. પૂજીદાસ લાધાજી સહી દા. પોતે.
પા. ગુલાબચંદ મોતીરામ સહી વીરમગામના.
પા. ખોડીદાસ જેઠીદાસ સહી ગામ ઝોટાણાના.
પા. માધવજી ઝવેરદાસ સહી ગામ સસપર.
પા. અમથા ઝવેરદાસ સહી.
પા. મોતી ઓતમદાસ સહી.
પા. પરભુદાસ ડોસાજી સહી.
મુખી વીઠ્ઠલદાસ હેમરાજ સહી.
પા. દ્વારકાંદાસ કલજીદાસ સહી.

**મહોત્સવ પ્રસંગની ભરાયેલી ચોથી સભામાં ચાલેલા કામનું પ્રોસિડિંગ**
**મીતા માહા વદી. ૭ વાર સનેઉ સંવત ૧૯૫૧.**

મીતી માહા વદી ૬ વાર સુકરે સંવત ૧૯૫૧ના રોજ મુલતવી રહેલો સભાનું કામ આજરોજ શરૂ કરવામાં આવ્યું. સભામાં બિરાજેલા ગૃહસ્થો નીચે પ્રમાણે :



**પ્રમુખ.**

મહેરબાન સિદ્ધપુર વહીવટદાર ભગવાનલાલભાઈ

**સભામંડળ.**

| | | | |
|---|---|---|---|
| શેઠ શંભુપ્રસાદ બહેચરદાસ લશ્કરી | | પા. શામળદાસ બાજીદાસ | ઊંઝા |
| પરી. કેશવલાલ પ્રહ્લાદજી | વીરમગામ | પા. માનચંદ ઝવેર | " |

| | | | |
|---|---|---|---|
| પરી. પરભુદાસ મોહનદાસ | ,, | પા. નાગરદાસ ઉગરજી | ,, |
| પા. ગુલાબચંદ મોતીચંદ | ,, | પા. જોરદાસ મોતીચંદ | ,, |
| પા. કેશવલાલ કલ્યાણભાઈ | સુરત | પા. રામચંદ લખમીચંદ | ,, |
| પા. પરભુલાલ ગણેશભાઈ | રાધનપુર | પા. રામચંદ નાથા | ,, |
| પા. તલજનદાસ ભાવસંગ | ચાણસ્મા | પા. ખુશાલ ગલાલ | ,, |
| પા. ગણેશ માનસિંગ | ,, | પા. હરીદાસ કુબેરદાસ | ,, |
| પા. પરભુદાસ બાભાઈ | ,, | પા. મોતી બાભાઈ | ,, |
| પા. દ્વારકાદાસ કલજીદાસ | પીલુદરા | પા. ધનજી ભગવાનદાસ | લાડોલ |
| પા. ગુલાબચંદ માલજી | સરઢવ | પા. જમનાદાસ કાશીદાસ | રૂપાલ |
| પા. વીઠ્ઠલદાસ હેમરાજ | લાંઘણજ | પા. હેમરાજ કાનજી | ઉપેરા |
| પા. કુબેર રામચંદ | પાટણ | | |

પટેલ શામળદાસ બાજીદાસે દરખાસ્ત કરી કે મહા વદી ૪-૫ તથા વદી ૬એ ત્રણ દિવસમાં આ મહોત્સવ પ્રસંગની સભાઓમાં જે જે કામો થવામાં આવ્યાં છે તેનાં ત્રણ દિવસનાં પ્રોસિડિંગ લખી સહીઓ કરી છપાવવા કે તે બધું કામ કડવા જ્ઞાતિના બંધુઓ જ્યાં જ્યાં વસતા હોય ત્યાં મોકલવા.

મહેરબાન વહીવટદાર સાહેબે મહારાજા સાહેબની આ જ્ઞાતિમાં જે કેળવણીનો પ્રસાર ઓછો છે તે વધારવા સંબંધી જે જે યોજનાઓ કરવામાં આવી છે તે ઘણી અસરકારક અને દાખલા દલીલો સાથે ભાષણ કરું તેમાં મુખ્યત્વે કરીને પોતે એમ પણ જણાવ્યું કે **મહારાજા સાહેબ ગાયકવાડ સરકાર તરફથી ગામેગામ સ્કૂલો સ્થાપવામાં આવી છે. એટલું જ નહિ પણ કૃષી વર્ગને અનુકૂળ આવે અને કામને અડચણ ના આવે તે માટે રાતની પણ નિશાળો સ્થાપવામાં આવી છે અને તેમાં કાંઈપણ ફી લીધા વગર કેળવણી આપવામાં આવે છે.** વળી તેમજ ખેડૂત લોકોના ઉપર તેમનાં નાણાં ધીરનાર તરફથી જે જે કરજરૂપી દરિયામાં ડુબાણ થવા પામે છે તે મુસીબતો દૂર કરવા મહારાજા સાહેબ ગાયકવાડ સરકારે સરકારની તિજોરીમાંથી તગાવીની રકમ આપવાને દયા ભરેલો ઠરાવ કરી લાભ આપ્યો છે અને તે વાસ્તે જુદે જુદે ઠેકાણે પેઢીઓ ખૂલી કરવામાં આવી છે તેનો લાભ લેવા ખેડૂત વર્ગને સારી સમજ મળે એ પ્રકારે બોધ કર્યો. તેમજ ખેતી કામમાં ઊપજનો સુધારો થવા ખેતી  કેમ કરવી તેની પણ શાળાઓ કાઢવાને કેટલીએક જગો માટે યોજનાઓ ચાલે છે ને કેટલીએક જગોએ કાઢેલી તેનો પણ લાભ લેવાને અસરકારક સમજૂતી કરી છે. આ રીતે પા. શામળદાસની દરખાસ્તને ટેકો વિવેચન સાથે આધાર આપ્યો.

પા. શામળદાસ બાજીદાસની દરખાસ્ત તથા મહેરબાન વહીવટ સાહેબ તરફથી

જે સૂચના મળેલી તે અન્વયે કરવામાં આવેલાં ત્રણ દિવસોનાં કામોનાં પ્રેસિડિંગો સંબંધીનું કામ પૂરું કરી સભામાં વાચવા અને પ્રગટ કરવા શેઠ શંભુપ્રસાદે જણાવ્યું.

સદાવ્રતના ઉઘરાણાનું કામ જેમ ચાલે છે તેમ જારી રાખ્યું. અસુર થવાથી કમિટીનું કામ આવતી કાલ ઉપર મુલતવી સભા બરખાસ્ત.

ભગવાનલાલ હરીનંદ (વહીવટદાર સિદ્ધપુર)
શંભુપ્રસાદ બહેચરદાસ.
પા. શામળદાસ બાજીદાસ સહી દા. પોતાના.
પા. જમનાદાસ કાશીદાસ સહી દા. પોતે ગામ રૂપાલ
કેશવલાલ કલ્યાણભાઈ સીતવાળા
પરભુલાલ મોહનલાલ સહી.
કેશવલાલ પ્રહ્લાદજી સહી.
પા. તલજનદાસ ભાવસિંગ સહી ગામ ચાણસ્માના
પા. ગણેશ માનસિંગ સહી
પા. હેમચંદ કાનદાસ સહી દા. પોતે
પા. ધનજી ભગવાન સહી દા. પોતાના
પા. જેશંગ હરખા સહી
પા. ગીરધરલાલ દાજી વડોદરાના
પા. કાળીદાસ જગજીવન વડોદરાના
પા. જેશંગદાસ નાગરદાસ રાંધેજાના
પા. રણછોડ બહેચર ગામ જન્નાથ પરવાળા સહી દા. પોતાના
પા. નાગર હરીભાઈ સહી
પા. દેવાભાઈ જેસિંગ
પા. કેવળ હરીભાઈ
પા. અમથા ઝવેર સહી દા. પોતાના
પા. મોતી ઓતમદાસ સહી
પા. પરભુદાસ ડોસાભાઈ સહી
પા. ગુલાબચંદ મોતીરામ વીરમગામના સહી
પા. માધવજી ઝવેરદાસ સહી
પા. ખોડીદાસ જેઠીદાસ સહી
મુખી. વીઠલદાસ હેમરાજ સહી
પા. દ્વારકાદાસ કલજીદાસ સહી.

### રાગ ભૈરવી દાદરો.

આનંદ થયો આજ સહુને આનંદ થયો આજ.
ઉમિયા માત કેરું શુભ વિધિયે થયું કાજ - ટેક
અચળ રહો શિયાજીરાવ દીનતણું કરે છે કાજ,
ચંદ્ર સૂર્ય તપે જ્યાં સુધી ત્યાં સુધી તપો આજ રાજ - ટેક
કઈડવી નાત ઉપર મહારાજા બહુ રાખે છે પ્રીત,
સહુને મન આનંદ થાય જોઈ મહારાજની રીત - ટેક
સૂબા સાહેબ પધારી સભામાં રૂડું કર્યું છે કામ,
વહીવટદારે પણ આ કામમાં ભારે ભરી છે હામ - ટેક
વિવેચન વહીવટદાર તણું એમના વાક્યે નદીનું પૂર,
ઊંઝા પાટીદારની નીચ શંકાઓ કરી દૂર - ટેક
સિદ્ધપુર વહીવટદાર સાહેબે રાખ્યું નીશ્ચે નામ,
કઈડવી નાતનું માન વધારવા કર્યું સદાવ્રત કામ - ટેક
સહુના ઉપર ભગવાનલાલ બહુ રાખે છે ભાવ;
સર્વે પ્રજા એટલું ચાહે જય જય એમનો થાવ - ટેક
પૃથ્વી ઉપર યશ મેળવો કીર્તિ બહુ ફેલાય,
ઈશ્વર એમની વૃદ્ધિ કરો સહુ અંતરમાં એ ચહાય - ટેક

### શ્રી ઊંઝા ઉમિયાજી માતાજીના દેવાલયની કમિટીએ અને તે કમિટીએ અમદાવાદના શેઠ શંભુપ્રસાદ બહેચરદાસના પ્રમુખપણા નીચે જે જે કામો કર્યા તેનો રિપોર્ટ

૧. એ પ્રસિદ્ધ વાત છે કે શ્રી ઊંઝા ઉમિયા માતાજીનું દેવાલય વડોદરાના મહારાજા સાહેબ ગાયકવાડ સરકારના રાજ્યમાં આવેલા સિદ્ધપુર માહાલના ઊંઝા ગામમાં આવેલું છે.

૨. દંત કથા એવી ચાલે છે કે માહાદેવે પોતે જ ઉમિયા માતાજીને એક દેવાલયમાં સ્થાપ્યાં અને તે દેવાલયનું નામ તેમના નામ ઉપરથી પડેલું છે. જે જગાએ માતાજીને સ્થાપવામાં આવ્યાં તે જગ્યા પવિત્ર ગણાતી હતી અને ત્યાં ધીમે ધીમે તે દેવીના નામ ઉપરથી ઉમિયાપુરી નામનું ગામ વસાવ્યામાં આવ્યું. અસલના સંસ્કૃત પુસ્તકોમાં તપાસ કરતાં એમ માલૂમ પડશે કે ઊંઝા ગામ અગાઉ ઉમિયાપુરના નામથી ઓળખાતું હતું.



૩. કૈડવાકણબી જ્ઞાતિ દેવીને પોતાની કુલદેવી તરીકે માન્ય આપે છે અને દરેક નવ અથવા બાર વરસે પોતાની જ્ઞાતિના છોકરાઓનાં લગ્નનો શુભ દિવસ

નક્કી કરવાનો દેવીનો વિચાર પૂછે છે (આજ્ઞા લે છે) અને આ પ્રમાણે નક્કી થયેલા લગ્નો દરેક જગ્યાએ કરવામાં આવે છે.

૪. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ તે ગામમાં રહેનાર પાટીદારો આબાદ થતા ગયા અને આબાદીથી તેઓના ધાર્મિક વિશ્વાસ ઉપર કાંઈ ખોટી અસર થઈ નહીં.

પણ ઊલટું જેમ જેમ તેઓની આબાદી વધતી ગઈ તેમ તેમ ઉમિયા માતાજી ઉપર તેઓનો વિશ્વાસ વધતો ગયો અને ઉમિયા માતાને વાસ્તે એક પાકું દેવાલય બાંધવાને સારુ એક મીટિંગ ભરવા અગત્ય પડી તે ઉપરથી તેઓએ તેમના માતાજી ઉપરના વિશ્વાસનો પુરાવો આપ્યો છે. તે મીટિંગે આ ઉમદા કામને વાસ્તે એક ભારે રકમ ખર્ચવાનો ઠરાવ કર્યો અને આ કામને માટે ટીપ કરવામાં આવી અને તે ટીપમાં ફક્ત કડીના કણબીઓએ જ નાણાં ભર્યા એટલું જ નહીં પણ ગુજરાત, કાઠિયાવાડ, ખાનદેશ, નીમાર અને વરાડ પ્રાંતના સઘળા કેડવા પાટીદાર કણબીઓએ નાણાં ભર્યા. થોડાક દિવસમાં આશરે એક લાખ રૂપિયા એકઠા થયા અને અમદાવાદના પટેલ રામચંદ્ર મનસુખના ઉપરીપણા નીચે તે પૈસા આશરે ઈ. સ. ૧૮૫૫માં દેવાલય બાંધવામાં ખર્ચ કરવામાં આવ્યા પણ કમિટી કહેવાને દિલગીર છે કે ઘણી બાબતોમાં દેવાલયનું કામ અધૂરું રહ્યું અને તે વખતથી તે દેવાલયનો કારભાર તે જ પ્રમાણે ચાલ્યા કરતો હતો.

૫. અમદાવાદના મરહુમ રાવબહાદુર શેઠ બહેચરદાસ અંબાઈદાસ સી. એસ. આઈ. જેઓ ઉમિયા માતાજીને વાસ્તે ઘણું જ આસ્થાપૂર્વક માન્ય ધરાવતા હતા તેઓ પોતાની જ્ઞાતિના ઘણા માણસોને તે દેવાલયનું કામ બરોબર રીતે ચાલે એવી ગોઠવણ કરવાને બોધ કરતા હતા.

૬. સને ૧૮૮૩માં દેવાલયનો વખત બદલાઈને સારો થયો અને કેડવા કણબી જ્ઞાતિના આગેવાનોની અને તે જ્ઞાતિના ઘણા ભાગની મદદથી રાવબહાદુર શેઠ બહેચરદાસ અંબાઈદાસ સી.એસ.આઈ. તે કામ બરોબર રીતે ગોઠવવાને શક્તિવાન થયા અને આ કામને વાસ્તે ૬૩ ગામમાં રહેનાર પાટીદારોની એક સભા બોલાવી અને ઉમિયા માતાજીના દેવાલયના કામકાજનો કારભાર કરવાને અને તેમજ ધર્મશાળાઓ બાંધવાને તેમાંથી એક કમિટી સ્થાપી.



કમિટીના મેમ્બરોનાં નામ નીચે પ્રમાણે-

૧. રાવબાહાદુર શેઠ બહેચરદાસ અંબાઈદાસ સી.એસ.આઈ. અમદાવાદના
૨. પટેલ પ્રાણજીવનદાસ દામોદરદાસ ................અમદાવાદ
૩. પટેલ દોલતરામ જોઈતારામ ........................અમદાવાદ

૪. પટેલ બાજીદાસ થોભણદાસ ..........................ઊંઝા
૫. પટેલ વાલજી નાહાનજી ..............................ઊંઝા
૬. પટેલ કેવળદાસ ઝવેરદાસ ............................ઊંઝા
૭. પટેલ રામચંદ નાથા ...................................ઊંઝા
૮. પટેલ ખીમચંદ દાળજી ................................ઊંઝા
૯. પટેલ કુબેરદાસ ઉમેદદાસ.............................ઊંઝા
૧૦. પટેલ હેમરાજ કાનજી ................................ઉપેરા
૧૧. પટેલ નારણ નાથા.....................................ખોલવાડી
અને બીજા ઘણાઓ.

સને ૧૮૮૪ના જાન્યુઆરીની તારીખ ૨૪મીએ કમિટીએ મળીને આખા હિંદુસ્તાનમાં રહેતા કૈડવા પાટીદારોના દરેક કુટુંબ દીઠ તે અધૂરું દેવાલય પૂરું કરવાને સારુ તથા જે યાત્રાળુ ઘણીકવાર અથવા મેળાને દિવસે ત્યાં આવે તેમને સારુ ધર્મશાળા બાંધવાને એક રૂપિયો લેવો ઠરાવ્યો. કમિટી જાહેર કરવાને ખુશી થાય છે કે સને ૧૮૮૬ ના ઓક્ટોબરની તા. ૧૬મી સુધી નીચે પ્રમાણે પૈસા એકઠા થયા હતા.

| | | |
|---|---|---|
| ૧. ત્રણસો ચોરાણું ગામથી કૈડવા પાટીદારોએ એકઠાં કરેલા | રૂ. | ૨૧૫૬૭-૮-૩ |
| ૨. મહારાજા સાહેબ ગાયકવાડ સરકાર તરફથી | રૂ. | ૧૫૦૦-૦-૦ |
| ૩. પાટડી દરબાર સાહેબ તરફથી | રૂ. | ૧૦૦૧-૦-૦ |
| ૪. રાવબાહાદુર શેઠ બહેચરદાસ અંબાઈદાસ | રૂ. | ૧૦૦૦-૦-૦ |
| | કુલ રૂ. | ૨૫૦૬૮-૮-૩ |

૭. અને ૧૮૮૬ના ઓક્ટોબરની તા. ૧૬મી સુધી નીચે પ્રમાણે ખર્ચ કરવામાં આવ્યું.

| | | |
|---|---|---|
| ૧. દેવાલયના કમ્પાઉન્ડમાં ધર્મશાળા બાંધવામાં | રૂ. | ૧૭૫૩૬-૧૨-૦ |
| ૨. દેવાલયના કમ્પાઉન્ડની બહાર હિંદુઓ સારુ ધર્મ શાળા બાંધવામાં | રૂ. | ૩૪૭૬-૯-૬ |
| ૩. માતાજીના દેવાલયમાં આરસપહાણ જડાવામાં | રૂ. | ૩૨૬૨-૧૦-૯ |
| ૪. સિપાઈ તા. કારકુનના પગારમાં તા. પરચૂરણ ખર્ચમાં તથા નોકરોને ઇનામમાં | રૂ. | ૧૫૩૩-૮-૩ |
| | કુલ રૂ. | ૨૫૮૧૨-૮-૬ |



૮. કમિટી જાહેર કરે છે કે સને ૧૮૮૬ના ઓક્ટોબરની તા. ૧૬મીએ રૂ. ૭૧૯-૧૪-૦ સિલિકમાં જમાં રહ્યા હતા.

૯. જે ધર્મશાળા દેવાલયના કંપાઉન્ડમાં બાંધેલી છે અને જે દેવાલયની આસપાસ આવેલી છે તે ચૂનો અને પથ્થરની બાંધેલી છે અને તેના ઉપર બધે ધાબું છે તે દક્ષિણ તરફ ૧૬૦ ફૂટ અને ઉત્તર તરફ ફૂટ ૧૪૮ લાંબી છે. પૂર્વ, પશ્ચિમ આશરે ૧૮૫ ફૂટ લાંબી છે તેમાં સહેલાઈથી ત્રણ હજાર માણસોનો સમાવેશ થઈ શકે તેમ છે. માતાજીનું દેવાલય મધ્ય ભાગમાં આવેલું છે અને આસપાસ આશરે ૨૫ ફૂટ જગ્યા ખુલ્લી છે.

૧૦. પૈકી ધર્મશાળાની ઉત્તર દિશાએ બીજી ધર્મશાળા છે જે હિંદુઓ તેમજ અન્ય જ્ઞાતિના લોકોની સગવડતા સારુ બાંધેલી છે તેની દક્ષિણ દિશાનો દરવાજો પાકી ધર્મશાળામાં પડે છે. આ ધર્મશાળા સાધારણ રીતે નળિયાવાળા છાપરાની છે અને આશરે પાંચસો માણસોનો સમાવેશ થઈ શકે તેમ છે. આ ધર્મશાળાનો મુખ્ય દરવાજો શ્રી ઉમિયા માતાજીની વાડીની સામે છે અને તે ઊંઝા ગામની સન્મુખ છે.

૧૧. ધર્મશાળાઓનું અને દેવાલયનું બાકી કામ સને ૧૮૮૭માં પૂરું જ્યારે સભાના મેમ્બરો મહારાજા સાહેબ ગાયકવાડ સરકાર પાસે ડેપ્યુટેશન લઈને ગયા અને મહારાજા સાહેબે મહેરબાનીથી કડીના સૂબા સાહેબને ઓપનિંગ સેરેમની કરવાનો હુકમ કર્યો. આ પ્રસંગને સારુ સને ૧૮૮૭ના ફેબ્રુઆરીની તા. ૬ઠ્ઠી નિમવામાં આવી અને તે ક્રિયા કડવા કણબી જ્ઞાતિના ઘણા માણસોએ તથા માતાજીના દેવાલયની કમિટીના મેમ્બરોએ તથા બીજા લોકોએ જોઈ હતી. ઘણી ખુશીથી તે ક્રિયા કરી હતી અને **મહારાજા સાહેબ ગાયકવાડ સરકારના હુકમ પ્રમાણે શ્રી માતાજીને કિંમતી પોશાક ભેટ કર્યો હતો. તેમજ રાવ બહાદુર શેઠ બહેચરદાસ અંબાઈદાસ સી.એસ.આઈ.એ માતાજીના કામને સારુ અંતઃકરણથી જે ભાગ લીધેલો તથા લોકોને સારુ પૈસા ભરવામાં જે મહેનત કરેલી તેને વાસ્તે માન્ય ભરેલો તેમને સાલ જોડો તથા પાઘડીનો પોશાક આપ્યો ને દેવાલયની કમિટીના મેમ્બરોએ પણ બજાવેલી સેવાઓને માટે આભાર માન્યો અને તેઓએ રાવ બહાદુર શેઠ બહેચરદાસ અંબાઈદાસ સી.એસ.આઈ.ની એક ઓઈલ પેઈન્ટેડ છબી દેવાલયના યોગ્ય ભાગમાં મૂકી.**



૧૨. ધર્મશાળાનું કામ જે આવા ઉત્સાહથી શરૂ થયેલું હતું તે ઝટ પૂરું કરવું જોઈતું હતું પરંતુ ફંડમાં રકમ ખૂટી પડવાથી કામમાં ઢીલ થઈ. ટીપનાં નાણાં ધારા પ્રમાણે એકઠા કરવામાં અન્ય ભારે કામના પ્રસંગને લીધે ઢીલ થઈ તેથી પરંતુ

તેવા પ્રસંગને પણ મનમાં ન લાવતાં તરત તેમાં રાવબહાદુર શેઠ બહેચરદાસ અંબાઈદાસ સી.એસ.આઈ.એ તેઓની હંમેશની ઉદારતા પ્રમાણે કામ જારી રહે તેટલા સારુ થોડા વખતને માટે રૂ. ૨૦૦૦ વગર વ્યાજે વાપર્યા. આગળ તેઓ પોતાના કામથી ફારગત થયે પોતાની સત્તાની રૂએ પાછા ટીપમાં નાણાં એકઠા કરવાં શરૂ કર્યા અને તેમ થયે તેમણે આવેલી રકમ પરત કરી. પણ તેઓ સાહેબે તે પૈસા બદલ પોતાની હંમેશની ઉદારતા મુજબ કાંઈ વ્યાજ લીધું નહિ. જેને માટે કમિટી તેઓને આભાર સાથે ઘણી જ શાબાશી આપે છે.

૧૩. ગામ ઊંઝાના પટેલ નાગરદાસ ઉગરદાસે તથા પટેલ કરસનદાસ કિશોરદાસે દેવાલય ઉપર સોનાનું શીખર ચઢાવ્યું તે બદલ કમિટીને બે હજાર રૂપિયા મળ્યા, તથા બીજા માણસોએ દેવાલયના જુદા જુદા ભાગમાં બીજી મૂર્તિઓ બેસાડી તેના કમિટીને રૂ. ૮૬૮-૨-૯ ઊપજ્યા. કમિટીએ આ માણસોની ઉદાર ભેટોને માટે તેમનો આભાર માન્યો.

૧૪. દેવાલય સુધારવાનું તથા ધર્મશાળાઓ બાંધવાનું કામ પૂરું થયા પછી જાત્રાળુઓને તેમજ ગામના રહેવાસીઓને ગામની અંદરના તેમજ ગામ બહારના કૂવાનું પાણી ખરાબ હોવાથી સ્વચ્છ પાણીની તંગી પડવા લાગી. આ કમિટીના પ્રમુખે આ દુઃખ દૂર કરવાનો વિચાર કર્યો. તેઓએ એક માનસરોવર બનાવવાને રૂ. ૧૨,૦૦૦ની રકમ ખર્ચ કરવાનો સને ૧૮૮૭ના એપ્રિલ માસની તા. ૧લી એ ઠરાવ કર્યો. અને તે કામ માટે મરહુમ શેઠ બહેચરદાસ અંબાઈદાસ સી. એસ. આઈ. એ અમદાવાદથી અનુભવી માણસોને મોકલીને તે કામને સારુ પ્રયોગ કર્યો. માનસરોવરનું પાણી ચોખ્ખું રાખવાને સારુ માનસરોવરની નજીક તેઓએ એક કૂવો કરાવ્યો અને તે કૂવાને પથ્થરની ગટરથી તળાવ સાથે જોડી દીધો અને કૂવાનું પાણી માતાજીની વાડી જે માનસરોવરની ઉત્તર દિશાએ છે તેને પાણી પાવામાં વપરાય છે. આ સરોવરનો પાયો રાવબહાદુર રામચંદ્ર ગોપાલરાવ દેશમુખ જેઓ તે વખતે કડીના સૂબા સાહેબ હતા. તેમણે ઈ.સ. ૧૮૮૭ના એપ્રિલ માસની તા. ૧ લીએ નાંખ્યો હતો.

૧૫. આ પ્રમાણે માનસરોવરનું કામ મરહુમ પ્રેસિડેન્ટે ઈ.સ. ૧૮૮૭ની સાલના છેવટના ભાગમાં આરંભ્યું તે પૂરું થયેલું તેઓ જોવા રહ્યા નહિ કેમ કે તેઓ આ ક્ષણભંગુર દેહનો આ દુનિયામાંથી ત્યાગ કરી સ્વર્ગવાસી થયા. જેથી કમિટી આ પ્રસંગે પોતાની દિલગીરી દર્શાવે છે.

૧૬. ઈ.સ. ૧૮૯૦ના જુલાઈની તા. ૨ જીએ કમિટીએ એક દિલગીરીનો કાગળ લખ્યો અને તેમાં તે કમિટીએ તેઓ સાહેબે ધર્મસંબંધી વગેરે જ્ઞાતિના સર્વ બંધુઓના કામકાજમાં જે જે સેવાઓ બજાવી હતી, તેને વાસ્તે તેમનો આભાર માન્યો. પછી રાવબહાદુર શેઠ બહેચરદાસ અંબાઈદાસ સી. એસ. આઈ.ની જગએ શેઠ શંભુપ્રસાદ બહેચરદાસ લશ્કરીએ પોતાનો તે ચલુનો અખત્યાર ધારણ કર્યો. અને તેમને પોતાના પિતાએ માનસરોવરનું આરંભેલું કામ બાકી હતું તે પૂર્ણ કર્યું તે જોઈને કમિટી અને સભાજનોને સંતોષ ઊપજે છે. અમે કહેવાની ખુશી થઈએ છીએ કે જો કે જે કામ તેમણે હાથમાં લીધું હતું તે પ્રમાણમાં ઘણું જ જોખમ ભરેલું હતું. અને તેને પરીપૂર્ણ કરવામાં ઘણોજ ઉત્સાહ અને ધીરજ જોઈતી હતી. તોપણ આ પ્રમુખે તે કામ સંતોષકારક રીતે પૂરું કર્યું છે અને તેથી સભા તેમનો અંતઃકરણથી આભાર માને છે.

૧૭. માનસરોવર ગામમાં જવાના રસ્તાની સપાટીની નીચે હોવાથી અને ગામના પાણીને જવાનો રસ્તો માનસરોવરની બાજુએ હોવાથી તે પાણી અને કાદવથી ભરાઈ ગયું. આથી કમિટીને ઘણો જ ગભરાટ પેદા થયો. આ પ્રમાણે એકઠો થયેલો કચરો કહાડી નાંખવામાં આવ્યો. તેથી આ કામને વાસ્તે વધારાનું ખર્ચ કરવામાં આવ્યું. કોઈ એક અનુભવી માણસની સલાહથી ગામના તોફાનનું પાણી માનસરોવરમાં ધસી આવતું અટકાવવાને એક ચૂનાની દીવાલ બાંધવામાં આવી.

૧૮. માનસરોવરનું કામ અડધું પૂરું થયું નહોતું એટલામાં ગયા લગ્નની તારીખ ઠરાવવાને માતાજીની આજ્ઞા લેવાનો વખત આવ્યો. તે માતાજીની આજ્ઞા લેવામાં આવી અને લગ્નની તારીખ નક્કી કરી. લગ્નની તારીખની કંકોત્રી પ્રથમ અમદાવાદમાં જ પ્રગટ કરાય છે. જે બ્રાહ્મણો આ કંકોતરી લાવે છે તેઓ લગનીઆ કહેવાય છે. તેઓ પ્રથમ અમદાવાદમાં શેઠ શંભુપ્રસાદ બહેચરદાસ લશ્કરીના ઘેર જાય છે તે તેઓના આદરસત્કારને વાસ્તે ગોઠવણ કરે છે અને ત્યાં આ તે કામને સારુ જરૂરિયાત ક્રિયા કરે છે. અને તે પછી આ લગનીઆ તે કારણને સારુ ત્યાંથી બીજાં ગામોમાં જાય છે. આ કારણથી તેમ જ લગ્નસરાની મોસમથી તે કામ અટકી પડ્યું. વળી લોકો લગ્ન કરવાને લીધે ખર્ચમાં આવી પડ્યા હતા, તેથી ફરીથી ટીપનાં નાણાં એકઠાં કરવાના કામમાં ઢીલ થઈ.



૧૯. માનસરોવર ૧૨૦ ફૂટ લાંબુ તથા ૧૨૦ ફૂટ પહોળું છે અને ૫૬ ફૂટ ઊંડું છે તેને ચારે બાજુએ પગથિયાં છે તે જ્યારે બંધાતું હતું ત્યારે કમિટીને એવી સલાહ આપવામાં આવી હતી કે મહાદેવજીનું દેવાલય તેને બહુ શોભા આપશે

તેથી કરીને માનસરોવરમાં પશ્ચિમ દિશાએ એક મહાદેવનું દેવાલય બાંધવામાં આવ્યું છે તે દેવાલય ૯ ફૂટ પહોળું છે ને તે ૨૮ ફૂટ ઊંચું છે અને તેની ઉત્તર દિશાએ એક ઓરડી કરવામાં આવી છે.

૨૦. માનસરોવરનું તથા મહાદેવના દેવાલયનું તેમજ તે ઊભી દીવાલનું કામ સને ૧૮૯૨માં પૂરું થયું.

૨૧. માતાજીના મંડપનો આગલો ભાગ લાકડાંનો બનાવેલો હતો ને તેના ઉપર રૂપાનાં પત્તાં જડેલાં હતાં. આ કામ ઘણા જૂના વખતનું હતું. તેને ઊધઈ લાગી જવાથી ખવાઈ નાદુરસ્ત થઈ ગયું હતું. કમિટીએ સને ૧૮૯૪ના એપ્રિલની તા. ૧૪મી એ તે નવું કરવાને ઇચ્છું તે કામ ઊંઝામાં કરવાની સગવડ કારીગરની નહોતી અને તે કામ કિંમતી હતું, તેથી તે અમદાવાદમાં શેઠ શંભુપ્રસાદ બહેચરદાસ લશ્કરીની દેખરેખ નીચે કરાવવું એવું ધાર્યું. તે કામ પૂરું કરવામાં આવ્યું ને જ્યારે નાતના મેમ્બરોને બતાવવામાં આવ્યું, ત્યારે દરેક જણે તેનાં વખાણ કર્યાં. તે સિંહાસન ઊંઝામાં લાવવામાં આવ્યું છે તે દેવાલયમાં મૂકવામાં આવ્યું છે.

૨૨. પટેલ નાગરદાસ ઉગરદાસે (૫ X ૪) નો તકતો એક ખરીદવાને સુરતના ગુજરાતી પંચમાંથી નાણાં એકઠાં કરવામાં મહેનત લીધી છે તેને વાસ્તે તેમનો કમિટી આભાર માને છે. આ તકતો માતાજીની પીછોવાઈએ મૂકવામાં આવ્યો છે.

૨૩. એવું પણ કહેવું જોઈએ કે જેમ સિંહાસન ખવાઈ ગયું હતું તેમ માતાજીના કેટલાંક ઘરેણાં પણ ભાંગી ગયા તથા ઘસાઈ ગયાં હતાં, તેથી આમાંનાં કેટલાક સુધરાવ્યાં. એટલું જ નહિ પણ નવાં ઉમેરવામાં આવ્યાં છે. આ ઘરેણાંની કિંમત રૂ. ૧૧૭૫ની છે.

૨૪. જે જાત્રાળુઓ આ સ્થળે આવતા તેમને તાંબા- પિત્તળનાં વાસણ તથા તળાઈ ગોદડાંની ઘણી જ તાણ પડતી હતી, કારણ કે જ્યારે અસાધારણ વખતે અથવા વરસાદના દિવસોમાં આવતા ત્યારે તેઓને આ ચીજો મેળવવામાં ઘણી અગવડ પડતી તેથી કમિટીએ આ કામને વાસ્તે જોઈતા પૈસાની રકમ આપવાનો ઠરાવ સને ૧૮૯૧ના સપ્ટેમ્બરની તા. ૧૮મીએ કરીને આ અડચણ દૂર કરી છે  ને રૂ. ૫૦૬-૩-૬ની રકમ તે કામને સારુ ખર્ચ કરી છે.

૨૫. સંવત ૧૯૫૧ના માગશર વદી ૦)) સુધીની ઊપજ ખર્ચનું સ્ટેટમેન્ટ નીચે પ્રમાણે છે.

ઊપજ.

| | | |
|---|---|---|
| બારશો બેતાલીસ ગામના કડવા પાટીદારો તરફથી આવેલી રકમ | રૂ. | ૨૩૮૪૨-૭-૯ |
| માતાજી આગળ આવેલી ભેટ | રૂ. | ૩૦૦૫-૨-૩ |
| લાગત ફી | રૂ. | ૧૫૩૭-૨-૦ |
| ખેતરની ઊપજ | રૂ. | ૫૩૪-૩-૦ |
| વ્યાજ તથા ભાડુ | રૂ. | ૧૩૯-૭-૬ |
| ચોરી લાગત | રૂ. | ૪૩-૦-૦ |
| વાસણ તથા ગોદડાના ભાડાના | રૂ. | ૪૮-૧૩-૬ |
| શીખરની ઉછામણીના | રૂ. | ૨૮૬૮-૨-૯ |
| કુલ | રૂ. | ૪૨૦૧૮-૭-૯ |

ખર્ચ.

| | | |
|---|---|---|
| ૧. માતાજીના દેવાલય ખાતે ખર્ચ | રૂ. | ૮૮૬-૪-૬ |
| ૨. ધર્મશાળા ખાતે ખર્ચ | રૂ. | ૨૯૫-૮-૩ |
| ૩. બહારની ધર્મશાળા ખાતે ખર્ચ | રૂ. | ૧૬-૮-૦ |
| ૪. માનસરોવર ખાતે ખર્ચ | રૂ. | ૧૩૫૪૦-૧૧-૯ |
| ૫. માનસરોવરની પૂર્વદિશાએ દીવાલ બંધાવી તે ખર્ચ | રૂ. | ૨૩૬૩-૧-૩ |
| ૬. બગીચા ખાતે ખર્ચ | રૂ. | ૩૭૪-૯-૦ |
| ૭. ધરાણા તથા રૂપાના વાસણ ખાતે ખર્ચ | રૂ. | ૫૩૪-૭-૦ |
| ૮. રૂપાના સિંહાસન ખાતે ખર્ચ | રૂ. | ૧૨૬૪-૧૦-૦ |
| ૯. તાંબા-પિત્તળનાં વાસણ તા. તળાઈ ગોદડા ખાતે | રૂ. | ૫૦૬-૩-૬ |
| ૧૦. માતાજીના સ્વસ્થાનના ચાકરો તથા ઉઘરાણાના નોકરો તથા તેમના ભાડાના | રૂ. | ૮૨૧૫-૧૩-૩ |
| ૧૧. હૂંડીઓનું વળતર કાપી આપ્યું તેના | રૂ. | ૭૭૫-૧૧-૩ |
| ૧૨. ખેતર છોડવા તેના | રૂ. | ૨૮૧-૨-૯ |
| ૧૩. દેવાલયના ખર્ચના | રૂ. | ૯૪૬-૧૨-૩ |
| ૧૪. ચાકરોના ઈનામના | રૂ. | ૪૮-૧૧-૩ |
| ૧૫. પરચૂરણ ખર્ચના | રૂ. | ૨૩૫૯-૪-૦ |
| કુલ | રૂ. | ૩૨૪૦૯-૬-૦ |
| સિલક | રૂ. | |
| કુલ આંકડો | રૂ. | |

૨૬. ઉપરની બિના વાંચવાથી માલૂમ પડશે કે કમિટીના હાથમાં રૂપિયા. ૯૦૯૦-૪-૩ ખર્ચ બાદ કરતાં સિલક છે.

૨૭. કમિટી નાણાં એકળળઠા કરવામાં મહેનત લે છે અને તે જ્ઞાતિભાઈઓની ઉદારતાને સારુ તેમનો આભાર માને છે.

૨૮. આ વરસોમાં દસ જનરલ મીટિંગો મળી હતી અને તેમાં કેટલા કેટલા મેમ્બરો હાજર હતા. તે નીચેના કોઠા ઉપરથી માલૂમ પડશે.

| ઈ.સ. | મીટિંગની સંખ્યા | મેમ્બરો હાજર હતા તેની સંખ્યા. |
|---|---|---|
| સન ૧૮૮૭ | ૩ | ૭૦ |
| સન ૧૮૮૮ | ૧ | ૭ |
| સન ૧૮૮૯ | ૧ | ૭ |
| સન ૧૮૯૦ | ૧ | ૧૫ |
| સન ૧૮૯૧ | ૧ | ૯ |
| સન ૧૮૯૨ | ૧ | ૨૭ |
| સન ૧૮૯૩ | ૧ | ૧૫ |
| સન ૧૯૯૪ | ૧ | ૨૫ |
| | ૧૦ | ૧૭૫ |

૨૯. નીચેના વરસોમાં બાર ત્રિમાસિક મીટિંગો મળી હતી અને નીચેના કોઠા ઉપરથી દરેક મીટિંગમાં કેટલા મેમ્બરો હાજર હતા તે જણાશે.

| ઈ.સ. | મીટિંગની સંખ્યા | મેમ્બરો હાજર હતા તેની સંખ્યા. |
|---|---|---|
| સન ૧૮૮૭ | ૧ | ૧૫ |
| સન ૧૮૮૮ | ૩ | ૫૧ |
| સન ૧૮૮૯ | ૧ | ૧૪ |
| સન ૧૮૯૦ | ૩ | ૪૬ |
| સન ૧૮૯૧ | ૧ | ૨૨ |
| સન ૧૮૯૨ | ૦ | ૦ |
| સન ૧૮૯૩ | ૧ | ૧૭ |
| સન ૧૯૯૪ | ૨ | ૩૨ |
| | ૧૨ | ૧૯૭ |



૩૦. નીચેના મેમ્બરોના મોતને માટે કમિટી પોતાની દિલગીરી બતાવે છે.

૧. પા. રામચંદ્ર બાજીદાસ
૨. પા. કલજી મનોરદસા
૩. પા. હેમરાજ ઝવેર
૪. પા. લખમીચંદ બાલચંદ

| | |
|---|---|
| ૫. પા. કુબેરદાસ ઉમેદદાસ | ૬. પા. ભાલજી નાનજી |
| ૭. પા. નરસીદાસ દાનસિંગ | ૮. પા. દેવીદાસ હરીભાઈ |
| ૯. પા. વાલજી નાનજી | |

૩૧. નીચેના મેમ્બરોને તેમની જગાએ દાખલ કરવામાં આવ્યા છે.

| | |
|---|---|
| ૧. પા. શામળદાસ બાજીદાસ | ૨. પા. દ્વારકાદાસ કલજી |
| ૩. પા. મૂળચંદ ઝવેર | ૪. પા. રામચંદ્ર લખમીચંદ |
| ૫. હીરા કુબેરદાસ | ૬. કોઈ નહિ |
| ૭. પા. કરસનદાસ નરસીદાસ | ૮. પા. ભગવાન દેવીદાસ |
| ૯. કોઈ નહિ | |

૩૨. સભાના પ્રેસિડેન્ટ શેઠ શંભુપ્રસાદ બહેચરદાસ લશ્કરીએ પોતાના ઘણા જ કિંમતી સમયનો તથા પૈસાનો ભોગ આપીને આ કામમાં ભાગ લીધો છે તેને વાસ્તે સભા તેમને અંતઃકરણથી સાબાશી આપે છે. વળી તેઓએ પરદેશી મેમ્બરોનો યોગ્ય રીતે સત્કાર કર્યો અને તેઓના ખાવાપીવા વિશેની પોતાના ખર્ચે ખાસ સંભાળ લીધી તે વાસ્તે સભા તેમનો મોટો આભાર માને છે.

૩૩. કમિટી પોતાના મેમ્બરોને નમ્રતાપૂર્વક જાહેર કરે છે કે રિપોર્ટમાં બતાવેલા અરસામાં જેવું જોઈએ તેવું કામ તેઓએ કર્યું નથી પણ તે જ વખત તેઓને ખાતરી થાય છે કે જે થોડું કામ તેઓએ કર્યું છે તે તેઓ સ્વીકારશે અને વળી કમિટી ખાતરી રાખે છે કે જે થોડું કામ તેઓએ કર્યું છે તો પણ જો ભવિષ્યમાં તેમના તરફથી તેવો જ ટેકો મળશે તો હજુ ઘણાં સારાં કામો તેઓ તેમની મદદથી કરવા શક્તિવાન થશે.

૩૪. કમિટી હજુ તેઓના હાથમાં રૂપિયા નવ હજાર રહ્યા છે એવું માલૂમ પડવાથી ખુશી થાય છે કે જો તે રૂપિયા છ ટકાના વ્યાજે મુકાય તો વ્યાજના રૂપિયા ૫૪૦ આવે.

| | |
|---|---|
| સરાસરી ગોલખની ઊપજ દર વર્ષે | રૂ. ૩૫૦-૦-૦ |
| સરાસરી દર વર્ષે ખેતરની તથા બીજી જમીનની ઊપજના | રૂ. ૯૦-૦-૦ |
| સરાસરી દર વર્ષે લાગતના | રૂ. ૧૦૦-૦-૦ |
| | કુલ રૂ. ૧૦૮૦-૦-૦ |



આવે.

એથી કરીને હવે પછી ચોખ્ખી વાર્ષિક ઊપજનો આંકડો આશરે રૂ. ૧૦૮૦-૦-૦ થશે.

૩૫. સાધારણ વાર્ષિક ખર્ચનો અડસટો નીચે પ્રમાણે છે :

| | | |
|---|---|---|
| ૧. | માતાજીની પૂજાનું ખર્ચ | રૂ. ૧૦૩-૦-૦ |
| ૨. | એક કારકુન તથા એક સિપાઈ | રૂ. ૩૨૪-૦૦ |
| ૩. | ચાકરોનો પગાર | રૂ. ૧૭૫-૦-૦ |
| ૪. | પરચૂરણ ખર્ચ | રૂ. ૧૦૦-૦-૦ |
| ૫. | ભાંગ્યુંતૂટ્યું સુધારવાનું ખર્ચ | રૂ. ૧૦૦-૦૦ |
| | એ રીતે વાર્ષિક ખર્ચ હવે પછી આશરે કુલ | રૂ. ૮૦૨-૦-૦ |

૩૬. આવદાનીમાંથી ખર્ચ બાદ કરતાં આશરે વરસ દાહાડે રૂ. ૨૭૮-૦-૦નો વધારો રહેશે તેથી કમિટી એમ ધારે છે કે જો યોગ્ય સાધુસંતને સારુ એક સદાવ્રત ઉઘાડવામાં આવે તો પરોપકારનું કામ થશે અને ઘણું કરીને દેવસ્થાન સાથે સદાવૃત હોય એમ રિવાજ પણ છે. પણ ધારવામાં આવે છે કે હાલની ઊપજની ભાગ્યે જ તે ખર્ચ પૂરું થશે. જો દરેક માણસદીઠ બે આના જેટલું ખર્ચ સદાવ્રતમાં ગણીએ તો દર વર્ષે ભાગ્યે જ ૨૨૨૪ સાધુ-સંતનું પૂરું થઈ શકશે. અથવા દર રોજ રૂ. ૬ માણસનું પૂરું થશે. પણ જ્યારે સદાવ્રત સ્થાપવામાં આવે ત્યારે માણસોની સંખ્યા સરાસરી વધશે. કમિટી તેથી એમ ધારે છે કે વરસદહાડે રૂ. ૭૮૦ની ખાધ પડશે. તે ઉપજાવવાને રૂ. ૧૩૦૦૦ વધારે મૂડી જોઈએ.

૩૭. કમિટી તેથી આશા રાખે છે કે ભલા અને ઉદાર ગૃહસ્થો આવા પરોપકારી કામમાં મદદ કરવાને આગળ પડશે.

૩૮. બારસો બેતાળીસ ગામમાં વસનારા કડવા કણબીઓએ ભરેલા એકંદર રૂપિયા તેત્રીસ હજાર આઠસો બેતાલીસ સાત આના નવ પાઈ સને ૧૮૮૭ થી સને ૧૮૯૪ સુધીમાં તે સઘળા ગામોએ કારકુનો મોકલી એકઠા કરવામાં આવ્યા હતા.

૩૯. જે ગૃહસ્થોએ પૈસા એકઠા કરવામાં કારકુનોને મદદ કરી છે તેમનો કમિટી આભાર માને છે અને નીચેના ગૃહસ્થોએ કારકુનોને મદદ કરવામાં ઘણી મહેનત લીધી છે તેમનો કમિટી અંતઃકરણથી આભાર માને છે.

૪૦. મહારાજા સાહેબ ગાયકવાડ સરકારે આ કામમાં સારી મદદ કરી અને પૈસા ભરી આપ્યા તેને વાસ્તે તેઓ નામદાર મહારાજા સાહેબનો ખરા અંતઃકરણથી પ્રેમપૂર્વક આભાર માને છે. ધર્મશાળા ઉઘાડી મૂકવાનું કામ બજાવવાને મહારાજા સાહેબે પોતાના સૂબા સાહેબને મોકલવા જે મહેરબાની કરી હતી તેથી સભા વળી તેઓ નામદાર મહારાજા સાહેબનો વિશેષ આભાર માને છે.

| નામ | ગામ | પરગણું |
|---|---|---|
| પા. કેશવલાલ કલ્યાણદાસ | સુરત | સુરત |
| પા. મથુરદાસ ભગવાનદાસ | સુરત | સુરત |
| પા. ભગવાન હરીવલવ | સુરત | સુરત |
| પા. ચુનીલાલ વનમાળીદાસ | સુરત | સુરત |
| પા. રણછોડ દુલભદાસ | સુરત | સુરત |
| પા. મોતીભાઈ રાઘવજી | સુરત | સુરત |
| પા. મીઠા કસલદાસ | પાલનપુર | પાલનપુર |
| પા. રાયચંદ જીવા | પાલનપુર | પાલનપુર |
| પા. બાપુભાઈ કેવળદાસ | કડી | કડી |
| પા. હરજીવન મૂળજી | ઈડર | ઈડર |
| પા. મેઘરાજ અમીચંદ | ઈડર | ઈડર |
| પા. રામચંદ ભગવાનદાસ | અરોદા | ઈડર |
| પા. બહેચર ખેમા | અરોદા | ઈડર |
| પા. કુબેર કેવળદાસ | બડોલી | ઈડર |
| પા. લલુભાઈ પ્રેમજી | કપડવંજ | ખેડા |
| પા. સખીદાસ બાજીભાઈ | મોવલ | પાદરા |
| પા. બાજીદાસ નરોત્તમ | મોવલ | પાદરા |
| પા. મનોર મૂળજી | વડોદરા | વડોદરા |
| પા. દામોદર લખમીદાસ | વડોદરા | વડોદરા |
| પા. જેઠાભાઈ હઠીસિંગ | સાણંદ | અમદાવાદ |
| પા. વરજભાઈ ઈછાભાઈ | સાણંદ | અમદાવાદ |
| દેસાઈ કેશવભાઈ કુબેરભાઈ | વીરમગામ | અમદાવાદ |
| પા. બાજીભાઈ મનોરદાસ | વીરમગામ | અમદાવાદ |
| પા. રૂગનાથદાસ પરસોત્તમદાસ | વીરમગામ | અમદાવાદ |
| દેસાઈ નારણદાસ દયારામ | વીરમગામ | અમદાવાદ |
| પા. કાળીદાસ પૂંજા | વીરમગામ | અમદાવાદ |
| પા. કાનજી લાલજી | લખતર | ઝાલાવાડ |
| પા. પરસોત્તમ વનમાળી | ભાવનગર | કાઠિયાવાડ |
| પા. મૂળજી વોરા | ભાવનગર | કાઠિયાવાડ |
| પા. લાલદાસ લખમીદાસ | વનથલી | જૂનાગઢ |
| પા. હીરજી કરમાન | વનથલી | જૂનાગઢ |

શંભુપ્રસાદ બહેચરદાસ લશ્કરી
પા. ગલાબચંદ માલજી સહી દા. પોતે
પા. શામળદાસ બાજીદાસ
મુખી વીઠ્ઠલદાસ હેમરાજ સહી દા. પોતાના
પા. તલજનદાસ ભાવસંગ સહી દા. પોતે ગામ ચાણસ્મા
પા. કેશવલાલ પ્રેલાદજી
પા. ગણેશ માનસિંગ સહી દા. પોતાના
પા. ધોળીદાસ ભાઈચંદ સહી દા. પા. ગણેશ માનસિંગ
પા. દ્વારકાદાસ કળજી સહી દા. પોતે
પા. હરી સામા સાખે હગારા ગામ આંબળાસ તાલુકે વેરાવળ
પટણવાળાની સહી દા. પા. પીતામ્બર કરશન
પા. ખુશાલદાસ ગલાલજી સહી દા. જોરા ખુશાલ
પા. રામચંદ નાથુદાસ સહી દા. જોરા ખુશાલદાસ
પા. હીરદાસ કુબેરદાસ સહી દા. જોરા ખુશાલદાસ
પા. માના ઝવેરદાસની સહી દા. પોતાના છે
પા. પરભુદાસ બાજી સહી દા. પોતે

**એક વખત રોકડ રકમ**

**શ્રી ઉમિયા માતાજી સ્વસ્થાનમાં જ્ઞાતિ પંચની દેખરેખથી સદાવ્રત સ્થાપન કરી સદાવ્રત ચલાવવામાં એક વખતના માટે રોકડ રકમ આપવા કબૂલ કર્યું તેનું લિસ્ટ**

| નંબર | ગામ | તાલુકો | આશામીનું નામ | રૂપિયા |
|---|---|---|---|---|
| ૧. | ઊંઝા | સિદ્ધપુર | પા. કુબેર હાંસરાજ | ૨૫ |
| ૨. | ઊંઝા | સિદ્ધપુર | પા. માના ઝવેર | ૧૦ |
| ૩. | ઊંઝા | સિદ્ધપુર | પા. તળશી હરખા | ૧૦ |
| ૪. | ઊંઝા | સિદ્ધપુર | પા. લખુ હેમા | ૧૦ |
| ૫. | ઊંઝા | સિદ્ધપુર | પા. કુબેર માના | ૫૦ |
| ૬. | ઊંઝા | સિદ્ધપુર | પા. મૂળચંદ જેઠા | ૧૦ |
| ૭. | ઊંઝા | સિદ્ધપુર | પા. પટેલ દાના રાયચંદ | ૫ |
| ૮. | ઊંઝા | સિદ્ધપુર | પા. ચેલા ભાઈચંદ | ૫ |
| ૯. | ઊંઝા | સિદ્ધપુર | પા. છેલા જીવા | ૫ |
| ૧૦. | ઊંઝા | સિદ્ધપુર | પા. લખુ લાખા | ૫ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૧. | ઊંઝા | સિદ્ધપુર | પા. રામચંદ વના | ૫ |
| ૧૨. | ઊંઝા | સિદ્ધપુર | પા. ધના શંભુ | ૫ |
| ૧૩. | ઊંઝા | સિદ્ધપુર | પા. માધેવા ઈચ્છા | ૫ |
| ૧૪. | ઊંઝા | સિદ્ધપુર | પા. પ્રભુવા વીરા | ૫ |
| ૧૫. | ઊંઝા | સિદ્ધપુર | પા. નથુ માધેવા | ૫ |
| ૧૬. | ઊંઝા | સિદ્ધપુર | પા. મોતી અમીચંદ | ૫ |
| ૧૭. | ઊંઝા | સિદ્ધપુર | પા. રાયચંદ ગલા | ૧૦ |
| ૧૮. | ઊંઝા | સિદ્ધપુર | પા. ઝવરા હીરા | ૫ |
| ૧૯. | ઊંઝા | સિદ્ધપુર | પા. શંભુ રાયચંદ | ૫ |
| ૨૦. | ઊંઝા | સિદ્ધપુર | પા. લાલા ઊગરા | ૧૫ |
| ૨૧. | ઊંઝા | સિદ્ધપુર | પા. કુબેર જેઠા | |
| ૨૨. | ઊંઝા | સિદ્ધપુર | પા. હંસરાજ ડુગર | |
| ૨૩. | ઊંઝા | સિદ્ધપુર | પા. માધેવા હીગ | |
| ૨૪. | ઊંઝા | સિદ્ધપુર | પા. કશન બહેચર | ૫ |
| ૨૫. | ઊંઝા | સિદ્ધપુર | પા. બાળચંદ રામચંદ | ૫ |
| ૨૬. | ઊંઝા | સિદ્ધપુર | પા. કરશન દ્વારકા | ૫ |
| ૨૭. | ઊંઝા | સિદ્ધપુર | પા. પાંચા જેકા હા. બાઈ રળીઆત | ૫ |
| ૨૮. | ઊંઝા | સિદ્ધપુર | પા. વીરમ ઉમેદ | ૫ |
| ૨૯. | ઊંઝા | સિદ્ધપુર | પા. રેવા લાલા | ૧૦ |
| ૩૦. | ઊંઝા | સિદ્ધપુર | પા. માધેવા અમરા | ૧૦ |
| ૩૧. | ઊંઝા | સિદ્ધપુર | પા. જોઈતા ઉમેદ | ૧૦ |
| ૩૨. | ઊંઝા | સિદ્ધપુર | પા. રામચંદ ભુખણ | ૧૦ |
| ૩૩. | ઊંઝા | સિદ્ધપુર | પા. ઉમેદ હરખા હ. બાઈ ગંગા | ૧ |
| ૩૪. | ઊંઝા | સિદ્ધપુર | પા. કુબેર વકતા | ૫ |
| ૩૫. | ઊંઝા | સિદ્ધપુર | પા. રામજી નાનજી | ૧૦ |
| ૩૬. | ઊંઝા | સિદ્ધપુર | પા. મૂળા દેવરાજ | ૫ |
| ૩૭. | ઊંઝા | સિદ્ધપુર | પા. રણછોડ કરશન | ૧૦ |
| ૩૮. | ઊંઝા | સિદ્ધપુર | પા. પીતાંબર માધેવા | ૫ |
| ૩૯. | ઊંઝા | સિદ્ધપુર | પા. ભૂપતા કાશીદાસ | ૫ |
| ૪૦. | ઊંઝા | સિદ્ધપુર | પા. રણછોડ કેવળ | ૫ |
| ૪૧. | ઊંઝા | સિદ્ધપુર | પા. જીવા માધેવા | ૫ |

| | | | | |
|---|---|---|---|---|
| ૪૨. | ઊંઝા | સિદ્ધપુર | પા. માધેવા ગંગારામ | ૫ |
| ૪૩. | ઊંઝા | સિદ્ધપુર | પા. બાભાઈ રઘા | ૫ |
| ૪૪. | ઊંઝા | સિદ્ધપુર | પા. રણછોડ કામરાજ | ૫ |
| ૪૫. | ઊંઝા | સિદ્ધપુર | પા. રામા વખતા | ૫ |
| ૪૬. | ઊંઝા | સિદ્ધપુર | પા. મોરાર નરશી | ૫ |
| ૪૭. | ઊંઝા | સિદ્ધપુર | પા. મોરાર અમીચંદ | ૫ |
| ૪૮. | ઊંઝા | સિદ્ધપુર | પા. ભાવા માધેવા | ૫ |
| ૪૯. | ઊંઝા | સિદ્ધપુર | પા. તળશી જેઠા | ૫ |
| ૫૦. | ઊંઝા | સિદ્ધપુર | પા. માધેવા ગણેશ | ૫ |
| ૫૧. | ઊંઝા | સિદ્ધપુર | પા. રણછોડ અભેરાજ | ૫ |
| ૫૨. | ઊંઝા | સિદ્ધપુર | પા. રંગા જેકા | ૫ |
| ૫૩. | ઊંઝા | સિદ્ધપુર | પા. હીરા હાંસરાજ | ૫ |
| ૫૪. | ઊંઝા | સિદ્ધપુર | પા. રણછોડ વજા | ૫ |
| ૫૫. | ઊંઝા | સિદ્ધપુર | પા. શીવા વસતા | ૪ |
| ૫૬. | ઊંઝા | સિદ્ધપુર | પા. જીવા વસતા | ૧ |
| ૫૭. | ઊંઝા | સિદ્ધપુર | પા. ઝવરા માધેવા | ૨ |
| ૫૮. | ઊંઝા | સિદ્ધપુર | પા. વશરામ વેલજી | ૨ |
| ૫૯. | ઊંઝા | સિદ્ધપુર | પા. હીરા શામળ | ૧ |

ઊંઝામાં ઉમિયામાતાનું શિખરબંધ મંદિર થવાને કારણે કડવા કણબીઓ માટે આકર્ષણનું કેન્દ્ર બન્યું, કારણકે ઉમિયા માતા કડવા પાટીદારોને કુળદેવી હતી. તે મંદિરમાંથી લગ્નતિથિ જાહેર થતી અને ભારતભરમાં વસતો કડવો કણબી જાહેર થયેલી તારીખે જ લગ્ન કરતો. આવો રિવાજ પડી ગયો અને સમય જતાં આ રિવાજ કેટલા સ્વાર્થી આગેવાનો અને બ્રાહ્મણોને કારણે રૂઢિ બની ગઈ. આપણે જાણીએ છીએ કે રૂઢિદેવી બીજી દેવીઓ કરતાં પણ મહાન છે. તેનો સામનો રામ, નરસિંહ અને મીરાંને પણ કરવો પડ્યો હતો. કડવા પાટીદારોમાં જાગૃતિનું વાતાવરણ તૈયાર થઈ રહ્યું હતું. ૧૯૦૩માં 'વિજય' નામનું માસિક શરૂ થયું. તેમાં વૈશાખી પૂનમના મેળાની જાહેરખબરો આપવામાં આવી. ઈ.સ. ૧૯૦૮માં કડી પ્રાંત ખેડૂત સભાએ 'કડવા વિજય' મુખપત્રમાં શ્રી ઉમિયા માતાના વાર્ષિક મેળામાં જવાનો ઠરાવ કર્યો  અને કડી પ્રાંત ખેડૂત સભાના સેક્રેટરી માણેકલાલ રાધાભાઈ અમીનને નામે શ્રી મહાદેવજીનાં મેળાની જાહેરાતો થવા લાગી. આ તકનો લાભ લઈ જાગૃત આગેવાનો મેળામાં પહોંચી જતાં અને કુરિવાજો સામે મોરચો માંડતા. ભાષણો પણ થતાં સાથે

ખેતીવાડી, પશુપાલન આધુનિક ખેતી વગેરે વિષયો પર સરકારના નિષ્ણાતો આવી ભાષણો આપતા. આ બધાં કારણોને લઈ ઉમા માતાજીનું મંદિર અનેક સુધારાના આંદોલનનું ચેતના કેન્દ્ર બન્યું. રૂઢિવાદીઓનો ગઢ તૂટવા લાગ્યો. આ બધું કડવા પાટીદાર સમાજની સભાઓ અને બાહોશ આગેવાનોને કારણે શક્ય બન્યું. મેળા વખતે વક્તાઓનાં નામો અને વિષયો મંગાવવામાં આવતા.

લોકમાન્ય ટિળક ગણેશ ચતુર્થીનો ઉત્સવ મહારાષ્ટ્રમાં શરૂ કરી રાષ્ટ્રવાદને જાગૃત કર્યો. તે જ રીતે અરવિંદ ઘોષે કલકત્તામાં 'મિત્ર મેળા'ની શરૂઆત કરી. લોકોમાં દેશાભિમાન જાગૃતિ આણી. આપણા સુધારકો શ્રી ઉમિયામાતાનો આશ્રય લઈ અનેક મેળાઓ ભરી તેમાં જઈ સુધારાની આહલેક જગાડી અને રાષ્ટ્રની લડતની ભૂમિકા તૈયાર કરી.

■ ■ ■



# કડવા પાટીદાર સુધારક સભાઓ

રા.બ. બેચરદાસ લશ્કરી તેમજ શ્રી જોરાવરસિંહજી દરબારશ્રી અને કેટલાક દેશી રજવાડાના રાજવીઓનો પટેલો પ્રત્યેના ઉદાર અભિગમને કારણે તેમજ અંગ્રજ અધિકારીઓની મદદથી સુધારાની આબોહવા શરૂ થઈ.

## કડવા પાટીદાર સુધારકસભાનો મેળાવડો

### અમદાવાદ, તા. ૧૬-૧૧-૧૯૦૫

તા. ૧૬મી નવેમ્બર સને ૧૯૦૫ને દિવસે અમદાવાદમાં ડબગરવાડે ઘાંચીની વાડીમાં કડવા પાટીદાર સુધારક સભા તરફથી જ્ઞાતિના પાસ થયેલા વિદ્યાર્થીઓને ઈનામ આપવાનો મેળાવડો રા. રા. ચંદુલાલ માધવલાલ શેઠના પ્રમુખપણા નીચે સાંજના છ વાગે થયો હતો. મેળાવડામાં આશરે ૪૦૦ વિદ્યાર્થીઓ અને જ્ઞાતિના ૨૦૦ ગૃહસ્થો અને અન્ય કોમના ગૃહસ્થો પણ હાજર હતા. આ શુભપ્રસંગે સભાના હેતસ્વી રા. રા. હીરાલાલ વસંતરામ ગુડક માસ્તર સાબરમતીથી પણ પધાર્યા હતા. શરૂઆતમાં સભાના ઓન. સેક્રેટરી મિ. મણિલાલ દોલતરામે સભાનો વાર્ષિક રિપોર્ટ વાંચી સંભળાવ્યો હતો. વાર્ષિક રિપોર્ટમાં જણાવ્યું હતું કે સંવત ૧૯૬૧ના કારતક સુદ એકમને દિવસે ફક્ત ૧૭ મેમ્બર હતા અને આ વર્ષની આખર સુધીમાં એકસો પંચોત્તેર મેમ્બર થયેલા. તેમાંથી કેટલાયે સારી રકમ આપી પછી વાર્ષિક રિપોર્ટ વાંચ્યા પછી છોકરા અને છોકરીઓને પ્રમુખસાહેબના મુબારક હાથથી ઈનામ તથા મીઠાઈ વહેંચી આપ્યા. બાદ સેક્રેટરીએ જ્ઞાતિમાં સંપ રાખવાની જરૂર અને કેળવણીથી થતા ફાયદા ઉપર બીજી જ્ઞાતિઓના દાખલા આપી, લંબાણથી ભાષણ આપ્યું હતું. ત્યારબાદ એક દરખાસ્ત મૂકવામાં આવી કે આ જ્ઞાતિની કોઈ પણ વ્યક્તિ એક જ વખત જો રૂપિયા એકાવન આપશે તો તે આ સભાની પેટ્રન થઈ શકશે અને જો પચીસ આપશે તો સભાના લાઈફ મેમ્બર થઈ શકશે. આ દરખાસ્તને રા. રા. મણિલાલ દલપંતરામે ટેકો આપવાથી અને શ્રી ભગવાનલાલ મહેતાજીએ ઘણી પ્રશંસા કરી

છે એમ જણાવવાથી મંજૂર કરવામાં આવી હતી. ત્યાર પછી પ્રમુખશ્રીએ જ્ઞાતિમાં કેળવણીમાં કુશળ થવાની જરૂર વિશે અસરકારક શબ્દોમાં પોતાનું ભાષણ કર્યું હતું અને જણાવ્યું હતું કે પેટ્રન અને લાઈફ મેમ્બરની જે દરખાસ્ત મૂકી છે તે ઘણી જ પ્રશંસાપાત્ર છે અને હું આશા રાખું છું કે આપણી જ્ઞાતિમાં ડૉક્ટરો, કોન્ટ્રાક્ટરો તથા શેઠિયાઓ તથા તારકસો તથા ચૂડગર તથા મિલઓનરો તથા વહેપારીઓની મોટી સંખ્યા છે. તો તેઓ પોતાની ઘણી જ ખુશી દર્શાવી આ જ્ઞાતિ ઉત્કર્ષના કાર્યના લાભને અર્થે તેઓ પેટ્રન તથા લાઈફ મેમ્બર થોડા વખતમાં થશે એવી આશા રાખું છું અને જો આવેલા બધા આ સભાને પોતાના તન, મન, ધનથી મદદ કરીશું તો આ સભા તરત જ મોટા પાયા પર આવશે અને છેવટે જ્ઞાતિ સુધારણાનું કાર્ય પણ થશે. અંતે પ્રમુખપદ આપવા માટે સભાના મેમ્બરોનો ઉપકાર માન્યો હતો. પ્રમુખનું ભાષણ થયા પછી મિ. ત્રિકમલાલ તથા છબીલદાસે પ્રમુખનો, તથા સભાના સેક્રેટરી મણિલાલનો ઉપકાર માન્યો હતો અને તેને શ્રી હરિલાલે ટેકો આપ્યો હતો. બાદ મિ. મણિલાલે આજરોજ મકાન વાપરવા આપવા માટે ઘાંચીની વાડીના આગેવાનોનો આભાર માન્યો હતો. તે માટે જેઠાલાલે તથા મા. ત્રિકમલાલે આ સભાની ઉન્નતિના કાર્ય માટે ઓન. સેક્રેટરી અને પ્રેસિડેન્ટ સાહેબનો પૂર્ણ આભાર માન્યો હતો. ત્યાર પછી પ્રમુખસાહેબે આ મેળાવડામાં થયેલું ઈનામ, મીઠાઈ વગેરેનું તમામ ખર્ચ પોતે આપવા ખુશી જણાવવાથી સભાના સેક્રેટરી તથા મેમ્બરો તથા વિદ્યાર્થીઓએ પ્રમુખસાહેબનો ખુશીના પોકારથી આભાર માન્યો હતો. મા. માણેકલાલે વખતોવખત આ કાર્યમાં પોતાની સાથે રહી મદદ કરવા માટે મા. ત્રિકમલાલ તથા મા. છબીલદાસનો સાભાર માન્યો હતો. ત્યારબાદ મેળાવડો વિસર્જન થયો હતો.

## ૧૦૦ વર્ષ પહેલાં કડવા પાટીદાર ફ્રી લાઈબ્રેરીનું ઉદ્‌ઘાટન
## કડવા પાટીદાર સુધારક સભાનો મેળાવડો - ૧૯૦૬

કડવા પાટીદાર ફ્રી લાઈબ્રેરી ખુલ્લી મૂક્યાને કડવા પાટીદાર સુધારક સભાની મીટિંગ તા. ૧૨મી ઑગસ્ટ અને ૧૯૦૬ના રોજ સાંજના ચાર વાગતાં અમદાવાદ દરિયાપુર દરવાજા બહાર લાલપુરી ખાતે મળી હતી, તે વખતે સભાના મેમ્બરો તથા જ્ઞાતિના સદ્‌ગૃહસ્થો તથા અન્ય કોમના ગૃહસ્થો વગેરે મળી આશરે ૪૦૦ માણસોએ હાજરી આપી હતી. તે વખતે મિ. મણિલાલ દોલતરામ પટેલે રા. રા. શેઠ શ્રી ચંદુલાલ માધવલાલને પ્રમુખપદ લેવા માટે દરખાસ્ત કરી હતી, તેને રા. રા. છોટાલાલ ભૂધરદાસે ટેકો આપવાથી પ્રમુખસ્થાને રા. રા. શેઠ ચંદુલાલ માધવલાલ બિરાજ્યા. પ્રમુખની ખુરશી લીધા બાદ કડવા પાટીદાર સુધારક સભાના સેક્રેટરી મિ. મણિલાલ દોલતરામે જણાવ્યું કે, કડવા પાટીદાર કોમમાં અત્યાર

સુધીમાં એક પણ લાઈબ્રેરી નથી, માટે આ લાઈબ્રેરી ખુલ્લી મૂકવાનું કારણ છે; અને લાઈબ્રેરીથી થતા ફાયદા અને જ્ઞાતિમાં કેળવણીનો પ્રચાર નથી તેથી કેવી દશા છે તે વિશે લંબાણથી એક ભાષણ કર્યું હતું. ત્યારબાદ મિ. મોહનલાલ ત્રિભોવનદાસે પણ કેળવણી સંબંધી અને લાઈબ્રેરીની જરૂર હતી તે ખોટ પૂરી પડી છે અને લાઈબ્રેરીને સારા પાયા પર લાવવા માટેની દરેક જ્ઞાતિ બંધુઓએ તનમન અને ધનથી મદદ આપવા. બાબત અસરકારક ભાષણ કર્યું હતું. વળી, રા. રા. જેઠાલાલ ચીમનલાલે ઈંગ્લેન્ડ અને જાપાન વગેરે દેશોના દાખલા આપી વિવેચન કર્યું હતું. મિ. સાંકળચંદે વિદ્યા વિના લક્ષ્મીનાં બારણાં એક બોધદાયક અસરકારક બંધ છે એને વિશે એક સરસ કવિતા ગાઈ હતી. અને મિ. મણિલાલે પણ વાંચન વિશે સરસ કવિતા વાંચી સંભળાવી હતી. ત્યારબાદ મિ. મણિલાલે જણાવ્યું કે પ્રમુખસાહેબ કડવા પાટીદાર સુધારક અમોને સારી સ્થિતિમાં લાવવા વખતોવખત જે સૂચનો કરે છે અને જે શ્રમ લે છે તથા આજરોજ પ્રમુખ સ્થાને બિરાજી જે શોભા આપે છે તેને માટે સર્વેએ તેમનો આભાર માન્યો હતો. લાઈબ્રેરીના સેક્રેટરી તરીકે મિ. છોટાલાલ ભૂદરલાલને નીમ્યા છે અને આસિસ્ટન્ટ સેક્રેટરી તરીકે મિ. રામલાલ દલસુખરામને નીમ્યા છે અને એક મેનેજિંગ કમિટી નીમવામાં આવી છે અને મેનેજિંગ કમિટીની દેખરેખ નીચે લાઈબ્રેરીનો વહીવટ ચાલશે. ત્યારબાદ પ્રમુખને અને પધારેલા મહેમાનોને ફૂલહાર આપવામાં આવ્યા હતા. ત્યારબાદ લાઈબ્રેરી વાસ્તે ફંડ ઊભું કરવાનું કહેતાં પધારેલાં ગૃહસ્થોમાંથી તથા અન્ય જ્ઞાતિઓની મળી આશરે પોણાબસો રૂપિયાની રકમ ભરાઈ હતી. પછી લાઈબ્રેરી ખુલ્લી મૂકવા ચકલામાં બધા સાથે મળી આવ્યા હતા અને લાઈબ્રેરી ખૂલ્લી મૂકતાં ઉમિયા માતાની ખુશીનો પોકાર પાડવામાં આવ્યો હતો. તે વખતે શોભાની વૃદ્ધિનો કોઈ પાર જ રહ્યો ન હતો. લાઈબ્રેરીના મકાનની શોભા જોઈ જ્ઞાતિજનો તથા પ્રમુખસાહેબ વગેરે ઘણા જ ખુશ થયા હતા. છેવટે મિ. મણિલાલે તથા રા. રા. રામદાસે તથા દરિયાપુરના યુવાનોએ પૂર્ણ રીતે જે મહેનત કરી હતી તેને વાસ્તે તેમનો પધારેલા ગૃહસ્થોનો આભાર માન્યો હતો અને જણાવ્યું હતું કે કેળવણીની વૃદ્ધિ થવા દરિયાપુર જિલ્લાના લોકોએ પહેલ કરી છે તે ઘણું ખુશ થવા જેવું છે અને આશા રહે છે કોન્ફરન્સ જેવા કાર્યથી તેઓ પહેલ કરશે. મિ. મણિલાલ જ્ઞાતિસુધારક કાર્યમાં વખતોવખત શ્રમ લઈને જે યત્ન કરે છે તેને માટે તેમને ધન્યવાદ છે. ત્યારબાદ પાન-સોપારી લઈ મેળાવડો વિસર્જન થયો હતો.



વિજય ૧૯૦૬, અંક ૨, પાન ૩૩૭, પુસ્તક ૪થું ૧૨-૮-૧૯૦૬

## 'કડવા પાટીદાર સુધારક સભા' નો ત્રીજો વાર્ષિક મેળાવડો

'કડવા પાટીદાર સુધારક સભા'નો વાર્ષિક મેળાવડો સંવત ૧૯૬૩ના કાર્તિક સુદ ૨ ને વાર શુક્રવારે સાંજના પાંચ વાગતાં શ્રીયુત સાક્ષરોત્તમ શીઘ્ર કવિશ્વર નગીનદાસ પુરસોત્તમદાસ સંઘવીના પ્રમુખપણા નીચે ભોંયરાના મહાદેવની વાડીમાં કરવામાં આવ્યો હતો. મિ. મગનલાલ ચકુભાઈની દરખાસ્તથી અને મિ. જેઠાલાલ ચીમનલાલ બી. એ. ના ટેકાથી પ્રમુખસ્થાન શ્રીયુત નગીનદાસ પુરસોત્તમદાસ સંઘવીને આપવામાં આવ્યું હતું. પ્રમુખનું પદ લીધા પછી સભાના ઓનરરી સેક્રેટરી મિ. મણિલાલ દોલતરામે સભાનો ગત વર્ષનો વાર્ષિક રિપોર્ટ વાંચ્યો હતો અને ઊપજ ખર્ચનો હિસાબ બતાવ્યો હતો રિપોર્ટ વંચાઈ રહ્યા બાદ પ્રમુખની મિ. મણિલાલ દોલતરામે ઓળખાણ કરાવી હતી. પછી પ્રમુખે જણાવ્યું હતું કે આજનો દિવસ માંગલિક છે અને આજે જે જે લોકોને બોલવું હોય તો તેઓ ખુશીથી વ્યાખ્યાન આપે તે ઉપરથી નીચેના સદ્‌ગૃહસ્થોએ વ્યાખ્યાન આપ્યાં હતાં.

### શ્રીયુત્ બાપુજી જગન્નાથનું ભાષણ

પોતાની જ્ઞાતિનું તથા પોતાના દેશનું ભલું કરવું એ દરેક માણસનું મુખ્ય કર્તવ્ય છે. સુખ-વૈભવ માનનારા અને ગાડી, લાડી તથા વાડીનાં સુખો ભોગવનારા લોકોએ આવા જ્ઞાતિ સંબંધી કામોમાં ખાસ કરીને ભાગ લેવો જોઈએ. પોતે ગમે તેવા સારા અને ઊંચા વ્યાપાર - ધંધા કરતા હોઈએ તથા ઉચ્ચ અધિકાર ભોગવતા હોઈએ પણ જ્યાં સુધી જ્ઞાતિ હિતનાં કામોમાં ભાગ ના લઈએ ત્યાં સુધી તેનું કંઈ સાર્થક થતું નથી, તમારી નાતના આગેવાનોમાંના તેમજ અન્ય સુજ્ઞજનોમાંના અત્રે ઘણા જ થોડા માણસો જોઉં છું તેથી દિલગીર છું. સાગર જેવડી તમારી નાતમાંના અત્રે પધારેલા માણસોની સંખ્યા ગાગર જેવી જણાય છે - એટલે કે દશ હજાર માણસોની નાતમાંથી માત્ર ૧૦૦ માણસો જેટલી સંખ્યાના લોકો અત્રે હાજર જણાય છે. જ્ઞાતિભાઈઓનું કલ્યાણ કરવામાં બેદરકાર રહીએ છીએ તેથી જે ગેરલાભ થાય છે તેનો વિચાર કરવો જોઈએ. કણબી કેડે કોડ એ કહેવત પ્રમાણે કણબી સહુમાં આધારરૂપ છે તો તમારી સ્થિતિ સુધારવા - તમારી નાતમાં કેળવણીનો વધારો કરવા તમારે એકસંપથી જ્ઞાતિ હિતના કામ માટે આ સભાને તન, મન અને ધનથી મદદ કરવી જોઈએ છે.



### શાસ્ત્રી નાગેશ્વર જેષ્ટારામનું ભાષણ

દિવસે દિવસે તમારી જ્ઞાતિના અભ્યુદય થવાનાં ચિહ્ન છે. તે ઘણું ખુશી થવા જેવું છે. જે ધર્મ છે ત્યાં જય છે. વર્ણાશ્રમો પોતાનો ધર્મ બજાવે છે એ તેઓનો ધર્મ છે. જે સંસ્કારની જરૂર છે. તેનો કેવળ અભાવ થઈ ગયો છે. પતિ-પત્નીનો સંબંધ

આપણા શાસ્ત્રથી થાય છે. આ લોકમાં તરવું અને પરલોકમાં પરમાત્માનું સુખ મેળવવું તેજ ગૃહસ્થાશ્રમનો આશય છે. એક ધણીની સ્ત્રી બીજાને ગઈ, તેનું આશૌચ બીજાને આવે કે? હું નથી ધારતો કે એક પતિ છતાં બીજાને જાય તે કોઈ પણ શાસ્ત્રમાં અગર કોઈ પણ ઠેકાણે મારા વાંચવામાં આવ્યું નથી. આ તમારો સંસાર કેવળ ધર્મનિષેધ છે. તમારા ઉપદેશકો બ્રાહ્મણો છે. ચાર વર્ણની નિર્વાહક વર્ણ છો; અમારા બધાનો આધાર તમારા ઉપર રહેલો છે. અમે બ્રાહ્મણ ગુરુ છીએ.

## મા. રેવાશંકર જગજીવન ભાષણ

હર્ષનો વખત તો એ જ છે કે સાક્ષરકાર પ્રમુખ છે તે આપણને મોટો લાભ થયો છે, એક કાળે તમારા વડીલો પૂજનિક હતા. જ્યારે બ્રાહ્મણો ઋષિપદમાંથી આવતા, ત્યારે પધરામણી કરતાં અને ધર્મનો બોધ માંગતા. જે વખતે સૃષ્ટિ બની ત્યારથી તમારું હળ બધાનું પૂરું કરે છે, ઐક્યતા કરો. તમારામાંના વરવિક્રય, કન્યાવિક્રય, નાતરાં કરવાં, તથા તેરમાં કરવાના એ રિવાજોથી તમે મુક્ત થાઓ. છેવટે એટલું જ કહેવાનું કે ઐક્યતામાં રહી તમો તમારું કોન્ફરન્સ ભરો, તમારા આવા નજીવા ફંડથી અમો શરમાઈએ છીએ. જ્ઞાતિની પટલાઈ જ્ઞાતિના બાળકોનું હિત કરવામાં જ સમાયેલી છે. જ્ઞાતિસેવા એ પ્રભુસેવાની બરોબર છે.

## જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ બી.એ.નું ભાષણ

યુરોપની પ્રજામાં અને હિંદુસ્તાનની હાલની પ્રજા વચ્ચે મોટો ફેર એ છે કે હિંદુવાસીઓને ભેગા થઈ સામાન્ય હિતનો વિચાર કરવાની ટેવ નથી. અહીંયા જુના વખતમાં હિંદવાસીઓ સામાન્ય હિત માટે ભેગા થઈ વિચાર કરતા અને પગલાં ભરતો તે ઘણા પુરાવાથી સિદ્ધ થઈ શકે છે અને તેને લીધે તે વખતનો હિંદુસ્તાન ઘણો જ આબાદ હતો. દરેક માણસે પોતાના આત્માનું ભરણપોષણ કર્યા ઉપરાંત પારકાના આત્માને માટે વિચાર કરવાની ફરજ છે અને તે ફરજને અદા ન કરે તે ઈશ્વરનો ગુનેગાર છે. વરાઓ કરવામાં ખોટે રસ્તે થતો ખર્ચ કેળવણીમાં કરવામાં આવે તો ચિરસ્થાયી શ્રેષ્ઠ ફળ થાય તેમાં શક નથી તે છતાં આટલી મોટી નાતમાંથી આવો અગત્યનો વિચાર કરવા આટલા થોડા માણસો આવ્યા છે તે દિલગીરીની વાત છે. કોન્ફરન્સ ભરીને અને ખેતીવાડીની સ્કૂલ સ્થાપવાની આપણી જ્ઞાતિ માટે ખાસ જરૂર છે. મિ. મણિલાલ દોલતરામ અને બીજા નિસ્પૃહી લોકો મહેમત કરે છે તેને માટે તેમનો આભાર આપણે સઘળાએ માનવો જોઈએ. પરોપકાર એ જ જીવનનું સાફલ્ય છે અને પરોપકાર માટે પોતાના પગ ઉપર કોંહોવાડો મારવો તે દરેક માણસનું કર્તવ્ય છે. પોતાના આત્મા ઉપરાંત બીજાના આત્મા માટે મહેનત કરવી તે વાક્ય તમારા અંતઃકરણમાં કોતરી રાખશો તો જ્ઞાતિમાં સમૃદ્ધિ અને ઉન્નતિ એમની મેળે જલદીથી

દોડ્યાં આવશે. પરદેશી માલને અટકાવવાનું શ્રેષ્ઠ સાધન દેશી કામદારોને કેળવણી આપી તેમની કને પરદેશી જેવો સોંઘો સુંદર અને ટકાઉ માલ બનાવવો તે છે. તેથી આપણી જ્ઞાતિને કેળવણીની ખાસ જરૂર છે અને તેને માટે બનતી કોશિશ આપણે સઘળાએ કરવી જોઈએ.

## મોતીલાલ છોટાલાલ વ્યાસનું ભાષણ

શ્રીયુત સભાધ્યક્ષ અને ગૃહસ્થો!

હું અપરિચિત છતાં આ શુભ પ્રસંગે મને પણ થોડુંક બોલવાની ઉત્કંઠા થઈ છે, જો કે તેથી આપનો સર્વેનો અમૂલ્ય વખત રોકાશે તેમ વિદ્વાન અને એક સારા વક્તા સારામાં સારા વક્તા તો વખતના સંકોચને લીધે વિચાર દર્શનનો કંઈક લાભ ગુમાવવા જેવું થશે, તો પણ મારો-હૃદયોર્મિ થોડુ પણ બોલ્યા વિના વિરામતો નથી. મારે કહેવાનું છે તે એજ કે આ સભાની સ્થાપના થયાને ત્રણ વર્ષ થયાં અને તેમાં કૈડવા કોમની દશહજાર ઘરની વસ્તી છતાં માત્ર મુઠ્ઠીભર મેમ્બરો દાખલ થયેલા છે, સભાનું ફંડ નામનું - અને નજીવું રહ્યું છે, અને આ પ્રસંગે વસ્તીના પ્રમાણમાં હાજરી આપનારની સંખ્યા બહુ થોડી છે એ જરા દિલગીરી ઉપજાવનાર થઈ પડે છે. અલબત્ત એટલું તો કબૂલ રાખવા જેવું છે કે સંસારિક વા ધાર્મિક અથવા તો રાજદ્વારિક ગમે તે પ્રકારની સુધારણા કરવાની હોય તેમાં ઐકય વિના સફળ થવાતું નથી. એટલે પ્રથમ દરજ્જે તો ઐક્ય થવું જોઈએ - વળી તમારી વસ્તી શહેરમાં છે, તે કરતાં બહારના પ્રદેશમાં બહુ છે, તેઓના સુધારોનો આધાર શહેરીઓ ઉપર રહ્યો છે, કારણ કે શહેરીઓ કાંઈક કેળવાયેલા હોય છે અથવા કેળવાયેલા વર્ગની પાસે વસનારા છે એટલે શહેરીઓની પોતાની કોમના સુધારા અર્થે પ્રયત્ન કરવાની પહેલી ફરજ છે, એ ફરજ અગાડી સંસ્થાઓ દ્વારે જ અદા કરી શકાય અને એ તો ખરું છે કે ધર્મનાં કાર્યો પણ સંયુક્ત બળ સિવાય બનતાં નથી એટલા માટે સંયુક્ત બળ એકઠું કરવું જોઈએ. પૂર્વ કાળથી જે ન્યાતવરાનો રિવાજ ચાલે છે તેનું આંતર તત્ત્વ તપાસીએ તો તેમાં સમાજનું શુભ કરવાનો હેતુ હતો, કારણ કે એ નિમિત્તે સૌ એકઠા થઈ જ્ઞાતિ સુધારણાના વાસ્તવિક વિચારો ચલાવી શકે, યોગ્ય સુધારણા કરી શકે, અત્યારે એ હેતુ સિદ્ધ કરવાનો આ માર્ગ છે તેમાં જોઈએ તેવા ઉત્સાહથી હાજરી આપતા નથી. અને જમણવાર હોય ત્યાં પુષ્કળ માણસો એકઠાં થાય છે પણ તે પ્રસંગે સુધારણાનો વિચાર કોઈના મનમાં આવતો નથી, તો પણ આ સભાની સાંપ્રત શિથિલતાથી તમારે નિરાશ થવાનું નથી. લોકો સભાનો શુભ ઉદ્દેશ અને તેનાથી થતો પ્રત્યક્ષ લાભ જોશે એટલે જરૂર આકર્ષાશે. મિ. મણિલાલ દોલતરામ પટેલ આ કાર્યમાં તનમનથી મહેનત કરે છે, એવી જ મહેનત અસ્ખલિત ચાલુ રહેશે અને તેમાં તેમને તમારામાંના બીજા

મદદગાર મળશે તો બેશક આ અત્યારે નાના સ્વરૂપમાં દેખાતી સભા બહુ સંગીન કાર્ય કરી શકશે, પરંતુ તેમાં તમારી કોમના કોન્ફરન્સની જરૂર છે. એ જરૂરિયાત પૂરી પડે અને **તેમાં તમામ લેઉવા અને કડવા બંને કોમ સંયુક્ત થઈ સુધારણાનો વિચાર લક્ષપર લેતો પરિણામે અભ્યુદય થયા વિના રહે નહિ, તમારી કોમના અભ્યુદય ઉપર બીજી સઘળી કોમોના અભ્યુદયનો આધાર છે, કારણ કે દુનિયામાં કોઈપણ કોમ સ્વાશ્રયી હોય તો તે માત્ર તમારી છે, બીજી બધી કોમ તમારા આશ્રય ઉપર આજીવિકા ચલાવનારી છે** અને તેથી તમારો અભ્યુદય થયેલો જોવાની દરેક ઈચ્છા રાખે એ સ્વાભાવિક છે. હું તમારો, તમારી સભાનો અભ્યુદય ઈચ્છુ છું અને હવે મારું બોલવું બંધ કરી બેસવાની રજા માગું છું.

### મિ. બહેચરલાલનું ભાષણ

ન્યાતમાં સારા વકીલો નથી તે કેવું દિલગીર થવા જેવું છે. વાસ્તે વિદ્યા લેવા દરેક માણસે પોતાના છોકરાને નિશાળે મૂકવા જોઈએ. વરો કરો છો ત્યારે દરેક વરાદીઠ રૂ. ૧૦ જો આવા જ્ઞાતિસુધારક ફંડમાં આપવામાં આવે તે કંઈ મોટી વાત નથી. આવા ફંડના આશ્રયથી ભણીને આગળ જતાં વિદ્વાન થઈ આપણી જ્ઞાતિને શોભાવશે. તે તમારે નક્કી જાણવું. કેળવણીની આપણી જ્ઞાતિમાં ખાસ જરૂર છે.

### હરીલાલ રણછોડદાસ મહેતાજીનું ભાષણ

મારા મહેતાજીના ધંધાની અંદરના અનુભવથી મને ખબર છે કે ઘણાં માબાપો મારી પાસે સલાહ પૂછે છે, અને પોતાની ગરીબ સ્થિતિ દર્શાવે છે. તેનું કારણ એ જ છે કે તેઓએ પૂરેપૂરી કેળવણી લીધી નથી, નાત વરાની ઉપર જમવા જવાને લીધે છોકરાઓ ગેરહાજર રહે છે અને બરોબર સરાસરી હાજરી આપતા નથી. આવી જ્ઞાતિ સુધારક સભાને શેઠિયાની જરૂર છે પણ તેઓ તો તે બાબત બિલકુલ ધ્યાન આપતા નથી. તે દિલગીર થવા જેવું છે. સભા વખતે ઘણા માણસો હાજરી આપશે એવી આશા રાખું છું.

### મિ. નારણભાઈ જોરભાઈનું ભાષણ

પાટડી, વીરમગામ, અને અમદાવાદના કણબીઓ ઉપર દરેક નાનાં ગામડાંઓનો આધાર રહેલો છે પણ જ્યાં સુધી તે મોટા ગામ વાળાઓ જ નાતરાં, નાતવરા, છેડાછૂટકા વગેરે વધારે કરશે ત્યારે નાનાં ગામડાંઓને વાસ્તે શું કહેવું? વાસ્તે હે મોટા ગામના મુરબ્બી ભાઈઓ તમો સુધારો કરો અને તમારી આખી જ્ઞાતિની ઉન્નતિ થાય તેવાં પગલાં લ્યો. આ બાબતને વાસ્તે ખાસ કોન્ફરન્સ જરૂર છે.



### મિ. મણિલાલ દોલતરામનું ભાષણ

દશ હજાર માણસની વસ્તીમાં અહીંયાં આશરે દોઢસો માણસો જ આવેલા

છે. તે આપણને કેટલું શરમાવવા જેવું છે. વળી, અહીંયાં બીજી જ્ઞાતિના માણસો આવી આપણને બોધ આપે તેને આપણાં લોકો માન્યતા ના આપે તો પછી આપણી જ્ઞાતિના માણસો બોધ આપે તેના ઉપર તો શાના વાસ્તે નજર પણ કરે? આ બધું થવાનું કારણ માત્ર કેળવણી નથી તેજ છે. **ભણેલાઓ ઘણા છે તે પણ આ સભામાં ભાગ લેતા નથી. તેઓ પોતપોતાનું જ ભલું કરવામાં મશગૂલ છે.** સભાના મેનેજિંગ કમિટીના થોડાક મેમ્બરોએ ફક્ત કામ કરેલું છે. વાસ્તે જો બધા સાથે રહી કામ કરે તો આ સભા જે નાના પાયા પર છે તે એકદમ ઉન્નત દશામાં આવે. નાતરાં, છેડાછૂટકાના રિવાજોથી આપણે ઘણું શરમાવવાનું છે. સભાના પ્રેસિડેન્ટ મિ. ચંદુલાલ માધવલાલ વખતોવખત સભાને વાસ્તે જે સૂચનાઓ અગર મદદ કરે છે તેને વાસ્તે આપણે તેમનો આભાર માનવો જોઈએ. અત્યારે જે જે સદ્‌ગૃહસ્થો અને જ્ઞાતિ બંધુઓએ પધારી સભાને જે લાભ આપ્યો છે તેને વાસ્તે હું સઘળાનો આભાર માનું છું.

### મિ. જીવણલાલ અમરતલાલનું ભાષણ

અત્યારે દશ હજારની વસ્તીમાંથી ફક્ત સો - દોઢસો જ્ઞાતિ બંધુઓએ જે હાજરી આપી છે તેને વાસ્તે ઘણું દિલગીર થવા જેવું છે. આગેવાનો તો સમૂળગા દેખાતા જ નથી. આ ઉપરથી જ જણાઈ આવે છે કે જ્ઞાતિનું શુભ ઇચ્છનારા જ ફક્ત ગણ્યા-ગાંઠ્યા છે. મિ. મણિલાલ મુખ્ય કામ કરે છે અને તેઓ ગત ત્રણ વર્ષથી જે મહેનત અને યત્ન કરે છે તેને વાસ્તે આપણે સઘળાએ તેમનો આભાર માનવો જોઈએ. મિ. મણિલાલ જેવી લાગણી જ્ઞાતિ પ્રત્યે ધરાવે છે તેવી સઘળાએ ધરાવવી જોઈએ છીએ. મિ. બાપુજી ભાઈ તથા પ્રમુખ સાહેબે પધારી જે આપણને લાભ આપ્યો છે તેને વાસ્તે તેમનો આભાર માનવો જોઈએ.

### મિ. મગનલાલ ચકુભાઈનું ભાષણ

આપણને જે કહેવામાં આવે છે તે આપણે પૂર્ણ રીતે સાંભળવું જોઈએ અને તેને આપણે એક કાનેથી સાંભળ્યું અને બીજા કાને કહાડી નાંખ્યું તેવી રીતે નહીં પણ તે વાક્યોને પોતાના હૃદયમાં કોતરી રાખવા અને મારી પહેલાં જે જે ગૃહસ્થોએ બોધદાયક વચનો કહ્યાં છે એ જેવી રીતે સાક્ષાત્કાર માટે પ્રથમ શ્રવણ મનન અને નિધિધ્યાશની જરૂર પડે છે તેવી જ રીતે આ ઉત્તમ બોધને કથા રૂપે ગણી તેનું પ્રથમ  શ્રવણ મનન અને નિધિધ્યાસન કરવુ; જેવી રીતે ઈશ્વરભક્તિ કરવાની દરેક માણસની ફરજ રહેલી છે તેવી જ રીતે પોતાની જ્ઞાતિની ઉન્નતિ કરવાનો વિચાર કરવો અને તેને સહાયભુત થવું તેવી આપણે દરેક માણસની ફરજ છે, અને આપણે આપણી જ્ઞાતિની ઉન્નતિ કરવા જેટલે દરજ્જે આપણે મદદ કરીએ છીએ તેટલે દરજ્જે આપણે

આપણા મનની ઈશ્વર તરફની ફરજ બજાવીએ છીએ. માટે આપણી કોમના દરેક સદ્‌ગૃહસ્થે આપણી જ્ઞાતિની ઉન્નતિ માટે બનતી કોશિશ કરવી.

**પ્રમુખનું ભાષણ**

મંગલાચરણમાં ઉમિયા માતાની સ્તુતિ કરી જણાવ્યું કે શ્રીશંકરના પુત્ર કૃષિવર્મા અને તેમના રૂભુ અને લેહક અને બીજા ચાર મળીને છ પુત્રો હતા. એટલે કે કડવા તથા લેઉઆ વગેરે કણબી લોકો કે જેમની હાલ આખા હિંદુસ્તાનમાં લગભગ ૨૫ લાખની વસ્તી છે, તેમના મૂળ પુરુષો રૂભુ અને લેહક એ બે શંકર પુત્ર કૃષિવર્માના પુત્રો છે. અર્થાત્ આપણાં માતાપિતા ઉમિયા અને શંકર છે. જેથી સમગ્ર કણબી લોકોનો મેળાવડો કે જમણવાર થાય છે ત્યારે તેને ચોખડું, મહાજન કે કુંભ નહિ કહેતાં **'શંભુમેળો'** કહે છે અને આપણે સઘળા શંકરના વંશજો હોવાથી તેને શંભુમેળો કહેવામાં આવે છે તે યથાર્થ છે. ચરોતરના આપણી નાતના લોકો પોતાને પાટીદાર કહેવરાવવામાં મગરૂરી માને છે અને તેમને કણબી કેહરાવી ખોટું લાગે છે. પણ ખરું જોતાં પાટીદાર કરતાં કણબી નામનું મહત્ત્વ ઘણું જ ભારે છે. જેમને મુગલાઈ વારામાં ગરાસ મળેલા તે લોકો પોતાને પાટીદાર કહેવરાવવા લાગ્યા, પરંતુ હવે તે લોકો પાસે ગરાસ રહ્યા નથી પણ થોડા વિસ્તાર વાળાં નાનાં ખેતર ખેડનારા સાધારણ ખેડૂતની હાલતમાં આવેલા છે. પણ કણબી શબ્દનો અર્થ કણ×બી એટલે કણ-દાણા અથવા અનાજ તેનું બી તે કણબી એટલે કે અનાજ વાવનાર અને પકવનાર જે લોકોના વડે રાજાથી રંક અને કીડીથી કુંજર સુધીનાં પ્રાણીઓનો જીવનવ્યાપાર ચાલે છે તે લોકો કણબી કહેવાય છે અને એ નામ માનવંતુ અને અર્થસૂચક છે.

કેટલાક લોકો આપણને મશ્કરીમાં રાભા કહે છે પણ તેમાએ આપણા પૂર્વજનું નામ જોડાયેલું જણાય છે. કડવા કણબીઓના મૂળ પુરુષ જે રૂભુ તેનું અપભ્રંશ થઈને આપણે રાભા એટલે રૂભુના વંશજો કહેવાઈએ છીએ તેથી આપણે મગરૂર થવાનું છે કે અમે કૃષિવર્માના પુત્ર રૂભુના વંશજો અને ક્ષત્રિય છીએ. પણ ખેતી વગેરે વૈશ્યનાં કર્મો કરવા લાગ્યાથી હાલ વૈશ્ય જાતિમાં ગણાઈએ છીએ અને સંસ્કારો પણ તેવા જ થાય છે. કેટલાક શંકા કરશે કે કણબીઓ ક્ષત્રિય છે તેનું પ્રમાણ શું? તેનો ખુલાસો એટલો જ છે કે આપણે લોકો જાતે ટાઢ, તડકો અને વરસાદ વેઠીને ખેતી કરીએ છીએ અને સીમાડાનું રક્ષણ પણ કરીએ છીએ. વળી રાજા, જોગી, માગણ વગેરે લોકોના હક લાગા અને વેરા આપવા તથા પશુ-પંખીના ખાતાંબગાડતાં જે બાકી રહે છે તેના ઉપર નિર્વાહ કરીએ છીએ. આટલું બધું દેહકષ્ટ સહન કરવું અને મન મજબૂત કરી નુકસાન ખમવું એવો દૃઢતાનો અને સહનશીલતાનો ગુણ ક્ષત્રિય સિવાય બીજામાં ભાગ્યે જ હોઈ શકે. વળી આપણે ક્ષત્રિય હોવાના ઐતિહાસિક પુરાવા પણ મળી

આવે છે. બાદશાહી વારામાં પાટડી, ચરોતર, કહાનમ અને કઠિયાવાડના ભાગોમાં સૂબાઓ તે આપણા પરાક્રમી પૂર્વજો-કણબી હતા. વળી, બાદશાહી સત્તામાંથી અમદાવાદ મરાઠાઓના હાથમાં આવ્યું તેમાં પણ આપણા પૂર્વજમાંના એક મુખ્ય પુરુષની જ સહાય હતી. વળી હાલમાં પાટડીના દરબાર શ્રી સૂર્યમલસિંહજી છે તે પણ આપણા સ્વજ્ઞાતિ-કડવા કણબી છે. આ પ્રમાણોથી આપણે કણબી લોકો ક્ષત્રિય છીએ અને ક્ષત્રિયનાં વિરોચિત કર્મો કરેલાં પણ છે. પાટડીના હાલના દરબાર શ્રી સૂરજમલસિંહજી છે. તેમના નામમાં મલ અને સિંહ શબ્દો છે ને પણ ક્ષત્રિય યાચક છે. વંશ વધતો જવાથી જાગીરો અને ગરાસોના ભાગ પડતાં નાનાં ખેતરોના આપણે માલિક રહ્યા, તેથી ખેડવાનું અને રક્ષણ કરવાનું બંને કામ આપણે કરવા પડ્યાં. જેથી આપણા મહેનતમજૂરીના, ખેતીવાડી અને પશુપાલનના ધંધામાં રાતદહાડો રોકાવું થવાથી તેમજ અજ્ઞાનના અને બેદરકારીથી આપણને ક્ષત્રિયના સંસ્કારો થવા બંધ પડ્યા. તોપણ આપણે વૈશ્ય જાતિના કર્મો કરીએ છીએ અને વૈશ્ય કહેવાઈએ છીએ. પણ ગામડાં વગેરેમાંના આપણા નાતીલાઓ એવી હાલતમાં દહાડા કાઢે છે કે તેમની દશા શૂદ્ર જેવી જણાય છે. વળી શહેરોમાં વસતા આપણે લોકો મુસલમાન રાજકર્તાઓનું જોઈને દેખાદેખી નાતરાં અને છૂટાછેડા કરવા લાગ્યા છીએ. જેથી આપણે શુદ્ર જેવા થતા જઈએ છીએ. આપણે ક્ષત્રિય છીએ અને કર્મે કરી વૈશ્ય કહેવાઈએ છીએ તો હવે આપણે વૈશ્ય પણ જાળવી રાખવા માટે શૂદ્ર જાતિના જેવા છૂટાછેડા - તલાક અને નાતરાંનાં જે રિવાજો આપણામાં ચાલે છે તે બંધ કરવા જોઈએ. કારણ કે તે રિવાજો પાછળથી આપણામાં દાખલ થયેલ છે જે આપણી અધોગતિ કરનારા છે. ચરોતર વગેરે ભાગોમાંના આપણા નાતીલાઓમાં નાતરાં થતાં નથી અને તેઓ બ્રાહ્મણ વાણિયાઓની પેઠે નાતરાં તથા પુનર્લગ્નના રિવાજ પ્રત્યે તિરસ્કાર બતાવે છે.

'કષ્ટ વિના કીર્તિ નહિ અને સંપ વિના સંપત્તિ નહિ' એવી કહેવત છે તે ખરી છે. આથી કરી આ ભારત ભાગ્યોદયના જાગૃતિના વખતમાં આખા દેશમાં 'સંપ કરો, સંપ કરો'ના પોકારો પડી રહ્યા છે, પણ સંપ દુઃખના વખતમાં દીસા આવે છે તેવા સુખશાન્તિના વખતમાં જમતો નથી. જે વખતે લૂંટફાટ અને ધાડના ભય સામે જાનમાલનું રક્ષણ કરવું પડતું તેવા વખતે આખા ગામોનાં ગામો એકઠાં મળી-સંપીને પોતાનો બચાવ કરતાં. પણ હાલ એવું કંઈ રહ્યું નથી તેથી લોકો એકબીજાની તમા નહિ રાખતાં મનમોજી બની જઈ સ્વેચ્છા પ્રમાણે વર્તવા લાગ્યા છે. નાતજાત અને પોળપાડા કે પંચની પરવા કેટલાક તુંડમિજાજી લોકો રાખતા નથી તેનું કારણ એટલું જ છે કે હાલનાં સુખ- સગવડનાં સાધનો સુલભ થઈ પડ્યાં છે. કોઈને નાત બહાર

કે પંચ બહાર રહેવું પડતું તો આગળ ઘણું જ આકરું થઈ પડતું, કારણ કે દીવો-દેવતા વગેરે બંધ થવાથી ચકમકથી દેવતા પાડવાની કડાકુટ વગેરે ઘણી વિડંબણાઓ પડતી હતી. તેમ નાત બહાર કે પંચ બહાર રહી પોતાનું રક્ષણ અને પોષણ કરવામાં પણ ઘણી જ આપદાઓ વેઠવી પડતી હતી. આથી કરી લોકો મોટા સમૂહમાં નાતજાત મહાજન અને પંચમાં રહી મળીહળીને- સંપી - જંપીને પોતાનો નિર્વાહ કરતા હતા પણ હાલ એ વ્યવસ્થાઓ શિથિલ પડવા માંડી છે તેનું કારણ સુખશાન્તિ તથા સગવડમાં રહેવાનાં પુષ્કળ સાધનો પ્રાપ્ત હોવાથી બેદરકાર રહી આપણે ભેગા મળી - સંપી - જંપીને જ્ઞાતિહિત તથા દેશહિતને માટે વિચાર કરતા નથી. કોઈપણ કાર્ય સિદ્ધ કરવા માટે ભેગા મળીહળી વાત વિચાર કરવાનો રિવાજ ઘણો સારો છે અને આપણામેં વરા અને જમણવારો કરવાના જે રિવાજો છે તેનો મૂળ હેતુ એવો છે કે નાતીલાઓ એ નિમિત્તે ભેગા થઈ જ્ઞાતિહિતનો વિચાર કરે. પણ હાલ આપણામાં તે રિવાજો ચાલતા છતાં તેના મૂળ હેતુ પલટાઈ ગયા છે. જેથી આપણે ભેગા થઈ જ્ઞાતિહિતના વિચાર કરવા માટે ''શ્રી કૈડવા પાટીદાર સુધારક સભા'' સ્થાપન કરવાની જરૂર પડી છે, તો હવે આ સભામાં વખતોવખત હાજરી આપી દરેક જ્ઞાતીલાએ તનમન અને ધનથી યથાશક્ય જ્ઞાતિની સેવા બજાવવી જોઈએ છે. કેટલાક કહેશે કે ભગવદ્ સ્મરણ ના કરીએ કે આવી પંચાતમાં પડીએ. પણ તેનો ખુલાસો એવો છે કે 'પંચ એ જ પરમેશ્વર છે' વળી 'નાત એ ગંગાનો પ્રવાહ છે'. એ કહેવતો જગજાહેર છે તેનો ભેદ એવો છે કે પંચ મળે ત્યાં પરમેશ્વર છે, અને નાત એ ગંગાના પ્રવાહ જેવી પવિત્ર છે. જેથી જ્ઞાતિ અને પંચની સેવા બજાવવી, તેમાં ભાગ લેવો તે નિરર્થક નથી જતું પણ પ્રભુ સેવામાં સમર્પણ થાય છે. તેથી પ્રભુની કૃપાને પ્રાપ્ત થવાય છે અને જ્ઞાતિનું હિત સાધવાથી ભવિષ્યમાં જ્ઞાતિની જે ઉન્નતિ થાય છે તેથી નામ યશસ્વી થાય છે અને કીર્તિ મળે છે. માટે દરેક સુજ્ઞે જ્ઞાતિહિતના કામમાં ઉમંગથી ભાગ લેવો જોઈએ. જ્ઞાતિહિત થવાથી તે દ્વારા દેશનું હિત પણ થાય છે અને તેવાં જનહિતનાં કામોથી પ્રભુ પ્રસન્ન થાય છે. જે પોતાની જાતિની અવજ્ઞા કરી તેનાથી બેદરકાર રહે છે તેની સેવા તથા ભક્તિને પરમેશ્વર પણ અંગીકાર કરતા નથી માટે દરેક જ્ઞાતિહિતના કામમાં ઊલટથી ભાગ લેઈ જ્ઞાતિ સેવા કરવાની પોતાની ફરજ બજાવવી જોઈએ છે.

ભગવદ્ ભક્ત મહાત્મા શ્રી સર્યુદાસજી કે જેમના સદ્બોધથી સેંકડો મનુષ્ય  સુધરી ગયા છે, એ મહાપુરુષ પણ આપણી જ્ઞાતિમાં ઉત્પન્ન થયેલા છે. જેવી રીતે તેઓ સદ્બોધ આપી લોકસેવા બજાવે છે તેવી રીતે આપણે આપણા અજ્ઞાન નાતીલાઓની સ્થિતિ સુધારવા ઉપર લક્ષ આપવું ઘટે છે. જેથી આપણી જ્ઞાતિના

આગેવાનો વગેરેને વિનયથી તથા નમ્રતાથી સમજાવી તેમને અનુસરીને જ્ઞાતિહિતના કામમાં સામેલ રાખવાથી આ સભાનું કામ ઘણું સારું ચાલશે અને જણાતી અગવડો ઓછી થશે. આ સભાનો મુખ્ય ઉદ્દેશ નાતના છોકરાઓને કેળવણી આપવાનો છે અને તેને માટે ફંડ ભેગું કરવાની જરૂર છે તો તે સંબંધમાં એટલું જ કહેવાનું છે કે પહેલાં તો દરેક નાતીલાએ સભામાં હાજરી આપવી અને ભેગા મળી વિચાર કરવા જેથી જ્ઞાતિહિતનાં કામો કરવાં સૂઝશે અને તેને માટે જોઈતાં સાધનો પણ મળી આવશે માટે પહેલાં તો દરેકે આ સભા જ્યારે જ્યારે મળે ત્યારે તેમાં હાજરી આપવી અને વિચાર કરવા કે જ્ઞાતિહિત માટે શું શું કરવું જરૂરનું છે. એમ કરતાં કરતાં ધારેલાં કામો પાર પાડી શકાશે. હાલની કેળવણી પશ્ચિમનાં ઢોંગ-સોંગની મેળવણી વાળી હોવાથી લાભ કરતાં હાનિ વધારે કરે છે જે આપણે સર્વે નજરે જોઈએ છીએ. માટે આપણી નાતમાં કેળવણીનો વધારો કરતાં પહેલાં વિચારવું જોઈએ કે હાલની કેળવણીનાં જે કડવાં ફળ જણાય છે તેવાં નહિ આવતાં કેળવણીનાં સારાં ફળ આવે અને આપણે જે હાલતમાં છીએ તેમાં સુધારો થઈ આપણી ચડતી થાય. એમ નહિ થવું જોઈએ કે આપણે કેળવણી લઈને વહી વંડીસાહેબ લોક જેવા છટ નોન્સેસ કહેતા બનીએ. આપણો વ્યવહાર ચાલે અને આપણા ધર્મ - કર્મ પ્રમાણે રહી શકીએ તેવા પ્રકારની કેળવણીની આપણને જરૂર છે. નષ્ટભ્રષ્ટ અને પાયમાલ કરનારી કેળવણી આપણામાં દાખલ થઈ નથી તેથી આપણે પ્રભુનો પાડ માનવાનો છે અને હવે આપણે મન, વાણી અને શરીરનું સામર્થ્ય આપનારી અને સદ્‌ગુણને વિસ્તારનારી હોય તે વિદ્યા ભણવાની તેવી કેળવણી લેવાની જરૂર છે કે જેથી આપણી જ્ઞાતિ અને દેશની ઉન્નતિ થાય.

આપણી જ્ઞાતિમાં પાછળ કહ્યું તેવા પ્રકારની કેળવણીનો પ્રસાર કરવાની ઘણી જ જરૂર છે અને તેને માટે સમગ્ર જ્ઞાતિએ મળીહળીને ભેગા થઈ વાત વિચાર કરતા રહેવાની જરૂર છે. આપણી જ્ઞાતિની ઉન્નતિ કરવા માટે **શહેર સિવાયના બહાર ગામોના નાતીલાઓ સાથે મળવાહળવાની પણ જરૂર છે, અને તેમાં પણ કડવા અને લેઉઆનો ભેદ નહિ રાખતાં બધા કણબીઓ ભેગા મળે તો કામ ઘણું સંગીન થાય.** કહેવત છે કે 'બહુ તાંતણે બળિયું' તે પ્રમાણે મોટો સમૂહ ભેગો મળીને જ્ઞાતિહિતના વિચાર ચલાવે તો જ્ઞાતિમાં કેળવણી વધારવાનું કામ સુગમ થઈ પડે અને તેના ફંડમાં પુષ્કળ નાણાં ભેગાં થાય. જેમ અન્ય કોમોના લોકો કોન્ફરન્સો મેળવી પોતાની કોમની ઉન્નતિનાં કામો કરી રહ્યા છે, તેવી જ રીતે આપણે કણબી લોકોએ એકસંપીથી ભેગા મળી કોન્ફરન્સ ભરી શંભુમેળો કરી આપણી ઉન્નતિના ઉપાયો શોધવા અને તેનો અમલ કરવા કટિબદ્ધ થવું જોઈએ છે. જુદાં જુદાં ગામોમાં

વસતા એક નાતજાતના જુદા જુદા યોગ્યતા અને ગુણવાળા લોકો ભેગા થઈ મળે - હળે અને વિચાર કરે તેથી ઘણો ફાયદો થાય અને તે દ્વારા જ્ઞાતિનું હિત થઈ શકે. દરેક માણસ પોતાની જાત અને પોતાના કુટુંબ માટે ઘણી ખળખળ કરે છે અને તે તેની ફરજ છે. તેવી જ રીતે પોતાની નાતજાતને માટે પણ તેનું કંઈ કર્તવ્ય છે તે એજ કે નાતનું પંચ, સભા અને કોન્ફરન્સ જ્યારે જ્યારે મળે ત્યારે તેમાં ભાગ લેવો અને પોતાનાથી બની શકે તેવા પ્રકારની સેવા બજાવવી. જે માણસ જ્ઞાતિ અને દેશની દેવા બજાવવામાં બેદરકાર રહે છે તે આત્મદ્રોહી છે. કારણ કે નાત અને દેશ અને વિરાટ પુરુષ-પરમેશ્વરનું રૂપ છે તેની સેવા નહિ બજાવનાર તે ખરેખર આત્મદ્રોહી જ છે કેમ કે તે જાણીબૂઝીને પોતાનું પોતે જ બગાડે છે. માટે દરેક શાણા પુરુષે જ્ઞાતિની સેવા બજાવવા માટે તન, મન અને ધનથી તત્પર રહેવું જેથી પ્રભુની પ્રસન્નતા અને સુખ શાંતિ પ્રાપ્ત થાય છે.

## શેઠ ભોગીલાલ છગુલાલનું ભાષણ

છેવડે પ્રમુખ સાહેબનો આભાર માની મિ. ભોગીલાલે જણાવ્યું કે જેઓ આપણે અત્યારે થોડા એકઠાં થઈએ છીએ તેઓએ દૃઢ નિશ્ચય કરી આપણી જ્ઞાતિના ઉન્નતિનાં પગલાં લેવાં જોઈએ. અત્યારે દશ હજાર માણસમાંથી ફકત સો દોઢસો આવેલા છે તે જોઈ દિલગીર થવા જેવું છે.

છેવટે સભાના સેક્રેટરીએ પ્રમુખ સાહેબનો તથા પધારેલા ગૃહસ્થોનો આભાર માની તેમજ મકાન વાપરવા માટે વાડીના માલિકનો આભાર માન્યા બાદ ફૂલના હાર પ્રમુખ, બાપુજી ભાઈ તથા શેઠ ભોગીલાલ છગુલાલને પહેરાવ્યા હતા. ખુશાલીના પોકાર સાથે મેળાવડો વિસર્જન થયો હતો. વાડીના મકાનને તથા બેઠકને વાવટા, ધ્વજાથી ભરપૂર શણગાર્યો હતો.

## વિરમગામમાં થયેલા જ્ઞાતિ મેળાવડો - ૧૯૦૭ :

વિરમગામમાં તા. ૧લી માર્ચ અને ૧૯૦૭ના રોજ કડવા કણબી જ્ઞાતિની કોન્ફરન્સ ભરવાનો વિચાર કરવા માટે દરબારશ્રી રાયસિંહજી કેશવભાઈના દરબારમાં જ્ઞાતિનો મહાન મેળાવડો થયો હતો. આ મેળાવડામાં લગભગ ૫૦૦ (પાંચસો) જ્ઞાતિબાઈઓ તથા અન્ય કોમના પણ કેટલાક ગૃહસ્થો હાજર થયા હતા. દેસાઈ નારણભાઈ જોરભાઈની દરખાસ્તથી અને કાલીદાસ હરજીવનદાસ દેસાઈના ટેકાથી પ્રમુખસ્થાને દરબારથી રાયસિંહજી બિરાજ્યા હતા. તે પ્રસંગે અમદાવાદથી મિ. મણિલાલ દોલતરામ અધિપતિ 'વિજય' તથા મિ. જીવણલાલ અમરતલાલ તથા જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ બી.એ. પધાર્યા હતા; પ્રથમ શરૂઆતમાં નીચેની કવિતાઓ નારણદાસ જોરભાઈ દેસાઈએ ગાઈ હતી.

### રાગ ધનાશ્રી

ભલે પધાર્યા ભાઈ આજ તમો ભલે પધાર્યા ભાઈ;
હવે થશે સુખદાઈ આજ તમો ભલે પધાર્યા ભાઈ ટેક.
સુખ સંપત્તિ શેમાં આપણી, શોધો તેને ધાઈ. આજ. ૧
વિદ્યાનો વધારો શોધો, લક્ષ્મીની સરસાઈ. આજ. ૨
ઉદ્યમની ખીલવણી શોધો, એ જ અતિ ફળદાઈ. આજ. ૩
કુધારાને કરો વેગળા, તેમાં વધે જ વડાઈ. આજ. ૪
કેળવણી લઈ સુધરો સારા, કીર્તિ રહે જગ છાઈ. આજ. ૫
બંધુભાવ નહિ વિસારો, સદા રહો સંપાઈ. આજ. ૬
નેકી ટેકી જ્ઞાતા, દાતા, થઈ ગ્રહો મોટાઈ. આજ. ૭
પરમારથમાં પડો ન પાછા, દેખી કોમ, દુબળાઈ. આજ. ૮
કોઈ તન, મનથી કોઈ ધનથી, સહાય કરો મારા ભાઈ. આજ. ૯

### ભુજંગી

અરે શંભુ ભોળા અમે બાળ તારા, તમે તાત ઉમિયાજી માતા અમારાં;
હણી કુમતી સુમતી ઊર સ્થાપો, સદા સંપ લક્ષ્મી વધુ સુખ આપો. ૧
તમો બાળને આપો સારા વિચારો, વિચારે દિને રાત જ્ઞાતિ સુધારો;
કદાપિ પડે કષ્ટ તેમાં તે કાપો, સદા સંપ લક્ષ્મી વધુ સુખ આપો. ૨
ભણાવીગણાવી કરો ભાગ્યશાળી, લહે સુખ તેથી પ્રજા આ તમારી;
નહીં દેખશો દોષ કે હસ્ત પાપો, સદા સંપ લક્ષ્મી વધુ સુખ આપો. ૩
વધારો કરો ઉદ્યમે રોજ ઝાઝો, કમાણી કરી રાખે પોતાનો માઝો;
સ્વજાતિ જનો હિત રાખે બળાપો, સદા સંપ લક્ષ્મી વધુ સુખ આપો. ૪
ભરીને સભાઓ કરે નિત્ય ચર્ચા, તજે દુષ્ટ ચાલો રિવાજો જે વરજ્યા;
કરે વ્યય વિચારી તપાસીને લાભો, સદા સંપ લક્ષ્મી વધુ સુખ આપો ૫
રહે સંપમાં એકબીજા ઠરીને, રહે રાજી બંધુ દુઃખોને હણીને;
વધારે પોતાનો સખીમર્દ છાપો, સદા સંપ લક્ષ્મી વધુ સુખ આપો. ૬
લહી અર્જ ઉરે વધારો કૃપાને, હણો દુખ દારિદ્રયને સર્વ સ્થાને;
વધારો વડાઈ વડા તાત બાપો, સદા સંપ લક્ષ્મી વધુ સુખ આપો. ૭



### નારણદાસ જોરભાઈનું ભાષણ

હે મારા વીરબંધુ સજ્જન સદ્‌ગૃહસ્થો અને પટેલ કામદાર અને યુવકવર્ગ આજ તમો સર્વત્ર ગઈ વખતે (સભામાં) આપણે જે ઠરાવ કરેલ છે કે આપણી કોમ દિનપ્રતિદિન નિસ્તેજ, દુર્બળ અને નિર્ધનતાને પ્રાપ્ત થતી જાય છે, વિદ્યા, કેળવણી

અને ઉદ્યમમાં પછાત પડતી જાય છે તેનો વિચાર કરવા સારુ ભેગા મળ્યા છો, તમો તમારી સ્વજ્ઞાતિની ઉન્નતિ વિચારવાને નાના- મોટા સર્વત્ર આજ એકઠા થયા છો તે જોઈ મને અતિ આનંદ થાય છે અને તમારા સુવિચારને પ્રભુ સહાય થઈ વૃદ્ધિ આપી પાર પાડે. એવી પ્રાર્થના કરું છું.

**રાગ કલ્યાણ**

શ્રી રમાપતિ, કરીએ વિનંતી,
કોન્ફરન્સ ભરવાની દો, અમને સુમતી. ટેક.
પપા પાટીદાર અમે તો, સર્વ કોમમાં જાણ;
તમ કૃપાના લૂખા ભૂખ્યા, હવે કરો કલ્યાણ. શ્રી રમાપતિ. ૧
સર્વ કોમ સુધરતી આવે, જમાના અનુસાર;
અમે એકીલા પડીએ પાછા, તેની દાઝ અપાર. શ્રી રમાપતિ. ૨
ટેકો આપો સંપને સ્થાપો, વધતો આપો વિવેક;
વિદ્યા વધતી આપો અમને, જનની દીપે કુખ, શ્રી રમાપતિ. ૩
ઉદ્યમની ખીલવણી આજે ભોગવવા સુખ સાર;
સન્મતિ આપો કુધારાને કરીએ જ્ઞાતિ બહાર. શ્રી રમાપતિ ૪
હીત અમારું જે આદરીએ તેમાં વિઘ્ન ન થાય;
કરી કૃપા લક્ષ્મી અમ ઉપર, ફળતાં રહે સહાય. શ્રી રમાપતિ. ૫
વારંવાર એ વિનંતી અમારી, કરશો અંગીકાર;
કાન્ફરન્સ ગર્ભ દીપાવો, પછી પ્રગટવા વાર. શ્રી રમાપતિ. ૬

હે મારા મુરબ્બી બંધુઓ આપણી પૂજ્ય માતા દેવી અત્રે અદશરૂપે પધારી તમો બાળકોને શીખ તમારા હિત સારુ આપે છે તે જરા ધ્યાન પર લેશોજી.

**પદ.**

રાગ. (દીનબંધુ દીનાનાથ, મેરી સુધ લીજે.)
બાળકો હે વ્હાલા મારાં, મારી શીખ લીજે;
માતુ વ્હાલ સંભાળીને, કષ્ટ દૂર કીજે ટેક.
જનેતાની કુખ તેને, નહીં લજવીજે;
નામ કીર્તિ કાઢી ભૂ, ભૂતળ રહીજે. બાળકો. ૧
સરસ્વતી પાસે માગો, મુખમાં વસીજે;
લક્ષ્મીજીની કૃપા માગો, તમપર રીઝે. બાળકો. ૪
કામધેનું સુધારાની, દોહી પય પીજે;
કુધારાને કાઢો દૂર, તેને નવ છીજે; બાળકો. ૩

સંપનો વધારો કરી, દ્વેશ દૂર કીજે;
સુખી થાય બંધુ જેમ, તેમાં ચિત દીજે, બાળકો. ૪
વિચારીને વાવો વૃક્ષ, વ્યયના મહીજે.
દેશે સુખ સર્વને તે, ફળફૂલ ચીજે. બાળકો. ૫
આજથી આશીષ આપું, ઉદ્યમે વધીજે;
સંપ સુખ લક્ષ્મી વાધો, દીન પ્રત બીજે. બાળકો. ૬

હે મારા ભ્રાતા મુરબ્બી સદ્‌ગૃહસ્થો, સજ્જનો, આપણી જનેતા કૈડવા દેવી શું આપણને શીખ આપે છે તે ધ્યાન પર લો. તે કહે છે કે મારા વ્હાલા સુપુત્રો મારા વ્હાલને ઈયાદ લાવો અને તમોને અને મને જે જે વાતે નષ્ટ હાનિ હોય તે તે ટાળવાને પ્રયાસ કરો. **તમો મારા સુખના સાથી છો, મારી કુખને દીપાવો લજાવો નહીં. આ ભૂતળ નામ પૃથ્વીમાં સઘળી કોમોના સજ્જનોમાં તમો ઝળકી નીકળો! તમોને મેં જગતના પોષણ અર્થે ઉદર ભાર વહી જન્મ આપેલ છે તો તમારું કર્તવ્ય સિદ્ધ થવા સુધારવા પ્રયત્ન કરો. સરસ્વતી વિદ્યા કેળવણી તેનું સેવન કરો કે સદા તમારા મુખમાં વસી સુખ - સંપત્તિની વૃદ્ધિ આપે અને શ્રી રમાપતિનાં પ્રિય પટરાણીજી શ્રી લક્ષ્મીજી જગતમાતા તેની પાસે વિનયપૂર્વક કૃપા માગો કે દિનપ્રતિદિન તમો પર વધતાં રીઝે. સુધારારૂપી કામધેનુને દોહીને અમૃત સમાન દૂધનું પય કરો કે તમારામાં બળબુદ્ધિ અને તેજ શુદ્ધ અને નિર્મળ આવે. તમારામાં રહેલા કુધારાને દિનપ્રતિદિન હાંકી કાઢવા યત્ન કરો. તેને છૂઓ પણ નહીં,** તો જ તમને સુખની પ્રાપ્તિ થવાની. ઐક્યતા અને સંપનો વધારો કરો. દ્વેષ બુદ્ધિ દૂર કરી નિર્મળ મન કરી સ્વજાતિજનો ઉપર બંધુભાવ લાવી એક બીજાના સુખના ઉત્સાહી થાઓ. બંધુ વર્ગ તમામ વિદ્યામાં વધતો જાય, કેળવણી સુધારાનો સોખી થાય અને સુખ પ્રાપ્તિ શોધવામાં કુશળ થાય તેમજ તન, મન અને ધન સાથે સ્વાત્માર્પણ થઈ કમર કસી એકબીજાના દુ:ખના ભાગી થઈ સહાયક થવા ઉત્સાહી થાય તેમ કરો તો જ તમો મારી કુખ દીપાવશો. તો જ મને શાંતિ થશે.

**મારા વ્હાલા ભ્રાતા, તમારી પેદાશનો થતો વ્યય વિચારીને કરો, તેમાંથી મળતું સુખ - લાભ તપાસી જુઓ. આ ધરણી વિષે, તમારા વ્યયરૂપી વૃક્ષ એવા વાવો કે જેના અમૃત સમાન ફળ અને સુગંધીદાર પુષ્પથી સર્વ બંધુવર્ગ તેનો આશ્રય લઈ સુખી થાય. સુવાસ લે, ત્રપ્ત થાય. આજે તમો તમારી અને સાથે સઘળાની ઉન્નતિના સારુ ભેગા થયા છો તે દેખી હું તમારી માતા કૈડવાદેવી તેને અતિ આનંદ થાય છે અને તમોને ઉદર ભાર વહી કષ્ટ વેઠી જન્મ આપી કૃતાર્થ થઈ સમજું છું. તમો તમારા ઉત્સાહમાં પ્રીતિપૂર્વક કમર કસી નિર્મળ અને શુદ્ધ મન રાખી રાત-દિવસ મચ્યા રહેશો**

તો તેમાં જગકર્તા જગદીશ સહાય થઈ યશ આપશે. તમારો બંધુવર્ગ સુખી થશે, સાથે મને ઊજળી કરશો અને આ જગતમાં તમો કીર્તિ સંપાદન કરશો. હું તમોને આશીષ આપું છું કે તમારા ઉદ્યમમાં સુધારો કરી પ્રભુ વધારો કરે. સંપ - સુખ લક્ષ્મી તમારા ગ્રહોમાં સદાસર્વદા વાસ કરી રહે અને તમારી દિનપ્રતિદિન ચઢતી થાઓ. તમોએ આજે જે વિષય હાથ ધરવા ઇચ્છા રાખી છે. તેમાં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ ફત્તેહ આપો, તેમાંથી તમોને અક્ષય સુખ, લાભ અને ફળ મળો, તમારામાં સંપ વધો, અને તમારી ઉન્નતિ થાઓ.

આજકાલ દુનિયામાં કોન્ફરન્સ એટલે મેળાવડા ભરવાના જે રસ્તા નીકળ્યા છે તે લાભના અને ફળદાઈ જ છે. તેને પ્રીતિપૂર્વક તન, મન અને ધનથી સહાય આપશો તો તેમાં ફતેહ પામશો, વીજયી નીવડશો. તમારી જાતનો સુધારો થઈ આખી કોમને સુધારશો. માટે આજસુધી તો અજ્ઞાનતામાં વખત ગુમાવ્યો પરંતુ હવે નિરર્થક વખત નહીં ગુમાવતાં જેમ બને તેમ સત્વરે જાતીભાઈઓને સુધારવા હાથ પર લેશો એ મારી આશિષ છે.

**જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ બી.એ.નું ભાષણ.**

કણબી શબ્દ કણ+બીથી થયેલો છે. કણ એટલે અનાજનો દાણો અને બી એટલે બી. અનાજના દાણા વાવનાર તથા રાખનાર તે કણબી કહેવાય છે. સંસ્કૃતમાં કૃષીબલ કહે છે. આપણા સઘળાનો આધાર ખેતી ઉપર છે. દરેક આચાર્યો તથા દરેક જણ કણના આધારથી જીવે છે. માટે કણબી કોમ ઉત્તમ છે. આપણે થોડી થોડી જમીનના માલિક છીએ. શાસ્ત્રજ્ઞાનથી ખેતીમાં સુધારો થઈ શકે છે. એક એગ્રિકલ્ચર કહે છે કે બીજી જગ્યાએથી જે અનાજ આવે છે તેના કરતાં અહીંયાં આપણને અડધું મળે છે. સાધારણ વર્ગમાં કેળવણી નથી. ખેતીવાડીનું કામ કરવામાં ઘણી જરૂર પૈસાની છે. જે ઉપાયો હાથમાં છે તે ઉપાયોથી ચાલવું. ખેતીવાડીની પ્રજાએ આખી દુનિયાને જીતેલી છે. વેપાર વાળી પ્રજા ખેડૂત પ્રજાથી હાર પામી છે. ખેડૂત વર્ગમાં શરીર વધારે સારુ રાખી શકાય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર અને કનિષ્ટ નોકરી. અમેરિકાના લોકો ખેતીવાડીથી કરોડોપતિઓ થયા છે. તેવી જ રીતે આપણે પણ ખેતીમાં સુધારો કરી ધનવાન થવાની કોશિશ કરવી જોઈએ. ખેતીવાડીને વાસ્તે કેળવણીની ખાસ જરૂર છે. ખેતીવાડીનું શીખવા થોડા માણસને પૂના મોકલવાની જરૂર છે. કોંગ્રેસ એકત્ર થઈ બતાવી આપ્યું છે તે જ પ્રમાણે આપણે આપણું કોન્ફરન્સ ભરી વિચાર કરવો જોઈએ. કોન્ફરન્સનાં બંધારણ સારું ડેલિગેટ, વિઝિટર, એટલે મુલાકાત લેનારા વગેરેની ગોઠવણ કરવી જોઈએ. પંચ કરે તે પરમેશ્વર છે. તેવી રીતે કોન્ફરન્સને પંચ માની આખી જ્ઞાતિએ ઠરાવો મંજૂર કરવા જોઈએ. બધા

માણસોની કોન્ફરન્સ ભરવાની આવશ્યક્તા છે. કોન્ફરન્સની અંદર લાવશી અને ઘીની જરૂર નથી. પણ સાદું જમણ કરવાની જરૂર છે. ત્રણ દિવસ સુધી કામ ચલાવવું જોઈએ.

**મિ. જીવણલાલ અમરતલાલનું ભાષણ.**

મિ. નારણભાઈએ મંગળાચરણની અંદર જણાવેલું છે તે પ્રમાણે આપણી જ્ઞાતિની ઉન્નતિનો આધાર કેળવણી અને ખેતીવાડીની ઉપર જ છે. બીજી કોમોની માફક આપણે આગળ વધવું જોઈએ, કોન્ફરન્સ ભરવાની ખાસ જરૂર છે. કોન્ફરન્સની હિલચાલ તથા જ્ઞાતિ સુધારાને વાસ્તે મિ. મણિલાલ દોલતરામ ચાર વરસથી પ્રયત્ન કરે છે. તેને વાસ્તે તેમને ધન્યવાદ આપવો જોઈએ. અમદાવાદમાં શેઠિયાઓ ઘણા છે પણ તેઓ આ કામ ઉપાડી લે તેમ નથી. તો વિરમગામ નિવાસીઓએ આ કામ ઉપાડી લેવું જોઈએ. વિરમગામ નિવાસીઓ સુધારાની બાબતમાં પહેલ કરતાં જણાય છે. થોડા જ વખત પર બારમા વગેરે બંધ કરેલું છે. દરબાર સાહેબ અને જીભાઈ શેઠ તથા સમસ્ત મંડળ કોન્ફરન્સનો ઠરાવ કરશે એવી હું આશા રાખું છું. મિ. જીવણલાલભાઈએ દરખાસ્ત મૂકી અને તે દરખાસ્તને દેસાઈ નારણદાસ જોરભાઈએ ટેકો આપ્યો અને સમસ્ત મંડળની અંદર પ્રમુખ સાહેબના મત સાથે કડવા કણબીની કોન્ફરન્સ વિરમગામમાં સંવત ૧૯૬૪ના ઉનાળામાં ભરવાનો નક્કી ઠરાવ કર્યો અને તે ઠરાવ સર્વાનુમતે તાળીઓના નાદ વચ્ચે ઘણા હર્ષથી પસાર થયો હતો. ત્યારબાદ મિ. કાલીદાસ હરજીવનદાસે દરખાસ્ત કરી કે આ કોન્ફરન્સનું કામ કરવાને વાસ્તે (Reception) સ્વાગત કમિટી નીમવી. અને જરૂર પડે તેમાં વધારો કરવાની દરખાસ્ત કરી તેને મિ. મણિલાલે ટેકો આપ્યો. નીચેના ગૃહસ્થોની કમિટી નીમવામાં આવી.

| | |
|---|---|
| દેસાઈ શ્રી રાયસિંહજી કેશવભાઈ | શેઠ ગીરધરલાલ હરિવલવદાસ |
| શેઠ જીભાઈ કેવલદાસ. | શેઠ ગુલાબચંદ મોતીરામ. |
| શેઠ ગોરધનદાસ મોહનલાલ. | મુખી મોહનલાલ નારણદાસ |
| શેઠ દામોદરદાસ હીરાચંદ. | રા. રા. અહુભાઈ દમાભાઈ. |
| રા. રા. ગણેશભાઈ રૂગનાથદાસ. | દેસાઈ અંબારામ શીવરામ. |
| રા. રા. મોહનભાઈ હરિભાઈ. | દેસાઈ કાલીદાસ હરજીવનદાસ. |
| રા. રા. રણછોડદાસ ઓધવજી. | દેસાઈ જેસંગભાઈ નથુભાઈ. |
| રા. રા. જીભાઈ નથુભાઈ. | રા. રા. હરિભાઈ જેસંગભાઈ. |
| રા. રા. અમરતલાલભાઈ. | રા. રા. અહુભાઈ. |
| રા. રા. કેશવલાલ માધવલાલ. | રા. રા. પરસોત્તમદાસ લલ્લુભાઈ. |
| રા. રા. નારણદાસ નરોત્તમદાસ. | રા. રા. પરભુભાઈ ગીરધરદાસ. |
| દેસાઈ વ્રજલાલ હરિભાઈ. | રા. રા. મણિલાલ મોતીલાલ. |

| | |
|---|---|
| રા. રા. છગનલાલ અમથાભાઈ. | રા. રા. રણછોડલાલ ગુલાબચંદ. |
| રા. રા. ત્રિકમલાલ અમથાભાઈ. | દેસાઈ નારણભાઈ જોરભાઈ. |
| રા. રા. અમથાભાઈ લાલદાસ. | રા. રા. ત્રિભોવનદાસ બાજીભાઈ. |
| રા. રા. રણછોડદાસ ઓધવજી. | રા. રા. હરિભાઈ જેસંગભાઈ. |

ઉપરની કમિટી સર્વાનુમતે પસાર થઈ.

### દેસાઈ કાલીદાસ હરજીવનદાસનું ભાષણ

કેળવણી, ખેતીવાડી તથા સંસાર સુધારા બાબત કોન્ફરન્સ ભરવાનું નક્કી થયું તેથી ઘણો આનંદ થયો છે. પાટડીના દરબારશ્રીને પ્રમુખને વાસ્તે આપણે ભલામણ કરવી જોઈએ. કોન્ફરન્સના ખર્ચ સારુ ફંડ કરવાની ખાસ આવશ્યક્તા છે.

### મિ. કેશવલાલ માધેવલાલનું ભાષણ

દેશી ખાંડ વાપરવાનો આપણી જ્ઞાતિએ વિરમગામમાં જે ઠરાવ કર્યો છે તે ઘણું ખુશી થવા જેવું છે. વળી હાલમાં જે જે ઠરાવો થતા જાય છે તે સ્તુત્ય છે. મિ. મણિલાલ દોલતરામે વિરમગામ બે - ત્રણ વાર આવી કોન્ફરન્સ સંબંધી જે હિલચાલ કરી છે તેથી આપણે તેમનો આભાર માનવો જોઈએ. મિ. મણિલાલ આપણી જ્ઞાતિનું હિત ચાહે છે અને જે પ્રયાસ તેઓ વારંવાર કરે છે તેને જો બીજા મદદ કરે તો આપણી જ્ઞાતિ થોડા વખતમાં સુધરી શકે તેમ છે. અમદાવાદમાં પણ મણિલાલ વારંવાર સભાઓ ભરી ભાષણો કરે છે અને જ્ઞાતિના હિત સારુ યત્ન કરે છે. વિરમગામ નિવાસીઓએ આ મહાન કોન્ફરન્સનો ઠરાવ પસાર કર્યો છે. તે ઘણી આનંદની વાત છે. સંસાર સુધારાની બાબત કોન્ફરન્સમાં દાખલ કરવી જોઈએ.

### શેઠ ગોરધનદાસનું ભાષણ

મારા પહેલાં જે જે બોલી ગયા છે તે વાસ્તવિક છે અને તેટલા માટે હું ટૂંકામાં થોડું જ બોલવા માગું છું કે કોન્ફરન્સ ભરવાનું આજની સભામાં નક્કી થયું છે તે માટે સઘળાને ઘણું ખુશી થવા જેવું છે. આ મહાન કાર્યને આપણે સઘળાએ એક અવાજે વધાવી લેવું જોઈએ. કોન્ફરન્સની અંદર કેળવણી તથા ખેતીવાડીને વાસ્તે સવાલો મૂકવા અને તેની અંદરથી જે કેળવણીનું ફંડ થાય તેમાંથી ગરીબના છોકરાંઓને વિદ્યાભ્યાસ કરાવવા સારુ પૂરતા સાધન પૂરા પાડવા. વળી ખેતીવાડીનું જ્ઞાન પણ આપણા બાળકોને અવશ્ય આપવું જોઈએ. જ્ઞાતિનો સઘળો આધાર ખેતીવાડી પર છે. માટે ખેતીવાડીનું જ્ઞાન આપવા તે ફંડનો પણ ઉપયોગ કરવો. આપણે સઘળા સાથે રહી કોન્ફરન્સ અંદર કામ કરીશું તો કોન્ફરન્સને એક મહાન કાર્ય તરીકે દીપાવી શકીશું. કોન્ફરન્સને તન, મન અને ધનથી મદદ કરવી એ આપણી ખાસ ફરજ સમજવી જોઈએ.

## મણિલાલ દોલતરામનું ભાષણ

માનવંતા પ્રેસિડેન્ટ સાહેબ, સદ્‌ગૃહસ્થો, જ્ઞાતિબંધુઓ અને અમદાવાદી બંધુઓ, આજના માંગલિક પ્રસંગે હું નારણદાસ દેસાઈશ્રીના તથા દરબારશ્રી રાયસિંહજીભાઈના આમંત્રણથી આવેલો છું, મારી તબિયત સારી નહોતી છતાં જ્ઞાતિહિત ચાહવું એ દરેક જ્ઞાતિભાઈની ફરજ છે એ સિદ્ધાંત અનુસરી સર્વ કામ પહેલું આ કામ કરવું એમ વિચારી આવેલો છું. આપણે સઘળા જે કામને વાસ્તે એકઠા થયા છીએ, તે કામ સંપૂર્ણ રીતે પસાર થયેલું જોઈ હું અત્યંત આનંદિત થયો છું. હું આજકાલ કરતાં કેટલાક વખતથી પ્રયત્ન કરતો હતો ત્યાર બાદ મારું પેપર જોકે સાર્વજનિક હતું પણ જ્ઞાતિહિત વિચારી તેમાં જ્ઞાતિહિતના આર્ટિકલો આજ નવ માસથી છાપવામાં આવે છે અને તેના લીધે કેટલીક હિલચાલ ચાલતી હતી. આ સંબંધી કેટલાક કાગળો સુરત, કાઠિયાવાડ, મુંબઈ વગેરે સ્થળોએથી મળતા હતા કે કોન્ફરન્સ ભરવી તે ઉત્તમ કાર્ય છે. માટે એ બાબત હું અમદાવાદમાં પણ હિલચાલ કરતો હતો પણ તેટલામાં તે વાત મારા વૃદ્ધ જ્ઞાતિ હેતસ્વી નારણદાસ દેસાઈ તથા પ્રમુખ સાહેબ દેસાઈ શ્રી રાયસિંહજી શેઠજીભાઈ, શેઠ ગોરધનદાસ તથા વિરમગામ નિવાસીઓએ ઉપાડી લીધી છે. તેથી હું તથા સર્વ-જ્ઞાતિબંધુઓ તમારા આભારી છીએ. કોન્ફરન્સ સંબંધી ઠરાવ પસાર થયો. રિસેપ્સન કમિટી નિમાઈ. પણ તેમાં ખર્ચ સારુ ખાસ પૈસાની જરૂર છે? પૈસા વિના કોઈ કાર્ય ચાલતું નથી. તે મુજબ આજના માંગલિક પ્રસંગે તે કાર્ય કરશો એવી હું દરખાસ્ત મૂકું છું. કેટલાક બંધુઓ જાણતા હશે કે પૈસાની વાત હવે પછીથી થશે. પણ જ્ઞાતિબંધુઓ આપે જાણવું જોઈએ કે 'મુલતવી રાખવાનાં માઠાં ફળ' છે. માટે જે કામ આજ કરવાનું છે તેને કાલ પર મુલતવી રાખવું નહિ. માટે આ વાત આપણે આજે જ કરવી જોઈએ. 'તરત દાનને મહા પુણ્ય' એ રીતે જે કરવું તે તરત જ કરવું તેમાં જ પુણ્ય છે. તે મુજબ આપણે તે પૈસાનું પુણ્ય કરવાનું છે, એમ સમજી સઘળાએ પોતાની શક્તિ અનુસાર પોતાનો હાથ લંબાવવો જોઈએ. કેળવણી અને ખેતીવાડીના સવાલ કોન્ફરન્સ અંદર મૂકવા. તે સાથે ગરીબ જ્ઞાતિબંધુઓને વાસ્તે એક આશ્રમ ખોલવો તે સારું છે. આપણને આપણા જ્ઞાતિબંધુઓ ઘણી જ ગરીબ સ્થિતિમાં માલૂમ પડે છે. માટે જ્ઞાતિબંધુને ગમે તે પ્રકારે આપણે મદદ કરવી જોઈએ. પરોપકારનું પુણ્ય શાસ્ત્રમાં અધિક કહેલું છે તે મુજબ દરેક માણસે પરોપકાર વૃત્તિનાં કાર્યો કરવા જોઈએ. જૈન લોકોએ જેવો ઉત્સાહ તેઓની પાંચમી કોન્ફરન્સમાં બતાવ્યો છે. તેવો ઉત્સાહ આપણે બતાવવો જોઈએ. મારી પહેલાં બોલનારાઓએ જે પ્રશંસાના શબ્દો મારે માટે બોલ્યા છે. તેને હું બિલકુલ લાયક નથી, કારણ કે દરેક માણસે પોતાની જ્ઞાતિના હિત સારુ યત્ન કરવો તે તેની મુખ્ય ફરજ છે. તેમ તે ફરજ મેં અદા કરી છે. તેમાં કાંઈ વધારે કર્યું નથી.

છેવટે વિરમગામ નિવાસીઓએ આ મહાન કાર્ય ઉપાડી લીધું છે તેને વાસ્તે હું તેમનો અત્યંત આભાર માનું છું અને મારા જ્ઞાતિબંધુઓ તેઓનો આભાર માનશે એવી આશા રાખું છું. મારી દરખાસ્તને ટેકો આપશો. છેવટે કોન્ફરન્સ સર્વ રીતે ફત્તેહમંદ નીવડો. એ જ પ્રભુ પ્રાર્થના.

મિ. મણિલાલની દરખાસ્તને પ્રમુખસાહેબે તથા શેઠ ગોરધનદાસે ટેકો આપ્યો હતો અને તે સર્વાનુમતે મંજૂર થતાંની સાથે ઉમિયા માતાની જય બોલાવી તરત નીચે મુજબ રકમો ભરાવી હતી.

| રૂપિયા | નામ | રૂપિયા | નામ |
|---|---|---|---|
| ૨૫૦૧ | શેઠ જીભાઈ કેવળદાસ તથા | ૫૧ | દેસાઈ છગનલાલ ભગવાનદાસ |
| | શેઠ ગોરધનદાસ મોહનલાલ | ૩૧ | દેસાઈ વજેસિંહ હરિભાઈ. |
| ૪૦૧ | દરબારશ્રી રાયસિંહજી કેશવભાઈ | ૨૫ | દેસાઈ હરજીવન અવલદાસ. |
| ૨૦૧ | શેઠ હરિવલવદાસ મલુકચંદ | ૨૫ | પટેલ ગોપાલદાસ શંભુદાસ. |
| ૨૦૧ | શેઠ રૂગનાથ પરસોત્તમદાસ | ૨૫ | પટેલ છગનલાલ અંબારામ. |
| ૧૫૧ | શેઠ રણછોડદાસ ગુલાબચંદ | ૩૧ | દેસાઈ અહુભાઈ દમાભાઈ |
| ૧૦૧ | શેઠ ગુલાબચંદ મોતીરામ | ૨૫ | મુખી મોહનલાલ નારણદાસ |
| ૫૧ | પટેલ સાકલચંદ નથુભાઈ | ૨૫ | શેઠ મોહનલાલ નારણદાસ |
| ૫૧ | દેસાઈ કુબેરભાઈ હરિભાઈ | | |
| ૩૮૯૬ | કુલ રૂપિયા કોન્ફરન્સ નિભાવ ફંડમાં ભરાયા હતા. | | |

## કુમાર શિવસિંહજી રાયસિંહજી ઉંમર વર્ષ ૧૪ નાનું ભાષણ

પ્રમુખ સાહેબ, તથા મારા મુરબ્બીઓ, આજનો દિવસ માંગલિક છે. આ માંગલિક પ્રસંગે જે જે મુરબ્બીઓ કહી ગયા તે યથાર્થ છે. જો આ કાર્ય ઈશ્વરકૃપાથી ફતેહમંદ નીવડે તો મારા જેવાં બાળકો વિદ્વાન થઈ જ્ઞાતિને દીપાવશે. જ્યારે કેળવણી મળે છે ત્યારે જ્ઞાતિમાં કયા કયા કુધારા છે અને શાથી આપણી પડતી થાય છે તે બધું સમજીએ છીએ. માટે કેળવણી રૂપી વૃક્ષ રોપવાને વાસ્તે કોન્ફરન્સની ખાસ જરૂર હતી અને તે જરૂર આજ પૂરી પાડવાનો ઠરાવ થયો છે તેથી હું તથા મારા જેવા જ્ઞાતિના બાળકો આપ સઘળાઓનો આભાર માનીશું. કોન્ફરન્સ કેળવણી ખેતવાડી, તથા સંસાર સુધારાની બાબત હાથ ધરશે. તેથી જ્ઞાતિ સુખી થશે. પ્રભુ કોન્ફરન્સનો વિજય કરો; એ જ પ્રાર્થના.



## કુમારશ્રી લાલસિંહજી રાયસિંહજી દેસાઈનું ભાષણ

પ્રેસિડેન્ટ સાહેબ, સદ્‌ગૃહસ્થો, જ્ઞાતિબંધુઓ અને કેળવાયેલા યુવકભાઈઓ, આજનો પ્રસંગ માંગલિક છે. આજના માંગલિક દિવસે કોન્ફરન્સ ભરવાનો ઠરાવ

થયો છે. તે ઘણું ખુશી થવા જેવું છે. આપણે અમદાવાદથી આવેલા ત્રણે બંધુઓનો આભાર માનવો જોઈએ. કોન્ફરન્સ ખર્ચમાં જેટલા રૂપિયાની જરૂર હતી તેથી પણ વધારે જ્ઞાતિભાઈઓના ઉત્સાહથી રકમ ભરાઈ ગઈ છે અને હવે પછી પણ નહિ ધારવા કરતાં વધારે રકમ ભરાશે એવી ધારણા રહે છે. હવે મેળાવડાથી શા શા ફાયદા છે તે બોલીસ કોન્ફરન્સનો વાયરો ચાલે છે. કોન્ફરન્સના વાયરાના ભોગ ના થવું જોઈએ. દુર્ગુણો કહાડી સદ્‌ગુણો દાખલ કરી સર્વ ભાઈઓ સંગીન કાર્ય કરી બનાવટી સ્વદેશી હિલચાલની નીતિ અને આચાર સાથે સંબંધ છે. જ્યાં સુધી નીતિ અને કેશવભાઈ દરબાર પ્રમુખપણા નીચે મળી હતી. તેમાં નીચે લખ્યા પ્રમાણે સદ્‌ગૃહસ્થો તથા જ્ઞાતિના બીજા ૧૦૦ સજ્જનો હાજર હતા. દેસાઈ શ્રી રાયસિંહજી દરબાર, કુમારશ્રી લાલસિંહજી, દેસાઈ પરતાપભાઈ કુબેરભાઈ, દેસાઈ રણછોડભાઈ કુબેરભાઈ દેસાઈ, વજેસિંગજી હરિભાઈ, દેસાઈ હઉભાઈ દગાભાઈ, દેસાઈ જેસિંગભાઈ નથુભાઈ, શેઠ જીભાઈ કેવળદાસ, શેઠ ગોરધનદાસ મોહનલાલ, શેઠ ગીરધરલાલ હરીવલ્લવદાસ, શેઠ ગુલાબચંદ મોતીરામ, શેઠ દામોદર હીરાચંદ તથા શેઠ કેશવલાલ રૂગનાથદાસ વગેરે.

શરૂઆતમાં પ્રમુખ સાહેબની આજ્ઞાથી દેસાઈ નારણદાસ જોરભાઈએ મુંબઈથી શેઠ આશારામ ભગવાનદાસ, તથા શેઠ મંછારામ ઇચ્છારામ જરીવાળાનો તથા અમદાવાદથી પટેલ મણિલાલ 'વિજય'ના અધિપિતિનો તેમજ બીજા એવા જ સ્થળોથી કોન્ફરન્સનાં કાર્ય તરફ અંતઃકરણથી ખુશી બતાવતા મુબારક બાદીના પ્રમુખ ઉપર આવેલા પત્રો વાંચી સંભળાવવામાં આવ્યા હતા. ત્યારબાદ નારણદાસે પ્રસંગને અનુસરતું ઉપયોગી વ્યાખ્યાન આપ્યું હતું. પછી પ્રમુખ દેસાઈ શ્રી રાયસિંહજી કે. એ, દેસાઈ નથ્થુભાઈ એ, દેસાઈ વજેસિંહ હરીભાઈએ શેઠ જીભાઈ કેવળદાસે, શેઠ ગોરધનદાસે, શેક ગીરધરલાલ હરીવલ્લભ, તથા દેસાઈ રણછોડભાઈ કુબેરભાઈએ, કુમાર શ્રી લાલસિંહજી રાયસિંહજી દેસાઈએ, તેમજ દેસાઈ કાળીદાસે પ્રસંગને લગતું ઉપયોગી વિવેચન કર્યું હતું. ત્યારબાદ નીચે પ્રમાણે ફંડમાં રકમો ભરાઈ હતી.

**'કોન્ફરન્સના ખર્ચના ફંડમાં ભરાયેલી રકમો'**

રૂ. ૧૨૫ દેસાઈ ભુદરદાસ પરભુદાસ, રૂ. ૧૦૧ પટેલ ગોપાળદાસ વજેરામ, રૂ. ૫૧ પરી દામોદરદાસ હીરાચંદ, રૂ. ૨૫ પટેલ રૂગનાથ દાળજી, રૂ. ૨૫ પટેલ અમથાદાસ લાલદાસ, રૂ. ૨૫ પટેલ જીભાઈ નથુભાઈ, રૂ. ૨૫ પટેલ ગોપાળદાસ માધવજી, એ પ્રમાણે આજ રોજ રૂ. ૩૭૭ ભરાયા હતા. ને ફાગણ વદી શુક્રવારે ભરાયેલ રૂ. ૩૮૯ ઉમેરતાં આજ સુધીમાં કુલ રૂ. ૪૨૭૩ ચાર હજાર બસોને તોતેર ભરાયા છે. બાકીના રૂ. ભેગા કરવા માટે અનુકૂળ પ્રસંગે એક વધુ સભા બોલવવામાં આવશે.

છેવટે માનવંતા પ્રમુખ દેસાઈ શ્રી રાયસિંહજી કેશવભાઈની દરખાસ્તને સૂચનાથી શેઠ જીભાઈ કેવળદાસના ટેકાથી, તેમજ સર્વ ભાઈઓની સંમતિથી 'કડવા કોન્ફરન્સ' સંબંધી સલાહ લેવા તેમજ બીજા એવા જ ઉપયોગી હેતુઓ માટે વિરામગામની કડવા પાટીદાર જ્ઞાતિના ૧૫ ગૃહસ્થોનું એક ડેપ્યુટેશન પાટડી દરબાર શ્રી સૂર્યમલસિંહજી જોરાવરસિંહજીને મળવા અમુક દિવસ ઠરાવ કરવામાં આવ્યો હતો ને આ સંબંધી પાટડી દરબારશ્રીને પત્રથી ખબર આપવા પ્રમુખ દેસાઈશ્રીને સત્તા આપવામાં આવી હતી. ત્યારબાદ પ્રમુખનો ઉપકાર માની પાન - સોપારી લઈ જ્ઞાતિની સભા બરખાસ્ત (વિસર્જન) થઈ હતી.

## ઓરપાડ તાલુકાના કડવા પાટીદારોની રાંદેર નજીક શ્રી કુરુક્ષેત્ર મહાદેવમાં મળેલી સભાના ઠરાવો.

મહેરબાન કડવા વિજયના અધિપતિ તથા મેનેજર સાહેબ.
વીરમગામ

ઓરપાડ તાલુકાના પાટીદારો પોતાની જ્ઞાતિમાં યોગ્ય સુધારાવધારા કરવા ઘણી મુદતથી ચળવળ કરતા હતા. પરંતુ કેટલીક હરકતો આવવાથી તે અટકી રહ્યા હતા. છેવટે સંવત ૧૯૬૪ના મહા વદી ૯ને બુધવારે એક સભા મેળવી તેનું પ્રમુખ સ્થાન અડાજણના પોલીસ પટેલ ઈચ્છારામ દલાભાઈને આપ્યું હતું. બાદ જૂની પદ્ધતિ મુજબ પંચને ન ચલાવવા કેટલુંક વિવેચન કરી સુધરેલી ઢબ ઉપર સભાના બંધારણના કાનૂનો ઘડીને પ્રમુખ તથા બીજા યોગ્ય દશ ગૃહસ્થોનું સલાહકારક મંડળ સ્થાપ્યું અને બીજા યોગ્ય સુધારા કરી સભાનું સંગીનપણે બંધારણ કર્યું.

૧. વંશપરંપરાથી ઊતરી આવેલા આગેવાનોએ પોતાના હોદ્દાનાં રાજીનામાં આપ્યાં.
૨. સભામાં દરેકને બોલવાની છૂટ આપી.
૩. છોકરી કરતાં છોકરો મોટો હોય તેની જ સાથે કુંવારી કન્યાનો વિવાહ કરવો.
૪. ઉતારબંધ કન્યા આપવાનો રિવાજ બંધ કરી આમનેસામને કન્યા લેવાદેવાનો ઠરાવ કર્યો.
૫. રસ્તામાં ઉઘાડી છાતીએ રોવા-કૂટવાનું બંધ કર્યું.
૬. એક જ મીતીએ બાળકો પરણાવી દેવાનો રિવાજ છે તેને બદલે કોઈ લગ્ન કરે તો તેને જ્ઞાતિ અને સભા તરફથી બિલકુલ પ્રતિબંધ નથી.
૭. ફૂલના દડા અને બાંયવર સાથે લગ્ન કરવા નહીં.

આ સિવાય પોતાનાં બાળકોને વિદ્યાભ્યાસમાં અનુકૂળતા કરવા રાંદેરમાં બોર્ડિંગ ખોલવાનો ઠરાવ થયો હતો. પરંતુ તેના ફંડની વ્યવસ્થામાં મતભેદ પડવાથી આવતી મીટિંગ ઉપર મુલતવી રાખી એક વ્યવસ્થાપક મંડળ તથા સેક્રેટરી નીમી સભા ફરી વૈશાખ સુદ ૧૫ ઉપર મળવાનો ઠરાવ કરી બરખાસ્ત થઈ હતી. તા. ૨૬-૨-'૦૮.

(ગુજરાતી-ગુજરાત મિત્ર તા. ૮-૩-'૦૮) લિ. સેવક.

પુરુષોત્તમ ફકીરભાઈ
સેક્રેટરી - રાંદેર.

## વિજાપુર તાલુકાના દેલવાડા ગામની કડવા પાટીદાર જ્ઞાતિ સમસ્તે કરેલા સ્તુતિપાત્ર ઠરાવો સંબંધી પત્ર અને તે ઉપર બે બોલ - ૧૯૦૮

રા. રા. શ્રી કડવા વિજય માસિકના અધિપતિ તથા તંત્રી સાહેબ.

મુ. વીરમગામ

વિનંતી સાથે અમો દેલવાડા ગામના આગેવાનો જણાવીએ છીએ કે, આધુનિક સમયમાં આપણી કોમમાં ખોટા રિવાજો નજરે પડે છે તેથી દિનપ્રતિદિન આપણી દશા નબળી થતી જાય છે તે સુધારવાને ભવિષ્યમાં કોન્ફરન્સ ભરવાની હિલચાલ થઈ રહી છે તે જાણીને અમો ઘણા જ ખુશી થઈ આપણી જ્ઞાતિના વીરમગામના સુધરેલા આગેવાનોને ધન્યવાદ આપીએ છીએ. અમારા ગામમાં સર્વે ભાઈઓએ ભેગા થઈ સુધારાને માટે કેટલાક ઠરાવો પસાર કર્યા છે તે સર્વ જ્ઞાતિબન્ધુને જાણ થવા વિદીત કરીએ છીએ.

૧. મરણ પાછળ બારમું કરવાનો રિવાજ બંધ કર્યો છે.

૨. મરણ પાછળ ચોરે ચૌટે કૂટવા-રોવાનો રિવાજ બંધ કર્યો છે.

૩. ખેતીવાડીના ધંધાથી બરાબર ન પળાતા આચારા વિચાર પાળવા સખત બંદોબસ્ત કર્યો છે.

૪. મરણ પાછળ જમણવારમાં સગાંવહાલાંને ત્યાં સાથ (રાવણું) લઈ જમવા જવાનો રિવાજ બંધ કર્યો છે.

૫. કરિયાવરની જણસો વેચતાં રજ આપવા લેવાનો ઠરાવ ચાલતો હતો તે બંધ કરી વાણિયા પાસે તોલ કરાવવાનું પણ બંધ કર્યું છે.



ઉપર લખ્યા પ્રમાણે રિવાજો પાળીને અમારા ગામના સર્વે લોકો ભેગા થઈ બંધાયા છે. વળી આજુબાજુના બીજા ગામોમાં પણ અમો બનતી મહેનત લઈ સદરહુ સુધારા દાખલ કરવા પ્રયત્ન કરીએ છીએ ને પ્રાંતિજ તાલુકાના રાયણીઆ ગામે

આવા સુધારા દાખલ કરવા અમારા સ્નેહીઓને આગ્રહપૂર્વક કાગળ લખ્યા છે. એ જ વિનંતી.

આગેવાનો.

| | |
|---|---|
| પા. ગોપાળદાસ જીજીભાઈ | પા. છગનલાલ નરશીદાસ |
| પા. કાશીદાસ મોતીદાસ | પા. રણછોડદાસ જોઈતનદાસ |
| પા. છગનલાલ જીવીદાસ | પા. હીરાભાઈ જોઈતનદાસ |

દેલવાડા તા. વિજાપુર ૬-૩-'૦૮

## કડવા પાટીદાર સમાજની સભા ૧૯૦૯
## પસાર કરવામાં આવેલા ઠરાવો

કડવા પાટીદાર સમાજની સભા ગઈ તા. ૨૧ અને ૨૨મીએ ઓરપાડ તાલુકાના સેગવા ગામે રા. ઇચ્છારામ દલાભાઈના પ્રમુખપણા હેઠળ મળી હતી, જે વેળા કડવા પાટીદારોના ઉતરાણ, બાપોરાં માલ, અડાજણ, રાંદેર કતારગામ, વરીઆવ, નરથાણ, વાલેશા, સાંઢીઓર, માસમાં, કોસાડ, એરાથાણ, વગેરે ગામોના તથા અમદાવાદ, મુંબઈ તથા ભરૂચથી આવેલા ગ્રહસ્થોની સારી સંખ્યા હાજર હતી.

શરૂઆતમાં રિસેપ્શન કમિટીના પ્રમુખ મિ. કાળાભાઈ માવાભાઈએ આવકાર આપનારું ભાષણ કર્યા પછી સબ્જેક્ટ કમિટીના સભાસદ રા. ભુખણદાસ સખીદાસ મરણ પામ્યા તેમના ગુણાનુવાદ કહી તેમની જ્ઞાતિને મોટી ખોટ ગયેલી જણાવી દિલગીરી જાહેર કરી હતી અને તેમની જગાએ રાંદેરવાસી રા. કલ્યાણજી રતનજી શાહને નીમવાની મૂકેલી દરખાસ્ત પસાર થયા પછી ઈશ્વરસ્તુતિ કરવામાં આવી હતી. બાદ પ્રમુખ રા. ઇચ્છારામે સભાનું કામ શરૂ કરવા સુચવ્યાથી નીચે મુજબના ઠરાવો થયા હતા.

રા. ગોવિંદ પ્રેમાભાઈની દરખાસ્તને રા. ચીમનલાલ હીરાલાલે ટેકો આપવાથી ઠરાવ થયો કે, આપણી માયાળુ સરકાર આપણા હિતને માટે એગ્રિકલ્ચર ખાતુ સ્થાપી આપણા ધંધા (ખેતી)ને ખીલવવાની તથા આપણી નાણાં સંબંધી સ્થિતિ સુધારવાને કેટલીક સંસ્થા ચાલુ કરે છે, તેને માટે ઉપકાર માનવાનો તથા આપણાં ગામોની નિશાળોમાં ખેતીવાડીનું શિક્ષણ આપવાની માગણીનો ઠરાવ પસાર કરવામાં આવે છે.'

રા. કાળીદાસ માવાભાઈની દરખાસ્તને સ્વામી શ્રી પરમાનંદજી, શ્રી મંછારામ ભગવાનજી વગેરેએ ટેકો આપવાથી બીજો ઠરાવ થયો કે 'છોકરીનો વિવાહ કરતી વખતે છોકરાની ઉંમર છોકરી કરતાં મોટી હોવી જોઈએ અને છોકરી છોકરા કરતાં નાની હોવી જોઈએ.'

રા. દુર્લભ ઇચ્છાએ એવો ઠરાવ રજૂ કર્યો કે 'આપણામાં વિવાહ કરવાની એક એવી રૂઢિ ચાલે છે કે જે કુટુંબમાં કન્યા આપીએ છીએ તેમાંથી લેતા નથી. તે રૂઢિને બંધ કરી જે ઘરમાં કન્યા આપી હોય તેના કુટુંબમાંથી કન્યા લેવાનો તથા જે ઘરમાંથી લીધી હોય તે કુટુંબમાં કન્યા આપવાનો રિવાજ ચાલુ કરવાનો ઠરાવ પસાર કરવામાં આવે છે. એ ઠરાવને રા. કલ્યાણ રતનજીએ ટેકો આપ્યા પછી તે પસાર થયો હતો.'

રા. પુરુષોત્તમ ફકીરની દરખાસ્તને રા. કાળીદાસ માવાભાઈએ ટેકો આપવાથી ઠરાવ થયો કે 'રોવા-કૂટવાના અતિ હાસ્યજનક રિવાજને નાપસંદ કરવામાં આવે છે, અને તે કમી થાય માટે ફક્ત ઘરમાં જ જઈ રડવાનું ઠરાવવામાં આવે છે અને મહોલ્લામાં કૂટવાનું તદ્દન બંધ કરવામાં આવે છે. રડવા આવનાર મોં ઢાંકીને રડતાં ચાલ્યાં આવે તેમ ઘરવાળાએ સામા ઊભાં રહેવું જોઈએ એવો રિવાજ ચાલુ છે તે બંધ કરવામાં આવે છે.'

રા. પરભુદાસ રણછોડદાસની દરખાસ્તને રા. લલુભાઈ ગલાલભાઈની અનુમોદનથી ઠરાવ થયો કે 'ફૂલના દડા સાથેનું શાસ્ત્ર વિરુદ્ધ લગન આપણી કોમમાં ચાલુ હતું તે બંધ કરવામાં આવે છે અને એ લગનને સખત નાપસંદ કરવામાં આવે છે અને તેને કુવારી રાખવી. છૂટા લગને બીજાં લગન આવતાં સુધી' એમ ઠરાવવામાં આવે છે.

છઠ્ઠો ઠરાવ એવો થયો કે બાંયવર એટલે એક વરને એકી વખતે બે કન્યા પરણાવવાનો રિવાજ છે તે તદ્દન બંધ કરવામાં આવે છે કે એવાં લગન ન કરતાં એ કન્યાને કુંવારી રાખવી અને તે ગમે તે વખતે બીજાં લગન આવતાં સુધીમાં, એમ ઠરાવવામાં આવે છે.

રા. ગોવિંદ પેમાભાઈની દરખાસ્તને રા. હરજીવન ભગવાનજીએ ટેકો આપવાથી ઠરાવ પસાર થયો કે 'આપણી કોમમાં અમુક તિથિએ એક જ દિવસે લગન કરવાની રૂઢિ છે તે કોઈને છૂટી તિથિએ લગન કરવા હોય તો તેને ન્યાતનો બાધ નથી એમ ઠરાવવામાં આવે છે.'

આઠમો ઠરાવ એવો થયો કે 'આપણી જ્ઞાતિમાં કોઈ પણ મનુષ્ય ગુજરી જાય તેની ઉત્તરક્રિયા કરતી વખતે ગામ જમાડવાના વગેરેના રિવાજ છે તે ૪૦ વરસની અંદરની ઉમરના ગુજરનારની ઉત્તરક્રિયા નિમિત્તે ખરચ કરવાના રિવાજને તદ્દન બંધ કરવામાં આવે છે. ફક્ત ગામમાં પોતાનો વહેવાર ખવરાવે તો હરકત નથી. બહારગામ નોતરાં કાઢવાં નહીં.'



એ પછી મિ. કાળીદાસ માવાભાઈએ એવી દરખાસ્ત રજૂ કરી કે -

'આપણી કોમમાં કેળવણીનો વધારો કરવા તેમજ તેને ઉત્તેજન આપવા માટે એક

મોટું ફંડ કરવાની આવશ્યક્તા છે તો આશા છે કે દરેક ગ્રહસ્થ પ્રથમ ફંડ ઉઘાડતી વખતે ઓછામાં ઓછી રૂ. ૧૦ની રકમ બે હપતે આપશે અને હંમેશાં નિભાવવાને માટે પોતાના ઉત્પન્ન ઉપર દર ગાડી અનાજે પાંચ શેર અનાજ અને દર ભાર કપાસના ઉત્પન્ન ઉપર ચાર આના દર વરસે આપવા દરેક ગૃહસ્થને વિનંતી કરવામાં આવે છે.'

એ દરખાસ્તની પુષ્ટિમાં મેસર્સ પરભુદાસ રણછોડદાસ અને ધીરજરામ નરભેરામે અસરકારક વિવેચન કર્યું હતું અને તે ઉપરથી સભામાં તરત જ ફંડ ઊભું થયું હતું અને ગામે ગામ જઈ ઉઘરાણું કરવા માટે જ ગૃહસ્થોની કમિટી નિમવામાં આવી હતી. ફંડમાં સેગવા ગામમાં ૧૬ ઘરોની વસ્તી છે તે દરેક ઘરના ગૃહસ્થે સારી રકમ ભરી આપી હતી અને બીજાં ગામોના આગેવાનોએ પણ સારી રકમ ભરી હતી, જેથી એકંદર રૂ. ૧૫૫૦ની રકમ થઈ હતી. અને બાકી રહેલા બીજાં ગામોમાં નાણું ભરાવવા દરેક ગામવાળાએ લિસ્ટ માગી લીધું હતું.

નાની-મોટી રકમો મળી સારાં નાણાં ભરાયાં હતાં.

નીચલા ઠરાવો પણ પસાર થયા હતા. આ ફંડ ચાલુ કરવાને અને તે પછી તેની વ્યવસ્થા કરવાને તથા દર વરસે ઊપજ ઉપર અનાજ તથા ૪ આના વસૂલ લેવાને, ખેતીવાડી સંબંધી સરકારને તેમજ સરકાર તરફની હકીકત રૈયતને જાહેર કરવા સમાજના ઠરાવ મુજબ આપણી કોમ ચાલે છે કે નહિ તેની તપાસ રાખવા ગામેગામ એક કમિટી નીમવી જરૂરની છે અને આગલા નિમેલા શખસોની કમિટી કાયમ રાખે છે. (૨) ''કન્યાવિક્રય'' કરવા એ શાસ્ત્ર પ્રમાણે મોટું પાપનું કામ છે માટે આપણી કોમમાં કન્યાવિક્રય કરવાનો રિવાજ બંધ કરવામાં આવે છે.

**બાળલગ્નના અટકાવના કાયદા માટે મહારાજા ગાયકવાડનો માનેલો આભાર**

રા. કાળાભાઈ માવાભાઈની દરખાસ્તને સ્વામી શ્રી પરમાનંદે ટેકો આપવાથી બારમો ઠરોવ એવો થયો કે, ''નામદાર શ્રીમંત સરકાર ગાયકવાડ સરકારે બાળલગ્ન અટકાવવા કાયદો પસાર કરી પોતાના રાજ્યમાં અમલ કરવાનું ચાલુ કર્યું છે. તેને પસંદ કરનારો ઠરાવ પસાર કરવામાં આવે છે, કેમ કે કાયદાથી પરોક્ષ રીતે આપણી આ પંચની ચાલતી બાળલગ્નની રૂઢિને અસર થવાની વકી છે. માટે ઉપકાર માનવાની દરખાસ્ત પસાર કરવામાં આવે છે. તેમજ પોતાના રાજમાં ફરજિયાત કેળવણીનું ધોરણ ચાલું કર્યું છે તેને તથા કન્યાવિક્રય નિબંધને પણ પસંદ કરવામાં આવે છે.'

તેરમો ઠરાવ એવો થયો કે, 'આપણી જ્ઞાતિમાં છોકરો રંડાય છે તેને બીજીવારના લગન કરવાને માટે તેર દિવસની અંદર વિવાહની કે નાતરાંની કન્યા શોધી લેવાનો રિવાજ છે. તે બંધ કરી એમ ઠરાવવામાં આવે છે કે એક માસની મુદત વીત્યા સિવાય ચાંલ્લો ન જ લેવો.'

રા. કાળાભાઈ માવાભાઈની દરખાસ્તને રા. ડાહ્યાભાઈ ઈચ્છારામ અને રા. હરજીવન ભગવાનજીએ ટેકો આપવાથી ૧૪મો ઠરાવ એવો થયો કે 'આપણામાં શ્રીમંત પ્રાપ્તિ વખતે મોટો ખરચ કરવાનો રિવાજ છે તેનો અટકાવ કરવા માટે એમ ઠરાવવામાં આવે છે કે આ પ્રસંગે ફક્ત ઘરના માણસો અને પિયરિયાંને ખવરાવવાનો રિવાજ રાખવો.'

૧૫મો ઠરાવ એવો થયો કે 'આપણી કોમમાં બહેન-દિકરીના મરણ વખતે તેને સાસરેથી રડવા આવે તે દિવસે ખરચ કરવામાં આવે છે જેને ગોયણી કરવી એમ કહે છે તે રિવાજને તદ્દન બંધ કરવામાં આવે છે.

છેલ્લો ઠરાવ થયો કે 'આપણા આ સમાજે આજ સુધી જે જે ઠરાવો પસાર કર્યા છે તે અને હવે પછી જે ઠરાવો પસાર થાય તે સઘળા પાળવાપળાવવાને કોઈ જાતનો અંકુશ નથી તેમજ અંકુશ મૂકવાનો ઈરાદો નથી. પરંતુ કમિટી ઠરાવ વિરુદ્ધમાં કૃત્યની નોંધ રાખશે અને તે જેનામાં આવશે તેઓને સબ્જેક્ટ કમિટી સૂચના આપશે અને યોગ્ય રસ્તે દોરવવા ભલામણ કરશે તથા યોગ્ય ગોઠવણ કરશે.'

આવતી સમાજ પાનસરા ગામે વૈશાખ મહિનામાં મળશે એવું જાહેર થયું હતું. તથા પ્રમુખનો ઉપકાર માની સભા વિસર્જન થઈ હતી.

## કડવા પાટીદાર સભા - ૧૯૦૯

અમદાવાદ, કાળુપુર, મામુનાયકની પોળમાં તે પોળના રહીશ જ્ઞાતિના કેટલાક ઉત્સાહી પુરુષોએ આ સભાની સ્થાપના કરી છે અને જ્ઞાનનો બહોળો પ્રચાર કરવા તેની સાથે એક લાઈબ્રેરી પણ ઉઘાડી છે. તેને મદદ કરવા સારુ શ્રી સુરત દેશી નાટક કંપનીની મેનેજરે પોતાનો રામ ભક્ત 'તુલસીદાસ'નો લોક પ્રિય ખેલ આપ્યો હતો, તા. ૧૭-૫-'૦૯ના રોજ શાન્તિ ભવન થિયેટરમાં જ્ઞાતિના ઘણા આગેવાનો સમક્ષ પૂરભપકા સાથે ખેલ ભજવી બતાવ્યો હતો. જ્ઞાતિના પધારેલા આગેવાનોએ મેનેજરની જ્ઞાતિ ભક્તિ અને ઉદારતા માટે ઘણો આભાર માની કંપનીની ઉન્નતિ સારુ પરમેશ્વરની પ્રાર્થના કરી હતી, અને મેનેજરને પાઘડી શેલાંનો પોતા તરફથી શિરપાવ આપ્યો હતો. વળતા જવાબમાં મેનેજેરે પણ જ્ઞાતિની ઉન્નતિ ઈચ્છી હતી અને છેવટે સર્વે સદ્‌ગૃહસ્થો પાન - ગુલાબ લઈ વિદાય થયા હતા.



કેટલાક વખત પછી તા. ૨-૬-'૦૯ના આ સભામાં કરેલા ઠરાવ ઉપરથી તા. ૧૦-૬-'૦૯ના રોજ આ સભાનો એક જાહેર મેળાવડો સદરહુ પોળમાં કરવામાં આવ્યો હતો. તે પ્રસંગે પધારવા સારુ બહાર ગામના ઘણા ગૃહસ્થોને આમંત્રણ કરવામાં આવ્યું હતું. આ સભા વખતે પોળને ધ્વજા-પતાકાથી સારી રીતે શણગારવામાં આવી

હતી. તેમાં ઉત્સાહથી ભાગ લેવા શહેરના તથા બહારગામના ઘણા જ્ઞાતિબન્ધુઓ આવ્યા હતા.

કાર્યની શરૂઆતમાં જ્ઞાતિની ઉન્નતિ ખાતર રા. ભોગીલાલ નથુભાનું બનાવેલું શ્રી ઉમિયામાતાની સ્તુતિનું એક ગાયન હાર્મોનિયમ સાથે ગાવામાં આવ્યું હતું. બાદ સભાના સેક્રેટરી શ્રી જીવણલાલ અમૃતલાલે પધારેલા બન્ધુઓને આવકાર આપવાને ટૂંક ભાષણ કરી આ સભા બોલાવવાનો ટૂંકમાં ઉદ્દેશ જાહેર કર્યો હતો. બાદ પધારેલા વિદ્વાન બન્ધુઓએ પોતાનાં ભાષણ શરૂ કર્યાં હતાં.

મિ. જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ એમ એ એ. જ્ઞાતિની સામ્પ્રત સ્થિતિ અને તેને સુધારવાનો યોગ્યોપચાર વિશે ઘણું પ્રશંસનીય અને અસરકારક વિવેચન કર્યું હતું.

**પુરાણી શ્રીયુત નાગેશ્વર જેષ્ટારામે આપણી જ્ઞાતિની ઉત્તમતા તથા આપણે ક્ષત્રિય છીએ તેવું સાબિત કરી બતાવ્યું હતું, પરંતુ બાળલગ્ન, તેથી થતાં નાતરાં, બે સ્ત્રીઓ અને છૂટાછેડા ઈત્યાદિ રિવાજોથી શૂદ્રની પંક્તિમાં ગણાવા લાગ્યાં.** બાળલગ્ન વિરુદ્ધ બોલનારા જ્ઞાતિમાં ઘણા છે. પરંતુ તે પ્રમાણે કરી બતાવનારા નથી, અગ્રેસરોએ 'બોલવા કરતાં કરી બતાવવું જોઈએ.

શ્રીયુત બાપુજી જગન્નાથે પણ આપણી હિંદુ જ્ઞાતિઓના નઠારા રિવાજોનું દિગ્ દર્શન કરાવતા અમદાવાદના ઔદિચ્ય બ્રાહ્મણોનાં અઢી મહિના સુધી ભોજનો ચાલવાનું દષ્ટાંત આપ્યું હતું, તેવાં ભોજનો કરતાં જો તે પૈસા તે જ્ઞાતિનાં બાળકોને વિદ્યાભ્યાસ કરાવવા પાછળ ખર્ચાયા હોત તો કેવું ઉત્તમ ફળ આવત તે વિદ્વાનોને અજાણ્યું નથી. ઉન્નતિની ખરી આશા રાખનારાઓએ જાણવું જોઈએ કે વિદ્યાભ્યાસ અને કેળવણી એ જ તેના ખરાં અસરકારક સાધનો છે માટે જ્ઞાતિમાં વિદ્યા વધે તે ઉપાય પ્રથમ કરો. રા. રા. ડાહ્યાભાઈ લક્ષ્મણદાસે (ગુજરાતી પંચના સબ-એડિટર) આપણી જ્ઞાતિની આવી દશા થવાનું ઘણું જોખમ તેના આગેવાનો ઉપર મૂક્યું હતું. આવા પરોપકારી અને જ્ઞાતિહિતના મેળાવડામાં મિ. પીતાંબરદાસ ડૉક્ટર તથા જ્ઞાતિના આગેવાન ચંદુલાલ માધવલાલ ગેરહાજરી માટે પોતે ઘણી દિલગીરી દર્શાવી હતી. બાળલગ્નથી બહુ જ હાનિ થઈ છે. આપણે એક ઢોર ખરીદતાં કેટલી બધી તપાસ કરીએ છીએ પણ લગ્ન કરતાં વર-કન્યાની બિલકુલ કરવી જોઈતી તપાસ કરતા નથી.

મિ. પુરુસોત્તમદાસ નાનશા વકીલે દર્શાવ્યું હતું કે નાતરાંથી આપણી જ્ઞાતિમાં કુસંપ વધે છે અને તેથી બે કુટુંબો વચ્ચે સંપ રહેતો નથી. આગેવાનો બિલકુલ આંખમીંચામણાં કરે છે અને જ્ઞાતિહિતના કાર્યમાં ભાગ લઈ શકતા નથી તે દિલગીર થવા જેવું છે.

## સેક્રેટરી મિ. જીવણલાલ અમૃતલાલનું ભાષણ

મહેરબાનો : મારી પહેલાંના વક્તાઓએ આપણને જે જે કહ્યું છે તે ખરેખર મનન કરવા જેવું છે. આપણી ઉન્નતિના માટે તેમણે ઘણું કહ્યું છે તેથી મારે વિશેષ બોલવાનું બાકી રહ્યું નથી. આપણી જ્ઞાતિની ઉન્નતિ માટે સંપની ખાસ અગત્ય છે અને તે વિશે જેટલું વિવેચન કરીએ તેટલું થોડું છે. જ્યાં સુધી આપણે એકત્ર થઈશું નહિ ત્યાં સુધી કાંઈ પણ બનશે નહિ. આપણી જ્ઞાતિમાં ઠામ ઠામ કુસંપ નજરે પડે છે તેનું ઊંડું કારણ વિચારોશું તો તે પણ કેળવણીની ખામીનું પરિણામ જણાશે. આપણી જ્ઞાતિ ગરીબ છે તેથી કેટલાક ભણી શકે તેવા વિદ્યાર્થીઓ સાધનની ખોટથી આગળ નભી શકતા નથી માટે તેમના ખાતર વિદ્યા વૃદ્ધિનાં સાધનો વધારવાની ખાસ અગત્ય છે તે વાત મારી પહેલાંના અનુભવી વક્તાઓએ પણ સારી રીતે વર્ણવી છે તે માટે પધારેલા જ્ઞાતિ હિતસ્વી ગૃહસ્થોને વિનંતી કરું છું કે ફંડ ઊભું કરવાની તક ભૂલી જવી જોઈએ નહિ. આપણી જ્ઞાતિનો ઉત્તમ ધંધો જે ખેતી છે તે તરફ પણ આપણી દિનપ્રતિદિન બેપરવાઈ વધતી જાય છે તે પણ કેળવણીની ખામીનું પરિણામ છે. જો કૃષિ શાસ્ત્ર ભણીને તેના સિદ્ધાંતો સાચવી ખેતી થતી હોત તો ખેતીની આજે જે ફજેતી નજરે પડે છે ને ન થાત. બિચારા ગરીબ ખેડૂતોને દરેક વાતે ગામડામાં ધીરનાર વાણિયા ઉપર આધાર રાખવો પડે છે તેથી તેમને પુષ્કળ હાડમારી ભોગવવી પડે છે. તેનો વિચાર કરી તેમને પણ મદદ કરવાની ખાસ જરૂર છે. તેમને પડતાં દુઃખો અને અગવડો આપણી ન્યાયી સરકારને અરજ કરવી પડે તો તેમની તરફથી કરી તેમની વીંટબણાઓ વિદારવી જોઈએ. અત્રે પધારેલા મિ. જેઠાલાલ એમ.એ. આપણી જ્ઞાતિમાં સર્વ કરતાં અધિક વિદ્વાન છે અને વિદ્યાભ્યાસથી કેવું સારું પરિણામ આવે છે તેનો પોતે તાદ્રસ્ય દાખલો છે. હું આશા રાખું છું કે મહેરબાન પ્રમુખ સાહેબ મિ. સ્વામીનારાયણને પોતાના હાથે પુષ્પમાલા અર્પણ કરશે તે પ્રમાણે મિ. સ્વામીનારાયણને હર્ષનાનાદ અને તાળીઓના અવાજ વચ્ચે પુષ્પમાલા પહેરાવી હતી. આ સભાના વહીવટમાં પૈસાનો વ્યવહાર તદન ચોપડે રાખવામાં આવ્યો છે. જે નીચેના આંકડા ઉપરથી મારા સુજ્ઞ બન્ધુઓ જોઈ શકશે. મેમ્બરોની ફીના રૂ. ૫૧-૮-૦૦ તથા સુરત દેશી નાટક કંપનીના ખેલના રૂ. ૨૩૨-૦૦ મળી કુલે અત્યાર સુધીમાં આવકના રૂ. ૨૮૩-૦૮ થયા છે ત્યારે રૂ. ૪૮-૩-૬ આ સભાના ખરચના રૂ. ૮૮-૧૧-૦૦ સુરત દેશી નાટક કંપનીના મેનેજરને શેલાં પાઘડીના શિરપાવના, ૮૩-૧૨-૦૦ સભાસદો માસે નાટકની ટિકિટોના લેણાં છે તથા હાલ રૂ. ૬૨-૧૩-૬ સીલીકે છે. આ ઉપરથી આવેલા રૂ. ૨૮૩-૮-૦૦નો વાજબી હિસાબ રાખ્યો છે તેવું સહેજ જણાશે તે ઉપરાંત આ સભાનો મહિને મહિને હિસાબ બહાર પડશે.

ગૃહસ્થો! હવે પ્રથમ મેં જે વિનંતી કરી છે તે તરફ આપનું ધ્યાન ખેંચું છું અને વિદ્યા વૃદ્ધિ માટે એક ફંડની શરૂઆત કરવા માટે વિનંતી કરું છું તેથી ગરીબ બાળકોને ફી તથા ચોપડીઓ પૂરી પડશે, તો હાલના જમાનામાં તેમનો વિદ્યાભ્યાસ સરળ થઈ પડશે. આ ઉપરથી ફંડની શરૂઆત થતાં આવેલા ગૃહસ્થોએ રૂ. ૪૪૬-૦-૦ કરી આપ્યા હતા. જેમાંનો મોટો ભાગ મામુનાયકની પોળનો હતો. તેજ પોળના રહીશ રા. રા. આત્મારામ મૂળજીભાઈએ વિદ્યા વૃદ્ધિ સારુ રૂ. ૨ની માસિક મદદ ત્રણ વરસ સુધી આપવા પોતાની ઇચ્છા બતાવી છે જે પૂર્ણ ઉપકાર સાથે સ્વીકારી લેવામાં આવી હતી. આ સિવાય બહાર ગામના ગૃહસ્થોના પણ ઘણાં દિલસો જ પત્રો આવ્યા હતા. વિરમગામથી કું. શ્રી લાલસિંહજીભાઈ, શેઠ ગોરધનદાસ મોહનલાલ તથા કડવા વિજયના વ્યવસ્થાપકો તરફથી આવેલ પત્રોમાં આ સભાની ઉન્નતિ ઇચ્છી તેની અભિવૃદ્ધિ સારુ પરમેશ્વરને પ્રાર્થના કરવામાં આવી હતી.

બાદ પ્રમુખ શેઠ કેશવલાલ છકડસીએ બ્રહ્મચર્યથી ઘણા ફાયદા થાય છે પરંતુ બાળલગ્નનો રિવાજ બ્રહ્મચર્યને માટે આડે આવે છે તેવું દર્શાવ્યું હતું. આપણી જ્ઞાતિના લગભગ પોણોલાખ રૂપિયા સરકાર પાસે છે જેના વ્યાજમાંથી ''ઈન્ફન્ટી સાઈડ સ્કોલરશિપ'' અપાય છે પણ જો સંપ કરી આપણે માગણી કરીએ તો આપણને તેનો યોગ્ય વહીવટ કરવા મળે. ત્યારબાદ શ્રી ઉમિયામાતાના વાર્ષિક મેળા સંબંધી લંબાણથી વિવેચન કર્યું હતું. જે ગત અંકોમાં સવિસ્તર આવી જવાથી અત્રે વિસ્તીર્ણ કર્યું નથી. છેવટે સેક્રેટરીએ શાસ્ત્રીજી નાગેશ્વરભાઈ, મુરબ્બી બાપુજીભાઈ ચીનાઈવાળા શેઠ ચુનીલાલભાઈ, ગુજરાતી પંચના એડિટર મિ. ડાહ્યાભાઈ તથા રાજસ્થાન પત્રના અધિપતિની અત્રે તસદી લઈ પધારવા માટે આભાર માન્યો હતો. બાદ કુળદેવીની જય બોલાવી સભા વિસર્જન થઈ હતી.

### પાટણ વાડિયા પાટીદારોની સભા. સુરત

તા. ૩-૧૧-'૦૯ના રોજ સુરજ જિલ્લાના પાટણ વાડિયા પાટીદારોની લગભગ અઢી હજાર માણસોની મોટી સભા સુરતના પા. ઇચ્છારામ ભિખારીદાસના આમંત્રણથી મળી હતી તેમાં નીચે મુજબ ઠરાવો થયા હતા.

૧. આ ભાગમાં આર્ય સમાજીઓની સંખ્યા લગભગ ૭૫ની છે. તેઓએ શ્રાધાદિ કર્મ નહિ કરવાથી મુર્તિઓની નિંદા કરવાથી તથા મુસલમાનો, બૌદ્ધો અને જૈનોના વખતથી બંધ પડી ગયેલા ઉપવીત ધારણ કરવાના વેદશાસ્ત્ર સંપન્ન સર્વમાન્ય રિવાજનો પુનઃરોદ્ધાર કરવાથી તેઓ લોકોની નજરે ચડ્યા હતા અને તેથી મળેલી સભાએ ઠરાવ્યું કે - આ સભામાં આવેલા સમાજીઓ જો ધારણ કરેલી જનોઈ ઉતારી નાખે નહિ તો તેમણે જ્ઞાતિની પંગતથી દૂર બેશી જમવું. જો જમ્યા વિના ચાલ્યા

જાય તો તેમને જ્ઞાતિ બહાર મૂકવા.

૨. સુરતમાં જ્ઞાતિનાં બાળકોને માટે બોર્ડિંગ સ્થાપવા તથા સ્કૂલની ફી તથા ચોપડીઓ વગેરે વિદ્યા વૃદ્ધિનાં સાધનો કમિટી તરફથી પૂરા કરવાં. આ બોર્ડિંગની સંસ્થાના નિભાવ માટે દરેક પાટીદાર પાસેથી દર વિદ્યા દીઠ ફાળો નાંખી દરેક ગામના આગેવાનો મારફત ઉઘરાવવા આ બાબતની વ્યવસ્થા કરવા પોપડા અગર ભરથાણ ગામે પા. દયાળભાઈ પૂંજાભાઈ, પા. ઈચ્છારામ ભિખારીદાસ, પા. ફકીરભાઈ રણછોડભાઈ, પા. મોતીભાઈ નાથાભાઈ, પા. મફતભાઈ ભગાભાઈ, પા. કાળાભાઈ હરિભાઈ, પા. જીવણ રંગપરા તથા પા. દયાલભાઈ હીરાભાઈ વગેરે આગેવાનોની સભા દિવાળી પછી અનુકૂળ વખતે બોલાવવી અને ખૂલતી મોસમે બોર્ડિંગનું કામ શરૂ કરવું.

૩. જ્ઞાતિની કોઈ પણ રકમ કોઈ પાસે અગર કોઈ જામીનદાર પાસે લહેણી હોય તો તે જ્ઞાતિનો ગોર ઉઘરાવવા આવે ત્યારે આપવી અગર ખાતું પાડી આપવું.

૪. શ્રીમંત ગાયકવાડ સરકાર સિયાજીરાવના રાજ્યમાં बाललग्न प्रतिबंधक કાયદો અમલમાં છે અને સં. ૧૯૬૬ની સાલમાં જો લગ્ન થાય તો કાંમરેજ, નવસારી અને વેળાછા તાલુકામાં વસ્તી પાટીદારોની સંખ્યા દંડાઈ જાય. આવાં કારણોને ધ્યાનમાં લઈ આ સભા લગ્નની ચાલતી પદ્ધતિમાં ફેરફાર કરવાની અગત્ય જુએ છે. આગેવાનોએ લગ્ન સંબંધની રૂઢિમાં જે ઠરાવ કરવા ધાર્યો છે તે ઘણો જ સ્તુતિપાત્ર છે. આપણી જ્ઞાતિમાં દસ વર્ષે લગ્ન આવે છે તેને બદલે દર પાંચમે વર્ષે લગ્ન કરવાં અને લગ્ન આવે ત્યારે ગાયકવાડ સરકારના નિયમમાં દર્શાવેલી ઉંમરે આવેલાં બાળકોને જ પરણાવવાં અને બાકી રહે તે બીજા આવતા પાંચમે વર્ષે લગ્નસરામાં પરણાવવાં.

આગેવાનોએ આ પ્રમાણે લગ્નની બાબતમાં કાયદાને અનુસરી પાંચ વર્ષે લગ્ન કરવા ધાર્યું છે તે ઘણું જ સ્તુતિપાત્ર છે. આ ઠરાવથી જ્ઞાતિદંડ અને સજામાંથી મુક્ત થશે અને કજોડાં થતાં અટકશે અને આશીર્વાદ આગેવાનોને મળશે. આશા છે કે જ્ઞાતિના દરેક આગેવાનો આ ઠરાવને અનુમોદન આપી અમલમાં મૂકશે.

આર્યસમાજીઓની વિરુદ્ધ થયેલા ઠરાવથી હવે શું પરિણામ આવે છે તે જોવાનું છે તેમના પર આવી પડેલી આફતને માટે અમો બહુ દિલગીર છીએ સમાજી સ્વબંધુઓએ પોતાની સંખ્યા વધ્યા પછી શાંતઅવરોધ ધારણ કરી સુધારો કરવા પ્રયત્ન કર્યો હોત તો બેશક તેઓ ફતેહમંદ થાત.



બોર્ડિંગની બાબતમાં આગેવાનો જો સુરત મુકામે બોર્ડિંગ ખોલી જ્ઞાતિનાં છોકરાઓને ભણાવવા પ્રયત્ન કરશે તો તેના જેવું એક પણ પુણ્યપ્રદ ઉચ્ચકાર્ય ગણાશે

નહિ અને તેથી જ્ઞાતિના આગેવાનોને મારી નમ્રતાપૂર્વક વિનંતી છે કે આપણી જ્ઞાતિમાં બારમાં, અઘરણી તથા મામેરૂ વગેરે રિવાજો બંધ કરી આવાં વિદ્યાદાન કરી તમારી ભવિષ્યની પ્રજાને સુખી કરવાં પગલાં ભરશો.

અમો આશા રાખીએ છીએ કે રા-રા પરભુભાઈ જેઓ જ્ઞાતિમાં પહેલાં જ મેટ્રિક્યુલેટેડ છે તે આ કામમાં બોર્ડિંગ સ્થાપવાથી તથા ઉપર મુજબના કઢંગા રિવાજો બંધ કરવાથી થતા ફાયદા આગેવાનોને સમજાવશે તો આગેવાનોની કીર્તિમાં વધારો કરશે અને જ્ઞાતિનાં બાળકોનો આશીર્વાદ મેળવશે એજ.

તા. ૧૦-૧૧-'૦૯ **જગાભાઈ બહેચરભાઈ**

## નવસારી વેળાછા, કામરેજ વિભાગમાં વસતા પાટણવાડીઆ પાટીદારોને વિજ્ઞપ્તિ

પાટીદાર બંધુઓ! સુરત મુકામે તમોએ મળી તમારા ભાગના પાટીદારોનાં બાળકોની ઉન્નતિ માટે સ્તુતિ પાત્ર ઠરાવો કર્યા છે જે વાંચી જ્ઞાતિના દરેક પુરુષ તમોને મુબારકબાદી આપશે જ, પરન્તુ તમારી બેઠક પછી જમણ વખતે તમોએ સુધારાના નામે એક ભયંકર સુધારો કરવાની બાળચેષ્ટા કરી છે જે બાબત એક નિષ્પક્ષ અને તમારા હિતેચ્છી બન્ધુ તરીકે તમને યોગ્ય શબ્દોમાં કહેવાની જરૂર ધારી છે. તમારી સભામાં આવેલા જ્ઞાતિબન્ધુઓમાં જેમણે જનોઈ પહેરેલી હતી તેમને 'ચ્હાય જનોઈ ઉતારી નાંખો યા પંગતથી દૂર બેસી જમો અને નહિ તો જમ્યા વિના જ્ઞાતિ બહાર થઈ ચાલ્યા જાઓ'' આવું મહાન અપમાન આપવામાં આવ્યું તેને માટે હું ઘણો જ દિલગીર છું ને તે વખતે સત્ય પ્રતિ પોતાની અપૂર્વ હિંમત બતાવી ઉપવીત ઉતારવા કરતાં અને તેમને ત્યજી ચાલ્યા જવા કરતાં પંગતથી દૂર બેસી જમવામાં તેમણે સંપૂર્ણ દુરંદેશી તથા દીર્ઘદર્શીપણું બતાવ્યું છે તે બાબત તેમને કોટીઃ ધન્યવાદ આપું છું. પાટીદારો તમોને યાદ નહીં હોય કે હિંદુ સંજ્ઞાધારક અને વેદને માનનાર કોઈ પણ પુરુષ જનોઈ પહેરવાથી હલકો થતો હોય યા જ્ઞાતિને દૂષણ આપી દૂર બેસવા લાયક થતો હોય? કોઈ પણ બ્રાહ્મણ યા પંડિત યા ધર્માચાર્ય કડવા પાટીદારને જનોઈનો અધિકાર નથી તેવું પ્રતિપાદન કરી આપવા તૈયાર હશે તો અમે મારા ખર્ચે તમારા માન્ય ધર્માચાર્યો પાસેથી શાસ્ત્રના અનેક આધાર મોજૂદ કરીશું. કડવા પાટીદારોને યજ્ઞોપવીત ધારણ કરાવનારા શ્રી વલ્લભાચાર્યના વંશજ, શ્રી શંકરાચાર્ય, શ્રી નૃસિંહાચાર્ય, શ્રી નાનક ગુરુના આચાર્યો, શ્રી નથુરામ શર્મા, શ્રી રામાનુજ, શ્રી માધવાતીર્થ અને આર્યસમાજ વગેરે ધર્મ ધુરંધરો હાલ દુનિયામાં મશહૂર છે. છતાં પણ કયા શાસ્ત્રના આધારે અને કોણ ધર્મવીરની સલાહથી આ ભૂલ થઈ છે તેની તપાસ કરવી ઘટે છે. બન્ધુઓ!

દુહો સિંહ મુચ્છ, ભોરીંગમણી, કરપી ધન સતિનાર;
જીવ ગયે પર કર ચઢે, ત્યમ ક્ષત્રિ તલવાર.પ્રતાપ નાટક

આવી રીતે ધર્માભિમાની પુરુષોએ યવનના અસહ્ય સંકટના સમયમાં પણ પોતાના દેહની દરકાર કર્યા વિના જે ઉપવિત નિભાવી છે તેને આજે શાંતિના સામ્રાજ્યમાં તમે કઢાવવાની કરામત કરી તે મારા સમજવા મુજબ તો આપણી અજ્ઞાનતાના લીધે જ અગર કોઈ સ્વાર્થ લંપટ લાડ ભટ્ટજીનું આ ઉછાંછળું પગલું હશે. જો તેમ હોય તો આટલેથી જ હવે તેવા આડા રસ્તે દોરી દુનિયાની નજરે ભલામાં ખપાવવાની પેરવી કરનાર એવા પુરોહિતજીને પાણિચું આપી, આવી થતી ગંભીર ભૂલથી બચશો તો મારો પરિશ્રમ કાંઈક અંશે સફળ થશે. ભાઈઓ! કોણ જાણે શા કારણથી સમાજીબન્ધુઓ આજે સર્વનું ધ્યાન ખેંચી રહ્યા છે? જો કોઈ અદેખાએ તે જનોઈ ધારણ કરનારાઓ સમાજિસ્ટો હોય ને તેમને નાહક પજવવા પેરવી રચી હોય તો તેમાં આપણે આગેવાનોએ કાળજી રાખવી જોઈતી હતી. હું પોતે સમાજી નથી છતાં પણ સત્ય બાબત પર દૃષ્ટિ કરતાં, ઉપવીત ધારણ કરવામાં, ન ધારણ કરનાર શૂદ્ર ગણાતા પાટીદારો કરતાં તેઓ જનોઈવાળા ઘણા આગળ વધ્યા છે, અને જ્ઞાતિને દીપાવી છે તેમ મારે નિઃશંક કહેવું જ પડશે. બન્ધુઓ! આ બાબતમાં વધુ ખુલાસાની જરૂર જણાયે લેખકને હવેની આપના જથ્થાની બેઠક વેળા રૂબરૂ બોલાવશો તો હાજર થઈ વધુ વિગત વાર ખુલાસો કરવા પણ તે તૈયાર છે. માટે હવેથી થયેલી ભૂલને સુધારી લઈ ફરીવાર આમ કાચું ન કપાય તેને માટે સાવચેત રહી ગત મીટિંગમાં વિદ્યાવૃદ્ધિ માટે બોર્ડિંગનો તથા ગાયકવાડ સરકારના બાલ લગ્ન પ્રતિબંધક નિબંધની સરતો સચવાય તેમ લગ્નના નિયમ બાંધવાના ઠરાવોનો દૃઢતાથી અમલ કરશો તો તમે અક્ષય યશ મેળવશો, સુધારાની શરૂમાં જ કુસંપ રૂપી કુધારો પેશી આપણાં તડ, જથ્થા, વિભાગ કે ફાટફૂટ થાય તેવું એક પણ કાર્ય ન બને તેને માટે સહુથી વધુ લક્ષ આપશો અને આપણા બીજા બન્ધુઓ જેમ સુધારાના સુધા સિંધુએ પહોંચવા દોડી આપણી આગળ વધ્યા છે તેમને પહોંચી વળવા અને આગળ થઈ જવા કમર કશી દૃઢતાથી સદરહુ બે ઠરાવોને અમલમાં લાવશો તો તમારી ઉન્નતિને માટે હવે વધુ કરવાની જરૂર નથી. બાળલગ્ન અટકાવવાના ઠરાવથી તમારી શારીરિક સંપત્તિ અને બોર્ડિંગ સ્થાપી બાળકોને ઉચ્ચ કેળવણી આપી માનસિક સંપત્તિ પ્રાપ્ત કરશો તો આ દુનિયાનાં ઉત્તમ સુખો ભોગવી આખરે તમો અવસાન પછી અક્ષય સુખને પામશો.



દુહો.

કહેતા પણ કરતા નહિ, મુંકા બડા લબાડ
કાલે મુંસે જાયગા, સાહેબ કે દરબાર

છેવટે કરેલા ઠરાવો દઢતાથી પાળવા પળાવવા અને ધર્મની બાબતમાં હાથ ન ઘાલવાને તથા તમારા ભાગનાં બેતાળીસ ગામના બન્ધુઓ જેમ નિયમિત સભાઓ ભરે છે તેમ અમુક માસના અંતરે નિયતિ અને વ્યવસ્થાસર સભા ભરવાને મારી સપ્રેમ સવિનય વિનંતિ છે. કારણ કે આ વખતની તમારી સભાની બાબત વાંચતાં તમો ભાઈઓ રા. રા. ઈચ્છારામ ભિખારીદાસને ત્યાં ભોજન નિમિત્તે મળ્યા હતા તેવી રીતે તમારી સભા મેળવવા પાછા કોઈના મરણપ્રસંગની રાહ ન જોતાં દિવાળી પછી મળવાના તમારા ઠરાવ મુજબ ખાસ આ કારણ માટે આગેવાનોએ મળી વ્યવસ્થા કરવી જોઈએ. બન્ધુઓ! મરણ પાછળનાં દેખાદેખી અને મિથ્યા મોટાઈનાં ખર્ચાએ પણ આપણી આવી અવદશા કરવામાં ઓછો ભાગ ભજવ્યો નથી. કંઈક બિચારા પાટીદારોને વ્યાજ ભરતા, જમીન વેચી ખાતા, જમીન ગીરો મૂકી વ્યાજમાં ગુમાવી દેતા, ઘરબાર વિનાના થઈ જતા અને પોતાની પાછળ સ્ત્રી પુત્રાદિને નિરાધાર દશામાં ડુબાવતા આ લેખકે સાંભળ્યાં છે અને જોયાં પણ છે. માટે એવાં ગજા ઉપરાંતનાં દેખાદેખીનાં ક્ષુદ્ર અને મનની ઉત્તમ વૃત્તિઓને બગાડનારાં ઉડાઉ પ્રેત-ભોજનના પ્રસંગની રાહ જોઈ આવાં સુધારાનાં માંગલિક કાર્યો અટકાવી ન રાખવાં જોઈએ. તમોએ દિવાળી પછી મળવાનો શુભ ઠરાવ કર્યો હતો. તદ્નુસાર મળી તમો આગેવાન બન્ધુઓએ બોર્ડિંગના ફંડનું કામ શરૂ કર્યું જ હશે અને આશા રાખવામાં આવે છે કે તે વખતે વિદ્યા વૃદ્ધિના ઉત્તમ કાર્યની તથા તમારા ભાગના દરેક પાટીદારોએ તે નવા ધર્મશાસ્ત્ર વિહિત ઠરાવને ધર્મની ક્રિયા માની ઉમંગથી વધાવી લીધાની અને શ્રીમંત ગાયકવાડ સરકારને આ ઠરાવ દઢતાથી અમલમાં મૂકી અજ્ઞાન પ્રજાની અજ્ઞાનતાભરી આજીજી પર બેપરવા કરવા સર્વાનુમતે મુબારકવાદી આપવાના ઠરાવ કરવાની માંગલિક બીના કડવા પાટીદાર દુનિયાને જણાવવા લખી મોકલી ઉપકાર કરશો એવી આશા રાખી આ લેખને ખતમ કરવામાં આવે છે.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

## શ્રી કડવા પાટીદાર સમાજની ઈચ્છાપુર મુકામે મળેલી પાંચમી બેઠક

તા. ૨૦-૧૧-'૦૯ના રોજ સુરત નજીક આવેલા ઈચ્છાપુર ગામે ૪૨ ગામની સભા મળી હતી જેમાં આસપાસનાં ૮૦૦ માણસો ઉપરાંત ભાવનગર, સરઢવ, આદ્રજ વગેરે સ્થળેથી પણ ઘણા જ્ઞાતિબન્ધુઓ પધાર્યા હતા. સુશોભિત મંડપ બાંધ્યો હતો. સબ્જેક્ટ કમિટીએ ગઈ સભા વખતે પસાર કરેલા બધા ઠરાવો ફરી પાસ કરાવવા ઠરાવ થયો અને તદ્નુસાર જુદા જુદા ગૃહસ્થો તરફથી વ્યાખ્યાનો આપવામાં આવ્યાં હતા. સભાનું આધિપત્ય અડાજણવાળા પા. ઈચ્છારામ દલાભાઈને આપવામાં આવ્યું હતું. બાદ મંગળાચરણમાં શ્રી ઉમિયા માતાની સ્તુતિ કરી સભાનું કામ શરૂ થયું.

બાળલગ્ન વિશે શાસ્ત્રીજી મણિશંકર શર્માએ ઘણું જ અસરકારક ભાષણ કર્યું હતું. તથા ભાવનગરવાળા મિ. મૂળજીભાઈ એલ. એલ. બી.ને પોતે આ માનવંતી ડિગ્રી મેળવી તેને માટે રૂપાના દાબડામાં મૂકી પ્રમુખ સાહેબનાં હાથે માનપત્ર આપવામાં આવ્યું. જેને મિ. છોટાલાલ બેચરદાસે યોગ્ય શબ્દોમાં પુષ્ટિ આપી. રાત્રે પણ સમાજને લગતું કેટલુંક કામકાજ થયું હતું. તા. ૨૧મીએ સુરત નજીકની રાંદેર બોર્ડિંગના નિભાવ સારું ફંડની યોજના કરવામાં આવી જેમાં પધારેલા ગૃહસ્થો તરફથી સારી રકમો ભરવામાં આવી હતી. છેવટે પ્રમુખ સાહેબ, પધારેલા, ગૃહસ્થો, વિદ્વાનો, ભાષણ કર્તાઓ અને ફંડમાં ઉદાર રકમો ભરનારા મહાશયોનો સમાજના સેક્રેટરીએ ઉપકાર માની મેળાવડો બરખાસ્ત કર્યો હતો.

## ચાંદખેડા ગામમાં કડવા પાટીદારોમાં થયેલા સ્તુત્ય ઠરાવો

અમદાવાદ જિલ્લાના દસકોઈ પરગણાના ચાંદખેડા (ચંદન ક્ષેત્ર) ગામમાં તા. ૨૩-૬-'૦૯ના રોજ કડવા પાટીદારોની એક સભા મળી હતી. તેમાં વિરમગામવાળા દેસાઈ મિ. કાળીદાસ હરજીવનદાસના સુબોધથી કેટલાક સ્તુત્ય ઠરાવો થયા હતા.

૪૦ વર્ષની અંદરના મનુષ્યના મરણ નિમિત્તે જમણ કરવું નહીં તથા કોઈ બાઈ રાંડે ત્યારે તેનો દાંતનો ચૂડો ભાંગી કૂવામાં નાંખી નહીં દેતાં તે આખો ને આખો જ કોઈ ધરમાદામાં આપી દેવો એવા ઠરાવો તેમણે કેટલાયે વખત પહેલાં કર્યા હતાં. તેને ફરીથી તાજા કરીને તે પ્રમાણે આગ્રહથી વર્તવાને શ્રી ઉમિયા માતાના સોગંદ લીધા હતા.

હાલમાં એક ત્રીજો ઠરાવ એવો કીધો છે કે ૪૦ વર્ષની ઉપરના મરનારનું મરણ નિમિત્તનું ખર્ચ હાલ જે બારમે બારમું જ કરવામાં આવે છે તેને મરણ તિથિથી એક મહિનાની અંદર કરવું નહીં. મહિના પછી ગમે તે સવડ પડતે દિવસે અને ગમે તેટલાં અંતરે કરવું. કારણકે બાર દિવસમાં જ કરવાથી ખરચના રૂપિયા એકઠા કરવામાં ઘણી મુશ્કેલી પડે છે તથા કોઈ વખતે આકરુ વ્યાજ આપીને રૂપિયા કરજે કહાડવા પડે છે, જેથી ખેડૂત પાયમાલીના રસ્તે મુકાય છે. કારજ કરવાની મુદત લંબાવાથી રૂપિયાની સવડ કરવાનું તેને સહેલું થઈ પડશે. આ ઠરાવ પણ ઘણો જ સ્તુત્ય છે અને અમે આશા રાખીએ છીએ કે તેને ચાંદખેડાના પાટીદારો આગ્રહથી અમલમાં મૂકશે.

ચોથો ઠરાવ પણ તેમને ઉત્કર્ષના માર્ગ ઉપર દોરી જનાર છે. તેઓના સમજવામાં આવ્યું છે કે બાળલગ્નથી હાની થાય છે પણ બાળલગ્નની જડ ઘણી ઊંડી ઘાલેલી છે તેને તોડતાં ઘણા આગ્રહયુક્ત પ્રયત્નની જરૂર છે અને તે રિવાજમાં કાંઈ પણ સુધારો કરી શકાય ત્યાં સુધી છોકરાની લગભગ ૨૦ વર્ષની ઉંમર થાય ત્યાં સુધી પુંખણું કરવું નહી એવો ઠરાવ કીધો છે. આ ઠરાવ પણ સ્તુત્ય છે અને

તેને પણ આગ્રહથી અમલમાં મૂકવાને તે પાટીદારોએ અમારાં સમક્ષ આપણી કુળદેવી શ્રી ઉમિયા માતાના સોગંદ લીધા હતા.

પાંચમો ઠરાવ ત્યાંનાં સ્કૂલ માસ્તરના ઉપદેશથી પુંખણામાં દારૂખાનું લાવી પૈસામાં દેવતા મૂકવાનો ચાલ દેખાદેખી પડી ગયેલો છે તેનો પ્રતિબંધ કરવાનો સઘળાએ એકે મતે અને એકે જથે ઠરાવ કીધો છે.

ઈશ્વર તેમને આ ઠરાવો અમલમાં મૂકવાનું બળ આપો!

■ ■ ■





દેસાઈ નારાયણસિંહજી
પાટડી

દરબાર રાયસિંહજી
વીરમગામ

કુમાર લાલસિંહજી - વીરમગામ
ક. પા. સમાજ પાંચમી સભાના પ્રમુખ - ધાંગધ્રા
અને સાતમી બેઠકના પ્રમુખ - શેરથા

દેસાઈ અમરસિંહજી ધાંગધ્રા
આખ્યાનકાર - વકીલ



શેઠ ચંદુલાલ માધવલાલ
અમદાવાદ



દેસાઈ કરસનભાઈ જેસિંગભાઈ
સબ જજ સાહેબ - જંબુસર
ક.પા. સમાજ બીજી બેઠકના પ્રમુખ



શેઠ રતિલાલ સીતવાલા - સૂરત
બાવળા ત્રીજી બેઠકના પ્રમુખ



શેઠ જીભાઈ કેવળદાસ
વીરમગામ





**પ્રો. જેઠાલાલ સ્વામિનારાયણ**
ક.પા. સમાજ ચોથી બેઠકના પ્રમુખ
આ. ભા. કૃ. ક્ષત્રિય સભાના પ્રમુખ

**ડૉ. પીતાંબર પટેલ**
ક.પા. સમાજના પહેલી બેઠકના પ્રમુખ

**મૂળજીભાઈ જેઠાભાઈ - ભાવનગર**
બી.એ., એલ.એલ.બી.

**પોપટલાલ શીવલાલ - વીરમગામ**
બી.એ., એલ.એલ.બી.
ક.પા. સમાજ ચોથી બેઠકના ઉપપ્રમુખ



શ્રી ચંદુલાલ મણીલાલ દેસાઈ
વીરમગામ
પ્રમુખ મધ્યપ્રદેશની બેઠક



નારાયણજી રામજી મીસ્ત્રી - વીરાણી
નખત્રાણા (મુંબઈ)
મધ્યપ્રદેશ - બીજી બેઠકના પ્રમુખ



શેઠ કેશવલાલ છકડસી
અમદાવાદ





રા. પુરૂષોત્તમ હરગોવિંદ પટેલ
વડોદરા



રા. પુરુષોત્તમ પરીખ
તંત્રી, કડવાવિજય
ક. પા. શુ. સમાજના સેક્રેટરી



શ્રી બહેચરભાઈ રાયજી
ગણપતપુરા



છગનલાલ પીતાંબરદાસ પટેલ
સરઢવ



રા. ચુનીલાલ વનમાળીદાસ
ભરુચ



રા. ચતુરભાઈ રાધાભાઈ અમીન
કડી - ગોઝારિયા



પુરુષોત્તમ પટેલ (દાસકાકા)
કડી

## આપણા શુભેચ્છકો



મહારાજા ઘનશ્યામસિંહજી
ધ્રાંગધ્રા





દીવાન માનસિંહજી
ધ્રાંગધ્રા





પટેલ ગંગારામ નરસિંહરામ
મહેસાણા

મગનલાલ એન્જિનિયર



સ્વધર્મ વર્ધકના અને જ્ઞાતિહિતચિંતક મંડળના સ્થાપકો - મુંબઈ
(બેઠેલા) રતનશીભાઈ કરશન, નારાયણજી રામજીભાઈ, વિશ્રામભાઈ દેવજી
(ઉભેલા) નાયાભાઈ શીવજી, રામજીભાઈ જેઠા




# શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજનો પહેલો મહોત્સવ

## (વીરમગામ તા. ૨૮, ૨૯, ૩૦ ડિસેમ્બર સન ૧૯૦૯)

આ સમાજની પહેલી બેઠક ઉપર જણાવેલા દિવસોએ વિરમગામ મુકામે ઔદિચ્ય બ્રાહ્મણોની ભોજનશાળાના મકાનમાં થઈ હતી. જેમાં ગાયકવાડી તેમજ અંગ્રેજી રાજ્યના કડવા પાટીદારોએ ઘણા મોટા પ્રમાણમાં ભાગ લીધો હતો. સભાસદો તથા પ્રેક્ષકોને માટે લગભગ ૬,૦૦૦ ચોરસ ફૂટ જમીનમાં ઘેરાવામાં બાંધવામાં આવેલા મંડપમાં ખુરશીઓ ગોઠવવામાં આવી હતી. તેમજ મંડપને ઉત્તમ આશ્રયોવાળા મુદ્રાલેખો, ધ્વજાપતાકા, તથા ફૂલઝાડનાં કૂંડાઓથી શણગારવામાં આવ્યો હતો. સમાજની બેઠકને માટે નિર્માણ કરેલા દિવસો અગાઉથી સભાસદોએ પોતાની હાજરી આપવા માંડી હતી. તેમને લેવા માટે દરેક ટ્રેન વખતે રિસેપ્શન (સ્વાગત) કમિટીના મેમ્બરો તથા વોલેન્ટિયર્સ (સ્વયંસેવકો) ગાડીઓ સાથે હાજર થતા, અને ગાડીમાંથી ઉતરતા દરેક સભાસદોને આવકાર આપી તેમના સરસામાન સાથે તેમને ઠરાવેલા ઊતારે લઈ જવામાં આવતા હતા. જ્યાં દીવાબત્તી, બિછાનાં, હજામ વગેરે નોકરો ઉપરાંત તેમને જોઈતી ચીજો પૂરી પાડવા સારુ દરેક ઉતારે સ્વયંસેવકો હાજર રાખવામાં આવ્યા હતા. નાહવાધોવા તથા જમવાનો વખત ઘણો અનુકૂળ રાખ્યો હતો. જેથી દરેક સભાસદ તૈયાર થઈ નિયમિત વખતે મંડપમાં કામ શરૂ થયા પહેલાં હાજરી આપતા હતા.

તા. ૨૮મી પહેલો દિવસ. સમાજની ઓફિસ આગળ આજ સવારથી ઘણી ધામધૂમ થઈ રહી હતી. નવ વાગતાના સુમારે સ્વાગત કમિટીના સભાસદો તથા તેનો ચેરમેન કુમાર શ્રી લાલસિંહજી તથા ગામના અન્ય સંભવિત ગૃહસ્થો જુદી જુદી ટોળીઓમાં તથા સ્વયંસેવકો તેમના મુખી (કેપ્ટન) સાથે ગાડી અને ઘોડા લઈને મે. પ્રમુખ તથા ઉપપ્રમુખ સાહેબો અને અન્ય સભાસદો જેઓ આજે આવવાના હતા

તેમને લેવા સારુ પૂરા ઠાઠ અને ઉત્સાહમાં સ્ટેશન પર હાજર થયા હતા. ગાડી આવી પહોંચતા સામા આવેલા દરેક બંધુઓ સાથે પ્રમુખ સાહેબ વગેરેએ પ્રેમભરી પીછાન કરી અને બહાર આવ્યા બાદ સરઘસના આકારમાં ઉતારા તરફ પ્રયાણ કર્યું. સરઘસના આ ગ સાઈકલ ઉપર સવાર થયેલા સ્વયંસેવકો સર્વેનું ધ્યાન ખેંચતા હતા. રસ્તામાં બાંધેલી ધ્વજાપતાકાઓ વાયુથી પોતાનાં શિર નમાવીને અતિથિઓને અભિનંદન આપતી હતી. સ્થળે સ્થળે જ્ઞાતિબંધુઓને આવકાર આપવાના મુદ્રાલેખો લટકાવવામાં આવ્યા હતા. પૂરાઠાઠ અને ઉત્સાહમાં સરઘસ ઉતારા પર આવી થોડો સમય વિશ્રાંતિ લેઈ સર્વે બંધુઓ ભોજનશળામાં પધાર્યા હતા. દરેક દિને બપોરના મિષ્ટ ભોજન તથા સાંજે સાદું ભોજન રાખ્યું હતું. બાર વાગતાં જમીપરવાર્યા પછી સભાસદો મંડપમાં પધાર્યા હતા. મંડપમાં પ્રમુખ માટે ત્રણ ફિટ ઊંચી બેઠક બનાવવામા આવી હતી. જેની એક તરફ ગામના સંભવિત ગૃહસ્થો તથા બીજી તરફ સ્વાગત કમિટી અને કડવા પાટીદાર હિતવર્ધક સભાના મેમ્બરો માટે ગોઠવણ કરવામાં આવી હતી. પ્રમુખની બેઠકના અગ્ર ભાગમાં વર્તમાનપત્રોના પ્રતિનિધિઓને માટે ખાસ ગોઠવણ કીધી હતી. પ્રેક્ષકો અને સ્ત્રીઓ માટે અલાયદી જગાએ ગોઠવણ કીધી હતી. બે વાગતાં પહેલાં મે. પ્રમુખ તથા ઉપપ્રમુખ સાહેબો વગેરે આવ્યા હતા. તેમને દરવાજા ઉપર સ્વાગત કમિટીએ જીગરભર્યો આવકાર આપ્યો હતો. અંદર પેસતા સ્વયંસેવકોની બંને હારમાંથી પુષ્પવૃષ્ટિ થઈ હતી. પ્રમુખ સાહેબનો તથા શ્રી ઉમિયા માતાનો જય બોલાવ્યો હતો. બેઠેલા સભાસદોએ ઉભા થઈને પ્રમુખ સાહેબને માન આપ્યું હતું. સઘળાઓએ પોતાની બેઠક લીધા પછી ઘણી જ શાંતિથી કાર્યક્રમ શરૂ થયો હતો.

**મંગળાચરણમાં નીચેની ઈશ્વર સ્તુતિ (શાર્દુલ વિક્રિડિત છંદ)**

સ્વયંસેવકોએ સુસ્વરમાં ગાઈ હતી.

જોડીને બે હાથ નાંથ તમને નેહે થકી નમું,
વિશ્વાધાર વિશુદ્ધ વાણી મનથી પાયે તમારે પડું.
જગદાધાર ઉતાર પાર સઘળું જે કાર્ય છે આદર્યું,
દીનાનાથ દયાળ સાહ્ય કરજો માગું પ્રભુ એટલું,
મન વાંછિત ફળ આપ ઈશ! અમને યાચું કૃપાળુ તને,
રિદ્ધિ સિદ્ધિ સુસંપ શાંતિ સુખ સહુ અર્પો દયાળુ તમે
વિનવિયે હે ઈશ! આજ તમને ઉત્કર્ષ કાજે અમે,
ઝાલો હાથ કૃપાનિધાન પ્રભુજી, હે દીનબંધુ તમે.



ત્યાર બાદ બાળાઓએ ઉમિયા માતાજીની સ્તુતિ તથા પધારેલા સભાસદોને આવકારનું ગીત ગાયું હતું.

અલબેલીરે ઉમિયા માત સહાય સદૈવ થજે– (ટેક) ર વાર.
સહાય થજે, ને સંકટ હરજે કરજે જય જય કારરે,
મદદ દઈને માત અમારી કાર્ય આ પાર ઉતાર,
સહાય સદૈવ થજે–
માત હમારી, ઓથ તમારી સાચેસાચી ગણીયેરે,
અભ્યુદય આશ્રિષ વરસાવી ઉન્નત રસ્તે જઈએ,
સહાય સદૈવ થજે– અલબેલી
પ્રીત થકી તવ ધ્યાન ધરીને, આરાધું છું માતરે,
વિજય વિજય અરપી બાળકને, માતા ઝાલો હાથ,
સહાય સદૈવ થજે– અલબેલી
મમ્માયા હે જગત જનેતા, વંદન તુજને કરીએરે,
કાર્યારંભે માત અમારી, શરણું તારું લઈએ,
સહાય સદૈવ થજે– અલબેલી

■

બધું પધાર્યા આજ, પ્રીતે થકી બંધુ પધાર્યા,
જ્ઞાતિની ઉન્નતિ કાજ, પ્રીતે થકી બંધુ પધાર્યા, (ટેક)
ધન્ય દિવસ છે આજનો, ધન્ય ઘડી પળ વાર,
વિજય વાવટા ફરફરે, થાય આનંદ ઉર અપાર. પ્રીતેથકી-
સુવર્ણ સૂરજ ઉગિયો, કીધા બહુ પાવન,
દિવાળી ઘર ઘર દિસે, છે આ ભાગ્ય ઉદર કેરો દિન પ્રીતેથકી-
વિજય પવન આશા ભર્યો, આપે આનંદ લહેર,
જય જય જય જામી રહ્યો, લીલા લહેર દિસે ઘેર ઘેર, પ્રીતેથકી-
પ્રમુખ દીર્ઘાયું થજો, શ્રીહરી કરજો સહાય,
શાંતિ સભ્યજનો વિષે, તમે આપજો જગદાધાર, પ્રીતેથકી-
જ્ઞાતિ હિત હૈડે ધરી, કીધો બહુ ઉપકાર,
વધાવીએ પુષ્પો થકી, ધરી ઉમંગ અંગ અપાર, પ્રીતેથકી-

ગાયનો ગવાઈ રહ્યા પછી સ્વાગત કમિટીના ચેરમેન કુમારશ્રી લાલસિંહજીએ પોતાનું ભાષણ વાંચ્યું હતું જેનો સાર નીચે પ્રમાણે હતો.



પ્રિય જ્ઞાતિબંધુઓ! સભાસદો અને પ્રેક્ષકો! હું આપ સમક્ષ કડવા પાટીદાર શુભેચ્છક સમાજના સ્વાગત મંડળના અધ્યક્ષ તરીકે તમોને જીગરભર્યો આવકાર અને ધન્યવાદ આપું છું. આજે જ્ઞાતિની ઉન્નતિ માટે સર્વે બંધુઓ પધાર્યાં છો તેથી ખરેખર

જ્ઞાતિની ઉન્નતિ સત્વર થશે. જ્ઞાતિ ઉન્નતિનો પ્રથમ સવાલ સ્વર્ગસ્થ અમદાવાદવાળા મિ. મણિલાલ દોલતરામે અત્રે આપી ચર્ચાવ્યો હતો. જે ઉપરથી સંવત ૧૯૬૩ના ફાગણ વદ ૧ના રોજ દેસાઈ શ્રી રાયસિંગજીના દરબારમાં જ્ઞાતિએ મળી સર્વાનુમતે સમસ્ત કડવા પાટીદાર મહા સભા ભરવાનું નક્કી કર્યું હતું. તેના ખર્ચ સારું રૂ. ૪,૫૦૦) ની રકમ ભરાઈ ગઈ હતી. તેના બીજે દિવસે આ શુભ કાર્યમાં મદદગાર થઈ પડવાના ઉદ્દેશથી અત્રે શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મંડળ સ્થપાયું હતું જે જ્ઞાતિસેવાની પોતાની ફરજ બજાવતું હજુ આબાદ ચાલુ છે. ત્યાર પછી જ્ઞાતિ ઉન્નતિમાં સતત પ્રયત્ન કરનાર મિ. મણિલાલ દોલતરામનું પ્લેગના દુષ્ટ મરજથી અકાળે મરણ થયું તેની સાથે તેમનું જ્ઞાતિ સેવા બજાવતું ''વિજય'' નામનું માસિક પણ બંધ પડ્યું. કડવા પાટીદાર કોમના સંસાર સુધારા ચર્ચાવતું એકાદ માસિકની જરૂર હોવાથી વિરમગામમાં મિ. કેશવલાલ માધવલાલ તથા મી. પુરુષોત્તમદાસ લલ્લુભાઈએ ''કડવા વિજય'' નામનું માસિક સંવત ૧૯૬૩ના ચોમાસામાં પ્રકટ કીધું. જે પોતાની યથાર્થ ફરજ બજાવતું હજુ જ્ઞાતિ સેવામાં તત્પર છે. થોડા વખત પછી કડવા પાટીદાર હિતવર્ધક મંડળના એક આગેવાન શેઠ દ્વારકાદાસ જીભાઈનો સ્વર્ગવાસ થયો અને તેથી આખી જ્ઞાતિને ઉદાર અને સાચા જ્ઞાતિ ભક્તની ખોટ પડી. શ્રી કડી પ્રાંત ખેડૂત પટેલ સમાજ મિ. માણેકલાલ રાધાલાલ કડીના અમીનના હસ્તક ચાલતી હતી. તે જ અરસામાં ઘણા ગોળ અને જગાઓની જુદે જુદે સ્થળે સભાઓ મળીને જ્ઞાતિમાં જાગૃતિનો પવન ફેલાવ્યો. કોન્ફરન્સની આવશ્યક્તા વિશે ઠામ ઠામ ફરી ભાષણો આપવા વિરમગામની જ્ઞાતિ તરફથી દેસાઈ નારણદાસ જોરાભાઈ તથા કાળીદાસ હરજીવનદાસની નિમણૂક થઈ. જેઓએ કેટલોક વખત ઠીક કામ કર્યું બાદ અમદાવાદમાં '**ઉમિયા વિજય**' તથા '**કડવા વિદ્યાર્થી જીવન**' નામનાં બે માસિકો નીકળ્યાં. સંવત ૧૯૬૪નું ચોમાસું ખેડૂતો માટે સારૂં ન નીવડવાથી કોન્ફરન્સ ભરવાનું મુલતવી રાખવું પડ્યું અને જ્ઞાતિમાં મતભેદ પડ્યા તેથી તેને આગળ ઉપર અનિશ્ચિત વખત માટે મુલતવી રાખી તેના અંગે થયેલું ખર્ચ દેસાઈ રાયસિંગજીભાઈએ માંડી વાળ્યું. બાદ ક. પા. હિ. વ. મંડળના સ્તુતિપાત્ર પ્રયત્નથી છેવટે આ શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજની સ્થાપના થઈ જેનો ઉદ્દેશ કોન્ફરન્સના ઉદ્દેશથી કાંઈક વધારે છે. કોન્ફરન્સ મુલતવી રહ્યા પછી સુધરેલા વિચારનો પુરુષોનો મેળાવડો ભરવાનો વિચાર થયો હતો. તે આ સમાજના રૂપમાં પરમાત્માની કૃપાંથી અમલમાં આવ્યો છે. ગઈ સાલમાં શ્રી કડવા હિતેચ્છુ નામનું માસિક ભાવનગરમાં મિ. મૂળજીભાઈ જેઠાભાઈ બી.એ. એલ.એલ.બી.ના તંત્રીપણા નીચે પ્રગટ થયું. જે પણ જ્ઞાતિ સેવા બજાવે છે. સમાજની સ્થાપના થયા પછી વ્યવસ્થાપકો વગેરે ઉત્સાહી પુરુષોના સતત પ્રયત્નોથી

ટૂંક વખતમાં સારી સંખ્યામાં સભાસદો થયા. જેમાંના લગભગ ૫૦૦ અત્રે એકત્ર થયા છે જે જોઈ હું આપને અંતઃકરણપુર્વક ધન્યવાદ આપું છું અને હવે જ્ઞાતિહિતના વિષયોનું વિવેચન કરવાનું સ્વીકારું ું.

ભાઈઓ! આપણામાં વિદ્યાનો ઘણો જ અભાવ છે તેથી જ ખેતી જેવો ઉત્તમ ધંધો કરતાં છતાં પણ પડતી દશામાં આવી પડ્યા છીએ.

**विद्वत्वंच नृपत्वंच नैवतुल्यं कदाचन।**
**स्वदेशे पुज्यते राजा विद्वान सर्वत्र पुज्यते।।**

વિદ્વાન અને રાજા બંનેની સરખામણી કરતાં રાજાથી વિદ્વાન ચઢે છે કારણ કે રાજાનો પોતાના દેશમાં જ પૂજાય છે. પરંતુ વિદ્વાન સર્વત્ર પૂજાય છે.

આપ જાણતા હસો કે અમેરિકા અને જાપાન દેશ પ્રથમ કેવી અધમ દશામાં હતા, પણ હાલ વિદ્યાના બળથી તેઓ દુનિયામાં સૌથી ઊંચી સ્થિતિ પર આવી ગયા છે અને હિંદુસ્તાન તથા ચીન મોટામાં મોટાં રાજ્યો છે અને પુષ્કળ વસ્તીવાળા દેશ છે છતાં વિદ્યા વિના દુર્બળતામાં આવી ગયા છે. કેળવણીથી માણસો સારાસારનો વિચાર કરી શકે છે તેથી જ તેઓ કુધારાને પારખી તેનાં મૂળ શોધી કાઢી, વહેમોનું ખંડન કરી, સુધારાના શિખર પર ચઢી જાય છે. હિંદુસ્તાનમાં આપણી ૧૪ લાખ માણસની વસ્તી છે અને પારસીઓ માત્ર ૧ લાખ છે, પરંતુ આપણામાં સેંકડે ભાગ્યે જ દસ ભણેલા છે ત્યારે પારસીઓમાં નેવું જણ વિદ્વાન છે તેથી જ તેમની કોમની વસ્તીના પ્રમાણમાં તેઓ ધનાઢ્ય, વેપારી, તથા રાજ્યનીતિ નીપુણ ઘણા છે. જ્ઞાતિભાઈઓ! જો આપણી જ્ઞાતિનો ઉદ્ધાર થતો હોય તો આપણામાં સાધન વિનાના બાળકોને ભણાવવા સારુ સારી જોગવાઈ કરી આપવી જોઈએ. ''ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર, અને કનિષ્ટ આકરી'' આ કહેવત પર આપણે અભણ હોવાથી પૂરો વિચાર કરતા નથી અને તેથી તેનો આજે ઊલટો અર્થ થઈ પડ્યો છે. ખેતીના ધંધામાં ખેડૂતનું પોષણ થાય છે તે ઉપરાંત આખી દુનિયાનું પોષણ થાય છે માટે ખેતીમાં બીજા ધંધા કરતાં વધારે લક્ષ આપી વધારે લાભ લેવાની જરૂર છે. ખેતીવાડીનું જ્ઞાન મેળવવાથી આપણે ખેતીમાંથી વધારે ઉત્પન્ન કરી શકીશું. હિંદુસ્તાન આવી કટોકટીના વખતમાં પણ ઠીક ઠીક ટટ્ટાર રહ્યું છે તે પણ ખેતીનો જ પ્રતાપ છે અને તેથી જ જો આપણી ખેતી સુધરે તો આખો દેશ સુધરે તેમાં નવાઈ શી? આપણે પુરાણી ઢબથી ખેતી કરતાં ફાવતા નથી તો અનુકૂળ પડતો તેમાં સુધારો કરી લેવો જોઈએ. અમેરિકાએ તેનાં પાકમાં દસગણો વધારો કર્યો છે. ત્યારે આપણે ફક્ત બમણો જ વધારો કર્યો છે. આપણે ખેતીના સુધારા માટે નવી પદ્ધતિના ઓજારો પણ દાખલ કરવાં જોઈએ, જેમ કરવામાં ગૃહસ્થોએ દ્રવ્યનો ઉપયોગ કરવા ઉદારતા બતાવવી જોઈએ. આ ઉપરાંત

વ્યાપાર હુન્નર અને ઉદ્યોગની પણ જરૂર છે. તેવી કેળવણી લેવા ઈચ્છતા જ્ઞાતિના ઉત્તેજન આપવાની અગત્ય છે.

હવે હું સંસાર સુધારા વિષે વાત કરું છું. આપણી જ્ઞાતિમાં બ્રહ્મચર્ય તો બિલકુલ પળાતું જ નથી. ખેતીવાડીમાં અને વિદ્યાભ્યાસમાં તેની ખાસ જરૂર છે છતાં તેનું પાલન ન થવાથી જ્ઞાતિને પારાવર નુકસાન થાય છે. બ્રહ્મચર્ય પાળવાથી શરીર મજબૂત થાય છે. મનોબળ વધે છે તથા મનોનિગ્રહ કરવાથી માણસો ખોટે રસ્તે જતા અટકે છે, ને વિદ્યા ભણવાને લાયક થવાય છે. માટે આ બાબતમાં સમસ્ત કોમ એકમત થશે તો સારા પાયા પર આવશે ત્યારે જ આપણો દેશ આબાદ થશે.

હું વ્યસન પર બે બોલ બોલવા રજા લઉં છું. આપણી જ્ઞાતિમાં હોકો અને અફીણનો ઘણો જ ઉપયોગ થાય છે અને ચાહે તો દિગ્વિજય કર્યો છે. અસલ ચાહ (પ્રેમ) જતો રહેવાથી કૃત્રિમ ચાહ દાખલ થયો છે. ચાહ, બીડી, હોકા, અને અફીણની પાછળ એટલા બધા પૈસા જાય છે કે જો તેનો અટકાવ કરવામાં આવે તો પચાસ હજાર માણસોનું પોષણ થઈ શકે એટલી ગંજાવર રકમ એટલે પંદર લાખ રૂપિયા બચે.

હવે સંપ સંબંધી બોલવાની હું આવશ્યક્તા જોઉં છું. તેના ફાયદા સર્વમાન્ય છે તેથી તે વિશે વિવેચન કરવાની જરૂર રહેતી નથી. માણસોનો ગમે તેટલો મોટો સમૂહ હોય પણ સંપ સિવાય કાર્ય થતું નથી. આપણે જે જે ઠરાવ કરીએ તે પાળવાની કાળજી દાખવી જોઈએ, તે માટે હું ધીમે ધીમે કાર્ય કરવાની સૂચના કરું છું. થોડું પણ સંગીન કામ કરો અને તે દઢતાથી પાળો. દ્રવ્યનો ગેરઉપયોગ કરવામાં આપણે પાછું વાળીને જોતા નથી. લગ્નમાં તથા મરણ પાછળ ઉડાઉ ખરચ કરીએ છીએ તે ઓછાં કરી શાસ્ત્ર પ્રમાણે ખરચો કરવામાં આવે તો સોળ લાખ રૂપિયા બચાવવાની ગણતરી કરેલી છે, તે રૂપિયાના બળથી આ સમાજ જેવી ઘણી જ સંસ્થાઓ ચલાવી શકાય. આ બાબત ઉપર મારા જ્ઞાતિબંધુઓ લક્ષ આપે તો થોડા વખતમાં આપણે સારા પાયા ઉપર આવી શકીએ. આપણી જ્ઞાતિમાંથી દરરોજ એક એક મુઠી અનાજ ભેગું કરીએ તો દર વર્ષે આઠ લાખ રૂપિયા ઉપજાવી શકાય. ભાઈઓ! આ અથવા બીજી કોઈ રીતે પૈસા એકઠા કરી નબળી સ્થિતિના વિદ્યાર્થીઓનું ભરણપોષણ કરી તેમને વિદ્યાદાન દેવું જોઈએ.



ત્યાર બાદ વિરમગામ નિવાસી દેસાઈ કાળીદાસ હરજીવનદાસે દરખાસ્ત મૂકી કે આપણી કોમમાં વહેમને તોડનાર, પરદેશ ગમન, કરનાર, મરણ પાછળ ઉડાઉ ખરચોને ફટકો લગાવનાર, બાળલગ્ન અટકાવવાનો પોતાને ત્યાં જ દાખલો બેસાડી પોતાની પુત્રીઓને મોટી ઉંમરે સંસારના ધુંસરીમાં જોડનાર, અને સુધારા વિષે કહેવા

કરતાં કરી બતાવનાર અમદાવાદના પ્રજાનિયુક્ત મ્યુનિસિપલ કાઉન્સિલર અને કડવા પાટીદારમાં પહેલા ગ્રેજ્યુએટો ડાક્ટર પીતાંબરદાસ કુબેરદાસ એલ.એમ. અને એસ.ને પ્રમુખ તરીકે વધાવી લેવા. આ દરખાસ્તને કડવા વિજયના તંત્રી મિ. પુરુષોત્તમદાસ લલ્લુભાઈએ અંતઃકરણપૂર્વક ટેકો આપ્યો હતો. તે દરખાસ્ત સર્વાનુમતે પાસ થઈ હતી. તાળીઓના અવાજ વચ્ચે પ્રમુખ સાહેબે પોતાની જગા લીધી અને ભાષણ શરૂ કર્યું.

મારા સ્વજ્ઞાતિ બંધુઓ અને પ્રેક્ષકો! મને આજે, ઘટે તેથી વિશેષ માન આપી આ સમાજના પ્રમુખ તરીકે પસંદ કરી આપની મહત્તા બતાવી છે. પરંતુ અત્રેના મિલાવડામાં મારા કરતાં વિશેષ કિર્તિવાન અને અક્કલવાન બંધુઓ હાજર છે છતાં આથી માનભરી જગ્યા માટે મને પસંદ કર્યો છે જેને માટે હું તમારો આભાર માનું છું. જુદી જુદી તરેહના આપણી જ્ઞાતિમાં અનહદ દુઃખો છે. તેને દૂર કરવાને શું પગલાં ભરવાં તેનો વિચાર કરવાને આપ પધાર્ય છો, તે જોઈ મને આનંદ થાય છે. જેમ પરમાત્માને અનેક હાથ, પગ, ચક્ષુ, કાન વગેરે હોય છે. તેમજ આ મેળાવડામાં પણ તમે પરમાત્માના વિરાટ સ્વરૂપે અત્રે બિરાજો છો. આપણી જ્ઞાતિનું ભલું કરવું. તે આપણું જ ભલું કરવાનું છે તેથી તે આપણી પહેલી ફરજ છે. આપણી કુમારિકાઓને અનહદ દુઃખો વેઠવા પડે છે તે દૂર કરવાને આપણે એકત્ર થઈ પ્રયત્ન કરવો જોઈએ. બીજા આચરણો ગમે તેવાં કરો પણ કન્યાઓને સુખી કરવા માટે આપણે તન, મન અને ધનથી મહેનત કરવી જોઈએ. આ પરિષદમાં આપણે એકઠા થયા છીએ તે સર્વેનું મારું અને તમારું - સર્વેનું લોહી એક જ છે. આપણે કોણ છીએ તેનું આપણને ભાન નહીં હોવાથી આપણે આપણું પદ ગુમાવ્યું છે. શાસ્ત્ર રીતિએ જોતાં આપણે મહાપ્રભુ શંકરના પૌત્ર છીએ. રૂભ અને લહના વિસ્તાર છીએ. આપણે ક્ષત્રિય છીએ એવું મારુ માનવું છે. ક્ષત્રિય તરીકે ફરજ બજાવવાનો આપણો પહેલો ધર્મ છે. આપણે ક્ષત્રિય છીએ, કારણ કે ઘણા ખેતીકારો ક્ષત્રિય હોય છે. અસલના વખતમાં રૂષિયો ખેતી કરતા હતા. કૉકેસસ પર્વતની દક્ષિણમાંથી આવી અત્રેના જંગલી લોકોને જીતી અહીં રાજ્ય સ્થાપ્યું. ભીલ વગેરે લોકોને પહાડોમાં નસાડી મૂકવા. એક અંગ્રેજ ઈતિહાસકાર લખે છે કે આર્ય ક્ષત્રિયોના કપાળ નાક અને દાઢી સીધી લીટીમાં હોય છે તે નિશાની જોતાં આપણે ક્ષત્રિય છીએ અને શાસ્ત્રો ઉપરથી પણ તે વાત સાબિત થાય છે. ઉત્તર હિંદુસ્તાનમાં ત્યાંના કુર્મિઓએ ચુનારમાં એક કોન્ફરન્સ ભરી હતી તેમાં પોતે અસલ ક્ષત્રિયો હતા તેવું સાબિત કરી આપ્યું હતું. ક્ષત્રિયો અસલમાં ખેતી કરતા. તેના દાખલા તરીકે તેઓ ચોમાસામાં ખેતી કરવા અને ખેતીના દિવસો વીતી રહ્યા બાદ વિજ્યાદસમીએ પોતાના દુશ્મનો ઉપર ચઢાઈ કરતા હતા. અસલના

વખતમાં આપણે મોટા રાજાઓ હતા. પરંતુ આપણા વંશની વૃદ્ધિ થવાથી મિલકતની વહેંચણીના પરિણામે આજે આપણે સાધારણ ખેડૂતો થઈ ગયા છીએ. જમીનની માલિકીને લીધે આપણા પૂર્વજો પાસે મસમોટી જાગીરો હતી. હાલમાં જ જ્ઞાતિ શિરોમણિ પાટડી દરબાર સાહેબ તેમજ વિરમગામના દરબાર સાહેબ મોટા જાગીરદાર - જમીનદાર છે. તેઓ પોતાનું ગૌરવ જાળવી રાખી શક્યા છે. તેનું કારણ એ જ છે કે તેઓમાં સઘળી જમીનનો માલિક જેષ્ઠ પુત્ર થાય છે અને બાકીના બધાને વાર્ષિક નીમનોક રાજ્યમાંથી લેઈને સંતોષ માનવો પડે છે. દુનિયાભરમાં વિજય મેળવનાર રોમન લોકો પણ અસલના વખતમાં ખેડૂતો જ હતા. હાલમાં આપણે પાટીદાર કહેવાઈએ છીએ તેનું કારણ એમ છે કે મુસલમાનોના વખતમાં આપણે લશ્કરી નોકરી કરવી પડતી હતી ત્યારે આપણને પગાર પેટે અમુક જમીનની પાટી મળતી ત્યારથી આપણે ક્ષત્રિય મટી પાટીદાર કહેવાયા છીએ.

હવે આપણા ઉત્તમ ધંધા-ખેતી વિશે સમજાવવાની રજા લઉં છું. પહેલાંની માફક ખેતી કરવાથી હવે લાભ મળતો નથી એમ કહેવામાં આવે છે. જેથી અમેરિકામાં જેમ ખેડૂતો રસાયણ તથા કૃષિ શાસ્ત્ર જાણીને ખેતી કરે છે તેમ આપણે પણ કરવું જોઈએ. ગુજરાતમાં ખેતીવાડીનું દાખલ કરેલા નવા સુધારા પ્રમાણે ઘણી કોમોને ધારા સભામાં પોતાનાં મેમ્બરો મોકલવાનો ખાસ હક મળ્યો છે. તેથી જે જ્ઞાતિ સરકારની મહેસૂલનો મોટો ભાગ આપે છે તેવી આપણી જ્ઞાતિ વિશેય જ્ઞાન ગુજરાત અને ગુજરાતી ભાષામાં મળે તેને માટે ખેતીવાડીની કોલેજ સ્થાપવા તથા પ્રયોગને માટે ખાસ ખેતરો બનાવવાના સરકારને અરજ કરવી જોઈએ. કેળવણીમાં આપણી જ્ઞાતિ તદ્દન પછાત છે. ખેતીની કેળવણીની જરૂર છે. એ વાત હું પ્રથમ કહી ગયો છું. આપણી જ્ઞાતિમાં હજારો બાળકો વિદ્યા ભણી શકે તેવા છે, પરંતુ પૈસાની તંગીને લીધે તેઓ ભણી શકતા નથી. માટે વિદ્યાભ્યાસ માટે આપણે ખાસ જોગવાઈ કરવી જોઈએ. આપણી જ્ઞાતિમાં સેંકડે ૯૦ ટકા જેટલા માણસો અભણ અને અજ્ઞાન છે. તેમને ઉપદેશ ગામેગામ કરે તેવા ઉપદેશકોની ખાસ જરૂર છે. તેને સારું એક ફંડ ઊભું કરવાની જરૂર છે. આપણને પાયમાલીના ખાડામાં ઉતારનાર મરણ પાછળના જમણવારો છે. તેના ઉપર ઘણા વિદ્વાનોએ ઘણા વખતથી પુષ્કળ ચર્ચા કરી છે તેથી તે વિશે બોલવાની જરૂર નથી. આપણે ક્ષત્રિય છીએ મહા બળીષ્ટ ભીમસેન, ધનંજય, અર્જુન, રાક્ષસોનું નિકંદન કહાડનાર ક્ષત્રિય વીર રામચંદ્રજી, પરદુઃખભંજન વિક્રમાદિત્ય, પ્રતાપ, અને શિવાજી જેવા શુદ્ધ ક્ષત્રિયોનું લોહી તમારા શરીરમાં વહે છે. પરંતુ હાલ તમારામાં કેટલો ફેર પડ્યો છે તેનો વિચાર કરો. તમારા આવા આક્રમી પૂર્વજો બે-ત્રણ વર્ષની કુમળી વયમાં લગ્નની ગાંઠથી જોડાયેલી બાળકીઓના પેટે

ઉત્પન્ન થયા નહોતા. હિંદુસ્તાનમાં ઉત્તમ રાજવંશી શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ મહારાજે પોતાના રાજ્યમાં બાળલગ્ન પ્રતિબંધ કાયદો ઘડી(તાળીઓ) પોતાની પ્રજામાં ખાસ કરી આપણી જ્ઞાતિ ઉપર મહાન ઉપકાર કયો છે તેથી નામદારને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપીએ છીએ. (તાળીઓ) આપણી જ્ઞાતિમાં કુળદેવી ઉમિયામાતાના હુકમ પ્રમાણે લગ્ન કરવામાં આવે છે ત્યારે નાનામાં નાના ૪૦ દિવસનાં બાળકોને પણ પરણાવી દઈએ છીએ, પરંતુ તેમ કરવાનો માતાજીનો કોઈ હુકમ નથી. (તાળીઓ) માતાજીના હુકમ પ્રમાણે લગ્ન કરવાની હરકત નથી પણ જ્યારે હુકમ થાય ત્યારે જે બાળકોએ પોતાનો વિદ્યાભ્યાસ પૂરો કર્યો હોય તેવાં મોસમોટી ઉંમરનાં બાળકોનાં જ લગ્ન કરવાનો માતાજીનો હુકમ છે, તે હુકમને તોડી નાના બાળકોને જ આપણે પરણાવીએ છીએ એ કેવી અજ્ઞાનતા છે? આપણામાં છૂટાછેડા, નાતરાં, ફૂલનો દડો, અને બાહ્યવર જેવાં અધમ રિવાજો દાખલ થવા પામ્યા છે તે બાળલગ્નને લીધે જ છે. આપણામાં લગ્ન થયેલાં ૧ હજાર નાનાં બાળકોમાંથી પાંચ વર્ષની ઉંમરે આવતાં પહેલ ૪૭૯ બાળકોના મરણ થાય છે. એવા ગણતરી કરેલી છે. તેમનાં લગ્નમાં થયેલું ખર્ચ ફોગટ જાય છે. એક ઉપર બીજી કરવાનો રિવાજ પણ આપણામાં વધી ગયો છે. તેનું કારણ પણ બાળલગ્ન જ છે, પ્રજોત્પત્તિ વગેરે કારણને લઈને બીજી સ્ત્રી કરવાની ખાયેશ થાય તેમણે પહેલી બાઈના ભરણપોષણનો બંદોબસ્ત કરીને બીજી સ્ત્રી કરવામાં આવે તો કાંઈક ઠીક કહી શકાય. ખેતીમાં બળદો એ મુખ્ય સાધન છે. પણ આપણે ગાયોનું પાલન કરતા નથી, એ દીલગીરી ભરેલું છે. ઘણી ગાયો કસાઈને ત્યાં વેચાય છે તેનો વધ થવાથી બળદોની મોંઘવારી થઈ છે. માટે ભેંસને બદલે આપણે ગાયો પાળવી જોઈએ. વિદેશી માલ વાપરવાથી આપણી અને આપણા દેશની ગરીબાઈ વધી છે એમ સાબિત થયું છે. તો આપણને ઘટે છે કે દેશી માલ ખરીદીને આપણે વાપરવો જોઈએ. તે ઉપર વિચાર કરી મારી દલીલ ધ્યાનમાં લેવાની વિનંતી કરું છું. દરેક ધર્મમાં બંધુત્વ એ મુખ્ય ધર્મ - ફરજ છે. માટે આપણે પણ ભાઈચારો વધારવાનો યત્ન કરવો જોઈએ.

ત્યારબાદ વિરમગામવાળા મિ. માણેકલાલ જેઠાલાલે જણાવ્યું કે આપણી જ્ઞાતિમાં વિદ્યાધામ આગળ વધારનાર ગુજરાતનાં પ્રાંજપે રાજેશ્રી જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ (અમદાવાદ) કે જેમણે મુંબઈ ઈલાકામાં ગણિતશાસ્ત્રનો અભ્યાસ કરીને એમ.એ.ની પરીક્ષા પહેલા વર્ષે પહેલા નંબરે પાસ કરી છે, તેમને ઉપપ્રમુખ તરીકે પસંદ કરવાની હું દરખાસ્ત મૂકું છું. (તાળીઓ) તેને મિ. કેશવલાલ માધવલાલ વકીલે ટેકો આપતાં જણાવ્યું કે એમ.એ.ની પરીક્ષામાં ગયા ૨૦ વર્ષમાં કોઈ વિદ્યાર્થી આવા ઊંચા માર્ક મેળવી શક્યા નથી. નાની ઉંમરમાં મહા ભગીરથ

પ્રયત્ન કરી આવી ઉંચી પરીક્ષા પાસ કરી સમસ્ત કડવા પાટીદાર કોમને માન અપાવ્યું છે તેમનાં ગુણનાં યશોગાન અન્ય જ્ઞાતિના વિદ્વાનો પણ થાય છે. તેમની કદર પિછાની ગુજરાત કૉલેજમાં તેમને ગણિતશાસ્ત્રના પ્રોફેસરની જગા મળી છે તેવા એક બાહોશ જ્ઞાતિભક્ત યુવકને ઉપપ્રમુખ નિમી યથાશક્તિમાન આપવું જોઈએ. (તાળીઓ) આ દરખાસ્ત એકી અવાજે તાળીઓના ગડગડાટ વચ્ચે પાસ થઈ હતી.

ત્યારબાદ સ્વાગત કમિટીના અધ્યક્ષ કુમાર શ્રી લાલસિંહજીએ પ્રમુખ તથા ઉપપ્રમખને હારતોરા પહેરાવી ફૂલથી વધાવી લીધા હતા.

ઉપપ્રમુખ મિ. જેઠાલાલ ભાઈએ પોતાના ભાષણમાં જણાવ્યું કે પારમાર્થિક અને ધાર્મિક પ્રવૃત્તિમાં પરમાર્થનો નિયમ જુદો જ છે અને તેવી પારમાર્થિક હિલચાલનો નાશ થતો જ નથી. વહેલુંમોડું તેનું ફળ આપણે ચાખીશું જ (તાળીઓ) આપણે અહંકારને લીધે અધમ દશાને પ્રાપ્ત થયા છીએ. કુંભકરણની નિંદ્રામાં અત્યાર સુધી ઉંઘતા હતા. આજે અઘોર નિદ્રાને ત્યજી અત્રે એકત્ર થયા છીએ. તેમાં પરમાત્માની સહાય જણાય છે. અધમતાના ખાડામાં ફસાયેલી કોમ હવે પરમાત્માની મરજીથી ઉન્નતિના ઊંચાં શિખરો ઉપર જવાને તૈયાર થઈ છે. (તાળીઓ) દઢતાથી નિશ્ચય કરો કે આપણી જ્ઞાતિને ઉન્નતિએ પહોંચવાને હવે વિશેષ વાર થવાની નથી. દરેક શાસ્ત્રની પ્રવૃત્તિ સુખને માટે જ થયેલી છે. સુખ મેળવવાને તે શાસ્ત્રોએ જે જે માર્ગ બતાવ્યા છે તેને અનુસરવું જોઈએ. તેને ઉલ્લંઘન કરનાર દુ:ખ પામે છે. મનુ મહારાજે મનુષ્ય જિંદગીના ચાર આશ્રમ નિર્માણ કર્યાં છે. અસલના વખતમાં આ ચારે આશ્રમો દરેક મનુષ્ય પાળતો હતો તેથી તે વખતમાં પિતાના પહેલાં પુત્રનું મરણ કદી થતું નહોતું. તે વખતે મનુષ્યનું આયુષ ૧૦૦ વર્ષનું હતું. હાલમાં આપણે આ આશ્રમોના પાયારૂપ પ્રથમ આશ્રમ જે બ્રહ્મચર્યને ભૂલી જઈ બીજા ગૃહસ્થાશ્રમને પકડી લીધો છે. બ્રહ્મચર્ય એ આશ્રમ આપણે માટે નથી જ એવું આપણે માની લીધું છે. માતાજીનું અપમાન કરવાનું હું કહેતો નથી પણ માતા જ તો આપણા રૂડામાં જ હંમેશાં રાજી રહે છે. પણ આપણામાંના કેટલાક અજ્ઞાન અને સ્વાર્થી લોકોએ માતાજીના હુકમનો અનર્થ કરી આ બાળલગ્નના રિવાજને ઘુસાડી દીધો છે. (તાળીઓ) આપણા શરીરમાં રાજર્ષિઓનું લોહી વહી રહ્યું છે. પરંતુ આપણી અસલ સ્થિતિ ભૂલી જવાથી આપણે આજની ગરીબાવસ્થામાં આવી પડ્યા છીએ. મહાત્મા રામચંદ્રજી, ભીમસેન, અર્જુન, પ્રતાપસિંહ જેવા આપણા વડીલો હાલની બાળલગ્નની ગાંઠથી જોડાયેલી બાળાઓના નાના ગર્ભાસયોમાંથી ઉત્પન્ન થયા નહોતા. (તાળીઓ) આપણે આપણા બાળકોનું ભવિષ્ય સુધારવાને તેમની યોગ્ય ઉમ્મર થાય ત્યાં સુધી વિદ્યાભ્યાસ કરાવવો અને તે પછી તેમને લાયક કન્યા સાથે લગ્નની ગાંઠથી જોડવા જોઈએ. આવા સુધારા

દાખલ કરીશું ત્યારે જ આપણો ઉદય થશે. હાલમાં આપણે લાકડે માંકડું વળગાડવા જેવાં બાળલગ્ન કરીએ છીએ જેને પરિણામે છેડા છૂટકા, અને નાતરાં કરવાં પડે છે, તેને અટકાવવામાં આવે તો આવા અધમ રિવાજો બંધ થઈ જાય. ઘરડીઓ કહે છે કે પરણેતર કન્યા કરવાના નાતરાની કન્યા સુખી થાય છે તેનું કારણ એટલું જ છે કે મોટી ઉંમરે તેમનાં નાતરાં થાય છે. તેમાં કાંઈક યોગાયોગ્યતા જોઈ શકાય છે. બાળલગ્નમાં તે જોઈ શકાતું નથી. આપણા લોકમાં છોકરાના છોકરા જોવાની અભિલાષા ઘણી હોય છે તેથી છોકરાને નાની ઉંમરમાં જ સંસારમાં નાંખવામાં આવે છે. કુમળી વયમાં ધારણ કરેલો ગર્ભ કાચો થાય છે તેમાંથી ઉત્પન્ન થયેલા બાળકો નિર્બળ રહે છે અને વહેલાં મરણ શરણ થાય છે. આપણા શાસ્ત્રની આજ્ઞા એવી છે કે ૨૫ વર્ષના પુરુષે ૧૬ વર્ષની સ્ત્રીથી પોતાનો સંસાર વહેવાર શરૂ કરવો. શાસ્ત્ર રહસ્યને ભૂલી જઈ આપણે અવળે માર્ગે દોરાઈ ગયા છીએ. નામદાર ગાયકવાડ સરકારે પણ આ શાસ્ત્રાનુસાર જ બાળલગ્ન પ્રતિબંધ કાયદો ઘડ્યો છે. (તાળીઓ) તે માટે આપણે તે નામદારનો આભાર માનવો જોઈએ. (તાળીઓ). પોતાના કાયદા સામે જે જે વિઘ્ન આપે તેને પહોંચી વળવા પરમાત્મા તેમને અખૂટ ધન આપે એવી હું ઈશ્વર પ્રત્યે પ્રાર્થના કરું છું. (તાળીઓ). ખોટાં ખરચોનો ત્યાગ કરી બાળકોને ભણાવવામાં જ પૈસાનો ઉપયોગ કરવો જોઈએ. કેટલાક અજ્ઞાન માણસો ઊંધું ચત્તુ સમજાવી યા ફરજ પાડી ગરીબ માણસો પાસે ન્યાતવશ કરાવવાથી ઘા ઉપર મીઠું લગાડવા સમાન થાય છે. તેવા માણસો પ્રત્યે પરમાત્મા રાજી રહેતો નથી. વિદ્યા હીન હોવાથી આપણને વાણિયા છેતરે છે. આપણે આપણો હિસાબ રાખી શકતા નથી. તેથી તેઓ ખોટો હિસાબ ગણી આપણને કરજમાં ડૂબતા જ રાખે છે. માટે પૈસાનો બચાવ કરી પોતાનાં બાળકોને ભણાવવાનો અને સાથે બ્રહ્મચર્ય પળાવવાનો દૃઢ નિશ્ચય કરો. આપણા ઘરમાં માણસ દીઠ એકૈક પૈસો આપવાનો આપણે સંકલ્પ કરીએ તો દર વર્ષે ૨૦ હજારની રકમ ઉત્પન્ન થઈ શકે એમ છે. માટે બાળકોને ભણાવવા માટે બોર્ડીંગ (વસતિગૃહ) સ્થાપવાના કાર્યની શરૂઆત કરવાની હું વિનંતી કરું છું. (તાળીઓ)

ત્યાર બાદ સાબરમતીના ચીફ ગડસ ક્લાર્ક મિ. હીરાલાલ વસંતદાસે બ્રહ્મચર્ય ઉપર વિવેચન કરતાં જણાવ્યું કે બ્રહ્મચર્ય એ જિંદગીનો પાયો છે. પાયામાં જો ધૂળ માટી ભરી હોય તો સાત માળની ઇમારત તૂટી પડે છે. તેમજ જિંદગી રૂપી ઇમારતનો પાયો જે બ્રહ્મચર્ય તે પાળવાના અભાવે મનુષ્ય જિંદગી દુઃખ રૂપ થાય છે. જીવનનું સુખ પ્રાપ્ત કરવા સારું બ્રહ્મચર્ય તે પાળવાના અભાવે મનુષ્ય જિંદગી દુઃખ રૂપ થાય છે. જીવનનું સુખ પ્રાપ્ત કરવા સારું બ્રહ્મચર્ય પાલનની ખાસ જરૂર છે. બ્રહ્મચર્ય

પાળવાથી શારીરિક ઉન્નતિ પ્રાપ્ત થાય છે. શારીરિક બળવાન મનુષ્ય માનસિક બળ સહેલાઈથી મેળવી શકે છે. આપણા અર્જુન અને ભીમ અને હાલમાં પ્રખ્યાત થયેલા દોરાસ્વામી તથા સેન્ડો જેઓ ૧૦-૧૦ ઘોડાબળની મોટર ગાડીઓ ચાલતી પકડીને ઊભી રાખવાની શક્તિ ધરાવે છે. તેઓ બ્રહ્મચર્યના પાલનથી જ આવા બળીષ્ટ થઈ શક્યા છે. પરંદા અને પશુ જેવા વાચા વિનાના પ્રાણીઓ પણ બ્રહ્મચર્ય પાલન કરે છે પરંતુ મનુષ્ય જેવાં ઉત્તમ પ્રાણીઓ બ્રહ્મચર્યનો ભંગ કરે છે એ કેટલું દિલગીરી ભરેલું છે? પશુઓ વિહારમાં નિયમીત રહે છે પ અફસોસ છે કે મનુષ્ય પ્રાણી તો વિહારમાં પણ અનિયમિતપણે વર્તે છે. બ્રહ્મચર્ય પાલનના નિયમો તથા તેના ભંગથી થતા નુકસાન વગેરે વૈદ્ય જટાશંકર લીલાધર ત્રિવેદીએ "બ્રહ્મચર્ય" નામની નાની ચોપડીમાં ઘણી સારી રીતે વર્ણવ્યાં છે. તે નિયમોનો અભ્યાસ કરવાને બની શકે તે માટે આ પુસ્તકોની લહાણી અત્રે પધારેલા સદ્‌ગૃહસ્થોમાં કરવાની હું ઇચ્છા ધરાવં છું તેની પરવાનગી પ્રમુખ સાહેબ આપશે તો હું મને કૃતાર્થ થયો માનીશ. છોકરાંઓ તેમજ વૃદ્ધોએ આ ચોપડીમાં આપેલા નિયમોનો ખાસ અભ્યાસ કરવો જોઈએ એમ હું માનું છું. માટે અરજ કરું છું કે દરેક બંધુઓ તે પુસ્તકને પૂર્ણ વાંચી મનન કરશો તથા તેનો સારો ઉપયોગ કરશો. (તાળીઓ) વગેરે ટૂંકું પણ બોધદાયક ભાષણ કરી પોતાની સાથે આણેલી બ્રહ્મચર્યની ૧૦૦૦ નકશો સમાજમાં પધારેલા માણસોને વહેંચી આપવામાં આવી હતી. (હવે પછી જેને તે પુસ્તક જોઈએ તેણે રૂબરૂમાં અગર બે પૈસાની ટપાલ ટિકિટ મોકલી મફત મંગાવી લેવી.)

ત્યારબાદ છત્રાલવાળા પા. ગંગારામ જેઠીદાસે પોતાની બનાવેલી પરમાત્માની સ્તુતિ સુસ્વરમાં ગાઈ હતી જેથી સભાસદો રાજન થયા હતા.

### ઈશ્વર સ્તુતિ (રાગ કલ્યાણ)

હે વિશ્વંભરા દયાળુ દેવ દુઃખ હરા,
કષ્ટ નષ્ટ કર કપાળુ આદ્ય ઈશ્વરો,

અંતરજામી ગરૂડાગામી ગૌ બ્રાહ્મણ પ્રતિયાળ,
નર્ક નિવારણ નરહરી નાગર દામણોદર દયાળ. હે વિશ્વંભરા.
મેમ્બર મળીને સમાજ સ્થાપી આણી મન ઉલ્લાસ,
કૃપા કરી કરુણામય કેશવ પૂરી કરો સૌ આશ;
સભાસદો સૌ મળી સદાએ કરે સુધારક કામ,
જ્ઞાતિ તણા કુધારા હણવા દેજો અદકી હામ; હે વિશ્વંભરા
પંચાળીનાં ચિરજ પૂર્યાં રાખી સભામાં લાજ,
આ મંડળની લજ્જા રાખો નેહ નજરથી આજ; હે વિશ્વંભરા

અધિક શ્રમ લેઈ જ્ઞાતિ વિશે કરે સુધારા જેહ,
મનવાંછિત ફળ આપો ઈશ્વર કરુ યાચના એહ; હે વિશ્વંભરા
શરૂ વર્ષમાં સસ સુધારા કરે હર્ષથી આજ,
જ્ઞાતિ તણું હિત હૈડે ધારી સંપ થકી સુખ સાજ; હે વિશ્વંભરા
એવી રીતે દીન દીન પ્રત્યે રાખી એક જ ચિત,
મેંમ્બર સર્વે નિર્મળ મનથી ચાહીએ જ્ઞાતિ હિત; હે વિશ્વંભરા
કડવા પાટીદાર બંધુનું કર રક્ષણ કિરતાર,
જ્ઞાતિ તણા કુધારા કાપો ભક્ત તણા પ્રતિપાળ; હે વિશ્વંભરા
બળ બુદ્ધિ બહુ ધન સુખે આપો ભક્તિ અપરમ્પાર,
કડવા પાટીદાર શુભેચ્છક વંદે વારમ્વાર; હે વિશ્વંભરા
ઈશ્વર ઈચ્છા પુરાણ કરજો, જ્ઞાતિ સેવા કામ,
સમાજ અવિચળ રાખ હરિનું કહે છે ગંગારામ; હે વિશ્વંભરા

સાડાચાર વાગ્યે, પહેલા દિવસનું કામ ખલાસ થયા પછી, ઉપપ્રમુખ મિ. જેઠાલાલભાઈએ જણાવ્યું કે આપણે જે જે ઠરાવો કરવાના હોય તે બધા બંધુઓની સમક્ષ રજૂ કરવા એક કમિટી નીમવાની જરૂર છે. હાજર સભાસદોમાંથી સબ્જેક્ટ કમિટીના મેમ્બરોનાં નામ હું જણાવું છું, જે દરેક ભાગમાંથી જુદા જુદા પ્રકારના સહવાસવાળા બંધુઓને પસંદ કરવામાં બનતું કરવામાં આવ્યું છે. છતાં તેમાં કોઈ લાયક બંધુનું નામ રહી જતું હોય તેવાં નામો તેમાં ઉમેરવાની હું આપને વિનંતી કરું છું. છેવટે નીચેના સભાસદોને સબ્જેક્ટ્સ કમિટીમાં બેસવાને ચૂંટી કહાડવામાં આવ્યા હતા.

૧. મે પ્રમુખ સાહેબ ડી. પીતાંબરદાસ કુબેરદાસ એલ.એમ.એસ.
૨. મે. ઉપપ્રમુખ સાહેબ પ્રોફેસર જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ એમ.એ.
૩. કુમારશ્રી લાલસિંહજી રાયસિંહજી વિરમગામ.
૪. શેઠ ગોરધનદાસ મોહનલાલ વિરમગામ.
૫. શેઠ કેશવલાલ હીરાચંદ ,,
૬. દેસાઈ નારાયણદાસ જોરાભાઈ ,,
૭. રા. કેશવલાલ માધવલાલ વકીલ ,,
૮. રા. પુરુષોત્તમદાસ લલ્લુભાઈ તંત્રી ,,
૯. શેઠ પ્રાણજીવનદાસ વ્રજલાલ વિરમગામ.
૧૦. દેસાઈ અમરસિંગ દેસાઈભાઈ ,,
પ્રાંગધ્રા રાજ્યના સરકારી વકીલ

૧૧. રા. હીરાલાલ વસંતદાસ (અમદાવાદ.) ચીફ ગુડસ કલાર્ક સાબરમતી.
૧૨. રા. કાલીદાસ ગુલાબદાસ નરોડા.
૧૩. રા. પુરુષત્તમદાસ હરગોવિંદદાસ વડોદરા.
૧૪. રા. બેચરભાઈ રાયજીભાઈ ગણપતપુરા.
૧૫. રા. ધનજીભાઈ જેકણદાસ ભગત આદરજ
૧૬. રા. છગનલાલ નરોત્તમદાસ ચુંવાળના બોતેર ગામના પંચના આગેવાન. અઘાર.
૧૭. શેઠ કેશવલાલ છક્કડશી આક્ટિંગ પ્રેસિડેન્ટ. માતાજી સ્વસ્થાન કમિટી ઊંઝા અમદાવાદ.
૧૮. રા. મણિલાલ રાયજીભાઈ ભગત, ગોમતીપુર
૧૯. રા. મૂલજીભાઈ જેઠીભાઈ બી.એ. એલ.એલ.બી., ભાવનગર
૨૦. રા. જસુભાઈ મૂળાભાઈ અમીન, ગોજારીયા.
૨૧. રા. ગડબડભાઈ કાળીદાસ સાંગમાં.
૨૨. રા. પુરુષોત્તમદાસ લલ્લુભાઈ, બાવળા
૨૩. રા. જમનાદાસ રણછોડદાસ પાંચીદાસવાળા, અસારવા
૨૪. રા. છગનલાલ પીતાંબરદાસ, સરઢવ
૨૫. રા. રા. મોતીલાલ રણછોડદાસ રૂપાલ.
૨૬. રા. મહિપતલાલ ભાવસિંગજી કેળીઆવાસણા
૨૭. રા. નાથાભાઈ ધનજીદાસ, લાડોલ.
૨૮. રા. આશારામ ઈચ્છાભાઈ, સાણંદ.
૨૯. શેઠ કુબેરદાસ ખોડીદાસ, અમદાવાદ.
૩૦. રા. તુળસીદાસ ગોપાળદાસ, કાંસવા.
૩૧. દેસાઈ વજેસિંગ હરિભાઈ, વિરમગામ
૩૨. દેસાઈ કાળીદાસ હરજીવન ,,
૩૩. રા. મગનલાલ ગોવિંદલાલ એન્જિનિયર, અમદાવાદ.
૩૪. રા. છોટાલાલ બેચરદાસ કોન્ટ્રાક્ટર, સુરત.
૩૫. શેઠ કેશવલાલ જીવાભાઈ, અમદાવાદ.
૩૬. રા. કલ્યાણજી રતનજી, ભાવનગર.
૩૭. દેસાઈ લાલજીભાઈ કલ્યાણજી, પાટડી
૩૮. શેઠ ચંદુલાલ અચરતલાલ મહાદેવીઆ, અમદાવાદ.
૩૯. શેઠ સોમનાથ ભુદરદાસ - અમદાવાદ

૪૦. શેઠ કેશવલાલ રામચંદ્ર કસ્ટીઆ, અમદાવાદ
૪૧. રા. કેશવલાલ ડાહ્યાભાઈ ચુડગર, અમદાવાદ.
૪૨. રા. જીવણલાલ અમરતલાલ સેક્રેટરી

ઉપર પ્રમાણે બેતાળીસ સભ્યોની સબ્જેક્ટ કમિટી નિમાયા બાદ સમાજની વ્યવસ્થાપક કમિટીના મેમ્બર શેઠ કેશવલાલ હીરાચંદે જણાવ્યું કે સબજેક્ટ કમિટીમાં ઠરાવો પસાર થાય તે વખતે દરેક મેમ્બરને વિવેચન કરવાની છૂટ છે માટે તેમાં ભાગ લેવાની જેની મરજી હોય તેણે પધારવું.

બીજા દિવસની બેઠક બાર વાગ્યે મળશે એવું જાહેર થયા પછી પહેલા દિવસની બેઠક બરખાસ્ત થઈ હતી અને પછી સબ્જેક્ટ કમિટીએ પોતાનું કામ શરૂ કીધું હતું.

■

તા. ૨૯મી બીજો દિવસ. ઉપપ્રમુખ શ્રી જેઠાલાલે સભામાં પધારેલા એક સ્વામીજીનું ભાષણ સાંભળવાની વિનંતી કીધી હતી. સ્વામીજીએ સંપ કરી કુધારનો નાસ કરવા ઘણો જ ઉત્તમ બોધ આપ્યો હતો. તેમણે કહ્યું તમારી ઉત્પત્તિ શ્રી રામચંદ્રજી જેવા મહાત્માઓથી થયેલી છે છતાં તમારામાં હાલમાં ઘણા અનાચાર અને હલકાપણું આવી ગયું છે તેમને કહાડી નાખી સુધરવું જોઈએ તથા રાગદ્વેષ છોડી સમાનપણાની દૃષ્ટિથી કાર્યમાં જોડાવાનો આગ્રહ કર્યો હતો.

ત્યારબાદ મિ. જેઠાલાલે સુરતના આગેવાન માણસો તરફથી આવેલો કાગળ તથા પટેલ બંધુ નામનું માસિક જે સીનોર (વડોદરા રાજ્ય)માં પ્રગટ થાય છે તેના વ્યવસ્થાપકનો તાર અને સ્વદેશ હિતેચ્છુ રા. રા. નગીનદાસ સંઘવી અમદાવાદવાળાનો આ કાર્યમાં પોતે અનિવાર્ય અડચણોને લીધે ભાગ નહીં લઈ શકવાથી દિલગીરી દર્શાવી સમાજને અભિનંદન આપનારો કાગળ વાંચી સંભળાવ્યા હતા. બાદ ઠરાવો પસાર કરવાનું કામ શરૂ કરતાં પ્રમુખ સાહેબે દરખાસ્ત મૂકી કે,

ઠરાવ ૧લો - આ સમાજ ના. શહેનશાહ એડવર્ડ સપ્તમ તરફ સંપૂર્ણ ભક્તિ ભાવની લાગણી પ્રદર્શિત કરે છે અને તે નામદારનું દીર્ઘાયુષ ઇચ્છે છે. આ ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

ઠરાવ ૨જો. - આ સમાજ મર્હુમ જ્ઞાતિ ભક્ત શેઠ દ્વારકાદાસ જીભાઈ વિરમગામ તથા મિ. મણિલાલ દોલતરામ અમદાવાદના અકાળ સ્વર્ગવાસ માટે દિલગીરી પ્રદર્શિત કરે છે અને તે સર્વાનુમતે પસાર થયો હતો.



ઠરાવ ૩જો - ખેતી આપણો મુખ્ય ધંધો હોવાથી તેનું જ્ઞાન સંપાદન કરવું અને તે જ્ઞાન વધારવા ઇચ્છતા બંધુઓને સમાજ તરફથી બનતી મદદ કરવાનો આ સમાજ ઠરાવ કરે છે. તે સર્વાનુમતે પસાર થયો હતો.

ત્યારબાદ કડવા વિજયના તંત્રી મિ. પુરુષોત્તમદાસે દરખાસ્ત મૂકી કે-

ઠરાવ જથો - આ સમાજ ના. સરકાર ખેતીવાડીના ઉત્કર્ષ માટે જે ખંત ધરાવે છે તે માટે તેમનો આભાર માની નીચે પ્રમાણે માગણીઓ કરે છે.

૧. ના. સરકારે ખાસ મહેરબાની કરી પ્રાથમિક શાળાઓમાં ખેતીવાડીનું શિક્ષણ આપવાની બનતી ત્વરાએ કોશિશ કરવી અને ગ્રાન્ટ-ઇન-એઈડ કોડમાં જેવી રીતે કસરત ડીલ તથા ડ્રોઈંગ એ વિષયો ફરજિયાત દાખલ કીધા છે તેમ ખેતીવાડીનો વિષય દાખલ કરવો.

૨. દરેક તાલુકાઓમાં ખેતીવાડીનું દાર્શનિક જ્ઞાન આપવા માટે પ્રાયોગિક ખેતરો સ્થાપવા.

૩. માજી સર્વે કરતાં રિવિઝન સર્વેમાં જે દર વધાર્યો છે તેની સંવત ૧૯૫૬ના દુષ્કાળ પછીથી તે હાલ સુધીના સરકાર સોએ સો ટકા છૂટ આપે છે પણ તે છૂટની મુદત આવતા વર્ષથી પૂરી થાય છે તે ના. સરકારે જૂથને માટે આપવા કૃપા કરવી.

૪. પૂના ખેતીવાડીની કૉલજ જેવી ગુજરાતના ખેડૂતોના લાભ માટે ગુજરાતમાં યોગ્ય સ્થળે એક કૉલેજ સ્થાપવી.

૫. કૃષિશાસ્ત્રના નિયમ પ્રમાણે જમીનનો કસ ઘટી ન જાય તે માટે વર્ષે બે વર્ષે જમીન પડતર રાખવી જોઈએ તે પ્રમાણે હાલ થતું નથી, કારણ કે પડતર જમીન ઉપર પણ સરકાર ધારો લેવાય છે માટે જે વર્ષમાં જમીન પડતર રાખવામાં આવી હોય તે વર્ષમાં ના. સરકારે ધારો માફ કરવો.

૬. હિન્દની ખેતીવાડીમાં બળદો એ મુખ્ય સાધન છે તેની સંખ્યા દિનપ્રતિદિન ઘટતી જાય છે તથા બળહીન થતી જાય છે તેથી બળદો તથા ઢોરોની ઓલાદ સુધરે અને તેમની સંખ્યામાં વધારો થાય તેવી ના. સરકારે યોજના કરવા મહેરબાની કરવી.

૭. વરસાદના અનિયમિતપણાથી તથા નહીં પડવાથી ખેતીને પુષ્કળ નુકસાન જતું અટકાવવા પાણી પૂરું પાડવાની યોજના કરવી.

આ ઠરાવ રજૂ કરતાં એક અસરકારક ગાયન ગાયા પછી લંબાણથી નીચેની મતલબનું વિવેચન કર્યું હતું. આવી અગત્યના ઠરાવની દરખાસ્ત આપ સઘળાની સમક્ષ આજે રજૂ કરવાની મને જે તક આપવામાં આવી છે તેને માટે આપ સઘળાનો ઉપકાર માનું છું. આપણી જ્ઞાતિનો ૭૦ થી ૭૫ ટકા જેટલો ભાગ ખેતીવાડી ઉપર આધાર રાખે છે. તેની ઉન્નતિ માટે સતત પ્રયત્ન કરવો આવશ્યક છે. ખેતીવાડી,

રાજાપ્રજા બેઉને આધાર રૂપ છે તે વિશે અનેક તરેહના પોકારો પાર્લામેન્ટમાં થયા છે તેમજ આપણે આ ઠરાવ અત્રે રજૂ કરી ના. સરકાર તરફ મોકલી આપીશું તો આપણે તેનો લાભ મેળવી શકીશું તેમાં કાંઈ શંકા નથી. અમેરિકા જેવા દેશની ધનાઢ્ય સ્થિતિ ખેતીને લઈને થયેલી છે અને આપણા દેશમાં તેજ ધોરણે ખેતીનું કામ હાથ ધરવામાં આવે તો કહી શકાય કે આખી પૃથ્વીમાં એક વખતે જે દેશ ઉજ્જવળ કીર્તિ સંપાદાન કરી રહ્યો હતો તે દેશ તેવી જ સ્થિતિને પાત્ર છે. આપણા ખેડૂતો કેવા પાયમાલ અને ગરીબ થઈ ગયા છે તે અત્રે લંબાણથી કહી આપણા અમૂલ્ય વખતનો વધારે ભોગ આપવાની જરૂર નથી. કારણ કે તે વાત સર્વમાન્ય થઈ ગઈ છે. કેટલાક ખેડૂતો એવું કહે છે કે ખેતીમાં વિદ્યાની જરૂર નથી પણ તે શીખવાનું એક મોટું શાસ્ત્ર છે અને તેનો અભ્યાસ કરી આખા દેશ ઉપર કીર્તિ ફેલાવનાર અમેરિકાની પ્રજા પ્રખ્યાત છે. આપણા ખેડૂતો એક-બે ચોપડી શીખી ઊઠી જાય છે એ ઘણું જ દિલગીરી ભરેલું છે, અને તેથી વ્યવહારિક કામોમાં તેઓ હંમેશાં પછાત રહે છે. ખેતીવાડીની કૉલેજમાં દાખલ થવાની લાયકાત ઓછામાં ઓછી મેટ્રિક પછી પી.ઈ.ની પરીક્ષા પાસ કર્યા બાદ થાય છે. આટલું ભણતા લગભગ બે હજાર રૂપિયા ખર્ચ થાય છે. આપણા ગરીબ બંધુઓ આ પ્રમાણે પૈસાનો ભોગ આપી તેનો લાભ લઈ શકે તેવી સ્થિતિમાં નહીં હોવાથી, બોર્ડિંગ દ્વારા એ પૈસાની મદદ કરવાની જરૂર છે. આપણા ખેડૂત પૈકીના ૭૦ ટકા જેટલા દેવાદાર હોય છે તેનું કારણ આપણી પછાત સ્થિતિ છે અને તે માટે ના. સરકાર આપણા ઠરાવ ઉપર લક્ષ આપી મદદ કરશે એવી આશા રાખું છું. (તાળીઓ)

આ ઠરાવને ટેકો આપતાં રાંદેરવાળા રા. પુરુષોત્તમ ફકીરભાઈએ જણાવ્યું કે મારા મિત્ર મિ. પુરુષોત્તમદાસે આપણને આ ઠરાવ સારી રીતે સમજાવ્યો છે. આપણી જ્ઞાતિ ડૂબી ગયેલી છે. તેને તારવા આપણે પોતે જ પ્રયત્ન કરવા અત્રે એકઠા થયા છીએ, માટે આપ સર્વેને મારા સુધારક ધુરંધર બંધુઓ એવું નામ આપવું જોઈએ કે જે નામ મહારાજા વિક્રમે મેળવ્યું હતું. (તાળીઓ) આંગળીના વેઢા ઉપર પુરાં નહીં થાય તેટલાં વર્ષો દરમ્યાન આપણે આવી રીતે પ્રયત્ન કરીશું તો આપણી જ્ઞાતિને ઊંચ સ્થિતિ પર લાવી શકીશું. ના. સરકારના રાજ્યથી આપણને અનેક ફાયદાઓ થયા છે અને મુસલમાની રાજ્યના જુલમને લીધે આપણામાં અનેક તરેહના કુધારાઓ પેસી ગયા છે. આપણી સરકાર પણ પરદેશી છે તો પણ આપણને તેવા પ્રકારની કાંઈ અડચણો નથી તે માટે ના. સરકારનો ઉપકાર માનવાની જરૂર છે. આ ઠરાવનું સારી રીતે પ્રતિપાદન થઈ ગયું છે છતાં મને મારા ઉદ્દગારો કહાડવા દીધા તે માટે આપનો ઉપકાર માની આ ઠરાવને અંતઃકરણથી ટેકો આપું છું.

ત્યારબાદ અમદાવાદ જિલ્લાની જનાવરોની હોસ્પિટલના સરકારી ડોક્ટર રા. જગન્નાથભાઈએ જણાવ્યું કે મિ. પુરુષોત્તમભાઈએ રજૂ કરેલા ઠરાવના પેટા ભાગ છઠ્ઠાને અવલંબી વિવેચન કરવાની આપ સમક્ષ રજા માગું છું. આ ઠરાવ ઢોરોની ઓલાદ સુધારવા વિષેનો છે. આપણા ગુજરાતના લોકો પ્રમાણમાં ૯૦ ટકા ભેંસો અને ૧૦ ટકા જેટલી ગાયો રાખે છે કારણ કે તેથી દૂધ વગૈરેમાં તાત્કાલિક ફાયદો પડે છે. પણ તેને બદલે ગાયો રાખવામાં આવે તો મોટા પ્રમાણમાં લાંબા વખતે પણ ફાયદો થાય. આપણા ભાગમાં તાપને લીધે પાડા જેવા જનાવરો શ્રમ કરતાં જલદી થાકી જાય છે અને જે ભાગમાં પાડાથી ખેતી વગેરેનું કામ કરવામાં આવે છે ત્યાંની હવા આપણા કરતાં ઠંડી છે અને તેમને અનુકૂળ હોય છે, ભેંસો કરતાં ગાયો રાખવાની ઘણી જ જરૂર છે. અત્રે પધારેલા બન્ધુઓ પૈકી ૯/૧૦ જેટલો ભાગ ખેડૂત વર્ગનો એકઠો થયો છે તેમણે જનાવરોની જે ઓલાદ ખેતીના કામમાં ઉપયોગી હોય તેવી પ્રજા ઉછેરવી જોઈએ. મનુષ્ય વર્ગમાં જેમ પ્રજોત્પત્તિનો આધાર માબાપ ઉપર છે તેજ પ્રમાણે જનાવરોમાં પણ છે. તલબદી ગાય અને કાંકરેચી આખલાથી ઉત્પન્ન થયેલી પ્રજા ઘણે ભાગે સારી જ થાય છે. ઓલાદ ઉત્પન્ન કરનારાં જનાવરો જુવાન જોઈએ. ગાય ઘરડી હોય તો પણ આંખલો તો મજબૂત અને જુવાન હોવો જ જોઈએ. (તાળીઓ)

કેળીઆ વાસણાવાળા રા. મહિપતલાલ ભાવસિંહજી અને સાણંદવાળા રા. આશારામ ઇચ્છાભાઈએ આ ઠરાવને વિશેષ અનુમોદનો આપ્યા હતા જે સર્વાનુમતે પસાર થયો હતો.

ઠરાવ ૫મો. વિરમગામવાળા ધ્રાંગધ્રા સ્ટેટના વકીલ મિ. અમરસિંગ દેસાઈ ભાઈએ આ ઠરાવ રજૂ કર્યો હતો. આપણી જ્ઞાતિનો મોટો ભાગ અજ્ઞાન હોવાથી આ સમાજ ઉપદેશકોની અનિવાર્ય આવશ્યક્તા જુએ છે તેથી ''કડવા વિજય'' માસિક તરફથી ઉઘાડવામાં આવેલા ઉપદેશક ફંડને પોતાને હસ્તક લેવા અને તેમાં વધારો કરવાનો આ સમાજ ઠરાવ કરે છે.

ઉપરનો ઠરાવ રજૂ કરતાં પોતે જણાવ્યું કે મને આ પ્રસંગે સર્વે બંધુઓને એકઠા થયેલા જોઈ પુષ્કળ આનંદ થાય છે અને તે એટલો બધો છે કે મારા બોલવામાં તેથી થોડી ભૂલો થઈ જાય તો તેને માટે આપની માફી માગું છું. ઉપદેશ થકી પુસ્તકો કરતાં ઘણી સારી અસર થઈ શકે છે કારણ કે તે વખતે ઉત્પન્ન થતી શંકાઓનું સમાધાન કરી શકાય છે. આપણા લોકોની જિંદગીના દિવસોમાં કામ કરવાના કલાકો ઘણા જ થોડા હોય છે અને બાકીનો વખત ગપ્પાં મારવામાં તેમજ લોકોની નીંદા કરવામાં ગાળવામાં આવે છે એ ઓછી દિલગીરીની વાત નથી. ઉપદેશની કેટલી

બધી જરૂર છે તેનો એક દાખલો આપણે ભાદ્રપદ માસમાં પારાયણ સાંભળીએ છીએ તેનો લઈએ તો કહી શકાશે કે આવી તરેહના નિયમિત ઉપદેશો વડે જ આપણો હિંદુ ધર્મ આજ સુધી સચવાઈ રહ્યો છે, બીજી આવા સમારંભો અને મંડળોમાં વ્યાખ્યાનો દ્વારા એ ઉપદેશ આપવામાં આવે છે અને તેમાં પણ વિષયો સમજાવી હિત સાધી શકાય તેવે રસ્તે દોરનાર ઉપદેશકો જ લખી શકાય. શ્રવણ કરેલું વધારે વખત ટકી રહેતું નથી માટે ઉપદેશકો રાખવાની ઘણી જરૂર છે. લડાઈના મેદાનમાં પ્રાણ જેવી કિંમતી વસ્તુને પણ ત્યાગી દેવાની દરકાર કરવામાં આવતી નથી તે બારોટો જેવાઓના ઉપદેશોને જ આભારી છે. (તાળીઓ). ઉપદેશ એવી ચમત્કારી વસ્તુ છે કે જે વડે જંગલી વસ્તીઓ પણ ઊંચી સ્થિતિ પર આવી ગઈ છે. આ બાબતમાં મિ. પુરુસોત્તમદાસ તંત્રી તથા પ્રમુખ સાહેબોએ ઘણું સારું વિવેચન કર્યું છે. ઉપદેશની મોટી ખામીને જ લીધે આપણે કંગાલ થઈ ગયા છીએ. ઉમિયા માતાના મેળામાં આપણા ઘણા બંધુઓ જુદા જુદા હેતુઓ સાધવા માટે એકઠા થયા હતા. તેમાંના મોટા ભાગના પગમાં પગરખાં નહોતાં. રસોડું કરવા વાસણો પણ નહોતાં, વગેરે આવી પ્રકારનો ચિતાર આપવાને હું દિલગીર છું પણ તેવી ફરજ મારા માથે આવી પડી છે જેથી મારે કહેવું પડે છે કે તેઓ રાત્રે કાંઈ પણ પાથર્યા સિવાય અર્ધ ભૂખ્યાં અને થાંકેલાંપાકેલાં ભોંય પર પડી રહ્યાં હતા. જાત્રા જેવાં નિમિત્તોમાં પણ આપણા બંધુઓ પૈસા વિના કેટલા અસક્ત છે તેનો ચિતાર તે વખતે આબેહૂબ ખડો થતો હતો. ચૌદ લાખ દીકરા વાળી માતાની તિજોરીમાં શું છે તે તો તપાસો? પંદર હજાર માણસો પગે લાગીને તેમાં શું આપી ગયા તે તપાસતાં જણાય છે કે આપણી પાસે કાંઈ નથી. આપણી પરોણા ચાકરી કરનારા આપણે જેના ઘરે મીજમાન તરીકે ગયાં હોઈએ તેઓ આપણી સારવાર કરે છે તેની અંદર સ્થિતિ તપાસવાની ઘણી જરૂર છે. આ બે બાબતોની આપણી સ્થિતિ સાથે જો અન્ય જ્ઞાતિઓને સરખાવીએ તો તેઓ આપણા કરતાં સુખી હોય છે. કારણ કે તેઓના પુરુષાર્થમાં પણ ફેર હોય છે. તેઓના અને આપણા પુરુષાર્થોના મુકાબલા કરવાની જરૂર છે. બાહ્યાચારવાળા નાહવાધોવાના કાર્યમાં ધર્મ નથી. પરંતુ અંતઃકરણથી તેની શુદ્ધિ કરવી જોઈએ અને જ્ઞાતિના માટે કાંઈ કરવું તે આપણા પોતાના જ માટે કરવાનું છે. એક જ રસોડે જમનાર એક જ માતાના ઉદરમાં પેદા થયેલા આપણે જ્ઞાતિના રૂપમાં જુદા જુદા બન્યા છીએ. (તાળીઓ) અને જ્ઞાતિ શબ્દનો અર્થ એજ થાય છે કે એક જ માબાપથી ઉત્પન્ન થયેલી પ્રજા (તાળીઓ) મારી આવી વિનંતી છે કે ઉપદેશકોનો પ્રયોગ એક વર્ષ કરી જોવો અને તેમાં વધારે ખર્ચ થઈ જશે નહીં. હવે આપણા ઉદયની પ્રભાત થઈ છે અને આપણો ઉદય થયો છે એવું માનવાનું આ ઉપરથી કારણ મળે છે.

આપણા આ વખતને ઓળખીને કાર્ય લેવું જોઈએ કે જે કાળ આપણને અનુકૂળ થયો છે, તેને મદદરૂપ થાઓ એટલે શ્રવણ કરેલું આચારમાં મુકો. આપણામાં ભાઈચારો રાખવો ઘણો જ અગત્યનો છે. એક બીજા જ્ઞાતિબંધુને મદદ કરવી એવો મહામંત્ર દરરોજ પથારીમાંથી ઊઠતી વખતે બોલવાની ટેવ રાખવી જોઈએ. ભાઈઓ! ઘણા વખતથી ઉપદેશક ફંડ ખોલવામાં આવ્યું છે છતાં તેમાં માત્ર ૧૨૩ રૂપિયા જ આવ્યા છે એ કેટલી દિલગીરીની વાત છે વગેરે બાબતો જણાવી ઘણું જ અસરકારક વર્ણન કર્યું હતું. આ ઠરાવને અમદાવાદવાળા શેઠ ચંદુલાલ અચરતલાલે ટેકો આપતાં જણાવ્યું કે રા. અમરસિંગભાઈએ જે કહ્યું તે ઘણું જ યોગ્ય છે અને તે પ્રમાણે વર્તશો એવી મારી વિનંતી છે. બાવળાવાળા પા. પુરુષોત્તમ લલ્લુભાઈએ જણાવ્યું કે આપણા બંધુઓ એટલા બધા ભોળા અને અજ્ઞાન છે કે પોતાના જય બોલનારા ભાટ ભવાયાઓને પોતાનાં અંગરખાં પણ આપવા ચૂકતા નથી અને પોતાને બાપા કહેવડાવા માટે ઉઘાડા ડીલે ભિખારીની માફક ઘેર જવાની શરમ ધરતા નથી. માબાપો પોતાનાં છોકરાંઓને કોઈ મીજમાન આવે તેને હોકો ભરી આપવાના બહાને તેઓને હોકો પીતાં શીખવે છે. હોકા અને બીડીથી પુષ્કળ નુકસાન છે અને તે વિષે એક વખતે મેં કેટલાક બંધુઓને સમજાવ્યું હતું જે મહિના વીસ પૈકી ઓગણીસ માણસોએ તે નહીં પીવાની પ્રતિજ્ઞા કરી છે. વ્યસનોથી દૂર કરવા માટે પણ ઉપદેશની જરૂર છે. કેટલાક માણસોને ઘરબાર વેચી મરણ પાછળના જમાણવારો કરજ કરીને કરાવવા માટે ઉશ્કેરવામાં આવે છે, શ્રીમંત માણસોને ગરીબોની સ્થિતિ વિશે ભાગ્યે જ ખ્યાલ આવે છે. આ બધી બાબતો સમજાવી આચારમાં મુકાવાની જરૂર છે અને તે સારું ફંડ એકઠું કરી ઉપદેશકો રાખવા જોઈએ જેથી આપણી સ્થિતિ સુધરશે. પોતાનું પેટ ભરી બીજાઓની દરકાર નહીં રાખનાર બંધુઓને પશુઓની ઉપમા આપવી જોઈએ વગેરે (તાળીઓ).

આ ઠરાવને મિ. પુરુષોત્તમદાસ તંત્રીએ અનુમોદન આપતા જણાવ્યું કે ઉપદેશની બાબત વિદ્વાનોએ માથે લેવી જોઈએ અને તેઓને દરેક પ્રકારની મદદ શ્રીમંતો તરફથી મળવી જોઈએ. અત્રેની કડવા પાટીદાર હિતવર્ધક મંડળ તરફથી માગણી કરું છું અને આશા રાખું છું કે બહારગામ ઉપદેશ તરીકે કાર્ય કરી સર્વથી વધારે સર્ટીફિકેટો મેળવનાર છત્રાલના રહીશ. રા. ગંગારામ જેઠીદાસને તે આપવાનો અમારા મંડળે ઠરાવ કર્યો છે તે પ્રમુખ સાહેબ પોતાને હસ્તે આપવાનું સ્વીકારશે. (તાળીઓ) પોતાના ખર્ચે બહારગામ ભાષણો આપી વખતનો ભોગ આપનાર તરીકે તેઓએ ઘણી સારી સેવા બજાવી છે અને તે ચાંદ સ્વીકારવાની હું તેમને પણ વિનંતી કરું છું, અને આશા રાખું છું કે આવા પ્રકારની સેવા બજાવવાની આપણા બંધુઓ પહેલ કરશે. હું પોતે મારા ખર્ચે ૨૦ ગામોમાં બોધ આપી સમાજની આવતા વર્ષની

બેઠક વખતે તે તે ગામોનાં સર્ટિફિકેટો રજૂ કરવાની પ્રતિજ્ઞા કરું છું. (તાળીઓ) રા. જેઠાલાલભાઈએ ત્યારબાદ રા. ગંગારામભાઈને તે ચાંદ એનાયત કરવાની ક્રિયા કરતાં જણાવ્યું કે આ ચાંદ મારા હસ્તે આપને આપવાની સમાજ તરફથી મને ભલામણ કરવામાં આવે છે (તાળીઓ) મને જણાવતાં ઘણી જ ખુશી ઊપજે છે કે આવા પ્રકારની પહેલ કરનાર તરીકે તમારું મુબારક નામ હમેશને માટે સચવાઈ રહેશે.(તાળીઓ) અને આવા પ્રકારના ચાંદો મેળવવા તમારા જેવા જ્ઞાતિ ભક્તો તરફથી પ્રયત્ન કરવામાં આવશે. (તાળીઓ).

રા. ગંગારામે તેના પ્રત્યુત્તરમાં જણાવ્યું કે આજે જ્ઞાતિ સેવાની કદર પિછાતી મારા પ્રત્યે નહીં ભૂલી જવાય તેવી જે એનાયત કરવામાં આવે છે તેને માટે આપ સર્વેનો હું ઉપકાર માનું છું. (તાળીઓ) મેં મારી ફરજ બજાવવા ઉપરાંત વધારે કર્યું નથી, અને ભવિષ્યમાં પણ તેવી ફરજ બજાવવા માહારાથી બનતો પ્રયત્ન કરીશ (તાળીઓ.)

ત્યારબાદ ભાવનગરમાં રા. માધવજી દયાળજીભાઈએ જણાવ્યું કે ત્રણ માસ સુધી કાઠિયાવાડમાં મારા પોતાના ખરચે ફરી ઉપદેશક તરીકે જ્ઞાતિસેવા બજાવીશ. (તાળીઓ). બાદ ઉપદેશક ફંડને માટે સભાસદો તરફથી પૈસા મંડાવાની માગણી થતા તેઓનાં નામ લખી લેવાના કાર્યમાં રોકાયા હતા, જે વખતે મેળાવડો આરામ લેવાને માટે થોડો વખત બરખાસ્ત કરવામાં આવ્યો હતો. અડધા કલાક પછી સભાસદોએ ફરી બેઠકો લીધી હતી તે વખતે ઉપરનો ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

**ઠરાવ ૬ઠો** - ચુંવાળના બોતેર ગામોના પંચના આગેવાન પા. છગનલાલ નરોતમદાસે આ ઠરાવ રજૂ કર્યો હતો.

આ સમાજ જ્યાં જ્યાં કન્યા વિક્રય થતો હોય ત્યાં તેનો અટકાવ કરવાની દરેક ઠરાવ રજૂ કર્યો હતો.

તેમણે કહ્યું કે ન્યાત ગંગાનો પ્રવાહ છે એમ કેટલિક જમણવાર પ્રસંગોએ કહેવામાં આવે છે, તેમ આ પણ ગંગાનો પ્રવાહ છે. આપણે આપણું કલ્યાણ થાય એવા રસ્તા લેવાનો વિચાર કરવાને એકઠા થયા છીએ તેથી જમણવારમાં એકઠા થયેલા જ્ઞાતિ મેળા કરતાં આ મેળાવડો ઘણો લાભપ્રદ છે. દીકરીનો પૈસો લઈ દીકરાના ઘરમાં આપવો અગર પોતે ખાવો તે અધમતા છે. શાસ્ત્રની રીતે પણ ત્યાજ્ય છે. કન્યા વિક્રય કરનારનું કોઈ દિન સારું થતું નથી. તે આપણને નીચું જોવડાવનારુ છે. માટે તેનો અટકાવ કરવા મારી આ દરખાસ્તને આપ સર્વે પસાર કરશો એવી હું આશા રાખું છું (તાળીઓ).



આ ઠરાવને સાણંદના પા. આશારામ ઇચ્છાભાઈ અને બાવળાના પા. પુરુષોત્તમ

લલ્લુભાઈએ અનુમોદન આપ્યા હતા અને તે ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

**ઠરાવ ૭મો** - ઉપપ્રમુખ શ્રી જેઠાલાલ ચીમનલાલે જણાવ્યું કે મને ભલામણ કરવામાં આવી છે તે પ્રમાણે હું આ ઠરાવ રજૂ કરું છું.

આ સમાજ ઠરાવ કરે છે કે આપણા જ્ઞાતિબંધુઓએ ગાયોનું પાલન કરવું (તાળીઓ).

તે સંબંધે વિવેચન કરતાં જણાવ્યું કે ગાયોનું પાલન કરવામાં ધર્મ અને અર્થ બેઉ કામ સાધી શકાય છે. તમે ગાયોનું પાલન કરશો તો દર વર્ષે તમે સારી સંખ્યામાં બળદો મેળવી શકશો, જેની તમને તમારી ખેતીમાં ઘણી જ જરૂર છે અને તે તમારે હાલ વેચાણ લાવવા પડે છે.

આ ઠરાવને બાવળના મુખી પા. કેવળદાસ દેસાઈભાઈ, આદ્રજના પા. ધનશા જેકણદાસ ભગત, અમદાવાદના શેઠ બેચરદાસ લશ્કરીના પૌત્રોના માસ્તર. રા. રા. ડાહ્યાભાઈ બાળકરન બી.એ. તથા રાંદેરવાળા પા. પુરુષોત્તમદાસ ફકીરભાઈએ અનુમોદન આપ્યાં હતાં અને તે ઠરાવ સર્વાનુમતે પાસ થયો હતો.

ઠરાવ ૮મો. સાબરમતીના ચીફ ગુડસ ક્લાર્ક રા. હીરાલાલ વસંતદાસે નીચેનો ઠરાવ રજૂ કીધો હતો.

આ સમાજ ઠરાવ કરે છે કે કન્યા કરતાં વરની ઉંમરમાં સગપણ કરતી વખતે ઓછામાં ઓછાં ચાર વર્ષનો વધારો રાખવો (તાળીઓ).

તત્સંબંધે વિવેચન કરતાં જણાવ્યું કે શાસ્ત્રમાં કહ્યું છે કે ૨૫ વર્ષના પુરુષે ૧૬ વર્ષની કન્યા સાથે ગૃહસંસાર માંડ્યો. બીજા શબ્દોમાં કહી શકાય કે કન્યા કરતાં વર ૯ વર્ષે મોટો હોવો જોઈએ. પણ આવો તફાવત રાખવાની કાળજી આપણે બિલકુલ રાખતી જ નથી એટલું જ નહીં પણ કેટલીક વખત વર કરતાં કન્યાની ઉંમર મોટી હોય છે. તેના પરિણામે કન્યા ઉંમરલાયક થતાં છોકરો - વર ભોંયમાં પેસતો જાય છે. કન્યાને ૧૨-૧૩ વર્ષે ઋતુ પ્રાપ્ત થાય છે ત્યારે ૧૮ વર્ષ પછી છોકરો પુરુષના રૂપમાં આવતો જણાય છે. સરકારના કાયદામાં ૧૮ વર્ષનો છોકરો સગીર ગણાય છે. જ્યારે ૧૨ વર્ષની કન્યા સાથે વિહાર કરનાર પોતાનો પતિ હોય તોપણ તેને ગુનેગાર ગણવામાં આવે છે. માટે નવ વર્ષનો તફાવત હાલના વખતને અનુકૂળ ના જણાય તો પણ ૪ વર્ષનો તફાવત રાખવાની તો ખાસ જરૂર છે. માટે ઉપરની દરખાસ્તને આપ સર્વે ઠરાવના રૂપમાં પાસ કરવાની જરૂર સ્વીકારશો એવી હું આશા રાખું છું (તાળીઓ).



આ ઠરાવને સુરતવાળા રા. મોહનલાલ ત્રિભોવનદાસે ટેકો આપી ઘણું અસરકારક વિવેચન કીધું હતું જેથી તે ઠરાવ સર્વાનુમતે પાસ થયો હતો.

**ઠરાવ ૯મો** - ઉપપ્રમુખ મિ. જેઠાલાલે આ ઠરાવ રજૂ કર્યો હતો.

આ સમાજ ઠરાવ કરે છે કે કોઈ પણ જ્ઞાતિબંધુએ કરજ કરીને જમણવાર કરવું નહીં અને મરણ પાછળનાં જમણો આધુનિક સ્થિતિ અને શાસ્ત્ર વિરુદ્ધ હોવાથી, તે પ્રતિ તિરસ્કારની લાગણી પ્રદર્શિત કરી તેને બંધ કરવાની આ સમાજ ભલામણ કરે છે (તાળીઓ).

તે વિષે વિવેચન કરતાં જણાવ્યું કે આપણે એટલા બધા અજ્ઞાન છીએ કે ખોટી હું પદ અને મમત્વને લીધે વરાઓ કરીએ છીએ. કોઈ માણસને ત્યાં મરણ થયું તેને દિલાસો આપવાને બદલે તેને ઉશ્કેરી કરજ કરાવી, પ્રેત ભોજનો પાછળ પૈસા ઉડાવી દેવાની સલાહ આપવામાં આવે છે. આગળ જ્યારે આપણી પાસે પુષ્કળ સંપત્તિ હતી ત્યારે મરણ પ્રસંગે બહારગામથી દિલાસો આપવા આવનારાઓને જમાડવાની જરૂર જણાઈ હશે તે રિવાજને લંબાવીને આવાં પ્રેત ભોજનો કરવાનો રિવાજ પેસી ગયેલો જણાય છે. શાસ્ત્રકારો કહે છે કે મરણ પાછળનાં જમણો શાસ્ત્ર વિરુદ્ધ છે. આ રિવાજને અટકાવ્યા સિવાય આપણી ઉન્નતી થઈ શકવાની નથી. કેટલાક લોકોને મહેણાં, ટોણાંના ડરથી, યા પોતાના ઘરમાં અણસમજુ સ્ત્રીના કકળાટના લીધે આવાં જમણવારો કરવાની ફરજ પડે છે. તે વિષે વિચાર કરવો ઘટે છે. તેવા નકામા ડરથી ભય ધરવાની જરૂર નથી. કેટલાક લોકો આ સુધારાના બણગાં ફૂંકે છે પણ પોતાને ત્યાં તેવું - બોલે છે તેવું કરી શકતા નથી. પોતે દાખલો બેસાડવાને આગળ પગલું ભરી કે. તેજ ખરા સુધારક છે. જેની પાસે પૈસા હોય તે જમણ કરે તેની કાંઈ ઝાઝી હરકત નથી. પણ વિના પૈસે કરજ કરી જમણ કરવાથી પાયમાલીના રસ્તે મુકાય છે. જ્ઞાતિને જમાડવાથી પુણ્ય માનનારાઓને એવા ઘણા શુભપ્રસંગો મળી આવે છે તે વખતે જમાડવાનું ધોરણ દાખલ કરવું. તેમાં પણ હદ ઉપરાંત ખર્ચ થઈ જાય નહીં તેની કાળજી રાખવાની જરૂર છે.

આ ઠરાવને અમદાવાદના મિ. છબીલદાસ જેકિશનદાસે ટેકો આપતાં જણાવ્યું કે આ રિવાજનો નાશ કરવાની ઘણી જરૂર છે.

આ વખતે પાદરા, ગણપતપુરા વગેરે ગામોના લોકોએ આવાં પ્રેતભોજનો નહીં કરવાના સોગંદ લીધા હતા.

છત્રાલના પા. ગંગારામ જેઠીદાસે જમણવારથી થતી ખરાબીનું આબેહૂબ ચિતાર આપ્યું હતું. ખરી બનેલી હકીકતને કવિતામાં ગોઠવીને તેણે ગાઈ બતાવી હતી. જેથી શ્રોતાજનો ઉપર એટલી અસર થઈ હતી કે જ્ઞાતિવાસ બંધ કરવાના શબ્દે તાળીઓથી વધાવી લેવામાં આવતા.



વીરા આપવીતી વાત જાણીએરે, કરી સુધારોને સુખ માણીએરે;

તજો જ્ઞાતિવરા કેરુ દુઃખ પાટીદાર ખરચની વિનતિ સાંભળોરે.
એકવાત કહુ શુણજો વીરારે, તમે સમજી લેજો મનમાં ધીરારે.
કહું જ્ઞાતિવરાનો રિવાજ, પાટીદાર ખરચની વિનતિ સાંભળોરે.
એક વૃદ્ધ વડીલ સાઠ વરસનારે, તેમને ખરચની ઝાઝેરી તરશનારે;
મરતી વખતે વિચાર્યું મન, પાટીદાર ખરરચની વિનતિ સાંભળો રે.
પાસે બોલાવી પોતાની નારનેરે, મારું કારજ કરજો સારનેરે;
આપણે છીણે ઈજતદાર, પાટીદાર ખરચની વિનતિ સાંભળોરે.
પછી ડોસા મરણને શરણ થયા રે, તેમને પાલખીમાં બાંધીને લઈ ગયારે,
કીધી દહન ક્રિયા શમશાન, પાટીદાર ખરચની વિનતિ સાંભળોરે.
સૌકો નાહીધોઈને ઘેર આવીઆરે, બેઠા ઘરમાંને વીચાર લાવીઆરે;
પણ ગરીબ દશાનું દરબાર, પાટીદાર ખરચની વિનતિ સાંભળોરે,
દીન બીજે ડોસાની ટાઢી વાળળનેરે, ઘરમાં દીકરા મોટા ભાળીનેરે;
તેના કુટુંબી કરતા વિચાર, પાટીદાર ખરચની વિનતિ સાંભળોરે,
એક ડોશીને બે દીકરા રળેરે, આવો અવસર ફરીને નહી મેરે;
પછી થવાનું હોય તે થાય, પાટીદાર ખરચની વિનતિ સાંભળોરે.
એક લોળિયું કાંટો વેચી આવીઆરે, તેની અફીણ તમાકુ લાવીઆરે;
બેઠું રાવણું કરવા વિચાર, પાટીદાર ખરચની વિનતિ સાંભળોરે.
આપણે ખરચ તે કરવું ડાસા તણું રે, તેથી નોતરવું છે કુટુંબ ઘણું રે;
માટે મીઠીઓ લખો દસબાર, પાટીદાર ખરચની વિનતિ સાંભળોરે,
પ્રથમ મીઠી લખી વેવાઈશાળનેરે, પછી છોકરાંના માસા મોસાળનેરે;
લુગડાં ઉતારીને વાંચજો આવાર, પાટીદાર ખરચની વિનતિ સાંભળોરે.
બેન દીકરી ભાણેજ ફોઈ ચારનેરે, બીજા સગા વહાલાં દસબારનેરે;
આવજો સાતમને સોમવાર, પાટીદાર ખરચની વિનતિ સાંભળોરે.
હવે ઘરમાંતો દામ એકે નતીરે, પણ સારૂ ખરચ કરવું સરવથીરે;
નહીં તો ઈજત આબરૂ જાય, પાટીદાર ખરચની વિનતિ સાંભળોરે;
એક ખેતર હતું તેં વેચીયુંરે, એક ધરતે ધરાણે મેલીયુરે;
પણ આટલેથી પૂરું ન થાય, પાટીદાર ખરચની વિનતિ સાંભળોરે.
એક ઉકરડો લખી આપીઓરે, એક પુત્ર સાથી (નોકર) કરી થાપીઓરે;
કર્યા પાંચ વરશે રૂપિયા પચાસ, પાટીદાર ખરચની વિનતિ સાંભળોરે.
તેના ઘી ગોળ ઘઉં લાવીઆરે, પછી આપ કુટુંબી તેવાડીઆરે;
વીસ હવે શું જોઈશે આજ, પાટીદાર ખરચની વવનતી સાંભળોરે.

હવે મરચું મીઠુંને હળદર લાવજોરે, પછી રસોઈ કરવા તેડાવજોરે;
હવે તેનો શો કરવો વિચાર, પાટીદાર ખરચની વીનત સાંભળોરે.
એક હાંસડી તે વેચી, આવીઆરે, તેના સર્વે મશાલા લાવીઆરે;
પણ દાળ ચોખાનો ઉચાટ, પાટીદાર ખરચની વિનતિ સાંભળોરે.
એક બળદ તે વેચ્યો બત્રીસમાંરે, દાળ ચોખા તો લાવ્યા છત્રીસનાંરે;
તોયે રૂપિયા તો ખૂટ્યા ચાર, પાટીદાર ખરચની વિનતિ સાંભળોરે.
કર્યો શીરો તે સૌ કોઈ ખાઈ ગયાં રે, સારું ખરચ કર્યું જશ દેઈ ગયાંરે;
હવે સજ્યાનો કહુ મહમાય, પાટીદાર ખરચની વિનતિ સાંભળોરે.
એક ભેંસ વેચીને ગાય લીધીરે, તેતો સજ્યામાં બ્રાહ્મણને દીધીરે;
આપ્યાં સારાં વસ્ત્ર કેરાં દાન, પાટીદાર ખરચની વિનતિ સાંભળોરે.
થાળીવાડકો ને ગોદડાં સૌ આપીઆરે, એક ખાટલાની અંદર નાંખીઆરે;
કાપ્યું બ્રાહ્મણ કેરું દુઃખ, પાટીદાર ખરચની વિનતિ સાંભળોરે.
સર્વ સગાં જમીને ચાલ્યાં ગયાંરે, પેલાં ડોશી તો પાયમાલ થઈ રહ્યારે;
કીધું ઈજત રાખવાનું કામ, પાટીદાર ખરચની વિનતિ સાંભળોરે.
એક દીકરો તે દહાડી મજૂરી કરેરે, પેલી ડોશી તે પારકું પાણી ભરેરે;
બીજો દીકરો સાથી પણામાંહે, પાટીદાર ખરચની વિનતિ સાંભળોરે.
વીરા આવાં ખરચ તમે બંધ કરોરે, તો તો સંસાર સાગર સહેજે તરોરે;
નહીં તો દુઃખના દિવસ જાય, પાટીદાર ખરચની વિનતિ સાંભળોરે.
વીરા સમજો હવે હદ થઈ રે, આવું થશે પછી ઈજત શી રહીરે;
કહે ગંગારામ સભા માંહે, પાટીદાર ખરચની વિનતિ સાંભળોરે.

સરઢવના પા. છગનલાલ પીતાંબરદાસે આ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં જણાવ્યું કે અમારા ગામમાં એક માણસે કરજ કરી નાત જમાડી તેના પરિણામમાં એક વાણિયાનું દેવું નહીં ભરી શકવાથી કેદ વેઠવી પડી હતી. આને મળતો બીજો પણ દાખલો તેમણે નજરે જોયેલો વર્ણવી બતાવ્યો હતો. આવા પ્રસંગે કરેલું દેવું વ્યાજના વ્યાજ સાથે પાછું આપવું પડે છે તે વખતે આપણા તેજ બંધુઓ, કે જેઓ આવાં ભોજનો કરાવી આપણને ફસાવે છે તેઓ જ આપણા લેણદારોને ઉશ્કેરી આપણી ઈજત લુટાવે છે એ કેવી અધમતા છે? આવાં જ કારણોને લીધે આપણે જમીનો ખોઈ બેઠા છીએ. તેઓને મારી વિનંતી છે કે આ મારી અરજ ઉપર ધ્યાન આપવું. શહેરના વતનીઓ જેઓ સુધરેલા કહેવાતા હોય તેમણે તે પ્રમાણે વર્તી અમને દાખલો બેસાડવાની પણ મારી વિનંતી છે (તાળીઓ).



આદ્રજના પા. ધનજીભાઈ જેકણદાસ ભગતે આ ઠરાવને ટેકો આપતાં જણાવ્યું

કે જ્યારે હું એક વખત મુંબઈ ગયો હતો ત્યારે ત્યાં જ્ઞાતિબંધુઓને, દહાડે મજૂરી કરી રાત્રે કોઈના ઓટલે સૂઈ રહેતાં જોયા હતા. તેમને પૂછતાં માલૂમ પડ્યું હતું કે માબાપનાં કારજ કરવામાં ખેતરપાધર, ઢોરઢાંખર વેંચી ખાધા હતા. છતાં દેવું ઊભું રહ્યું હતું તે લેણદારો તગાજો કરતા આવતા હતા. એટલે અમારે નાસી આવી અહીં મજૂરી કરવી પડે છે. તે લોકો આ સમાજનો ઉદ્દેશ સાંભળી ઘણા રાજી થયા હતા તેમણે મને એક પત્ર લખી જમણવાર બંધ કરાવવાનો ઠરાવ કરાવવાની ખાસ ભલામણ કરી છે. એ પત્ર ઘણો લાંબો હતો અને તેમાં દેવાં કરી બારમા કરવાના દુઃખ આબેહૂબ દાખલા સાથે બતાવ્યાં હતાં.

સાણંદના પા. આશારામ ઈચ્છાભાઈએ આ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં જણાવ્યું કે આપણે જે રણ પાછળ, આપણી સ્થિતિનો વિચાર કર્યા વિના વરા કરીએ છીએ તેમાં ઘરબાર, જમીન, જાગીર, દાગીના વેચીને કે ગીરો મૂકીને તદ્દન ખાલી થઈ, વ્યાજ ભરતા થઈ જઈએ છીએ તે આપણી આબરું વધારવા માટે જ. પણ તે આશા ફળીભૂત થતી નથી. ઊલટું તેથી આબરુ ઓછી થયેલી જણાય છે. કારણ કે પહેલાં જે વ્યાજના દરથી નાણા ઉધાર મળતાં હતાં. તેનાથી વધારે દર વાણીઓ માંગે છે. તે કહે છે કે હવે તારી પાસે રહ્યું શું છે કે તારી પાસેથી મારા રૂપિયા વસૂલ કરી શકું? અને એ વાત પણ ખરી છે, વળી કોઈ કન્યા દેનારો પણ ભિખારી જાણી કન્યા દેતાં ઓઘાય છે ત્યારે ભાઈઓ વિચાર કરો કે આબરું ગઈ કે રહી? આબરું ગઈ જતો. આવી દશામાં આવી પડવા કરતાં એક-બે રાત્રી લાડુને બદલે ખીચડી ખાવી પડત તો શું ખોટું હતું? જમણવાર કરવાથી આપણે પાયમાલ થઈ ગયા છીએ માટે હવે તો સમજીને વરા બંધ કરવાનું બીડું ઝડપશો તો સુખી થઈ શકશો.

સુરતના મિ. મોહનલાલ ત્રિભોવનદાસ બોલ્યા કે મરણ પાછળ જમણ કરવાના રિવાજ બંધ કરવાનો બોલ આપવાને અમે બે-ત્રણ જણા થોડાં વર્ષ ઉપર અમદાવાદથી શનિવારની રાત્રે બહાર ગામડામાં જતા અને રવિવારે ઉપદેશ આપી સાંજે પાછા ઘેર આવતા હતા. એક વખત અમે ભૂલા પડ્યા ત્યારે અમને ઘણી અથડામણ થઈ હતી તે વખતે અમને વિચાર આવ્યો હતો કે અહોહો!! આપણી ૧૪ લાખ મનુષ્યની વસ્તીમાં આ અધમ રિવાજને બંધ કરવાનો પ્રયત્ન કરનાર અમે બે-ત્રણ જણ છીએ! પણ હાલ આ સમાજમાં સદર અનિષ્ટ રિવાજને દેશવટો દેવા માટે આટલા બધા સભાસદો ભેગા થયેલા જોઈને મને આનંદ થાય છે. માટે ભાઈઓ મરણ પાછળનાં પ્રેતભોજનો બંધ કરવાના ઠરાવને હું અંતઃકરણપૂર્વક અનુમોદન આપું છું.



ભાવનગરના પા. માધવજી દયાળજીભાઈએ આ ઠરાવને અનુમોદન આપતાં

જણાવ્યું કે પ્રેતભોજન કરવા માટે કોઈ શાસ્ત્રમાં આજ્ઞા નથી. પ્રેતભોજન કરવાથી જ આપણે ઘણા કંગાલ-રાંકા થઈ ગયા છીએ માટે તે રિવાજને નાબુદ કરવો જઈએ. આ ઠરાવ સર્વાનુમતે પસાર થયો તો.

**ઠરાવ ૧૦મો** - અમદાવાદ મામુનાયકની પોળવાળા પા. જીવણલાલ અમરતલાલે આ ઠરાવ રજૂ કર્યો. આ સમાજ ઠરાવ કરે છે કે કોઈ પુરુષે એક સ્ત્રીની હયાતીમાં બીજી સ્ત્રી કરવી નહીં, પરંતુ પ્રજોત્પત્તિ વગેરે અસાધ્ય રોગાદિ વાજબી કારણસર બીજી સ્ત્રી કરવી પડે તો પ્રથમની સ્ત્રીની પચીસ વર્ષની વય થયા બાદ તેની ખોરાકી પોશાકીનો યોગ્ય બંદોબસ્ત કરી બીજી કરવી.

ભાઈઓ! લગ્ન કરતી વખતે આપણે લેવી જોઈતી સંભાળ લેતા નથી અને બેદરકાર રહીએ છીએ તથા અનિયમિતપણે બાળલગ્ન કરીએ છીએ જેથી આગળ જતાં પરણેતર સ્ત્રીની હયાતીમાં જ બે-ત્રણ સ્ત્રીઓ કરવી પડે છે. પરંતુ આ રિવાજ બહુ જ નઠારો હોવાથી તેના ઉપર કાંઈક અંકુશ મૂકવાની જરૂર છે. આપણે આપણી ગૃહલક્ષ્મી રૂપ સ્ત્રીની જરા પણ કિંમત આંકતા નથી. તેનો એક મજૂર જેટલો પણ વિશ્વાસ રાખતા નથી. તે ઘણી જ દિલગીરીની વાત છે. આ ઠરાવને અમદાવાદવાળા રા. વસા રણછોડલાલ અમરતલાલે ટેકો આપતાં જણાવ્યું કે આ ઠરાવ પાળવા સારુ આપણે દરેક ભાઈએ પૂરતો આગ્રહ રાખવો જોઈએ. આ ઠરાવને અમદાવાદવાળા પા. છબીલદાસ જેકિશનદાસ હિમતપુરાએ અનુમોદન આપતાં જણાવ્યું કે આપણી જ્ઞાતિમાં એક ઉપર બીજી સ્ત્રી કરવાથી જ છેડાછૂટકાનો રિવાજ પડી ગયો છે કારણ કે બાળલગ્નથી આપણી અજ્ઞાન દશામાં આપણાં લગ્ન થાય છે તે વખતે પરણેલી સ્ત્રી સાથે સ્વભાવની પ્રતિકૂળતા અગર બીજા કાંઈ કારણસર પાછળથી અણબનાવ અને ખટપટ થાય છે. એટલે બીજી કરીએ છીએ અને જૂનીને છૂટકો આપીએ છીએ એટલે છૂટકો લેનાર કુટુમ્બ અને છૂટકો લીધેલી કન્યા પછી જે કુટુમ્બમાં જાય તે કુટુમ્બ વચ્ચે ખરેખર કડવાશની લાગણી થાય છે અને પરિણામે આ એક છૂટકાના કેસમાં ત્રણ કુટુમ્બો વચ્ચે ઘણોખરો સંબંધ ઓછો થઈ જઈ કુસંપના મૂળ ઉગે છે.

આ ઠરાવને વિરમગામવાળા પા. રણછોડદાસ પરભુદાસે અનુમોદન આપતાં જણાવ્યું કે જો બે સ્ત્રીઓ કરવાનાં આપણી નાતમાં કારણો બહુ જ નજીવાં હોય છે. માની લીધેલા રિવાજ કરતાં કદી સ્ત્રીના પિતા તરફથી કરિયાવરમાં કાંઈક ઓછું વત્તું પડે કે તરત જ બીજી, અસર સાસુવહુને ગમે તે કારણસર કાંઈક વાંધો પડે કે તરત બીજી કરીએ છીએ. આવા હલકા આચારોથી આપણી જ્ઞાતિ બહુજ દુ:ખી થાય છે. આપણે ઘેર વહુ થઈને આવી, પરંતુ તેના પિતાને ત્યાં તો તે લાડકવાઈ પુત્રી જ હોય છે, પરંતુ તેના સ્ત્રી તરીકેના કશા હકો આપણે પાલન કરતા નથી

અને તે બિચારી નિરાધાર દશામાં બહુ જ દુ:ખી થાય છે.

આ ઠરાવને અમદાવાદવાળા શેઠ ચંદુલાલ અગરતલાલે વિશેષ અનુમોદન આપતાં જણાવ્યું કે આપણી જ્ઞાતિમાં બેબે સ્ત્રીઓ કરવાનો જે ખાનદાન કુટુમ્બોમાં નઠારો રિવાજ પેશી ગયો છે તેજ ખાનદાન કુટુમ્બોના પુરુષો તરફથી આ ઠરાવની દરખાસ્ત, રજૂઆત, ટેકો, અનુમોદન અને વિશેષ અનુમોદન મળતાં જોઈ હુ ખુશી થયો છું અને આવા પુરુષો આ રિવાજ અમારા અમદાવાદમાં હદ પાર પ્રચલિત છે તેને અટકાવવા પ્રયત્ન કરશે તેવી વિનંતી કરું છું.

આ ઠરાવને અમદાવાદવાળા શેઠ કેશવલાલ રામચંદ્ર કસ્ટીઆએ વિશેષ અનુમોદન આપી જણાવ્યું કે આ પ્રમાણે એક પર બીજી લાવનાર પુરુષો કરતાં એક પર બીજી દેનારાં માવીતરો કાંઈ ઓછા ઠપકાને પાત્ર નથી. જો તેઓ પણ પુરુષાર્થ કરે તો આ રિવાજ પર સારી અસર કરી શકે.

આ ઠરાવને અમદાવાદવાળા શેઠ કેશવલાલ ડાહ્યાભાઈ ચુડધરે અનુમોદન આપ્યું અને જણાવ્યું કે આ ઠરાવની બાબતમાં મારા આગળના ટેકા આપનાર અને અનુમોદન આપનારા પુરુષોના મતની સાથે હું સર્વાંશે મળતો થાઉં છું. આ ઠરાવને વડોદરાવાળા પા. પુરુષોત્તમદાસ હરગોવિંદદાસે વિશેષ અનુમોદન આપતા જણાવ્યું કે સ્ત્રીએ કાંઈ પ્રજોત્પત્તિનો સાંચો નથી કે જે માત્ર બાળકોને જન્મ આપવાનું કામ કર્યા કરે. મનુ ભગવાને કહ્યું છે કે, ''જ્યાં સ્ત્રીઓ પ્રસન્ન રહે છે ત્યાં દેવતાઓ વસે છે.'' સાક્ષર કવિ ડાહ્યાભાઈ ધોળસાજી કહી ગયા છે કે ''પ્રમદા છે પ્રીતિ ભાજન'' સ્ત્રીએ પ્રેમનું અદ્વિતીય પાત્ર છે. જે ઘરમાં સ્ત્રી-પુરુષ વચ્ચે સારો મેળ હોય છે ત્યાં દિવસો ગમે તો તે કુટુમ્બ ગરીબ હોય તો પણ આનંદમાં જાય છે અને ગરીબીમાં પણ તેઓ સુખી દિવસો ગુજારે છે. જ્યાં બે સ્ત્રીઓ કરી હોય છે ત્યાં જૂનીનવી વચ્ચે સ્વાભાવિક કલહ થાય છે. નવીનો નિયમસર પક્ષ લેવાય છે અને કારણ વિના પણ જૂનીને મારીને ઘરબહાર કાઢી મૂકે છે ત્યાં નિરાંત પછી નામ જ શાનું હોય? માટે ભાઈઓ! તમારે સુખી જિંદગી ગાળવી હોય, સુખ માગતા હોય, તો કદી પણ બે સ્ત્રીઓ કરશો નહીં. બાળલગ્ન અટકાવી મિલનસાર સ્વભાવવાળી કન્યા સાથે લગ્ન કરો. તેને સારી કેળવણી આપો અને સારી પ્રજા ઉત્પન્ન કરો. આજકાલ નજરે પડતા માઈકાંગલા જેવાં ઘણાં છોકરાં જણી, ભુંડણીની ઉપમા મેળવ્યા કરતાં, લાંબો વખત બ્રહ્મચર્ય પાળી સ્ત્રીઓને કેળવણી આપી એક સિંહ સમાન પુત્રને ઉત્પન્ન કરો તો જ્ઞાતિની આ જે દુર્દશા દેખાય છે તેને દૂર કરનાર અનેક વીર પુત્રો પેદા થશે ને દુ:ખ દારિદ્રય તમામ દૂર થશે. (તાળીઓ) આ ઠરાવને વિરમગામવાળા દેસાઈ ઝીણાભાઈ મગનલાલે વિશેષ અનુમોદન આપતાં જણાવ્યું કે આપણી જ્ઞાતિમાં સ્ત્રીની

લેશ પણ કિંમત નથી અને તેથી બેબે સ્ત્રીઓ કરવામાં આવે છે. જ્યારે આપણી જ્ઞાતિમાં છોકરીનો જન્મ થાય છે ત્યારે જાણે મહા આફત આવી પડી હોય તેમ સહુ કોઈ કુટુમ્બમાં ગ્લાત સુખ કરી ઉદાસ ફરે છે, શોક પ્રદર્શિત કરે છે અને બિચારી પ્રસૂતિ પર ઠપકાની ને મહેણાંની પસ્તાળ પાડી મૂકે છે. કેટલી દિલગીરીની વાત! ઘણીવાર કોઈ પુરુષને માત્ર પુત્રીઓ જ હોય છે તો પણ બીજી સ્ત્રી કરે છે. આવી વખતે પણ સંયોગો અને પ્રસંગોનો પૂર્ણ વિચાર કરીને કરવામાં આવ છે તો પણ દુઃખ પડવામાં કાંઈ કચાશ રહેતી નથી. આ ઠરાવની બાબત એક સાણંદ નિવાસી બંધુએ વિદીત કર્યું કે સાણંદમાં સાબવા તથા જામળીઆ પાટીદાર બંધુઓએ સ્ત્રીની વય ૩૦ વર્ષની થઈ ન હોય ત્યાં સુધી ગમે તેવા કારણસર પણ બીજી કરવી નહીં છતાં કરવી જ પડે તો જ્ઞાતિની રજા લઈ જૂની સ્ત્રીની ખોરાકી પોશાકીનો યોગ્ય બંદોબસ્ત કરી પછી કરવી, આવો ઠરાવ કર્યો છે તે તરફ પૂર્ણ ધન્યવાદની નજરથી જોતાં સર્વને આનંદ થયો હતો અને આ ઠરાવ પ્રમાણે અન્ય ગામના પાટીદારો પણ ઠરાવ કરે તેવી વિનંતી કરી હતી. વળી વધારામાં વિનંતી કરી હતી કે આ પ્રમાણે બીજી કરવી નહીં તેવો બંદોબસ્ત કરનાર પુરુષને પણ ધન્યવાદ છે, પરંતુ સાથે સાથે આ ઠરાવમાં એવો પણ સુધારો જો કરવામાં આવ્યો હોય કે એક સ્ત્રી પર બીજી કન્યા આપવી નહીં તો આ બે સ્ત્રીઓ કરવાના રિવાજ પર આડકતરી રીતે પણ બહુ સારી અસર થાય. આ બાબત સર્વ બંધુઓનું ધ્યાન ખેંચ્યું હતું પણ આ ઠરાવ અસલ રૂપમાં જ સર્વાનુમતે પાસ થયો હતો અને ઉમિયા માતાની જય બોલાવી સભા વિર્સજન થઈ હતી.

## ત્રીજા દિવસની બેઠક તા. ૩૦-૧૨-૧૯૦૯

આજે સભાનું કામકાજ સવારમાંથી ચાલવાનું હોવાથી સભાસદો પોતપોતાના ઉતારા પરથી ત્વરાથી મંડપ તરફ પધારતા હતા અને બરાબર સાડા આઠ વાગ્યે સભામંડપ ચિકાર ભરાઈ ગયો હતો. મે. પ્રમુખ સાહેબ તથા ઉપપ્રમુખ સાહેબ પધાર્યા અને બાવળાવાલા દેસાઈ પ્રેલાદજી નારણદાસ તથા બીજા એક બંધુએ મંગળાચરણમાં કલ્યાણ રાગમાં તથા શાર્દુલ વિક્રિડિત છંદમાં કુળદેવી શ્રી ઉમિયામાતાની સ્તુતિ કરી હતી. બાદ ઉપપ્રમુખ સાહેબ મિ. જેઠાલાલભાઈએ નીચે મુજબ દરખાસ્ત મૂકી કે,

ઠરાવ ૧૧મો. આ સમાજ ઠરાવ કરે છે કે વિરમગામના દેસાઈ શ્રી રાયસિંહજીભાઈએ કુમારશ્રી શિવસિંહજીભાઈને પુંખ્યા તે વખતે ઉઘાડેલા સ્વજ્ઞાતીય નિરાશ્રિત ફંડને સમાજને હસ્તક લેવા દેસાઈશ્રીને વિનંતી કરવી અને તેને સતેજ કરવા પ્રયત્ન કરવો. આ ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો. બાદ મે. પ્રમુખ સાહેબે નીચે મુજબ ઠરાવની દરખાસ્ત મૂકી.

ઠરાવ ૧૨મો. આ સમાજ દરેક જ્ઞાતિબંધુને વધુ પડતા વૈભવ પર અંકુશ મૂકી બની શકે ત્યાં સુધી સ્વદેશી વસ્તુઓ વાપરી દેશના વેપાર અને કારીગીરીને ઉત્તેજન આપવા વિનંતી કરે છે, આ ઠરાવ સર્વાનુમતે પાસ થયો હતો.

ઠરાવ ૧૩મો. આ ઠરાવની દરખાસ્ત મે. પ્રમુખ સાહેબે મૂકી.

આ સમાજ ઠરાવ કરે છે કે ''બ્રહ્મચર્ય'' એ આલોક તથા પરલોકમાં મુખરૂખ હોવાથી નામદાર ગાયકવાડ સરકારે बाल लग्न प्रतिबंधक निर्णय પાસ કરી પ્રજાનો અભ્યુદય ઈચ્છયો છે તેની સાથે આ સમાજ સંમત થઈ તે નામદારનો ઉપકાર માનવાની સાથે પરમાત્મા પાસે યાચના કરે છે કે તે નામદારને દીર્ઘાયુમાન બનાવી પ્રજાહિતનાં આવાં અનેક કાર્યો કરવાની શક્તિ આપો. (તાળીઓ) આ ઠરાવ સર્વાનુમતે પાસ થયો હતો.

ઠરાવ ૧૪મો મે. પ્રમુખ સાહેબે રજૂ કર્યો હતો.

નામદાર ગાયકવાડ સરકારના કાયદાની અડચણ ના આવે અને માતાજીની આમન્યા ના લોપાય તેને માટે શ્રી ઉમિયામાતાના સ્વસ્થાન કમિટીના પ્રેસિડેન્ટ તથા મેમ્બરોની સાથે મસલત કરી યોગ્ય રસ્તો કહાડવા આ સમાજ નીચે પ્રમાણે કમિટી નીમે છે.

૧. ડાક્ટર પીતાંબર કુબેરદાસ એલ. એમ. એસ. પ્રમુખ
૨. પ્રોફેસર જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ એમ.એ. ઉપપ્રમુખ.
૩. કુમારશ્રી લાલસિંહજી રાયસિંહજી દેસાઈ, વિરમગામ.
૪. રા. મૂળજીભાઈ જેઠાભાઈ બી.એ. એલ.એલ.બી. ભાવનગર.
૫. રા. કેશવલાલ માધવલાલ વકીલ, વિ.
૬. શેઠ ગોરધનદાસ મોહનલાલ, વિરમગામ
૭. શેઠ ચંદુલાલ અચરતલાલ મહાદેવીઆ, અમદાવાદ.
૮. શેઠ પ્રાણજીવનદાસ વ્રજલાલ, વિરમગામ.
૯. રા. મગનલાલ ગોવિંદલાલ એન્જિનિયર, અમદાવાદ.
૧૦. રા. પુરુષોત્તમ લલ્લુભાઈ તંત્રી 'કડવા વિજય' વિરમગામ
૧૧. શેઠ દ્વારકાદાસ છક્કડશી ચુડગર, અમદાવાદ.
૧૨. શેઠ કેશવલાલ હીરાચંદ, વિરમગામ.
૧૩. દેસાઈ કાળીદાસ હરજીવનદાસ.
૧૪. શેઠ કેશવલાલ રામચંદ કસ્ટીઆ, અમદાવાદ.
૧૫. રા. જીવણલાલ અચરતલાલ અંદોવઈઆ, અમદાવાદ.
૧૬. રા. હીરાલાલ વસંતદાસ ચીફ ગુડ્સ કલાર્ક, સાબરમતી

૧૭. રા. અંબાલાલ રામભાઈ, હિંમતપુરા, વિરમગામ
૧૮. રા. ધનજીદાસ જેકણદાસ ભગત, આદ્રજ. તા. કડી.
૧૯. રા. જેસિંગભાઈ હરગોવિંદદાસ વિરમગામ
૨૦. રા. જીણાભાઈ મગનલાલ દેસાઈ, વિરમગામ
૨૧. રા. તુલસીદાસ ગોપાળદાસ પટેલ, કાસવા, તા. કડી.
૨૨. રા. બાપુભાઈ ગુલાબચંદ કોન્સિલિયેટર, સરઢવ
૨૩. રા. બેચરભાઈ રાયજીભાઈ, ગણપતપુરા
૨૪. રા. મોહનલાલ ત્રીભોવનદાસ, સુરત, હાલ અમદાવાદ
૨૫. રા. પુરુષોત્તમદાસ હરગોવિંદદાસ, વડોદરા
૨૬. રા. પુરુષોત્તમદાસ ફકીરભાઈ, રાંદેર
૨૭. રા. પુરુષોત્તમદાસ લલ્લુભાઈ બાવળા
૨૮. રા. છગનલાલ પીતામ્બરદાસ અઘાર
૨૯. રા. આશારામ ઇચ્છાભાઈ, સાણંદ
૩૦. રા. નાથાભાઈ રાયજીભાઈ, વડોદરા.
૩૧. રા. ભાઈલાલ જગજીવનદાસ, વડોદરા
૩૨. રા. ઈશ્વરદાસ જોઈતનદાસ, સરઢવ
૩૩. રા. ઈશ્વરભાઈ મહાદેવભાઈ, કોન્સિલીયેટર, નરોડા.
૩૪. રા. લાલજીભાઈ કલ્યાણજીભાઈ દેસાઈ, પાટડી.

તેમણે પાટડી દરબાર સાહેબની સલાહ લેવી. તેમાં અમદાવાદ, વિરમગામ, પાટડી, સુરત વડોદરા વગેરે સ્થળોના બીજા પણ સદ્‌ગૃહસ્થોને સામેલ કરવા. આ ઠરાવ સર્વાનુમતે પાસ થયો હતો.

**ઠરાવ ૧૫મો** - ઉપ પ્રમુખ મિ. જેઠાલાલ ચીમનલાલે રજૂ કર્યો.

આ સમાજ ઠરાવ કરે છે કે આપણી જ્ઞાતિના વિદ્યાર્થીઓની સગવડને ખાતર તેમની પાસેથી યોગ્ય લવાજમ લઈ તેમને રાખવા માટે અમદાવાદમાં 'બોર્ડિંગ હાઉસ (વસતિ ગૃહ) સ્થાપન કરવું. તેનું ઉઘરાણું તથા વ્યવસ્થા કરવા નીચેના ગૃહસ્થોની કમિટી નીમે છે તેમાં જરૂર જણાયે બીજા મેમ્બરો વધારવા.

૧. ડોક્ટર પીતાંબરદાસ કુબેરદાસ એલ.એમ. એસ. પ્રમુખ.
૨. પ્રોફેસર જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ, એમ.એ. ઉપપ્રમુખ. 
૩. રા. હીરાલાલ વસંતદાસ, ચીફ ગુડોસ ક્લાર્ક, સાબરમતી, સેક્રેટરી
૪. રા. કાળીદાસ હરજીવનદાસ, વીરમગામ, હાલ અમદાવાદ, જોઈન્ટ સેક્રેટરી
૫. શેઠ મફતલાલ ગગલદાસ, અમદાવાદ ટ્રેઝરર

૬. શેઠ દ્વારકાદાસ છક્કડશી, અમદાવાદ એકાઉન્ટન્ટ
૭. કુમાર શ્રી લાલસિંહજી રામસિંહજી વીરમગામ
૮. શેઠ ચંદુલાલ અચરતલાલ, અમદાવાદ
૯. શેઠ સોમનાથ બુધરદાસ. અમદાવાદ.
૧૦. શેઠ કેશવલાલ જીવાભાઈ, અમદાવાદ.
૧૧. શેઠ ગોરધનદાસ મોહનલાલ, વિરમગામ
૧૨. વકીલ કેશવલાલ માધવલાલ, વિરમગામ
૧૩. રા. મગનલાલ ગોવિંદલાલ, એન્જિનિયર, અમદાવાદ.
૧૪. રા. મોહનલાલ ત્રિભોવનદાસ. મંત્રી આર્યસમાજ, અમદાવાદ.
૧૫. શેઠ કેશવલાલ હીરાચંદ, વિરમગામ
૧૬. રા. ગોકળદાસ હાંસજીભાઈ, એન્જિનિયર, અમદાવાદ.
૧૭. રા. ઈશ્વરભાઈ મહાદેવભાઈ કૉન્સિલિયેટર, નરોડા.
૧૮. અમીન જસુભાઈ સુબાભાઈ ગોઝારીઆ,
૧૯. પા. ભાઈલાલ આત્મારામ, સાણંદ
૨૦. પા. કેવળભાઈ દેસાઈભાઈ, બાવળા
૨૧. પા. કેવલભાઈ દેસાઈભાઈ, બાવળા
૨૨. પા. જમનાદાસ રણછોડદાસ, અસારવા.
૨૩. દેસાઈ લાલજીભાઈ કલ્યાણજી, પાટડી
૨૪. પા. જીવણલાલ અમરતલાલ, સેક્રેટરી, ક. પા. સભા. અમદાવાદ.
૨૫. પા. સોમનાથ હરગોવિંદદાસ અમદાવાદ.
૨૬. શેઠ કેશવલાલ રામચંદ્ર કસ્ટીઆ, અમદાવાદ.
૨૭. પટેલ મણિલાલ ચૂનીલાલ, અમદાવાદ
૨૮. રા. મૂળજીભાઈ જેઠાભાઈ બી.એ.એલ.એલ.બી. ભાવનગર
૨૯. પા. બેહેચરભાઈ રાયજીભાઈ, ગણપતપુરા
૩૦. શેઠ કુબેરદાસ ખોડીદાસ, અમદાવાદ
૩૧. પા. મોતીલાલ હરગોવિંદદાસ, ધોળકા.
૩૨. પા. માધવજી ચેલદાસ, જેતલપુર
૩૩. પા. મહિપતલાલ ભાવસિંહ, કેળીઆવાસણા
૩૪. દેસાઈ અંબારામ શિવલાલ, વિરમગામ.
૩૫. પા. જમનાદાસ વૃજભાઈ, સાણંદ
૩૬. રા. રતિલાલ કેશવલાલ શીતવાળા, સુરત

૩૭. રા. સા. કરસનદાસ જેસિંગભાઈ સબજજ, જંબુસર,
૩૮. રા. સાંકળચંદ લલુભાઈ પોસ્ટલ, ઈન્સ્પેક્ટર, મેસાણા
૩૯. રા. છોટાલાલ ભુદરદાસ મહેસાણા.

બંધુઓ! આપણે ભણ્યા હોઈએ તો અન્યને પણ વિદ્યા ભણાવવાની હિંમત થાય છે નહીં તો ખુદ આપણાં બાળકોને પણ ભણાવતી વખતે નાસીપાસ થઈ જઈએ છીએ. મારો તો એવો વિચાર છે કે જો આપણે ભણ્યા હોઈએ તો બીજાને ભણાવવાની એક પાઈ પણ લેવી જોઈએ નહીં. આવા વખતમાં ના. સરકાર પ્રાથમિક કેળવણી મફત આપવાને વિચાર કરે છે જેથી તેમનો આપણે આભાર માનવો જોઈએ અને ના. ગાયકવાડ સરકારે પોતાના રાજ્યમાં ફરજિયાત કેળવણીનો કાયદો ઘડી પ્રજાને જે મફત કેળવણી આપવા માંડી છે તેના માટે આપણે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવાની ઘણી જ જરૂર છે (તાળીઓ). પંજાબના કેટલાક ગૃહસ્થોએ પોતાની માલ મિલકત આપી - દઈ દાન કરી દઈને હરદ્વારમાં ગુરૂકુળ સ્થાપ્યું છે તે કેટલું બધું પ્રશંસનીય છે? (તાળીઓ) વળી અમદાવાદમાં પણ વૈષ્યોએ પોતાની જ્ઞાતિમાં બાળકો વિદ્યાભ્યાસ કરવા આવે તેમને માટે એક મોટું પોતાના પદરથી મકાન બંધાવી વૈષ્ય બોર્ડિંગ સ્થાપી છે જે જોવાની હું આપ બંધુઓને ભલામણ કરું છું. આપણા મુસલમાન ભાઈઓએ પણ માત્ર આના ફંડમાંથી એક જબરજસ્ત અલીગઢ કોલજ સ્થાપી છે.

આ ઠરાવને ભાવનગરવાળા રા. મૂળજીભાઈ જેઠાભાઈ બી.એ. એલ.એલ.બી.એ. ટેકો આપતાં જણાવ્યું કે અગાઉના વખતમાં કાંઈ પણ તૃષ્ણા વિના અગર બદલાની ઈચ્છા વિના ગુરુએ વિદ્યા ભણાવતા પરંતુ આજે તે વાત હતી નહતી થઈ ગઈ છે. આપણા દ્રોણાચાર્ય રૂપ મિ. જેઠાલાલભાઈએ જે મંત્ર આપ્યો છે તેના પર લક્ષ આપી વિદ્યાના આ સાધનને સતેજ કરી બોર્ડિંગને ઉત્તેજન આપશો. આપણામાં શારીરિક કેળવણીની પણ ઘણી અને અનિવાર્ય આવશ્યકતા છે. કેળવણી સંપાદાન કરવા, બાળલગ્ન અટકાવવાં, અને બ્રહ્મચર્ય પાળવું બહુ જરૂરનું છે. ઓછામાં ઓછી મેટ્રિક સુધીની કેળવણી લેવાનું હું નિદાન કહું છું. આ ઉપરાંત હુન્નર ઉદ્યોગની કેળવણી લેવા સારું કોલેજોમાં વધારે જ્ઞાન લેવાની જરૂર છે. વ્યવહારિક કેળવણી લેવા સારું ધર્મશાસ્ત્રો વાંચી પોતાનાં બાળકોને નીતિનું શિક્ષણ આપવું આવશ્યક છે. તે પોતાના ઘેર બાળકોનાં માતાપિતા બહુ સારી રીતે આપી શકે તેમ છે. બાળકોને આવી નૈતિક કેળવણી આપવા કેળવાયેલી માતાની પણ ઓછી અગત્ય નથી. પરંતુ આપણામાં જ્યાં પુરુષોનો જ મોટો ભાગ અભણ માલૂમ પડે છે ત્યારે સ્ત્રીઓની તો વાત જ શી કરવી? આટલા માટે પોતાનાં બાળકોને આગળ વધારવા માતાને પણ કેળવણીની બહુ જ જરૂર છે. આપણે આપણી બહેન દીકરીઓને અવશ્ય નિશાળે મોકલી ભણાવવી

જોઈએ. હુન્નર ઉદ્યોગની કેળવણીની પણ ઓછી મહત્તા નથી અને તેમાં પણ લાયક પુરુષોઓએ વિચાર કરી આગળ પડતો ભાગ લેવો જોઈએ. કેળવણી માટે દાન કરવાની બહુ જ જરૂર છે કારણ કે વિદ્યારૂપી જ્ઞાન વડે આપણે સર્વત્ર પ્રકાશ પાડી શકીએ છીએ અને તેથી જ સમાજની પણ ઉન્નતિ કરી શકીશું(તાળીઓ).

આ ઠરાવને કુમારશ્રી લાલસિંહજીએ વિશેષ અનુમોદન આપતાં જણાવ્યું કે બોર્ડિંગનું સાધન ન હોવાથી અત્યાર સુધી વિદ્યાભ્યાસ કરવાની અગવડ પડતી હતી અને તેથી આપણી જ્ઞાતિમાં ઉચ્ચ કેળવણી ફેલાઈ શકી નથી. પ્રથમના વખતમાં પણ જુદા રૂપમાં બોર્ડિંગો હતી અને તેને રાજારજવાડા તથા ગૃહસ્થાદિ તરફથી મોટી મોટી મદદો મળતી હતી.

આ ઠરાવને રાંદેરવાળા પા. પુરુષોત્તમ ફકીરભાઈએ ટેકો આપ્યો અને જણાવ્યું કે આવાં સાધનોની કેળવણી જલદી ફેલાવવા માટે બહુ જ અગત્ય છે તેથી અમે પણ સુરત જિલ્લામાં રાંદેર મુકામે એક બોર્ડિંગ સ્થાપી છે જ્યાં પાટીદાર જ્ઞાતિનો ગમે તે ભાગનો માણસ પોતાના બાળકને દાખલ કરવા ઇચ્છે તેને છૂટ છે.

આ ઠરાવને વિશેષ અનુમોદન આપતા રા. હીરાલાલ વસંતદાસે વધારાં જણાવ્યું કે આપણી જ્ઞાતિને માટે આવી એક સંસ્થાની બહુ વખતથી ખોટ હતી તે આજે પૂરી થયેલી જોઈ મને અનહદ આનંદ થાય છે (તાળીઓ). આ ઠરાવને વિશેષ અનુમોદન આપતા વિરમગામવાળા દેસાઈ નારણદાસ જોરાભાઈએ જણાવ્યું કે હું ઘણા દિવસથી આપણી જ્ઞાતિના નિરાધાર બાળકો માટે ઠામઠામ પોકાર કરતો હતો પરંતુ તેમાં કાંઈ પણ વળ્યું નહોતું. આજે આ સંસ્થાની સ્થાપના થયેલી જોઈ મારું અંતઃકરણ ખુશી થાય છે અને હું આશા રાખું છું કે આગળ ઉપર એવા નિરાધાર બાળકોનું પણ આજ સંસ્થામાં દ્રવ્યની સ્થિતિ વધવાથી પોષણ થશે. (તાળીઓ) આ ઠરાવ સર્વાનુમતે પાસ થયો હતો, અને બોર્ડિંગ માટે ઉઘાડવામાં આવેલા ફંડમાં નાણાં ભરવાનું તથા ઉપદેશક ફંડમાં પણ યથાશક્તિ મદદ આપવાનું કામ સાથે સાથે જ ચાલુ થયું હતું. બોર્ડિંગ ફંડમાં લગભગ રૂ. ૧૫૦૦ની વાર્ષિક રકમ પાંચ વર્ષ માટે ભરાઈ ગઈ હતી. બાદ દરેક બંધુઓને સૂચના કરવામાં આવી હતી કે બોર્ડિંગનાં નાણં રાખવા સારુ શેઠ મફતલાલ ગગલભાઈને શરાફ નિમવામાં આવ્યાં છે તેથી મંડાવેલાં નાણાં તેમના નામે ''શોરોક મિલ'' અમદાવાદ એ સરનામે મોકલી આપવા  જેની છાપેલી પહોંચ મળશે અને ઉપદેશક ફંડનાં નાણાં સેક્રેટરી શ્રી ક. પા. સુ સમાજ વિરમગામના સરનામે મોકલી આપવાં.

ઠરાવ ૧૬મો. વિરમગામવાળા દેસાઈ કાળીદાસ હરજીવનદાસે રજૂ કર્યો હતો.

આ સમાજ મરણ પાછળના અઘટિત અને શાસ્ત્ર વિરુદ્ધના રોવા-કુટવાના રિવાજ તરફ તથા માંગલિક પ્રસંગોએ ફટાણા ગાવાના રિવાજ અણગમો પ્રદર્શિત કરે છે. અને તે રિવાજને ઓછો કરવા ભલામણ કરે છે. આપણે જે કામોમાં આપણને ફાયદો ન થાય તેવાં કામો કરતાં નથી છતાં આ રોવા કૂટવાના રિવાજને વગર ફાયદે પણ વળગી રહ્યા છીએ. આપણી જ્ઞાતિમાં મર્યાદા અને લજ્જા જાળવવા ખાતર સ્ત્રીઓ મોટા મોટા ઘૂમટા વાળે છે અને વડીલો બેઠા હોય તો આડી પણ ઊતરતી નથી તેવી સ્ત્રીઓ મરણ પ્રસંગે જેમ ઘેલછા પ્રાપ્ત થઈ હોય તેમ ઉઘાડી છાતી મૂકી કુટવા માંડે છે ને ધમાધમ કરે છે તેવા પ્રસંગે બિલકુલ લજ્જા જળવાતી નથી. કેટલાક કહે છે કે અમોને પુષ્કળ લાગણી થાય છે તેથી રોવાઈ જવાય છે. પરંતુ રોનારાં ને કૂટનારાં બધાં લાગણીવાળાં હોતાં નથી. એક વાર એક ગામનો સાથ બીજા ગામ કૂટવા જતો તો તેમાં એક બાયડીને કોણ મરી ગયું છે તેનું ભાન નહીં હોવાથી નામઠામ પણ જાણતી નહોતી તેથી બિચારીને કૂટતી વખતે તેનો વારો આવ્યો ત્યારે કુટવા માંડ્યું કે "હાય! હાય! પટેલીઆ હાય! હાય!' નામ ના જાણું, ઠામ ના જાણું, હાય! હાય! આ શું બતાવે છે? ક્યાં છે લાગણીની વાત? માટે જો ખરેખર લાગણી થતી હોય તો તેમની પાછળ રોવા કૂટવાના શાસ્ત્ર વિરુદ્ધ રિવાજને છોડી દઈ પરોપકાર કરી તેમનાં નામ અમર કરો. આ ઠરાવને અમદાવાદ આર્યસમાજના મંત્રી રા. મોહનલાલ ત્રિભોવનદાસે વિશેષ અનુમોદન આપ્યું અને જણાવ્યું કે આ પ્રથા દૂર કરવા ખાસ કરી સ્ત્રીઓના મેળાવડામાં ભાષણો આપવાની જરૂર છે. આ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં અમદાવાદવાળા મિ. હરકિશનદાસ ડુંગરદાસે જણાવ્યું કે કૂટવાથી બાળકોની માતાની છાતીઓમાં લોહી અને માંસ બગડે છે તેની ધાવણ પર બહુ નઠારી અસર થઈ બાળકો માંદા પડે છે. સગર્ભા સ્ત્રીઓને કૂટતી વખતે તેમની અંદર રહેલા નિરઅપરાધી બાળકની શી વલે થાય છે તેનું સ્વપ્ને પણ ભાન હોતું નથી, તે તરફ ખાસ કરી લાગતાવળગતાએ તેવા પ્રસંગે કાળજી રાખવી જોઈએ. આ ઠરાવને સઈજના મુખી પા. ચેલદાસ મૂળજીભાઈએ વિશેષ અનુમોદન આપતાં જણાવ્યું કે હું પંદર-સોળ વર્ષ ઉત્તર હિંદુસ્તાનમાં રહ્યો છું અને ત્યાં ઘણી વાર મોટા મોટા શ્રીમંતોને ત્યાં મરણ પ્રસંગે ગયો છું પરંતુ રોવાનો કે કૂટવાનો રિવાજ તથા બિલકુલ માલૂમ પડ્યો નથી. કૂટવાથી અને રોવાથી આપણા બૈરાઓની આંખો નબળી પડી જાય છે અને બાળકો પણ ધાવણ ધાવવાથી રોગી બને છે. આપણી સ્ત્રીઓ નાજુક તથા દુર્બળ બની ગઈ છે તેનાં કારણોમાં આ પણ એક કારણ છે માટે તેને અટકાવવા પ્રયત્ન કરવો જોઈએ. આ ઠરાવ સર્વાનુમતે પાસ થયો હતો.



ઠરાવ ૧૭મો. આ ઠરાવ મે. પ્રમુખ સાહેબે રજૂ કર્યો હતો. આ સમાજ આપણી

જ્ઞાતિમાં નવા પાસ થયેલા વિદ્વાન બંધુઓને અંતઃકરણપૂર્વક મુબારકબાદી આપે છે. પ્રોફેસર સ્વામીનારાયણ એમ.એ. અમદાવાદ, મિ. મૂળજીભાઈ જેઠાભાઈ બી.એ. એલ.એલ.બી. ભાવનગર મિ. પોપટલાલ શિવલાલ બી.એ. ટીકર, મિ. કેશવલાલ માધવલાલ, ડી. પ્લીડર, વિરમગામ, મિ. નારણદાસ ગોપાળદાસ, પી. ઈ. અમદાવાદ, મિ. શંભુભાઈ ખોડીદાસ, પી. ઈ. અમદાવાદ. મિ. અમરતલાલ હરજીવનદાસ, પી.ઈ. ભાવનગર, મિ. નંદલાલ મંછારામ, મેટ્રિક અમદાવાદ. મિ. મણિલાલ મોહનલાલ મેટ્રિક અમદાવાદ, મિ. છોટાલાલ છગનલાલ મેટ્રિક, અમદાવાદ, મિ. નારણલાલ ગોવીંદલાલ એન્જિનિયર, અમદાવાદ, મિ. ભાઈલાલ પ્રાણદાસ એન્જિનિયર અમદાવાદ. આ ઠરાવ સર્વાનુમતે પાસ થયો હતો.

ઠરાવ ૧૮મો. આ ઠરાવ વિરમગામવાળા કુમાર શ્રી લાલસિંહજીએ રજૂ કર્યો હતો. આ સમાજ દરેક પ્રકારના વ્યસન તરફ તિરસ્કારની લાગણી પ્રદર્શિત કરે છે અને દરેક બંધુને વ્યસનથી મુક્ત રહેવા ભલામણ કરે છે. આ ઠરાવને સરઢવવાળા પા. છગનલાલ પીતાંબરદાસે ટેકો આપતાં જણાવ્યું કે બંધુઓ! આજ સુધી હું હોકો, બીડી, તમાકુ, કે અફીણ પીતો નથી માત્ર એકલી સોપારી ખાઉં છું તે પણ આજથી ત્યાગ કરી દઉં છું. (તાળીઓ) બાદ વિશેષ અનુમોદન આપતાં અઘારવાળા પા. છગનલાલ નરોત્તમદાસે જણાવ્યું કે મે. બીડી, હોકો, અફીણ વગેરે વ્યસનો બહુ વખતથી ત્યજી દીધાં છે. હું વૃદ્ધ વયનો હોઈ આવા વ્યસનવાળા વૃદ્ધોની મંડળીમાં રાતદિવસ બેસું છું તેમના તરફથી મને વારંવાર કહેવામાં આવવા છતાં પણ પરમાત્માની કૃપાથી મેં મારી ટેક મૂકી નથી અને આજથી પુનઃ પ્રતિજ્ઞા લઉં છું કે આવા વ્યસનો તથા કોઈ જાતના પૈસા ખાવાનો પણ હું ત્યાગ કરું છું. આ ઠરાવ સર્વાનુમતે પાસ થયો હતો.

ઠરાવ ૧૯મો. આ ઠરાવ વિરમગામવાળા પુરુષોત્તમદાસ લલ્લુભાઈએ રજૂ કર્યો હતો. હાલમાં ના. સરકારના નવા સુધારા મુજબ નવી કાઉન્સિલો થઈ છે તેમાં જે કોમો પછાત પડી છે તેમના તરફથી તેમના હકો જળવાઈ રહે તે માટે તેમનો એક મેમ્બર તેમાં દાખલ કરવા ઠરાવ થયો છે. ગુજરાતમાં કડવા કણબી ખેડૂતોની ઘણી સંખ્યા છે અને તેઓ કેળવણીમાં ઘણા પછાત છે તેથી તેમનો એક મેમ્બર કોઉન્સિલોમાં દાખલ કરવા ના. સરકારને અરજ કરવા આ સમાજ ઠરાવ કરે છે. ભાઈઓ! આપ જાણો છો કે આપણી જ્ઞાતિની વસ્તી ૧૪ લાખ માણસની છે અને મુખ્યત્વે કરી ધંધો ખેતીવાડીનો છે જેમાંથી રાજ્યને મોટામાં મોટી વસૂલ આવે છે છતાં પણ આપણા હકો અને લાભો જાળવવા સારુ ના. ગવર્નરની સભામાં આપણો મેમ્બર ન હોય તે શું ઈચ્છવાજોગ છે? આપ સર્વે જાણો છો કે માગ્યા વિના મા પણ પીરસતી નથી

માટે આપણી આવી વાજબી માંગણી આપણે ના. સરકાર પાસે અરજ કરીને કરવી જોઈએ, કારણ કે ખેડુતોની દશા સુધારવા ના. સરકાર પ્રયત્ન કરે છે તેવા વખતમાં આપણે આપણી વાજબી અરજી મોકલી તો તેથી બેશક આપણને ફાયદો થશે. આ ઠરાવને વિરમગામવાળા શેઠ કેશવલાલ હીરાચંદે અનુમોદન આપ્યું અને ઠરાવ સર્વાનુમતે પાસ થયો હતો.

ઠરાવ ૨૦મો. આ ઠરાવ દેસાઈ અમરસિંહ દેસાઈભાઈએ રજૂ કર્યો હતો. શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજના ધારાઓનું પ્રતિપાદન કરી તેને બહાલી આપી જનરલ સેક્રેટરી તથા જોઈન્ટ સેક્રેટરી તરીકે મિ. પુરુષોત્તમદાસ લલ્લુભાઈ તંત્રી કડવા વિજય તથા મિ. મફાભાઈ ગોવિંદજી વિરમગામ વાળાની આ સમાજ સર્વાનુમતે નિમણૂક કરે છે. આ નિયમો ઘડતી વખતે ખાસ કરી કાળજી રાખવામાં આવી છે અને તેમાં પણ નાણાંની વ્યવસ્થા સારુ ખાસ લક્ષ આપ્યું છે છતાં મારા આપ સમક્ષના તે નિયમોના વાંચનથી જો કાંઈ સૂચવવા જેવું હોય તો સુખેથી આપ સૂચવશો, મને સંપૂર્ણ આશા છે કે આપણી આ હિલચાલમાં પરમાત્માની અમર્યાદ શક્તિનો જ હાથ છે નહીં તો જ્યાં મગજે મગજે જુદી મતિ ત્યાં આવી મોટી પાંચશો માણસોની ગંજાવર સભામાં અત્યાર સુધી રજૂ કરવામાં આવેલા એક પણ ઠરાવમાં કોઈ પણ બંધુનો વિરોધ મત જણાયો નથી અને દરેક ઠરાવને પૂર્ણ ઉત્સાહ સાથે વધાવી લઈ તાળીઓના હર્ષનાદ સાથે પાસ કરવામાં આવ્યો તે એક મહાન ભાગ્યોદયની નિશાની છે. આ સમાજના નિયમો જે આપણી સમક્ષમાં હું હમણાં વાંચી ગયો છું તેના આધારે છેવટના દિવસોએ દાખલ થવા માગનાર કેટલાક ઉત્સાહી બંધુઓને આપણે ના પાડવી પડી છે અને તે પણ આપણા નિયમોની મર્યાદા જાળવવા માટે જ તથા આ પ્રમાણે જો એક શી રીતે સગવડ કરી શકાય? બંધુઓ! આપ સર્વેએ આજ ત્રણ દિવસ થયા જે કામ ચાલે છે તેથી પૂર્ણ રીતે અનુભવ્યું છે કે આ સમાજનો જ્ઞાતિ વિરુદ્ધ પગલાં ભરવાનો કોઈપણ ઈરાદો નથી અને આપને થયેલા આ અનુભવની આપ બંધુઓ અન્ય અશ્રદ્ધાળુ બંધુઓને બનતી ખાતરી આપશો. (તાળીઓ) આપણી જ્ઞાતિમાં વિદ્યાનો પ્રચાર બહુ જ ઓછો છે એટલે કેટલાક બંધુઓ પોતાના અજ્ઞાનથી આવી જાહેર સભામાં આવી બેસી ભાગ લેતા નથી અને પાછળ શંકાશીલ હૃદયે મૂંઝાતા રહે તેમને અત્રે થયેલા જ્ઞાતિના જ હિતના આ પરંપવિત્ર કાર્યની પ્રતિતી આપવા મારી નમ્ર વિનંતી છે. આ ઠરાવને વિરમગામવાળા દેસાઈ ઝીણાભાઈ મગનલાલે વિશેષ અનુમોદન આપતા જણાવ્યું કે આ સમાજના આશયોને સંપૂર્ણ રીતે સમજી, આપે જે સભાસદ બની ભાગ લીધો છે તે જોઈ મને આનંદ થાય છે વળી મહદ્ ભાગ્યની વાત તો મને એ જણાય છે કે આપણી જ્ઞાતિના આગેવાન ગણાતા સઘળાં

ઘરોના એક એક પુરુષે આ સભામાં આગળ પડતો ભાગ લઈ સભાના કામને સંગીન કર્યું છે. (તાળીઓ). હું આશા રાખું છું કે જરૂર પ્રસંગે આ સમાજને તે પુરુષો મદદ કરશે.(તાળીઓ) આ ઠરાવને રાંદેરવાળા મિ. પુરુષોત્તમ ફકીરભાઈ તથા અમદાવાદ આર્ય સમાજના મંત્રી મિ. મોહનલાલ ત્રિભોવનદાસે વિશેષ અનુમોદન આપ્યું અને આ ઠરાવ સર્વાનુમતે પાસ થયો.

ઠરાવ ૨૧મો. વિરમગામ વાળા કુમારશ્રી લાલસિંહજીએ આ ઠરાવ રજૂ કર્યો. આ સમાજે જેજે ઠરાવો કર્યા છે તેની વ્યવસ્થા કરવાનો અધિકાર આ સમાજ મે. પ્રમુખ સાહેબ તથા ઉપપ્રમુખ સાહેબને આપે છે, અને આ સમાજનું કામ બહુ જ ગંભીરતાથી ચલાવવા માટે તેમનો આભાર માને છે. આ ઠરાવને વિરમગામ વાળા તંત્રી પુરુષોત્તમ લલ્લુભાઈએ અનુમોદન આપ્યું અને સર્વાનુમતે તાળીઓના અવાજો વચ્ચે પાસ થયો. બાદ છેવટે મે. પ્રમુખ સાહેબે પોતાનું પૂર્ણાહુતિ કરનારું એક ટુંક પણ હૃદયમાં સોનાના અક્ષરે કોતરી રાખવા જેવું ભાષણ કર્યું હતું.

બંધુઓ! આપણો ખરેખરો ધર્મ આપણી ફરજ અને કર્તવ્ય છે અને તેજ ધર્મ પહેલા બજાવવો જોઈએ. આપણી કોમમાં આજે ૩૦ વર્ષ થયાં. કામ ના કરનારાઓને હું જોતો આવ્યો છું અને પ્રથમ આપણા ના. દરબાર સાહેબે પાટડીમાં જ્ઞાતિ મેળો કરી આપણામાં રહેલા દુર્ગુણો દૂર કરવા પ્રયત્ન કર્યા હતા અને પુષ્કળ નાણું ખર્ચ્યું હતું તેમનો તથા વિરમગામના દેસાઈ શ્રી તથા અમદાવાદના આગેવાનોએ પણ જ્ઞાતિ સુધારવા ઘણી જ સેવા બજાવી હતી તે વગેરે જ્ઞાતિભક્ત પુરુષોનો હું આભાર માનું છું. વખત જતાં જ્ઞાતિસેવાના ઉદ્દેશથી ઘણાં મંડળો સ્થપાયાં અને અસ્ત થયાં છે પરંતુ હાલ જેજે મંડળો સ્થપાયાં છે તેમના સભાસદોને તથા નેતાઓને હું ધન્યવાદ આપું છું. આપણા સઘળા બંધુઓને આમંત્રણ કરનાર વ્યવસ્થાપક કમિટીના મેમ્બરોએ જે પરિશ્રમ ઉઠાવી આપણને આભારી કર્યા છે તેને માટે તેમને અભિનંદન આપું છું. આપણી જ્ઞાતિના માથે અવનીતિને લીધે જેજે દુઃખો આવે છે તેને ટાળી સુખ પ્રાપ્ત કરવાના ઉદ્દેશથી જ આપણે અત્રે મળ્યા છીએ, અને દુઃખને દૂર કરવા અત્રે જેજે બોલનારા પુરુષોએ આપણને ઉપદેશ આપ્યો છે તે સાંભળનારે નભાવવા અને પાળવા પોતાની ફરજ બજાવવી જોઈએ. કારણ કે આપણે અત્રે મળ્યા છીએ તે નહીં કે માત્ર સાંભળવાને માટે જ પરંતુ સાંભળીને આપણી ફરજ અદા કરવા માટે મળ્યા છીએ અને તે પ્રમાણે વર્તીશું તો જ ખરો મનુષ્ય ધર્મ પાળ્યો સમજાશે. બાળલગ્નથી આપણી આખી જ્ઞાતિની પ્રજા પીડાય છે તેને તેમાંથી મુક્ત કરવાની આપણી ફરજ અદા કરવી જોઈએ ભાઈઓ! માણસો ધારે તેવાં મોટાં કામો કરી શકે છે માટે તમો પણ જો બરાબર આપણા નઠારા રિવાજને દૂર કરવા ધ્યાન પર લેશો તો તે કરી શકશો.

પૂર્વ કાળમાં જાપાનમાં એવો ધારો હતો કે કોઈ પુરુષ કાંઈ પણ કામે દેશાવર જતો રહે તો તેને ફાંસીએ લટકાવવો. આવા અંધ વખતમાં પણ માકર્વીસ ઈટો વહાણમાં છુપાઈ દેશપાર ગયો. રશિયા ઈંગ્લેન્ડ જર્મની અને ફ્રાન્સ જેવા મોટા દેશોમાં વસી ત્યાંની રણપંડીતાઈ, નૌકાબલ, તોપો તથા દારૂગોળા બનાવવાના કારખાનાં, વગેરે મુદ્દાની બાબતો જોઈ, શીખી આવા પોતાના દેશમાં આ હુન્નર દાખલ કર્યા, અને જેના પરિણામે માત્ર ૩૦ વર્ષની ટૂંકી મુદતમાં જાપાન દેશ દુનિયા ભરની દૃષ્ટિ આગળ રશિયા જેવા મહાન રાજ્યને હંફાવી આજે રશિયા બન્યો છે, અને દરેક પ્રકારના હુન્નર ઉદ્યોગની કારીગરીમાં પશ્ચિમની પ્રજાઓ કરતાં આગળ પડે છે. આપણા બંધુઓએ પણ પ્રબળ પ્રયત્ન કરવાની જરૂર છે. માત્ર પૈસો પૈસો ભેગો કરીને પણ છેવટે મદદ કરવી જોઈએ અને સુધારક વીરાઓએ પૂર્ણ શાન્તિથી, સહનશીલતાથી, અને ખંતથી કામ કરવામાં પાછીપાની ના ભરવી જોઈએ. છેવટે જે ના. દયાળુ શહેનશાહના રાજ્ય છત્ર તળે શાન્તિથી આપણે આગળ વધવા પ્રયત્ન કરીએ છીએ. તેનો આભાર માનવો જોઈએ (તાળીઓ).

બંધુઓ! બોર્ડિંગ માટે અમદાવાદમાં શેઠ મફતલાલ ગગલભાઈ, એજન્ટ શોરોકમિલ એ સરનામે અને ઉપદેશક ફંડનાં નાણાં પરભાર્યાં વિરમગામ શ્રી ક.પા. સુ. સમાજના જનરલ સેક્રેટરીની સરનામે મોકલી આપવા ભલામણ કરી બેસવા પહેલાં ફરીથી વિનંતી કરું છું કે ફરજ અદા કરવા કદી પણ ચૂકશો નહિ (તાળીઓ).

બાદ ઉપપ્રમુખ મિ. જેઠાલાલ ચીમનલાલે પોતાને આપેલા અપૂર્વ માનની બાબત વ્યવસ્થાપકો તથા સમાજના મેમ્બરોનો ઉપકાર માનતા જણાવ્યું કે આપણી આવડા મોટા સમાજમાં આ જે કાર્ય આપણે સર્વાનુમતે કર્યા છે તેથી મને ખાસ લાગણી થાય છે કે આપણી આ પ્રવૃત્તિમાં આપણી કુળદેવી માતાજી શ્રી ઉમિયાદેવીનો હાથ છે અને તેણે જ અત્રે પધારેલા સર્વ બંધુઓને એકસરખી રીતે જ જ્ઞાતિ સેવા કરવા પ્રેર્યા છે. વિશેષમાં આપણી સમાજ માટે આટલી બધી તકલીફ ઉઠાવનારઃ-

૧. સ્વાગત કમિટીના સભાસદો તથા કડવા પાટીદાર હિતવર્ધક મંડળના સભાસદોનો જેણે સમાજની સ્થાપનાથી તન, મન અને ધનનો ભોગ આપી સેવા બજાવી તેમનો.
૨. બ્રાહ્મણ જ્ઞાતિના આગેવાનો કે જેમણે આપણને ઔદિચ્ય જ્ઞાતિની ભોજનશાળા સમાજના મંડપ માટે વાપરવા આપવા કૃપા કરી છે તેમનો, 
૩. આપણી ભોજનશાળામાં ત્રણ દિવસથી સતત પરિશ્રમ લઈ આપણને મદદ કરનાર ગૌર ગંગાધરભાઈ જગન્નાથ, દયાશંકર સેવકરામ, તથા ઔદિચ્ય

મિત્રના તંત્રી શિવલાલ હરજીવનદાસનો.

૪. સમાજમાં પધારેલા બંધુઓની સરભરા અને સેવા કરવા પાદરાથી આવેલા સ્વયંસેવકો વોલંટિયરો) છોટાલાલ ગરબડભાઈ તથા કેશવલાલ ગરબડભાઈ, ગણપતપુરાથી છોટાલાલ રાયજીભાઈ તથા સ્થાનિકના સ્વયંસેવકોના નાયક મિ. માણેકલાલ જનુભાઈ તથા કુ. શ્રી શિવસિંહજી અને બીજા મદદગાર સ્વયંસેવક બંધુઓનો.

૫. પોલીસ ઓફિસરો જેમણે પધારી સારો બંદોબસ્ત જાળવ્યો હતો તેમનો.

૬. અન્ય જ્ઞાતિના સભ્ય સજ્જનો જેમણે પોતાની હાજરી આપી મદદ કીધી હતી તેમનો.

૭. જ્ઞાતિના મિ. કરસનદાસ જેસિંગભાઈ મુનસફ સાહેબ, પાટડી સ્વસ્થાનના કામદાર મે. મગનલાલભાઈ, સીતવાળા શેઠ રતિલાલ કેશવલાલ, મે. હિંગળોકવાળા અમરતલાલ બળદેવભાઈ બી.એ. એલ.એલ.બી. વગેરે સભ્ય સજ્જનોનો જેમણે પધારી કાર્ય પદ્ધતિમાં અમૂલ્ય મદદ આપી છે તેમનો.

૮. સમાજનો અભ્યુદય ઇચ્છનારા મે. ''પટેલ બંધુ'' ના એડિટર સાહેબે જેમનો તાર આવ્યો હતો, સુરતની જ્ઞાતિના આગેવાનો, લીન્સના મુખી, શ્રીયુત્ નગીનદાસ પરષોત્તમદાસ સંઘવી, મિ. પોપટલાલ શિવલાલ બી.એ. ટીકર, અમદાવાદવાળા મિ. સાંકળચંદ લલ્લુભાઈ પોસ્ટલ ઇન્સ્પેક્ટર મહેસાણા તથા ભાવનગરવાળા મિ. હરજીવન ભગવાનદાસનો સમાજ તરફથી હું પૂર્ણ અંતઃકરણથી આભાર માનું છું.

આ વખતે સમાજની આવતી બેઠક માટે ચુંવાલના બોહોતેર ગામોના પંચના આગેવાન અઘારવાળા પા. છગનલાલ નરોત્તમદાસે આમંત્રણ આપી સમાજ ત્યાં ભરવા વિનંતી કરી હતી, બાદ વડોદરાવાળા પા. પુરુષોત્તમદાસ હરગોવિંદદાસે પણ સમાજની આવતી બેઠક વડોદરા ખાતે ભરવા વિનંતી કરી હતી તેમનાં આમંત્રણોનો સ્વીકાર કરી સ્થળ અને સમય ઠરાવવાનું વ્યવસ્થાપકોની ઇચ્છા પર રાખી મિ. જેઠાલાલભાઈએ પોતાનું ભાષણ પૂરું કર્યું હતું.

બાદ કાશીના ગૉરે પોતે જ્ઞાતિની બાબત પર થોડું વિવેચન કર્યું હતું કે ભ્રાતાઓ!! ૩૦ વર્ષ સુધી વિદ્યાભ્યાસ કરી તૈયાર થયો હોય તેવા છોકરાને પરણાવવા માટે લાયક ગણ્યો છે. નાનપણમાં પરણાવવાથી કજોડા બહુ થાય છે. સ્વભાવની પ્રતિકૂળતા પણ જણાય છે અને ક્લેશ કુસંપ થવાથી છેવટે બે સ્ત્રીઓ કરી આખરે હેરાન થઈ છૂટાછેડા કરવા પડે છે. આ તમારું કામ દ્વીજપણાને ડુબાવે તેવું છે. આમ થવાનું તમારામાં જે કારણ છે તે તમારા લગ્નની શાસ્ત્ર વિરુદ્ધ પદ્ધતિ છે. ભ્રાતાઓ,!

બારે વર્ષે જ અને એકીસાથે ૪૦-૪૦ દિવસનાં બાળકોને પણ પરણાવી દેવાં તેવી માતાજીની આજ્ઞા છે જ નહીં. વિચાર કરો કે ખુદ ઊમિયા માતાજીનાં પોતાનાં લગ્ન કેટલી ઉંમરે થયાં હતાં? (તાળીઓ) તમો આંખ મીંચીને તમારી પુત્રીઓને લગ્નના કુવામાં નાંખો છો. તમારી જ્ઞાતિની આધુનિક સ્થિતિ જોતાં સો વરમાં ભાગ્યે જ એકાદો કુલીન અને ભણેલો વિદ્વાન મળે છે. પણ જો તમો દરેક પાટીદારોને પોતાની પુત્રીઓ માટે આવો વિદ્વાન વર જોઈતો હોય તો આ પદ્ધતિથી લગ્ન કરવાનું મુલતવી રાખો અને બાળકો મોટાં થઈ વિદ્વાન થાય ત્યારે જ પરણાવો. મનુ મહારાજની આજ્ઞા છે કે કન્યા રજસ્વલા થઈ પિતાના ઘરમાં કુંવારી મરી જાય તોપણ પાપ લાગતું નથી પરંતુ તેને કુપાત્ર અગર નાલાયક વરને દાનમાં આપવાથી તે મહા મહા પાપ દે છે માટે હે ભ્રાતાઓ! બાળલગ્ન પર ખૂબ ખ્યાલ રાખી તમારું સારું થાય તેવા વિચાર કરી ચાલશો.

આ ભાષણની પૂર્તિમાં ભાવનગરવાળા મિ. મૂળજીભાઈ જેઠાભાઈએ જણાવ્યું કે થોડાં વરસ પર અમારા ત્યાં છૂટાં લગ્નથી બે વરકન્યા પરણ્યાં હતાં પરંતુ તેમની બાબત આ ભાગમાં પાછળથી અજ્ઞાન લોકોએ એવી વાત ચલાવી છે કે તે જોડું મરી ગયું છે. પરંતુ તેમ નથી બંધુઓ! તે દંપતી આજે જ્ઞાતિ સેવામાં મશહૂર છે. પરણનાર મિ. અમરતલાલ હમણાં જ કૉલેજમાં પી.ઈ.ની પરીક્ષામાં પાસ થયો છે અને શ્રી ઉમિયામાતાજીની તે બંને પતિપત્ની પર પૂર્ણ કૃપા છે. તન, મન અને ધનથી બંને ઉન્નતિને પામતાં જાય છે.

બાદ અમદાવાદવાળા રા. અમરતલાલ અચરતલાલ મોગરાએ સંપ વિશે પોતાનું વિદ્વતાભર્યું ભાષણ કર્યું હતું. આપણે સંપ કરી આ જ્ઞાતિના મહાન પરમાર્થમાં આજે મળ્યા છીએ તેમજ સંપની શૃંખલાથી બંધાઈ રહીશું તો જ આપણે ધારેલાં કાર્યો કરી શકીશું. આપને સ્વાભાવિક રીતે અનુભવ છે કે તૈયાર કરેલી રસોઈને જમવા માટે બધા દાંતની જરૂર છે તેમ આપણે આપણાં કાર્યો કરવા એકત્ર થવાની ઘણી જ જરૂર છે તેથી બંધુઓ! સંપ કરો અને સંપથી આજે પસાર કરેલા દરેક ઠરાવ પાળવા પ્રયત્ન કરો(તાળીઓ).

બાદ રા. હીરાલાલે જણાવ્યું કે આ ગંગારૂપ સમાજમાં જ્ઞાતિને પવિત્ર કરનારા જેજે ઠરાવો થયા છે તે અત્રે પધારેલા બધા સભાસદોએ સારી રીતે જાણ્યા, પરંતુ તે વિષે હું ખાસ કરી વિનંતી કરું છું કે પોતપોતાના ઘેર જઈ કુટુમ્બમાં અને ગામમાં ચર્ચા ચલાવી બીજાઓને ઉપદેશ આપશો. આ સમાજમાં જેજે બન્યું છે તેનું સવિસ્તર પ્રોસિડિંગ મારા ખર્ચે છપાવી 'કડવા વિજય' અને 'કડવા હિતેચ્છુ' દ્વારા બહાર પાડી તથા બીજી રીતે જ્ઞાતિમાં તેનો ફેલાવો કરવા પ્રયત્ન કરીશ તેમાં મદદ કરશો. બોર્ડિંગ

માટે સારી ઉત્કંઠા જણાય છે માટે જે છોકરાઓ તેનો આશ્રય લેવા માગતા હોય તેમનાં, નામ લખી મોકલશો જેથી અમારા કાર્યમાં ઘણી સગવડ થઈ પડશે.

બાદ વિરમગામવાળા મિ. ઝીણાભાઈ મગનલાલ દેસાઈએ જણાવ્યું કે આપણી જ્ઞાતિમાં ઉપદેશકોની અનિવાર્ય આવશ્યક્તા છે તે બાબત હવે સર્વમાન્ય થઈ છે તેના માટે સમાજ તરફથી પણ પ્રયત્ન કરવામાં આવશે જ. પરંતુ આ સમાજની આવતી વાર્ષિક બેઠક મળે ત્યાં સુધીમાં જે જ્ઞાતિબંધુઓ પોતાની સગવડે અને પોતાના ખરચે જ્ઞાતિની વસ્તીવાળા ગામોમાં ફરી વધુ સંખ્યામાં સર્ટિફિકેટો મેળવી કડવા વિજયમાં પ્રસિદ્ધ કરવા મોકલશે તેને રૂપાના ચાંદ લાયકાતના પ્રમાણમાં નીચે મુજબ આપવામાં આવશે.

શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મંડળ વિરમગામ તરફથી દ્વારકાદાસ મેડલ ૧.

દેસાઈ અમરસિંહ દેસાઈભાઈ વિરમગામ તરફથી રૂપાના ચાંદ ૩.

રા. રા. શેઠ મફાભાઈ ગોવિંદજી વિરમગામ તરફથી રૂપાનો ચાંદ ૧.

બાદ ઉપદેશક બાબત અમદાવાદ આર્ય સમાજના મંત્રી મોહનલાલ ત્રિભોવનદાસે જણાવ્યું હતું કે ઉપદેશની જરૂર પડ્યે મને સૂચના મળશે તો હું પૂરતો બંદોબસ્ત કરીશ.

બાદ બાવળાવાળા પા. પુરુષોત્તમદાસ લલ્લુભાઈએ પ્રતિજ્ઞા કરી દશ ગામોમાં તથા સરઢવવાળા પા. ઈશ્વરદાસ જોઈતનદાસે ૨૦ ગામોમાં અને વડોદરા ખાતે પા. પુરુષોત્તમ હરગોવિંદદાસે તથા ગણપતપુરા વગેરે ભાગમાં મિ. છોટાલાલ રાયજીભાઈએ, જ્ઞાતિનાં ગામડાંમાં પા. ગંગારામ જેઠીદાસ, વગેરેએ ભાષણ આપવા તથા વડોદરાવાળા પા. નાથાભાઈ રાયજીભાઈએ અને જેતપુરવાળા પા. જેઠાભાઈ કલ્યાણદાસ તથા માધવજી ચેલાભાઈએ જો પોતાની તરફ કોઈ ભાષણ કરવા આવે તો સાથે ફરી બનતી મદદ આપવા પોતાની ઈચ્છા દર્શાવી હતી.

અમદાવાદવાળા પા. જીવણલાલ અમરતલાલે જણાવ્યું હતું કે મામુનાયકની પોળમાં શ્રી કડવા પાટીદાર સભા સ્થાપી છે જેના વિદ્યા વૃદ્ધિ ફંડમાંથી જ્ઞાતિના છોકરાઓને ચોપડીઓ આપવામાં આવે છે માટે જે છોકરાઓને ચોપડી જોઈતી હોય તેમણે અરજી કરવી.

વિરમગામના રહીશ મિ. રતિલાલ અંબારામ તથા મિ. બાલુભાઈ બે વિદ્યાર્થીઓએ 'ત્રાસદાયક તેરમાં' વિષે ગદ્યપદ્યમાં સારો હાસ્યજનક અને બોધદાયક સંવાદ કરી સભાજનોના મનરંજન કર્યા હતા.



અમદાવાદના શેઠ દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ લશ્કરી તરફથી શેઠ કેશવલાલ છક્કડશીએ જણાવ્યું કે જે સ્વયંસેવકોએ આ સમાજની બેઠક વખતે જીગરભરી સેવા

કરી છે તેમની સેવાની ફૂલ નહીં અને ફૂલની પાંખડીના રૂપમાં કાંઈક કદર પીછાનવાના હેતુથી અમો દરેકને રૂપાના ચાંદ એનાયત કરવાની ઈચ્છા દર્શાવીએ છીએ જે સભાસદો તથા પ્રમુખ સાહેબ કૃપા કરી કબૂલ કરશે. (તાળીઓ).

છેવટે સ્વાગત કમિટીના અધ્યક્ષ કુમારશ્રી લાલસિંહજીએ પોતાનું ભાષણ કરતાં જણાવ્યું કે, ભાઈઓ? અમોએ ઘણા થોડા માણસોથી અને ઘણા વિકટ સંજોગોમાં ટૂંક સમયમાં બધી તૈયારીઓ કરી છે. ઉતારા વગેરેની સગવડ પણ તેવી જ રીતે ત્વરાથી કરવામાં આવ્યો છે અને આ આપણી પ્રથમ બેઠક હોવાથી કેટલીક અવ્યવસ્થા કદાચિત રહી હશે તો તે બાબત ક્ષમાની આશા રાખી વિનંતી કરું છું કે સર્વ જ્ઞાતિ બંધુંઓ દરગુજર કરશો. બેસી જતાં પહેલાં પણ ફરી એક વાર આપ સર્વ બંધુઓની સેવાચાકરી બાબતની જાણેઅજાણે થઈ ગયેલી કસૂર બાબત ક્ષમાની યાચના કરું છું (તાળીઓ).

બાદ પ્રમુખ સાહેબ તથા ઉપપ્રમુખ સાહેબને હારતોરા આપી સભા વિસર્જન કરવાનો હુકમ કરવા પ્રમુખ સાહેબને વિનંતી કરી હતી જે પરથી પ્રમુખ સાહેબે છેવટે જણાવ્યું કે અત્રે પધારેલા કોઈ પણ બંધુને કોઈ વાતે અગવડ પડી હોય તેની હું ક્ષમા માગું છું અને સભા વિસર્જન કરવા રજા માગું છું. બાવળાવાળા પેલાદજી નારણદાસ અને ગંગારામ જેઠીદાસે છેલ્લે વિદાયગીરીનાં ગાયનો ગાયાં હતાં જે પછી સભા હસીખુશીથી વિસર્જન થઈ હતી.

સૌને અમારા રામરામ ઓ, બંધુજનો સૌને અમારા રામરામ,
વાણીઆરે, હોય તેને બુહાર માનવાને બ્રાહ્મણોને નમસ્કાર. ઓ. બંધુજનો.
કડવા પાટીદાર ભાઈઓ મારાને, કેજો અતિ સુખદાન. ઓ. બંધુજનો.
અધિક શ્રમ લેઈ જ્ઞાતિને વિષે, કરજો સુધારક કામ. ઓ. બંધુજનો.
બે કરજોડી હું માફી માગું ભૂલને ચુક તમામ. ઓ. બંધુજનો.
પાયે પડી ગંગારામ વિનવે તજો કુધારા તમામ. ઓ. બંધુજનો.
એકવાર મારા બંધુજન બોલો જય જય ઉમિયામાત. ઓ. બંધુજનો.






# શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજ

## બીજો મહોત્સવ- વડોદરા
## તા. ૨૪-૨૫ અને ૨૬ ડિસેમ્બર ૧૯૧૦

આ સમાજનો પ્રથમ મહોત્સવ વિરમગામ ખાતે થયો હતો અને આ વખતે બીજો મહોત્સવ નેકનામદાર શ્રીમંત ગાયકવાડ સરકાર સર સિયાજીરાવ મહારાજ, સેના ખાસ ખેલ સમશેર બહાદુર, જી. સી. એસ. આઈના પાટનગર વડોદરા મુકામે થયો હતો. સમાજના કામકાજની યોજના માટે પ્રથમ વડોદરાની રિસેપ્સન કમિટીને મદદ કરવા મહેરબાન ડૉક્ટર સાહેબ પીતામ્બરદાસ, શેઠ સાહેબ કેશવલાલ છક્કડશી શેઠ. ગોરધનદાસભાઈ તથા કડવા વિજયના અધિપતિ અને તંત્રી વગેરે અગાઉથી આવ્યા હતા. સભાસ્થાન માટે સરકારી મહેલની તથા સરકારી ફરાસખાનામાંથી જોઈતા સરસામાનની ગોઠવણ મે. ડૉક્ટર સાહેબ તથા શેઠ કેશવલાલભાઈએ કરી આપી હતી. વખત નજીક આવતો ગયો તેમ તેમ કામકાજની ગોઠવણ કરવા વિરમગામથી શ્રી કડવા પા. હિ. વ. મંડળના ઉત્સાહી સભાસદો તથા ગણપતપુરાવાળો રા. બહેચરભાઈ તથા છોટાભાઈ વગેરે આવી પહોંચ્યા હતા. નામદાર ગાયકવાડ સરકાર લાંબા પ્રવાસથી પધારતા હોવાથી તેઓશ્રીને તા. ૧૯-૧૨-'૧૦ના દિવસે જાહેર પધરામણી વખતે સમાજ તરફથી પાન-સોપારી આપી હતી. તે દિવસે ભરૂચવાળા શેઠ ભીખાભાઈ, પાદરાવાળા રા. તુલજાભાઈ, તરસાળીવાળા આગેવાન પાટીદારો અને વડોદરાના જ્ઞાતિબંધુઓએ આગળ પડતો ભાગ લીધો હતો. તા. ૨૩મીના દિવસે વિરમગામવાળા કુમારશ્રી લાલસિંહજી, શિવસિંહજી તથા દેસાઈ વજેસિંહજી વગેરે તથા બપોરમાં પાટડી સ્વસ્થાનના ને. ના. દરબાર સાહેબના સ્વર્ગસ્થ માતાશ્રી ચંદ્રસિંહજીના જ્યેષ્ઠ પુત્ર શ્રીમાન નારાયણસિંહજી તેમના પુત્ર ભાઈશ્રી પ્રતાપસિંહજી તથા પાટડીના કારભારી સાહેબ શ્રીયુત્ મગનલાલભાઈ, ભાયાત વર્ગમાંથી દેસાઈ જાલીમસિંહજીભાઈ અને દે. ઝીણાભાઈ સાહેબ પરી. રણછોડલાલભાઈ ફોજદાર, પરી. જમનાદાસ ગોવિંદજી,

દેસાઈ, શિવલાલ કાશીદાસ, દે દામોદરદાસ હરીવલ્લભદાસ દે. નાથાભાઈ, ભાઈ કેશવલાલ ધનજીભાઈ વગેરે આવી પહોંચ્યા હતા. તેઓને લેવાને સ્ટેશન પર સમાજના આગેવાનો તથા વોલન્ટિયરો વગેરે હાજર હતા. ગાડી આવી પહોંચતા ફૂલના હાર વગેરેથી તેઓનો સત્કાર થયા બાદ તેમને માટે ખાસ તૈયાર કરેલા ઉતારે લઈ જવામાં આવ્યા હતા. આજ દિવસથી સભાસદો આવવા લાગ્યા હતા. છેવટે રાતના બે વાગ્યા સુધીમાં સભાસદોની સંખ્યા હદ ઉપરાંત વધી ગઈ હતી અને તેથી સભાસ્થાન માટે મુકરર કરવામાં આવેલ લીલો મહેલ સભાસદોની વધી ગયેલી સંખ્યા અને પ્રેક્ષકો માટે પૂરતી રીતે સગવડવાળો નહીં થાય તેવું જણાવાથી રા. રા. ઝીણાભાઈ વગેરેમાં માત્ર બે કલાકના પ્રયત્નથી જ સઘળું ફર્નિચર ત્યાંથી શ્રી વાંકાનેર થિયેટરમાં ફેરવી સભાસ્થાન ત્યાં નિયત કરવામાં આવ્યું. મે. પ્રમુખ સાહેબ કરસનદાસભાઈ સબ જજ સાહેબ પણ જંબુસરથી આજ પધારવાના હોવાથી તેમને સન્માન આપવા ગોવાગેટ સ્ટેશને પાટડીના દેસાઈશ્રી, વિરમગામના દેસાઈશ્રી, વ્યવસ્થાપકો, રિસેપ્શન કમિટી, તથા સઘળા સભાસદો વગેરે હાજર હતા. ગાડી આવી પહોંચતાં પ્રમુખ સાહેબને જયઘોષ તથા પુષ્પની વૃષ્ટિથી તથા હારતોરાથી વધાવી લઈ, મે સિયાજી વિજયના ઍડીટર સાહેબની ગાડીમાં પોતે તથા વિરમગામ પાટડીના દેસાઈશ્રી સાથે ગાડીઓના રસાલાના રૂપમાં વાંકાનેર થિયેટરે પાટડીના ઉતારે વિદાય થયા.

આજથી સભાનું કામકાજ શરૂ થવાનું હોવાથી સભાસદો જલદી જલદી ભોજન લઈ મંડપે હાજર થવા લાગ્યા. બરોબર બપોરે બાર વાગતાં સુધીમાં થિયેટર ચિક્કાર ભરાઈ ગયું. અતિહર્ષની વાત એ છે કે બહાર ગામથી ઘણી બહેનોએ પણ હાજરી આપી હતી. રંગભૂમિ પર રિસેપ્શન કમિટી, વ્યવસ્થાપક કમિટી, પેપરોના રિપોર્ટર્સ, પાટડીનો રસાલો વગેરે આગેવાનોની ખુરશીઓ રાખી હતી. વખત થતાં પ્રમુખ સાહેબને ઉતારા પરથી લેવા રિસેપ્શન કમિટી, વ્યવસ્થાપક કમિટી, મે ડૉક્ટર સાહેબ વગેરે સામા ગયા અને તેમને સભા મંડપમાં પધારતાં પૂરા સન્માન અને સર્વ બન્ધુઓની ઊંડી પ્રેમની લાગણીના જયઘોષથી વધાવી લીધા અને કામ શરૂ થયું.

શરૂમાં સમાજના સેક્રેટરી મિ. પુરુષોત્તમદાસે મંગળાચરણમાં નીચેનું પદ ગાયું.

**રાગ કલ્યાન.**

સહાય કરો ભગવાન, અમને સહાય કરો ભગવાન
સત્તા તમારી સકલ ભૂમિ પર, ટાળો અમ અજ્ઞાન. અમને
આપ પ્રતાપે સર્વે ગૃહસ્થો, આવી મળ્યા આ ઠામ. અમને
ઉત્તમ જ્ઞાન સહુને આપો, વળી વિદ્યા ધનધામ. અમને
આપો શાંતિ ક્લેશ નિવારી, પૂરી કરો મન હામ. અમને

બાદ 'ખેડૂતની આરતી' નામની કવિતા વોલન્ટિયરો ગાઈ જે પૂર્ણ થતાં રિસેપ્સન કમિટીનાં ચેરમેન મે. પુરુષોત્તમદાસ હરગોવિંદદાસનું ભાષણ શરૂ થયું.

પરમ પ્રિય પાટીદાર બન્ધુઓ, સદ્‌ગૃહસ્થો અને બહેનો! જુદાં જુદાં વૃક્ષો, રોપાઓ અને વેલાઓથી ખીચોખીચ ભરેલા વનને, સુગંધી લત્તાઓ અને મેળાના ઉત્તમ ઉદ્યાન (બાગ) ને અને સરોવરના સુંદર જળમાં સૂર્ય ભગવાનના ઉદયથી વિકસિત થઈ મંદમંદ સુગંધને વહેરાવતાં કમલોને જોઈ મનને અતિશય હર્ષ થાય છે તેવી જ રીતે જ્ઞાન સૂર્યના ઉદયથી આજે આ સ્થાને આપ મહાશયોનાં વદનકમળ અને નેત્ર કમળોને જોઈ મને જે આનંદ થાય છે તે કયા શબ્દોમાં દર્શાવવો તે હું જાણી શકતો નથી. બન્ધુઓ અત્રેની સ્વાગત કમિટીના ચેરમેન તરીકે શ્રી ક. પા. શુ. સમાજમાં પધારેલા આપ સર્વ મહાશયોનું હું જીગર ભર્યો આવકાર આપી આગળ કામ ચલાવું છું.

એક વિચારથી બંધાયેલો જ્ઞાતિ સેવાના વિચારમાં પ્રેરાયેલા, અમારા આમંત્રણને માન આપી તકલીફ લઈ દૂર દૂરથી પધારી અમારા સ્થાનને આપે દીપાવ્યું છે તેથી ફરી આપને સવિનય, સપ્રેમ આવકાર આપું છું. અહીં અમારા શ્રીમંત મહારાજા સર સયાજીરાવ ગાયકવાડના પાટનગર વીરક્ષેત્રમાં તેઓશ્રીના સંપૂર્ણ આશ્રય હેઠે અને તેઓશ્રી તરફની ઘણા પ્રકારની મદદથી આપણે એકઠા મળ્યા છીએ તેથી કુટુંબસહ તેઓશ્રી દીર્ઘાયુષ્યમાન થઈ અમારા પર રાજ્ય કરો તેવી પ્રભુ પ્રત્યે હું પ્રાર્થના કરું છું.

બન્ધુઓ! સમાજના ઉદ્દેશને અનુસરી હું હવે આપ બન્ધુઓનું નીચેની બાબતો પર લક્ષ ખેંચું છું.

ખેતીવાડી એ આપણો ધંધો હોવાથી તેને માટે જમીન ખેડ, ખાતર અને પાણી વગેરે બાબતનું જ્ઞાન સંપાદન કરવા શ્રીમંત સરકારે પ્રાયોગિક અને દાર્શનિક ક્ષેત્રો સ્થાપી આભારી કર્યા છે પણ આ સંબંધીનું જ્ઞાન જે પુસ્તકોરૂપી ભંડારમાં ભરી રાખ્યું છે તે સમજવા આપણે પ્રથમ તો કેળવણીની અનિવાર્ય આવશ્યક્તા છે અને તે પ્રાપ્ત કરી આપણે ઉન્નતિના શિખરે પહોંચી આ લોક અને પરલોકનાં સુખને સાધી શકીએ. તેને માટે પણ અમારા કૃપાળુ મહારાજાશ્રીએ ફરજિયાત અને મફત યોજના કરી છે ને. ના. બ્રિટિશ સરકાર પણ કરવાના વિચારમાં છે. એ આપણા મહોદયની વાત છે. હવે આ વિદ્યા પ્રાપ્ત કરવા માટે પ્રાથમિક આવશ્યક જે વસ્તુ છે તે બ્રહ્મચર્યરૂપ કલ્પવૃક્ષ છે એવું આપણા ધર્મ પુસ્તકોમાં સ્થાને સ્થાને મહર્ષિઓ કહી ગયા છે. તે જોતાં માલૂમ પડે છે કે સર્વ પ્રકારની લૌકિક અલૌકિક સિદ્ધિઓને સાધ્ય કરવામાં એ પ્રથમ મહાન સાધન છે. પરંતુ આપણી જ્ઞાતિમાં ચાલતી લગ્નની મિથ્યા રૂઢિથી

તેનું સર્વાંશે ખંડન થાય છે. આપણી ચૌદ લાખની સંખ્યામાં વધેલી જ્ઞાતિ અન્ય કોમો કરતાં તદ્દન પછાત છે તેનું કારણ બાળલગ્નની રૂઢિ જ છે. જો આ રૂઢિ રૂપી રાક્ષસીનો જલદીથી સંહાર નહિ થાય તો આજકાલ આગળ વધતા જમાનામાં આપણી પાછળની જ્ઞાતિઓ આપણાથી વધી જશે અને આપણી પદવી કઈ જગાએ આવશે તે કહી શકાતું નથી. આ બાળલગ્ન તદ્દન શાસ્ત્ર વિરુદ્ધ હોઈ અધર્મનું કૃત્ય છે તેની ખાતરી થવા શ્રીમાન્ શંકરાચાર્યજીનું સર્ટિફિકેટ આ સાથે વહેંચાય છે તે તરફ હું આપનું ધ્યાન ખેંચું છું. હવે ધર્મનો તદ્દન લોપ થાય છે છતાં અજ્ઞાન ભાઈઓ કહે છે કે ખરચ ઓછું થાય છે. ને પૈસા બચે છે. જો તેમ હોય તો હિંદુસ્તાનની બીજી પોતપોતાના સવડે ને લાયક ઉમરે લગ્ન કરનારી જ્ઞાતિઓ કરતાં આપણી જ્ઞાતિ શ્રીમંત ધનવાન હોવી જોઈએ પણ તેના બદલે આપણી જ્ઞાતિની દશા ઘણી દુર્બળ થઈ ગઈ છે ને થતી જાય છે. **(કેટલાક અજ્ઞાન અને મિથ્યાભિમાની પુરુષો કહે છે કે નાતને ગરીબ ગરીબ કરીને હલકી પાડીને વગોવી મારી) તે વાતના પોકારો ઠેઠ શહેનશાહી પાર્લામેન્ટ સુધી પહોંચ્યા છે** એટલે હવે તેની સાબિતી માટે લંબાણ વિવેચનની જરૂર નથી પણ અત્રે પધારેલા ગુણીજનોને હું કહી શકીશ કે **આપણી જ્ઞાતિમાં ઓછામાં ઓછા ૭૦ ટકા દેવાદાર છે. જેમાંના ૮૦-૮૫ ટકા તો આ લગ્નની અને મરણ પાછળનાં દુ:ખદ જમણોની રૂઢિના જ પ્રતાપે દેવાદાર થયા હોય છે.** લગ્નની આ રૂઢિથી ઓછું નહિ પણ પરણાવતાં ને પૂંખતાં ડબલ ખરચ થાય છે. બે સ્ત્રી, છૂટકા, નાનાં નાનાં મરણ થયાં વગેરેથી ઘણાં ખરચ નકામાં જાય છે ને એકંદરે સાપ લાંબો ને ઘો પહોળી થાય છે. આ નઠારા રિવાજને નાબૂદ કરવા શ્રીમંત સરકારે બાળ લગ્ન પ્રતિબંધક કાયદો ઘડી આપણને આભારી કર્યા છે. આ રિવાજથી આપણાં બાળકો તેમ બાળકીઓ ભણી શકતાં નથી. **સ્ત્રી કેળવણીની બાબતમાં ઘણાં એમ કહે છે કે બાયડીઓને ક્યાં કમાવા જવું છે પણ કમાવા માટે જ ભણવું તેવું માનવું તદ્દન ભૂલભરેલું છે. વિદ્યારૂપી જ્ઞાનની પુરુષ તેમ સ્ત્રી બંનેને સરખી જરૂર છે.** ઘરસંસારની ગાડીનું એક પૈડું પુરુષ સારુ હોય ને સ્ત્રી નઠારુ હોય તો એ ગાડી બરાબર ચાલે નહિ. આપણા અસલના વખતમાં સ્ત્રીઓને ભણાવવાનો રિવાજ હતો તેથી સીતા, દ્રૌપદી વગેરે અનેક સતીઓ થઈ ગઈ છે તેમજ સ્ત્રીઓને પ્રથમ નીતિની, ધર્મની અને વ્યવહારની કેળવણી આપી પછી પરણાવવી જોઈએ. તો જ સુખી થવાય.



આવી આવી રીતનાં આપણી જ્ઞાતિની ઉન્નતિનાં કાર્યો કરવા અત્રે આપ બન્ધુ મળ્યા છો તે મહાન કાર્યોમાં આપણા નેતા, આપણા અત્રે પધારેલા સભાસદોમાંતી યોગ્ય નર રત્નની પ્રમુખ તરીકે પસંદગી કરવા વિનંતી કરી હું બેસી જવાની અરજ ગુજારું છું. (તાળીઓ...)

બાદ ડૉક્ટર સાહેબ પીતાંબરદાસ ભાઈએ દરખાસ્ત મૂકી કે **આપણી જ્ઞાતિમાં રત્નસ્વરૂપ મે. કરસનદાસભાઈ દેસાઈ જંબુસર સબ જજ સાહેબ છે. તેઓ આ વખતના મહોત્સવનું પ્રમુખપદ સ્વીકારી આભારી કરશે તેવી હું આશા રાખું છું** (તાળીઓ) તેને કડવા વિજયના તંત્રી પુરુષોત્તમદાસે ટેકો આપ્યો અને સર્વાનુમતે તે દરખાસ્ત મંજૂર થતાં તાળીઓના અવાજ વચ્ચે મે. કરસનદાસભાઈએ પ્રમુખ તરીકે પોતાની બેઠક લીધી અને તે જ વખતે સ્વાગત કમિટી ચેરમેને પુષ્પનો હાર પહેરાવ્યો (તાળીઓ) અને પોતે પોતાનું વિદ્વતાભર્યું ભાષણ વાંચવા ઊભા થયા.

## પ્રમુખ સાહેબનું ભાષણ

બંધુઓ! આપણી જ્ઞાતિની આ બીજી સમાજના અધ્યક્ષ નીમી તેઓએ મને જે માન આપ્યું છે તથા આપની યથાશક્તિ સેવા બજાવવાની જે તક આપી છે. તેને માટે આપનો અંતઃકરણથી હું આભાર માનું છું.

## સમાજ સબળ પ્રયોજનવાળી અને આવશ્યકતાવાળી છે કે?

બંધુઓ! તમારા પૈકી કેટલાકના મનમાં એવી શંકા રહેતી હશે કે સેંકડો ખર્ચ કરી તથા પુષ્કળ શ્રમ વેઠી આવો સુંદર મંડપ બાંધી સમાજના અંગભૂતોને દૂર દૂરથી બોલાવી બોલાવી તેમને પણ શ્રમ આપી અત્રે એકઠા મળવાનું કંઈ વાજબી અને સંગીન પ્રયોજન છે? અને તેમ કરવાની આવશ્યક્તા છે? કે જેમ આપણી જ્ઞાતિના **કેટલાક બંધુઓ કહે છે તેમ માત્ર નાતાલની રજાઓમાં એકઠા મળી જમી રમી ગમત કરી પૈસા ઉડાવી વિખરાઈ જવાનું જ છે. આ શંકાનું સમાધાન પ્રથમ થવું જોઈએ. જો આપણે એમ બતાવી ન શકીએ કે આવી સમાજ અસ્થિમાં આવવી એ હાલના સમય અનુસાર અવશ્ય થવો જોઈતો બનાવ છે અને સમાજ સબળ પ્રયોજનને લઈને એકઠી થાય છે.** નહીં તો પછી આપણું એકઠું થવું, શ્રમ કરવો અને દ્રવ્ય ખર્ચવું એ સઘળું નકામું જ છે અને તે બધું પડતું મૂકવું જ જોઈએ.

## જગતના સ્વરૂપનું અને તેના મહા નિયમોનું દિગ્દર્શન

### બનજારો

આ સમય (૨) મન વિચારો, જો ઉન્નતિ કરવા ધારો.

૧. નથી સ્થિરતા જગમાં ક્યાંયે, રૂપાંતર થાય સદાયે;
તે અનુકૂળ કરો આચારો. જો.


૨. જ્યાં વૃદ્ધિના નિયમો પળાય, ત્યાં સુખી હંમેશાં થવાય;
તે નિયમ મનથી ધારો, જો.
પૂર્વે નિયમો આવા પળાયા, રિદ્ધિ સિદ્ધિ ત્યારે કમાયા;
તેમ કરવા ધર્મ વિચારો, જો.

૪. જ્યારે નિયમોનો થયો લોપ, થયો પ્રભુનો ત્યારે કોપ:
તે કોમ તમે નિવારો. જો.
૫. વસ્તુ સ્થિતિ તમો નિહાળો, ફેરફાર ઘણેરો ભાળો;
રીતરિવાજે તે વિચારો, જો
૬. જ્યારે બળની અતિ જરૂર, ત્યારે થયા તેથી દૂર;
આ વિપરીત વાત વિચારો, જો.
૭. બ્રહ્મચર્ય પાળો ઉમંગે, કરો વિદ્યાભ્યાસ તે સંગે;
પછી ગૃહસ્થાશ્રમ સ્વીકારો, જો.
૮. ઉત્તમ જ્ઞાન વિના નહીં આરો તે વાત હૃદયમાં ધારો;
ને અનુકૂળ કરો આચારો જો.
૯. ઘો વિદ્યાનાં અતિ દાન, વધશે કીર્તિ વળી માન;
અને પ્રભુ રીઝશે યારો. જો
૧૦. પડ્યા ખરચના બોજા માથે, પ્રાચીન અર્વાચીન સાથે;
નહીં ઉપડાયે બેઉ ભારો, જો.
૧૧. કરો પ્રાચીન ખરચ ઘટાડો, તેમ વત્તી તાપ મટાડો;
તે વિના નહીં કંઈ આરો, જો.
૧૨. છોડો આળસ અજ્ઞાન, સૌ મેળવો ઉત્તમ જ્ઞાન;
ચૂકશો તો ખાસો મારો. જો.
૧૩. તજવા જેવા પ્રાચીન ધારા, ઝટ દઈને ન્યારા;
ધરી રાખી યોગ્ય આચારો. જો.
૧૪. કૃષી કામ તણાં સાહિત્ય, વળી નવીન શોધ જે સત્ય;
તે તણાં લાભ સ્વીકારો. જો.
૧૫. થાઓ જાગ્રત સૌ સાથ, ધરો જ્ઞાતિ ઉન્નતિ હાથ;
નામ અમર થાવા વિચારો, જો.
૧૬. સૂણ્યા આજે જે ઉદ્‌ગારો રૂદિયામાં ઊંડા ઠારો;
આચરવા નિશ્ચય ધારો, જો.
૧૭. કરૂ વિનંતી પ્રેમ ધરીને, જ્ઞાતિ હિત મન આણીને;
(તે) તેવા જ પ્રેમે સ્વીકારો, જો.
૧૮. પ્રભુ આપો અતિ સુમતિ કરવા જ્ઞાતિ તેણી ઉન્નતિ;
એમ યાચુ વાર હજારો, જો.

બાદ સબ્જેક્ટ કમિટીના મેમ્બરો માટે સમાજના સેક્રેટરીએ તૈયાર કરેલો ખરડો રજૂ કર્યો જે વાંચતાં તેમાં સુધારો - વધારો કરી સર્વાનુમતે મંજૂર થયો અને નીચે મુજબ મેમ્બરોની સબ્જેક્ટ કમિટી નિમાઈ.

મે. પ્રમુખ સાહેબ કરસનદાસભાઈ.
કુ. શ્રી લાલસિંહજીભાઈ વિરમગામ
શેઠ ગોરધનદાસ મોહનલાલ ,,
શેઠ પ્રાણલાલ વૃજલાલ ,,
રા. પુરુષોત્તમ લલ્લુભાઈ ,,
દે. નારણદાસ જોરાભાઈ ,,
શેઠ મફાભાઈ ગોવિંદજી ,,
રા. મગનલાલ દેસાઈભાઈ ,,
દે. કાળીદાસ હરજીવનદાસ ,,
દે. ઝીણાભાઈ મગનલાલ પાટડી
રા. કેશવલાલ માધવલાલ વકીલવિરમગામ
રા. નાથાભાઈ ધનજીભાઈ લાડોલ
રા. પુરુષોત્તમ હરગોવિંદ વડોદરા
રા. ભાઈલાલ જગજીવન ,,
રા. માધવજી ચેલદાસ જેતલપુર
રા. પૂંજાભાઈ ભાઈજીદાસ ,,
રા. ધનશા જયકરણદાસ આદ્રજ
રા. મોહનલાલ ત્રિભુવનદાસ અમદાવાદ
રા. પુરુષોત્તમ લલ્લુભાઈ બાવળા
રા. જમનાદાસ વ્રજલાલ સાણંદ
રા. સોમનાથ મોતીરામ નારાયણપુરા
મે. પ્રો. સા. જેઠાલાલભાઈ અમદાવાદ
રા. જમનાદાસ રણછોડદાસ અસારવા
રા. નાથાભાઈ રાયજીભાઈ વટાદરા
રા. નથુભાઈ પુરુષોત્તમ સાણંદ
રા. અંબારામ ઈચ્છાભાઈ થોળ
રા. હીરાલાલ વસંતદાસ અમદાવાદ
રા. હરજીવન ભગવાનદાસ મુંબઈ
રા. અમરસિંહજી દેસાઈભાઈ ધાંગ્રધા
રા. મોતીભાઈ રણછોડભાઈ અસારવા
શેઠ સોમનાથ બેચરદાસ અમદાવાદ
શેઠ કેશવલાલ જીવાભાઈ ,,
રા. મગનલાલ હાંસજીભાઈ ,,
દે. અંબારામ શિવલાલ વિરમગામ
રા. જયસિંહભાઈ હરગોવિંદ ,,
રા. જીજીભાઈ કુબેરદાસ ડાંગરવા
રા. કાળીદાસ મોહનલાલ અમદાવાદ
મે. ડી. સા. પીતાંબરદાસભાઈ ,,
અમીન મોતીલાલ કેશવલાલ ગોઝારિયા
રા. ઈશ્વરભાઈ મહાદેવભાઈ નરોડા
દે. ચંદુલાલ મણિલાલ વિરમગામ
શેઠ કેશવલાલ છેકડશી અમદાવાદ
રા. છગનલાલ નરોત્તમદાસ અધાર.
રા. રણછોડલાલ પરભુદાસ વડોદરા
રા. જોઈતારામ ભાવજી. કડલા
રા. દેસાઈભાઈ મથુરભાઈ પાતરવેણી
રા. જેઠાભાઈ વનમાળીદાસ વરસોળી
રા. ખુશાલદાસ વેલજીભાઈ ગાબટ
રા. ઉમેદરામ છગનલાલ નારદીપુર
રા. ચુનીલાલ લાલદાસ લાડોલ
અમીન ચતુરભાઈ રાધાભાઈ કડી
રા. મહીપતભાઈ ભાવસિંહ વાસણાંકળિયા

| | | | |
|---|---|---|---|
| રા. ભગવાનદાસ રામદાસ | રીબડી | શેઠ ભીખાભાઈ વનમાલીદાસ | ભરૂચ |
| રા. ચુનીલાલ પુરુષોત્તમદાસ | વિરમગામ | રા. મનસુખભાઈ વડોદરા | |
| રા. ઈશ્વરદાસ જોઈતનદાસ | સરઢવ | રા. ગંગારામ નરસીદાસ | મહેસાણા |
| રા. બહેચરભાઈ રાયજીભાઈ | ગણપતપુરા | રા. પુરુષોત્તમ ફકીરભાઈ | રાંદેર |
| રા. પોપટલાલ શિવલાલ | ટીકર | રા. મૂળજીભાઈ પરભુદાસ | મુંબઈ |
| રા. અંબારામ જીવીદાસ | કોન્તીઆ | રા. છોટાલાલ બહેચરદાસ | સુરત |
| રા. પુરુષોત્તમદાસ કહાનદાસ | વાસણા | રા. મોહનલાલ મોતીલાલ | અમદાવાદ |
| રા. રણછોડલાલ અમૃતલાલ | અમદાવાદ | શેઠ ચંદુલાલ અચરતલાલ | ,, |
| શેઠ મફતલાલ ગગલભાઈ | ,, | રા. મનોરદાસ મોહનલાલ | ,, |
| રા. દયારામ નરોત્તમદાસ | ધોળકા | દે. વજેસિંહભાઈ | વિરમગામ |
| રા. રણછોડલાલ લક્ષ્મીચંદ | વડોદરા | રા. રણછોડદાસ શ્રીધરદાસ | શેરથા |
| રા. બાજીદાસ જેસંગદાસ | દેવડી | રા. જીવરાજ હાંસજીભાઈ | ભાવનગર |
| રા. કાળીદાસ માવાભાઈ | રોગવા | રા. કાળીદાસ અમાઈદાસ | ઈચ્છાપુર |
| રા. ગોવિંદભાઈ ગણેશભાઈ | પાનસરા | રા. ઉમેદભાઈ લાલદાસ | વામજ |
| રા. રણછોડજી નારણજી | અય્યામા | રા. હીંમતલાલ હરીલાલ | વડોદરા |
| રા. જેઠાલાલ અમથાલાલ | વડોદરા | | |

આ પ્રમાણે સબ્જેક્ટ કમિટી નિમાયા પછી વખત થઈ જવાથી પ્રમુખ સાહેબના હુકમથી કામ ખલાસ કર્યું અને મીટિંગ બરખાસ્ત થઈ.

## ત્રીજો દિવસ તા. ૨૫-૧૨-'૧૦
## (બપોરના ૧૨-૩૦)

શરૂમાં સમાજનાં સેક્રેટરીએ નીચે પ્રમાણે મંગલાચરણમાં સ્તુતિ કરી.

**કલ્યાણ સાખી**

જય જય ઉમિયા ઈશ્વરી, વિઘ્નો સહુ વિદારજે,
કૃતિ સફળ કર અમ તણી, સ્તુતિ આ સ્વીકારજે,
સ્વાર્થ કે પરમાર્થ છે, અમ યત્નોમાં ભગવતી.
સાક્ષી છો તું હૃદયની. વ્યાપક જન મને હે સતી.

સભાનું કામકાજ શરૂ થયું અને મે. પ્રમુખ સાહેબે નીચે મુજબ ઠરાવની દરખાસ્ત મૂકી.



### પહેલો ઠરાવ.

આ સમાજ આપણા મરહુમ શહેનશાહ સપ્તમ એડવર્ડના સ્વર્ગવાસ પ્રતિ પોતાની દિલગીરી દર્શાવે છે.

આ ઠરાવ સર્વાનુમતે પાસ થયો.

## બીજો ઠરાવ.

આ સમાજ આપણા તખ્તનસીન થનાર શહેનશાહ જ્યોર્જ પાંચમા અને મહારાણી મેરીનું સહકુટુમ્બ દીર્ઘાયુષ્ય ઇચ્છી તેઓ નામદારનો હિંદમાં દિલ્લી ખાતે રાજ્યાભિષેક થનાર છે તે માટે ભક્તિભાવની લાગણીથી તેઓ નામદારને અભિનંદન આપે છે.

આ ઠરાવની દરખાસ્ત મે. પ્રમુખ સાહેબે રજૂ કરી અને તે સર્વાનુમતે મંજૂર થઈ.

## ત્રીજો ઠરાવ.

આ સમાજ નામદાર શ્રીમંત સરકાર સર સયાજીરાવ મહારાજ ગાયકવાડ સેના ખાસ ખેલ સમશેર બહાદુર જી. સી. એસ. આઈ.નું કુટુંબ - પરિવાર સહ દીર્ઘાયુષ્ય ઇચ્છે છે.

આ ઠરાવની દરખાસ્ત મે. પ્રમુખ સાહેબે રજૂ કરી અને તે સર્વાનુમતે મંજૂર થઈ.

## ચોથો ઠરાવ

વિદ્યા એ સાચું ધન અને મોટામાં મોટી શક્તિ હોવાથી દરેક બન્ધુએ પોતાના પુત્ર-પુત્રીને અવશ્ય કેળવણી આપવી એવો આ સમાજ ઠરાવ કરે છે.

આ ઠરાવ વિરમગામવાળા કુમારશ્રી લાલસિંહજીભાઈએ રજૂ કર્યો અને પોતાના ભાષણમાં જણાયું કેઃ -

ગૃહસ્થો! આપની સન્મુખ મેં કેળવણી સંબંધી ઠરાવ રજૂ કર્યો છે તે સંબંધી હું થોડું વિવેચન કરવું યોગ્ય ધારું છું જે સર્વ શ્રવણ કરશો.

આપ સર્વને માલૂમ હશે કે દરેક મનુષ્યને માટે કેળવણી તે ખાસ, જિંદગીનો અગત્યનો વિષય છે. વિદ્યા સિવાય મનુષ્ય પશુતુલ્ય ગણાય છે. એટલું જ નહિ પણ વિદ્યાના અભાવે તે પોતાની જાતને પોતાના કુટુંબને પોતાના સ્નેહીઓને તથા લાગતા-વળગતાઓને નુકસાન કરે છે.

વિદ્યા પ્રાપ્ત કરેલો મનુષ્ય પોતાની જાતને ફાયદો કરવા ઉપરાંત પોતાના સ્નેહીઓ તથા સર્વને લાભ આપી શકે છે.

બિન-કેળવાયેલ મનુષ્યની તાબેદારી ભોગવવી પડે છે તથા લાચાર થવું પડે છે : જ્યારે કેળવાયેલ મનુષ્ય અન્ય પર ઉપરીપણું મેળવી સત્તા ભોગવી શકે છે, તથા સર્વનું ભલું કરી શકે છે.



બિન-કેળવાયેલ મનુષ્ય વિદ્વાનની સભામાં બેસી શકતો નથી તેમજ હાંસીને પાત્ર થાય છે : જ્યારે કેળવાયેલ મનુષ્ય તેવી સભામાં બેસી શકે છે તથા પ્રશંસા

પાત્ર થાય છે.

બિન-કેળવાયેલ મનુષ્ય અનેક અગવડો ભોગવી નુકસાન ખમે છે, જ્યારે કેળવાયેલ મનુષ્ય બાહોશીથી વર્તી દરેક કાર્યમાં ફત્તેહમંદ થાય છે.

બિન-કેળવાયેલ મનુષ્ય અન્યથી અતડો પડી ઠપકાને પાત્ર થાય છે, જ્યારે કેળવાયેલ મનુષ્ય સર્વ સાથે મળતાવડો રહી સ્નેહને પાત્ર થાય છે.

બિન-કેળવાયેલ મનુષ્ય ગમે તેમ અસંબંધ વિચાર દર્શાવી હલકો પડે છે જ્યારે વિદ્વાન મનુષ્ય પોતાના વિચાર વાજબી રીતે દર્શાવી પોતાને યોગ્ય ગણાવે છે.

બિન-કેળવાયેલ મનુષ્ય સદાય ઓશિયાળો રહે છે, જ્યારે કેળવાયેલ મનુષ્ય સ્વતંત્ર રહી દરેક કાર્ય આનંદથી કરી શકે છે.

ગૃહસ્થો! કેળવણીના શા શા ફાયદા છે તે આપ સર્વના જાણવામાં હશે : તેમજ ઉપરના પ્રમાણથી કેળવણી તે ખાસ અગત્યનો અને ઉપયોગી વિષય છે તે સર્વને વિદિત થયું હશે. હું હવે આપને આપણી કોમમાં તથા અન્ય કોમોમાં તથા આપણા દેશમાં તથા પરદેશોમાં કેળવણી કેટલા પ્રમાણમાં અપાય છે તે જણાવીશ તથા વાંચનનો શોખ કેટલા પ્રમાણમાં પ્રસર્યો છે તે પણ જણાવીશ.

## કેળવણીનો પ્રચાર

ઇંગ્લેન્ડ, ફ્રાન્સ, જાપાન, જર્મની અને યુનાઈટેડ સ્ટેટસ ઑફ અમેરિકામાં સેંકડે ૯૦ ટકા કરતાં પણ વધારે લોકો લખી - વાંચી શકે તેવા છે અને ભાગ્યે જ ૧૦ દસ ટકા જેટલા બિન-કેળવાયેલ યાને અભણ હશે. જ્યારે આપણા દેશમાં સેંકડે ૧૦ દસ ટકા જેટલા લખી વાંચી શકે તેવા છે અને લગભગ ૯૦ ટકા જેટલા ભણ્યા સિવાયના અભણ હશે. આ પ્રમાણ ઘણું જ દિલગીરી ઉપજાવે તેવું છે.

બંધુઓ! હવે જ્યારે હું આપણી જ્ઞાતિની કેળવણી સંબંધી સરખામણી કરીશ ત્યારે ખરેખર આપને નવાઈ લાગશે અને તેવી સાથે ઘણી જ દિલગીરી થશે.

આપણા દેશમાં દેશી લોકોમાં સર્વથી વધુ કેળવાયેલ પારસીઓની કોમ છે. તેઓમાં કેળવણીનું પ્રમાણ લગભગ સુધરેલા દેશો જેટલું જ યાને ૮૯ ટકા હશે અને તે કેળવણીના જ લીધે પારસી કોમની વસ્તી ૧ લાખની પણ પૂરી નહિ હોવા છતાં તેઓ ૧ એક કરોડ માણસોથી પણ સારુ કાર્ય કરી શકે છે.

આ પ્રમાણેની પારસી કોમમાં કેળવણી હોવાને લીધે અને તેઓએ ૧૨૦૦ વર્ષથી ગુજરાતને માતૃભૂમિ માનેલ હોવાને લીધે ખરેખર આપણને સંતોષ થાય છે.



જ્ઞાતિબંધુઓ! ખરેખર કેળવણી સંબંધી આપણી કોમની સ્થિતિ તદ્દન નાપસંદ કરવા યોગ્ય યાને હલકી છે. આપણી કોમની વસ્તી ગુજરાતમાં ૯,૦૦,૦૦૦ની હોવા છતાં તેમાં એક લાખ તો શું પણ ભાગ્યે જ ૫૦,૦૦૦ ઉપરાંત મનુષ્યો ભણેલા યાને

લખી, વાંચી શકે તેવા હશે. એટલે સેંકડે પાંચ - છ ટકા પણ ભાગ્યે જ ભણેલા નીકળી શકે છે. જે ઘણું જ શોકપ્રદ છે.

ગૃહસ્થો! આ વખતે મારે જણાવવું જોઈએ કે કેટલાક બંધુઓ આપણી જ્ઞાતિની સંખ્યા (ગુજરાતમાં) ૧૪ લાખની જણાવે છે, પણ તેમ નથી. આખા ગુજરાતમાં કડવા પાટીદારો તથા લેઉવા પાટીદારોની મળીને ૧૪ લાખની વસ્તી છે. જેમાંથી આપણી કોમની લગભગ ૯,૦૦,૦૦૦ની વસ્તી છે.

ભાઈઓ! એક તરફ જ્યારે ગુજરાતના પારસીયોની કેળવણી સંબંધી સ્થિતિ સારી હોવાથી આપણને સંતોષ ઉપજે છે તેજ વખતે બીજી બાજુએથી ગુજરાતના જ કડવા પાટીદાર બંધુઓની સ્થિતિ કેળવણીની બાબતમાં ઘણી જ પછાત હોવાથી ભારે દિલગીરી થાય છે.

ભાઈઓ! આપણે આપણા અન્ય બંધુઓ જે - લેઉવા પાટીદાર કહેવાય છે તેઓનો દાખલો લેવો જોઈએ તેમાં પણ ચારૂત્તર ભૂમિ યાને ચડોતર વિભાગમાં વસે છે. તેઓનો દાખલો ખાસ અનુકરણ કરવા યોગ્ય છે. તે વિભાગમાં લેઉવા પાટીદાર બંધુઓમાં કેળવણીનો ઘણા જ સારા પ્રમાણમાં પ્રચાર થયેલો છે, જે સંતોષ લેવા જેવું છે.

હાલમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓની ગણતરી કરીએ તો આખા હિંદુસ્તાનમાં લગભગ સેંકડે ૩ ટકા કેળવણી લેનારનું પ્રમાણ આવે છે. (સમગ્ર પ્રજા સાથે પ્રમાણ કાઢતાં) અને મુંબઈ ઈલાકામાં સેંકડે ૩॥ (સાડા ત્રણ) ટકાનું પ્રમાણ આવે છે. તેમજ વડોદરા રાજ્યમાં તેથી વધુ અને સારુ પ્રમાણ આવે છે. જ્યારે આપણી કોમમાં સેંકડે ૨ (બે) ટકાનું (૨ થી ૩) પણ પ્રમાણ ભાગ્યે જ આવે છે, જે ઘણું જ દિલગીરી બજાવે તે છે.

સદ્‌ગૃહસ્થો! હવે હું આપને વાંચનના ફેલાવા સંબંધી કંઈક ખ્યાલ આપીશ.

**વર્તમાન પત્રો અને વાંચન**

ફ્રાંસના પાયતખ્ત પેરીસપ એક દૈનિક વર્તમાન પત્ર નીકળે છે. જેના ૯ લાખથી વધુ ગ્રાહકો છે. અમેરિકાના મુખ્ય શહેર ન્યૂયોર્કમાં એક વર્તમાન પત્ર નીકળે છે. જેના લગભગ ૮ લાભ ગ્રાહકો છે. બ્રિટિશ શાહનશાહનના પાયા તખ્ત લંડન શહેરમાં એક દૈનિક વર્તમાન પત્ર નીકળે છે. જેના ૫,૦૦,૦૦૦ લાખથી વધુ ગ્રહકો છે. જર્મની અને જાપાનનાં એવા કેટલાક વર્તમાન પત્રો નીકળે છે કે જેના ૨ લાખથી વધુ ગ્રાહકો છે. એકંદરે સુધારેલા દેશોમાં એવાં ઘણાં વર્તમાન પત્રો અને ચોપાનિયાઓ પ્રગટ થાય છે કે જેને એક - એક લાખ ગ્રાહકો હોય છે. આપણો દેશ તેમાં પણ પછાત છે. હિંદુસ્તાનમાં એવું એક પણ વર્તમાનપત્ર અગર ચોપાનિયું ભાગ્યે જ હશે કે એક

લાખથી વધુ ગ્રાહકો હોય અને એવા થોડા જ વર્તમાન પત્રો છે કે જે ૧૦ હજારથી વધુ ગ્રાહકો ધરાવે છે.

કલકત્તામાં બંગાળી ગૃહસ્થને હાથે એક દૈનિક યાને રોજિંદું વર્તમાન પત્ર પ્રગટ થાય છે કે જેને ૨૫,૦૦૦ પચીસ હજારથી વધુ ગ્રાહકો છે. મુંબઈમાં એક તથા પૂનામાં એક વર્તમાન પત્ર પ્રગટ થાય છે કે જે દરેકને ૨૦,૦૦૦થી વધુ ગ્રાહકો છે. તેમજ મુંબઈમાં ગુજરાતી નામક અઠવાડિક ગુજરાતી ભાષામાં પ્રગટ થાય છે કે જેને ૧૦,૦૦૦ ગ્રાહકો છે. અમદાવાદમાં ગુજરાતી પંચ નામે સાપ્તાહિક અઠવાડિક પ્રગટ થાય છે કે જે ખાસ કરીને ત્યાંથી વર્તમાન પત્રો (૨,૫૦૦ ગ્રાહક) ગ્રાહકોની સારી સંખ્યા ધરાવે છે.

ગૃહસ્થો! આ પ્રમાણે વાંચનની બાબતમાં પણ હિંદુસ્તાન દેશ પછાત છે અને તેમાં આપણી કોમ તો ઘણી જ પછાત છે.

**આપણી જ્ઞાતિના વિરમગામમાં કડવા વિજય નામે માસિક તથા ભાવનગરમાં કડવા હિતેચ્છુ નામે માસીક પ્રગટ થાય છે કે જેના માલિકોને પોતાના પાંચસો - પાંચસો ગ્રાહકો ટકાવી રાખવામાં મુશ્કેલી પડે છે. આમાં કંઈ નવાઈ જેવું નથી.**

**એવો ખુલ્લું જ છે કે જેમ વિદ્યાનો પ્રચાર ઓછો તેમ વાંચનનો શોખ પણ ઓછો હોય. જેમ સુધરેલા દેશોમાં કેળવણીનો પ્રચાર વધારે છે તેમ વાંચનનો ફેલાવો વધારે છે.** આપણા દેશમાં કેળવણીનો ફેલાવો ઓછો છે. ને તેને લીધે વાંચનનો ફેલાવો પણ ઓછો છે તેવી જ રીતે આપણી કોમ કેળવણીમાં ઘણી જ પછાત છે તેમ વાંચનમાં પણ ઘણી જ પછાત છે અને તેમ હોવું સ્વાભાવિક છે.

બંધુઓ! હવે આપણાં ધ્યાનમાં આવ્યું હશે કે જેમ વાંચનનો બહોળો ફેલાવો તેમ કેળવણી પણ વિશેષ હોય જ. અને તેવી રીતે વાંચનને તથા કેળવણીને ઘણો ગાઢ સંબંધ છે. તે આપ સર્વની ધ્યાનમાં આવ્યું હશે.

હવે આપ સર્વે બંધુઓને માલૂમ પડ્યું હશે કે આપણે બંને બાબતમાં પછાત છીએ જેનું મૂળ કારણ કેળવણીનો અભાવ છે. અને જે અભાવ આપણને લજ્જાસ્પદ છે, સુજ્ઞ બંધુએ! અત્રે વિરાજિત વિદ્યા પ્રાપ્ત કરેલ સુજ્ઞ બંધુઓ! હું આવા સર્વને આગ્રહથી જણાવું છું કે આપ સર્વ પોતપોતાના મનમાં પોતાના બાલ-બચ્ચાંઓને ભણાવવાનો નિશ્ચય કરશો - એટલું નહીં પણ પોતાના સગાંસંબંધીઓના તથા ગામનાં ભણવા લાયક તમામ બાળકો વિદ્યાભ્યાસ કરે તેવો પ્રયત્ન તન, મન અને ધનથી કરશો, એમ ધારું છું. અને જયારે એ પ્રમાણે થશે ત્યારે જ આપણી કોમની સ્થિતિ સુધરશે અને આપણને દિલગીરી કરવાને બદલે આનંદ પ્રાપ્ત થશે અને ત્યારે જ

આપણે આપણી યથાસ્થિતિ ફરજ બજાવી છે તેમ કહી શકાશે.

ગૃહસ્થો! કેળવણી તે છે કે રંકને રાજા બનાવે છે અને રાજાને લાયક અને શ્રેષ્ઠ રાજા તરીકે પ્રખ્યાતિ અપાવે છે અને બિન-કેળવણી તે છે કે જે રંકને અતિ રંક, ને રાજાને રંક બનાવી જાહેરમાં નાલાયક તરીકે દર્શાવી આપે છે. કેળવણી તેજ છે કે જે મનુષ્યને ડાહ્યા બનાવી સીધા રસ્તે ચઢાવે છે અને બિન- કેળવણી એ છે કે જે મનુષ્યને આડા રસ્તે ચઢાવી ખાડામાં ધકેલી દે છે.

જ્ઞાતિબંધુઓ! હવે હું ધારું છું કે કેળવણી શા શા લાભ છે, તે આપ સર્વને બરાબર ધ્યાનમાં આવ્યું હશે અને આપ સર્વેએ આપણી કોમમાં કેળવણી વધારવાને યોગ્ય ઉપાયો લેવાનો મનમાં નિશ્ચય કર્યો હશે. આટલું બોલી મેં રજૂ કરેલ કેળવણીના ઠરાવને આપ સર્વ બંધુઓ અંતઃકરણપૂર્વક ટેકો આપશો એવી આશા છે. તેમજ નામદાર ગાયકવાડ સરકારે પોતાના રાજ્યમાં ફરજિયાત કેળવણી લેવાનો કાયદો કરેલો છે. તે માટે તેઓશ્રીનો તેમજ અત્રે મહારાજાશ્રીના લઘુ ભ્રાતા સંપારાવ ગાયકવાડે હાજરી આપી છે, તે માટે તેઓનો ઉપકાર માની બેસી જવાની રજા લઉં છું.

## પ્રૉ. જેઠાલાલભાઈનું અનુમોદન

હું કેળવણી બાબતમાં કુમારથી લાલસિંહજી ભાઈના ઠરાવને અંતઃકરણપૂર્વક અનુમોદન આપું છું. તે વિષયમાં તેમણે સારી રીતે ચર્ચા કરી છે. છતાં બે બોલ વધારે કહી મારી ફરજ અદા કરું છું. બંધુઓ! દુનિયામાં જે મનુષ્યે જન્મ ધારણ કર્યો છે તે પુરુષાર્થ પ્રાપ્ત કરવાને માટે છે અને તે ચારે પરુષાર્થ (ધર્મ, અર્થ, કામ અને મોક્ષ) પ્રાપ્ત કરવા તેજ જિંદગીનો ખરો ધર્મ છે, શરૂમાં બ્રહ્મચર્યાવસ્થામાં વિદ્યાભ્યાસ કરવો જોઈએ. જો આ બ્રહ્મચર્ય ન પળાય તો કેળવણી લેવાતી નથી ને તેના વિના જિંદગી પર પાણી ફરે છે માટે પહેલી અવસ્થા બ્રહ્મચર્ય પાળી ભણીને સુધારવી જોઈએ. આ આપણે કરતા નથી. શંકર ભગવાનના બે પુરુષો રૂષીવર્માના રૂભુ અને લેહક એ બે પુત્રોમાં લેહકના પરિવાર આપણા લેઉવા ભાઈઓ એ ભણીને પછી પરણવાનું રાખ્યું છે. તેઓ રાજ કરતા થયા છે ને આપણે બ્રહ્મચર્ય ન પાળતાં ભણ્યા. પહેલાં જ પરણીએ છીએ તેથી રૈતિ થયા છીએ. **વડોદરા રાજ્યની હોદ્દાવાળી જગાઓમાં ૨૫ ટકા લેઉવા ભાઈઓ નોકરી કરે છે, કારણ કે તેઓ વિદ્વાન છે. આપણામાં ભણવાની ફરજ રહેતી નથી.** કારણ કે લાયકાત મેળવ્યા પછી પરણાય તેના બદલે આપણાં બાળકોને નાનાં પરણાવી દઈએ છીએ એટલે લાયકાત મેળવવાની ગરજ રહેતી નથી ને તેથી વિદ્યા ભણતા નથી. માટે આ બાળલગ્નને ટાળીશું નહીં ત્યાં સુધી આપણે એ વાતે વધવાના નથી ને મજૂરી કરતા રહીશું. ગામડાનાં ખેડૂતો પર આધારે રાખનારા વાણિયા શેઠ બની ગાડી દોડાવે છે, ત્યારે તેમના આધાર આપણે

એમની ગાડી હાકતા હોઈએ તે કેળવણીનો જ મહિમા છે. વિદ્યા વિના આપણામાં ભોળાપણું (મૂર્ખાઈ) હોય છે. તેથી જ સાત વીસે સો ગણીએ છીએ. હિસાબ ગણતાં આવડતું નથી. તેથી કેટલાક ઠગ વેપારીઓ સોળ પંચા બાસીને બે મૂક્યા છૂટનો ને થયા ચોરાસી આવું કરે છે. ટૂંકામાં સમજીને હવે ખેડૂતે વધુ નહિ તો ગુજરાતી છ ચોપડી સુધી ને શહેરના માણસોએ તો ઈંગ્રેજી વિદ્યા ભણાવવી જોઈએ. નાનપણમાં તમો તમારા બાળકોને ભણાવવા જે પૈસા ખરચી દેવું કરશો તે બધા તે ભણ્યા પછી દશ ગણા વાળી આપશે. માટે શ્રીમંત સરકારનો આભાર માની આપણે એ ઓશ્રીના ફરજિયાત કેળવણીના કામને વધાવી લઈ બાળકોને ભણવા મોકલવાં, ને દંડ ભરતો નહિ એ મારી વિનંતી છે.

એટલું કહી હું બેસી જવાની રજા લઉં છું. (તાળીઓ)

### દે. અમરસિંહજીનું વિશેષ અનુમોદન

શ્રીમંત સરકારના માનવંતા ભ્રાતા મે. પ્રમુખ સાહેબ, અને સજ્જન પાટીદાર બંધુઓ! મારી પહેલાં કુમારશ્રી તથા પ્રોફેસર સાહેબે કેળવણી વિષે ઘણું વિવેચન કર્યું છે. છતાં પણ હું આ વિષયને ઘણો અગત્યનો માની ફરી વધારે બોલવા ઊઠ્યો છું તેથી તેમાં પુનરોક્તિ દોષ (કહેલું ફરી ફરી કહેવું) થાય તો ક્ષમા કરશો. સજ્જનો! નિશાળમાં ભણ્યા એટલે કેળવણી લીધી એવી આપણી માન્યતા હોય તો તેમાં ભૂલ થાય છે અને હું તેની વ્યાખ્યા કંઈક વિશેષ ચાહું છું. કેળવણી એટલે આ લોક અને પર લોક બંનેને સુખ રૂપ કરવા માટે જે જ્ઞાન મદદગાર થઈ પડે તેજ સાચી કેળવણી ગણાય અને તેજ સુવિધા મનાય. ત્યારે જ આપણે ચારે પુરુષાર્થને પ્રાપ્ત કરી શકીએ. હવે ગમે તે જાતની ને ગમે તેવી કેળવણી પ્રાપ્ત કરવા માટે આપણે પ્રથમ તો ભાષા જ્ઞાનની જરૂર છે ને તે સંપાદન કરવા નિશાળમાં ભણવું જોઈએ. નિશાળથી ભણી ઊઠ્યા પછી વ્યવહારિક કેળવણીની ખાસ આવશ્યકતા છે. સારી રીતે ચ્હાય બી.એ. કે એમ.એ. સુધી ભણ્યા હોઈએ પણ વ્યવહારિક કેળવણી ન પણ મળે 'વેદીઆ' ઉપમાન મળે છે.

ભાષા જ્ઞાનનો ફાયદો પ્રથમ તો એ છે કે આપણા પહેલા થઈ ગયેલા મહાત્મા વિદ્વાનો વગેરેએ જનહિત સારુ પોતાના જ્ઞાનનો બેમૂલ ખજાનો પોતાના હાથે લખેલા પુસ્તકોમાં રાખ્યો હોય છે પણ જો તે ભાષાનું જ્ઞાન ન હોય તો તેનો ઉપયોગ શી  રીતે આપણે કરી શકીએ? આવા અમૂલ્ય પુસ્તકો વાંચવાથી જાણે તે મહાપુરુષો સામે પ્રત્યક્ષ વાર્તાલાપ થતો હોય તેવો વિદ્વાનો આનંદ લે છે.

**વ્યવહારિક જ્ઞાન** - ભણીગણી 'વેદીઆ' ઉપનામ ન મળે માટે આપણે જનસમાજના વહીવટથી વાકેફ થવું જોઈએ એ સિવાય બાળકોને વડીલો તરફ

પૂજ્યભાવ રાખતાં અને સમવયીઓ (સરખેસરખા) સાથે હળીમળી રહેતાં શીખવું જોઈએ. મોડી વયે પરણ્યા પછી પોતાના ધર્મપત્ની પ્રત્યે પ્રેમાળ રહેવું જોઈએ. અને સ્ત્રીઓએ પતિ પ્રત્યે પરમ પૂજ્ય ભાવ રાખી પરમેશ્વર માની વર્તતા શીખવું જોઈએ અને આ કેળવણી બાલ વયમાંથી જ પુત્ર - પુત્રીઓને માતાપિતાએ ઘરમાં જ આપવી જોઈએ. આવી રીતની ગૃહ કેળવણી જેના પર બીજી વિદ્યા અને જન સ્વભાવનો આધાર બંધાવાનો છે તેનો તો આજકાલ આપણામાંથી તદ્દન લોપ થઈ ગયો છે. આવી વ્યવહારિક કેળવણીની ખામી આપણામાં, કુટુંબમાં સગાંસંબંધીઓમાં અને વેવાઈમાં સદાને માટે કુસંપના વૃક્ષ ઊભા કરે છે માટે આ ગૃહ કેળવણી પર ખાસ ધ્યાન આપવા તમો સમજુ ભાઈઓને મારી વિનંતી છે.

**માનસિક કેળવણી** - આ કેળવણી ઘણી અગત્યની છે. તેનાથી દરેક વસ્તુઓમાં ગુણદોષ પ્રતીત થાય છે અને સારાસારનાં વિવેકથી પછી આપણે સત્ય રસ્તે ચાલી શકીએ છીએ. આ વિદ્યાથી મન દૃઢ થાય છે અને દૃઢ મન ઉન્નત દશાએ લઈ જનારાં અનેક સાહસોને ઊઠાવવા હામ આપે છે. જ્ઞાતિ ઉન્નતિના મહાન સાહસરૂપ આ સમાજને આગળ વધારવામાં આપ વીર પુરુષોને આ ઉત્તમ માનસિક કેળવણીની જ મદદ છે.

આ જ માનસિક કેળવણીના પ્રતાપે મનને સ્થિર કરી યોગ સાધના સાધી શકીએ. આ જ કેળવણીથી યોગ સાધનાના બળે આપણે યુક્તિ રૂપી અખંડાનંદને પામી શકીએ. કહો બંધુઓ! માનસિક કેળવણીની કેટલી બધી જરૂર છે?

**શારીરિક કેળવણી** - બંધુઓ! ઉપર મુજબ જે માનસિક કેળવણી મેં આપને કહી તેનો આ શારીરિક કેળવણી સાથે એવો નિકટનો સંબંધ છે કે તે એકબીજા વિના રહી શકે નહીં. શરીર નબળું હોય તો મન નબળું થાય છે. નબળા શરીરવાળો કાંઈ પણ કરી શકતો નથી. આ શારીરિક શક્તિ જેવી કિંમતી વસ્તુને પાયામાંથી જ પાયમાલ કરનારો બાળલગ્નનો રિવાજ આપણામાં છે. તેથી જ આપણા શારીરિક અને માનસિક બંને બળ નષ્ઠ થયાં ને આપણે આવી અવનતિમાં આવી પડ્યા. શરીર બળ વધારવા કસરત કરવી જોઈએ. પચીસ વર્ષ પહેલાં ગૃહસ્થાશ્રમ ન માંડવો જોઈએ. ગૃહસ્થાશ્રમ માંડ્યા પછી પણ બ્રહ્મચર્યના નિયમસર ગૃહસ્થાશ્રમ ભોગવવો જોઈએ. જુઓ બંધુઓ! પ્રો. રામમૂર્તિ, શારીરિક કેળવણીના પ્રતાપે ભીમ જેવા પરાક્રમ કરે છે, તે ભારતમાં  વર્ણવેલાં ભીમના પરાક્રમોને ગપો માનનારા આજકાલના બાળલગ્નમાં બળેલા કાંકોટીઆં જેવા શરીરવાળાને પોતાના અદ્‌ભુત પરાક્રમથી તેણે બ્રહ્મચર્યનું અતુલ બળ બતાવી આપ્યું છે. તે લોઢાની મજબૂત સાંકળ તોડે છે. ૧૪ ઘોડાના બળ વાળી દોડતી મોટરગાડીને પકડી ઊભા રાખે છે. પોતાના ઉપર ભરેલું ગાડું ચલાવે છે. અને

હાથીને ઊભો રાખે છે અને સો મણ વજનનો પથ્થર છાતી પર મુકાવી હથોડાથી ભગાવે છે.

**ધાર્મિક કેળવણી** - ધર્મશાસ્ત્રનાં પુસ્તકો જોવાથી આપણે જન્મીએ ત્યાંથી અવસાન સુધીમાં આપણે શા શા ધર્મો બજાવવાના છે તેનું યથાર્થ ભાન થાય છે. જેના પરિણામે આપણે ધર્મની હાલની સંકુચિત વ્યાખ્યાને ન વળગી રહેતાં 'સર્વના સુખમાં જ મારું સુખ સમાયું છે.' તેવી ધર્મની સાચી ભાવના આપણે રાખી શકીએ. આ કેળવણીનો તો આજકાલ સર્વાંશે અભાવ જણાય છે. આ કેળવણીને માટે આપણા વિષે વિખ્યાત ઋષિ મુનીઓએ ઘણા ગ્રંથોનો બેમૂલ ખજાનો આપણા માટે મૂકેલો છે પણ તેનો જોઈએ તેવો ઉપયોગ આપણે કરી શકતા નથી. ધર્મ પ્રમાણે બાલ્યાવસ્થામાં ભણી રહીએ ત્યાં સુધી ૨૫ વર્ષ સુધી અવિવાહિત રહી બ્રહ્મચર્ય પાળવું જોઈએ પછી ગૃહસ્થાશ્રમમાં પડવું જોઈએ. છતાં પણ આપણે તેથી ઊલટું વર્તન કરીએ છીએ અને ધર્મને વગોવીએ છીએ. બાળકો આપણાં એમ કહેતાં નથી કે અમને પરણાવો, પરંતુ આપણે લ્હાવો લેવા માટે બચ્ચાંઓના સ્વાર્થનો લેશ પણ વિચાર ન કરતાં કૂદી કૂદી કૂવે પડીએ છીએ. તો પછી લ્હાવા ન લેવાય તો શું હરકત છે? લ્હાવો લેવામાં આપણે આપણો ધર્મ ચૂકીએ છીએ. બાળકોને પહેલાં બ્રહ્મચર્ય પળાવી ભણાવવાં જોઈએ. છતાં આપણા ખેડૂત ભાઈઓને પૂછીએ છીએ તો જવાબ આપે છે કે ભણીશું ત્યારે ખેતી નહિ થાય; ભણીશું તો સુધરી જવાશે, ભણીને ક્યાં નોકરી કરવા જવું છે? વગેરે પાયા વિનાના પ્રશ્નોત્તર કરે છે. અમેરિકાનાં ખેડૂતો ભણીને ખેતી કરે છે તેમની જ્ઞાતિ આજે જગતમાં કેવી ઊંચી થઈ છે? આપણા દેશની ભૂમિ ખેતી માટે ઘણી રસાળ છે છતાં પણ આપણે સમજીને ખેતી કરતા નથી એ આપણામાં કેળવણીની ખામી છે. માટે બંધુઓ! શ્રીમંત સરકારના ફરજિયાત કેળવણીના કાયદાને વધાવી લઈ જ્યાં સુધી ભણાવાય ત્યાં સુધી આપનાં બાળકોને ભણાવો એ મારી નમ્ર વિનંતી છે. (તાળીઓ)

## રા. મોહનલાલ ત્રિભુવનદાસનું ભાષણ (ટેકો)

બન્ધુઓ! મનુષ્ય ત્રણ પ્રકારના હોય છે. તેમને તેમની સ્થિતિ વિશે પૂછીએ તો કાંઈ કહેશે કે પરમાત્માની મરજી, કોઈ કહેશે અમારી દશાવિશી એવી છે અને કોઈ કહેશે કે અમારા કર્મનું ફળ છે. આમાં હું આપણી જ્ઞાતિને પહેલા જવાબ આપનાર વર્ગમાં (ઈશ્વર ઈચ્છાવાળા) મૂકું છું. **આપણી જ્ઞાતિ ઘરડી ડોશી જેવી છે. તે ડોશી (જ્ઞાતિ) અત્યાર સુધી ઊંધું ઘાલીને રેંટિયો ફેરવતી હતી. વિરમગામમાં એક ઊંટ આવ્યું અને ત્યાંના ઉત્સાહી યુવકોએ તેને રેંટિયા સિદ્ધાંત ઊટે ચડાવી. તેને બિચારીને હાકતાં આવડતું નહોતું. તે ઊંટ જ્યાં લઈ જાત ત્યાં જાત. આવી દશામાં,**

**ધન્ય છે!!** આ સમાજના નેતાઓને કે, જેમણે તેને સીધે રસ્તે દોરી ધર્મ બજાવ્યો છે અને બીજાઓને ધર્મક્ષેત્રમાં આવવા આમંત્રણ કરે છે. આ બધો વિદ્યાનો પ્રતાપ છે અને તેનું બળ છે. જુઓ આપણા મિત્ર પ્રો. જેઠાલાલ આત્મ બળથી વિદ્યા પ્રાપ્ત કરી આજ આ સ્થિતિને પામ્યા છે. બન્ધુઓ! દાનમાં વિદ્યા દાન જ ઉત્તમ છે. કૂતરાંઓએ અન્નદાન આપેલું તેમને અન્ન જ મળે છે. બળદોએ ધનદાન આપેલું તેમને શ્રાવકના વરઘોડામાં દાગીના પહેરાવી પ્રભુજીનો રથ ખેંચાવે છે. પણ જો કોઈએ વિદ્યારૂપી જ્ઞાનદાન આપ્યું હોય તો તેને પુનર્જન્મમાં જ્ઞાન મળે છે ને તેના પ્રભાવ વડે સર્વસ્વ સાધ્ય કરી સુખી થાય છે. ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યનો પ્રેસિડેન્ટ નેપોલિયન અને અમેરિકાનો પ્રેસિડેન્ટ વૉશિંગ્ટન હતો. વૉશિંગ્ટન વિદ્વાન અને નેપોલિયન લડવૈયો હતો. તે વખતે તે બંનેની પછી પ્રેસીડન્ટની વંશ પરંપરા માટે ચર્ચા ચાલતાં નેપોલિયને પ્રેસિડેન્ટનો હોદ્દો પોતાના પુત્રને અને વૉશિંગ્ટનને પોતાનો હોદ્દો પોતાની પાછળ કોઈ લાયક નરને આપવા ઠરાવ્યું. આ ઉપરથી દુનિયામાં આ બંને મહાપુરુષોની પરીક્ષા થઈ અને નક્કી થયું કે બંનેમાં વૉશિંગ્ટન જે વિદ્વાન હતો તે ઉત્તમ નિવડ્યો. માટે વિદ્યા એ જ ઉત્તમોત્તમ પ્રાપ્ત કરવા લાયક વસ્તુ છે. (તાળીઓ)

**એવામાં શ્રીમંત મહારાજા સાહેબની પધરામણી થઈ. જેઓશ્રીને સામા લેવાને શ્રીમંત સંપતરાવ ગાયકવાડ, મહેરબાન પ્રેસિડેન્ટ સાહેબ, મહેરબાન દે. શ્રી નારણસિંહજી સાહેબ (પાટડી), મહેરબાન લાલસિંહજીભાઈ, મહેરબાન ડૉક્ટર સાહેબ, મહેરબાન કામદાર સાહેબ (પાટડી), શેઠ કેશવલાલભાઈ તથા રિસેપ્શન કમિટીના ચેરમેન વગેરે ગયા હતા.** મંડપમાં પધારતાં જ પુષ્પવૃષ્ટિથી તથા 'શ્રીમન્તનો જય થાઓ' એવા જયઘોષથી તેઓશ્રીને સભાજનોએ વધાવી લીધા હતા. તેઓશ્રી સાથે પ્રમુખ વગેરેની ઓળખાણ કરાવ્યા બાદ નામદાર પાટડી દરબાર સાહેબનો આ શુભ પ્રસંગે પોતે તેમજ કુમારસાહેબ અનિવાર્ય કારણવશાત્ (પોલિટિકલ એજન્ટ સાહેબનો મુકામ તેમજ કંઈક આરોગ્ય પ્રકૃતિ એ બે કારણોથી) હાજર ન થઈ શકવાને માટે દિલગીરી દર્શક, તેમજ શ્રીમંત મહારાજા સાહેબે સમાજમાં પધારવાની અકૃપા માટે આભારદર્શક તાર મહેરબાન પ્રમુખ સાહેબે વાંચી સંભળાવ્યો હતો. આ પછી સમાજ તરફથી તેઓશ્રીને મે. નારૂભા (દેસાઈશ્રી નારણસિંહજી) સાહેબ હસ્તક એક માનપત્ર ચાંદીના કાસ્કેટમાં મૂકી એનાયત કરવામાં આવ્યું હતું. પછી પ્રો. સ્વામીનારાયણ શ્રીમંતના ગુણાનુવાદની તેમની બનાવેલી સંસ્કૃત શ્લોકાવલી વાંચી સંભળાવી હતી. તત્પશ્ચાત્ત કડવા વિજયના તંત્રીએ સંગીત સાજના સાથે શ્રીમંતના ગુણાનુવાદનું કીર્તન નીચે પ્રમાણે કર્યું હતું :

**રાગ માલકોષ ગઝલ.**

સદા સંસારમાં સુખ દુઃખ - એ રાગ.

૧. હે શ્રીમંત હો કૃપાવંત સદા નરનાથ પ્યારે
પાએ મુસદો દિલકી ઔર બને સનાથ પ્યારે. હે.
૨. બરનું ક્યાં દિન આજ કા ધન્ય ભયે સબ કાજ,
મહાભાગી મેમ્બર ભયે શોભા પાઈ સમાજ. હે.
૩. ઉજ્જવળ કીર્તિ આપ કી જયસી સરદકી રેન,
અદલ ન્યાય દરબાર મેં સાદમાની સુખ ચેન. હે.
૪. યશ જામો જુગ જુગ વિષે કાયમ રહો તુમ તાજે.
યાચે નિશદીન ઇસકો એ આશિષ સમાજ. હે.

આ ઉપરાંત રા. ગંગારામભાઈએ પણ એક ગીત ગાઈ સંભળાવ્યું હતું. શ્રીમંત મહારાજા સાહેબે માનપત્રના જવાબમાં દર્શાવ્યું હતું કે, **તમારી જ્ઞાતિના સુધારા માટે તમે સઘળા જે પ્રયત્નો કરો છો તેની સાથે હું સમ્મત થઈ તમને ધન્યવાદ આપું છું અને તમારા આ પ્રકારના પ્રયત્નોથી હું ખુશી થયો છું.**

આ સર્વ ક્રિયાની પૂર્ણાહુતિ પશ્ચાત્ સમાજનું કામ શરૂ કરવામાં આવ્યું હતું અને નીચે પ્રમાણે દરખાસ્ત મૂકવામાં આવી હતી.

**ઠરાવ ૫ મો.**

બાળલગ્નના ચાલતા નઠારા રિવાજને લીધે આપણી દરેક રીતે પાયમાલી થઈ છે અને થાય છે તેથી તે રિવાજને સદન્તર નાબૂદ કરવાને આ સમાજ દરેક બંધુને ભલામણ કરે છે.

ઉપરની દરખાસ્ત રજૂ કરતાં **પ્રો. સ્વામીનારાયણે** તે વિષયે લંબાણથી નીચે પ્રમાણે વિવેચન કર્યું હતું-

શ્રીમંત મહારાજા સાહેબ, અધ્યક્ષ સાહેબ સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓ!

આજરોજ મને બાળલગ્ન નાબૂદ કરનારો ઠરાવ આપની સમક્ષ રજૂ કરવાની ફરમાશ થઈ છે. સદ્‌ગૃહસ્થો! આપ જાણો છો કે પ્રાચીન સમયમાં મનુષ્યોનું જીવન સાધારણ રીતે સો વર્ષ જૂનું હતું. આ બાબત નીચેના સંધ્યા મંત્રથી સ્પષ્ટ જણાઈ આવે છે.



**पश्येम शरदः शतं जीवेम शरदः**
**शतं शृणुयाम शरदः शतं प्रब्रवाम**
**शरदः शतं भूयश्च शरदः शतात्॥**

તેથી તે વખતે દરેક મનુષ્ય સો વર્ષ પર્યંત જીવી શકતો હતો. આનું કારણ એટલું જ હતું કે આપણા પ્રાચીન ઋષિ મુનિઓએ જિંદગીના ચાર ભાગ પાડ્યા હતા, જેવા કે બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ અને સંન્યાસાશ્રમ. આ દરેક આશ્રમની મર્યાદા ૨૫ વર્ષની હતી. જે માણસ બ્રહ્મચર્યાશ્રમના ૨૫ વર્ષમાં શુદ્ધ બ્રહ્મચર્ય પાળી શારીરિક, માનસિક, ધાર્મિક અને નૈતિક એવી સઘળા પ્રકારની કેળવણી પ્રાપ્ત કરતો હતો, તે માણસ લાંબું આયુષ્ય ભોગવવાને શક્તિમાન થતો હતો. પણ આપણા કમભાગ્યે આપણા બ્રહ્મચર્યાશ્રમને તદન વીસરી ગયા છીએ. પહેલાં બ્રહ્મચર્ય પાળી વિદ્યાભ્યાસ કરવો. પછી પૈસા કમાવાની પેરવી કરવી અને પછી લગ્ન કરવાનો વિચાર કરવો એવા કુદરતી નિયમને છોડી દઈ આપણે તેથી ઉલટા રસ્તે ચાલ્યા છીએ. જે કાર્ય છેલ્લું કરવાનું છે તે આપણે પહેલું કરીએ છીએ. પરણવાનું કાર્ય છોકરું જન્મ્યું કે તરત કરી નાંખીએ છીએ. આને લીધે આપણી દરેક પ્રકારે પાયમાલી થઈ છે. જેમ જેમ ટૂંકી નજર કરીને આપણે બ્રહ્મચર્યાશ્રમને ટૂંકો કર્યો અને જેમ જેમ બાર વર્ષની કાચી વયનાં બાળકો પાસે ગૃહસ્થાશ્રમની શરૂઆત કરાવી તેમ તેમ આપણા આયુષ્યમાં ઘટાડો થતો ગયો અને આપણે શારીરિક શક્તિમાં બિલકુલ ઘસાઈ ગયા. જેવી રીતે મૂડી વિનાના વેપારીને પોતાના વેપારમાં દેવાળા સિવાય બીજું કાંઈ આવતું નથી. તેવી રીતે ધાતુઓની પરિપક્વતા થયા પહેલાં ધાતુનો વ્યય કરવાથી માણસને ધાતુક્ષય આદિ ભયંકર રોગો લાગુ પડે છે. વૈદ્યકીય ગ્રંથ લખનાર પ્રસિદ્ધ વાગ્ભટ્ અને સુશ્રૂત વગેરેનો અભિપ્રાય એવો છે કે ૨૫ વર્ષે પુરુષમાં અને ૧૬ વર્ષે સ્ત્રીમાં સરખી શક્તિ આવે છે.

**पञ्चविशंततो वर्षे पुमान्नारी तुपोडशे।**
**समत्वागतवीर्यों तु जानीयात् कुशलो भिषक्॥**

૨૫ વર્ષના પુરુષનું શુક્ર અને સોળ વર્ષની સ્ત્રીનું રજ સરખી શક્તિવાળા હોય છે. એવું પ્રવિણ વૈદ્યે જાણવું. વળી તેઓ જણાવે છે કેઃ-

**ऊनपोडशवर्षायामप्राप्तः पञ्चविंशतिम्**
**यद्याधत्ते पुमान गर्भं कुक्षिस्थः सविनश्यति।।**
**जातो वा न चिरं जीवेज्जीवेद्रादुर्बलेन्द्रियः**
**तस्मा दत्यन्त बालायां गर्भाधानं न कारयेत्।।**



જો ૨૫ વર્ષની અંદરનો પુરુષ સોળ વર્ષની અંદરની સ્ત્રીને વિશે ગર્ભાધાન કરે તો ગર્ભ ગર્ભાશયમાં જ નષ્ટ થઈ જાય છે અને જો કદાચ મહા કષ્ટે પ્રસૂતિ થાય છે તો માતાના શરીરને અને છોકરાને ઘણી હાનિ થાય છે. ઘણું ખરું જન્મતી વખતે જ છોકરું મરી જાય છે અથવા વધારે વખત જીવી શકતું નથી અને જીવે તો

જિંદગી પર્યંત રોગી અને દુર્બળ રહે છે તેથી ઘણી નાની ઉંમરની કન્યાને વિષે ગર્ભાધાન કરવું ન જોઈએ. આજ બાબતને પુષ્ટિ આપતાં શ્રુતિમાં કહેલું છે કે:

**षोडशवर्षायां पञ्चविंशतिवर्षः पुमान् पुत्रार्थे यतेत ॥**

પચીસ વર્ષના પુરુષે સોળ વર્ષની સ્ત્રીને વિષે પુત્રોત્પત્તિ કરવા માટે પ્રયત્નશીલ થવું. પણ આવા વૈદિક ઉપદેશોને કોરાણે મૂકી આપણે મનસ્વિપણે નાનાં નાનાં બાળકોને પરણાવી દઈ તેમના જીવતરમાં ધૂળ મેળવીએ છીએ તેને માટે આપણે ખરેખર શરમાવું જોઈએ.

૧૬ વર્ષ પહેલાં જે કન્યા ગર્ભ ધારણ કરે છે તે કન્યા સુવાવડમાં ઘણું દુઃખ ભોગવે છે અને ઘણી વખત મરી જાય છે. તેથી જે માબાપો તેમની દીકરીને ૧૬ વર્ષ પહેલાં પરણાવે છે તેઓને તેમની દીકરીઓના ખૂની સમજવા જોઈએ. રજોદર્શન વહેવું થાય તેથી એમ ન સમજવું કે કન્યા પરણવા માટે લાયક થઈ. કારણ કે રજોદર્શન પછી ત્રણ વર્ષે સ્ત્રીનાં ગર્ભાશયાદિ અંગો વિકાસ પામે છે. તેથી મનુ મહારાજાએ પોતાની સ્મૃતિમાં રજોદર્શન પછી ત્રણ વર્ષ કેડે કન્યાને પરણાવવી એવો હુકમ કર્યો છે, જેનું પ્રમાણ નીચે પ્રમાણે છે.

**त्रीणि वर्षाण्युदीक्षेत कुमार्युमती सती**
**उर्ध्वं तुकालादेतस्माद्विन्देत सदशं पतिम् ॥**

ઋતુ પ્રાપ્ત થયા પછી કુમારીએ ત્રણ વર્ષ સુધી રાહ જોવી અને ત્રણ વર્ષ થયા પછી પોતાને લાયક પતિ સાથે લગ્ન કરવું. આજ વિષય ઉપર નામદાર સંપતરાવ ગાયકવાડ સાહેબે પણ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો છે કે રજોદર્શન પછી ચાર - પાંચ વર્ષ કેડે કન્યા ગૃહસ્થાશ્રમ માટે યોગ્ય થાય છે. તેથી ઋતુ પ્રાપ્તિને મહત્ત્વ આપ્યા વિના કન્યાને ૧૬ વર્ષ સુધી અવિવાહિત રાખવી એ અત્યંત ઈષ્ટ છે. ડૉક્ટર મિસ નવરંગે બી.એ. એલ.એમ. એન્ડ એસ, મિસિસ રમાબાઈ રાનડે, ઓ. મિ. ગોપાલકૃષ્ણ ગોખલે. ડૉક્ટર રામકૃષ્ણ ગોપાલ ભાંડારકાર, નામદાર સંપતરાવ ગાયકવાડ વગેરે ઘણા સંભાવિત ગૃહસ્થોએ માસિક 'મનોરંજન'ના આ વર્ષના દિવાલી અંકમાં પોતાના અભિપ્રાય દર્શાવ્યા છે જેનો સારાંશ એ છે કે ૧૬ વર્ષ પહેલાં કન્યાનું અને ૨૫ વર્ષ પહેલાં પુરુષનું લગ્ન ન કરવું જોઈએ. જો કે આપણામાં આટલી સખત દવા પીવાની શક્તિ નથી તો પણ શ્રીમંત મહારાજા સાહેબે પોતાના બાળલગ્ન પ્રતિબંધક નિબંધમાં ઘણી જ નરમ દવા આપણને આપી છે. તેટલી આપણે નહીં ઢોળી દઈએ અને બાર વર્ષ પહેલાં કન્યાનું અને ૧૬ વર્ષ પહેલાં છોકરાનું કોઈપણ પાટીદાર બંધુ લગ્ન કરશે નહીં અને એક પણ દંડનો ભોગ થશે નહીં એવી આશા રાખી હું આપની રજા લઉં છું.

ઉપરની દરખાસ્તને અનુમોદન આપનાં વિરમગામવાળા કુમારશ્રી લાલસિંહજીએ નીચે પ્રમાણે વિવેચન કર્યું હતું.

બાળલગ્નના ચાલતા નઠારા રિવાજને લીધે આપણી દરેક રીતે પાયમાલી થઈ છે ને થાય છે. તેથી તે રિવાજને સદંતર નાબૂદ કરવાને આ સમાજ દરેક બંધુને ભલામણ કરે છે.

ઉપરનો ઠરાવ રજૂ કરનાર પ્રોફેસર જેઠાલાલભાઈ સ્વામીનારાયણ એમ. એ. અમદાવાદ.

ટેકો આપનાર કુમારશ્રી લાલસિંહજી વિરમગામ.

ઉપરના ઠરાવને ટેકો આપતાં લાલસિંહજીએ નીચે પ્રમાણે ભાષણ આપ્યું હતું.

## કુમાર લાલસિંહજી રાયસિંહજીનું ભાષણ.

### બાળલગ્ન અને બ્રહ્મચર્ય

સુજ્ઞ બંધુઓ! આપના સન્મુખ પ્રોફેસર શ્રીયુત જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણે જે ઠરાવ રજૂ કર્યો છે તેને ટેકો આપું છું અને સર્વ બંધુઓ તેને પસાર કરશો તેવી આશા સાથે થોડું વિવેચન કરવું યોગ્ય ધારું છું.

ગૃહસ્થો! આપને માલૂમ હશે જ કે બાળલગ્નથી આપણી કોમને ઘણું જ નુકસાન થાય છે. બાળલગ્ન કરનાર વડીલોને જ તેનો સંતાપ થાય છે. તેમ નથી, પરંતુ તે લગ્ન કરનારને તથા પ્રજાને એમ ઉત્તરોત્તર તેથી અનહદ નુકસાન થાય છે અને જે આપણે નજરે જોઈએ છીએ.

બાળલગ્ન કરવાથી બ્રહ્મચર્યનો ભંગ થાય છે અને બ્રહ્મચર્યનો ભંગ થવાથી પ્રજા નિઃસત્વ નિરવીર્ય અને નમાલી પાકે છે. જેથી કરીને શારીરિક સંપત્તિ તદન હલકા પ્રકારની થાય છે અને તેથી હજારો નુકસાન થાય છે.

હું આપને થોડા દાખલાઓ પૂર્વ સમયના તથા ચાલતા સમયના આપણા દેશના તથા પરદેશોના આપીશુ જેથી આપને બ્રહ્મચર્યના ભંગથી કેટલું નુકસાન થાય છે તે સહેલાઈથી જણાઈ આવશે.

પૂર્વે આપણા દેશમાં પાંડવોના વખતે તેમના વડીલ ભીષ્મ નામે હતા કે જેમને આપણે ભીષ્મપિતામહ કહીએ છીએ. તે ભીષ્મપિતામહનાં પરાક્રમો આપણે જાણીએ છીએ. તેઓ ઘણા જ બળવાન મહાન યોદ્ધા હતા કે જેઓએ નાની વયમાં પરશુરામ જેવા નરશ્રેષ્ઠને હરાવ્યા હતા, કે જેઓએ ૨૧ વખત આખા હિંદુસ્તાનના ક્ષત્રિય રાજાઓ ઉપર વિજય મેળવ્યો હતો અને એવાં જ ઘણાં દુર્ઘટ પરાક્રમો તેઓએ કર્યાં હતાં. આપ વિચાર કરશો તો આ સઘળો બ્રહ્મચર્યનો જ પ્રતાપ આપને માલૂમ પડશે. ભીષ્મપિતાએ અખંડ બ્રહ્મચર્ય પાળ્યું હતું અને તેના લીધે જ તેઓને અતુલ બળ

પ્રાપ્ત થયું હતું અને નહિ કે નાની વયના ગૃહસંસારથી તે બળ પ્રાપ્ત થયું હતું.

પાંડવમાંના ભીમસેન અને અર્જુન અતુલ બળવાળા હતા કે જેમના બળને લીધે કૌરવો અને તેમની સેના થરથર કાંપતી હતી, તે બળનું મૂળ જોશો તો માલૂમ પડશે કે તે પણ બ્રહ્મચર્યનો જ પ્રભાવ હતો. થોડા સમય પહેલાં ફ્રાન્સ દેશમાં નેપોલિયન બોનાપાર્ટ નામનો મહાન વીર ઉત્પન્ન થયો હતો અને જેના નામથી આખો યુરોપખંડ ધ્રૂજી રહ્યો હતો, તે વીર કાંઈ તેનાં માતાપિતાના નાની વયના ગૃહસંસારથી ઉત્પન્ન થયો નહોતો એટલું જ નહિ પણ તેણે જાતે પણ બ્રહ્મચર્યનું પુખ્ત વય સુધી પાલન કર્યું હતું: અને તેજ તેનો પ્રભાવ હતો.

હાલના સમયમાં વિચારં કરતા માલૂમ પડશે કે યુરોપિયન પ્રજા તથા પંજાબ અને શીખ લોકો શરીરે મજબૂત હોવાનું શું કારણ છે? તો તરત જ જણાશે કે તે લોકોમાં નાની વયે ગૃહસંસાર થતો નથી અને બ્રહ્મચર્યનું પાલન થતું હોવાથી જ તે લોકો મજબૂત અને બહાદુર ઉત્પન્ન થાય છે.

હાલમાં હિંદુસ્તાનમાં પ્રોફેસર રામમૂર્તિ નામનો મદ્રાસનો પ્રખ્યાત મલ્લ છે : કે જે પોતાના અદ્ભુત બળ વડે ૧૨ ઘોડાના બળવાળી દોડતી મોટરગાડીને હાથથી અટકાવી શકે છે અને એવા જ બળનાં અનેક કાર્યો કરે છે. આનું કારણ શું છે? તપાસતાં માલૂમ પડશે કે તેનું કારણ બીજું કાંઈ જ નહિ પણ બ્રહ્મચર્ય પાળ્યાનો પ્રતાપ જ છે. એક વખતે પ્રો. રામમૂર્તિએ પોતાના ભાષણમાં પણ બ્રહ્મચર્યના લીધે જ પોતાને બળ પ્રાપ્ત થયું છે તેવું જણાવ્યું હતું.

આવા અનેક દાખલાઓ છે પણ તે સર્વ આપીને આપનો વધુ વખત રોકવા માગતો નથી. આ દાખલાઓ પરથી સિદ્ધ થાય છે કે શારીરિક બળની ચાવી તે બ્રહ્મચર્ય છે. ને તેના પ્રતાપથી જ અત્રે દર્શાવેલા પુરુષો મહાન તરીકેની ગણનામાં ગણાયા છે. નાની વયનાં લગ્નથી અનેક પ્રકારનાં નુકસાનો થાય છે. લગ્ન કરનાર લગ્નની વીટંબણામાં બરાબર વિદ્યાભ્યાસ નહિ કરી શકવાથી તે વિદ્વાન થઈ શકતો નથી અને બ્રહ્મચર્યનું યથાવિધિ પાલન નહિ થવાથી તેનામાં શારીરિક બળ હોતું નથી એટલે એકંદર રીતે તેની જિંદગી ધૂળધાણી થાય છે.

બીજુ નાની વયનાં લગ્નથી ઉત્પન્ન થયેલી પ્રજા નબળા બાંધાની થાય છે અને નબળા શરીરમાં મજબૂત મન હોઈ શકે નહિ તેના લીધે નબળા બાંધાની સાથે તેનું મન પણ નબળું જ રહે છે અને તેવાં કારણોને લીધે વિદ્યાભ્યાસમાં તથા વ્યવહારિક કાર્યોમાં તે ફત્તેહ મેળવતો નથી અને એવી જ રીતે તેની પણ જિંદગી ધૂળધાણી થાય છે. તેવી જ રીતે ઉત્તરોત્તર નાની વયમાં લગ્ન થવાથી આખરે વંશનું છેદન થાય છે અને નાની વયના લગ્નરૂપી ભૂલની આજ છેલ્લી અને ભયંકર શિક્ષા છે

અને તે પૂર્ણ વિચાર કરતાં ગેરવાજબી નથી તે ખુલ્લું જણાઈ આવે છે.

બંધુઓ! નાની વયનાં લગ્નથી આટલાં જ નુકસાનો છે એમ નથી. બાળલગ્નથી કન્યા પણ ઘણી જ નાની મળે અને વર પણ નાનો જ હોય તેથી પરસ્પર ગુણાવગુણ તથા લાયકાતની તપાસ કર્યા સિવાય માબાપો લગ્ન ગોઠવી દે છે અને તે જોડું ભવિષ્યમાં પરસ્પરના ભિન્ન આચારવિચારને લીધે ઘણું જ દુ:ખી થાય છે અને તેવી રીતે ઊભયની જિંદગી એળે જાય છે. હવે જો લાયક વયે માબાપો તરફથી લગ્ન કરવામાં આવે તો ગુણદોષ તપાસવાનો પૂરતો સમય મળવાથી તથા તેના આચાર-વિચાર જોવાથી તે સંબંધીની ખાતરી થયેથી યોગ્ય કન્યા સાથે યોગ્ય વરનું લગ્ન કરવામાં આવવાથી ઊભય દંપતી સુખચેનમાં પોતાનો વખત ગાળી, લગ્ન પહેલાં પ્રાપ્ત કરેલ બુદ્ધિ તથા વિદ્યાનો સદુપયોગ કરી પોતે સુખી થઈ પોતાના કુટુંબને સુખી કરી શકે છે.

જો કોઈપણ જ્ઞાતિને માઠી દશામાં આવવાનાં કારણોનું શોધન કરશો તો માલૂમ પડશે કે તે કારણો તે વિદ્યાનો અભાવ તથા બાળલગ્ન છે અને ખાસ કરીને આપણી જ્ઞાતિની અવદશા થવાનાં તે બે જ મુખ્ય કારણો છે.

આપણી જ્ઞાતિમાં વિદ્યાનો પ્રચાર થાય અને બાળલગ્નની પ્રથા સુધરે તો આપણી જ્ઞાતિની સ્થિતિ સત્વરે સુધરે અને જ્યારે તેમ થશે ત્યારે જ આખી કોમમાં ખરો આનંદ ફેલાશે અને સુખી થશે.

નામદાર મહારાજા સયાજીરાવ ગાયકવાડના વડોદરા રાજ્યમાં બાળલગ્ન પ્રતિબંધક કાયદો થવાથી સમગ્ર પ્રજાને ફાયદો થયો છે અને જે લોકો હાલ તેને ખોટો કહે છે તે લોકો થોડા વખત બાદ જાતે જ કહેશે કે ના મહારાજાએ આ કાયદો કરીને પ્રજા પર ઉપકાર જ કર્યા છે. આટલું બોલી નામદાર મહારાજાશ્રી સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર કે જેઓશ્રી અત્રે પધાર્યા છે તે માટે તેઓશ્રીનો આભાર માની બેસી જવાની રજા લઉં છું.

આ પછી શ્રીમંત ગાયકવાડ સંપત્તરાવ સાહેબે નીચેના શબ્દોમાં સમાજના આ કાર્ય પ્રત્યે પોતાનો આનંદ પ્રદર્શિત કર્યો હતો –

હું આ સ્થળે લગભગ એક વાગ્યાથી આવ્યો છું. તમારું કામકાજ થતું મેં નજરે જોયું છે. ભાષણોથી, તમારી જ્ઞાતિ પછાત છે તેમ જણાતું નથી. મહારાજા સાહેબ પોતાની રાજનીતિ પ્રમાણે સર્વ પ્રજાને એક જ દૃષ્ટિથી જુએ છે તેથી તેમની સ્તુતિ કરીએ તેટલી યોગ્ય છે. તમારી વસ્તીમાંના નવ-દશ લાખ ગાયકવાડી રાજ્યમાં વસે છે. તેઓ હવે ફરજિયાત કેળવણીનો લાભ લેવા લાગ્યા છે તે ખુશી થવા જેવું છે. તમારામાં વિદ્વાનોની સંખ્યા ઓછી છે અને ઘણાખરા ઊંચી કેળવણી લેતા નથી તેથી

તમારો ખેડૂત વર્ગ બુદ્ધિમાં ઓછો છે અને તેના જ પરિણામે સુધારો વધારો થઈ શકતો નથી. તમોએ પહેલી સભા વિરમગામમાં ડૉ. સાહેબ પિતામ્બરદાસના અધ્યક્ષપણા નીચે ભરી હતી. આ વખતે રા. રા. કરસનદાસભાઈના પ્રમુખપણા નીચે ભરાઈ છે. અમારી મરાઠાની સભા તમારા કરતાં માત્ર બે વરસે જ મોટી છે. તમારે કોઈ પણ કામમાં નાઉમેદ થવું જોઈએ નહિ. બાઈબલમાં એવું વાક્ય છે કે,

``I can give you light, but not sight."

'હું તમને પ્રકાશ આપી શકું છું અને નહિ કે દૃષ્ટિ.' મહારાજા સાહેબે આ વાક્ય પ્રમાણે પ્રજાના લાભના કાયદાઓ ઘડ્યા છે તેનો લાભ લેવો તમારા હાથમાં છે. તેથી તમારે કાયદાનો લાભ લેવો જ જોઈએ. **જો તમે પાશ્ચાત્ વર્ગમાંથી વિદ્યાભ્યાસ કરી સારા થશો તો મહારાજાશ્રી બીજાઓની માફક તમને પણ નોકરીમાં દાખલ કરશે.** મહારાજાને સર્વ પ્રજા સરખી છે. અંત્યજ લોકો પર પણ કૃપા કરવા તેઓશ્રીએ પંડિત બોલાવી રાખેલ છે. તે તેઓને ઉપદેશ આપે છે, વગેરે વગેરે.

પછી નામદાર શ્રીમન્ત સરકારના શ્રી હસ્તે, સમાજની પ્રથમ બેઠક વખતે સેવા કરનાર વોલંટિયર્સને શેઠ દુર્ગાપ્રસાદ લશ્કરી તરફથી ચાંદ અર્પણ કરવામાં આવ્યા હતા. છેવટે મહારાજા સાહેબને ફૂલના હાર, કલગી વગેરે પ્રમુખ સાહેબના હસ્તે અર્પણ કરવામાં આવ્યાં હતાં, અને તે પછી તરત જ સભાજનોના હર્ષનાદ અને જયઘોષ વચ્ચે તેઓશ્રી વિદાય થયા હતા.

બ્રહ્મચર્યની બાબતમાં પંડિત આત્મારામજીએ પણ થોડો સમય સારું વિવેચન કર્યું હતું.

## ત્રીજો દિવસ તા. ૨૬-૧૨-'૧૦.

રા. રા. હરજીવનદાસે (મુંબઈવાળા) પણ બાળલગ્નના ઠરાવને અનુમોદન આપતાં નીચે પ્રમાણે વિચારો જણાવ્યા હતા –

બાળલગ્નને આપણી બાળકીઓને ભ્રષ્ટ કરી નાંખી છે. મારા બોલવાથી કદી કોઈને માઠું લાગશે પણ માફ કરશો. વિદુરજીએ ધૃતરાષ્ટ્રને ઉપદેશ આપ્યો હતો તેમ કદી વધુ બોલાઈ જાય તો માફ કરશો. ઘરડા કહે છે કે બાળલગ્ન અનાદિ કાળથી થતાં આવ્યા છે. તે ક્યારથી શરૂ થયાં હશે તેનો ચોક્કસ પુરાવો કદી ન મળે અને ગમે ત્યારે શરૂ થયાં હોય પણ તે નુકસાનકારક માલૂમ પડ્યાં છે. **આપણા ઊંઝાના લગ્ન કાઢનાર આગેવાનો ભરવાડરૂપ બની આપણને ગાડર માફક આ વાડામાંથી બહાર નીકળવા દેતા નહીં અને બારણા પાસે બેઠા હતા ત્યારે કેટલાક બહાર નિકળવા પ્રયાસ કરવા લાગ્યા. ત્યારે આપણને ઘેટા જેવા ગણી મોં ઉપર લાકડી મારી તેઓ બહાર નીકળવા દેતા નથી. આ અજ્ઞાનનો પડદો તેઓ આપણી**

**કુળદેવીશ્રી ઉમિયા માતાના નામે આપણા પર નાંખી રહ્યા છે.** આ મહાદેવી સાક્ષાત્ જગતની માતા છે. છતાં અજ્ઞાનો કહે છે કે શાસ્ત્ર પ્રમાણે લગ્ન કરશો તો તે રાક્ષસણીની પેઠે તમારાં બાળકોને ખાઈ જશે. અરે! અમારી જનેતા શ્રી ઉમિયા દેવીને આવું કલંક લગાડી દેનારને ધિક્કાર છે!! એક જ ભવની સામાન્ય માતા પોતાના બાળકની કેવી કેવી રક્ષા કરે છે તો પછી આ જગત જનનીનો સ્વભાવ કેવો માયાળુ હોય તેનો ખ્યાલ કરો! આ અંધકારના પડદાને ચીરવા પ્રથમ કોઈ સમર્થ નહોતું પણ હવે સમય બદલાયો છે. આ મહાદેવી કૈલાસમાં બિરાજતાં હતાં ત્યાં જાણવામાં આવ્યું કે મારાં બાળકો અજ્ઞાનથી દુ:ખી છે. તેઓ પવિત્ર હોવા જોઈએ, છતાં મારી પુત્રીઓ એક જ ભવમાં જીવતા ધણીએ પાંચ - છ પતિ કરે છે. આ અધમ દશા જોઈ ત્યારે તેઓશ્રીએ આપણામાં જ્ઞાનની દૃષ્ટિ નાંખીને જાગૃત કરવા પ્રયત્ન કર્યો.

આવી રીતે જ્યારે માતાની જ કૃપા થઈ છે **ત્યારે ઊંઝાના સ્વાર્થી બ્રાહ્મણ લોકો અને આગેવાનો જે દર લગ્ન વખતે લગભગ ૭૦,૦૦૦ રૂપિયા પેદા કરી લે છે તેમનું ભોપાળું ખુલ્લું થયું છે. છતાં તેઓ આપણને હજુ પણ અંધારામાં રાખવા મથે છે,** પણ જ્યાં માતાજી ખુદ આપણને જ્ઞાન આપવા તૈયાર થયાં ત્યાં કોનું ચાલે? ના. બ્રિટિશ સરકારના રાજ્યછત્ર નીચે આપણે ઉત્તમ કેળવણી લીધી, વહેમ નાશ થયા ત્યારે સં. ૧૯૩૬ના વિવાહથી ભાન આવ્યું કે ઓ હો હો! લગ્નના પવિત્ર બંધનને આપણા અભણ ભટ્ટાચાર્યો કેવી રમત માને છે? ગામડામાં તો મંત્રોને બદલે કવિતા બોલાતી, યજ્ઞકુંડને બદલે મડદા આગળ છાણું સળગાવી ધૂણી કાઢે છે તેમ છાણાંની ધુમાડી અને પછી 'ભાઈ-બહેનનો હાથ પકડ' કહી તેજ બ્રાહ્મણો આપણી માર્મિક હાંસી કરતા હતા, વળી, લગ્ન જેવા મહત્ત્વના કામમાં ગોર અને ઘાંયજા આપણા આગેવાન હોય છે. કાઠિયાવાડમાં એક જણે ગોરને વર શોધવા મોકલ્યો. ગોરે જઈ એકને કહ્યું કે 'વેવાઈને કાંઈ આપવાનું નથી, મને આપ, હું તારા પુત્રનો સમંધ કરું છું.' આમ કહી પોતે કાંઈક રકમ લીધી. આમ ચાર - પાંચ ઠેકાણેથી પૈસા ખાઈ ઘેર આવ્યા. લગ્નપ્રસંગે આવ્યો. પેલા પટેલને ત્યાં એક પુત્રીને પરણવા પાંચ વર આવ્યા. ગોર છુપાઈ ગયા તે જડ્યા જ નહિ. વર બિચારા રવડી રખડી પાછા ગયા.

**ઊંઝાના પટેલો કહે છે કે મહાદેવી જ્યારે લગ્ન આપવાનાં હોય છે ત્યારે અમને સ્વપ્ન આપે છે ને કમાડ ઊઘડી જાય છે.** આ વાત પ્રતિજ્ઞાનુસાર ખરી જ હોય તો મને પણ સાત સ્વપ્ન આવ્યાં હતાં. જો મને આપેલ સ્વપ્ન ખોટાં ગણાતા પછી હું અગર કોઈ પણ તેમને (ઊંઝાવાળાને) આવતા સ્વપ્ન શી રીતે સાચાં માનીએ? મહાદેવીની આજ્ઞા છે કે ૨૫ વર્ષના પુરુષે ૧૬ વર્ષની કન્યા સાથે લગ્ન કરવાં. મહાદેવી

પોતે પણ ઘણાં વર્ષો સુધી તપ કરી પછી જ સ્વામીથી શંકર ભગવાનને મોટી વયે વર્યા હતાં. તે પોતાની પુત્રીઓને આમ ઢીંગલીઓની માફક પરણાવવાની આજ્ઞા કેમ આપે? યોગેશ્વર ભગવાન પિતા શંકર પણ એમ જ ચાહે છે કે મારા પુત્રોએ બ્રહ્મચર્ય પાળી એક જ પત્ની સાથે રહેવું જોઈએ. વળી કહેવાય છે કે લેઉઆ, કડવા, લવ અને કુશનાં વંશ જ છે. જો તેમ હોય તો લય - કુશની માતા કોણ? જે રાવણના પાસમાં સપડાયા હતાં તેની તાકાત નહોતી કે તેના સામું પણ નજર કરી શકે, **તેવા પ્રતાપવાળી સતી સીતાના જ જો આપણે પૌત્રો હોઈએ તો આપણી બાયડીઓને ચાર - ચાર પતિ ન હોવા જોઈએ.**

રાજા રામચંદ્રજી લંકામાંથી કેટલાક રાક્ષસોને ખેતી કરવા લાવ્યા હતા. તેમના સહવાસથી કદી આપણામાં આવા ગુણ આવ્યા હોય તો તે માનવા જેવું છે. આપણે મહાદેવી ઉમિયાના પુત્રો છીએ પણ દુરાચારથી આવી સ્થિતિમાં આવી ગયા છીએ. હવે મહાદેવીની આજ્ઞા છે કે 'તમો એકપત્નીવ્રત ધારણ કરો' આપણને કોઈ દુરાચારીએ પાંચ-પાંચ પત્ની અને પતિ કરવા આડા રસ્તે ચઢાવેલ છે. શાસ્ત્રાજ્ઞા તેવી નથી. **ઊંઝાના આગેવાનો પોતાની સત્તા જતી રહેશે તેવા ભયના માર્યા, છૂટાં લગ્ન થશે તો માતાજી કોપશે તેવી ભીતી બતાવે છે** પણ ભાવનગરમાં સં. ૧૯૬૩માં લગ્ન થયાં હતાં. બંને વરકન્યાને કેળવાઈ રહ્યા પછી ગુણ કર્મ અનુસાર લાયકાત જોઈ પરણાવ્યાં હતાં. તેઓ બંને કુશળ અને સુખી છે. આ માતાજીની કૃપા વિના બન્યું?

બીજી બાબત એ છે કે બ્રાહ્મણો નાના પ્રકારે મોહજાળ પાથરે છે ને કહે છે કે જુદી રીતે લગ્ન કરવાથી માતાજી તમારો નાશ કરશે, પણ આપણી જ્ઞાતિમાંના શિરોમણિ પુરુષોને પ્રેરણા કરી મહાદેવીશ્રીએ બે લગ્ને (સાચાં જૂઠાં) કઢાવ્યાં. ને તે દ્વારા લોકોને આ ઈંદ્રજાળ (કપટ)નું ભાન કરાવ્યું. તેથી ઘણા સમજી ગયા. વધારામાં ગોઝારિયાના અમીને ચિઠ્ઠિઓ નાંખી માતાજીની આજ્ઞા માગી. તેમાં છૂટાં લગ્ન કરવા હુકમ થયો; જેનો તેમણે અમલ કરી પોતાના પુત્રને નિર્માણ થયેલી તિથિઓ વિના બીજી તિથિએ પરણાવ્યો અને તેવાં સેંકડો લગ્ન ગમે ત્યારે થયાં ને તે પુરાની પ્રથાનો કાંઈ પત્તો રહ્યો નહીં. આગેવાનો અને બ્રાહ્મણોની આવી મોહજાળ માટે હું દૃષ્ટાંત આપું છું. ગયા વિવાહમાં રાંદેરમાં લગનિયા બ્રાહ્મણો આવ્યા હતા. તેમાંના જેનું નામ મોહનલાલ મનસુખરામ ચાણસ્માનો હતો તેણે આ વિશે નીચે મુજબ ખુલાસો કરી પોતાના હાથઅક્ષરે પત્ર લખી આપ્યો છે, જે નીચે મુજબ છે.



હું મોહનલાલ મનસુખરામ રહેનાર મોજે ચાણસ્માને તે તેમાં ગૃહસ્થોના પૂછવાથી મેં તમોને નીચે મુજબ કહ્યું છે.

ઊંઝામધે માતા ઉમિયાદેવીનાં મંદિરમાં બહેચર લશ્કરીના પક્ષના લોકોએ

લગ્નનિર્માણ કીધાં હતાં અને આઠિયાવાળા લોકો હજારોની સંખ્યામાં ત્યાં ગયા હતા. મંદિરના દરવાજા બંધ તથા પોલીસપહેરામાં હતા જ્યાં તે લોકોનો અટકાવ કરવાથી માતાના પ્રતાપે એક સિપાઈ તરત મરી ગયો અને સરકાર આંધળા થયા.

અને ભાવનગરમાં બે ગૃહસ્થોએ પોતાના છોકરાઓને માતાનાં લગ્નનું અપમાન કરી પોતાની ખુશી મુજબની તિથિએ લગ્ન કરાવ્યાથી વરવધૂ મૃત્યુ પામ્યાં. એક જોડાની કન્યા તથા એક જોડાનો વર મર્ણ પામ્યો હતો.

ઉપલી હકીકત કહેવા પછી અને સાચી નહીં લાગવાથી તમોએ મને પૂરી પ્રતિજ્ઞાપૂર્વક બોલવા કહ્યું. તે પરથી હું જણાવું છું કે, અમો લોકો માતાનાં માહાત્મ્યની વૃદ્ધિ અને તે દ્વારા અમારી ચાલતી રોજીને હરકત ન થાય તે માટે હંમેશાં એવી જ વાતો કરી આ પોપલીલા દ્વારા લોકોને ઠગવાનું કામ વંશપરંપરાથી અમારા પૂર્વજો તેમજ કણબી પટેલોનાં પૂર્વજો કરતા આવ્યા તેમ કરીએ છીએ. રાંદેરની તારીખ ૧૦ એપ્રિલ સને ૧૯૧૦.

મોહનલાલ મનસુખરામની સહી દા. પોતે.

જે ગૃહસ્થોની મેં રૂબરૂ વાત કરી તે ગૃહસ્થોનાં નામ નીચે મુજબ છે :

પોલીસ પટેલ રણછોડદાસ બહેચરદાસ અસારણ

પા. મકનજી ગોપાલજી. અસારણ

પોલીસ પટેલ વસનજી લલ્લુભાઈ, રાંદેર

પટેલ મંછાભાઈ ડાહ્યાભાઈ રાંદેર.

પટેલ નાથાભાઈ જાદવભાઈ રાંદેર.

ભટ્ટા મોહનલાલ મનસુખરામની સહી દા. પોતે.

આ પત્રના વાંચનથી આપની ખાતરી થઈ હશે કે પાપનો ઘડો ફૂટી ગયો છે અને તદ્દન અજવાળું થઈ ગયું છે છતાં અંધારામાં રહી ગેરવાજબી વર્તશો તો તમો દોષિત છો. આટલી વિનંતી કરી હું બેસી જવાની રજા લઉં છું. (તાળીઓ, તાળીઓ)

**રા. રણછોડલાલ પ્રભુદાસ વિરમગામવાળાએ કહ્યું :**

બન્ધુઓ! મારા પહેલાંના વક્તાઓએ બાળલગ્નની બાબતમાં લગભગ પૂરતું વિવેચન કર્યું છે એટલે હવે મારે ઝાઝું બોલવાનું બાકી રહ્યું નથી તોપણ યથામતિ બે બોલ બોલવાની રજા લઉં છું; જેને પરણવું છે તેની કોઈ સંમતિ લેતું નથી. તમારે  ઢોર લેવું હોય છે ત્યારે તેની ઉમર, ગુણ, દોષ વગેરેની તમે ચાર-પાંચ ડાહ્યાને સાથે તેડી જઈ તપાસ કરો છો પણ જન્મારા સુધી ભેગું રહેવું છે તેવા વર કે કન્યાની શોધ કરતાં તમે કશો વિચાર કરતા નથી, કે તેમને પૂછતા પણ નથી. શ્રીકૃષ્ણ ભગવાને પોતાના વડીલ ભ્રાતાથી બળભદ્રજીને શુભદ્રાના વિવાહ સંબંધે કહ્યું છે કે 'જે પુરુષ

કન્યાનો વિવાહ પોતાની ઈચ્છાનુસાર કરી કન્યાદાન દે છે તે કન્યાદાન નહિ પણ કન્યાને પશુપેરે વેચી કન્યાવિક્રય કરવા જેવું છે.' આપણને જ્યારે વર મળતો નથી ત્યારે આપણે આપણી નિર્દોષ પુત્રીને ફૂલનો દડો કરી તે જડ પદાર્થની સાથે આખી દુનિયામાં કોઈ અજ્ઞાન પ્રજા પણ ન કરે તેમ લગ્ન કરીએ છીએ. પણ જમાઈ કલ્પેલા તે દડાને કૂવામાં કે તળાવમાં નાંખી દઈ જમાઈ હત્યા કર્યાનું પાપ લઈએ છીએ, **અને ઘોડિયામાં અજ્ઞાનપણે ઊંઘતી એક કન્યાને ક્ષણમાત્રમાં કન્યા મટાડી, વહુ અને તરત જ વિધવા કરીએ છીએ. (શરમ! શરમ!) કેવું ઘોર પાપ! કેટલી બધી શરમ!** આમ કરતાં ન ધરાતાં ઘણીવાર ભાડાનો વર લાવી તેની સાથે પુત્રીને પરણાવી પરઠેલી રકમ આપી તેની પાસે છૂટાછેડા લખાવી લઈએ છીએ. અહાહા! ઢોર જેમ એકને આપી બીજો વેચાતું લે છે તેમ કરીએ છીએ, અને આપણી પુત્રીને સતીના ઉત્તમ પદથી સદાને માટે પાડી 'રાંડ' બનાવીએ છીએ. બાળલગ્નથી મરણ પણ વહેલાં થાય છે. ન્હાનાં ન્હાનાં પરણેલાં બાળકો મરવાથી ખર્ચ નકામું જાય છે ને સોંઘા દેખાતા વિવાહ પરિણામે મોંઘા પડે છે. તમારો ગોલ્લો, બળદ પૂરી રીતે મોટો ન થાય ત્યાં સુધી તેને ગળે તેમ ધુંસરી મૂકતાં નથી ને તમારાં બાળકોને નાનપણમાં પરણાવી દઈ પસ્તાઓ છો. તેથી બહેનોને જુવાની આવી ન આવી અને ગર્ભ ધારણ કર્યો ને તરત જ પહેલા જ બાળકે ડોસી જેવી દશા થઈ જઈ પતિને અરુચિ થાય છે ને બીજી આવે છે કે વહેલું મૃત્યું થાય છે. તમો ફળને પણ કાચું ખાતા નથી. પરિપૂર્ણ રીતે પાક્યા પછી તે સ્વાદ આપે છે ત્યારે આપણાં બાળકોનાં શરીર પક્વ થયા પહેલાં તેમને શા માટે સંસારમાં પાડવાં? પૂંખવાં? બન્ધુઓ! આ વિશે ઘણું બોલાયું છે. હવે આપણે સર્વે જાગ્યા છીએ તો હવે બેઠે બેઠે વાતો કરવી પડી મૂકી આપણે ઝટ ઊઠી ઊભા થઈ કામ કરવું જોઈએ અને બનતી ત્વરાથી આ દુષ્ટ રૂઢિને અટકાવવી જોઈએ. જ્ઞાતિઉન્નતિના આ અતિ અગત્યના સવાલમાં કોઈ પણ બાધ લેશે નહિ તેવી આશા રાખી હું બેસી જવાં રજા લઉં છું. (તાળીઓ.)

બાદ આ ઠરાવ સર્વાનુમતે તાળીઓના ચાલુ ધ્વનિ વચ્ચે પસાર થયો હતો.

**છઠ્ઠો ઠરાવ.**

મરણ પાછળના વરા શાસ્ત્રવિરુદ્ધ અને ખર્ચાળું હોવાથી તે પ્રતિ આ સમાજ પોતાની સંપૂર્ણ નાપસંદગી જાહેર કરે છે.



આ ઠરાવની દરખાસ્ત રજૂ કરતાં કડવાવિજયના તંત્રીએ નીચે મુજબ વિવેચન કર્યું હતું :

મેં. પ્રમુખ સાહેબ અને જ્ઞાતિબંધુઓ! મરણ પાછળનાં જમણો કરવાના અકુદરતી રિવાજે આપણી પાયમાલીમાં મોટો ભાગ ભજવ્યો છે. આ કુચાલને

જારી રાખવા ઈચ્છનારા તેને ધર્મનો રિવાજ બતાવે છે. કદી તેમ હોય પણ અત્યારે આ રિવાજમાં ધર્મનું કયું તત્ત્વ દેખાય છે તે સાબિત કરનાર બન્ધુને પાંચ વર્ષથી હું શોધું છું પણ જડતો નથી. કોઈ મેદાનમાં આવશે તો તેનો હું આભારી થઈશ. કહે છે કે કારજ કરવાથી મરનારો સ્વર્ગે જાય છે. મરનાર માતાપિતા તે પામે છે. ત્યારે મને એક મહાન શંકા થાય છે કે મારી મા મરી જાય, તેને હું બાળી દઉં, રાખ નદીના પવિત્ર જળમાં પધરાવી દઉં અને પછી લાડુ જેવા મિષ્ટાન્નનો ઘનપદાર્થ તમારા પેટમાં પધરાવું તે મારા માતુશ્રીને તમે શી રીતે પહોંચાડી આપો છો તે હું સમજી શકતો નથી. આ તો તું મને આપ તને પુણ્ય થશે, તેવો મામલો છે. જો મારામાં માતૃપ્રતિ મમતા હોય તો મારાં વૃદ્ધ માતાને સદેહે જ હું શા માટે પ્રભાતના પહોરમાં પાશેર પાશેર ઘીનો ગરમ શીરો ન ખવરાવું? ને ન પમાડી લઉં કે પાછી આ અપરોક્ષ (પ્રત્યક્ષ) સાધન ટળી જાય ત્યારે તમારા પેટરૂપિ પરોક્ષ (આડકતરા) માર્ગે મારે તેમને પમાડવું બાકી રહી જાય? ના ના તેમ તો નથી જ. મારી માને પામવું શું? આવું બોલી કારજવરા કરનારા માતૃ અને પિતૃભક્ત પુત્રો પોતાનાં સદેહવાન માતાપિતાને જીવતાં જો ગરમ ગરમ ને નરમ નરમ ખાવા આપતા હોત તોપણ ઘણું છે. આવાં જમણો કરી માબાપને પમાડનારા ઘણીવાર વહુને લઈ જુદા રહે છે અને આજ ઘેરઘેર વૃદ્ધો પડ્યાં પડ્યાં પીડાય છે પણ કોઈ પરવા કરતું નથી અને મુઆ કેડે મસાણમાં મુંઝડી (ગાય) દોવરાવી પમાડશે. આ કેવું ઘોર અજ્ઞાન! વિચારો એટલે સહેજ સમજાશે. ધર્મના સિદ્ધાંતમાં આવાં મરણો માટે ગરૂડપુરાણમાં એક શ્લોક છે જેનો ભાવાર્થ એવો છે કે **વેદશાસ્ત્રસંપન્ન** બ્રાહ્મણોને (પાંચ) નોંતરી તેમને ભોજનથી સંતુષ્ટ કરી વિનંતી કરવી કે હે બ્રાહ્મણો! મારા અમુક સગાંના પ્રેતનો મોક્ષ કરવાનો માર્ગ બતાવો. કારણ મૂળમાં હશે. પાછળથી મરનારને કાંધે ઉઠાવી જનારને જમાડવાનો પ્રથા પડ્યો અને વધતાં વધતાં ભાઈબંધ, દોસ્તદાર વગેરે વધ્યા ને મૂળમાં આપણે પાટીદાર એટલે વિવેકનો તે મમત્વનો પાર નહિ. એક કીધું તેનાથી બીજે ચંદાવા સરસ, તેનાથી ત્રીજે વધાર્યું ને તેથી ચોથે ને પાંચમે વધાર્યું. વધતાં વધતાં થયો વ્યવહાર ને પછી વાત વંઠી આખી નાત. સાંકડા મનનાં માણસોનાં મેણાંથી આ તહેવાર પછી ફરજિયાત થયો. ને આ  દશા થઈ. જમનારા કોઈ મરનારને પમાડવા કે પુણ્ય પમાડવા આવતા નથી પણ સહુને પૂછશો તો કહેશે કે 'લહાણનો ગડદો લેવો છે ને દેવો છે. શું ન્યાલ કરે છે તે?' લ્યો સાંભળો! ક્યાં છે પામવાનું કે ધર્મ? આતો થયો લ્હાણનો ગડદો! જો આમ લ્હાણનો ગડદો થયો છે તો હવે તમે રોજરોજ કોઈના ઘેર

શા માટે એક એક ગડદો મારવા જાવ છો કે જેવડે તમારો વારો આવશે ત્યારે આખી જ્ઞાતિ સહકુટુંબ ચડી આવી ગડદે ગડદે ગડદાટી શ્વાસ કાઢી નાંખશે. આ રિવાજથી બહુ દુર્બળ દશા આવી છે. એક ગામમાં આગેવાનોએ એક વિધવાને પોતાના ૧૫૦ના દાગીનાને ઘર તેની મરજી વિરુદ્ધ વેચાવી કાંધિયા કરાવ્યા. હાલ તે બાઈ આજીવિકાના અભાવે (અન્ન પાણીનો ટોટો પડવાથી) નાઈલાજે નાતરે જવાને તૈયાર થઈ છે. એક બાઈનું એક ગામડાંમાં રોતાં કકળતાં એક ખેતર અને ભેંસ વેચાવ્યાં. એક પાટીદારે ૧૫ વિઘા ગીરો મૂકી વેરો કર્યો, હાલ તે મહારાજના બગીચામાં મજૂરી આવે છે. આવા અનેક દાખલા મોજૂદ છે અને તેથી હું છાતી ઠોકી કહું છું કે આપણી જ્ઞાતિના લગભગ ૬૫ ટકા દેવાદાર દશા ભોગવે છે. જેમાંના લગભગ ૮૦-૮૫ ટકા તો લગ્નમાંને મરણ પાછળનાં કારજમાં જ દેવાદાર થયેલા છે. લગ્ન વખતે જો છૂટાં લગ્ન થાય તો આપણા ઘેર બહેન, ભાણેજ, સગાં વહાલાં આવવાથી આપણે બહુ ખરચના બોજામાં આવીએ એવું બોલનાર એક આંખમાં આંસુ સાથે આમ દેવું કરી જમણો કરતાં જરા પણ વિચાર કરતા નથી. જ્ઞાતિ અજ્ઞાન છે માટે તમો આગેવાનો આ રિવાજને તદ્દન બંધ કરશો તેવી મારી વિનંતી છે. (તાળીઓ)

**રા. પુરુષોત્તમ ફકીરભાઈ રાદેરવાળા બોલ્યા :**

જ્ઞાતિવરાથી બહુ ખરાબીમાં ઊતર્યાં છીએ. જો જ્ઞાતિવરાથી આપણને પુણ્ય થતું હોય તો પાપ ખાનારને થાય છે. પાપ ખાવું હોય તો જમવા જવું એવું થાય છે. રાંકાને ખવરાવવાથી પુણ્ય થાય છે. તો શું આપણા ભાઈઓ રાંકાં જેવા છે તે તેમને ખરવારી તમે પુણ્યની આશા રાખો છો ને તેમને પાપના બંધનમાં રાખો છો? માટે બન્ધુઓ! તમે મોટી ગંજાવર જ્ઞાતિના આગેવાન છો. સુધારાના જિજ્ઞાસું છો, માટે આ રિવાજને બંધ કરવા સતત પ્રયત્ન કરો તેવી મારી વિનંતી છે. (તાળીઓ).

**રા. છગનલાલ નરોત્તમદાસ અઘારવાળા. (અનુમોદન આપતાં બોલ્યા કે :**

આપણે મુઆ પાછળ ઘર, ખેતર વગેરે વહાલી વસ્તુઓ વેચીને પણ કારજ કરવું પડે છે. ચુંવાળમાં ૧૯૫૪ની સાલમાં એક કહેવાતા આબરૂદારને ત્યાં બાપ મરી ગયા. લોકના ચડાવ્યાથી હું આબરૂદાર છું ને મારે કરવું પડે, ન કરું તો આબરૂ જાય, તેવું કરી કરી આગેવાનોએ પરાણે કારજ કરાવ્યું. કાળ ઊતર્યા પછી પોગળ નીકળ્યું કે આ તો ખાલી છે. લેણદારો ઉતાવળી ઉઘરાણી કરવા લાગ્યા. ને ફજેતો થયો. ઘરબાર ગીરો મૂક્યાં. દાવા થયા ને આખી નાતના ખાનારા બધા કહેવા લાગ્યા કે ફટ ફટ ફટ રિવાજ ખોટો છે. મને પણ મારી મા મરી ગયાં ત્યારે આગેવાનો મને સમજાવવા લાગ્યા પણ મેં કર્યું નથી કેમ કે તેમાં ધર્મ નથી. જો આવું કરવામાં

ધર્મ હોય તો ધર્મના કાયદાનું આ પુસ્તક 'મનુસ્મૃતિ' હાજર છે તેમાંથી મને તેઓ શોધી બતાવે. (તાળીઓ.)

### રા. હરજીવન ભગવાનદાસનો ટેકો તેમણે કહ્યું :

વિરમગામમાં હું રહેતો હતો ત્યારે ત્યાં એવું બન્યું કે એક બીડી વાળનાર છોકરાનો બાપ મરી ગયો. કાકો પાડોશમાં રહેતો. તેને બે પુત્ર હતા. તેને ઘર લેવું હતું. ઠીક લાગ મળ્યો કહી કાકો ભત્રીજાને ફોસલાવી કારજ કરાવ્યું ને રૂ. ૨૦૦ ધીરી ઘર લખાવી લીધું. વેશધારીઓ કહે છે કે છૂટા લગ્નથી ખરચ વધી જાય ત્યારે તમે આમ ઘર વેચી કારજ કરવા કેમ ઉત્તેજન આપો છો? જે નઠારા આગેવાનોને લગ્નના આનંદના ભોજન ગમતાં નથી પણ મરણનાં શોકનાં જમણો ગમે છે તે તેમની પિશાચવૃત્તિ નહિ તો બીજું શું? ભાવનગરમાંની જ્ઞાતિ કારજ કરી કરી એવી ગરીબ બની ગઈ છે કે કણબીવાડમાંના ઘરો વેચાઈ ગયાં ને ત્યાં લુહાણાઆદિ અન્ય વર્ગ વસે છે. (તાળીઓ.)

### રા. મોહનલાલ ત્રિભુવનદાસનું ભાષણ.

ગામેગામ આ રિવાજવિરુદ્ધ માણસો માલૂમ પડે છે પણ હું પાટડી જ્ઞાતિમાં લગ્નની ભાંજગડ વખતે ગયેલો ત્યારે ત્યાં મને કોઈ વિરુદ્ધ જડ્યું નહિ. ત્યાં લગ્નની ભાંજગડ કરતાં એક બાલાભાઈ રણછોડદાસ શેઠ બોલ્યા હતા કે દેવું કરીને વરા કરવાથી પૈસાદાર થવાય છે તે ના. ધર્માત્મા દરબાર સાહેબ પણ આવા વિપરીત વિચારથી શાંત થઈ ગયા ને નવાઈ લાગી. લોકો પોતાના સ્વાર્થને ખાતર અજ્ઞાનોને ઊંધા માર્ગે ચઢાવે છે. એક રાજાને ત્યાં કથા થતી હતી. રાજા દારૂડિયો હતો. પંડિત કથામાં દારૂ પીવાથી પુણ્ય છે તેવું વાંચતા. એકવાર તેનો પુત્ર કથા વાંચવા આવ્યો ને બોલ્યો કે દારૂ પીવાથી નર્કે જવાય છે. રાજા ગુસ્સે થયો ને તેને કાઢી મૂક્યો, ત્રણ-ચાર દહાડે બાપ આવ્યો. આ બીના જાણી. રાજાએ પૂછ્યું કે દારૂ પીવાથી શું નરકે જવાય છે? જવાબમાં તે પંડિતે કહ્યું કે હાથમાં એક ટીપું પીવાથી નરકે જવાય ને વધારે પીવાથી સ્વર્ગે જવાય છે. આવી રીતે આગેવાનો આપણને આડા દોરે છે પણ હવે તમે બન્ધુઓ! પર્વતની માફક દૃઢ રહો. ડગશો નહિ. ડગશો તો દુર્દશા થશે. (તાળીઓ).

### રા. છગનલાલ પીતાંબરદાસ - સરઢવ



મરણ પાછળ જમવું તે નીચું છે. એકવાર એક પટેલ મરી ગયા. તેના પુત્રે પોતાની રાંડેલી બહેનને બેસારી રૂ. ૭૦૦ લીધા ને બાપનો દહાડો કર્યો. પુત્ર મરી ગયો ને તેને આજે એક ૮ વર્ષની પુત્રી છે. કોઈ સંભાળ લેનાર નથી. આબરૂદાર બાપ તણાઈ જતો હતો. આ જ તેની દીકરી છાંણવાસીદા કરી ૮-૧૦ વર્ષની વયમાં

રોતી રોતી રવડે છે. શરમના પોકાર, બન્ધુઓ! હવે હદ થઈ છે. બધું સમજાઈ ગયું છે અને તેથી આ રિવાજને બંધ કરશો.

આ ઠરાવ સર્વાનુમતે પાસ થયો હતો. બાદ દશ મિનિટ ડૉ. જગન્નાથભાઈએ ઢોરોના ચેપી રોગ વિષે ખેડૂતોને માટે બહુ કિંમતી સલાહ આપનારું ટૂંક વિવેચન કર્યું હતું.

### સાતમો ઠરાવ

આપણી જ્ઞાતિના વિદ્યાર્થીઓના સવડને ખાતર અમદાવાદમાં આપણે સ્થાપેલી બોર્ડિંગને દરેક બન્ધુ પોતાના તન, મન અને ધનથી મદદ કરશે તેવી આ સમાજ ખાસ ઉમેદ રાખે છે.

આ ઠરાવ રજૂ કરતાં તેના એક સેક્રેટરી મિ. કાળીદાસ ભાઈએ નીચે પ્રમાણે વિવેચન કર્યું હતું. આ સંસ્થામાં માત્ર ખાવાપીવાનું જ છે તેમ નથી ત્યાં ઉત્તમ દેખરેખ રખાય છે, બાળકોને ઉત્તમ શિક્ષણ અપાય છે. ને તેમની ભવિષ્યને માટે સારી રીતભાત બંધાય તેવી સાવચેતી લેવાય છે. આપણી જ્ઞાતિમાં થોડા જ વિદ્વાન છે. જો વિદ્યાનો સવડ થાય તો જ્ઞાતિમાં ઘણા વિદ્વાનો નીકળે. આપણી જ્ઞાતિની રાંદેર તરફની સમાજે આવા ખાતા માટે સારી મહેનત લીધી છે. માટે આપણે પણ આ બાજુની આપણી બોર્ડિંગને નિભાવવા સારી મોટી રકમની જરૂર છે તે વિના તે નભશે નહિ. માટે તેમ કરવા દરેકે યથાશક્તિ ટેકો આપવો જોઈએ. મરણ પાછળ મારા જેવો લઠ્ઠને જમાડવા કરતાં તે રકમ આવા ખાતામાં આવી વિદ્યાર્થીઓને જમાડવામાં આવે તો તેથી પુણ્ય થશે. તમે 'કણબી વિશે કરોડ' તેવા દાનેશ્વરી છો તો આ ફંડમાં કાંઈ કાંઈ પણ મંડાવશોજી. (તાળીઓ).

### રા. હીરાલાલ વસંતદાસ સેક્રેટરી બોર્ડિંગ. (અનુમોદન)

ગામડાવાળા માટે બોર્ડિંગની ખાસ જરૂર છે. જો કે ગાયકવાડીમાં ભણવાનું ફરજિયાત છે પણ વધારે ભણવા શહેરોમાં જવું પડે છે. ત્યાં સગાંને ત્યાં મૂકવામાં અડચણો આવે છે તેથી શહેરી કરતાં ગામડિયા ભાઈઓએ પોતે આને ખાસ મદદ કરવી જરૂરી છે. ફંડ ઘણું જૂજ છે. વધારવાની ખાસ જરૂર છે. પૈસાથી મદદ ન થાય તો અન્નની મદદ કરો અને મદદ કરી બનતી રીતે લોકોને સમજાવીને ભણવા સારુ બોર્ડિંગનો આશ્રય લેવા છોકરાને મોકલાવો તેવી હું વિનંતી કરું છું. (તાળીઓ).



### રા. પુરુષોત્તમ લલ્લુભાઈ – બાવળા (ટેકો)

શહેરવાળા કરતાં આપણે ગામડાંવાળાને આ સંસ્થાની વિશેષ જરૂર છે તેવું મે - હીરાલાલભાઈએ જણાવ્યું તે પ્રમાણે છોકરાં સગાંને ત્યાં મોકલીએ તો સંભાળ વિના બગડી જવાનો ભય રહે છે. આ બોર્ડિંગમાં તે બાબત પૂરી કાળજી - બંદોબસ્ત

રખાય છે. આ બોર્ડિંગને નિભાવવી જરૂરી છે તેથી પોતાની યોગ્યતા મુજબ કાંઈ આપવું તે આપણો ધર્મ છે.

જ્ઞાતિમાં ભાંડ ભવાયા તમને હુલાવીફુલાવી ભોળપણનો લાભ લે છે. તો પછી આવા ધર્મના કામમાં આપવું તે ઘણું ઉત્તમ છે. આપણી સંખ્યા ૯ લાખની ગણીએ તો સાડા ચાર લાખ પુરુષો થાય તેમાંથી છોકરાં બાદ કરીએ તો ત્રણ લાખ રહે. આ ત્રણ લાખની સંખ્યા રોજ બે બે બીડી ઓછી પીએ તો પણ મહિને સાઠ બીડી એટલે એકઆનો થાય અને તે પ્રમાણે માણસદીઠ બાર મહિને બાર આના બચે. ત્રણ લાખ પુરુષો બાર આના લેખે સવા બે લાખ રૂપિયા વાર્ષિક બોર્ડિંગમાં આપી શકે. આ સ્થિતિ ધ્યાનમાં લઈ દરેક બન્ધુ પોતાની યોગ્યતા પ્રમાણે આ ફંડમાં કાંઈક ને કાંઈક લખાવશે તેવી હું વિનંતી કરી બેસી જવાની રજા લઉં છું. (તાળીઓ).

**રા. હરજીવનદાસ ભગવાનદાસ – મુંબઈ**

આ બોર્ડિંગની બાબતમાં રાંદેરનિવાસીઓએ સારો દાખલો બેસાડ્યો છે. માત્ર ચાલીસ ગામે મળી રૂપિયા બાર હજારની મૂડી ભેગી કરી છે ને ખેડૂતના પાક પર અમુક ભાગ આપવા ઠરાવ્યું છે. અમદાવાદ આ બાજુમાં ઘણા પાટીદારો શ્રીમંત છે. છતાં રાંદેર બાજુના ગરીબ ખેડૂતો જેટલું પણ ફંડ થયું નથી તે ઘણી જ શોચનીય વાત છે. સોળ ગામ (ચુંવાળ)ના પટેલે એક વાર પાંચ હજાર ખરચી ચુવાળી ગામો જમાડ્યાં હતાં. ધનવાન તો છે પણ પૈસાનો સદુપયોગ નથી. આપનાર પણ છે. કોઈ વગવાળા લેવા જનારા નથી. રા. પુરુષોત્તમદાસ બાવળાવાળા દરેક આદમી પાસે બાર આનાની નજીવી ભેટ માગે છે તે કણબીનો પુત્ર આપતાં પાછીપાની કરશે નહિ. પોતાના ખેતર પર આવેલા ભિક્ષુકને સુપડે અનાજનો આપનાર ના પાડશે નહિ તેવી આશા છે. આગેવાનો તદ્દન અજ્ઞાન છે ને જ્ઞાતિ હિતને સમજતા નથી તેથી લોકોને અંધારામાં રાખી પોતાની સત્તા સાચવવા પ્રયત્ન કરે છે. રાંદેરની મીટિંગમાં એકવાર ત્રણ જણ આવ્યા હતા જે કહે અમે બધું કબૂલ કરીએ પણ તમે ત્રણ વાત બંધ કરો -

૧. તમે જે દાડા (કારજ) કરવા બંધ કરો છો તે ચાલુ રાખો.
૨. તમે જે બાળલગ્ન બંધ કરવા ધારો છો તે ચાલુ રાખો.
૩. તમે જે બોર્ડિંગમાં નિરાધાર બાળકોને પાળો છો ને ભણાવો છો તે બંધ કરો નહિ તો બધા બગડી જશે.



જનસમાજમાં આવાં દુષ્ટો પણ હોય છે. ભાવનગરના ચાર નાગરોએ દર માસે રૂ. ૪૦ ચાલીસ આપવા કહેલા તે પણ બંધ કરાવવા નીચ માણસો મચ્યા હતા. હવે છેવટે આપણી જ્ઞાતિના સારા સારા વિદ્વાનો આપણી પાસે ભીખ માગે છે તો આ

ધર્મકાર્યમાં કોઈ પણ પાછીપાની કરશે નહિ તેવી આશા રાખી હું બેસી જવાની રજા લઉં છું. (તાળીઓ)

## રા. નારણદાસ જોરાભાઈ દેસાઈ – વિરમગામ

આપણી જ્ઞાતિ મહાસાગર જેવી છે. તમે ધારો તો બોર્ડિંગ નિભાવવી એ મોટું કામ નથી. દરેક કડવા પાટીદાર ટંકે એકેક કોળીઓ બચાવી બોર્ડિંગમાં આપે તો દર વર્ષે એક લાખમણ કરતાં પણ વિશેષ અનાજ થાય. આ યોજનાને માટે અત્રે પધારેલા મેમ્બરોએ પોતપોતાના ગામમાં કંઈ ને કંઈ કરી દાખલો બેસાડવો જોઈએ, એમ કહી તેઓએ બોર્ડિંગની ભિક્ષાને માટે પોતાનું બનાવેલું એક ગીત ગાઈ બતાવ્યું હતું.

બાદ બોર્ડિંગ ફંડને માટે નાણાં ભરાવવાનું કાર્ય શરૂ થયું હતું. જેમાં આ વખતે એકંદરે આશરે બે હજાર રૂપિયાની રકમ ભરાઈ હતી. આ પ્રસંગે કડી પ્રાંતના મહેરબાન સુબાસાહેબ ખાસેરાવજી પધાર્યા હતા. જેઓ સાહેબે બોર્ડિંગના હિતની ખાતર નીચે પ્રમાણે વિચારો દર્શાવ્યા હતા –

પાટીદારો! હું ગઈકાલે અહીં આવવાનો હતો; પણ બહારગામ જવાથી આવી શક્યો ન હતો, તેથી દિલગીર છું. તમારી સભા જોઈ મને ઘણો આનંદ થાય છે કે તેમાં તમો કડી પ્રાંતના લોકો પણ ઘણા છો; પણ ફંડમાં મંડાવેલા પૈસાની યાદી સાંભળી, તે પરથી જણાય છે કે, બોર્ડિંગ ફંડમાં તમે કંઈ પૈસા ભર્યા નથી. આથી કડી પ્રાંતની આબરૂ ઓછી થવા જેવું થાય છે. તમારું નામ મોટું છે, તો બધાએ અત્રે આવી, ભાગ લઈ ફંડમાં પૈસા ભરવા જોઈએ. દરેક ગામના લોકો એ પ્રમાણે ભરશે તો સભાનો ઉદ્દેશ વહેલો પાર પડશે. તમારો આધાર ખેતી ઉપર છે. તેથી તમે દાનેશર્મંદ છો. તમારી પાસે સર્વ કોઈ પૈસા લેવા આવે છે. આળસુ માણસોએ પૈસા આપવાથી દેશને નુકસાન થાય છે. ગામના પાદરમાં જ્યારે સાધુઓની ઝુંડી આવે છે, ત્યારે તમે તમારા ઘરમાંથી ઉમંગથી પાકું સીધું આપો છો, તે કરતાં આવી બાબતમાં તમે તમારા પૈસાનો વ્યય કરશો તો વધારે પુણ્ય છે અને તેમાં તમારા બાળકોને ફાયદો છે. તમે એક પૈસો આપશો તેના બદલામાં તમને એક રૂપિયાનો લાભ થશે. હું ઉમેદ રાખું છું કે, તમે મારા કહેવા ઉપર ધ્યાન આપી સમાજમાં આવવાનું સાર્થક કરશો.

મહેરબાન સૂબા સાહેબના આવા ઉપદેશથી કડી પ્રાંતના, સમાજમાં હાજર  રહેલા ગૃહસ્થોને પોતાની ફરજનું ભાન થયું અને તેઓએ પોતાના કડી તાલુકાં તરફથી બોર્ડિંગ ફંડમાં રૂ. ૧૦૦૦ની રકમ મંડાવી. આ રકમ મંડાવનાર ગૃહસ્થોમાં અમીન ચતુરભાઈ રાધાભાઈ, મુખી પિતામ્બરદાસ ભગવાનદાસ, પટેલ ઉમેદદાસ લાલદાસ,

રા. આદ્રજના મુખી, રા. ચતુરભાઈ હરિભાઈ (થોળ) વગેરે મુખ્ય હતા. જેમને આ માટે જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે. આ ઉપરાંત બોર્ડિંગ ફંડમાં ભરાયેલાં નાણાંની વિગતવાર હકીકત સ્થળસંકોચને લીધે આપવાનું મુલતવી રાખ્યું છે.

આ પછી આ ઠરાવને અનુમોદન આપતાં ગણપતપુરાવાળા રા. રા. બહેચરભાઈએ પણ સારું વિવેચન કર્યું હતું અને પોતાના પિતાના નામ પર રૂ. ૧૦૦ની રકમ મંડાવી હતી.

### ઠરાવ ૮મો

એક સ્ત્રીની હયાતીમાં ખાસ ખરેખરા કારણ સિવાય અને સ્ત્રીની પચીસ વર્ષની વય પહેલાં બીજી સ્ત્રી કરવાના રિવાજને આ સમાજ ધિક્કારી કાઢે છે.

ઉપરના ઠરાવને રજૂ કરતાં પ્રો. સ્વામીનારાયણે જણાવ્યું કે, શહેરના માણસો મળશે ત્યાં સુધી ગામડાની કન્યાઓ ઉપર શહેરની બીજી લાવશે; છતાં પણ ગામડાંવાળાઓ પોતાની કન્યાઓને શહેરમાં પરણાવે છે. ઘણીવાર તેઓ દુઃખી થાય છે. માટે ગામડાના વતનીઓએ પોતાની કન્યા પરણાવતાં પહેલાં પૂરતો વિચાર કરવો જોઈએ તેમજ સરખી લાયકાતવાળું જોડું જોઈ લગ્ન કરવાં જોઈએ. આમ થવાથી આ કઢંગા રિવાજમાં કેટલોએક સુધારો થઈ શકશે.

ઉપરની દરખાસ્તને રા. રા. મોહનલાલ ત્રિભુવનદાસે અનુમોદન આપતાં જણાવ્યું કે, ઘણા લોકો પુત્રપ્રાપ્તિ માટે બીજી સ્ત્રી કરે છે, પણ તે ધારવું ખોટું છે. કારણ કે સંતાન થવું તે કુદરતનો નિયમિત કાયદો છે. કૂતરાંઓ ઋતુપ્રાપ્તિ પ્રસંગે જ વિહરે છે, અને તેથી તેઓ નિષ્ફળ નિવડતાં નથી. મનુષ્યોમાં નિઃસંતાન રહેવાનું કારણ તેમનું અયોગ્ય વર્તન હોય છે. સુરતમાં એક જણે ચાર સ્ત્રીઓ કરી હતી છતાં પણ પુત્રપ્રાપ્તિ થઈ ન હતી.

### ઠરાવ ૯મો

આપણી જ્ઞાતિના કોઈ કોઈ ભાગોમાં ચાલતા કન્યાવિક્રયના નઠારા રિવાજને સદન્તર બંધ કરવા આ સમાજ ઠરાવ કરે છે.

આ ઠરાવ મે. પ્રમુખ સાહેબ તરફથી રજૂ થતાં સર્વાનુમતે પસાર થયો હતો.

### ઠરાવ ૧૦મો

બાળલગ્ન પ્રતિબંધક નિબંધ અન્વયે સ્ટેમ્પ ફી અને દંડની જે રકમ વસૂલ  કરવામાં આવી હોય તેમાંથી કડવા પાટીદાર વિદ્યાર્થીઓને ખેતીવાડીની કેળવણી તથા ઉચ્ચ પ્રકારની કેળવણી આપવા માટે સ્કોલરશિપો કાઢવા ના. શે. ખા. શ. બ. સર સયાજીરાવ ગાયકવાડને નમ્રતાપૂર્વક અરજ ગુજારવાનો આ સમાજ ઠરાવ કરે છે.

આ ઠરાવ રજૂ કરતા પ્રો. સ્વામીનારાયણે નીચે પ્રમાણે વિવેચન કર્યું હતું :

નામદાર ગાયકવાડ સરકારે બાળલગ્ન માટે નિબંધ કર્યો છે. તેણે ઘણીવાર અજ્ઞાન લોકો ન સમજવાથી તોડીને દંડ ભરે છે; પણ એ લોકો ભણીગણી આ કાયદાના ઉચ્ચ હેતુઓ સમજતા થાય તો તેઓ કાયદાને માન આપી ચાલતા થશે. આ કારણથી શ્રીમન્ત મહારાજા સાહેબને તે દંડનો ઉપયોગ કેળવણીના કાર્યમાં (પાટીદાર કોમની) કરાવવા નમ્રતાપૂર્વક વિનંતી કરવી જોઈએ.

આ દરખાસ્તને અનુમોદન આપતાં કુમારશ્રી લાલસિંહજીભાઈએ જણાવ્યું હતું કે, બાળલગ્નપ્રતિબંધક નિબંધ અન્વયે આપણી જ્ઞાતિમાંથી આવેલા દંડની રકમ આપણી જ્ઞાતિમાં કેળવણી પાછળ વાપરવા મહારાજા સાહેબ કૃપા કરશે. એવી આશા છે.

### ઠરાવ ૧૧મો

'કડવા વિજય' ને તેના વ્યવસ્થાપકો પાસેથી સમાજને હસ્તક લેવા અને અત્યાર સુધી તેમણે જ્ઞાતિની જે સેવા બજાવી છે અને બજાવશે તે સ્તુતિપાત્ર કાર્ય માટે વ્યવસ્થાપકોને ધન્યવાદ આપવાનો આ સમાજ ઠરાવ કરે છે.

આ ઠરાવ રજૂ કરતાં મે. પ્રમુખ સાહેબે પ્રદર્શિત કર્યું કે, 'કડવા વિજય' પત્ર ત્રણ - ચાર વર્ષથી ચાલે છે. તેનો પુષ્કળ પ્રચાર થવાથી જ્ઞાતિમાં ઘણા સુધારા થયા છે. તેને ચલાવવામાં તેના અધિપતિ તથા તંત્રીએ પુષ્કળ પ્રયત્નો કર્યાં છે તેમજ ખર્ચ પણ વેઠી લીધું છે. તેથી આ સમાજ તેમને જેટલો આભાર માને તેટલો ઓછો છે. હવે આ પત્ર સમાજ તરફથી કાઢવું એ વધારે ઠીક છે. લોકો કહે છે કે, આવાં પત્રો નફા માટે કાઢવામાં આવે છે. પણ તેમ હોતું નથી. ઉત્પાદકોની (કાઢનારાની) નેમ ઘણી ઉત્તમ હોય છે. હવે આ પત્ર સમાજનું થયું છે. તેથી તેના દરેક મેમ્બરે તેના ગ્રાહક થવું જોઈએ. આ સાલ જો તેના ગ્રાહકો વધશે તો તેનું લવાજમ ઘટાડવાનો વિચાર છે. પત્રો વાંચવાથી આપણા વિચારની જાગૃતિ થાય છે અને એકબીજાના વિચાર જાણવાનું બની આવે છે. એવી રીતે વારંવાર શ્રવણ, મનન અને નિદિધ્યાસન થવાથી વિચારોનું પોષણ થાય છે માટે અત્રે આવેલા દરેક મેમ્બર તેના ગ્રાહક થશે એવી આશા છે, છેવટે ઠરાવ સર્વાનુમતે મંજૂર કરવામાં આવ્યો હતો.

### ઠરાવ ૧૨મો



સમાજના ઉદ્દેશોને જેમ બને તેમ પૃથક્ પૃથક્ સ્થાનોમાં અમલમાં મૂકવા તથા તેને અનુસરતાં સૂચવેલાં કામો કરવા આ સમાજ નીચેના સદ્ગૃહસ્થોની એક એક્ઝિક્યુટિવ બોડી નીમે છે.

| | | | |
|---|---|---|---|
| મે. ડૉ. સાહેબ પિતામ્બરદાસ | અમદાવાદ | પટેલ મહિપતભાઈ ભાવસિંહ | કેળીઆવાસણા |
| શ્રીમાન શેઠ દુર્ગાપ્રસાદભાઈ | ,, | અમીન ચતુરભાઈ રાધાભાઈ, | કડી |
| શેઠ કેશવલાલ છકડશી | ,, | શેઠ ભીખાભાઈ વનમાલીદાસ, | ભરૂચ |
| શેઠ મોહનલાલ મોતીલાલ | ,, | રા. ગંગારામ નરસીદાસ મુખી, | મહેસાણા |
| પા. કેશવલાલ ડાહ્યાભાઈ | ,, | પટેલ નાથાભાઈ ધનજીભાઈ, | લાડોલ |
| પટેલ જગજીવનદાસ અમથાશાહ | ,, | પા. ચુનીલાલ લાલદાસ, | લાડોલ |
| પ્રો. સા. જેઠાલાલભાઈ સ્વામીનારાયણ | ,, | પટેલ પુરુષોત્તમ હરગોવિંદ, | વડોદરા |
| પટેલ કેશવલાલ રાયજીભાઈ, | ,, | પટેલ માધવજી ચેલદાસ, | જેતલપુર |
| પટેલ જીવણલાલ અમૃતલાલ, | ,, | પટેલ હરજીવન ભગવાનદાસ, | મુંબઈ |
| પટેલ મણિલાલ ચુનીલાલ | ,, | પટેલ જીજીભાઈ કુબેરદાસ, | ડાંગરવા. |
| પટેલ રણછોડલાલ અમૃતલાલ | ,, | અમીન મોતીલાલ કેશવલાલ, | ગોઝારિયા |
| રા. ગોકુલદાસ હાંસજીભાઈ | ,, | પટેલ ઈશ્વરભાઈ મહાદેવભાઈ, | નરોડા |
| શેઠ સોમનાથ ભૂધરદાસ | ,, | પટેલ ધનશાહ જેકણદાસ, | આદરજ |
| શેઠ ચંદુલાલ અચરતલાલ | ,, | પટેલ પુરુષોત્તમ લલ્લુભાઈ, | બાવળા |
| શેઠ મફતલાલ ગગલભાઈ | ,, | પટેલ આશાભાઈ ઈચ્છાભાઈ, | સાણંદ |
| પટેલ દ્વારકાદાસ છક્કડભાઈ | ,, | પટેલ સોમનાથ મોતીરામ, | નારાયણપુરા |
| શેઠ ત્રિકમલાલ ગોપાળદાસ | ,, | પટેલ નાથાભાઈ રાયજીભાઈ, | વટાદરા |
| રા. અમૃતલાલ દયારામ | ,, | પા. જમનાદાસ રણછોડદાસ, | અસારવા. |
| શેઠ કેશવલાલ જીવાભાઈ | ,, | પા. મોતીલાલ રણછોડદાસ, | અસારવા |
| | | પટેલ ભગવાનદાસ રામજી, | રીબડી |
| પટેલ અંબારામ ઈચ્છાભાઈ થોળ | સુરત | પટેલ ઈશ્વરદાસ જોઈતંનદાસ, | સરઢવ |
| શેઠ રતિલાલ કેશવલાલ | ,, | પટેલ બહેચરભાઈ રાયજીભાઈ, | ગણપતપુરા. |
| શેઠ બાલુભાઈ ડાહ્યાભાઈ | ,, | પટેલ અંબારામ જીવીદાસ, | કોઈતિયા |
| કૉન્ટ્રાકટર છોટાલાલ બહેચરદાસ | ,, | પટેલ પુરુષોત્તમ કાનદાસ. વાસણા | મારગિયા. |
| | | પટેલ છગનલાલ નરોત્તમદાસ, | અધાર |
| દેસાઈ શ્રી નારાયણસિંહજીભાઈ | પાટડી | પટેલ જોઈતારામ ભાવજી, | કંડોલી |
| દેસાઈ જાલીમસિંહજી | ,, | પટેલ દેસાઈભાઈ મથુરભાઈ, | પાતરવેણી. |
| દેસાઈ કેશવલાલ કાશીદાસ | ,, | પટેલ જેઠાભાઈ વનમાલી, | તરસાળી |
| મહેરબાન કામદાર સાહેબ મગનલાલભાઈ | | પટેલ ખુશાલદાસ વેલજી, | ગાબટ |
| | | પટેલ ઉમેદદાસ છગનલાલ, | નારદીપુર |

આ ઠરાવને કુમારશ્રી શિવસિંહજીએ અનુમોદન આપતાં સર્વાનુમતે પસાર થયો.

## ઠરાવ ૧૩મો

વડોદરા રાજ્યમાં મધ્યસ્થ પંચો તોડજોડ કરી તેની કબૂલાત મહાલન્યાયાધીશ તરફ ઠરાવ થવા મોકલે છે તે વખતે ન્યાયાધીશી મધ્યસ્થ પંચ રૂબરૂ થયેલી કબૂલ વિરુદ્ધ તકરાર બતાવવી હોય છે તો ન્યાયાધીશીમાં હાજર થવાની તારીખની ખબર આપે છે તેથી કબૂલ વિરુદ્ધની તકરાર અભણ લોકો બતાવી શકતા નથી માટે કબૂલ વિરુદ્ધ તકરાર બતાવવાનાં સૂચનાપત્રો ન્યાયાધીશીથી કાઢવા બાબત શ્રીમન્ત મહારાજા સાહેબેને અરજ કરવા આ સમાજ ઠરાવ કરે છે.

રા. પિતામ્બરદાસ ભગવાનદાસે ઉપરની દરખાસ્ત હજુ કરી હતી અને તેને રા. ઉમેદભાઈ લાલદાસે અનુમોદન આપતાં સર્વાનુમતે પસાર કરવામાં આવી હતી.

## ઠરાવ ૧૪મો

ગીરો વેચાણના દસ્તાવેજો નોંધાયા સિવાય જમીનનો મોંબદલો થતો નથી અને તેથી ખેડૂતોને હરકત પડે છે. માટે નવસારી પ્રાન્તના ધાણકા લોકોની માફક રૂ. ૭૫ સુધીના ગીરો વેચાણના દસ્તાવેજ અરજી ઉપર નોંધાવવાનું ઠરાવી તેની નોંધ ગ્રામ્ય પંચાયતમાં રાખવાનો હુકમ કરવા શ્રીમંત સરકારને અરજ કરવા આ સમાજ ઠરાવ કરે છે.

રા. ઉમેદભાઈ લાલદાસે ઉપરની દરખાસ્ત રજૂ કરી હતી અને તેને રા. અંબારામ ઈચ્છાભાઈએ ટેકો આપતાં સર્વાનુમતે પસાર કરવામાં આવી હતી.

## ઠરાવ ૧૫મો

આપણી જ્ઞાતિમાં ઊંચી કેળવણીમાં પાસ થયેલા નીચેના યુવકોને અભિનંદન આપવાનો આ સમાજ ઠરાવ કરે છે.

રા. રા. પોપટલાલ શિવલાલ (ફર્સ્ટ એલ.એલ.બી.) ટીકર.
રા. રા. નારણદાસ ગોપાલદાસ (ઈન્ટરમાં પાસ) અસારવા.
રા. રા. શંભુદાસ ખોડીદાસ (ઈન્ટરમાં પાસ.) અમદાવાદ.
રા. રા. વિઠ્ઠલદાસ ખીમજીભાઈ (પ્રિવિયસ) ભાવનગર.

ઉપરનો ઠરાવ મે. પ્રમુખ સાહેબ દ્વારા રજૂ થતાં સર્વાનુમતે પાસ કરવામાં આવ્યો હતો.

## ઠરાવ ૧૬મો

હિંદુસ્તાનના જુદા જુદા ભાગમાં વસતા આપણા કુર્મી ભાઈઓની પીલીભીત, તાબે સંયુક્ત પ્રાન્તમાં મળનારી સમસ્ત ભારતવર્ષીય 'કુર્મીક્ષત્રિય મહા સભા'ના પ્રેસિડેન્ટ સાહેબ પર તાર કરી તેમના કાર્ય પ્રતિ સંપૂર્ણ દિલસોજી દર્શાવવાનો સમાજ ઠરાવ કરે છે.



ઉપરના ઠરાવ મે. પ્રમુખ સાહેબ દ્વારા રજૂ થતાં સર્વાનુમતે પસાર થયો હતો.

**ઠરાવ ૧૭મો**

શ્રીમન્ત સરકાર સર સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર, એઓશ્રીએ આપણા સમાજમાં પધારવાની જે કૃપા કરી છે તે માટે આ સમાજ તેઓશ્રીનો અંતઃકરણપૂર્વક આભાર માનવાનો ઠરાવ કરે છે. આ ઠરાવ મે. પ્રમુખ સાહેબ દ્વારા રજૂ થતાં સર્વાનુમતે પાસ થયો હતો.

**ઠરાવ ૧૮મો**

શ્રીમાન સંપતરાવ ગાયકવાડ સાહેબ તથા મહેરબાન કડી પ્રાન્તના સૂબાસાહેબ ખાસેરાવ જાદવ, એઓ નામદારે આ સમાજમાં પધારી તસદી લઈ કિંમતી મદદ કરી છે તે માટે આ સમાજ તેમનો આભાર માનવાનો ઠરાવ કરે છે. તે ઠરાવ સર્વાનુમતે પાસ કરવામાં આવ્યો હતો.

**ઠરાવ ૧૯મો**

સમાજના ગત વર્ષના પ્રથમ મહોત્સવ પ્રસંગે સેવા કરનારા સ્વયં સેવકોએ રૂપાના ચાંદની બક્ષિસ કરવા માટે આ સ્થળે સમાજ ભરવાના કામમાં ઉત્તમ મદદ કરવા માટે શેઠ દુર્ગાપ્રસાદભાઈનો આ સમાજ આભાર માનવાનો ઠરાવ કરે છે. સદરહુ ઠરાવ પ્રમુખ સાહેબે રજૂ કર્યો હતો અને તે સર્વાનુમતે પાસ થયો હતો.

**ઠરાવ ૨૦મો**

આ સમાજ, નીચેના સદ્‌ગૃહસ્થોએ જે કિંમતી મદદ કરી છે તે માટે તેમનો આભાર માનવાનો ઠરાવ કરે છે.

૧. વાંકાનેર કંપનીવાળા મરહુમ ત્રંબકલાલભાઈ તરફથી ટ્રસ્ટી ગોવર્ધનદાસભાઈએ થિયેટર વાપરવા આપ્યું તે માટે તેમનો આભાર માની એક ચાંદીની રકાબી તથા પુષ્પદાન ભેટ આપવામાં આવે છે.
૨. 'સયાજીવિજય'ના મેનેજર રા. રા. માણેકલાલભાઈ.
૩. વડોદરાના અન્ય કોમના સંભવિત સદ્‌ગૃહસ્થો.
૪. રિસેપ્સન કમિટીના ચેરમેન તથા મેમ્બરો.
૫. વૉલંટિયર્સ.
૬. રાજ્યબારોટ બહેચરજીભાઈ.
૭. કડવા પાટીદાર હિતવર્ધક મંડળના મેમ્બર્સ. વિરમગામ

ઉપરના ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.



**ઠરાવ ૨૧મો**

આ સમાજમાં હાજર ન થઈ શકવાના કારણથી દિલગીરીદર્શક તેમજ સમાજના કાર્ય પ્રત્યે અભિરૂચિ અને દિલસોજીદર્શક તારો તથા પત્રો મોકલનાર નીચેના

ગૃહસ્થોનો આભાર માનવાનો આ સમાજ ઠરાવ કરે છે.

નેકનામદાર દરબાર સાહેબ શ્રી સૂર્યમલસિંહજી, સ્વસ્થાન પાટડી.

એન્જિનિયર મગનલાલ ગોવિંદલાલ, જીનિંગ ફેકટરી બોટાદ.

પટેલ આશારામ ઇચ્છાભાઈ, પ્રેસિડેન્ટ જામળિયા મંડળ, સાણંદ.

રા. રા. મૂળજીભાઈ જેઠાભાઈ. બી.એ. એલ.એલ.બી. ન્યાયાધીશ, ગઢપૂર.

રા. રા. રામચંદ્ર કુબેરદાસ, કેમ્પ ડીસા.

પટેલ પુરુષોત્તમ રામજી, સેક્રેટરી, ખેતીવાડી સભા, વઢવાણ શહેર.

રા. રા. અમૃતલાલ અચરતલાલ મોગરા, અમદાવાદ.

રા. રા. જીવાભાઈ અમીચંદ માસ્તર, મુંબઈ.

રા. કેશવલાલ હિરાચંદ વિરમગામ

પટેલ શિવલાલ પિતામ્બરદાસ, ટીકર.

પટેલ બોઘાભાઈ મનોરદાસ, રાજપુર.

રા. રા. જટાશંકર રવિશંકર પંડિત વડોદરા.

દીવાનજી શિવલાલભાઈ ખુશાલદાસ, રાધનપુર.

ઉપરનો ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો હતો.

### ઠરાવ ૨૨મો

સમાજના વ્યવસ્થાપકો તથા સેક્રેટરીઓની સેવાની નોંધ લઈ તેઓની નિમણૂકો કાયમ રાખવાનો આ સમાજ ઠરાવ કરે છે.

મે. પ્રમુખસાહેબ તરફથી દરખાસ્ત રજૂ થતાં સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો હતો.

### ઠરાવ ૨૩મો

આ મહોત્સવમાં પાસ થયેલા ઠરાવોનો અમલ કરવા અને તે સંબંધી યોગ્ય ગોઠવણ કરવા આ સમાજ મહેરબાન પ્રમુખ સાહેબને અધિકાર આપવાનો ઠરાવ કરે છે. આ દરખાસ્ત દેસાઈ અમરસિંહજી ભાઈએ રજૂ કરતાં તેને રા. દલપતભાઈનું અનુમોદન મળતાં સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો હતો.

### ઠરાવ ૨૪મો

આ મહોત્સવનું પ્રમુખપદ સ્વીકારી ત્રણ દિવસ સુધી નિગેહબાનીથી કામ ચલાવવા માટે આ સમાજ મહેરબાન પ્રમુખ સાહેબનો આભાર માનવાનો ઠરાવ કરે છે. રિસેપ્શન કમિટીના ચેરમેન સાહેબ તરફથી આ દરખાસ્ત રજૂ થતાં સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો હતો અને પોતે નીચે મુજબ વિવેચન કર્યું હતું.

પાટીદાર બન્ધુઓ! સમાજનું કામકાજ લગભગ પૂરું થવા આવ્યું છે. આપણા સમાજને શોભાવનાર પ્રેસિડન્ટ સાહેબે પોતાના અમૂલ્ય વખતના ભોગે અત્રે પધારી આપણને આભારી કર્યાં છે. આપે પણ દૂરદૂરથી પધારી અમને શોભા આપી છે. અમારાથી આપની જોઈએ તેવી ચાકરી થઈ નથી તે ખાતે અમો અંતઃકરણપૂર્વક આપની ક્ષમા માગીએ છીએ. અમારા આ કાર્યમાં ગણપતપુરાવાળા બહેચરભાઈ છોટાભાઈ, તરસાળીવાળા, પાદરાવાળા વગેરે ગામોના પાટીદારોએ સારી મદદ કરી છે. તે માટે તેમનો હું આભાર માનું છું. ફરી પણ ચાકરી બરદાસ્ત માટેની ન્યૂનતા માટે ક્ષમાની યાચના કરી બેસી જાઉં છું. (તાળીઓ)

બાદ આવેલા સભાસદોમાંથી કેટલાક નિબંધ લખી લાવેલા તે વાંચવામાં આવ્યા હતા. પ્રો. જેઠાલાલભાઈએ બાળલગ્ન વિશે એક બોધક તૈયાર કરેલું હતું તે બોર્ડિંગના વિદ્યાર્થીઓએ સારું ભજવ્યું હતું. (સવિસ્તર કડવા વિજયમાં) બાદ દાન વિશે રા. બહેચરભાઈએ, ભરૂચવાળા રા. ચુનીભાઈએ 'કામ' 'પુરુષાર્થ' વિશે, રા. હરીલાલ રણછોડભાઈ અમદાવાદવાળાએ કેળવણી વિશે, સ્વામી શ્રીહરીહરાનંદજી પરમહંસે બાળલગ્ન મરણ પાછળના વરા કન્યાવિક્રય અને ઉત્તમ દાન વિશે પંડિતજી આત્મારામજીએ આધુનિક સ્થિતિ વિશે તથા બાળ પરભુલાલ પુરુષોત્તમદાસે (ઉંમર વર્ષ ૭ લગભગ વિરમગામ) ટૂંકમાં બાળલગ્ન વિશે સારું અને અસરકારક વિવેચન કર્યું હતું.

પછી સમાજનો આવતો મહોત્સવ ભરવા સારુ નીચે પ્રમાણે આમંત્રણો આવ્યા હતા :

૧. બાવળાવાસીઓ તરફથી પા. પુરુષોત્તમદાસ લલ્લુભાઈનું આમંત્રણ અને વિવેચન. અમે આ વખતની બેઠક અમારા ગામમાં ભરવા ભાદરવા ૦)) તાર કરેલો. પણ મોડું થઈ જવાથી તથા વડોદરાવાળાએ તૈયારી કરવા માંડેલી હોવાથી અમારું આમંત્રણ સ્વીકારાયેલું નહિ. તો હવે આવતો મહોત્સવ અમારે ત્યાં ભરવાની હું અરજ કરું છું. ગઈ સાલ અમને જવાબ મળ્યો છે કે 'આવતી સાલ તમારી માગણી પર ધ્યાન આપવામાં આવશે.' અમને જ્ઞાતિસેવા કરવાની જીગરથી અભિલાષા છે.તો નિરાશ નહિ કરો તેવી આશા છે. (તાળીઓ)
૨. ભરૂચવાસીઓ તરફથી શેઠ ભીખાભાઈ વનમાલીદાસે આમંત્રણ કર્યું હતું અને દર્શાવ્યું હતું કે જો ભરૂચમાં સમાજ ભરાશે તો ઘણો સુધારો થશે. યુવકવર્ગને બહુ ઉમેદ છે. (તાળીઓ.)
૩. જેતલપુરવાસીઓ તરફથી માસ્તર પુરુષોત્તમદાસ છગનલાલે આમંત્રણ કર્યું હતું.

૪. અઘાર ગામવાળા છગનલાલ નરોત્તમદાસે આમંત્રણ કર્યું હતું. તેમણે વધારામાં કહ્યું હતું કે મારી માગણી પ્રથમ બેઠક વખતની છે. વડોદરાવાળા પહેલી મારી માગણી હતી તો આ સાલ વડોદરા સ્વીકાર્યું છે તો આવતી સાલ મારી વિનંતી સ્વીકારવા કૃપા કરશો. (તાળીઓ).

૫. ગણપતપુરાવાળા બહેચરભાઈ રાયજીભાઈએ આમંત્રણ કર્યું હતું.

૬. પાદરાવાળા પા. તુળજાભાઈ નાથાભાઈએ આમંત્રણ કર્યું હતું.

૭. વિરમગામ કડવા પાટીદાર હિતવર્ધક મંડળ તરફથી દેસાઈ ઝીણાભાઈ મગનલાલે આમંત્રણ કર્યું હતું.

જેના જવાબમાં મે. પ્રમુખ સાહેબે દર્શાવ્યું કે પાછળથી વ્યવસ્થાપક કમિટી વિચાર કરી નિયમસર આપને વખતસર જવાબ આપશે એટલે હાલ કોઈ સ્થળ નક્કી કરવામાં આવતું નથી.

બાદ અમદાવાદ કડવા પોળવાળા માસ્તર હરિકૃષ્ણ સાંકળચંદભાઈ તરફથી ઈજનેર સાહેબ ચમનલાલભાઈએ પ્રમુખ સાહેબની પરવાનગીથી જણાવ્યું કે માસ્તર હરિકૃષ્ણભાઈ પોતાના સ્વર્ગસ્થ ભાતા મંગળદાસની સદ્‌ગતિ અર્થે રૂ. ૧૫૦ની કિંમતના પુસ્તકો બોર્ડિંગ લાઈબ્રેરી ભેટ આપે છે તે સ્વીકારી તેમને કૃતાર્થ કરશોજી.

આનો યોગ્ય પ્રત્યુત્તર વાળી તેમને ધન્યવાદ આપી પ્રમુખ સાહેબે પોતાનું પૂર્ણાહુતિ સમયનું ટૂંકું પણ યાદગાર ભાષણ શરૂ કર્યું હતું. બન્ધુઓ! ગયા ત્રણ દિવસથી આ વિદ્વાનો અને જ્ઞાતિ ભક્તોના મુખ કમલમાંથી ઉત્તમ ઉદ્‌ગારો નીકળ્યા તે આપણે સાંભળ્યા છે. જે જે બાબતો આપણે સ્વીકારી છે તેમાં લેશ પણ મતભેદ નથી. પ્રથમ બાળલગ્નના વિચારમાં આપણી જ્ઞાતિમાં મતભેદ પડ્યા હતા હવે તેના કશા મતભેદ રહ્યા નથી. આપણા પ્રવચનોમાં બન્ધુઓ તરફથી કદી કુળવાનો તરફ કાંઈક વધુ પડતું બોલાયું હોય તો તેમાંય તે કુળવાનોને શુદ્ધ કુળવાન બનાવવા ખાતર જ બોલાયું છે. ને જે જે બોલાયું તે નિખાલસ અને શુદ્ધ હૃદયથી ઉત્તમ નેમસર બોલાયું છે અને મૃતઃપ્રાય થઈ ગયેલી કુલીનતાને પણ સજીવન કરવા બોલાયું છે. હાલનો કુલીન વર્ગ પોતાના પૂર્વજની કુલીનતાને યથાર્થ રીતે વળગી રહે તે જ ઉદ્દેશથી બોલાયું છે. બન્ધુઓ! હવે સમાજ તથા બોર્ડિંગ માટે આપણે કામ કરવાનું છે. આ વખતની બેઠકમાં દેસાઈ શ્રી નારણસિંહજીભાઈ વગેરે પાટડીના ભાયાત વર્ગ તથા કામદાર સાહેબ તથા રા. જમનાદાસભાઈ વગેરે શીતવાળા ખાનદાન ગૃહસ્થો વગેરેએ સમાજના સભાસદ થઈ તેને ઘણું ઉત્તેજન આપ્યું છે તે સમાજના મહોદયની વાત છે. વળી **આ વખતના મહોત્સવમાં ગામની તથા બહારગામની બહેનોએ પણ પધારી સમાજને દીપાવી છે. એટલું જ નહિ, પણ તેમણે બોર્ડિંગ ફંડમાં પણ હાથ લંબાવી મદદ આપી છે.**

**વળી શ. હીરાલાલ (સાબરમતી)નાં પુત્રવધૂ, રૂક્મણીબહેને પોતાના પિતાની સદ્‌ગતિ નિમિત્તે બોર્ડિંગ ફંડમાં રૂ. ૧૦૧ની રકમ આપી જ્ઞાતિમાં એક ઉમદા દાખલો બેસાડ્યો છે.** તે ખાતે તેમને ઘણો ધન્યવાદ ઘટે છે. હવે છેવટે મારે તમો સર્વને વિનંતી એ જ કરવાની છે કે અત્રે તમે ત્રણ દિવસમાં જે જે સાંભળ્યું તેને ભૂલી ન જતાં તેનું મન ન કરશો અને જેઓ આ વખતે આ મહોત્સવમાં હાજર નથી તેમને સંભળાવશો તો તમને, તેમને અને જ્ઞાતિ સમસ્તને મહાન લાભ થશે. (તાળીઓ) બાદ રિસેપ્શન કમિટીના ચેરમેને મે. પ્રમુખ સાહેબ વગેરેને હારતોરા આપ્યા એટલે શ્રી ઉમિયા માતાના જયધ્વનિ વચ્ચે સભા બરખાસ્ત થઈ.

■ ■ ■



# 'પાટડીમાં જ્ઞાતિના આગેવાનોની સભા'

**(પાટડી તા. ૨૨-૩-૧૯૧૨)**

આપત્તિ કાળને લઈને વર્ણાશ્રમાદિક ધર્મોમાં જે અનિષ્ટ પરિવર્તનો થઈ ગયાં છે તેનો વિચાર કરી, આર્યપ્રજા સનાતન ધર્મ તરફ પ્રવૃત્તિ કરી રહી છે. આજે ના. બ્રિટિશ સરકારના શાન્તિમય સમયમાં દરેક રાજાઓ પોતાની પ્રજાનું ધર્મશાસ્ત્રોની આજ્ઞાનુસાર પાલન કરે છે - માનવ ધર્મશાસ્ત્રમાં વર્ણવેલા, રાજા પ્રજાના ધર્મો તરફ ઊભયનું ધ્યાન ખેંચાયું છે. અન્ય જ્ઞાતિઓની માફક આપણી ક. પા. જ્ઞાતિએ પોતાના રાજાના-પિતાના આશ્રય તળે અભ્યુદયના માર્ગમાં પ્રયાણ કરવાનું શરૂ કર્યાને આજે કેટલોક કાળ વહી જવા છતાં, સમગ્ર જ્ઞાતિમાં પડેલી ફાટફૂટ લગભગ અરધા સૈકા થયાં પુરાઈ નહોતી. બાળલગ્નની નઠારી રૂઢિને જડમૂળથી ઉખેડી નાંખવાનો જ્ઞાતિ સેવકોએ અંતિમ પ્રયાસ કર્યો ત્યારે જૂનો રિવાજ તૂટી જવાથી તેના ઉપાસકોએ બે વર્ષ ઉપર જ્ઞાતિના પિતા-ના. દરબારશ્રીને પોતાની મહાન ફરિયાદનો ઈન્સાફ આપવાની અરજ કરેલી જેનો શાસ્ત્રોક્ત નિર્ણયાનુસાર ચુકાદો દુરાગ્રહી વ્યક્તિઓને અપ્રિય થઈ પડવાથી, ચાલતુ ચલાવવાની અને સુધારાવાળાને બાંગો મારવાની ફરિયાદો વિરમગામ, પાટડી અને અમદાવાદના વૃદ્ધ પુરુષો તરફથી ઉપરા-ઉપરી પ્રસંગોપાત્ત ચાલુ જ રહી, વૃદ્ધ પુરુષોના માનની ખાતર તેમનો વિશુદ્ધ ભાવ જાણ્યા પછી, પરિણામે રાજર્ષિ સૂર્યમલસિંહજીને સમગ્ર જ્ઞાતિના પ્રતિનિધિ રૂપ પુરુષોનો ભવ્ય મેળાવડો કરવાની ફરજ આવી પડી. મનુ ભગવાનની એ આજ્ઞા છે કે :-

स्वे स्वे धर्मे निविष्टानां सर्वेषामनुपूर्वशः ।
वर्णानामाश्रमाणां च राजा सृष्टोऽभि रक्षिता ॥



અર્થ – પોતપોતાના ધર્મનું આચરણ કરનારા ક્રમવાર બ્રાહ્મણાદિક વર્ણોના તથા બ્રહ્મચર્યાદિક આશ્રમોનાં રક્ષા માટે પ્રજાપતિએ રાજાને ઉત્પન્ન કર્યો છે. અ. ૭, શ્લો. ૩૫.

ઉપરોક્ત આજ્ઞાનુસાર મેળાવડાનું પ્રયોજન, સમય નક્કી કરી દેશના જુદા જુદા ભાગોમાં આમંત્રણ પત્રિકાઓ મોકલવામાં આવી. રેલવે સત્તાવાળાઓને અમદાવાદ, વિરમગામ, પાટડી આદિ સ્ટેશનોએ આપણી જ્ઞાતિના ઉતારુઓ માટે જવા -આવવાની તારીખોએ ખાસ સગવડ કરી રાખવાની સૂચનાઓ કરવામાં આવી હતી. જરૂર પડે તો વિરમગામથી ખાસ એક જુદી જ ટ્રેન-ગાડી મારફતે લઈ જવાનો રેલવે સત્તાવાળાઓનો વિચાર હતો. પરંતુ વિરમગામ અને અમદાવાદ સિવાયના જુદા જુદા ભાગોમાંથી નિયમિત સંખ્યા આવવાને લીધે તેમજ વિરમગામથી ખારાગોડા સુધી હમણાં બે ટ્રેનો જતી - આવતી હોવાને લીધે કોઈ ખાસ ટ્રેન ચલાવવાની જરૂર પડી નહોતી. એન્જિનથી ઘસડી શકાય તેટલા ડબાઓ લગાડી ઉતારુઓને પાટડી ભેગા કરવામાં આવ્યા હતા છતાં પહેલી ગાડી વખતે બીજા અને ત્રીજા વર્ગના ડબાઓમાં અસાધારણ ભીડ થઈ હતી. દશકોશી, ભાલ, કડીપ્રાંત, ઈડર પ્રગણું ચુંવાળ, ઝાલાવાડ, મચ્છુકાંઠો, ચરોતર, વડોદરા પ્રાંત, ભરૂચ અને સુરત જિલ્લાઓના લાલ અને કાળા ચુડાવાળાઓ વગેરે દૂરના ભાગોમાંથી આવેલા જીજ્ઞાસુઓ ઉપરાંત અમદાવાદી ગણાતા બન્ધુઓનો મોટો ભાગ બાર વાગ્યાના સુમારે પાટડી સ્ટેશને ઊતર્યો હતો. તેમના માટે ઘણે ભાગે દેસાઈ કુટુંબોમાં જ ઉતારાઓની સગવડ કરવામાં આવી હતી. અમુક ભાગોમાંથી આવેલા બન્ધુઓને અમુક ઉતારે લઈ જવાનું સ્ટેશન ઉપર મુશ્કેલ જણાવાને લીધે ગામમાં પેસવાના દરવાજે સઘળા બન્ધુઓને એકઠા થવા દેવામાં આવ્યા હતા. જ્યાંથી દરેક ઉતારાવાળાઓ પોતપોતાના મિજમાનને સત્કાર આપી લઈ ગયા હતા. દૂરથી આવેલા પુરુષો શૌચાદિ કર્મો કરી પરવાર્યા બાદ ગામ બહાર આવેલી ધર્મશાળા -વાડીમાં ભોજન લેવાને પધાર્યા હતા. શાન્તિથી જમી રહી પરવાર્યા બાદ તે જ દરવાજા પાસે ગામમાં આવેલા બગીચાના મંડપમાં પધારવાની સૂચના કરવામાં આવી હતી.

બગીચામાં પેસવાના દરવાજે ડાબા હાથ ઉપર આવેલી ટેનિસ ગ્રાઉન્ડને ફરતી જગ્યા ઉપર દક્ષિણાભિમુખે વિશાળ મંડપ બાંધવામાં આવ્યો હતો કે જેની અંદર એક હજાર ઉપરાંત ખુરશીઓ અને બાંકડા ગોઠવી દેવામાં આવ્યા હતા. મંડપની લંબાઈના છેડે બાજઠ ઉપર ના. દરબારથી માટે બેઠક કરવામાં આવી હતી અને યુવરાજ શ્રી દોલતસિંહજીએ પોતાના હંમેશના સ્વભાવ મુજબ જ્ઞાતિ બન્ધુઓ પ્રત્યેની અસાધારણ પ્રીતિને લીધે તેમની સાથે જ બેસવાનું જણાવવાથી તે નામદાર માટે અન્ય ભાઈઓની સાથે જ બેસવાની ગોઠવણ કરવામાં આવી હતી. પાછળના ભાગમાં કચેરી મંડળના અમલદારો, ભાયાત વર્ગ અને ગામના અન્ય ગૃહસ્થો માટે જગ્યા નિર્માણ કરવામાં આવી હતી. જમણી તરફ વર્તમાનપત્રોના રિપોર્ટરો અને ડાબી તરફ ભાષણકર્તા માટે

સગવડ કરવામાં આવી હતી. મંડપને બેઉ છેડે અને વચમાં તેમજ ના. દરબારશ્રીની બેઠક પાસે ફરતી જવા આવવા જેટલી જ જગ્યા રહી હતી.

ત્રણ વાગ્યાથી જ્ઞાતિ બન્ધુઓએ મંડપમાં હાજરી આપવી શરૂ કરી હતી અને દેસાઈ શ્રી નારૂભા સાહેબ, રા. ઝીણાભાઈ વગેરે મંડપમાં પધારતા બન્ધુઓનો સત્કાર કરતા ઊભા હતા. તેમજ મિ. ઉસ્માનભાઈ ફોજદાર પોતાની પોલીસ ટુકડી સાથે ફરજ અદા કરતા જોવામાં આવતા હતા. લગભગ સાડાત્રણ વાગ્યા પહેલાં મંડપ ભરાઈ ગયો અને કામદાર સાહેબ મગનલાલભાઈએ ના. દરબારશ્રીને પધારવાની વિનંતી મોકલી. સ્ટાન્ડર્ડ ટાઈમ ૩-૪૧ મિનીટે ચોપદારનો અવાજ સંભળાતાં જ પોલીસપાર્ટી હેટ હોમ કરવા લાગી ગઈ અને તે નામદારો પધારતાં હથિયાર નમાવી માન આપ્યું તે પહેલાં તો આખો મંડપ ઊભો થઈ ગયો અને જૂજ સેકન્ડોમાં બાપા રામ રામ! ભાઈ રામ રામ! અને ખુશાલીના અવાજોથી ગાજી રહ્યો. ના. દરબારશ્રી અને તેમની પાછળ ના. યુવરાજશ્રી બહારગામથી પધારેલા બન્ધુઓનું હસ્તે વદને સન્માન કરતા કરતા પોતાની બેઠક તરફ સિધાવ્યા હતા. ના. દરબારશ્રી પોતાના આસને બિરાજ્યા પછી ના. યુવરાજશ્રી અને સંકળ મંડપે પોતપોતાની જગ્યા લીધી હતી.

શરૂઆતમાં સંગીતના સાજ સાથે બાળકોએ તથા ક. વિ. તંત્રીએ કુળદેવીની સ્તુતિ કરી નીચે મુજબ મંગળાચરણ કર્યું હતું.

(રાગ-કલ્યાણ)

**સાખી.**

જય જય ઉમિયા ઈશ્વરી, વિઘ્નો સહુ વિદારજે;
કૃતિ સફલ કર અમતણી, સ્તુતિ આ સ્વીકારજે.
સ્વારથ કે પરમાર્થ છે, અમ યત્નોમાં ભગવતી;
સાક્ષી છો તું હૃદયની, વ્યાપક જન મન હે સતિ.

(કલ્યાણ. તાલ-ત્રિતાલ.)

જય જનની ઉમા નમું વારવાર.
ભવ ભય ભંજન મંગલકારી
સેવક રંજન વિઘ્નહાર - જય.
અખિલ બ્રહ્માંડે વ્યાપી ભવાનિ
શેષ લેશ ના પામે પાર - જય.
સ્થાપી હિતચિત જ્ઞાતિ સહુને
વિનવું આકાર ઉતાર પાર - જય.

કષ્ટ નષ્ટ કરી કર સુખ શાંતિ
અમર કામના પૂર્ણહાર - જય.

**अमर**

જે પરિપૂર્ણ થતાં ના. દરબારશ્રીએ કામકાજની શરૂઆત કરી નીચે પ્રમાણે ભાષણ આપ્યું હતું.

**આવકાર અને પ્રવૃત્તિનું પ્રયોજન**

જ્ઞાતિબંધુઓ! અમારા આમંત્રણને માન આપી આપ દૂર દૂર સ્થળેથી શ્રમ વેઠી, ખર્ચ કરી અને પધાર્યા છો તેથી આપ સૌને અમારા પાટનગરમાં અંતઃકરણપૂર્વક આવકાર આપતાં મને ઘણો હર્ષ થાય છે. બન્ધુઓ! કોઈ પણ પ્રવૃત્તિ પ્રયોજન વિના હોતી નથી તો તમોને અત્રે બોલાવ્યા અને તમો શ્રમ વેઠી અત્રે આવ્યા તે પ્રવૃત્તિનું પ્રયોજન કેટલાક દરજ્જે અમારી આમંત્રણ પત્રિકા દ્વારા તમારી જાણમાં આવી ગયું હશે તો પણ વધારે સ્પષ્ટતાની ખાતર તેનું યથાર્થ સ્વરૂપ આગળ ધરવું એ જરૂરનું છે એમ સમજી તેમ કરવા શરૂ કરું છું.

આપ સૌ જાણો છો કે આપણામાં એક વર્ગ કે જેને આપણે સુધારાવાળાના નામથી ઓળખીએ છીએ તે ઊભો થયો છે. તેમની માન્યતા એમ છે કે આપણી લગ્ન રૂઢિથી ઘણી હાનિઓ થાય છે. આ વર્ગની હિલચાલની અસરથી અને અમદાવાદમાં જે બે પક્ષ છે તેમની પક્ષાપક્ષીથી ગયા વિવાહ માટે કોઈ વખતે નહીં બનેલ એ પ્રમાણે બે લગ્ન તારીખો નીકળી આવી હતી. આથી જ્ઞાતિમાં કુસંપ અને છિન્નભિન્નતા ઉત્પન્ન થવાથી ધાસ્તી લાગી હતી. વળી ના. શ્રીમંત ગાયકવાડ સરકારે 'બાળલગ્ન નિષેધક કાયદો' કેટલીક મુદતથી પસાર કરેલો છે અને આપણી જ્ઞાતિનો ઘણો મોટો જથ્થો તે સરકારના મૂલકમાં વસે છે, વળી ઘણો ભાગ કાયદાકાનૂનોથી અજ્ઞાત છે. જેથી આપણા ભાઈઓ ઘણી મુશ્કેલીમાં મુકાશે એમ લાગેલું તે ઉપરથી જ્ઞાતિભાઈઓને ભેગા કર્યા હોય તો આ બાબતમાં કાંઈક રસ્તો કાઢી શકે જેથી જ્ઞાતિમાં કુસંપ અને છિન્નભિન્નતા થાય નહીં, તેમજ આપણા ભાઈઓ મુશ્કેલીમાં આવે નહીં આવા વિચારથી બે વર્ષ ઉપર આપ સૌને અમે અત્રે ભેગા કરેલા હતા પણ અફસોસની વાત છે કે:

**જૂના વિચારનાઓએ જ છૂટક લગ્ન કરવાનો રસ્તો ખુલ્લો કર્યો છે.**

અમદાવાદના પક્ષોની ખટપટને લીધે જ્ઞાતિ રસ્તો કાઢવા શક્તિવાન થઈ શકી નહોતી અને ખરાબ પરિણામની જે આગાહી તે વખતે કરવામાં આવી હતી તે ખરી પડી છે. આપણા જૂના રિવાજ પ્રમાણે એક તારીખે તમામ લગ્ન થયાં નથી, ઘણાં લગ્નો નોખી નોખી તારીખોએ થયા છે તેમાં વધારે દિલગીરીનો બનાવ એ છે કે

જુની રૂઢિને મજબૂત રીતે વળગી રહેવા જેઓ આગ્રહ કરતા હતા તેમાંના કેટલાંકે પણ સગવડ આવી તે પ્રમાણે છૂટક છુટક તારીખોએ કેટલાક સ્થળોએ લગ્ન કરેલાં હતાં. આથી છૂટક લગ્ન કરવાનો રસ્તો ખુલ્લો થયો છે. વળી ના. ગાયકવાડ સરકારનો બાળલગ્ન નિષેધક કાયદો તોડવા માટે આપણા સંખ્યાબંધ જ્ઞાતિભાઈઓ કોર્ટમાં ઘસડાઈ હજારો રૂપિયાના દંડને પાત્ર થયા છે.

આ પરિણામ અમદાવાદના આગેવાનોએ નજરોનજર જોયું છે, તેઓને જોકે અમુક જાતની સ્પર્ધાસ્પર્ધીમાં હિત રહેલું છે છતાં વહેવાર કુશળ હોવાથી પોતાની ખટપટથી જ્ઞાતિના મોટા જથ્થાને હાનિ પહોંચે છે એમ સમજી શક્યા છે અને તેથી તેઓ પોતાને ગમે તેવો લાભ હોય તો પણ તેનો ભાગ આપી જ્ઞાતિ હિતને અનુકૂળ થવાના ઠરાવ ઉપર આવ્યા અને અત્રે આવી જ્ઞાતિ બોલાવવાને માગણી કરી ગયેલા તેથી તેમજ પાટડી વિરમગામના આગેવાનોને બોલાવી તેમની સાથે વાતચીત કર્યાથી તથા જુદા જુદા પ્રસંગે અન્ય સ્થળોના ભાઈઓ સાથે જે વાતચીતો થયેલી તે ઉપરથી એમ ખાતરી થઈ કે સઘળા આગેવાનો એક જ વખતે એકઠા થવાથી હવે અવશ્ય રસ્તો નીકળશે તેથી અમોએ આપ સૌને આટલો શ્રમ વેઠી અત્રે પધારવા આમંત્રણ કર્યું છે અને તેને માન આપી આપ આટલી સંખ્યામાં હાજર થયા છો. તેથી મારી પૂર્ણ ખાતરી થઈ ચૂકી છે કે આ વખતનો અમારો શ્રમ, અમારી મહેનત, અમારી ઈચ્છા નિષ્ફળ જશે નહીં અને તમારી મદદથી, તમારી સહાયથી, તમારી સલાહથી આપણે બન્ને પક્ષને અનુકૂળ કોઈ રસ્તો કાઢવા શક્તિવાન થઈશું.

**તમારે છોકરાને સંતોષવા એ પવિત્ર ફરજ છે – તેમાં જ હિત છે.**

ભાઈઓ! આગળ બતાવ્યું તે પ્રમાણે છૂટક લગ્નો થઈ ગયાં છે અને એનો રસ્તો ખુલ્લો થયો છે તો તે રસ્તે ધીમે ધીમે સૌ કોઈ વળી જવા સંભવ છે. નવા જમાનાને ચાલતી રૂઢિ પસંદ આવતી નથી. આપણે જેઓ જૂની રૂઢિના ચુસ્ત હિમાયતીઓ છીએ તેઓમાં પણ છોકરાં, એ રૂઢિ વિરુદ્ધ હશે, ભાગ્યે જ કોઈ એવું ગામ હશે કે જેમાં જૂની રૂઢિને વખોડનાર નહીં હોય, **મતલબ કે જુવાન વર્ગ જે હાલ છે અને હવે પછી થશે તેમને જૂની રૂઢિ પસંદ આવશે નહીં;** કદાચ તમે જોર મારો તો તમારી હયાતી સુધી જૂની રૂઢિ ડગુમગુ ચલાવી શકો પણ પછી જુવાનિયાઓનો સમય આવશે એટલે તેઓ તેના કુચેકુચા ઉડાવી દેશે. હાલથી જ  શરૂઆત થઈ ચૂકી છે તો પછી આપણું ડહાપણ તો ક્યારે ગણાય કે તેઓ જે વાંધા, હરકતો બતાવતા હોય તેનો શાન્તિથી વિચાર કરી નવેસરથી યોગ્ય બંધારણ બાંધી આપવું કે જૂની રૂઢિનો કેટલોક ભાગ કાયમ રહે. જો આમ આપણે નહીં કરીએ અને હળની મૂઠ પકડી રાખીએ તો નવા જમાનાનો પરિપૂર્ણ અમલ થતાં આપણી

જૂની રૂઢિ જડમૂળથી નાબૂદ થઈ જશે. **નવો જમાનો આવવાનો જ છે એમાં તો કાંઈ શક નથી જ તો પછી વિચાર કરો કે પકડી રાખવામાં ફાયદો છે કે સમયને અનુકૂળ થવામાં?** 'સમય વર્તે તે સાવધાન' એ આપવામાં સાધારણ કહેવત છે, જેથી હજુ જ્યાં સુધી આપણો કાબૂ છે ત્યાં સુધીમાં જમાનાને માન આપી સમયને અનુસરતો ફેરફાર કરી, અનુકૂળ-સારું બંધારણ બાંધી દેવાય તો આપણે સારી અગમચેતી વાપરી ગણાય. જ્ઞાતિમાં જેઓ આગેવાન છે તેમને માથે આ એક પવિત્ર ફરજ છે તે જો આપણે વખતસર અદા નહીં કરીએ તો પછી બાજી આપણા હાથમાં રહેશે નહીં. બે વર્ષ ઉપર અત્રે આપને ભેગા કરેલા તેની અને અત્યારની વચ્ચે જ ઘણો ફેર પડી ગયો છે તો જો આપણે એમને એમ ચાલવા દઈએ તો વખત શું નહીં કરે તે કહી શકાતું નથી. ફેરફાર જો કે વખતને અનુકૂળ અને જરૂરનો હોય છતાં તમામ એકમત થાય એવું તો કદી બને જ નહીં. તદ્દન ખુલ્લી બાબતમાં પણ એકમત થઈ શકતા નથી, આવા ઘણા દાખલા આપણે જોયેલા છે. દૃષ્ટાંત તરીકે ઑ. રાવ બહાદુર રણછોડલાલ છોટાલાલભાઈએ પાણીના નળની યોજના કરી તે વખતે તેમના માથે કેવી પસ્તાળ પડી હતી અને તેમના તરફ કેટલો બધો તિરસ્કાર બતાવેલો તે આપણામાંના ઘણા ખરા જાણતા હશે પણ હવે તે બહાદુર અને પરોપકારી પુરુષની અગમ દૃષ્ટિનું ફળ અમદાવાદ શહેર નજરે જુએ છે અને તેમને આશીર્વાદ આપે છે.

**ચાલતું ચલાવવામાં ફાયદો નથી - અંગત લાભોના ભોગ આપો.**

હાલમાં જે નવીન શોધોના લાભ આપણે સૌ લઈએ છીએ તેના શોધકોને માથે પણ એવી જ સાઠમારી થઈ હતી, માટે ઘણા ભાગની ઇચ્છા નથી એવી બીકથી આપણે આગેવાનો પાછા પડીએ એ વાજબી ન કહેવાય. તેમાં જ્ઞાતિનું હિત કરતા નથી, પણ એકંદરે અહિત કરીએ છીએ. ફેરફારથી કુળવાનોની પ્રતિષ્ઠા ઘટશે એમ કેટલાકો ઊંધું સમજાવે છે પણ તેનો ભય રાખવાને બિલકુલ કારણ નથી, તેને માટે જોઈએ તેટલા દાખલા મોજુદ છે. જે જ્ઞાતિઓમાં છૂટક લગ્નનો રિવાજ છે તેમાં પણ કુળવાનોનો દરજ્જો ઘટેલો નથી તો આ એક મનસ્વી ભય છે. કેટલાક તરફથી એમ ભય બતાવવામાં આવે છે કે ફેરફારથી સૌ ગરીબ ગરબાને કન્યાઓ મળશે નહીં પણ આનો મુખ્ય આધાર તો કન્યાઓની છત અછત ઉપર રહેલો છે. વિવાહની મુદત ટૂંકી હોય તો એક વિવાહે ન પરણાવે તો બીજાં વિવાહે પરણાવે, કન્યાઓની સંખ્યા કાંઈ જતી રહેતી નથી. મરી જવાથી ઓછી થાય એમ માનો તો તે તો પરણ્યા પછી પણ બનવાનું છે અને પરણ્યા પછી એમ થાય તેમાં ઊલટું ખર્ચ માથે પડે છે. કન્યાઓ મળવામાં ચાલુ રિવાજથી ફાયદો માનતા હો તો પણ હવે ચાલુ રિવાજ

કાયમ રહી શકશે કે કેમ તેનો વિચાર કરો. જો ના રહી શકે તેમ હોય તો 'સડ્યું ત્યાંથી વાઢી નાંખો' કે બાકીનું તો રહે! જે રસ્તો ખુલ્લો થયો છે તે રસ્તે લોકો ધીમે ધીમે વળી જવાના જ : તમારાં છોકરાંના વિચારો તમે જ જુઓ ને! કદાચ તમે ગામડામાં હાલ કાબૂ ધરાવી શકતા હશો તેથી હાલ છૂટક લગ્નો નહીં થયાં હોય પણ તેની અસર તો પહોંચ્યા વગર નહીં રહી હોય. જુઓ ફૂલના દડા કરવામાં આગળ કેટલી બધી નાનપ તમે સમજતા હતા અને ગયા વિવાહમાં તમારાં ગામોમાં કેટલા બધાં ફૂલના દડા થયા, તેનો વિચાર કરો! તે શાથી થયું? જે રસ્તો ખુલ્લો થયો છે તે તરફનું તે પગલું જ સમજવું. આમ કરતાં કરતાં કન્યાઓ કુંવારી રાખવાનો રસ્તો થશે. એકે કર્યું, બેએ કર્યું એટલે ચાલશે. ચાલતું ચાલશે તો ઠીક એમ આપણે સૌ ઇચ્છીએ છીએ પણ તેમ હવે રહેવું નથી તો હવે ચાલે તો ચલાવો એમ બોલવામાં ફાયદો નથી. હજી જ્યાં સુધી આપણો કાબૂ છે ત્યાં સુધી સમયને અનુકૂળ બંધારણ બાંધી દઈશું તો કાંઈક રહેશે. જેટલો વખત વધારે ગુમાવશું તેટલું કોકડું વધારે ગૂંચવાશે. બે વર્ષનું પરિણામ તમે જોયું છે તે ઉપરથી વિચાર કરો. આપને અત્રે ભેગા કરવામાં અમારે કોઈ અંગત સ્વાર્થ નથી. અમો નાતનાં કામોમાં ભાગ લેવાનું પસંદ કરતા નથી, પણ અમે જો લક્ષ નહીં આપીએ તો બધું તૂટીફૂટી જશે એમ લોકોનું વખતોવખત કહેવું થતું હોવાથી તમારી ઇચ્છાને માન આપવા અમારે તમને તસ્દી આપવી પડી છે. હવે અમે અમારી ફરજ બજાવી લીધી છે. હવે તમારે જે વિચાર કરવો હોય તે કરો. તમારે જે વિચાર કરવો હોય તે છેવટના માટે કરી દ્યો કે પછી અમારે ઉપાધિ ઓછી થાય, તમે નહીં કરો તો બીજું કોણ કરશે, એમ વખતોવખતનો લોકાપવાદ અમારે સાંભળવો પડે નહીં તથા આવી કડાકૂટમાં અમારે પડવું પડે નહીં. અમારે એટલું તો કહેવું જોઈએ કે વિચાર કરો તે પૂર્ણ દીર્ઘદૃષ્ટિથી કરજો - ભવિષ્યનું પરિણામ જોવા મહેનત લેશો, ફક્ત ઉપર ટપકે જોઈ લેશો નહીં. આવી રીતે ભેગા થવાના પ્રસંગ વખતોવખત મળતા નથી. માટે દીર્ઘદૃષ્ટિ વાપરી કેવળ પરમાર્થ બુદ્ધિ એટલે જ્ઞાતિની હિતદૃષ્ટિ જ આગળ રાખશો. અંગત લાગણીઓ દબાવી અને કેવળ અંગત લાભને જ્ઞાતિ હિતરૂપ યજ્ઞમાં હોમશો.

## પૈસાનાં ફંડો કરો, હલાવ્યા વગર દાઝે છે!

ભાઈઓ! બીજી એક ખાસ બાબત આપના ધ્યાન ઉપર લાવવાની છે. આપણી ક. પા. ની વસ્તી આશરે આઠ લાખ માણસની છે, ઉમિયા માતા આવી સાગર જેવી જ્ઞાતિની કુળદેવી છતાં આવી મોટી જ્ઞાતિને ઘટે તેવી તે સંસ્થા માટેની ગોઠવણ નથી તે બહુ દિલગીરીભર્યું છે. આપણી જ્ઞાતિ માતાજી માટે પૈસા આપવા કંજુસ છે એમ કાંઈ નથી, કારણ કે આપણા ભાઈઓ, બીજા દેવ દેવસ્થાનો, બ્રાહ્મણ, સાધુ, ફકીર

વગેરેને છૂટે હાથે દાન આપે છે તો આપણી કુળદેવી માટે પછાત રહે એમ બને જ નહીં, યોગ્ય હિલચાલના અભાવે જ આમ ચાલે છે, 'હલાવ્યા વિના દાઝે છે.' આપણા જેવી બહોળા ક્ષેત્રમાં પથરાયેલી અને મહાન જ્ઞાતિમાં એવી હિલચાલ કરવાનું કામ ઘણું મુશ્કેલ છે. આખી જ્ઞાતિના પ્રતિનિધિ એક જગ્યાએ, એક સમયે એકઠા થવાનું ઘણું દુર્લભ છે. આજે સૌ ભેગા થયા છો તો આ બાબત કાંઈ વિચાર થાય તો સારુ. આની સાથે સાથે બીજી પણ એક અગત્યની બાબત ધ્યાન ઉપર લાવવાની છે. આપણો મુખ્ય ધંધો ખેતીનો છે, શાસ્ત્રોમાં ખેતીના ધંધાને શ્રેષ્ઠ ગણ્યો છે છતાં હાલ તેની અધોગતિ થઈ ગયેલી છે. જનસમૂહમાં ખેતીકારનો દરજ્જો ઊંચો છતાં હાલ નીંચામાં ગણતરી થઈ ગઈ છે અને ઘણા બીજા ધંધામાં વળે છે. આપ જોશો તો અમેરિકા વગેરે દેશોએ, ખેતીને આપણા શાસ્ત્રોમાં કહ્યા મુજબ ઊંચી પંક્તિમાં લાવી મૂકી છે. ત્યાં ખેતીના ધંધામાં લોકો માન સમજે છે. ખેતીથી લાખ્ખો કરોડોની સમૃદ્ધિ મેળવે છે, તો પછી આપણે અહીં તેમ કેમ ના થઈ શકે? આપણી ભૂમિ તેમનાથી ઓછી વિશાળ છે? ના, તેમ પણ નથી. પણ અમેરિકાના લોકોએ જે રીતથી ખેતીને ઉત્તમ બનાવી તે રીતે આપણે પણ કામ લેવાની જરૂર છે. એ ઢબ પ્રમાણે આપણે કેળવાવું જોઈએ છીએ. **આપણા લોકો બુદ્ધિમાં કાંઈ તેમનાથી જાય તેવા નથી. ખેતી બાબતનું ખાસ જ્ઞાન ફેલાવવું જોઈએ પણ આ એકત્ર સાહસ વિના થઈ શકે નહીં.** વેપાર - ઉદ્યોગોમાં પણ તેજ પ્રમાણે એકત્ર સાહસથી સારો વધારો થઈ શકે. આપ જોશો તો આપણા બન્ધુઓ, 'લેઉવા પાટીદારો' કેળવણીમાં કેટલા બધા આગળ વધી ગયા છે? આપણી જ્ઞાતિમાંથી ઉત્તમ રત્નો ના નીકળે તેમ નથી. કેટલાક નીકળ્યા પણ છે. પણ જ્ઞાતિના પ્રમાણમાં નહીં જેવું છે. કેળવણીની મદદનાં સાધનો હોય તો ઘણો સારો વધારો થઈ શકે. આપણે અન્ય લોકોને હજારો - લાખ્ખો રૂપિયાનું દાન કરીએ છીએ પણ આપણી જ્ઞાતિમાં નિરાધાર, અપંગ, અશક્ત વગેરેની તો કોઈ સંભાળ જ લેતા નથી, આ આપણા માટે ઓછી ખેદની વાત નથી. **દરેક માણસનો પ્રથમ ધર્મ પોતાની જ્ઞાતિની ઉન્નતિ કરવામાં છે.** આપણી જ્ઞાતિની ઉન્નતિની ઘણી યોજનાઓ થઈ શકે એમ છે. આપણે ધારીએ તો તે માટેનું ફંડ પણ એકઠું કરી શકીએ તેમ છીએ, પરંતુ ફક્ત આગળ કહ્યું તેમ બહોળા ક્ષેત્રમાં પથરાયેલી અને વિશાળ જ્ઞાતિમાં હિલચાલ કરવાની અનુકૂળતાના અભાવે હજુ સુધી આપણે કાંઈ કરી શક્યા નથી. આજે આપણે બધા ભેગા થવાનો જોગ મળ્યો છે તો જ્ઞાતિ ઉન્નતિ અર્થના ફંડ માટેની પણ યોગ્ય ગોઠવણ કરવી જોઈએ.



ના. દરબારશ્રીનું ઉપર પ્રમાણે ભાષણ પૂરું થતાં મંડપના તમામ પુરુષોએ તાળીઓથી વધાવી લીધું હતું. તે નામદારે પોતાની જગ્યા લીધા પછી કામદાર સાહેબે

જણાવ્યું કે 'ચાલુ વિષય ઉપર જે જે ભાઈઓને બોલવું હોય તે દરેકે પોતાના નામ સાથે ચિઠ્ઠી મોકલવી અથવા તો ઊભા થઈને બોલવું પરંતુ ફક્ત આજનો જ દિવસ ભાષણ કરવા માટે છે જેથી પોતાના અભિપ્રાયો ટૂંકાણમાં અને થોડો વખત લઈ જણાવી દેવાની દરેક બન્ધુઓને વિનંતી કરવામાં આવે છે.' આ ઉપરથી જે જે ભાઈઓને ચાલુ વિષય ઉપર બોલવાનું હતું તે દરેકે પોતાનાં નામ લખાવાનું શરૂ કર્યું હતું. જે ખતમ થતાં ભાષણ કરવાની શરૂઆત થઈ હતી જેનો સાર નીચે પ્રમાણે છે :

**દેસાઈશ્રી રાયસિંહજીભાઈ વિરમગામ (દરબારશ્રી)**

નામદાર દરબાર સાહેબ અને જ્ઞાતિબંધુઓ! આજે આ સ્થળે જ્ઞાતિબંધુઓને એકઠા થયેલા જોઈને, મને આનંદ થાય છે.

નામદાર દરબાર સાહેબે જે ભાષણ આપ્યું છે, તે યથાર્થ છે ને હું તે ભાષણને ટેકો આપું છું.

સર્વ ભાઈઓ એક સંપ થઈને, સમયને તથા દરબાર સાહેબની સલાહને અનુસરીને, સુધારો કરશો તેવું મારું માનવું છે.

હાલના સમયનો વિચાર કરીને, લગ્નના રિવાજમાં સુધારો કરવાની જરૂર છે, અને જો સુધારો કરવામાં આવશે, તો જ્ઞાતિ સમસ્તને ફાયદો થશે; અને સુધારા તરફ ધ્યાન નહિ આપવામાં આવે, તો ઉલટાં લગ્ન છૂટા થઈ જશે, તેવો ભય રહે છે. જો તેમ થાય તો આપણી કોમને નુકસાન ઘણું થાય, તો તે નુકસાન ન થાય માટે, સમયને વિચારીને લગ્નની બાબતમાં સર્વભાઈઓ સુધારો કરવામાં એકમત થશો તેવી મારી સલાહ છે.

કેળવણી બાબતનું ફંડ તથા ઉમિયાજી માતા સંબંધી ફંડ થવાની જરૂર છે.

**દેસાઈ લલ્લુભાઈ પાટડી (વૈદ લલ્લુબાવા)**

આપણા ના. દરબાર સાહેબે જે જે કહ્યું છે તે દરેક મનન કરવા જેવું છે. પોતે જણાવ્યું છે તે પ્રમાણે ફેરફાર કરવાથી જ આપણો અભ્યુદય થશે. ના. દરબારશ્રીએ જે કારણ માટે તમને આમંત્રણ કર્યું છે અને તમારી ગામની જ્ઞાતિયે તેમને તેના પ્રતિનિધિરૂપ મોકલ્યા છે તે ફરજ અદા કરવી એ જ તમારું કર્તવ્ય છે. કન્યાને ૧૦ વર્ષથી અને પુરુષને ૨૪ વર્ષથી વીર્યની ઉત્પત્તિ થવા માંડે છે પરંતુ કન્યા ૧૩ થી ૧૬ વર્ષ સુધીની ઉમ્મરમાં જ સ્ત્રીપણામાં આવે છે. તે સમય પહેલાં તેમને વ્યવહારમાં જોડી દેવામાં આવે તો તેઓ અશક્ત નબળા પડી જાય છે અને તેમની પ્રજા નિર્બળ, રોગિષ્ટ, ટૂંકા આયુષ્યવાળી ઉત્પન્ન થાય છે. નિયમિત આયુષ્ય ટૂંકું થતું જાય છે તેનું કારણ બાળગ્ન છે. બાળલગ્નથી જે ખરાબી થાય છે તેનો

વિચાર કરી ના. ગાયકવાડ સરકારે બાળલગ્ન અટકાવવાનો પ્રતિબંધ કર્યો છે. આપણા અજ્ઞાન ભાઈઓને તેથી સહન કરવું પડ્યું છે, કારણ આપણામાં બાળલગ્નનો રિવાજ છે. આપણી વસ્તીનો મોટો ભાગ તે નામદારના મૂલકમાં રહે છે તેમની સગવડ જોવી એ આપણી ફરજ છે.

આપણે વિદ્યામાં ઘણા પછાત છીએ, પરંતુ વિદ્યામાં જ દરેક પ્રજાનું ભૂષણ અને અભ્યુદય છે. વિદ્યાનો કટ્ટો શત્રુ બાળલગ્ન છે. મારી એ સૂચના છે કે વિદ્યા તરફ વિશેષ લક્ષ આપવું અને બાળલગ્ન નાબૂદ કરવાં. વળી કેળવણી માટે એક મોટું ફંડ એકઠું કરી આપણે બતાવી આપવું કે આપણામાં જાગૃતિ આવી છે.

**શેઠ ચંદુભાઈ અમદાવાદ.**

આપણી જ્ઞાતિ બહુ મોટી છે ને તે લાંબા વિસ્તારમાં વસેલી છે. તો બધાએ ભેગા થઈ વિચાર કરવાનું મુશ્કેલ છે. નામદાર દરબાર સાહેબ આપણા ઉપર બિરાજે છે. તેથી જ આવી રીતે સર્વે ભાઈઓને ભેગા થવાનું બને છે, તો આ પ્રસંગે પોતે મોટો શ્રમ ઉઠાવી આપણા સર્વ ભાઈઓને જેના માટે તેડાવેલ છે તે હકીકત સવિસ્તારથી પોતાશ્રીના ભાષણમાં આવી જાય છે, એટલે તે વિષે હું આપ સર્વનો વિશેષ વખત નહિ રોકતાં એટલું જ કહેવાને રજા લઉં છું કે પોતે બતાવેલ તમામ હકીકતો ઉપર આપણે સર્વ ભાઈઓએ પૂરતું ધ્યાન આપવા ખાસ જરૂર છે, અને આ બાબતમાં આપણ સર્વને અનુકૂળ અને સગવડવાળો થઈ પડે તેવો રસ્તો શોધી કાઢવા પોતાશ્રીને અરજ કરવા હું સર્વે ભાઈઓને વિનંતી કરું છું. જો આ પ્રમાણે આપણે રસ્તો કાઢીએ તો જ પોતે ઉઠાવેલ શ્રમ અને ખર્ચ સફળ થાય અને આપણે આપણી ફરજ અદા કરી ગણાય. આપણે ચેતીને જો બંધારણ નહિ બાંધીએ અને સમયને સમયનું કામ કરવા દઈશું તો છિન્નભિન્નતા થઈ જશે એવી જે અગમચેતી પોતે બતાવી છે, તે ઘણી જ કિંમતી અને દીર્ઘદષ્ટિવાળી છે; તો તે ઉપર આપણે ખાસ લક્ષ આપવાની જરૂર છે.

**શેઠ જીવણભાઈ સીતવાલા, સુરત.**

આપણે જે કરવાનું છે તે ના. દરબાર સાહેબના ભાષણથી જણાઈ આવે છે માટે આપણે દરેકે બધાને અનુકૂળ થાય, સગવડ થાય તેવો નવો રસ્તો કહાડવાની તે નામદારને વિનંતી કરવી.

**શેઠ કેશવલાલ (લશ્કરીવાળાના જમાઈ)**



અમદાવાદવાળા શેઠ ચંદુભાઈએ કહ્યું તેને હું ટેકો આપું છું. વિશેષ એટલું કહું છું કે **બાળલગ્નના રિવાજથી છોકરાઓના અભ્યાસમાં ઘણી અડચણ આવે છે** તે વિષે પુખ્ત વિચાર કરી લગ્નના રિવાજમાં ફેરફાર કરવો જોઈએ. આવા લગ્નના

રિવાજથી કજોડાં થાય છે અને આપણે યોગ્યાયોગ્યતાનો કાંઈ વિચાર કરતા નથી; **બજારમાંથી ટોપી ખરીદવાના જેટલો પણ કન્યા કે વર ખરીદવામાં વિચાર કરતા નથી.** આ પદ્ધતિમાં ખાસ ફેરફાર કરવાની જરૂર છે. ના. દરબાર સાહેબ જે સલાહ આપે, હુકમ કરે તે મુજબ એકમત થઈ કાર્ય કરશો.

**ડૉ. સાહેબ પિતામ્બરદાસ.**

આપણી જ્ઞાતિ દુ:ખી છે અને તે દુ:ખનો વિચાર કરવા માટે આપણે અત્રે આવ્યા છીએ. **આપણી જ્ઞાતિમાં બાળહત્યા થાય છે એવી આજથી ૭૦ વર્ષ ઉપર મે. ફોસેટ સાહેબને કોઈએ ખબર આપવાથી પોતે દિલગીર થયા અને તેની તપાસ કરી. દરેક ગામની વસ્તી ગણતાં સ્ત્રીઓની સંખ્યા ઓછી જણાઈ.** પોતાની તપાસમાં એવું જણાઈ આવ્યું કે ખર્ચના કારણને લઈને અને સાધનોના અભાવે પાટીદારો કન્યાને દૂધપીતી કરે છે. શેઠ બેચરદાસની મદદથી તેમણે ના. સરકાર પાસે તે માટે કાયદો કરાવ્યો. તે વખતે પણ લગ્નની રૂઢિનું જ કારણ અનુકૂળ વખતે પરણાવી શકાય તેવું નહોતું. **કેટલાક કુંવારી રહે તો આબરૂ જવાના ભયથી મારી નાંખતા.** જે વખતે ૯-૧૧ વર્ષે લગ્ન કહાડેલાં ત્યારે લાભ હશે - કારણ હશે, એકબીજાના દેશમાં જવા-આવવાનાં સાધનો નહોતાં, પરંતુ જમાનાને લઈને સર્વ વસ્તુ સ્થિતિ બદલાઈ છે. આપણી લગ્ન રૂઢિમાં મહાન દુ:ખ છે અને તે ના. દરબાર સાહેબ પાસે લોકોએ મૂક્યું છે જેનો દરેક માણસે પોતાની બુદ્ધિથી - સ્વતંત્ર રીતે વિચાર કરવો જોઈએ. સુધારો કરવાની જરૂર છે અને તેમ કરવાની દરેકનામાં શક્તિ છે. બ્રાહ્મણ, વાણિયા, રજપૂત વગેરે દરેકમાં છૂટાં જ લગ્ન થાય છે અને તે આપણા કરતા સારા અને સુખી છે. જેઓ સારા છે તેઓ સારા જ રહેશે. છૂટાં લગ્નો કરવાથી કન્યાઓ જતી નહીં રહે, દરેકને મળશે. દરેક કુટુંબમાં ઘણી કન્યાઓ દુ:ખો ભોગવે છે તેનું કારણ લગ્નની રૂઢિ છે. તેમનાં દુ:ખો ટાળવાં એ આપણી ફરજ છે અને તે જ માટે આપણે એકઠા થયા છીએ. આવો કઢંગો રિવાજ નાબૂદ કરો, જમાનાને અનુસરતો ફેરફાર કરો, કોઈને બાદ ન આવે, ગાયકવાડી પ્રજા દંડાય નહીં તેવા નિર્ણય ઉપર આવી લગ્ન રૂઢિ ઉત્તમ કરી મૂકો કે ફરીથી તૂટે નહીં. પાંચ વર્ષ પછી આ રૂઢિ પૂરેપૂરી તૂટી જશે અને ત્યાર પછી આપણી કોમ સુખી થશે. તમારાં બાળકોના સુખ - દુ:ખ માટે હું ફરીથી કહું છું કે તમારી પોતાની જ બુદ્ધિથી વિચાર કરો અને તેઓ સુખી થાય તેમ કરો.



**પા. જીવણલાલ અમૃતલાલ અમદાવાદ (આઠીઆ.)**

મારા પહેલાંના જે જે બોલી ગયા તે આપના જાણવામાં આવ્યું છે. આજની મીટિંગ લગ્નમાં ફેરફાર કરવાના જ વિષય ઉપર ચાલી છે. ફેરફાર કરવો એ ઘણા

મહત્ત્વની વાત છે. આપણા લગ્નથી ફાયદો મળ્યો છે. કોઈએ ઉમિયાની પ્રતિષ્ઠા તોડવી નહીં. રૂઢિમાં ફેરફાર કરવાની બધા ચર્ચા કરે છે પણ લગ્ન ખોટાં છે તેવું કહેવામાં આવતું નથી. માટે લગ્ન કાયમ રાખવાની હું આશા રાખું છું. દરબાર શ્રી તરફથી પણ બે વર્ષ પર અત્રે જ્ઞાતિ મળી ત્યારે પડવેનાં જૂનાં લગ્નનો ઠરાવ થયો છે. **સુધારાવાળા કહે છે તે તો પોથીમાંના રીંગણાં છે. આપણે તો રીંગણાં જ ખાવાનો પ્રયત્ન કરવો. વિચાર કર્યા સિવાય જે હિલચાલ કરીશું તેમાં પસ્તાવું પડશે માટે લગ્નમાં ફેરફાર કરવો નહીં.**

**પા. ચીમનલાલ મોતીલાલ - અમદાવાદ.**

(આ ગૃહસ્થનું નામ બોલાયું પરંતુ તે નહીં બોલવાથી કાંઈ જાણવા જેવું નથી. અમદાવાદની જ્ઞાતિમાં લગ્નના ટીલાનો હક્ક ધરાવનાર પટેલ.)

**પા. હઉસાભાઈ દામોદરદાસ. અમદાવાદ.**

જીવનલાલે કહ્યું તેને ટેકો આપું છું. **સુધારો એવો કરો કે પાંચ વર્ષની કન્યા અને દશ વર્ષનો વર.** આ બાબત દરેક વિચાર કરશો.

**પા. ડાહ્યાભાઈ મૂળચંદ - અમદાવાદ. (ટીલાવાળા.)**

હું જ્ઞાતિની ઘણા વખતથી સેવા કરું છું અને સેવા કરું તેવો માણસ છું. **સુધારાવાળાઓ અને બધા અમદાવાદની નાતને સુખી ન થવા દેવી તેવો વિચાર લઈ બેઠા છે.** આપણામાં બાળલગ્ન છે તેનો તો વિચાર કરવો જોઈએ. આગળના પુરુષો દરબાર સાહેબ કરતાં ડાહ્યા હતા. બધા લોકો બાપદાદાના હક્કને ડૂબાડવા બેઠા છે તેમને ધિક્કાર છે. **લગ્નનો રિવાજ તોડી નાંખવાથી આખી જ્ઞાતિ બગડી જશે અને તૂટી જશે** તો તંદુરસ્તી બોડી (Body) મજબૂતી રહેતી નથી. આ સઘળાઓએ દરબાર સાહેબને તસ્દી આપી તેથી અફસોસ થયો છે. **આ બધું કોટ પાટલૂનવાળાઓનું કામ છે અને તેમને ધિક્કાર છે.** નાતના વહીવટની મને ખબર નથી અને મેં કર્યો નથી પણ મારા બાપદાદા કરે છે. કન્યાનાં લગ્ન નહીં થવાથી નાતરામાં જ કન્યાઓ જવાની છે. કહેવાનું એટલું જ છે કે પોતે બોલીને પાળતા નથી. એક ઉપર બીજી કન્યા અટકાવવાની તો શક્તિ નથી. જેઓ લગ્ન તોડી નાંખે છે, તેમને શરમ છે, લગ્ન ન થઈ શકે તો કન્યાને નાતરામાં દેવી. બંગાળામાં કુળવાનોને ૧૨ (બાર) કન્યાઓ પરણે છે, છોકરાને પાંચ - સાત વર્ષે પરણાવવા. આ બધું આગેવાનોના હક્ક ડુબાવવાનું છે અને હક્ક ડુબાવવા તે શરમ છે. તેમને ધિક્કાર છે. બધા સમાધાન કરવાનું કહે છે પણ સમાધાન કરવાનું શું છે? દરબાર સાહેબ પાસે આવવાની શું જરૂર છે?

**પ્રો. જેઠાલાલ સ્વામીનારાયણ - અમદાવાદ.**

જમાનાનું કારણ રાજર્ષિ બને છે તે જોઈ મને આનંદ થાય છે. જેઓ જમાનાને અનુસરીને ચાલે છે તેઓ - નાના માણસો મહાત્મા થવાને લાયક છે, નેપોલિયન જેવા મહાત્મા દુનિયાને આગળ દોરવાના પ્રયત્ન કરી ફત્તેહ પામ્યા છે. તેણે પોતે નવો જમાનો તૈયાર કર્યો હતો. શ્રીકૃષ્ણ પરમાત્માએ કહ્યું છે કે જમાનો રાજાને પેદા કરતો નથી, પરંતુ રાજા જમાનાને પેંદા કરે છે. પરમાત્માએ આપણા દરબારશ્રીને આ સ્થિતિમાંથી ઉત્તમ સ્થિતિમાં આપણને લઈ જવા પ્રેર્યા છે તેમાં આપણે મદદ આપીએ અને હજારો બાળાઓના આશીર્વાદ તેમને મળે તેવી હું આશા રાખું છું. એક દીવામાંથી જેમ બીજા દીવાઓ થાય છે તે પ્રમાણે રાજાઓ થાય છે. આજ મહારાજા પણ તે પ્રમાણે થયા હતા અને આપણા દરબારશ્રી પણ જોરાવરસિંહજીના કુટુંબમાં કોઈ રીતે ઊતરતા નથી. હું સાબિત કરી આપીશ કે તે આગળ વધેલા છે. **પ્રથમ દરબારશ્રીએ (જોરાવરસિંહજીએ) મોટું ખર્ચ કરી જ્ઞાતિને બોલાવી હતી અને આપણને સુખ ઉત્પન્ન થાય તે માટે ધારા ઘડ્યા હતા, પરંતુ અફીણ ખાધું હોય તે ઊલટી કરીને કઢાવ્યા સિવાય બીજી દવાઓ આપવાથી માણસ જીવતું નથી તેમ પિતાશ્રીએ ધારા ઘડ્યા પરંતુ ઝેર કહાડ્યું નહોતું તેથી ધારાઓ માન્ય થયા નહીં.** આ પ્રસંગે ના. સૂર્યમલસિંહજી પોતાના પિતાનું અનુકરણ કરવા લાગ્યા છે અને કુધારાઓ કહાડી નાંખવાનો પોતે ઉત્સાહ બતાવ્યો છે. ઉદ્દેશ બાળલગ્ન કહાડી નાંખવાનો છે.

મારી પહેલાંના વક્તા (જીવણલાલ) **૧૯૦૯ના જૂનની ૧૦મીએ મને બાળલગ્ન વિરુદ્ધ ભાષણ કરવાની વિનંતી કરી લઈ ગયા હતા આજે તે આંધળા થઈ બાળલગ્ન કરવાની વિનંતી કરે છે. તે પોતે કોણ છે તેનો હું ખ્યાલ કરી શકતો નથી. તે પછીના વક્તાએ પાંચ - સાત વર્ષનાં છોકરાં પરણાવવાનું કહ્યું છે તે ગૃહસ્થ કોઈ શાસ્ત્રથી બતાવશે?** ૧૬ વર્ષ પહેલાંનું લગ્ન શાસ્ત્રવિરુદ્ધ છે. પાંચ વર્ષની કન્યાનું પણ શાસ્ત્ર વિરુદ્ધ છે. આપણે દુઃખી છીએ તેનું કારણ આપણે ધર્મ પાળતા નથી, આપણને શંકર પિતાએ ચાર વેદ આપ્યા છે તેમાં ૧૬-૨૫ વર્ષની ઉંમર પહેલાંનું લગ્ન જડતું નથી. વેદભગવાન અને પટ્ટરાણી ઉમાનાં વચનો જ કહે છે કે પતિને પ્રાપ્ત કરનારી યુવતીઓ ઈચ્છા રાખીને બ્રહ્મચારી સાથે જોડાય છે. વેદમાં ૨૦ વર્ષની કન્યા અને ૪૦ વર્ષના પુરુષ માટે આજ્ઞા છે તે પછી ૧૬-૨૫ વર્ષોની પ્રણાલિકા શરૂ થઈ, પરંતુ ૧૬-૨૫ વર્ષ પહેલાં સ્ત્રી-પુરુષને વીર્ય ઉત્પન્ન થતું નથી. જૂની રૂઢિવાળાઓનું કહેવું માનવું કે આપણે તે શાસ્ત્ર માનવાં? આપણે તે ભગવાનને માનવા કે પોતાના સ્વાર્થની ખાતર આપણને ઘસડી જતા પુરુષોના વચન પ્રમાણે ચાલવું? આપણને જે દુઃખ છે તેનું કારણ નાની ઉંમરથી બાળાઓને પરણાવવાનું છે. મારી

પોતાની બહેનનો મને સંપૂર્ણ અનુભવ છે. તેના દુ:ખનો ચિતાર હંમેશાં મારી સમક્ષ ખડો થાય છે. **સરકારનો કે મ્યુનિસિપાલિટીના બિલનો કર જે આવે તે થોડા વખત માટે આપણે પાછો ઠેલી શકીએ, પરંતુ મારી બહેનના સાસરા તરફથી મારે જે ઉત્તરાયણ, દિવાળી વગેરે ટાણાંઓમાં કર ભરવાના આવતા તે તો એ જ પળે ચૂકવી દેવા પડતા. કરિયાવરો ભરીભરીને કેડો ભાંગી જાય છે.** બે વર્ષની કન્યા પરણાવ્યા પછી તેની પાછળ ૧૨ વર્ષ સુધી કર ભરવો પડે છે. પછી સાસરે વળાવવા લાયક થાય કે રૂ. ૧૫૧ આપવા પડે છે. આ પ્રમાણે ઓછામાં ઓછા બે હજાર રૂપિયા એક કન્યા પાછળ ચાલ્લાં વગેરે ખર્ચના થાય છે તો પણ જો કન્યાના વાંકનું કોઈ સાધારણ બહાનું હાથમાં આવ્યું કે કહાડી મૂકે છે. વળી બીજા લેણદારોના કરિયાવરો ઊભા થાય છે. આ બધાનું કારણ એ છે કે આપણે જરૂર વગર પંજામાં સપડાઈએ છીએ. **બાળલગ્નનું ઝેર છે તે તમને ફૂટતું નથી. તમારે તો વેરા જ ભરવા પડે છે પણ તે ઝેર આપણી દીકરીઓને ફૂટી નીકળે છે.** હું અત્રે કહેવાને દિલગીર છું. છતાં કહેવું પડે છે કે મારા એક મિત્ર બાળલગ્ન કરીને પસ્તાયા છે. પરણ્યા બાદ એક દિવસ પછી ઘરેણું ઉતારી લીધું છે અને તે કન્યા બાપના ઘેર સડે છે. આ પરિણામ આપણાં શાસ્ત્ર વિરુદ્ધ લગ્નો અને બાપના કૂવાનું ખારું પાણી હોય તો તે પણ પીવું એવા દુરાગ્રહનું છે. તમને જે જે દુ:ખ પડ્યું હોય તેનો વિચાર કરી તમે સુધારો કરવા તૈયાર થાઓ. ત્યારે જ તમારી દીકરીઓ સુખી થશે. બાળલગ્ન કરવાથી જ કન્યાઓની અછત થાય છે.

કેટલાંક છોકરાંનાં માબાપો કન્યા નહીં મળવાથી છોડીના બાપને પૈસા આપી આવ્યા. કારણ કે તેઓ મિથ્યા આબરૂ કમાવા ગયા - છોકરા ન પરણે તો ઈજ્જત જાય એમ સમજી રૂ. ૫૦૦ આપી છોકરા પરણાવી આવ્યા. પરંતુ મોટી ઉંમરે જ્યારે છૂટક લગ્ન થશે ત્યારે જ સુખ થશે, કન્યાઓ મળશે અને એક ઉપર બીજી સ્ત્રીઓ કરવાની ફરજ પડશે નહીં. એક ઉપર બીજી સ્ત્રી કરનારાઓને લીધે જ અછત છે. પરંતુ બાળલગ્નનો નાશ થયા પછી બીજી કરવાના દાખલા બનશે નહીં - કન્યાઓનો વધારો થશે. **આપણામાં સ્ત્રીઓ ઉપર ક્રૂરતા કરવામાં આવે છે તે વેદશાસ્ત્ર વિરુદ્ધ રિવાજ છે.** માતાજીની એવી આજ્ઞા નથી અને બાળલગ્ન નહીં કરવાથી તે કોપાયમાન થાય એમ સમજવું નહીં. હિન્દુસ્તાનના ત્રીસ કરોડ માણસો કરતાં આપણે ઉલટા ચાલીએ છીએ એ જ કુધારો છે. આ રિવાજ શાસ્ત્રમાં નથી તો આપણે શાસ્ત્રને માનવાં  જ જોઈએ. શાસ્ત્રમાં હોય તો આપણાં શાસ્ત્ર જુદાં હોવાં જોઈએ પણ નથી જ! આપણે ધર્મ સમજવો જોઈએ અને તેથી જ આપણો જય થશે.

(વખત વિશેષ રોકવાથી વક્તાને ભાષણ બંધ કરવાની સૂચના થઈ)

**મે. મૂળજીભાઈ (ન્યાયાધીશ - ગઢડા)**

આપણે મહાન્ કાર્ય સિદ્ધ કરવા માટે એકઠા થયા છીએ માટે ના. દરબારશ્રી આપણને જે સલાહ આપે તે પ્રમાણે ફેરફાર કરવો જોઈએ, અને તે આપણી ફરજ છે. આપણામાં બાળલગ્ન છે તે ખોટાં છે એના ઘણા દાખલા-પુરાવા આપણને ઘણા ભાઈઓએ આપ્યા છે અને આપણે સમજીએ છીએ. ફક્ત એક-બે જણ તે સારાં છે એમ કહી ગયા, પરંતુ કેવી રીતે સારા છે તેના કોઈએ દાખલા આપ્યા નથી. દરેક માણસ સારા અથવા તો નઠારાં કૃત્યોથી જ વખણાય છે અથવા ધિક્કારને પાત્ર થાય છે. દસ-અગિયાર વર્ષે લગ્ન કરવાનો રિવાજ કોઈપણ કોમે અત્યાર સુધી ગ્રહણ કર્યો નથી અને તેજ બતાવી આપે છે કે આપણો રિવાજ નઠારો છે. કન્યાઓની અછત બાળલગ્નને લીધે જ થાય છે. મરી જવાથી ઓછી થાય છે. નાની ઉમ્મરના ગૃહસ્થાશ્રમથી નિષેધ થાય છે, જલદી મરી જાય છે. કાઠિયાવાડમાં પુનર્નિવાહની કન્યાઓની બહુ જ અછત છે કારણ પરણ્યા પછી મરી જાય છે. કાઠિયાવાડમાં બીજી નાતની ચાર કન્યાઓ આ પ્રમાણે હોવાથી આપણામાં પેસી ગઈ હતી. ઘણું કરીને ૭૦ ટકા જેટલાં તો કજોડાં જ થાય છે. કન્યા તેટલા જ વર જન્મે છે પરંતુ સરખી ઉમ્મરે પરણાવીએ તોપણ કજોડાં થાય છે. બાળલગ્નથી ઘણાં નઠારા રિવાજો ઉત્પન્ન થાય છે માટે બાળલગ્નનો નાશ કરો તો જ આપણી બાળાઓ સુખી થશે. જેટલી કાળજી તમે ઢોર ખરીદવા કે સંભાળવામાં રાખો છો તેટલી બાળા માટે રાખતા નથી અને પરણાવતી વખતે આંખે પાટા બાંધી તેને કૂવામાં ફેંકી દેવામાં આવે છે. આપણને બાળલગ્ન પૂર્ણ રીતે હેરાન કરે છે. **એ આપણાં પાપનું ફળ બાળાઓને ભોગવવું પડે છે** : જો બાળલગ્નની પદ્ધતિ કાયમ જ રહે તો કેળવણી લઈ શકાય જ નહીં.

આપણાં બાળકોને કેળવવા માટે આપણે મોટાં ફંડો એકઠાં કરવા જોઈએ. **બાવા, અતીત વગેરે ઘણા આપણને લૂટે છે, પરંતુ એવાઓને આપેલું દાન તે ઉકરડામાં વાવવા સમાન છે, તે ઊગતું નથી માટે કેળવણી ફંડમાં મદદ કરશો.** ઘણા મૂર્ખાઓ આપણી અજ્ઞાન જ્ઞાતિને ખોટે રસ્તે દોરવા માટે બાળલગ્ન સારાં છે એવું કહે છે, પરંતુ આપણા દરેકની એ જ ફરજ છે કે તેને છોડી દેવામાં મમત કરવો નહીં. જો દરબારશ્રીના શબ્દોને નહીં માન આપીએ તો ખરેખર પસ્તાવું પડશે. **સુધારાવાળાઓ આગળ વધી ગયા છે તેઓ તમારી કોઈ વાત માનશે નહીં અને લગ્નો છૂટાં થયેલાં જ છે તેનો જરૂર વિચાર કરજો,** આવો વખત ફરીથી મળવાનો નથી. ના. દરબારશ્રીના શબ્દો અને શિખામણને માન આપીશું તો જ ઉત્તમ કાર્ય કર્યું ગણાશે.



**મિ. બાપુલાલ વકીલ. કડી.**

આપણામાં જે લગ્નના રિવાજનો પ્રતિબંધ દેખાય છે તે ફક્ત મનોમનથી જ

ચાલ્યો છે અને તે જ પ્રમાણે તૂટી જશે. આપણે તેને મનથી જ તોડી નાંખો એથી કોઈ ગુનામાં આવતું નથી. સંવત ૧૯૦૬ સુધી કન્યાવિક્રય નહોતો કારણ કે જ્યાંથી કન્યાઓ લેતા ત્યાં જ દેતા, માટે કન્યાઓની અછત પણ નહોતી પરંતુ આ પદ્ધતિ તૂટી જવાથી કન્યાવિક્રય થયો છે. ના. ગાયકવાડ સરકારે આપણને બાળલગ્ન કરતા અટકાવ્યા છે, કારણ કે તે અઘટિત-નુકસાનકારક હતું માટે આપણને અટકાવ્યા છે. કાયદાને જો માન ન આપવામાં આવે તો દંડ થાય અને આપણે ગરીબ થઈ જઈએ. ગાયકવાડી પ્રજાએ તો કાયદાને માન આપવાનું જ છે માટે આપણામાં જે બાળલગ્નનો રિવાજ છે તેને તોડી નાંખો અને તોડવો જ પડશે.

**પા. ગટોરદાસ શ્રીધરદાસ - લાલી.**

પહેલાંના વખતમાં જે જે રિવાજો થયા છે તે કોઈ અમદાવાદીઓએ પાળ્યા નથી અને અમદાવાદ તેમજ વિરમગામે અમને ઘણું દુઃખ દીધું છે. અત્યારે જે રિવાજો અને કાયદા થાય તે બધા એની પાસે કબૂલ કરાવવા નહીં તો અમને જેમ તેઓ ઠુંસાટે છે તેમ ઠૂંસા મારશે એ ધ્યાનમાં લેવાની મારી અરજ છે.

**પા. છગનલાલ નરોત્તમદાસ અઘાર. (ચુંવાળના આગેવાન)**

**દરેક માણસો શાસ્ત્ર વિરુદ્ધ ચાલે તો નરકે જાય છે માટે આપણે શાસ્ત્ર કહે તે પ્રમાણે ચાલવું. બાળલગ્નના રિવાજથી અમને ઘણું દુઃખ પડ્યું છે. શહેરમાં રહેનારા અમારા દુઃખને જાણતા નથી** અને ખેડૂતોની તેમને દરકાર પણ નથી. અમારા છોકરાં કુંવારા રહે છે અને કન્યાવિક્રય થાય છે. અમારું દુઃખ ટાળવાનો ઉપાય બાળલગ્નનો પ્રતિબંધ જેવો રિવાજ કાઢી નાંખવો તે છે. **લગ્નનું બંધારણ હોવાથી અમારે ઘર, જમીન અને બળદો વેચી લગ્ન કરવાં પડે છે.** આ પ્રમાણે જો વેચી વેચીને કરવાનો દિવસ રહેશે તો આગળ ઉપર અમારો વંશ પણ રહેશે નથી. કુળવાનો તરફથી જ્ઞાતિને બહુ દુઃખ છે પણ ખરા કુળવાનો દેસાઈ જ ગણાય, કારણ કે તેઓ કન્યાને પરણ્યા પછીથી છાંડતા નથી, તજી દેતા નથી. આપણું જે બંધારણ છે તેજ નુકસાનકારક છે અને અમને તે દુઃખ દે છે.

**પા. અમૃતલાલ માસ્તર - બાવળા.**

ના. દરબાર સાહેબનાં વચનો-બોધને અમે અંતઃકરણથી ટેકો આપીએ છીએ. આપણો જૂનો કહેવાતો રિવાજ જૂનો નથી પણ નવો જ છે. કારણ કોઈ શાસ્ત્રમાં નથી. આ રિવાજમાં ફેરફાર કરવાનો આ અનુકૂળ વખત છે, ફરીથી આવો વખત મળવાનો નથી. **આ રિવાજ કાયમ રહેશે તો આપણી જ્ઞાતિ બજાણીઆના જેવી થઈ જશે. એવું કહે છે કે સુધારકો મુઠીભર છે, પરંતુ જ્યાં જ્યાં તમે જોશો ત્યાં ત્યાં મોટા ફેરફાર મુઠીભર માણસોએ જ કર્યા છે. તેમની શિખામણ હઠીલા અમદાવાદીઓ**

**માનતા નથી કારણ એટલું જ છે કે લાંબા વખત સુધી તેમણે ઝેર પીધું છે અને તેમનાં શરીર ઝેર જ થઈ ગયાં છે એટલે સાકર ક્યાંથી પસંદ પડે?** સમયને અનુસાર કાર્યો કરવા દેવામાં તમે પથરા નાંખશો. તમારા હક્કને વળગી રહેશો તો તે હક્ક એક પૈસો ને સોપારીમાં ખુશ ખુશ થઈ જતાં બ્રાહ્મણો લઈ લેશે. આપણા માટે કેળવણી ફંડોની વ્યવસ્થા થવી જોઈએ અને ના. દરબાર સાહેબ તે હાથમાં લેશે તો ફંડો થવા કાંઈ મુશ્કેલ નથી. કોઈ કાર્યમાં આખી નાત અગર દેશ સંમત થાય એવું તો બને જ નહીં માટે આપણા રિવાજોમાં ફેરફાર કરવો તેજ શ્રેષ્ઠ છે.

**પા. ચતુરભાઈ ચાણસ્મા. (ગાયકવાડી વકીલ)**

આપણામાં જે બાળલગ્નનો રિવાજ છે તે જૂનો છે અને સિદ્ધરાજ રાજાના વખતથી એટલે ૯૦૦ વર્ષથી આ રિવાજ ચાલે છે. હાલ જે લગ્નનો રિવાજ છે તેની મુદત ટૂંકી કરવી નહીં. દશ વર્ષની જે હદ છે તે કાયમ જ રાખવી જોઈએ. કદાચ ફેરફાર કરવો હોય તો નાની ઉમ્મરનાં બાળક પરણાવવાં નહીં. અમારા રાજ્યમાં ના. ગાયકવાડ સરકારે જે કાયદો કર્યો છે તે અમારાથી મુશ્કેલીએ પળાય તેમ છે. આપણામાં દીકરી કરતાં દીકરો મોટો હોય તો પરણાવવાની અમને છૂટ મળે છે. ઊંચી કોમમાં જ ચાંલ્લો લેવામાં આવે છે માટે વિક્રય દેખાતો નથી અને આપણે નાતરાની કન્યા માટે વધારે બેસે છે માટે **આપણામાં જે લગ્નનો રિવાજ છે તેમાં ફેરફાર કરવાની જરૂર નથી.**

**મિ. પુરૂષોત્તમદાસ - વડોદરા.**

બાળલગ્ન વિશે અમારી સરકારે જે કાયદો કર્યો છે તેમાં આપણા માટે જે અપવાદ છે તે નીકળી જવાનો છે. ઘણા ભાઈઓ ગઈ વખતે દંડાઈ ગયા છે. કડી પ્રાંતમાંથી બે લાખ રૂપિયા જેટલા ખર્ચના બોજામાં આવી ગયા છે, અને હવેથી આવો કાયદા વિરુદ્ધ ગુનો કરશો તો સખ્ત દંડ કરવામાં આવશે. એવી અમારા ના. સરકારે ખાસ સૂચના આપી છે. અમારી ગાયકવાડી પ્રજાને દંડાઈ જવાનું જે દુ:ખ છે તે જોઈને **તમે અમદાવાદીઓ બેસી રહો અને બાળલગ્નનો રિવાજ કાયમ રાખો તે સારું નહીં. જો બાળલગ્ન બંધ થાય તો આપણે વિદ્યા, જ્ઞાન અને ખેતીવાડીમાં જરૂર આગળ વધીશું.** આપણા રિવાજમાં ફેરફાર થવાની ખાસ જરૂર છે. કારણ કે એક ખાડામાં ભરાઈ રહેલું પાણી જેમ લાંબા વખતે ગંધાઈ ઊઠે છે તેમ આપણા રિવાજમાં પણ થયું છે. આપણા કેટલાક સ્વાર્થ સાધુઓ પોતાના હિત ખાતર માતાજીની માન્યતાનું બહાનું લાવીને કડવા પાટીદારોને પાયમાલ કરી નાંખવાને તૈયાર થાય છે. તેઓ જૂઠા-ખોટા છે એવું પરમાત્મા સમજે છે. તેમને તો 'દુ:ખે પેટ ને કૂટે માથું' એવું કરવું પડે છે માટે આપણે તેનો વિચાર કરી આપણી આબાદી કરવા માટે

બાળલગ્નના રિવાજને દૂર કરો. લેઉવા આપણા કરતાં ઉચ્ચ સ્થિતિએ પહોંચ્યા છે તેનું કારણ તેમણે બાળલગ્ન છોડી દેઈ વિદ્યા પ્રાપ્ત કરી છે માટે આપણે પણ તેનો અટકાવ નહીં કરીએ તો ઉન્નતિ થઈ શકવાની નથી.

તમને વિચાર કરવાથી જણાઈ આવશે કે આપણને સુખી કરવા એવી રાજાની ફરજ છે. આપણા ગાયકવાડ સરકાર અને દરબારશ્રીનો પણ એ જ વિચાર છે. આપણને સુખી કરવા માટે જ તેડાવ્યા છે. આખી દુનિયામાં બાળલગ્નનો નિષેધ કરવામાં આવ્યો છે અને આપણે તેને વળગી રહીએ એ ઘણી શરમની વાત છે. આપણને ઊંચ સ્થિતિમાં લઈ જવા માટે ના. ગાયકવાડ સરકારે આપણા ઉપર કાયદા રૂપી અંકુશ મૂક્યો છે અને સુધારાવાળાઓએ પણ છૂટાં લગ્ન કરવાની ફરજ પાડી છે. આખી જ્ઞાતિમાં છૂટાં લગ્ન થઈ જવાના પ્રસંગો બન્યા છે. આ વખતે આપણને જે ઉમદા તક પ્રાપ્ત થઈ છે તે ભૂલી જઈશું તો ભવિષ્યની પ્રજા અને દંડાઈ જતા બન્ધુઓ આપણને ગાળો દેશે. ઘરડાંઓનો પ્રતિબંધ રહેતો જ નથી. ના. દરબારશ્રી તરફથી જે કહેવામાં આવ્યું છે તે યથાર્થ છે અને બાળલગ્ન અને જૂની રૂઢિનો અટકાવ થાય ત્યારે જ અમારું કલ્યાણ થવાનું છે. અમારી ગાયકવાડી પ્રજા તરફ લક્ષ આપવાની મારી વિનંતી છે.

**પા. કાળીદાસ માવાભાઈ સાંગવા.**

આ રિવાજમાં ફેરફાર કરવાની ખાસ જરૂર છે. ફક્ત અમદાવાદીઓ તેમના હક્કની મારામારી કરી ગયા પણ હું એ પૂછું છું કે - જે વખતે અમારા અજ્ઞાન ભાઈઓ કાયદાનો ભંગ કરવાથી દંડાઈ ગયા તે વખતે હક્કવાળા અમને કેમ છોડાવવા આવ્યા નહીં. કાયદાની બારીકી વિષે વિવેચન કરી જૂની રૂઢિ કહાડી નાંખવાની વિનંતી કર્યા બાદ બોર્ડિંગમાં છોકરા રાખવા વિષે સૂચના કરી હતી.

**પા. શિવલાલ પિતામ્બર ટીક્કર.**

આપણામાં બે વર્ષથી જે છૂટાં લગ્નો થઈ ગયાં છે તેનો વિચાર કરવા માટે ના. દરબાર સાહેબે આપણને તેડાવ્યા છે. આપણી જ્ઞાતિનું ભલું થાય તેવા જ ફેરફાર કરશો તો કલ્યાણ થશે. અમારા કાઠિયાવાડમાં બાળલગ્નથી પુષ્કળ નુકસાન થાય છે કારણ કે તેઓ અજ્ઞાન છે. બાળલગ્નથી અત્યાર સુધી અમારે ઘણું સોસવું પડ્યું છે. અમારા કાઠિયાવાડ, ઝાલાવાડ અને મચ્છુ કાંઠાના ભાઈઓ તરફથી હું અરજ કરું છું કે બાળલગ્નનો રિવાજ નાબૂદ કરી અમારું કલ્યાણ થાય તેમ કરશો.



**શ્રીયુત બેચરભાઈ રાયજીભાઈ - ગણપતપુરા.**

બાળલગ્નનો ફડચો કરવા - દૂર કરવા આપણે સર્વે એકઠા થયા છીએ. તેથી આપણને કેટલું નુકસાન થયું છે તે આપણા જાણવામાં આવી ગયું છે. લેઉવા આપણા

કરતાં આગળ વધી ગયા તેનું એ જ કારણ છે. બાળલગ્નથી આપણી શારીરિક સંપત્તિનો નાશ થાય છે. અમારી પ્રજા બાળલગ્નના કાયદાથી આપણી શારીરિક સંપત્તિનો નાશ થાય છે. અમારી પ્રજા બાળલગ્નના કાયદાથી મુક્ત થઈ શકે તેમ છે જ નહીં અને મુક્ત થવાથી અમારી ઈચ્છા પણ નથી માટે લગ્નનો રિવાજ છે તેમાં તમે ફેરફાર કરશો તો ઠીક છે નહીં તો અમારે તો અમારા સરકારના કાયદાને માન આપી ચાલવાનું જ છે.

**શ્રીયુત ચુનીલાલ વનમાળીદાસ - ભરૂચ.**

ના. દરબારશ્રીએ જે સુધારા જણાવ્યા છે તે ઈચ્છવા યોગ્ય છે, કારણ કે આપણા દેશની જ નહીં પણ કોઈ મુલકની ખેતી કરનારી પ્રજામાં દશ વર્ષે લગ્ન કરવાનો રિવાજ નથી. આ ખોટો રિવાજ કહાડી નાંખવાથી આપણને નુકસાન થશે નહિ. મારા મુરબ્બી 'પંડિત લાલન' ને ગુમાન દેવનાં સ્થળમાં એક પુરાણીએ એવો પ્રશ્ન પૂછ્યો હતો કે ના. ગાયકવાડ સરકારે અંત્યજ વર્ગને કેળવણી આપવા માંડી છે તો જાજરૂ કાઢવાનું કામ કોણ કરશે? તે વિદ્વાન શિરોમણિએ જવાબ આપ્યો કે તમે અભણ રહેશો તો તે કામ તમારે કરવું પડશે! માટે ભાઈઓ બાળલગ્નની રૂઢિ હશે ત્યાં સુધી બાળકો વિદ્યાભ્યાસ કરી શકશે નહીં અને ભીલ, કોળી આદિ નીચ વર્ણ આગળ વધશે, આપણા સારા ધંધાઓ તેમના હાથમાં જશે અને તેમના નીચ ધંધા આપણે કરવા પડશે. ૧૯ વર્ષની ઉમ્મર સુધીનું બાળક સગીર ગણાય છે, જડ વસ્તુઓનો વહીવટ કરવાનું કાર્ય પણ કાયદો તેમને સોંપતો નથી તો એવાં બાળકોને કન્યા જેવી નિર્દોષ ચૈતન્ય વસ્તુ કેવી રીતે સોંપી શકાય? આ ઉપરથી પણ તમે જોઈ શકશો કે આપણાં બાળલગ્ન પ્રતિબંધ રૂપ થાય છે. આ રૂઢિ કે પ્રતિબંધ તમે ગમે તે કહો પણ બંધ તે સુખકર્તા હોય જ નહીં? માટે વિચાર કરી અનાથ બાળકોને તે બંધમાંથી મુક્ત કરો. તમે પારસી, નાગર વગેરે આગળ પડતી જ્ઞાતિઓ જુઓ, તેઓ આપણા કરતાં સુખી છે, કેળવાયેલા છે તેનું કારણ આપણા જેવા બંધથી તે મુક્ત છે. બીજી જ્ઞાતિઓમાં બાળલગ્નનો આપણા જેવો ધારો નથી તેથી શું તેઓ કુધારાવાળા છે? નહીં જ. જો આપણા કેટલાક બંધુઓ જેઓ જૂની રૂઢિ તોડી નાંખવા ધારે છે તેઓ તથા જે જ્ઞાતિઓમાં તેવી નઠારી રૂઢિ નથી તે દરેક સારા છે. તેમને કુધારાવાળા માનવા તે આપણું અજ્ઞાન છે. આપણાં માતાજી જૂઠું બોલનારને, ચોરી કરનારને અને પ્રતિબંધો કરનારને છોડી દઈ, શું સુધારા કરનારને જ શ્રાપ દેશે? આપણા ધર્મશાસ્ત્રો જે મોટી ઉમ્મરે લગ્ન કરવાનું ફરમાવે છે તેને ખોટાં પાડીએ તો આપણે મ્લેચ્છ કહેવાઈએ. મુસલમાન, પારસી, ખ્રિસ્તી દરેક ધર્મવાળાનાં શાસ્ત્રો છે. આપણે પણ ચાર વેદ,

શ્રુતિ સ્મૃતિઓ વગેરે શાસ્ત્રો છે જે દરેકમાં બાળલગ્નની મનાઈ છે, તે સઘળાનું આપણે ઉલ્લંઘન કરીએ એ ધિક્કારને પાત્ર થઈ પડવાનું થાય છે. મનુ ભગવાને ધર્મશાસ્ત્રોમાં લખેલા નિયમો એ જ આપણી નાતના સાચા કાયદા છે. માણસોની ટૂંકી બુદ્ધિથી આફત વખતે ઘડાયેલા નિયમો તે ધર્મશાસ્ત્રના કાયદા નથી. આપણાં શાસ્ત્રોમાં કહ્યું છે કે 'कुपात्रे दानं दाता भवेत् दरिद्री।' કુપાત્રને દાન આપનાર દરિદ્રી થાય છે.' **કોઈ બ્રાહ્મણને તમે ઘસાયેલી પાઈ આપતા નથી - દાન કરતા નથી. કેળવણી આપ્યા સિવાયની કન્યા તે ઘસાયેલી પાઈ જેવી છે માટે કન્યાદાનમાં આપવા લાયક નથી.** તે જ પ્રમાણે વીસ વર્ષની અંદરના અભણ પુરુષને કન્યા આપવી તે પણ કુપાત્રને કન્યાનું દાન આપવા જેવું છે, તેવા કુપાત્રોને દાનમાં આપવી એ પોતાની બાળાના પ્રેમ, સૌંદર્ય, આનંદ કે જે ગુણો સંસારની શાળામાં ઉપયોગી છે તેનો નાશ કરાવનારી ક્રૂરતા દર્શાવવા જેવું છે. માટે બન્ધુઓ આપણાં ધર્મશાસ્ત્રોની આજ્ઞા મુજબ તમારા રિવાજનાં નઠારાં પ્રતિબંધનો તોડી નાંખી, બાળકોના આશીર્વાદ મેળવો કે જેથી તમને મુક્તિ મળે અને ના. દરબારશ્રીએ તમને બોલાવ્યા છે તેનું સાર્થક કર્યું ગણાય.

**પરી. વીઠાભાઈ પાટડી (આઠીઆ)**

ના. દરબારશ્રીએ આપણને જે સૂચનાઓ કરી છે તે ઉપર લક્ષ આપવાની ખાસ જરૂર છે. બાળલગ્નની રૂઢિમાં ફેરફાર કરો, નહીં તો આપણા બંધુઓ વધારે દુઃખી થશે અને આપણી નાતનો જે બંદોબસ્ત છે તે તૂટી છિન્નભિન્ન થઈ જશે.

**પા. અચરતલાલ પાટડી** (અમદાવાદના આઠીઆ પટેલ)

આપણે ભેગા થવાનું કારણ સુવિદિત છે. ના. દરબારશ્રીએ આપણને જે વચનો કહ્યાં છે તેની ભુંસાય નહીં તેવી છાપ તમારા હૃદયમાં પડી હશે. જે જે ગૃહસ્થોએ આપણી લગ્નની નઠારી રૂઢિ વિષે કહ્યું છે તે વિષે હું પુનરોક્તિ કરવા ઈચ્છતો નથી. આપણી જ્ઞાતિ અન્ય કોમો કરતાં પછાત હોવાનાં એ કારણો છે કે બાળલગ્ન અને વિદ્યા ભણવાનો અભાવ. આપણાં લેઉવા ભાઈઓ બાળલગ્ન કરતા નથી માટે તેઓ વિદ્યામાં આગળ વધી ગયા છે. બાળલગ્નનો રિવાજ આપણી દરેક સંપત્તિનો નાશ કરનાર આપણો શત્રુ છે અને વિદ્યાદેવીનાં દર્શન કરવા જવામાં પર્વત સમાન આડો આવે છે. આપણામાં નવ અને અગિયાર વર્ષનો લગ્ન કરવાનો રિવાજ હોવાથી બાળકોની યોગ્યતાનો વિચાર કર્યા સિવાય પરણાવી દેવામાં આવે છે. બબ્બે માસનાં બાળકોને પરણાવી દેવાનો અને ફૂલનો દડા-બાંહ્યવર જેવાં કૃત્રિમ. બનાવટી લગ્નો કરવાની આપણને ફરજ પડે છે. આ બધાનું કારણ લાંબી મુદતે આવતી તારીખ છે તે છોડી દઈ બીજે વર્ષે લગ્ન આવે તેવો રિવાજ કરવો જોઈએ. હાલમાં ચાલીશ

વર્ષથી ઉમિયા માતામાંથી લગ્ન કાઢવા માટે અમદાવાદના કેટલાક બન્ધુઓ વચ્ચે સ્પર્ધા ચાલે છે અને તે જ્ઞાતિબન્ધુઓના હિતમાં ખલેલ પહોંચાડે છે અને હંમેશને માટે તે સ્પર્ધાનો અંત આણવાની જરૂર છે વગેરે કહી ઉમિયા માતાજીની સંસ્થા માટે ફંડ એકઠો કરવાની ભલામણ કરી હતી.

**પારી. રામચંદ્ર ગોવિંદભાઈ પાટડી (આઠીઆ)**

મારી પહેલાં જે સર્વે બન્ધુઓ કહી ગયા તે ઇચ્છવા યોગ્ય છે. જ્ઞાતિનું હિત કરવા આપણે એકઠા થયા છીએ માટે આપણે દેવવૃત્તિ ધારણ કરવી જોઈએ. ના. દરબારશ્રી પાસે આપણી બધાની તકરારો એ જ છે કે બાળલગ્ન અટકાવો. પરંતુ આપણે સર્વે ભાઈઓએ તે તકરારનો ઇન્સાફ કરવાનું ના. દરબારશ્રીને સોપવું જોઈએ. પ્રો. જેઠાલાલભાઈએ જે જે કહ્યું છે તે યથાર્થ છે. તેમાં કિંચિત્ પણ ખોટું નથી. અમે ભણ્યા નથી માટે જ અમારી બુદ્ધિ સારી નથી. પણ ભણાય ક્યારે? બાળલગ્ન અટકે ત્યારે ત્યારે જ મગજશક્તિ વધે માટે બાળલગ્નથી જે હાનિ થાય છે તે અટકાવવી જોઈએ. બાળલગ્ન અટકાવવામાં ઘણા હેતુઓ છે. ના. ગાયકવાડ સરકારે આપણું રક્ષણ કર્યું છે. બાળલગ્ન અટકાવ્યાં છે, તે નામદારના કાયદામાં કોઈ સપડાય નહીં તે પ્રમાણે લગ્નનો રિવાજ કરવાની - ઠરાવવાની આપણે સર્વેએ ના. દરબારશ્રીએ વિનંતી કરવી જોઈએ.

**પા. આશાભાઈ ઇચ્છારામ - સાણંદ.**

આપણા ચાલુ રિવાજમાં સમયોચિત ફેરફાર કરવાની ખાસ જરૂર છે એવું દરેક જણ સમજે છે, પરંતુ પોતાની ઊંડી મતલબ - સ્વાર્થને લીધે સુધારાવાળાઓને નિંદે છે. પણ આ બધાં ફાંફાં છે. જેઓ સમજુ છે તે દરેકની એ જ ફરજ છે કે સઘળા ભાઈઓનું હિત્ત થાય તે પ્રમાણે જ કરવું જોઈએ. ના. દરબારશ્રીને મારી એ જ વિનંતી છે કે સર્વે ભાઈઓનું કલ્યાણ થાય તે જ પ્રમાણે ફેરફાર કરશો.

**પા. માધવજી ચેલદાસ - જેતલપુર.**

બધા ભાઈઓએ બાળલગ્નના રિવાજ વિષે જે જે કહ્યું છે તેને હું ટેકો આપું છું અને અમારા ગામ તરફથી આશા રાખીએ છીએ કે બાળલગ્નની રૂઢિમાં ફેરફાર કરશો.

**મિ. પુરુષોત્તમ તંત્રી - ક. વિ. વિરમગામ.**



આપણે જે પવિત્ર કાર્યની યોજના માટે એકઠા થયા છીએ તેનો આધાર આ સંસારને માટે જ નથી પણ બીજો સંસાર-પરલોકમાં પણ આપણી સદ્‌ગતિ થાય તે માટે એકઠા થયા છીએ અને તે કાર્ય એ છે કે બાળલગ્નના રિવાજનો ફડચો કરવો. જુદા જુદા માણસોના - સ્વાર્થ સાધુ સ્વભાવથી આપણે દોરાઈ જઈએ નહીં માટે ના.

દરબારશ્રી જેવા રાજર્ષિ પુરુષના અધ્યક્ષ તળે આપણે સર્વે ભાઈઓ એકઠા થયા છીએ. આપણે સાધારણ માણસો નથી પણ ક્ષત્રિય છીએ. આપણે ક્ષત્રિય જ્ઞાતિના પુરુષો બાળલગ્નના રિવાજને દૂર કરવા એકઠા મળ્યા છીએ. બાળલગ્નનો રિવાજ નઠારો છે, આપણને દુઃખ કર્તા છે એ ઘણા ભાઈઓ અને ના. દરબારશ્રી ખુદનાં વચનોથી પણ પુરવાર થઈ ચૂક્યું છે. દિલગીરી સાથે **કહેવું પડે છે કે જ્યારે આખી આલમ બાળલગ્નને ધિક્કારે છે ત્યારે આપણામાં બે - ચાર પુરુષો તેને પકડી રાખવાનો આગ્રહ કરે છે. જેઓ હવે તેને પકડી રાખવાની તૈયારી કરે છે. તેઓ અગ્નિને ઝાલવાની જ તૈયારી કરે છે.** આવી તૈયારી કરી કોઈ જ્ઞાતિને બાંધી રાખવા ઇચ્છતા હોય તો ભલે ઇચ્છે પરંતુ સમયાનુકૂળ ફેરફાર કરવો જ જોઈએ અને ભાઈઓને જે કાંઈ અડચણો હોય તેનો વિચાર કરી ઉત્તમ રસ્તો શોધી કહાડવો જોઈએ. **મનુભગવાને કાયદાઓ ઘડ્યા હતા, પરંતુ મહાત્મા યાજ્ઞવલ્કય અને પરાશર જેવા ઋષિઓ પણ તેમના વખતને તે કાયદા અનુસરતા નહીં હોય માટે પોતે તેમાં ફેરફાર કરી જુદા કાયદાઓ-સ્મૃતિઓ લખી ગયા છે અને સમય પ્રમાણે ધર્મશાસ્ત્રોમાં પણ સુધારા કર્યા છે** તો પછી આપણા લગ્નનો રિવાજ જે ધર્મના કાયદા પર આધાર રાખે છે તેમાં ધર્મશાસ્ત્ર મુજબ ફેરફાર કરવામાં આવે તો નવાઈ શી છે? મારી પહેલાંના વક્તા મિત્ર જીવણલાલભાઈ બાળલગ્નનાં લાભમાં બોલી ગયા છે, તેઓ તરફ મિત્રભાવે હું સંપૂર્ણ માનની દૃષ્ટિથી જોઉં છું પરંતુ તેમના એવા અવળા ભાષણથી મારા અજ્ઞાન બન્ધુઓ આડા રસ્તે ન ચડી જાય તે હેતુથી તેનું તારણ કાઢવા હું બે બોલ કહીશ. પોતે કહી ગયા કે 'બાળલગ્નથી ફાયદો છે' હા, છે. માત્ર તેમના જેવા કુલીન વરરાજાઓને જ, દુનિયાને નહિ. જો દુનિયાને આ રિવાજ હિતકર માલૂમ પડ્યો હોત તો ક્યારનીએ જીવણલાલભાઈની એક આચાર્ય તરીકે નામના નીકળી હોત ને તેમના ઉપદેશને ફૂલથી વધાવ્યો હોત. વધારામાં વળી પોતે કહી ગયા કે 'બાળલગ્નના રિવાજથી માતાજીનું મહત્ત્વ છે. આપણે ૧૯૬૬માં અત્રે મળ્યા ત્યારે પણ દરબારશ્રીએ વૈશાખ સુદી પડવેનાં માતાજીનાં લગ્ન કાયમ રાખવા ચુકાદો આપ્યો હતો.' પણ એ રિવાજથી તો મહત્ત્વને બદલે અમારી કુળદેવીની દુનિયામાં હાંસી થાય છે ને દેવઆજ્ઞાઓ જે શાસ્ત્રોમાં છે તેનાથી દેવીના નામે ચાલતો દુષ્ટ રિવાજ એક શરમભરેલું કામ થઈ પડ્યો છે. ગત બેઠક વેળા દરબારશ્રીએ 'સહુને મરજીમાં આવે તેમ ચાલવાને રસ્તો ખુલ્લો રહે છે' વગેરે કહી કાંઈપણ ચોક્કસ ચુકાદો આપ્યો નથી છતાં **મિત્ર જીવણલાલ દરબારશ્રીની રૂબરૂમાં જ આવું જૂઠું બોલી પોતાના હૃદયને - આત્માને ઠગી આત્મહત્યા કરવાનું મહાન પૂણ્ય વહોરી લે છે. વળી પોતે કહે છે કે 'સુધારાવાળા તો પોથીમાંનાં રીંગણાં જેવું કરે છે' હા કરે છે, પરંતુ તેવા સમાજિસ્ટો સાચા સુધારક**

**નથી પણ વેશધારી છે તેવું સહુ કોઈ કહે છે અને તેવાનાં કૃત્યોથી કાંઈ આખો સમાજ અને તેના સભ્ય સભાસદો દૂષિત થતા નથી.** મારા આ જ મિત્રે માત્ર સ્વાર્થ અને પોતાના કુલાભિમાનના હક્કને ખાતર સમાજના એક પોથીમાંના રીંગણાંવાળા મેમ્બરનો અચ્છો પાઠ ભજવ્યો છે. પોતે સમાજની સ્થાપના પહેલાં લાંબા વખતથી કૉન્ફરન્સ ભરાવાની હિલચાલ માટે વિરમગામ આવી સુધારા વિશે ભાષણો આપી ગયા હતા. પોતાની **પોળમાં જ મિ. જેઠાલાલભાઈ પ્રોફેસરને માનપત્ર આપવાના મેળાવડામાં પણ આ રૂઢિ વિરુદ્ધ ભાષણ આપી ગયા હતા. સમાજની પહેલી અને બીજી બેઠક વેળા બાળલગ્ન વિરુદ્ધ થયેલા ઠરાવોમાં પોતે અગ્ર ભાગ ભજવી એક સાચા સુધારક તરીકે વિચાર દર્શાવ્યા હતા,** પરંતુ અત્યારે પોતાના કુલીનભાઈની અવદશા સમયે પોતાના સેંકડોવાર ચોક્કસ કરેલા વિચારોમાં સુધારો કરી પોથીમાંનાં રીંગણાં બતાવી વખતે વખતે માણસ કેવો ફરે છે તેનો તાદશ્ય પુરાવો આપી ગયા છે, તો આપણે પણ તેમના વર્તન મુજબ વિચારી ફેરફાર કરવો જોઈએ. આગેવાનોએ બે વર્ષ પર આજ સ્થળે થયેલા મેળાવડામાં બતાવેલી હઠીલાઈનું ફળ ભોગવ્યું છે. જૂજ વખતમાં તેમનાં હૃદય વિદીર્ણ થઈ જાય તેવા વિચાર લોકોના બદલાઈ ગયા છે અને લગ્ન છૂટાં થઈ ગયા છે તેથી જ ને. ના. દરબારશ્રી 'સડ્યું હોય ત્યાંથી વાઢી' રહ્યું તેટલું સંભાળી, બંધન બાંધી સુધારો કરવા કહે છે. જો ના માનવું હોય અને સુધારાવાળાની પરીક્ષા પૂરી લેવાઈ ન હોય તો હજુ શું બગડી ગયું છે. ભલે તેઓ અગ્નિને અડી પરીક્ષા કરી લે. કેટલાક નાતબહાર મૂકી દીવો દેવતા બંધ કરવાની સતત ધમકી આપી રહ્યા છે પણ દીવો દેવતા સારુ હવે અસલની માફક મૂંઝાવું પડે તેમ નથી. માત્ર ચાર પૈસામાં દીવાસળીના ડઝન બોક્સ મળે છે માટે એ રસ્તે હવે ડરાવવું રહેવા દઈ સમયને પીછાની દરબારશ્રીની શિખામણ મુજબ ચાલવું ઠીક છે. નહીં તો આ વખતે બાજી હાથથી ગઈ તે ફરી હાથ આવવી નથી ને તદ્દન લગ્ન છૂટાં જ છે તેમ ચોક્કસ માનવું. એક - બે જણ એમ જ કહીને બેસી ગયા કે જૂનો રિવાજ સારો છે. પણ ભાઈઓ તે રિવાજ નઠારો છે તેની એ જ સાબિતી છે કે કોઈ બાળલગ્નના ફાયદા જણાવી શકતું નથી. ફાયદા જણાવવા કોઈ બહાર પડતા નથી અને માત્ર સારો છે એમ જ કહે છે તે કેવું અફસોસકારક છે. બીજું તેઓ ઉમાની પ્રતિષ્ઠા જાળવવાની હિમાયત કરે છે. હું એટલા માટે જ તેમને ધન્યવાદ આપું છું પરંતુ કઈ રીતે જાળવી શકાય એ જ પ્રશ્ન છે. માતાજીની પ્રતિષ્ઠા જાળવવાનું ના કહે તેવો કોણ મુર્ખ હોય! લગ્નની રૂઢિમાં ફેરફાર કરવાથી માતાની પ્રતિષ્ઠા ઘટતી નથી, પરંતુ આપણે તેના બાળકો છીએ. તેઓ સુખી થાય તે પ્રમાણે લગ્ન કરવાથી તેની પ્રતિષ્ઠા વધારે સચવાય છે, માતાજી રાજી થાય છે. માટે છેવટે તમને સૂજ ન પડે તો દરબારશ્રીના પગલે ચાલી

આપણું હિત સાધવું જોઈએ. એ મારી વિનંતી છે. પાછળની પ્રજા તમારી હાંસી ના કરે તેમ કરશો. (તાળીઓ).

જુદા જુદા ભાગોમાંથી આવેલા બન્ધુઓએ ચાલુ વિષય ઉપર આપણે જોઈ ગયા તે પ્રમાણે પોતાના અભિપ્રાયો દર્શાવ્યા હતા. દરમ્યાન અમદાવાદના પટેલો અને લગ્ન કહાડવાનો હક્ક ધરાવનારા તરફથી જાહેરખબરો વહેંચવામાં આવી હતી. સુધારાવાળાઓના મત દર્શાવનારું એક વિનંતી પત્ર-અરજી ના. દરબારશ્રીને આપી હતી અને સભામાં પણ કેટલાક માણસોને વહેંચી હતી. ના. દરબારશ્રીએ તે અરજી વાંચી સંભળાવવાનું કહેતાં સઘળાઓની સમક્ષ તેના સેક્રેટરીએ વાંચી સંભળાવી હતી. ત્યારબાદ,

**ના. દરબારશ્રીએ જણાવ્યું કે-**

'ભાઈઓ મેં જે આપને કહ્યું છે અને આપ સર્વેએ પોતાના મત દર્શાવ્યા છે, આપણે જે સાંભળ્યું છે તે ઉપરથી જણાઈ આવે છે કે આપણી રૂઢિમાં ફેરફાર કરવાની જરૂર છે. તે ફેરફાર કેવી રીતે કરવો તેનો વિચાર કરવા આપણે જુદા જુદા ભાગમાંથી આવેલા ભાઈઓની એક કમિટી નીમીએ અને તે કમિટી સર્વે ભાઈઓને અનુકૂળ આવે તેવો સગવડભરેલો રસ્તો કાઢી આપણને જણાવશે. આગળથી આવેલી નોંધો પ્રમાણે અમારી જાણમાં છે તે મુજબ જુદા જુદા ભાગના માણસોનાં નામ લખ્યાં છે અને જે ભાગમાં નવાં લખવા જેવાં હોય તે તમે કહો તે પ્રમાણે વધારો કરીશું.'

ત્યારબાદ કમિટીના મેમ્બરોનાં નામ વાંચી સંભળાવવાનું જણાવવાથી મે. કામદાર સાહેબે તે નામો વાંચી સંભળાવ્યાં. જે સઘળા વૃદ્ધ-આગેવાનો જ હતા. ભરૂચ અને કડી પ્રાંતના જથ્થા માટે ત્રણ નવાં નામો ઉમેરવાની ભલામણ થવાથી તે પ્રમાણે કરવામાં આવ્યું હતું જેથી સઘળા ભાઈઓ ખુશી થયા હતા. પરંતુ આ કમિટીને કામ કરવાનો વખત મળે અને ચુકાદો આપે તે પહેલાં તો, લગ્ન રૂઢિમાં ફેરફાર થવા દેવો જ નહીં એવો ઇરાદાથી વિરમગામ અને અમદાવાદથી આવેલા પાંચ - સાત માણસો પૈકી વિરમગામવાળા આઠીયા પટેલ મણિલાલ મગનલાલે કેટલાકના અગાઉના સંકેત પ્રમાણે ઊભા થઈને જણાવ્યું કે 'આ બધું કપટ છે. સમાજવાળાના જ નામ લખાયાં છે. ઠરેલ માણસો અને વૃદ્ધોનાં નામ લખાવાં જોઈએ. હું કહું તેટલાં નામ ઉમેરો.' આ પ્રમાણે કહી વિરમગામના નિમાયેલા પુરુષો ઉપરાંત બીજાં સાત - આઠ નામો લખી આપ્યાં. અમદાવાદવાળા મિ. જીવણલાલે પણ તેમજ કર્યું. તેમને સમજાવવામાં આવતાં તેઓ માન્યા નહીં અને દુરાગ્રહ તજ્યો નહીં તેથી સઘળા બન્ધુઓ નારાજ થઈ ગયા. મંડપમાં બડબડાટ થઈ રહ્યો. કોઈ કહે બાપા એ લોકો વિરમગામની નાત તરફથી બોલતા નથીઃ કોઈ કહે એમને બેસાડી દો, કારણ કે તેમને

વિરમગામની નાતે પ્રતિનિધિ તરીકે મોકલેલ નથી. માટે તેમને બોલવાનો હક નથી. એક ખૂણામાંથી એક યુવકે આવી વિનંતી કરી, કામદાર સાહેબ! અમારા સમાજવાળાનું કેમ કોઈનું નામ નહીં? કોણ જવાબ આપે! એક બેવકૂફ તો ના. દરબારશ્રી પાસે આવી એટલે સુધી કહી ચૂક્યો કે 'લોકોને નાત તોડી નાંખવી છે અને મોટા થવું છે પણ માતાજીએ જેને મોટા કર્યા હશે તેજ રહેશે.' વિશેષ દિલગીર થવા જેવું તો એ હતું કે એક - **બે વૃદ્ધ પુરુષો પણ ધોળામાં ધૂળ નાંખતા ઊભા હતા અને બહારથી સફેદ દેખાતા તેમના વાળનાં મૂળ કાળાં હોવાનો ખરેખર પુરાવો આપતા હતા. આ પ્રમાણે અવ્યવસ્થા થઈ જવાનું એ જ કારણ હતું કે ના. દરબારશ્રીની હદ ઉપરાંત ભ્રાતૃભાવની લાગણી અને મૂર્ખાઓનો સત્કાર. આ બધો ગડગડાટ ખતમ કરતાં-**

**નામદાર દરબાર સાહેબે જણાવ્યું કે -**

'અમે જે કાર્યને માટે બોલાવેલા છે તે સૌ ભાઈઓ જાણો છો. જેઓ અમને કહી ગયેલા કે નાત તૂટી જશે, તમે માથે નહીં રાખો તો કોણ રાખશે! એ જ પુરુષો અમે અત્રે જોઈએ છીએ, ઠીક છે! સર્વે ભાઈઓ કાલે સવારે નવ વાગે પધારશો અને અમારે જે કહેવાનું છે તે કહી દઈશું.'

ના. દરબારશ્રી તરફથી ઉપર પ્રમાણે છેલ્લાં વાક્યો સંભળાયા બાદ દરેક વૃદ્ધ કે યુવાન દિલગીર થઈ ગયા હતા અને તે નામદારને વિનંતી કરવાના વિચારમાં પડી ગયા હતા. વખત ઘણો થઈ જવાથી દીવાબત્તી વડે કામ લેવામાં આવ્યું હતું અને ના. દરબારશ્રીની તબિયત નાદુરસ્ત હોવા છતાં કલાકો સુધી ખંત અને સહિષ્ણુતા વાપરી સર્વે ભાઈઓની હકીકત સાંભળી હતી. લગભગ આઠ વાગે બેઠક બરખાસ્ત થયેલી જાહેર કરવામાં આવી હતી.

ત્યાર પછી સઘળા બંધુઓ વાડીમાં ભોજન લેવાને પધાર્યા હતા ત્યાંથી તે બીજા દિવસની બેઠક સુધીનો હેવાલ હવે પછી આપીશું.

**બીજો દિવસ : તા. ૧૩-૩-૧૯૧૨**

ગઈકાલની મુલતવી રહેલી બેઠક આજે સવારમાં નવ વાગતાં થવાની હોવાને લીધે વિરમગામના બે - ચાર માણસો સાથે અમદાવાદથી આવેલી ટોળી આઠ વાગે આવી રિપોર્ટરોને ફરતી અને અધ્યક્ષની નજીકની પહેલી બેઠકો દબાવીને બેસી ગઈ હતી પરંતુ વિરમગામ, અમદાવાદ અને બીજાં ગામડાંના આગેવાનો ને. ના. દરબારશ્રી હજૂર નવ વાગ્યાનો ટાઈમ તેમને વિચાર કરવા પૂરતો નહોતો તેથી બે વાગે રાખવા વિનંતી કરી આવ્યા હતા તેથી ટાઈમ બે વાગ્યાનો રાખ્યો હતો ને દરેક ઉતારે કહાવ્યું હતું છતાં ઉતારો પડ્યો મૂકી જે છેલાણીઓ અને ખટપટીઆઓ રખડતા હતા તેઓને

ખબર ન હોવાથી આઠ વાગ્યાના આગળની ખુરશીઓ પર ચઢી બેઠા હતા તેમને આવી બે વાગે વધારવાની ખબર આપી તેથી વિદાય થયા.

ખાનગી તપાસમાં એવું જણાયું કે જુદા જુદા ભાગમાંથી આવેલા બન્ધુઓ ના. દરબારશ્રીને અરજીઓ આપવાના હતા, તેમજ વિરમગામ, પાટડી અને અમદાવાદના કેટલાક વૃદ્ધ પુરુષોની વિનંતી ઉપરથી બેઠક મુલતવી રાખવામાં આવી હતી. સદરહુ આગેવાનો પૈકીના કેટલાક ડેપ્યુટેશન લઈને ના. દરબારશ્રી પાસે ગયા હતા.

આજની પહેલી ટ્રેનમાં પણ કેટલાક બંધુઓ બહારગામથી આવ્યા હતા. જે સઘળા નહાઈધોઈ પરવાર્યા બાદ બે વાગ્યા પછી મંડપમાં આવતા હતા. સવારની માફક અત્યારે પણ બેઠકો માટે **સભાના કામકાજમાં ખલેલ કરવાના ઈરાદાથી કેટલાક માણસો મામુનાયકની પોળવાળા અમદાવાદના પા. સકરાભાઈની સરદારી નીચે કોલાહલ કરી રહ્યા હતા.** કેટલાક સમજુ પુરુષો તેમનાથી દૂર બેસવાનું પસંદ કરી તેમનું નિરીક્ષણ કરતા બેઠા હતા. સવારની અને પછીની તોફાની વર્તણૂક જાણવામાં આવી જવાથી અધ્યક્ષની બેઠક નજીકની પહેલી ખુરસીઓ ઉપાડી લેવામાં આવી હતી. અઢી વાગ્યા પછી જે જે સદ્‌ગૃહસ્થો આવતા ગયા તેમને મિનિટ બે મિનિટ ઊભા રહેવું પડતું, પરંતુ તોફાનીઓને શાંતિથી જવાબ આપી લાયકને લાયક જગ્યાએ બેસાડવાની મિ. ઝીણાભાઈ દેસાઈની કાળજી પ્રશંસાપાત્ર હતી. ગામડાંઓમાંથી આવેલા ભાઈઓ ઊભા રહેવાનું જ પસંદ કરતાં પરંતુ ફરતાં ગામડાં સિવાયના દરેક ભાઈઓને બાંકડાઓ મગાવી બેઠક કરી આપવામાં આવી હતી.

સ્ટાન્ડર્ડ ટાઈમ ૩-૧૯ મિનિટે ના. દરબાર સાહેબ પધારવાની સૂચના થઈ કે મંડપના સઘળા ભાઈઓ ઊભા થઈ ગયા. ના. દરબારશ્રી અને યુવરાજશ્રીએ પોતાની બેઠક લીધા બાદ જુદા જુદા ભાગમાંથી આવેલા ભાઈઓ તેમના હાથમાં અરજીઓ લઈ આવતા જણાયા - કામદાર સાહેબે તે સઘળાને એક પછી એક પૂછ્યા બાદ જણાવ્યું કે -

'કોઈ પણ એક જ માણસ તરફની - ખાનગી અરજી લઈ શકાશે નહીં. જે ભાઈઓને અમુક ગોળ કે જથ્થા સમસ્ત અરજીઓ આપવાની હોય તેમણે જ આપવી.'

ત્યારબાદ નીચે પ્રમાણે અરજીઓ એક પછી એક વાંચી સંભળાવવામાં આવી હતી.



૧. ભાલ અને દસકોઈ તાલુકાનાં જુદાં જુદાં ગામો તરફની અરજી - મતલબ એ હતો કે, બાળલગ્નનો રિવાજ નાબૂદ કરી દરબાર સાહેબને યોગ્ય લાગે તેવો ફેરફાર કરવો.

૨. વડોદરા પ્રાંતની અરજી.
મતલબ. બાળલગ્નના રિવાજ માટે ઉત્તમ યોજના કરો. ના. ગાયકવાડ સરકારના કાયદાનો બાદ આવે નહીં.

૩. કડી પ્રાંતની અરજી.
મતલબ. કાયદાનો હેતુ સચવાય, હક્કો સચવાય અને નવું બંધારણ ઉત્તરોત્તર ચાલુ રહે.

૪. ભરૂચ જિલ્લાના પાટીદારો.
મતલબ. ટૂંક મુદતનાં લગ્નો કરી શકાય તેમ કરો. સુધારા કરો અને વિનંતી.

૫. અમદાવાદના આઠીયા તરફથી.
નવેસરથી બંધારણ કરો, સુધારા કરો પણ ૧૯૭૧ની તારીખવાળાં લગ્ન રદ કરો.

૬. વિરમગામવાળા મણિલાલ મગનલાલ તરફથી રજૂ કરનાર પા. જીવણલાલ અમૃતલાલ. અમદાવાદ હા. બન્ને. (જુદા કાગળિયાઓ ઉપર સહીઓ સાથે.)
મતલબ. આમંત્રણ અયોગ્ય રીતે થયાં છે. એક તરફી કામકાજ થાય છે. વ્યવસ્થાપકની પદ્ધતિ સારી નથી. સભા રીતસર નથી વગેરે.

૭. સુરત જિલ્લાના લાલ અને કાળા ચુડાવાળા. (૮૪ ગામના) મતલબ. સુધારો કરો. ના. દરબારશ્રી કરે તે કબૂલ છે.
મિ. પુરુષોત્તમ નાનાભાઈ વકીલ. (અમદાવાદના હક્કવાળા પટેલો. ઉપર થયા અને બોલવા લાગ્યા કે-
મે. દરબાર સાહેબ, સર્વે બંધુઓ હું બાળલગ્ન વિષે... અહીંથી અટક્યું - કામદાર સાહેબે જણાવ્યું કે ચાલુ વિષય ઉપર ભાષણ કરવાનો હવે ટાઈમ નથી. તે તો ગઈ કાલે પૂર્ણ થયું છે. તોપણ મિ. વકીલે ભાષણ શરૂ કર્યું. તેમને બે - ત્રણ વખત અટકાવ્યા, મહા મુશ્કેલીએ સમજ્યા, બફડ્યા, બેસી જવું પડ્યું.

૮. કડોલીના આગેવાનો. દરબાર સાહેબનું ભાષણ સારું છે તે પ્રમાણે ફેરફાર કરવાની અમે વિનંતી કરીએ છીએ.



૯. ઈડર પ્રગણાની અરજી.
મતલબ. જ્ઞાતિમાં તૂટફૂટ થઈ ગઈ છે. કેટલાક હક્ક જાળવવા ખેંચતાણ કરે છે. ગરીબ પીડાય છે. સુધારાવાળાની મહેનત અફળ થાય નહીં, તેઓ આપણા હિત માટે મહેનત કરે છે. અમારું કલ્યાણ થાય તેવા ફેરફાર કરો, રસ્તો કાઢી આપો.

૧૦. ચાર પટેલોની સહીવાળી અરજી. (અમદાવાદના આઢીઆ ને લગ્નના ટીલાવાળા) છુટાં લગ્નથી ખર્ચ વધી જશે માટે વિચાર કરવો.
૧૧. ચુંવાળના ૮૪ ગામ તરફથી અરજી.
ના. દરબારશ્રી લગ્નનો ફેંસલો કરો અને અમારે કબૂલ છે.
૧૨. મિ. પુરુષોત્તમ નાનાભાઈ વકીલ (ખાનગી)
આગેવાનો કોઈ નથી. પ્રતિનિધિઓ નથી માટે તેમની જરૂર છે.
૧૩. પા. ડાહ્યાભાઈ મૂળચંદ (હક્કવાળાની. ખાનગી)
સમાજવાળાની શિખવણીથી અરજીઓ આવે છે. જૂના રિવાજમાં ફેરફાર કરવાનો નથી.

આ વખતે સાણંદવાળા રા. સા. લલ્લુભાઈ હઠીસંગે ઊભા થઈને જણાવ્યું કે અમે કોઈના કહેવાથી અરજીઓ લાવ્યા નથી. એ જૂઠું બોલે છે. તેમની અરજી ખોટી છે. લેવી જોઈએ નહીં. અમને જે દુઃખો છે તે અમે જણાવ્યાં છે.

વળી બીજા માણસે જણાવ્યું કે એક જ માણસ રજૂ કરે તેવી અરજીઓ લેવાની ના કહી છે માટે લેવી જોઈએ નહીં.

ત્યારબાદ કામદાર સાહેબે જણાવ્યું કે આજે સવારમાં ના. દરબારશ્રી પાસે જઈને જે ગૃહસ્થો ખુલાસો કરી આવ્યા છે તેમણે સર્વે ભાઈઓને જણાવવું અને તેમને જે જે કહેવાનું હોય તેનો ખુલાસો કરવો.

શેઠ ગીરધરલાલ વિરમગામવાળાએ જણાવ્યું કે જેમ બાપાની ધ્યાન પડે તેવો નવો રસ્તો કહાડે અને જ્ઞાતિ તૂટી જાય નહીં તેવો નવેસરથી બંદોબસ્ત કરે તેમાં અમે ખુશી છીએ.

મિ. પુરુષોત્તમદાસ વકીલે જણાવ્યું - કે જે કરતું તે સંપૂર્ણ વિચાર કરીને કરવું, વિચાર ઉપર આવ્યા પછી કરવું એવી હું વિનંતી કરું છું. ત્યારબાદ ના. દરબાર સાહેબે જણાવ્યું કે - કમિટી નિમવા વિષે તમે જે સૂચનાઓ કરી ગયા હતા તે વિષે શું કહો છો? મિ. વકીલ કાંઈ ખુલાસો કરી શક્યા નહીં અને બાળલગ્ન ચાલુ રાખવા વિષે વિવેચન કરી બેસી ગયા.

પા. જીવણલાલે પણ એ જ મતલબનું અને ફેરફાર નહીં કરવા વિષે જણાવ્યું.

ના. દરબારશ્રીએ કહ્યું કે તમારે ખાનગી વિચાર કરવો હોય તોપણ હજી ઘણો  વખત છે માટે વિચાર કરી જુઓ. મેસર્સ જીવણલાલ અને વકીલ કાંઈ ખુલાસો કરી શક્યા નહીં. બેઠક આવતી કાલ સવારના નવ વાગ્યા ઉપર મુલતવી રહી અને પાંચથી છ વાગ્યાની અંદર દરેક ભાઈઓ જમી રહી પરવાર્યા બાદ પોતપોતાને ઉતારે ગયા હતા.

## ત્રીજા દિવસની છેલ્લી બેઠક : તા. ૧૪-૩-૧૯૧૨

આજનું પ્રભાત મંગળકારી હોય તેવું શાન્ત દેખાતું હતું. નવ વાગ્યાથી બધાભાઈઓ આવવા લાગ્યા હતા અને સાડા નવ પછી ઘણા આવી ગયા હતા. વૃદ્ધ પુરુષો માટે જગ્યાઓ રાખી પોતપોતાની લાયકાત અનુસાર યોગ્ય જગ્યાએ બેસતા હતા. સઘળા ભાઈઓ આવી જવા પછી મે. કામદાર સાહેબે સૂચના મોકલી હતી અને ના. દરબારશ્રી અને યુવરાજશ્રી ૯-૫૦ મિનિટે પધાર્યા હતા. કામકાજની શરૂઆત કરતાં તે નામદારે જણાવ્યું કે,-

'આપણી આગળ જે સવાલ છે તેનો અમે વિચાર કરી જોયો. અમે અમારા શરૂ ભાષણમાં જણાવ્યું તે પ્રમાણે ફેરફારની અગત્ય છે, તોપણ અમને લાગે છે કે હજુ આમાં વિશેષ મનન કરવા જેવું છે. શ્રીમંત ગાયકવાડ સરકારના મૂલકમાં વસતા આપણા જ્ઞાતિ ભાઈઓ સંબંધીનો સવાલ બારિકાઈથી વિચારવા જેવો છે તો આ બાબતમાં પુખ્તપણે વિચાર થયા બાદ અમો જે વિચાર ઉપર આવીશું તે પાછળથી આપને જણાવીશું.

જ્ઞાતિ ઉન્નતિ ફંડના સંબંધમાં અમે જે વિચારો આગળ બતાવ્યા છે તે બાબત ઠીક લાગે તો હાલ અત્રે વિચાર કરવાનું શરૂ કરશો.'

**મે. કરશનદાસે** (સમાજના પ્રમુખે) જણાવ્યું કે-

અન્ય જ્ઞાતિઓની સાથે આપણે જે હલકા દેખાઈએ છીએ તેનું કારણ આપણામાં કેળવણીનો અભાવ છે. ખેતીના ધંધાથી કોઈ હલકા ગણાતા નથી. તે તો ઉત્તમ ધંધો છે તેમજ નિર્દોષ પણ છે. આપણા કરતાં હલકી કોમોએ પણ કેળવણી માટે મંડળો સ્થાપી ફંડ એકઠાં કર્યાં છે અને પોતાની આબાદી વધે તે પ્રમાણે ઉપાયો કરે છે. આપણે પણ કેળવણી માટે પ્રયત્ન કરવો આવશ્યક છે. કેળવણીનો અર્થ બહુ જ બહોળો છે. **સાપ વગેરે જનાવરોમાં જે ઝેર છે તે ઝેરને પણ કેળવીને દવાના-માણસના ઉપયોગમાં લઈ શકાય છે. જે ઝેર માણસનો જીવ લે છે તે જ પ્રાણ બચાવે છે. કેળવણી આપવાથી જાનવરો ફરી જાય છે, માણસ જેવાં કામો કરે છે તો માણસ કેળવાય તો કેવું સારું કામ કરે? આપણા પૂર્વે થઈ ગયેલા ઋષિઓનાં કૃત્યોથી પશ્ચિમની પ્રજા અચંબો પામે છે.** ભીમસેન જેવા મહારથીઓ આપણામાં થઈ ગયા છે તે પણ શારીરિક કેળવણીનો જ પ્રતાપ હતો. માટે એવા ભગીરથ પ્રયત્ન આપણે જો નહીં કરીએ તો અધમ દશામાં જ રહેવું પડશે. કોઈ પણ પ્રકારનું જ્ઞાન સંપાદન કરવા માટે વિદ્યા ભણવી પડે છે. પહેલાંના વખતના વિદ્યાર્થીઓ જંગલમાં (ઋષિઓના આશ્રમમાં) અભ્યાસ કરતા, પરંતુ હમણાં ગામો કે શહેરોમાં અભ્યાસ થઈ શકે છે. કોલેજો કે હોટલોમાં રહી અભ્યાસ કરવામાં આવે છે. કેળવણી લેવા માટે ખર્ચ કરવું

પડે છે તે સિવાય મળી શકતી નથી. આપણો મોટો ભાગ નિર્ધન છે. આપણા લેઉવા ભાઈઓ વડોદરામાં ત્રીજા ભાગનો હોદ્દો ભોગવે છે અને આપણે નથી ભોગવતા તેનું કારણ એ છે કે તેઓ વિદ્યામાં આપણાથી વધી ગયા છે. આપણા કેટલાક ભાઈઓને કેળવણી લેવાની તક મળતી નથી, તેમના માટે કોઈ પ્રકારની સગવડ હોતી નથી. અન્ન આપવા કરતાં કેળવણીનું દાન વિશેષ ફળદાયક છે. કેળવણી આપવા માટે દ્રવ્યની જરૂર પડે છે એટલે આપણે એક ફંડ એકઠું કરવાની જરૂર છે. હંમેશના માટે રહે તેવી કાયમ સંસ્થાની જરૂર છે. આપણા ઘણા ભાઈઓ કેળવણી વિશે સંમત જ હોય છે. કદાચ સાંસારિક બંધનમાં ભિન્નતા પડે પરંતુ આમાં તેવું થવાનો સંભવ નથી. ગમે તેવા મત કે વિચારના માણસો આ સંસ્થામાં આવી શકે તેવું એક મંડળ સ્થાપવાનો અમે વિચાર કર્યો છે. તે મંડળનું નામ શ્રી ક. પા. હિતવર્ધક મહામંડળ એવું રાખવામાં આવ્યું છે. તેમાં મેમ્બરોના ત્રણ વર્ગ રાખવામાં આવ્યા છે. આ મંડળને રજિસ્ટર કરાવવાનો ઉદ્દેશ છે એટલા માટે કે આપણામાં જે અપંગો હોય તેને ખોરાક આપવો, ઉપયોગી જણાય તેવાં અંગ્રેજી પુસ્તકોના ગુજરાતીમાં તરજુમાં કરાવી વહેંચવા, જૂજ કિંમતે ખેતીવાડીનાં સાધનો પૂરાં પાડવાં વગેરે બાળકોને વિદ્યા ભણાવવાનો ઉદ્દેશ પણ રાખેલો છે. આ સંસ્થાની એવી ગોઠવણ રાખી છે કે તેમાં સારા સારા માણસો જ આવશે અને તેનું આ એક મંડળ થશે, તેઓ ભેગા થઈ આપણા હિત માટેના વિચારો કરી શકશે. તે **મંડળની લાગવગથી આપણે અંગ્રેજ સરકાર સાથે પણ કેટલુંક કામકાજ કરી શકીશું.** આપણા મંડળના અધ્યક્ષ થવાની ના. દરબારશ્રીએ કબૂલાત આપી છે અને આ ફંડમાં રૂ. ૧૫૦૦૦ આપ્યા છે (તાળીઓ) વળી કેટલાક ગૃહસ્થોએ પણ સારી રકમો ભરાવી છે, માટે તમે પણ તેમાં ભરશો એવી આશા છે. વારંવાર એકઠા થવાના પ્રસંગ બનતા નથી. જ્ઞાતિ હિત કરવાની આ ઉત્તમ તક છે. ગામ સમસ્ત ઓછામાં ઓછી જે. રૂ. ૨૫૧ની રકમ છે તે આપવાથી પણ ત્રીજા ક્લાસનો ગામ તરફથી એક જણ મેમ્બર થઈ શકશે.

આ પ્રમાણે થયેલું આપણી જ્ઞાતિનું પ્રતિનિધિ મંડળ ગણાશે અને ખેતી, વેપાર, ઉદ્યોગમાં આપણા ભાઈઓને મદદગાર થઈ પડશે.

ઉપર પ્રમાણેનું ભાષણ ખલાસ થતાં ફંડમાં રકમો ભરાવા માંડી હતી અને દેસાઈ નારૂભા સાહેબ, શેઠ મફતભાઈ, શેઠ ચંદુભાઈ, ડૉ. પિતામ્બરદાસ, મે. કરસનભાઈ, શેઠ રતીલાલ સીતવાળા, શ્રીયુત્ બેચરભાઈ (ગણપતપુરાવાળા) શેઠ ગોરધનભાઈ અને શેઠ દામોદરદાસ હીરાચંદ વગેરેએ ફંડ ભરાવવામાં સારી મદદ કરી હતી. શુભ પ્રયાસના પરિણામે **રૂ. ૭૦ હજાર જેવી ગંજાવર રકમ બે કલાકના જૂજ વખતમાં ભરાઈ ગઈ હતી.**

જમવાનો વખત થઈ જવા છતાં, મંડપમાં ૧/૩ જેટલા ભાગના મેમ્બરો હાજર હતા. ના. દરબારશ્રી વગેરે પણ છેક બપોરના ૧-૧૦ સુધી બેસી રહ્યા હતા. ત્યારબાદ સર્વે ભાઈઓ પોતપોતાને સ્થાનકે જમવા પધાર્યા હતા અને બપોરના ત્રણ વાગ્યા ઉપર મીટિંગ મુલતવી રહી હતી.

**બપોર પછીની બેઠક.**

સુમારે ત્રણ વાગી ગયા પછી સર્વે ભાઈઓએ મંડપમાં આવવાનું શરૂ કર્યું હતું. ના. દરબારશ્રી અને યુવરાજશ્રી ચાર વાગ્યા પહેલા પધાર્યા હતા. કામની શરૂઆત કરતાં ફંડમાં નાણાં ભરવાનું કામ ચાલ્યું હતું અને મે. કામદાર સાહેબે ફંડમાં નાણાં ભરનારા ભાઈઓ સદ્‌ગૃહસ્થોનાં મુબારક નામ વાંચી સંભળાવ્યા હતાં. (જે સ્થળ સંકોચને લીધે છેવટે આપ્યા છે.) કડી પ્રાંત, સુરત જિલ્લો વગેરે દૂરના ભાગોમાંથી ફંડ ભરનારાઓની જાણ માટે નીચે પ્રમાણેનો ખુલાસો મે. કરશનદાસે કર્યો હતો.

કેળવણીના ફંડમાંથી બોર્ડિંગ ફક્ત અમદાવાદમાં જ સ્થપાય તો દૂર રહેનારા ભાઈઓને તેનો લાભ મળી શકે નહીં તેવી શંકા થવાનો અત્રે પ્રસંગ ઊભો થવા જેવું છે. પરંતુ આ સંસ્થા વિષે તેવી શંકા ઉદ્‌ભવવાનો પ્રસંગ ઘણો જ ઓછો છે. આ ફંડમાં જે નાણાં ભરનારા સદ્‌ગૃહસ્થો હશે - મેમ્બરો હશે તે આપણી. સમગ્ર જ્ઞાતિના પ્રતિનિધિરૂપ હોવાથી તેમની મદદથી ના. સરકારો પાસેથી આપણે ઘણી મદદ મેળવી શકીશું તેમજ આ મંડળથી આપણું આખા દેશમાં વજન પડશે. આપણો વહીવટ અને વ્યવસ્થા સારા પ્રકારની જોઈને ના. સરકારો પણ આપણને સારી મદદ કરશે, આપણને પૈસા આપી ખેતીવાડીનાં ઓજારો, કૂવાઓનાં બોરિંગ કામ વગેરે આપણી મારફત જ આપણી ઇચ્છા પ્રમાણે કરશે. તેમને અરજ કરનારું એક મંડળ જોઈએ તે આપણું આ મંડળ છે અને આપણી દરેક અરજ તે સાંભળશે. આપણાં ફંડમાં રકમો ભરાઈ હશે તે તરફ લક્ષ આપી જ્યાં જ્યાં બોર્ડિંગો ખોલવાની જરૂર જણાશે ત્યાં ત્યાં તે ખોલવામાં આવશે એટલું જ નહીં પણ તે સિવાયની જે મદદો આ ફંડમાંથી કરવાની છે તે દરેક સ્થળે અપાશે. આ ફંડની મોટી ઑફિસ અમદાવાદમાં રહેશે અને જુદા જુદા ભાગોમાં ખોલેલી સંસ્થાઓ તેની શાખાઓ ગણાશે જે દરેકને મોટી ઑફિસમાંથી મદદ મોકલવામાં આવશે. દેશ - પરદેશ કેળવણી લેવા માટે આપણા ફંડમાંથી વિદ્યાર્થીઓને મોકલી શકાશે અને દરેક જગ્યાએ સ્થળના પ્રમાણમાં જ્યાં જ્યાં જરૂર હશે ત્યાં શાખાઓ ખોલવામાં આવશે - આ મોટા ફંડવાળી સંસ્થાની બીજી પેટા સંસ્થાઓ દ્વારા મદદ આપવામાં આવશે. સુરત જિલ્લામાં જે રૂ. ૧૨ હજારનું કેળવણીનું ફંડ છે તે વગેરે ફંડો બની શકશે તો આ ફંડ સાથે જોડી દઈ એક જ મોટી સંસ્થા રાખી તે મારફત વહીવટ કરવામાં આવશે. આપે જે ઉદારતા દેખાડી

છે તે પ્રમાણે હંમેશાં મદદ કરશો.

વધારામાં જણાવ્યું કે માતાજીની સંસ્થા માટે એક ફંડ ખોલવાની જરૂર છે એટલે લગ્ન વખતે દરેક ભાઈઓ સવા રૂપિયો લગ્ન દીઠ આપે તો તેમાંથી એકઠાં થયેલાં નાણાંની અરધી રકમ માતાજીની સંસ્થા માટે વપરાશે અને અરધાં નાણાં આપણા ફંડમાં લેવામાં આવશે એ પ્રમાણે બેઉ અર્થ સરશે. (તાળીઓ.)

ત્યારબાદ સ્ટાન્ડર્ડ ટાઈમ ૫-૪૫ મિનિટે ના. દરબારશ્રી અને યુવરાજશ્રીની છબી લેવામાં આવી હતી.

**શ્રીયુત્ અમરસિંહભાઈ - ધ્રાંગધ્રા.**

આજે આપણે જે ઉત્તમ વાતાવરણ બાંધ્યું છે તેને લઈને મહાન કાર્યો કરી શક્યા છીએ અને આપણો આ સમાજ હંમેશાં આપણને યાદ રહી જશે. આપણે પ્રારંભ શુરા કહેવાઈએ છીએ - શરૂઆતમાં બહુ સારુ કરી બતાવનારા છીએ પરંતુ આવી સારી અસર કાયમ રહેવી જોઈએ. તેને ટકાવી રાખવાથી જ કામ થઈ શકે છે. આ ફંડમાં મદદ કરવા વિષે કેટલાક ગૃહસ્થોએ પોતાના વડીલો વગેરેને પૂછવા ઉપર રાખ્યું છે, આપણે પૂછવું પડે પરંતુ આપણા મગજ ઉપર માતૃભાષાની-પ્રેમની જે લાગણીઓ અત્યારે ઉત્પન્ન થઈ છે તે કાયમ રહેવી જોઈએ. ઘેર ગયા પછી ભુંસાઈ જવી જોઈએ નહીં. કોઈ કામ માટે આપણે નિશ્ચય કર્યો હોય જે પરોપકારી કાર્યો કરવાની આપણને ઊલટ હોય તેમાં ઢીલ થવાનો સંભવ દેખાય ત્યારે આપણા જે અજ્ઞાન ભાઈઓ સાધારણ નજીવી બાબતોમાં બાધા-આખડી રાખે છે તેમ આપણે પણ આપણા મહાન કાર્ય માટે બાધા રાખવી જોઈએ. ત્યારે જ યાદ રહે, નહીં તો આપણે ઘર તરફ વળ્યા, ધંધા-રોજગારમાં પડ્યા કે વ્યવસાયને લીધે ધીમે ધીમે આપણી ઊલટ મંદ થઈ જાય છે - બધું ભૂલી જવાય છે. શુભ કાર્યોમાં ઘણી વખત તો કાગળ પત્રોમાં જ વખત વીતી જાય છે અને જુસ્સો હોય તે ધીમે ધીમે મંદ પડી બધું ભૂલી જવાય છે, માટે મારી એ ખાસ વિનંતી છે કે આજે મહાન કાર્ય આપણે માથે લીધું છે એ કામ ભૂલી જવાય નહીં તેની કાળજી રાખવી એ જ કાર્યદક્ષતાના ગુણો સંપાદન કરવાની રીત છે.

મે. કરસનભાઈએ આપણને કહ્યું છે કે આપણા આ મહાન કાર્યનું અધ્યક્ષપણું આપણા શિરોમણિ ના. દરબારશ્રીને સોંપી તેમના આશ્રય તળે જ આપણે કામ કરીશું તે ઉપરથી આપ સર્વે ભાઈઓને ખાતરી થશે કે આપણો ભગીરથ પ્રયત્ન સફળ થયેલો જ છે. કોઈપણ કાર્યમાં નિષ્ફળ જવાનો અથવા તો નાણાંનો ગેરઉપયોગ થવાનો ભય રહેતો નથી. નાણાંની બરબાદી થવાનો તો સંભવ જ નથી માટે જે ભાઈઓએ રકમો ભરી છે અને જેઓ ભરવાની ઈચ્છા ધરાવે છે તેમણે પોતે આપેલા દાનનો

ઉત્તમ ઉપયોગ થશે તે વિષે સંપૂર્ણ ખાતરી રાખવી. વળી આપણને દાનસુરા કહેવામાં આવે છે. અને નક્કી થઈ ગયું છે કે આપવામાં આપણા કણબી બાપા જેવો સ્થિતિના પ્રમાણમાં કોઈ વર્ગ દાનેશ્વરી નથી, પરંતુ દાન કરવા વિષે શાસ્ત્રોમાં સુપાત્રે દાન કહ્યું છે. આપણે અહીં જે દાન કરીએ છીએ તે એ જ પ્રકારનું છે, આ દાનથી સ્વાર્થ અને પરમાર્થ બે પ્રકારનું હિત સચવાશે. આપણાં જ બાળકો માટે પૈસા ખરચીએ છીએ અને તેમને કેળવવા માટે જ આપણે દાન કરવાનું છે. આપણામાં એક કહેવત છે કે -

**નામ રહંતાં ઠકરાં નાણાં નહીં રહંત;**
**કીર્તિકેરાં કોટડાં પાડ્યાં નહીં પડંત.**

આ કહેવત યથાર્થ છે આપણે એવા ઘણા શ્રીમંતો જોયા છે કે જે પાંચપચાસ વર્ષે ગરીબાવસ્થામાં આવી ગયા છે પરંતુ પોતાની સારી સ્થિતિમાં જેમણે પરમાર્થ કર્યો છે - સુપાત્ર દાન દીધાં છે તેમની કીર્તિ રૂપી નામનાઓ આજે અમર રહેલી છે. સાધારણ સ્થિતિમાં પણ ચડઊતર થયા જ કરે છે માટે શુભ કાર્યોમાં 'યથાશક્તિ મદદ કરવી તે પરલોક અને આલોક બેઉનું સાર્થક કરવા જેવું છે. આપણામાં કહે છે કે નાણું મળે છે પણ ટાણું મળતું નથી.' ભાઈઓ! ટાણાનો જે અર્થ થાય છે તે આજ પ્રકારનાં ટાણાં હોય છે. આ પ્રસંગ આપણને કેટલા વર્ષે પ્રાપ્ત થશે, આખી જ્ઞાતિના ભાઈઓ ક્યારે એકઠાં થઈશું તે આપણે હાલ કહી શકતા નથી માટે આપણું આ ઉત્તમ ટાણું છે. તે ટાણે અવસરે હિતનાં કાર્યો કરવાં એ આપણા દરેકને માટે આવશ્યક છે. અત્યારે આપણે જે જે રકમો ભરીએ છીએ તે મોટી દેખાય છે, પરંતુ જ્યારે આપણી સ્થિતિ સુધરશે ત્યારે - આપણી પ્રજાને ભવિષ્યમાં આપણે કરેલી મદદ નજીવી જ લાગશે. આપણા મનમાં વધઘટ કરવાથી વિલંબ લાગે છે અને શુભ કાર્યો કરવાનાં કેટલીક વખતે રહી જાય છે, માટે શુભ કાર્યમાં વિલંબ કરવો જ નહીં.

આજે યોજના કરવાની છે તેનો એક લાભ એ છે કે આપણે સર્વે ભાઈઓ પ્રસંગોપાત્ત એકઠા થઈ શકીશું આપણા એકબીજાના વિચારો લેવાશે - દેવાશે. આપણા દુઃખ સુખ એક બીજાની જાણમાં આવશે અને જે જે ભાગના ભાઈઓને જે જે પ્રકારનાં દુઃખ હશે તેનો વિચાર થઈ શકશે. આ મંડળથી ખેડૂત વર્ગમાં મોટો ફાયદો થશે. આ નાણાંનો મોટો ભાગ ખેતીનાં જ કાર્યો માટે ખરચવાની ઇચ્છા છે. અમેરિકાના ખેડૂતોના ઉદ્યોગમાં તેઓનો મોટો આધાર આવા પ્રકારનાં મંડળોનો જ છે. આપણે ખેતીવાડીની જે પદ્ધતિ લઈ બેઠા છીએ તે છોડતા નથી. તેમાં સુધારા કરવાની આપણને ઇચ્છા થાય છે, પરંતુ સાધનો-જ્ઞાનના અભાવે આપણે કરી શકતા નથી. એક કરે તેમ બીજા કરે છે. કરી દેખાડવા માટે જ આ મંડળની મોટી જરૂર હતી અને આપણને

ખેતીવાડીની ઉત્તમ પદ્ધતિ ઉપર આ મંડળ ચડાવશે એવી વક્કી રાખવી જોઈએ. **આ મંડળ તરફથી કેળવાયેલા વિદ્વાનો ખેતીવાડીનો અભ્યાસ કરી આપણને પણ અભ્યાસ કરાવશે. કરી દેખાડશે અને તેમ થવાથી આપણે જલદી આગળ વધીશું. ખેતીવાડીને લગતાં સારા ઉપયોગી પુસ્તકો આપણને પૂરાં પાડશે અને તે વિશે દરેક માહિતી મળી શકશે. એક જ બાળક જો ખેતીવાડીમાં નિપુણ થશે તો એવા એકવીશ કરશે.** આપણા વિદ્વાન ભાઈઓનો જ દાખલો જુઓ. જૂજ વિદ્વાનો આપણી મોટી સંખ્યાને કેવા સારા રસ્તે લઈ જાય છે! (તાળીઓ) માટે આવાં કાર્યો માટે પૈસાનો આપણે ભોગ આપીએ તે કાંઈ વિશાતમાં નથી. આપણા પોતાના માટે-સ્વાર્થને માટે જ આપણે ભોગ આપીએ છીએ એમ સમજી આપણો જે આ ઉત્સાહ છે તેને મંદ થવા દેશો નહીં. પાછળથી આપવાની જે ભાઈઓની ઇચ્છા હોય તેમણે તેમ કરવું પરંતુ આ વિષે પોતાના મનમાં ગાંઠ વાળવી-બાધા લેવી કે મારા ભાઈઓને કેળવવા માટે મારે નાણાં ખરચવાનાં જ છે. આ ફંડ જેટલું મોટું થશે તે પ્રમાણમાં આપણે કાર્યો કરી શકીશું. કેળવણીના મોટા મ્હોટા પ્રયોગો આદરી શકીશું. જે જે બાબતમાં આપણે પછાત છીએ તેમાં આગળ વધીશું, પરંતુ એ વાત હંમેશાં ધ્યાનમાં રાખવી કે આપણે અન્ય કામો કરતાં પાછળ પડી ગયા છીએ માટે ભાઈઓ! આપણે જો ઉતાવળા પગલે ચાલીશું તો જ તેમને પહોંચી શકીશું નહીં તો જેઓ આગળ વધે છે. ચાલે છે તેમને આપણે પહોંચી શકીશું નહીં. ઉતાવળા ચાલવું તે આપણા જ હાથમં છે માટે ભાઈઓ મારી એ જ નમ્ર વિનંતી છે કે આપણે તેમને આગળ વધતા જોઈ જેમ જેમ વિશેષ ઝડપથી હીંડીશું તેમ તેમ આપણે પણ આગળ વધીશું. નહીં તો પહોંચી શકાશે નહીં. છેવટે મારા સર્વે ભાઈઓને હું એ જ વિનંતી કરું છું કે આપણે સર્વેએ જે જે અત્રે જોયું છે તે આપણાં ગામોમાં, અન્ય ભાઈઓને જણાવશો અને જ્ઞાતિ હિતના કાર્યોમાં ઉત્સાહ રાખી ભ્રાતૃભાવનું અભિમાન રાખી મદદ રૂપ થઈ પડશો. ત્યારબાદ શ્રી ઉમિયા માતાજીના મેળા સંબંધી તેમણે સૂચના કરી કે-

વૈશાખ સુદ ૧૫ના દિવસે દર વર્ષે આપણી કુળદેવી - **ઉમિયા માતાનો ઊંઝામાં મેળો ભરાય છે તેમાં દરેક બન્ધુઓએ પધારવું જોઈએ. તે આપણી માતા છે તેના ઉપર જેટલી શ્રદ્ધા રાખીએ તેટલી ઓછી છે. જો આપણે તેના પુત્રો હોઈએ તો એકાદ વખત વર્ષે દહાડે આપણે તેનાં દર્શન કરવાં જ જોઈએ.** આપણા ઘણા ભાઈઓ માતાજીની આમન્યા આમન્યા કરી કરીને બૂમો પાડે છે પણ પાંચ - દશ વર્ષે પણ તેના દર્શન કરતા હોય એવા ભાગ્યે જ કોઈ નીકળી આવશે. આપણે તેના બાળકો છીએ માટે આપણી શ્રદ્ધા તો એના જ ઉપર હોવી જોઈએ. કોઈ અંબાજી જાય છે, બૌચરાજી જાય છે એમ ઘણી માતાઓને માને છે તો ભલે માને. તે સર્વે

માતાઓ જ છે. પણ આપણી જે માતા છે તે તો ઉમિયાજી છે અને ત્યાં જ આપણે જવું જોઈએ. ત્યાં મેળો ભરાય છે તેમાં એ અર્થ સચવાય છે. એક ધર્મ અને બીજા સગાંવહાલાંને મળવાનો - એકબીજાના વિચારો લેવાદેવાનો પ્રસંગ મળે છે. જે ભાઈઓ વિદ્વાન-જ્ઞાની છે તેઓ પોતાના જ્ઞાનનો ઉપયોગ આપણા ભાઈઓને આપવામાં કરે છે, વ્યાખ્યાનો થાય છે. સગાં સંબંધીઓ ઘેર આવે તો ચાકરી કરવી પડે છે પણ ત્યાં જેઓ મળે છે તેમની ચાકરી કરવી પડતી નથી અને જે કામ હોય તે થઈ શકે છે. આપણી જે લાગણી માતાજી ઉપર છે તે મનમાં રાખવાની કે બોલીને દેખાડવાની નથી, કરી દેખાડવાની છે. માતાજીની સેવા કરી આપણામાં જે શ્રદ્ધા છે તે દેખાડી આપવી જોઈએ. માટે હું વિનંતી કરું છું કે અવકાશ મેળવી સર્વે ભાઈઓએ મેળા વખતે પધારવું જોઈએ. આપણને બે દિવસનો અવકાશ ન મળે તેવું નથી. દિવસના ૨૪ કલાકમાં ફક્ત ત્રણ-ચાર કલાક જ આપણે કામ કરીએ છીએ. તે વખતનો ઉપયોગ કરી બે દિવસ બચાવવા તેમાં મુશ્કેલી જેવું કાંઈ નથી. અન્ય માતાઓ કરતાં આપણી માતા ઉપર વિશેષ શ્રદ્ધા હોવી જ જોઈએ અને તેની સંસ્થા સારી રીતે ચાલે તેવો બંદોબસ્ત હોવો જ જોઈએ માટે સર્વે ભાઈઓએ વૈશાખ સુદ ૧૫ ઉપર જરૂર પધારવું.

ગામડાંઓમાંથી આવેલા ભાઈઓએ પણ ફંડમાં મદદ કરવાનો સારો ઉત્સાહ બતાવ્યો હતો. કામકાજની સમાપ્તિ કરતાં,

**ના. દરબારશ્રીએ જણાવ્યું કે-**

'ભાઈઓ! જ્ઞાતિહિત બાબતનો વિચાર કરવા સારુ આપને મેં આમંત્રણ કરેલું તે હેતથી સ્વીકારી, જ્ઞાતિહિત હૃદયેધરી આપ પધાર્યા ને અમારી સૂચનાને માન આપી; જ્ઞાતિ ઉન્નતિ માટેનું ફંડ ખોલી ભારે ઊલટથી ઉપરા-ઉપરી સારા જેવી રકમો ભરી છે જેનો કુલ સરવાળો હાલ સુધી રૂ. ૭૦ હજાર આશરે થયો છે. જૂજ વખતમાં રૂ. ૭૦ હજાર જેવી રકમ ઓછી નથી, હજી પણ ઘણી સારી રકમ ભરાશે એમ પૂર્ણ ખાતરી થઈ છે, આ ઓછું સ્તુતિપાત્ર નથી, આથી અમને ઘણો આનંદ થાય છે અને જ્ઞાતિ સમસ્તનો હું અંતઃકરણથી આભાર માનું છું. જે મહાન કાર્ય આપણે સઘળાએ આજે હાથ ધર્યું છે તે સંપૂર્ણ રીતે પાર પડે અને હંમેશાં સંતોષકારક રીતે ચાલે તે માટે આપ સઘળાઓએ જે ઐક્યતા, ઉત્સાહ, હોંશ અને પ્રેમ આજે બતાવી  દીધાં છે તેવાં હંમેશાં બતાવવા રહેશો એવી હું આશા રાખું છું.'' (તાળીઓ)

**ત્યાર બાદ અમદાવાદના શેઠ ચંદુભાઈએ દરખાસ્ત મૂકી કે-**

નેક નામદાર દરબાર સાહેબે આપણી જ્ઞાતિની ઉન્નતિ માટે ઘણો જ પરિશ્રમ લીધો છે અને આ પ્રમાણે પરંપરાથી તેઓશ્રીના મહાનુભાવ પૂર્વજો આપણી ઉન્નતિ

માટે પ્રયત્નો કરતા આવ્યા છે. આ મહાપુરુષે પણ આપણી ઉન્નતિ માટે પરિશ્રમ ઉઠાવ્યો છે તેથી તેઓશ્રીના મહાન્ ઉપકાર તળે દબાયેલી આપણી જ્ઞાતિ સમસ્ત તરફથી તેઓશ્રીનું અહેશાન માનવાને માટે હું આપની સમક્ષ દરખાસ્ત મૂકું છું.

આ દરખાસ્તને શેઠ મફતભાઈએ ટેકો આપ્યો હતો.

**શ્રીયુત્ અમરસિંહભાઈએ** ટેકો આપતાં જણાવ્યું કે-

તે નામદારના મુબારક નામ પ્રમાણે જ ગુણો પ્રકાશ્યા છે. આપણ જે અંધકાર હતો તે નષ્ટ થયો છે અને આપણો ઉદય દેખાયો છે. તે નામદારની આપણે જેટલી સ્તુતિ કરીએ તેટલી ઓછી છે. આપણાથી તે નામદારની યત્કિંચિત્ પણ સેવા થઈ શકી નથી પરંતુ અમારા અંતઃકરણમાં શબ્દ કુસુમોથી આપ નામદારને વધારી લેઈ કૃતાર્થ થઈએ છીએ. આપ નામદાર સહકુટુંબ દીર્ઘાયુષી થાઓ એવી સાચા જીગરથી સ્તુતિ કરીએ છીએ.

**ત્યારબાદ પા. જીવણલાલ અમૃતલાલે ટેકો આપતાં જણાવ્યું કે-**

ના. દરબારશ્રીનો ઉપકાર માનવાની શેઠ ચંદુભાઈની દરખાસ્તને હું અંતઃકરણથી ટેકો આપું છું અને આપણા માટે તે નામદારે જે તસ્દી લીધી છે તે માટે તથા પોતાની વૃદ્ધાવસ્થા અને નરમ તબિયત હોવા છતાં બેઠકોમાં સંપૂર્ણ હાજરી આપી આપણી ઉન્નતિ કરી છે તે માટે હું ઉપકાર માનું છું.

**મિ. પુરુષોત્તમદાસ તંત્રીનો ટેકો-**

ના. દરબારશ્રીએ આપણી ઉન્નતિ માટે જે પરિશ્રમ લીધો છે અને શેઠ ચંદુલાલભાઈ તથા મફતભાઈ અને મારા વડીલ બન્ધુ અમરસિંહભાઈએ પોતાના હૃદયથી જે આભાર દર્શાવ્યો છે તેમાં વિશેષ કહેવાનો માર્ગ રહ્યો નથી. વિરમગામની જ્ઞાતિ તરફથી આ દરખાસ્તને ટેકો આપવાથી મને સૂચના થઈ છે અને તેથી પરમાત્મા પાસે પ્રાર્થના કરું છું કે આપણા નેકનામદાર જ્ઞાતિ શિરોમણિ રાજર્ષિ સૂર્યમલસિંહજી સહકુટુંબ દીર્ઘાયુષ્યમાન થાઓ. તેમનો યશ, કળા, દિનપ્રતિદિન ચઢતી રહો અને અમારા ઉપર તેમનો જે દયાભાવ ચાલ્યો આવ્યો છે તે અમર રહો. (તાળીઓ)

બાદ પાટડીના યુવાન જ્ઞાતિ બન્ધુઓએ પધારેલા આગેવાનોની ઘણી નમ્રતાપૂર્વક સેવા કરી તે માટે સઘળા આગેવાનોએ તેમનો લેખી આભાર માન્યો હતો.







# ક.પા. શુભેચ્છક સમાજની ત્રીજી બેઠક

## તા. ૨૮, ૨૯. ૩૦ ડીસેમ્બર ૧૯૧૨ - બાવળા.

સને ૧૯૦૯માં જ્યારે 'શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજની સ્થાપના થઈ ત્યારે વિરમગામ, પાટડી અને અમદાવાદના આગેવાન ગણાતા પુરુષોએ જ્ઞાતિ ઉન્નતિના આ પ્રયાસને છોકરવાદી-વેજા ભેગી થઈ છે, વગેરે શબ્દોમાં ગણી કહાડ્યું હતું : પરંતુ જ્યારે જુદા જુદા વિભાગોમાંથી સમાજના કાર્યને ઉત્તેજન મળતું જણાયું ત્યારે તેમનામાં ગભરામણ પેઠી હતી કે રખેને આપણી લગ્નપદ્ધતિ તૂટી જાય ' તે વખતે લગ્નસરા નજીક આવતા હોવાને લીધે સમાજના કાર્યને તોડી પાડવા અને સુધારકોને રંજાડવામાં આગેવાનોએ લેશ પણ કચાસ રાખી નહોતી. 'કોઈ કોઈનું નથી' એ પરમસત્ય તે વખતે વિરમગામની જ્ઞાતિએ અનુભવ્યું અને સત્યાગ્રહની લડત ચલાવનાર જ્ઞાતિના બાળકો(?) ને નાતબહાર કે વહેવાર અને કુટુંબ બહાર મૂકવા સુધીના પ્રયત્નો થઈ ચૂક્યા હતા. સુધારાની હિલચાલ કરનારા યુવકો ઘોડિયામાં સૂતેલાં બાળકો નહોતાં. વડીલોમાં પૂજ્યતા ટકાવી રાખી સત્યાગ્રહ અને ધર્મયુદ્ધમાં પોતાની તમામ શક્તિઓ અને જ્ઞાન નિચોવી નાંખવું એ તેમનો મહામંત્ર હતો. પોતાના વડીલોની સાથે લડ્યાઝઘડ્યા. તેમનામાં પૂજ્યતા ટકાવી રાખી પોતાનું જ ધાર્યું કર્યું અને માતાજીની કૃપાથી એવા સંજોગો ખડા થયા કે છોકરાની સમાજમાં આવતા શરમાતા જ્ઞાતિબંધુઓને ફરજિયાત રીતે તેમણે ઉઠાવેલી જ્ઞાતિ સેવામાં મદદ કરવાની જરૂર પડી. માતાજીના બહાને લગ્નપદ્ધતિવાળી અંધશ્રદ્ધા જે ધાર્મિક અસહિષ્ણુતાને લઈને છવાઈ રહેલી તે સુધારકોના અંતિમ પણ જૂજ વખતના પુરુષાર્થ વડે દૂર થઈ અને પ્રતિકૂળ સંયોગો સાનુકૂળ થતા ગયા તેનું કારણ ધર્મઅધર્મ જાણવાની આપણી કોમની આતુર જિજ્ઞાસા અને ઉન્નત સ્થિતિ પ્રાપ્ત કરવા - કરાવવાનો આપણા સમજુ આગેવાનોની સહકારી સદ્ભાવના છે. સમાજની હિલચાલ પછી આપણી કોમને નવીન પ્રકારનું જીવન પ્રાપ્ત થયું છે. એટલે કે છૂટા લગ્ન કરવાનો

રિવાજ સ્થાપિત થયો. મરણ પાછળનાં જમણો-ફરજિયાત પ્રેતભોજનો-મૃતઃપ્રાય થઈ ગયાં અને શાસ્ત્રવિરુદ્ધ હોય તેવાં દરેક કાર્યોમાં જ્ઞાતિના હુકમને માન આપવાની અંધપ્રણાલિકા અજ્ઞાન આગેવાનોનાં પાપ લેઈ (?) સ્વર્ગે સિધાવી ગઈ છે.

જુદા જુદા વિભાગમાંથી પધારેલા જ્ઞાતિના આગેવાનો અને વિદ્વાનોની મોટી સંખ્યાવાળી સમાજની બીજી બેઠક વડોદરા મુકામે થઈ હતી જેમાં ના. ગાયકવાડ સરકાર અને અમલદાર વર્ગે પણ હાજરી આપી હતી. તેમજ આપણા જ્ઞાતિ શિરોમણિ ના. દરબારશ્રીએ પણ સમાજના કાર્ય તરફ દિલસોજી બતાવી હતી. સને ૧૯૧૧ના ડિસેમ્બરમાં, ત્રીજું વર્ષ દુષ્કાળ જેવું હોવાને લીધે બેઠક મુલતવી રહી હતી અને તેમ કરવાનું બીજું પણ એકારણ હતું કે લગ્નપદ્ધતિ છિન્નભિન્ન થઈ જવાને લીધે સમસ્ત જ્ઞાતિનો એક મેળાવડો કરી લગ્નના રિવાજનું બંધારણ (!) કરી આપવા માટે જજના વિચારના કેટલાક ભાઈઓએ ના. દરબારશ્રીને પ્રસંગોપાત્ત આજીજી કરેલી જે ઉપરથી પાટડીમાં જ્ઞાતિબંધુઓનો મેળાવડો થવાની વકી હતી. પાટડીના મેળાવડા સંબંધી આગાહી કરી સમાજની બેઠક મુલતવી રાખવામાં વ્યવસ્થાપકોએ જે ડહાપણ વાપર્યું હતું તે ખરેખર ફળદાયક જ થયું હતું કારણ કે ડિસેમ્બરના દિવસોમાં થતી સમાજની બેઠક મુલતવી રહ્યા પછી માર્ચ મહિનામાં જ સમસ્ત જ્ઞાતિનો મેળાવડો ના. દરબારશ્રીએ પોતાના પાટનગરમાં કર્યો હતો અને તે વખતે પણ સમાજના મેમ્બરોએ પોતાની ફરજ બજાવવા માટે જે પુરુષાર્થ કર્યો છે, તે ઉપરથી કહી શકાય તેમ છે કે સમાજની બેઠક વખતે જ્ઞાતિબન્ધુઓના વિચારોમાં જે ઉચ્ચ પરિવર્તનો કરાવી શકાય છે તે કરતાં આ મેળાવડા વખતે ઘણું સારું કાર્ય થઈ શક્યું હતું; એટલે આપણું ત્રીજું વર્ષ નકામું ગયું નથી. જ્ઞાતિનો મોટો ભાગ કેળવણીમાં પછાત હોવાને લીધે સામાન્ય રીતે સુધારામાં મતભેદ છે એવી જે માન્યતા હતી તે નષ્ટ થવા ઉપરાંત આખી કોમના વિચારો સુધરેલા છે, અને લગ્નના રિવાજમાં ધાર્મિક પદ્ધતિ અને વ્યવહારુ ફેરફાર કરવાની જરૂર છે એવું આ મેળાવડાથી સાબિત થઈ શક્યું છે.

સમાજની ત્રીજી બેઠક પોતાના ગામમાં કરવા માટે જે જે બન્ધુઓએ વડોદરાની બેઠક વખતે માગણીઓ કરી હતી તે પૈકી વ્યવસ્થાપકોએ બાવળા ગામની કુમકુમપત્રિકા માન્ય રાખી, ચોથા વર્ષની ત્રીજી બેઠક બાવળા મુકામે કરવાનું જાહેર કર્યું હતું અને બેઠકને લગતું કામકાજ શરૂ કરવામાં આવ્યું હતું. શરૂઆતમાં એવું કહેવામાં આવતું કે જેઓ અમુક પ્રકારના વિચારો ધરાવતા હોય તેવા જ સમાજમાં જાય છે, કારણ કે તે વખતના સંયોગોને લઈને - કેટલાક હિતશત્રુઓની તોફાની વર્તણૂકને લીધે - મેમ્બર થવા ઇચ્છતા દરેક ભાઈઓને સમાજના આશયો માન્ય છે તેની કબૂલાત તરીકે-અંગીકરણ પત્રો ભરાવીને સમાજમાં દાખલ કરવામાં આવતા હતા. પરંતુ જેમ જેમ સંયોગો સાનુકૂળ થતા ગયા અને સુધારા તરફ આખી કોમની

લાગણી છે એવું પાટડીના મેળાવડા વખતે સ્પષ્ટ થઈ જવાથી સમાજના કાર્ય તરફ જ્ઞાતિ બન્ધુઓની સહાનુભૂતિ છે એવું સમજી અંગીકરણ પત્રો ભરાવવાની વ્યવસ્થાપકોને જરૂર જણાઈ નહિ; એટલે આ ત્રીજી બેઠક વખતે અંગીકરણપત્રો ભરાવવાની પ્રથા મુલતવી રાખવાથી સમાજનું કાર્ય સંગીનપણે આગળ વધે છે અને આખી કોમ તે કાર્ય તરફ દિલસોજી ધરાવે છે એવું પ્રતિપાદન થઈ શક્યું છે.

આ વખતે ખાસ દિલગીરી ઉપજાવે તેવો બનાવ એ બન્યો હતો કે, 'સમાજમાં મતભેદ છે, કોઈ સારા માણસો જવાના નથી, જવામાં કાંઈ સાર નથી' વગેરે પ્રકારનું વાતાવરણ ફેલાયાથી અને તેની પુરવણીમાં 'ગુજરાતી પંચ'માં છેલ્લી ઘડી સુધી લેખો પ્રસિદ્ધ થતા રહેવાને લીધે ચેમ્બરોનાં નામ આવતાં અટકી પડ્યાં હતાં જેથી મેમ્બરો વધારવા અને પ્રમુખ પસંદ કરવાનું કાર્ય અગવડભરેલું થઈ પડવાથી સમાજના કેટલાક મેમ્બરોને બોલાવી પોતાની સ્થિતિ જાહેર કરવાનો માર્ગ પસંદ કરવામાં આવ્યો હતો એટલે સેક્રેટરીની સહી સાથે નીચે જણાવ્યા પ્રમાણે છાપેલાં કાર્ડથી ખબર આપવામાં આવી હતી.

''સમાજ ભરવા સંબંધીના, પ્રેસિડેન્ટ પસંદ કરવાના તથા બીજા કેટલાક સમાજના અગત્યનાં કામોનો વિચાર કરવા અમુક પ્રકારના સંયોગોને લઈને, સમાજની ઑફિસે પધારવા નીચે જણાવેલા બન્ધુઓને આમંત્રણ કરવામાં આવ્યાં છે, તેમાં આપની હાજરીની ખાસ જરૂર છે માટે તા. ૮-૧૨-'૧૨ રવિવારે બપોરના એક વાગે જરૂર પધારશો.''

| | |
|---|---|
| દે. લાલસિંહજીભાઈ | ડૉ. સાહેબ પિતામ્બરદાસ |
| ,, નારણસિંહજીભાઈ | રા. જેઠાલાલભાઈ પ્રોફેસર |
| ,, નારણદાસ જોરાભઈ | ,, હીરાલાલભાઈ |
| ,, કાળીદાસ હરજીવનદાસ | ,, પુરુષોત્તમ તંત્રી |
| ,, કરસનદાસ જેસિંગભાઈ | ,, કેશવલાલ વકીલ |
| ,, અમરસિંહજી દેસાઈભાઈ | ,, બેચરભાઈ ગણપતપુરા |
| ,, ઝીણાભાઈ મગનલાલ | ,, મગનલાલ ઈજનેર |
| ,, અંબારામ શિવલાલ | ,, ચુનીભાઈ ભરૂચ |
| રા. મૂળજીભાઈ ભાવનગર | ,, મોહનલાલ ત્રિભોવનદાસ |
| ,, પુરુષોત્તમ ફકીરભાઈ | ,, હરજીવનદાસ મુંબઈ |
| ,, મફતલાલભાઈ શેઠ | ,, રતીલાલ સીતવાળા |
| ,, ગોરધનભાઈ શેઠ | ,, કેશવલાલ હીરાચંદ |
| ,, જેસિંગભાઈ વઢવાણ | ,, છગનલાલ સરઢવ |
| ,, છગનલાલભાઈ અધાર | ,, ધનશા ભગત આદ્રજ |

,, પુરુષોત્તમ માસ્તર વડોદરા ,, કેશવલાલ છક્કડસી શેઠ
,, પુરુષોત્તમદાસ બાળવા ,, ત્રિકમલાલ દલપતરામ
રા. જમનાદાસ સાણંદ

ઉપર પ્રમાણે ખબરો મોકલ્યા પછી બહારગામથી બોલાવેલા ભાઈઓ પૈકી માત્ર ત્રણ - ચાર બંધુઓ એ જ હાજરી આપી હતી અને કેટલાકે વ્યવસ્થાપકોના કાર્ય તરફ સંમતિ દર્શાવી હાજરી નહિ આપી શકવાનાં કારણો જણાવ્યાં હતાં. તા. ૮-૧૨-'૧૨ના રોજ બેઠકના કામકાજ સંબંધી અને પ્રમુખ પસંદ કરવાના કેટલાક ખુલાસા થયા બાદ શેઠ ચંદુલાલ, શેઠ રતીલાલ, દે. અમરસિંહભાઈ અને મિ. મૂળજીભાઈને પ્રમુખપદ સ્વીકારવા માટે વિનંતી કરવાનું અને ત્યારબાદ અમુક પ્રકારનાં સૂચના પત્રો પ્રમુખના નામ સાથે પ્રસિદ્ધ કરવાનું કર્યું હતું.

આ બેઠકનું પ્રમુખપદ કામકાજની અનિવાર્ય અગવડોને લીધે શેઠ ચંદુલાલભાઈ સ્વીકારી શક્યા નહોતા; જેથી ઉત્તર **હિન્દુસ્તાનની યાત્રાએ ગયેલા શેઠ રતીલાલભાઈ આવ્યા તે જ દિવસે તે માટે તેમને વિનંતી કરવામાં આવી અને સમાજના કામકાજમાં આવેલી મુશ્કેલીઓથી તેમને વાકેફ કરવામાં આવ્યા હતા.** સમાજના કાર્યવાહકોની અગવડો ધ્યાનમાં લઈ પોતાનાં ખાનગી કામકાજ અને પિતાજીની નાદુરસ્ત તબિયત વગેરે અનેક પ્રકારના માઠા સંયોગો છતાં પણ સમાજ પ્રત્યે : પોતાની હંમેશની કાળજી હોવાથી પ્રમુખ પદ સ્વીકારવાની મહેરબાની કરી હતી અને ત્યારબાદ વ્યવસ્થાપકોની સૂચનાનુસાર નીચે જણાવેલાં સૂચનાપત્રો પ્રસિદ્ધ કરી સમાજના મેમ્બરોવાળા જ્ઞાતિના તમામ વિભાગોમાં મોકલી આપવામાં આવ્યાં હતાં.

**"શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજ"ના મેમ્બરોને સૂચના.**

જ્ઞાતિ ઉન્નતિ અર્થે પ્રયાસ કરવા ઇચ્છતા દરેક સભાસદોને આ ઉપરથી ખબર આપવામાં આવે છે કે સમાજની આવતી બેઠક તા. ૨૮-૨૯-૩૦મી ડિસેમ્બર અને ૧૯૧૨ના દિવસે બાવળા મુકામે થવાની છે. તે દરેક કાર્ય કરવા માટે સમાજની વ્યવસ્થાપક કમિટીએ સુરતવાળા શેઠ રતીલાલભાઈ સીતવાળાને પ્રમુખ તરીકે પસંદ કર્યા છે, અને પ્રમુખપદ સ્વીકારવાની તેમણે મહેરબાની કરી છે.

**અમારા જાણવા પ્રમાણે કેટલાક વિઘ્નસંતોષી માણસોએ એવી ખબર ફેલાવી છે કે 'સમાજમાં મતભેદ છે, કોઈ માણસો ભાગ લેવાના નથી." પરંતુ આ અફવા તદ્દન ખોટી છે અને જૂઠી છે, સમાજનું કાર્ય ઉત્સાહભેર ચાલે છે અને મતભેદ જેવું કાંઈ જ નથી.**



પાટડી, વિરમગામ, અમદાવાદ, ધ્રાંગધ્રા, ભાવનગર, વડોદરા, ભરૂચ, સુરત અને મુંબઈ વગેરે શહેરોમાંથી તેમજ દશકોષિ, ભાલ, કડી પ્રાંત, કાઠિયાવાડ, ચુંવાળ,

ઝાલાવાડ, કચ્છ, માળવા વગેરે દરેક વિભાગોના સભાસદો આ બેઠકોમાં ભાગ લેનાર છે.

ઉપરોક્ત ખોટી અફવાને લીધે મેમ્બરો થવાની મુદત છેલ્લી તારીખ સુધી લંબાવવામાં આવી છે.

વિરમગામ — હુકમથી
તા. ૧૭-૧૨-'૧૨ — પુરુષોત્તમ લલ્લુભાઈ
સેક્રેટરી.

ઉપર પ્રમાણેનાં સૂચનાપત્રો મોકલી આપ્યા પછી સમાજના કાર્યવાહકોના બળમાં નવીન ઉમેરો થવાથી કામકાજને લગતી તૈયારીઓ ઘણી જ ત્વરાથી ચાલવા લાગી હતી. વિરમગામવાળા દે. નારણદાસ તથા મિ. લાલભાઈ તેમજ અમદાવાદથી મિ. દ્વારકાદાસ ગોવિંદલાલ વગેરે સમાજને લગતું કામકાજ કરવા માટે બાવળે ગયા હતા. વોલંટિયર્સની આવેલી અરજીઓ પૈકી બની શકે તેટલી વધારે અરજીઓ સ્વીકારી તા.૨૬મીના દિવસે દરેક સ્વયંસેવકોને બાવળા મુકામે આવી જવાની ખબર આપવામાં આવી હતી. તેમજ સ્વયં-સેવકોના નાયક મિ. માણેકલાલ પણ પોતાની ફરજ અદા કરવા માટે કલકત્તા જેવા દૂર સ્થળેથી આવ્યા હતા. ધી બાવળા વહેપાર ઉત્તેજક જીનિંગ કું. લિ. ના ચેરમેન શેઠ બાલભાઈ કિશોરદાસે પોતાના જીનનું કમ્પાઉન્ડ અને કેટલોક સરસામાન સમાજના ઉપયોગ માટે વાપરવા આપ્યાથી તેમજ રસોઈગૃહ તથા મંડપ એક જ કંપાઉન્ડમાં હોવાથી સમાજના કામકાજમાં ઘણી જ સગવડ થઈ હતી. લગભગ સાત હજાર ચોરસફૂટ જમીન ઉપર મંડપ બાંધીને ધજાપતાકા અને મુદ્રા લેખોથી શણગારવામાં આવ્યો હતો અને મંડપની શોભામાં વૃદ્ધિ કરવા માટે બની શકે તેટલી મહેનત દેસાઈ ચુનીલાલ નારણદાસ વગેરેએ કરી હતી. ઘણા જૂજ વખતમાં રાતદિવસ મહેનત કરી મંડપ શણગારવાનું તેમનું કાર્ય ઘણું જ પ્રશંસનીય અને ધન્યવાદને પાત્ર જણાયું હતું. પ્રમુખ સાહેબ વગેરેને બેસવા માટે લગભગ ત્રણ ફૂટ ઊંચું મંડપની શોભામાં વૃદ્ધિ કરતું એક પુલપીટ - સિંહાસન - બનાવવામાં આવ્યું હતું. અને મંડપની જમીન ઉપર સમાજની ૫૦૦ ખુરશીઓ તેમજ માગી લાવેલી બીજી ખુરશીઓ અને બાંકડા વગેરે ગોઠવી લગભગ ૬૦૦ - ૭૦૦ માણસો બેસી શકે તેવી ગોઠવણ કરવામાં આવી હતી. ભાષણકર્તાઓ પુલપીટ ઉપર જ ઊભા રહી બોલી શકે તેમજ લાયક સદ્ગૃહસ્થો અને માજી પ્રમુખોને બેઠક આપી શકાય તે માટે પુલપીટ મોટું રાખવામાં આવ્યું હતું. વળી તેની લગોલગ નીચે જમણી તથા ડાબી તરફ વર્તમાનપત્રોના રિર્પોટરો માટે ગોઠવણ કરવામાં આવી હતી. મંડપની તદ્દન નજીક રસોઈગૃહ હતું અને જમવા બેસવાની જમીન ઉપર ચંદર્નાઓ વગેરે બાંધી લઈને નહાવાધોવાની

સગવડ પણ કમ્પાઉન્ડમાં જ કરવામાં આવેલી હોવાથી મેમ્બરોને ઘણી સગવડ થાય તેવું હતું. નીચે જણાવેલા ઉત્સાહી સ્થાનિક બન્ધુઓની એક રિસેપ્સન કમિટી-સન્માનકારિણી સભા-નીમવામાં આવી હતી.

| | |
|---|---|
| મિ. પુરુષોત્તમ લલ્લુભાઈ પ્રમુખ | શેઠ બાલમુકન કિશોરદાસ |
| રા. રામદાસ નારણદાસ | અમીન કેશવલાલ કુબેરભાઈ |
| ,, મોહનલાલ દેસાઈભાઈ. | દે. પ્રહેલાદજી નારણદાસ |
| મોહનભાઈ નાથાભાઈ | રા. મોહનલાલ કરશનદાસ |
| ,, પુરુષોત્તમ નાથાભાઈ | રા. નારણભાઈ વ્રજલાલ |
| ,, સાંકલચંદ મોહનલાલ | ,, હરગોવિંદ મોરારદાસ |
| ,, નારણ હરગોવિંદ કુબેર | ,, પુરુષોત્તમ મૂળજીદાસ |
| ,, અંબારામ વ્રજલાલ. | ,, અંબારામ ઈશ્વરદાસ. |
| ,, ડાહ્યાભાઈ ગોરધન | ,, અમૃતલાલ પ્રહેલાદજી |
| ,, સોમનાથ જેસિંગદાસ | ,, શ્રીધરદાસ દેસાઈભાઈ |
| ,, ચુનીલાલ રણછોડભાઈ | ,, રામદાસ જેઠીદાસ |

## તા. ૨૮મી ડિસેમ્બરનો પહેલો દિવસ

બેઠકના આગલા દિવસથી જુદા જુદા ભાગના મેમ્બરોએ હાજરી આપવી શરૂ કરી હતી અને મેમ્બરોનો મોટો ભાગ તા. ૨૮મીની સવારમાં આવવાનો હોવાને લીધે અમદાવાદ તેમજ સાબરમતીના સ્ટેશને હાજર જણાતો હતો. સાબરમતી સ્ટેશનથી બાવળા જવા માટે ધોળકાલાઈન તા. ૨૮મીના પ્રભાતમાં નીકળી તે વખતની મેમ્બરોની હાજરીથી આખી ટ્રેન ચિક્કાર જણાતી હતી અને અમદાવાદના મેમ્બરો તથા પ્રમુખ સાહેબ વગેરે એલિસબ્રિજ સ્ટેશનથી બેસવાના હોવાને લીધે ત્યાંથી ટ્રેનમાં ગિરદી જણાઈ હતી. એલિસબ્રિજના સ્ટેશને પ્રમુખ સાહેબ, શેઠ દુર્ગાપ્રસાદભાઈ, શેઠ કેશવલાલભાઈ વગેરે મુંબઈથી પધારેલા કચ્છી બન્ધુઓ રા. નારાયણજી મીસ્ત્રી તથા રામજીભાઈ, તેમજ જુદા જુદા વિભાગમાંથી પધારેલા સમાજના ઉત્સાહી આગેવાનો સાથે મુલાકાત કરી હતી. લગભગ નવ વાગતાં બાવળા સ્ટેશને ટ્રેન આવી પહોંચી હતી. બહારગામથી પધારેલા બન્ધુઓ અને પ્રમુખ સાહેબને લેવા માટે સ્વાગતકારિણી સભાના સભાસદો તેમજ રા. અમરસિંહજી વકીલ, રા. પુરુષોત્તમ તંત્રી, રા. કેશવલાલભાઈ વકીલ, રા. નારણદાસ મારફતીઆ વગેરે સભાસદો તેમજ વૉલેન્ટિયરોની ટોળીના નાયક મિ. માણેકલાલ પોતાની ટુકડી સાથે સ્ટેશન પર આવ્યા હતા. શરૂઆતમાં ઉમિયામાતાની જય બોલાવી રિસેપ્શન કમિટીના ચેરમેન, પ્રમુખ સાહેબને હારતોરા અર્પણ કર્યા બાદ હાજર રહેલા મેમ્બરોની ઓળખાણ કરાવી હતી.

તે પ્રસંગે જુદા જુદા વિભાગના બંધુઓ પણ દૂર દૂરથી પધારેલા ભાઈઓ સાથે વાતચીત કરતાં આનંદમાં મસ્ત જણાતા હતા.

સ્ટેશન ઉપરથી સરઘસના રૂપમાં સઘળા બન્ધુઓ ગોઠવાઈ ગયા પછી સ્વયંસેવકોએ ''પ્રમુખ સાહેબનો જય થાઓ''ના હર્ષનાદો કર્યા બાદ સરઘસ મંડપ તરફ વિદાય થયું હતું. મંડપમાં આવી પહોંચ્યા બાદ તમામ મેમ્બરોની હાજરી વચ્ચે સમાજના સેક્રેટરી મિ. પુરુષોત્તમદાસ તંત્રીએ જણાવ્યું કે -

ભાઈઓ! જુદા વિભાગ પ્રમાણે આપણા રિવાજ મુજબ દરેક મેમ્બરો માટે ઉતારાની ગોઠવણ કરવામાં આવી છે અને હમણાં જ આપ દરેકને પોતપોતાના ઉતારે લઈ જવામાં આવશે, પરંતુ મેમ્બરો થવાની મુદત આ વખતે છેલ્લી તારીખ સુધી લંબાવેલી હોવાથી તેમજ ઘણાખરા મેમ્બરોની સરભરા ફી બાકી હોવાથી તેમને ટિકિટો મોકલાવી આપવામાં આવી નથી. જેજે બન્ધુઓને ફી વગેરે આપી ટિકિટો લેવાની હોય તેમને મંડપમાં ટિકિટો આપવાનું શરૂ થયું છે તે લઈ લેવી કે જેથી કરીને કોઈને અગવડ પડે નહિ. ટિકિટો વગેરે લઈ લીધા પછી દરેક ભાઈઓએ પોતાને ઉતારે જઈ સરસામાનનો બંદોબસ્ત કરી નહાવાધોવા તથા જમવા માટે અહીં જ પધારવાનું છે, એટલે બાર વાગે જમવાનું થશે અને તેમાંથી પરવાર્યા બાદ ત્રણ વાગે સમાજની બેઠકનું કાર્ય શરૂ થશે, માટે દરેક ભાઈઓએ તે પહેલાં પોતાના કામથી પરવારી મંડપમાં હાજરી આપવી.

ઉપર પ્રમાણેની સૂચના અપાયા બાદ ઘણાખરા મેમ્બરો ટિકિટો લેવાના કાર્યમાં પડ્યા હતા અને ત્યારબાદ સ્વાગતકારિણી સભાના મેમ્બરો અને વોલેન્ટિયરો તેમને ઉતારે લઈ જતા હતા. લગભગ ૧૧ વાગતાં નહાવાધોવા માટે સઘળા ભાઈઓ આવી ગયા હતા અને બાર વાગે જમવા માટે ભોજનશાળાના મંડપમાં પધાર્યા હતા. ત્યાં રિવાજ મુજબ દરેક ભાઈઓની ટિકિટો તપાસીને શાંતિથી દાખલ કરવામાં આવતા હતા. કેટલાક દૂરથી આવેલા મેમ્બરોને આરામ લેવાની જરૂર જણાયાથી જમી રહ્યા બાદ બે કલાક જેટલો ટાઈમ ફાજલ રાખવામાં આવ્યો હતો, જેથી દરેક ભાઈઓ આરામ લેઈ બે વાગ્યાથી મંડપમાં હાજરી આપવા લાગ્યા હતા. લગભગ ત્રણ વાગ્યામાં મંડપ સભાસદોથી ભરાઈ ગયો હતો અને ત્રણ વાગતાં પ્રમુખ સાહેબ શેઠ રતીલાલભાઈ, શેઠ દુર્ગાપ્રસાદભાઈ, કુમાર શ્રી લાલસિંહજી, શેઠ ગોરધનભાઈ, ને ડૉક્ટર સાહેબ વગેરે પધારતાં વોલેન્ટિયરોએ તેમને હર્ષનાદથી વધાવી લીધા હતા, અને મંડપમાં શાન્ત ખુશાલી પ્રસરી રહી હતી. દરેક મેમ્બરોએ પોતપોતાની જગા લીધા બાદ ઉમિયા માતાની જય બોલાવી સમાજના સેક્રેટરી મિ. પુરુષોત્તમ તંત્રીએ ઉમાદેવીની સ્તુતિ સંગીતના સાજ સાથે ગાઈ સંભળાવી હતી.

**કલ્યાણની સાખી.**

સુખદાતા સતિ પાર્વતી, દુઃસહ દુઃખ હરનાર,
ભાગ્યવંત હે ભગવતિ, વરદાઈ ઉદાર;
સેવક જન રંજન સદા, નમું હું વારંવાર,
સહજ સમરતાં સહાય હો, જય જય ગુણ આગાર.

(અનંત એક જ છે - એ રાગ.)

જ્ઞાતિ હિત ચિત્ત સ્થિર કરી સ્થાપો,
ઇચ્છું ભવાની કૃપા એ ત્યારી; સફળ.
અધમ ઉદ્ધારક જ્ઞાતિ કે ગંગા,
ઊભય શિવા નહિ અન્ય હિતકારી; સફળ.
દ્રઢિભૂત છે એ મંત્ર જ મ્હારો,
સાધક તેનો અગર સુખાળી. સફળ

ઉપર પ્રમાણે મંગળાચરણ થઈ રહ્યા બાદ સ્વાગત કમિટીનાં ચેરમેન મિ. પુરુષોત્તમદાસે જણાવ્યું કે-

બન્ધુઓ! આપ સઘળા કચ્છ, કાઠિયાવાડ વગેરે દૂર દૂરના દેશોથી પધારી અત્રે હાજરી આપી છે તે માટે મને અત્યંત આનંદ થાય છે, આપ સઘળાએ સમાજના આમંત્રણને માન આપ્યું છે અને શોભામાં વૃદ્ધિ કરી છે તે માટે સ્વાગત કમિટીના ચેરમેન તરીકે આપને આવકાર આપી કૃતાર્થ થાઉં છું. અમારા ગામમાં આપણા સમાજના એક ઉત્સાહી મેમ્બરનું મરણ થવાથી અને કેટલાંક કારણોને લઈને અત્રેના સુધારા મંડળમાંથી રા. કેશવલાલ, અમારી કમિટીના ચેરમેનનું કાર્ય કરી શક્યા નથી અને તે માન મને આપ્યું છે જે માને હું તેમનો અને આપ સઘળાનો ઉપકાર માનું છું તેમજ ઉક્ત બન્ધુના મરણથી અમારા કામકાજમાં કેટલીક મુસીબત આવી પડે તે સ્વાભાવિક છે અને તેથી અમારી કોઈ પ્રકારની ખામીને લઈને આપને કાંઈ અગવડ જણાય તો દરગુજર કરશો એવી આશા રાખું છું.

ભાઈઓ! આપણી આર્થિક સ્થિતિ ઘણી જ નબળી થઈ જવાનાં મુખ્ય કારણો એ છે કે આપણે કેળવણીમાં ઘણા જ પછાત છીએ. અન્ય દેશોના ખેડૂતોની માફક આપણે ખેતીવાડીનો જોઈએ તેવો બદલો લઈ શકતા નથી, કારણ કે ખાતર, ઓજાર, બી, પાણી વગેરે પ્રકારનાં જે મુખ્ય સાધનો છે તેના અભાવે અને તે વાપરવાના યોગ્ય જ્ઞાનની ખામીઓને લીધે આપણે નિર્ધન રહ્યા છીએ. અજ્ઞાનતાને લીધે આપણે કરેલું કેટલુંક ખર્ચ નકામું જાય છે અને બીજું પણ એ કારણ છે કે આપણી ગરીબ સ્થિતિને લીધે આપણી પાસે જમીનો રહી નથી. પા અને અડધા વીઘા જેટલા જમીનના

ટુકડાઓના માલિક થઈ જવાથી આપણને ખેતીવાડીમાં વિશેષ ખર્ચ આવે છે અને કદાચ મોટા પ્રમાણમાં જમીનો હોય તો સાધનોના અભાવે કિંવા તેટલી જમીન નહીં સાચવી શકાવાનાં કારણોને લઈને આપણી સ્થિતિ સુધારી શકાતી નથી, એટલે કે ખેતીવાડીમાં આપણે જે ખર્ચ કરીએ છીએ તે ઘણી વખતે નકામું જાય છે. આર્થિક સ્થિતિ નબળી થઈ જવાનાં અન્ય કારણો પૈકી બીજું કારણ એ છે કે આપણે ઉડાઉ ખરચો કરી મિથ્યા મોટાઈ મેળવવાને લલચાઈએ છીએ. આપ સઘળા જાણો છો કે **આપણી જ્ઞાતિનો મોટો ભાગ મરણ પાછળનો ખરચો કરી પાયમાલ થઈ ગયો છે. આવાં ખરચા કરવા માટે કેટલાક લાલચુ અને મૂર્ખ આગેવાનોમાં ખપતા બન્ધુઓ આપણને ઊંધાચત્તા પાટા બંધાવે છે, પૈસાની મદદ કરતા નથી એટલું જ નહિ પરંતુ આપણી જમીન અને ઘરબાર વેચાવામાં પણ તેઓ જ પાછા સામેલ થાય છે.**

બીજી જ્ઞાતિઓ આપણાં લગ્ન જોઈ હાંસી કરે છે અને આપણો ઘરસંસાર કફોડો થઈ જાય તેવો આ રિવાજ છે. છોકરાઓ પરણાવવાને દરેક માણસો ખંત ધરાવે છે, પરંતુ છોડીઓને ફૂલના દડે પરણાવે છે, પરિણામે કન્યાવિક્રય થાય છે. ફૂલના દડા કહાડી નાંખીને જો યોગ્ય ઉંમરે મરજી આવે તે વખતે લગ્ન કરવાનો રિવાજ હોય તો આપણી સ્થિતિ સુધરે અને ગોળ કરવાની બિલકુલ જરૂર પડે નહિ એમ મારું માનવું છે. કન્યાવિક્રય કરવો તે મહા પાપ છે અને બાળલગ્ન કરવાથી કજોડાં જ થાય છે. સંસાર વ્યવહાર જોઈએ તે પ્રમાણે ચાલી શકતો નથી, તેમ શારીરિક અને માનસિક શક્તિઓ ખીલતી નથી તેનું કારણ પણ આપણાં લગ્નનો રિવાજ છે. મારા ધારવા પ્રમાણે વરકન્યાની ઉંમરમાં પાંચ-સાત વર્ષ જેટલો તફાવત રહે તેવી રીતે લગ્ન કરવામાં આવે અને કોઈને તેમ કરવામાં મુસીબતો આવે નહિ એમ કરવાની ખાસ જરૂર છે. આપણા કેટલાક ભાઈઓ હજુ તે સંબંધી અજ્ઞાન છે. તેમને લગ્નની મહત્તા અને સ્થિતિ સુધારવાનો ઉપદેશ આપવા માટે ઉપદેશકો રાખવાની ખાસ જરૂર છે. અને હું તે માટે આપ સઘળાઓને ભલામણ કરું છું. આપણા વિદ્વાનોએ પોતાની વિદ્યાનો અને ધનિકોએ પોતાની ઉત્તમ સ્થિતિનો લાભ જ્ઞાતિ બન્ધુઓને આપવો તે ઈશ્વરી ફરજ છે તે અદા કરવા માટે આપ સઘળા પુરુષાર્થ કરશો એજ મારી ઉમેદ છે. આપણે સઘળા આજે જે ઉત્તમ કાર્યને માટે અત્રે એકઠા થયા છીએ તેવા મહદ્ કાર્યમાં આપણને સીધે રસ્તે દોરવા માટે એક નેતાની જરૂર છે અને તે માટે આપણી જ્ઞાતિ તરફ સંપૂર્ણ લાગણી ધરાવતા જે સદ્‌ગૃહસ્થને પસંદ કર્યા છે તે શેઠ રતીલાલભાઈ સીતવાલા છે અને તેમને આપણી આ બેઠકનું પ્રમુખપદ આપવાની અમારી વિનંતીમાં આપ સઘળા સંમત થશો. (તાળીઓ) આપ સઘળા

ભાઈઓએ પધારી જે અહેસાન કર્યું છે અને વ્યવસ્થાપક કમિટીએ અમારું આમંત્રણ સ્વીકારવાની કૃપા કરી છે તે માટે આપ સઘળાનો અને પ્રમુખ સાહેબના ઉપકાર માનું છું અને અમારા કામકાજમાં ખામીઓ જણાય તો તે દરગુજર કરવાની બીજી વખત પણ વિનંતી કરું છું. (તાળીઓ).

રી. કમિટીના ચેરમેનનું ભાષણ પૂરું થયા પછી સમાજની વ્યવસ્થાપક કમિટીના અધ્યક્ષ કુમારશ્રી લાલસિંહજીભાઈએ જણાવ્યું કે-

દરેક જ્ઞાતિઓના મેળાવડા, સમાજ કે સભાઓમાં તેમજ ધાર્મિક કાર્યોની પ્રવૃત્તિમાં પણ અધ્યક્ષ કે પ્રમુખ નીમવાની જરૂર પડે છે અને તે સિવાય કાર્યની મહત્તા સચવાઈ રહેતી નથી. પ્રમુખ પસંદ કરવાનો રિવાજ વિદ્વાનોએ જ પાડ્યો છે અને આપમે તેમના પગલે ચાલીએ છીએ. આ રિવાજ ઘણા પ્રાચીન કાળથી ચાલ્યો આવે છે તેની પ્રતીતિમાં એટલું જ કહીશ કે જ્યારે પાંડવોએ રાજસૂય યજ્ઞ કર્યો ત્યારે તે યજ્ઞમાં પણ અધ્યક્ષ નીમવાની ચર્ચા ચાલી હતી અને છેવટે શ્રીકૃષ્ણને અધ્યક્ષ નીમવામાં આવ્યા હતા. આવા સેંકડો દાખલા આપી શકાય તેમ છે. એક પ્રસંગે બ્રાહ્મણ અને ક્ષત્રિય વર્ણોમાં મહા યુદ્ધ ચાલ્યું હતું, પરંતુ બ્રાહ્મણોમાં કોઈ અધ્યક્ષ નહિ હોવાથી તેમની હાર થઈ હતી. એટલે જે કાર્યોમાં અનુભવી અને યોગ્ય અધ્યક્ષ ન હોય તે દરેક કામો સારાં થઈ શકતાં નથી. ગૃહરાજ્યમાં પણ અધ્યક્ષની કેટલી જરૂર છે તે વિષે બોલતા આપણાં દયાળુ મરહુમ મહારાણી અને તેમના પતિ પ્રિન્સ આલ્બર્ટનું દૃષ્ટાંત આપી પ્રમુખની જરૂરિયાત વિષે વિવેચન કર્યા અને એવું નક્કી કરવામાં આવ્યું કે લાયક પ્રમુખ પસંદ કરવો જોઈએ અને તે માટે શેઠ રતીલાલ સીતવાળાને પ્રમુખ પદ આપવામાં આપ સઘળા સંમત થશો. (તાળીઓ) ત્યાર બાદ રા. કાળીદાસભાઈએ જણાવ્યું કે,-

શેઠ રતીલાલભાઈ, ગૃહસ્થો તેમજ સાધારણ વર્ગમાં પણ જાણીતા છે એટલું જ નહિ પણ દરેકેદરેકના સમાગમમાં આવી ગયા હશે એમ હું ધારું છું. સુધારાની હિલચાલને તેમણે શરૂઆતથી જ મદદ કરી છે અને કેટલીક અથડામણોમાં પણ તેમણે દીર્ઘદૃષ્ટિ વાપરી આપણી હિલચાલને ઘણી મદદ કરી છે. કુળવાન ગૃહસ્થો પૈકી તેમણે સુધારાની હિલચાલને જે અંતઃકરણથી મદદ કરી છે અને કરશે તેથી કુળવાનો સુધારાની વિરુદ્ધ છે એવી જે માન્યતાઓ ખૂણેખોચરે ભરાઈ રહી છે તે નષ્ટ થશે અને કુળવાનો વિષે જે ખોટી લાગણીઓ ફેલાયેલી છે તે તેમના જેવા એક કાર્યકુશળ માણસના હાથમાં સમાજનું સુકાન સોંપવાથી નાબૂદ થઈ જવા ઉપરાંત આપણી હિલચાલ કેવી સંગીન છે તે જણાઈ આવ્યા સિવાય રહેશે નહિ. કેટલાક કુળવાનો આ હિલચાલમાં ભાગ લેતા નથી અને પાછા પાછા હઠે છે, પરંતુ સુધારાનો કોઈ

બીજો આશય નથી. સુધારા એટલે સુ+ધારો= સારા ધારા, સારા રીતરિવાજ એનું નામ સુધારો છે. જમાનામાં જેમ જેમ ફેરફાર થાય છે તેમ તેમ ધારાઓ એટલે રીતરિવાજોમાં પણ ફેરફાર કરવાની જરૂર પડે છે. માત્ર જૂનું છે તેને જ વળગી રહેવું એવી માન્યતાવાળા કોઈ કોઈ હોય છે, પરંતુ તેમણે પણ પોતાના વડીલો કરતાં જુદા જ પ્રકારના આચારવિચાર અને પહેરવેશ ધારણ કર્યા છે તો જૂનાને જ વળગી રહેવાનો ઉપદેશ તેમના વર્તનમાં જ રહી શક્યો નથી જે આપ સઘળા જાણતા હશો. જગતનું સ્વરૂપ પણ રૂપાંતર પામે છે. તમે જોશો કે પહાડ ત્યાં નદી, નદી ત્યાં પહાડ, ઉજ્જડ જમીનોમાં મકાનો અને મહેલો બંધાયેલા નજરે પડે છે. આવા સેંકડો દાખલા આપણને ઈતિહાસો ઉપરથી પણ જણાય છે. સતયુગ બદલાઈને બીજા યુગો થયા અને છેલ્લો કળિયુગ આવ્યો તે શું છે? આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે ફેરફાર થવો અથવા કરવો તે કુદરતનો જ નિયમ છે.

આ સઘળા ઉપરથી મારે આપને એ જ કહેવાનું છે કે અમુક ધારાઓ જ રહેવા જોઈએ એવો કોઈ નિયમ નથી, કારણ કે માણસ માત્રના વિચારોમાં ફેરફાર થયા કરે છે એટલે રિવાજો પણ ફરે છે. માટે આપણને અડચણ કરતા જે જે ધારાઓ હોય તે દૂર કરી આપણે ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરવા માટે જે જે સારા ધારા-સુધારા કરવાની જરૂર છે તે કરવા જ જોઈએ અને તેટલા માટે આપણે જે પુરુષાર્થ કરીએ છીએ તે કરવાનો છે અને વહેલો અથવા મોડો કરવો જ પડશે. વહેલો કરવાથી વહેલું ફળ મળશે અને મોડેથી કરીશું તો વધારે દુઃખી થઈશું એ વાત ચોક્કસ છે. આપણે જે સુધારાઓના કાર્ય માટે એકત્ર થયા છીએ તે આપણા કાર્યમાં અધ્યક્ષપદ માન્ય રાખી શેઠ રતીલાલભાઈ આપણને માન આપશે અને આપ સઘળા તેમને વધાવી લેશો. (તાળીઓ. એવી હું આશા રાખું છું.)

ત્યારબાદ રા. રણછોડલાલ અમૃતલાલ વસાએ પણ પ્રમુખ સાહેબને વિનંતી કર્યા બાદ શેઠ રતીલાલભાઈ સીતવાળાએ પ્રમુખ સ્થાન સ્વીકારી પોતાની બેઠક લીધી હતી. રી-કમિટીના ચેરમેને, મહેરબાન પ્રમુખસાહેબને હારતોરા અર્પણ કર્યા બાદ લગભગ ચાર વાગતાના સુમારે મે. પ્રમુખ સાહેબ તાળીઓના અવાજ વચ્ચે પોતાનું ભાષણ આપવાને ઊઠ્યા હતા અને એક બોધદાયક ટૂંકું પણ ઉપયોગી ભાષણ આપી જ્ઞાતિબંધુઓના હૃદયપ્રદેશ ઉપર ઉમદા છાપ પાડી હતી.


લગભગ પાંચ વાગે મહેરબાન પ્રમુખ સાહેબનું ભાષણ પુરું થયા પછી સમાજના સેક્રેટરી મિ. પુરુષોત્તમ તંત્રીએ જણાવ્યું કે, આપણા આ પવિત્ર કાર્યમાં જે જે બન્ધુઓ અનિવાર્ય અડચણોને લીધે ભાગ લઈ શક્યા નથી તેમના તરફથી આવેલા તાર અને કાગળો હું આપને વાંચી સંભળાવું છું. (તાળીઓ) અને આપણા કાર્ય તરફ તેમણે

જે સહાનુભૂતિ દર્શાવી છે તે માટે આપણે તેમને અંતઃકરણથી ધન્યવાદ આપવો જોઈએ. (તાળીઓ).

**તારના સંદેશા**

દેસાઈશ્રી નારણસિંહજી ચંદ્રસિંહજીનો પાટડીથી.
કામદાર સાહેબ મગનલાલભાઈનો પાટડીથી.
''પટેલ બન્ધું'' ના રા. સબએડિટરનો સુરતથી.

કાગળો.

રા. ચતુરભાઈ રાધાભાઈ અમીન કડીથી.
માજી પ્રમુખ કરસનદાસભાઈ મુનસફ સાહેબનો.
દેસાઈ અંબારામભાઈ શિવલાલ વિરમગામવાળાનો.
મિ. નંદુલાલ મંછારામ બારાબાંકીથી.
મિ. અમૃતલાલ અચરતલાલ મોગરા અમદાવાદથી.

ઉપર જણાવેલા બંધુઓ તરફથી આવેલા તાર અને કાગળો વાંચી સંભળાવ્યા બાદ તેમણે જણાવ્યું કે ભાઈઓ! 'થોડા દિવસ ઉપર દિલ્હી ખાતે બનેલા એક ગમખ્વાર બનાવની યાદ આપતાં મને અત્યંત દિલગીરી થઈ આવે છે અને તે માઠો બનાવ આપ સઘળા પણ જાણતા હશો. દિલ્હીને પાટનગર બનાવવાના શુભ દિવસે ચડેલા બાદશાહી સરઘસમાં આપણા લોકપ્રિય વાઈસરોય ના. લોર્ડ હાર્ડિંજ ઉપર કોઈ નીચ હીચકારાએ તેમના પ્રાણ લેવા માટે બોમ્બ નાંખ્યો હતો અને તેથી તે નામદારને સખ્ત ઈજા થવા ઉપરાંત એક વફાદાર નોકર-તેમના અંગરક્ષકના પ્રાણ ગયા છે. હાલમાં તે નામદાર માંદગી ભોગવે છે, તોપણ આપમા દેશની પ્રજાની રાજભક્તિ વિષે તેમના વિચારો જેવાને તેવા જ રહ્યા છે તે માટે તે નામદારનો આપણે જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો જ છે. તેમનાં પત્ની ના. લેડી હાર્ડિંજ પણ આ માઠો બનાવ બન્યા છતાં આપણી તરફ સંપૂર્ણ પ્રેમભાવથી જુએ છે, જેં માટે તેમના ઉમદા ગુણો અને આભારનો બદલો આપણે વાળી આપવા શક્તિવાન નથી, તોપણ તે નામદારે આપણા દેશના ભલા માટે અંતિમ મહેનત લીધી છે અને લેશે તેનો બદલો પરમાત્મા તેમને આપે એવી તે દયાળુને આપણે પ્રાર્થના કરીશું. સમગ્ર દેશની પ્રજા આ હીચકારાના કૃત્યથી દિલગીર થઈ છે અને તે નામદારને મુબારક બાદી આપવા માટે તારના સંદેશાઓ મોકલે છે. આપણી કોમ તરફથી પણ તે નીચ કૃત્ય તરફ ધિક્કાર દર્શાવી તે નામદારને થયેલી ઈજા માટે દિલગીરી દર્શાવવાનો અને તે દુઃખમાંથી જલદી સાજા થઈ દીર્ઘાયુષ્ય ભોગવે તેવી જગન્નિયંતાને પ્રાર્થના કરવાનો આપણે ઠરાવ કરવો જોઈએ. (તાળીઓ.). આપણી સમાજ તરફથી આ સંદેશો મોકલી

આપવા માટે વિલંબ થયો છે તોપણ આપ સઘળા બન્ધુઓની હાજરી વચ્ચે આ ઠરાવ પસાર થાય છે તેથી આપણે વિશેષ ભાગ્યશાળી થયા છીએ (તાળીઓ.) અને સઘળાની હાજરીમાં અત્યારે જ નીચે પ્રમાણેનો ઠરાવ પસાર કરીએ છીએ. (તાળીઓ.)

"This Samaj views with the indignation and abhorrence the abominable attempt made on the life of our noble Viceroy at Delhi and congratulates our beloved Lord and Lady Hardings for the escape; and expresses its hatred towards such fanaticism. The Samaj also prays to the Almighty for the speedy recovery of our Kind Excellency."

એટલે કે ''આ સમાજ આપણા લોકપ્રિય વાઈસરોયના પ્રાણ લેવાનો દિલ્હી ખાતે જે ધિક્કારયુક્ત પ્રયત્ન થયો છે તે તરફ સંપૂર્ણ તિરસ્કાર અને ક્રોધથી જુએ છે, આપણા વહાલા લૉર્ડ અને લેડી હાર્ડિંજ તેમાંથી બચી ગયાં છે તેની મુબારક બાદી આપવાનો અને તેવા પ્રકારની ધર્માંધતા તરફ પોતાનો તિરસ્કાર પ્રદર્શિત કરવાનો ઠરાવ કરે છે. વળી આપણા માયાળુ નામદારને જલદી આરામ થઈ જાય તે માટે આ સમાજ ઈશ્વરની પ્રાર્થના કરે છે.''

મિ. પુરુષોત્તમ તંત્રીએ રજૂ કરેલો ઉપરનો ઠરાવ એક અવાજે તાળીઓના અવાજ વચ્ચે પસાર થયા બાદ મારફતે તે નામદારને મોકલી આપવામાં આવ્યો હતો. ત્યારબાદ ઠરાવો પસંદ કરવા માટે નીચેના મેમ્બરોની એક સબ્જેક્ટ કમિટી નીમવામાં આવી હતી.

| | | | |
|---|---|---|---|
| મે. પ્રમુખસાહેબ શેઠ રતીલાલભાઈ. | અમદાવાદ | કુ. લાલસિંહજીભાઈ રાયસિંહભાઈ | વિરમગામ |
| મે. ડૉક્ટર સાહેબ પિતામ્બરદાસ. | અમદાવાદ | શેઠ સાહેબ દુર્ગાપ્રસાદભાઈ લશ્કરી. અમદાવાદ | |
| શેઠ કેશવલાલ છક્કડસીભાઈ. | અમદાવાદ | દે. અમરસિંહજી વકીલ. | ધ્રાંગધ્રા. |
| રા. રણછોડલાલ અમૃતલાલ વસા. | અમદાવાદ | રા. જગજીવનદાસ દૂધવાળા. | અમદાવાદ |
| શેઠ ગોરધનભાઈ મોહનલાલ. | વિરમગામ | રા. મોહનલાલ ત્રિભોવનદાસ. | અમદાવાદ |
| રા. મગનલાલ એન્જિનિયર. | અમદાવાદ | ,, જીવણલાલ અમૃતલાલ. | અમદાવાદ |
| ,, કેશવલાલ ડાહ્યાભાઈ. વીમાવાળા | અમદાવાદ | ,, પુરુષોત્તમ લલ્લુભાઈ તંત્રી. | વિરમગામ |
| ,, કેશવલાલ માધવલાલ વકીલ. | અમદાવાદ | ,, નારણદાસ જોરાભાઈ | મારફતિયા |
| ,, ચંદુલાલ મણીલાલ મારફતીયા. | વિરમગામ | શેઠ ગોરધનભાઈ દયારામ. | સુરત |
| ,, નારાયણજી રામજીભાઈ મિસ્ત્રી, | મુંબઈ | રા. રામજીભાઈ જેઠાલાલ, | કચ્છ-ગઢશીશા. |
| ,, ઝવેરભાઈ રાયજીભાઈ | ગણપતપુરા | ,, પુરુષોત્તમ હરગોવિંદ માસ્તર. | વડોદરા |
| ,, ઝીણાભાઈ મગનલાલ ફોજદાર | પાટડી | ,, છગનલાલ પિતામ્બરદાસ. | સરઢવ |

| | | | |
|---|---|---|---|
| ,, ઈશ્વરદાસ જોઈતનદાસ. | સરઢવ | રા. ધનસાભાઈ જેકણદાસ | આદ્રજ |
| ,, પુરુષોત્તમ લલુભાઈ | બાવળા | ,, નાથાભાઈ ધનજીભાઈ | લાડોલ |
| રા. કાળીદાસ હરજીવનદાસ. | અમદાવાદ | શેઠ બાલમુકુંદ કિશોરદાસ. | બાવળા |
| દે. ચુનીલાલ નારણદાસ. | બાવળા | ,, કાળીદાસ મોહનલાલ, | અમદાવાદ |
| ,, શિવલાલભાઈ પિતામ્બર | ટીકર. | રા. હરિલાલ રણછોડદાસ | સુપરવાઈઝર |
| ,, ગોકળદાસ કાનજીભાઈ કૃષિ ઉપદેશક | ગોંડલ | ,, તુલસીદાસ ગોપાળદાસ, | કાસવા. |
| ,, ખુશાલદાસ વેલજીભાઈ. | ગાબટ. | ,, માણેકલાલ કેશવલાલ | અમદાવાદ, |
| રા. જમનાદાસ બાબુ. | અમદાવાદ | રા. જેસિંગભાઈ જેઠાભાઈ | લાડોલ |
| ,, મોતીલાલ કહાનદાસ. | કઠલાલ | ,, લક્ષ્મણભાઈ ભીખાભાઈ માસ્તર. | અમદાવાદ |
| ,, ચતુરભાઈ હીરદાસ વકીલ | ચાણસ્મા. | ,, ભગવાનદાસ દાક્તર. | ભરૂચ |

સબ્જેક્ટ કમિટી નિમાયા બાદ મે. પ્રમુખ સાહેબે જણાવ્યું કે આજની બેઠકનું કામ ખલાસ થયું છે. હમણાં અર્ધો કલાક આરામ લીધા પછી સબ્જેક્ટ કમિટી પોતાનું કામકાજ કરશે તે વખતે જે જે ભાઈઓને કાંઈ બોલવું હોય તેમને આવવાની છૂટ છે. ત્યાર પછી લગભગ છ વાગે પહેલા દિવસની બેઠકનું કાર્ય ખલાસ થયું હતું અને બીજે દિવસે જમીકરીને પરવાર્યા બાદ એક વાગે બેઠક કરવાનું જણાવ્યું અને ઘણા ભાઈઓ જમવાને ગયા હતા. લગભગ અરધો કલાક આરામ લીધા બાદ સબ્જેક્ટ કમિટી મળી હતી. જેણે રાતના દશ વાગ્યા સુધી કામ કર્યું હતું તે વખતે ઘણાખરા મેમ્બરોએ હાજરી આપી હતી.

## તા. ૨૯-૧૨-'૧૨નો બીજો દિવસ

બીજે દિવસે સવારના નવ વાગતાથી મેમ્બરો સમાજના સ્થળે આવવા લાગ્યા હતા; કારણ કે તેમને માટે નહાવાધોવા અને જમવા વગેરેની સગવડ પણ સમાજના મંડપની નજીકમાં જ કરવામાં આવી હતી. લગભગ અગિયાર વાગતાં નાહીને પરવાર્યા અને જમવા માટે પધાર્યા હતા. ત્યાંથી પરવાર્યા બાદ મંડપમાં તેમણે હાજરી આપવા માંડી હતી. લગભગ એક વાગ્યા પછી મંડપમાં સઘળા મેમ્બરો આવી ગયા હતા. તેમજ મે. પ્રમુખ સાહેબ વગેરે પણ દોઢ વાગે પધાર્યા અને શરૂઆતમાં–

વિરમગામ નિવાસી મિ. ઈશ્વરલાલ છોટાલાલ સ્વયંસેવકે રા. નારણદાસ મારફતિયાની બનાવેલી ઉમા સ્તુતિ ગાઈ સંભળાવી હતી, જેમાં આપણી જ્ઞાતિનાં બાળકોને બાળલગ્નના નઠારા રિવાજમાં ઝંપલાતાં અટકાવવા-તેમનાં માબાપોને સદ્‌બુદ્ધિ આપે તેવી પ્રાર્થના ઘણી જ અસરકારક રીતે કરવામાં આવી હતી. ઉક્ત સ્તુતિ ખલાસ થતાં -



તે જ સ્થળેથી સમાજની સેવા ઉઠાવવા આવેલા મિ. રતીલાલ અંબારામ સ્વયંસેવકે રા. મારફતિયાની જ એક બીજી કવિતા સમાજના મેમ્બરોને ઉદ્દેશીને ગાઈ

હતી. જેનો સાર એ હતો કે, જ્ઞાતિમાં વિદ્યાની વૃદ્ધિ થાય અને આપણી ઉન્નતિ થાય તેમાં કલ્યાણકારી કામો કરવા માટે દરેક ભાઈઓ એકબીજાને મદદગાર થઈ પડે તે માટે સદ્‌બોધ આપ્યો હતો. વળી જ્ઞાતિમાં ચાલતા નઠારા રિવાજોનું પણ તેમાં દિગ્દર્શન કરાવેલું હોવાને લીધે શ્રોતાઓ ઉપર તેની સારી અસર થઈ હતી. ત્યાર પછી,

બાવળા નિવાસી શુક્લ કે જેમણે ઉપદેશનું પણ કામ કર્યું હતું તેમણે રા. છગનલાલ કવિની બે કૃતિઓ ગાઈ સંભળાવી તેમાંની પહેલીમાં આપણી જ્ઞાતિના જે ઉત્સાહી બન્ધુઓ સુધારાર્થે જે શ્રમ ઉઠાવે છે તેમને સહાય થવા માટે શ્રી ઉમાદેવીને પ્રાર્થના કરી હતી; અને બીજીમાં સમાજની સ્થાપના પછી તે કેટલી અગત્યની થઈ પડી છે અને તેનાથી કેટલાક નઠારા રિવાજોમાં જે પરિવર્તન થયું છે તે જણાવી સમાજનાં યશોગાન કર્યાં હતાં. ઉપર પ્રમાણેની સ્તુતિઓ અને મેમ્બરોને મુબારકબાદી અપાયા પછી સમાજની બેઠકને–

મે. પ્રમુખ સાહેબે જણાવ્યું કે-

ભાઈઓ! આપ સઘળાની સંમતિથી ગઈ કાલે ના. વાઈસરોય તરફ ભક્તિભાવ દર્શાવનારો જે ઠરાવ પસાર થયો છે તે તે નામદારને મોકલી આપ્યા છે એટલે એ આ બેઠક વખતે પસાર થયેલા ઠરાવો પૈકીનો પહેલો ઠરાવ ગણાશે. હવે આપણો નામદાર શહેનશાહ પ્રત્યે જે ભક્તિભાવ છે તે તાજા કરી આપવા માટે હું બીજો ઠરાવ રજૂ કરું છું જેને આપ સઘળા તાળીઓથી વધાવી લઈ પોતાની સંમતિ દર્શાવશો.

ઠરાવ ૨જો

"આ સમાજ આપણા ના. શહેનશાહ અને શહેનશાહ બાનુનું દીર્ઘાયુષ્ય ઇચ્છે છે." ..... (તાળીઓ.)

ઉપરનો ઠરાવ પસાર થયા બાદ દેસાઈ શ્રી લાલસિંહજીભાઈએ નીચે જણાવેલો ઠરાવ રજૂ કર્યો હતો.

ઠરાવ ૩જો

'વિદ્યા એ સાચુ ધન અને મોટામાં મોટી શક્તિ હોવાથી દરેક બન્ધુઓએ પોતાનાં સંતાનોને બને ત્યાં સુધી કેળવણી આપવી.'

ઉપરના ઠરાવ રજૂ કર્યા બાદ તેમણે જણાવ્યું કે ગૃહસ્થો મેં રજૂ કરેલો ઠરાવ  આપણો સમાજ કરે છે અને તેનું કારણ એ છે કે વિદ્યાના ફાયદા આપણે સમજીએ છીએ. જેઓ કેળવાયેલા નથી તેમની સ્થિતિ ઢોર જેવી જણાય છે અને ઢોરની યોનિમાં પોતાને ખપાવે છે. બે હજાર વર્ષો પર ઇંગ્લેન્ડની પ્રજાની સ્થિતિ આપણાં ગામડાં કરતાં પણ હલકી હતી, આજે તેઓ કેળવણીથી જ આપણા કરતાં આગળ વધ્યા

છે અને સર્વોત્તમ ગણાય છે, તેમજ આપણે પણ તેમને સુખી માનીએ છીએ તે સઘળાનો પ્રતાપ કેળવણી છે. આપણા લેઉવા બન્ધુઓએ સારી કેળવણી લીધી છે અને આપણે પણ લઈએ છીએ જેથી ભવિષ્યમાં તેના ફાયદા જણાયા સિવાય રહેશે નહિ. ધાર્મિક અને નૈતિક કેળવણી બહુ ઉચ્ચ પ્રકારની છે, તેનાથી પુત્રો પિતાને તારે છે કે જે કારણ માટે પુત્ર જન્મનો હેતુ છે. પિતાને તારે તેવા પુત્ર આપણને જોઈએ છીએ જેથી તેમને કેળવણી આપવાની ઘણી આવશ્યકતા છે. અમેરિકાના ખેડૂતો આજે કરોડપતિ બન્યા છે તેનું કારણ પણ કેળવણી જ છે, માટે આપણે કેળવણી લેવાથી સારી સ્થિતિમાં આવી શકીશું.

રા. હરિલાલ રણછોડદાસ માસ્તરે ઉપરના ઠરાવને ટેકો આપતાં ઘણું જ અસરકારક ભાષણ વાંચી સંભળાવ્યું જેનો સાર એ હતો કે-

માત્ર ભણવું એનો જ અર્થ કેળવણી લેવી એવું નથી. કેળવણીનો અર્થ ઘણો ઊંડો છે. મારા સ્કૂલ સુપરવાઈઝર તરીકેના અનુભવ ઉપરથી હું કહું છું કે સાત ચોપડી ભણેલા એવા હજારો છોકરા મેં જોયા છે પણ તે કેળવાયેલા છે એમ કહેવાય નહિ. ભણવું અને ગણવું એ બંને હોય ત્યારે કેળવણી લીધી છે એમ કહેવાય. શારીરિક, માનસિક અને આધ્યાત્મિક શક્તિઓ ખીલે ત્યારે કેળવાયેલા છે એમ કહેવાય. તેઓ પોતાનું અને જગતનું કલ્યાણ કરી શકે એવા થાય એ જ કેળવણી લેવાનો હેતું છે. જાણીને નોકરીઓ કરવી એટલા પુરતો જ કેળવણીનો આશય સમજવો જોઈએ નહિ વગેરે અનેક સદ્બોધ અને ગૃહસંસાર ઉત્તમ કેવી રીતે બનાવી શકાય અને તે માટે કેવા પ્રકારે કેળવણી લઈ સ્ત્રી તથા પુરુષોએ તૈયાર થવાની જરૂર છે તે ઘણું સ્પષ્ટ રીતે સમજાવ્યું હતું. તેમજ કેળવણી જે મુખ્ય ફાયદાઓ થાય છે તેનું વિગતવાર બ્યાન આપી નીચે જણાવેલા દશ મુખ્ય ફાયદાઓ કેળવણી લેવાથી થાય છે તેની શ્રોતાઓના મનમાં સારી છાપ બેસાડી હતી.

(૧) તેનાથી પૈસા પેદા કરતા થવાય છે. (૨) શરીર સાચવતાં આવડે છે. (૩) ફાયદા અને ગેરફાયદાઓ સમજવાની શક્તિ આવે છે. (૪) હૃદય હિંમતવાળું, દૃઢ અને સાહસિક થાય છે. (૫) કેળવણીથી જ સુખ મળે છે. (૬) સંતતિ સારી ઉછરે છે. (૭) વ્યવહારમાં વિવેક કરતાં આવડે છે. (૮) ઠાવકાઈ આવે છે. (૯) ચાલાકી આવે છે. (૧૦) મન વિશાળ થાય છે. આ દરેક ફાયદાઓ કેવી રીતે થાય છે. તે વિગતવાર સમજાવ્યા બાદ આપણા દેશની અન્ય જ્ઞાતિઓએ પોતાનાં બાળકોને કેળવણી આપવા માટે જે જે સમગ્ર હિલચાલવાળા પ્રયાસો કર્યા છે. તેનું દિગ્દર્શન કરાવી આપણા માટે કયા માર્ગ શ્રેષ્ઠ છે તે પણ સમજાવ્યું હતું અને તે ઠરાવ સર્વાનુમતે પસાર થયા બાદ નીચેના ઠરાવ દેસાઈ શ્રી લાલસિંહજીભાઈએ રજૂ કર્યો હતો.

## ઠરાવ ૪થો

"ઑ. ગોખલેના પ્રાથમિક કેળવણીના બિલને આ સમાજ સંપૂર્ણ ટેકો આપે છે. ઉપરાંત આપણી કોમ કેળવણીમાં ઘણી પછાત હોવાથી તેમને પ્રાથમિક કેળવણી મફત અને ફરજિયાત આપવાની ના. દયાળુ સરકારને વિનંતી કરવાનો આ સમાજ ઠરાવ કરે છે."

ઉપરનો ઠરાવ રજૂ કરતાં તેમણે જણાવ્યું કે પ્રાથમિક કેળવણીનો ખરડો ના. વોઈસરોયની કાઉન્સિલમાં આપણા દેશભક્ત ઑ. મિ. ગોખલેએ રજૂ કર્યો હતો અને સ્થાનિક સરકારોના અભિપ્રાય માટે તે મુલતવી રહ્યો છે તેમજ સ્થાનિક સરકારોને પણ જ્ઞાતિઓના અભિપ્રાય જાણ્યા સિવાય તે વિષે ચોક્કસ મત આપી શકાય તેમ જણાતું નથી. માટે આપણે આ ઠરાવ પસાર કરી આપણે જ્ઞાતિ તરફથી મોકલી આપવો જોઈએ. આપણને તેનાથી ફાયદો થવાનો હોવાથી આપણે લાભદાયક ઠરાવ પસાર કરીએ છીએ અને હિન્દુસ્તાનની ઘણી કોમો પ્રાથમિક કેળવણી મફત મળે તે માટે પ્રયાસ કરે છે તેમ આપણે કરીએ છીએ. કેળવણી વિષે ઘણું કહેવાયું છે એટલે આપનો વિશેષ વખત લેતો નથી. આ ઠરાવનો ટેકો આપતાં–

મિ. કેશવલાલ માધવલાલ વકીલે જણાવ્યું કે જે ઠરાવ આપણે પસાર કરીએ છીએ તેનો મતલબ આપ સઘળા સમજ્યા હશો. કુમારશ્રી લાલસિંહજીભાઈએ તે રજૂ કર્યો છે અને હું તે ઠરાવને અનુમોદન આપું છું. આગળના સવાલમાં કેળવણી વિષે ઘણું બોલાયું છે, પરંતુ તે ફરજિયાત અને મફત મેળવવા માટે આપણે ના. સરકારને અરજ કરવાની છે. ના. ગાયકવાડ સરકારે પોતાની પ્રજાના કલ્યાણને માટે આવો ઠરાવ કર્યો છે અને ઘણાં થોડાં વર્ષમાં તે પ્રજા કેળવણીમાં આગળ વધશે એટલે વિદ્યા પ્રાપ્ત કરી હોય તેવા ખેડૂતો ખેતીવાડી પણ સારી કરી શકશે. દરેક માણસ પ્રાથમિક કેળવણી લીધા સિવાય લાયક ગણાતો નથી માટે આપ સઘળા ભાઈઓ ના. સરકારને તે માટે અરજ કરવામાં સામેલ અતિથિ વિશેષ અનુમોદન આપતાં મિ. જીવણલાલ અમૃતલાલ અમદાવાદવાળાએ જણાવ્યું કે આ ઠરાવને હું અંતઃકરણથી ટેકો આપું છું. કેળવણી લેવી જ જોઈએ પરંતુ પૈસા વગર તે લઈ શકાતી નથી અને તે લેવા માટે આપણી પાસે પૈસા નથી. આપણે માત્ર બોલીને જ કાર્ય કરવાનું નથી, કારણ કે જેમ પાયા વગર મકાન રહેતું નથી તેમ પૈસાની પહેલી જરૂર છે. આ સમાજે તે માટે દરેક વખતે ઘણી મહેનત અને ખંતથી પ્રયાસ કર્યો છે. જેથી તેના મેમ્બરોને ધન્યવાદ ઘટે છે. સમાજની આ ત્રીજી બેઠક છે અને તેમાં દરેક પ્રકારના વિષયો ચર્ચાય છે, પરંતુ ઘણા બન્ધુઓ અજ્ઞાન છે તેમને કેળવવા અને ઉત્તેજન આપવું તે મુખ્ય કર્તવ્ય છે, છેલ્લાં ત્રણ વર્ષો થયાં જે કાંઈ થયું છે તે આ સમાજના જ પ્રતાપે

થયું છે. ના. દરબારશ્રીને ત્યાં થયેલો મેળાવડો તે પણ આપણા પ્રયાસને લીધે જ હતો ત્યાં ''મહામંડળ''ની સ્થાપના થઈ છે તેમાંથી ગરીબોને કેળવણી લેવામાં ઉત્તેજન મળશે એવી આશા છે.

ઉપરનો ઠરાવ સર્વાનુમતે પસાર થયા બાદ નીચે જણાવેલો ઠરાવ ગોંડલ સ્ટેઈટના કૃષિ ઉપદેશક રા. ગોકળદાસ કાનજીભાઈ ઉપલેટાવાળાએ રજૂ કર્યો હતો.

**ઠરાવ પમો**

''ખેતીવાડી આ દેશનો મુખ્ય આધાર હોવાથી તે સંબંધી ગુજરાતી ભાષામાં કેળવણી આપવા, બનતી ત્વરાએ અમદાવાદ શહેરમાં એક ખેતીવાડીની સ્કૂલ ઉઘાડવાના ના. દયાળુ સરકારને આ સમાજ વિનંતી કરે છે.''

આ ઠરાવ રજૂ કર્યા પછી રા. ગોકળભાઈએ જણાવ્યું કે ખેતીવાડી ઉપર માત્ર વેપારરોજગારનો જ નહિ પરંતુ રાજ્યનો આધાર પણ તેના ઉપર છે. દુનિયાની દરેક વસ્તુઓ જમીનમાંથી જ પેંદા થાય છે અને એટલા માટે આપણા ઋષિ-મુનિઓએ ખેતીવાડીને ઉત્તમ ગણી છે. આવી ઉત્તમ ખેતી મૂકીને નોકરી પસંદ કરવાથી ઘણા માણસો અધમ દશામાં આવી ગયા હશે પરંતુ તેમની નબળાઈનું જ એ કારણ છે. ખેતીવાડી બગડી જવાનું મુખ્ય કારણ ખેડૂતોની દેવાદાર સ્થિતિ છે, એટલે સેંકડે ૯૦ ટકા જેટલા ખેડૂતો કરજદાર હોય છે. ખેતી કરનારનો મોટો ભાગ એટલે લગભગ ૬૦ ટકા જેટલા ખેડૂતો સાધનસંપન્ન વગરના છે એમ કહીએ તો પણ ચાલે. આ પ્રમાણે ખેડૂતોની નબળી દશા થવાનું કારણ કેળવણી અને ધનનો અભાવ છે. ખેતીવાડી ઉત્તમ બનાવવા માટે ઘણા સુધારાઓ કરવાની જરૂર છે તે બાજુએ મૂકી કુધારારૂપી ઊંડાં ખરચો કરતા જાય છે પરિણામે પૈસે ટકે દુઃખી હોવાથી તેમની જમીનો પણ રસેકસે ઊતરતી જાય છે. સુધારાઓ તરફ વિરોધ જણાવવાનું મુખ્ય કારણ કુસંપ છે અને બીજાં પણ કેટલાંક કારણો છે, પરંતુ જ્ઞાન સંપાદન કરવામાં કુધારારૂપી રિવાજો આડા આવે છે તેમાં શંકા જેવું કાંઈ જ નથી. ખેતીવાડી એ સાધારણ વિષય નથી તેમાં પણ જ્ઞાન સંપાદન કરવાની જરૂર પડે છે અને તે વિદ્યા પ્રાપ્ત કર્યા સિવાય મળી શકતું નથી. જ્ઞાન એટલે બુદ્ધિ છે. તેને અક્કલ કહો તો પણ કોઈ કાર્ય તેના સિવાય થઈ શકે નહિ. ખેતીવાડીમાં તર્ક કરવાની પણ જરૂર પડે છે અને કેળવણી લીધા સિવાય તર્કશક્તિ ખીલતી નથી. જેવી રીતે વૈદકશાસ્ત્રનો અભ્યાસ કર્યા વિનાના ઘણા વૈદો ઊંટવૈદાં કરે છે તેમ ખેતીવાડીનું પણ છે, એટલે ખેતીવાડીના શાસ્ત્રનો અભ્યાસ કર્યા સિવાય પહેલાંના વખતમાં બાપદાદા કરતા હતા તેમ સમજી કરે જવાથી ઉત્પન્નમાં ઘણું જ ઓછું આવે છે; **આગળની કહેવત પ્રમાણે એક વખત વાવીને સાતવાર લણવાનો પ્રસંગ જતો રહ્યો છે. અત્યારે તો સાતવાર વાવીએ તોપણ**

**એટલું ઉત્પન્ન આવતું નથી.** આપણી જમીનો ઊતરી ગઈ છે તેને સુધારવા માટે મહેનત, બુદ્ધિ અને પૈસાની એકસરખી જરૂર છે. આપણા આ સમાજ અને જ્ઞાતિનો અન્ય બંધુઓ ખેતીવાડી સંબંધી જે પ્રયાસ કરે છે તેનાં શુભ પરિણામો આવો! એવી આપણે પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરવી જોઈએ. આપણી સ્થિતિ ઘણી જ નબળી થઈ ગઈ છે એટલે જમીનો પણ નબળી થઈ જાય તેમાં નવાઈ શું છે? ઉપર પ્રમાણે ભાષણ કર્યા બાદ ખેતીવાડીના કામકાજમાં - વાવવા, નીંદવા અને ખેડવા વગેરે પ્રકારનું સ્પષ્ટીકરણ કરી ખેતીવાડીની પદ્ધતિ વિષે ઘણું સારું જ્ઞાન સમજાવ્યું હતું અને ખેતીવાડી સુધારવા માટે તે સંબંધી જ્ઞાન પ્રાપ્ત થઈ શકે તેવી નિશાળોની જરૂરિયાતો વિષે સમજાવ્યા બાદ—

ટીકરવાળા રા. શિવલાલભાઈએ ઉપરના ઠરાવને ટેકો આપવા જણાવ્યું કે - રા. ગોકળદાશભાઈએ ખેતીવાડી વિષે આપણને ઘણું કહ્યું છે તોપણ બે શબ્દો કહેવાની હું રજા લઉં છું. ભાઈઓ! અત્યારે આપણી કોમ ખેતીવાડી કરનારી છે એમ કહીએ તો પણ ચાલે, એટલે જ મુખ્ય ધંધો ખેતીવાડી છે તેના ઉપર આપણા ગુજરાનનો આધાર રહેલો જણાય છે. કવિ શિરોમણિ સામળભટે સત્ય કહ્યું છે કે 'કણબી પાછળ કરોડ, કણબી કોઈ વાંસે નહિ.' મતલબ કે આખા દેશનો આધાર ખેતી કરતી કોમ ઉપર છે એ તેમણે બતાવી આપ્યું છે, અને દીર્ઘદષ્ટિથી વિચાર કરીએ તો રાજ્યની તિજોરીનો આધાર પણ ખેતીવાડી ઉપર જણાય છે. આવી જે મુખ્ય ખેતીવાડી તેનું શસ્ત્ર શીખવા માટે ઘણી જ જરૂર છે અને તેથી તે સંબંધી જ્ઞાન આપનારી શાળાઓ ઉઘાડવા માટે આપણે ના. સરકારને વિનંતી કરીએ છીએ. ખેતીના જ્ઞાનના અભાવે આપણી સ્થિતિ નબળી થઈ ગઈ છે તેમાં પણ મજૂરી મોંઘી થઈ જવાથી આપણને વિશેષ નુકસાન થયું છે. ઘણી જગ્યાએ જોઈશું તો બીજા ધંધાદારીઓ, નોકરો, કારીગરો કે મજૂરો કરતાં પણ આપણી સ્થિતિ હલકા પ્રકારની થઈ ગયેલી જણાય છે, તેનું કારણ ખેતીવાડીના જ્ઞાનનો અભાવ અને સાધનો મેળવવાની મુશ્કેલી સિવાય બીજું સમજાતું નથી. બીજા દેશની ખેતીવાડીનાં ઉત્તમ પ્રકારનાં, સુધરેલી ઢબનાં દરેક જાતનાં સાધનો અને તેમનું જ્ઞાન જોઈ આપણને ખ્યાલ આવે છે કે કેટલાં વર્ષો સુધી પ્રયત્ન કરીશું ત્યારે આપણે તેમના જેવી સ્થિતિ પ્રાપ્ત કરી શકીશું તેનો આપણા આગેવાનોએ પણ ખાસ વિચાર કરવાની જરૂર છે. ખેતીવાડીનું જ્ઞાન મેળવવા માટે જે સ્કૂલની જરૂર છે, તેવી સ્કૂલ અમદાવાદમાં ઉઘાડવાની ના. સરકારને હું પણ વિનંતી કરું છું અને આ ઠરાવને અંતઃકરણથી ટેકો આપું છું.



રા. તુલસીદાસ ગોપાળદાસે આ ઠરાવને અનુમોદન આપતાં જણાવ્યું કે મારી પહેલાંના પણ ઘણા બન્ધુઓએ આ ઠરાવની આવશ્યક્તા વિષે આપને સમજાવ્યું છે

અને હું પણ એ જ કહું છું કે દુનિયાના બીજા દેશો આજે સમૃદ્ધ થઈ ગયેલા જણાય છે તે પણ ખેતીવાડીનો જ પ્રતાપ છે. આપણે અનુભવી અને ડાહ્યા પુરુષોના કહેવા ઉપર ઓછું લક્ષ આપીએ છીએ. ઘણી વખતે અજ્ઞાન માણસો કોઈ પણ વાતનું લક્ષ નહિ આપતાં સુધારાને આપણી જ્ઞાતિનો મોટો ભાગ આગળ વધી શકતો અટકાવે છે. કુધારાઓ કહાડો અને સુધરેલી કે અનુસરતી પદ્ધતિ પ્રમાણે તમે દરેક પ્રકારના રિવાજો કે કામકાજ કરો એટલે તમે કરોડોપતિ થશો તેમાં નવાઈ જેવું નથી. અમેરિકાના ખેડૂતો જંગલી સ્થિતિમાંથી કરોડોપતિ થયા છે, તેનું કારણ તપાસો! ખેતીવાડીનું જ્ઞાન સંપાદન કરવા માટે શારીરિક અને માનસિક એવી બંને પ્રકારની સંપત્તિની જરૂર છે, તે પ્રાપ્ત કરો અને ખેતીવાડીના શાસ્ત્રનો અભ્યાસ કરો. કૃષિશાસ્ત્રના અભ્યાસ માટે જે સ્કૂલની જરૂર છે તે ઠરાવને ટેકો આપવાની મને જે તક આપવામાં આવી છે, તે માટે હું આપનો ઉપકાર માનું છું.

રા. ખુશાલદાસ વેલજીભાઈ ગાબટવાળાએ આ ઠરાવને ટેકો આપતાં આપણા દેશની ખેતીવાડીની પ્રાચીન તેમજ અર્વાચીન ઉત્પન્ન વિષે ઘણું સારું અજવાળું પાડ્યું હતું અને ખેતીવાડી ઘણી ઊતરી ગઈ છે, તે દાખલા દલીલોથી સમજાવ્યા બાદ ખેતીવાડીની સ્કૂલની કેટલી જરૂર છે તે પણ સમજાવ્યું હતું. ત્યાર પછી–

શેઠ ગોરધનભાઈ મોહનલાલે આ ઠરાવને ટેકો આપતાં વિલાયતી યંત્રો વડે ખેતીવાડી કરવાથી થતા ફાયદા સમજાવ્યા હતા અને તે માટે લેવા જોઈતા ઉપાયો જણાવ્યા પછી ખેતીવાડીનું જ્ઞાન મેળવવાની જરૂરિયાતનો પોતાનો જાતઅનુભવ સમજાવ્યો હતો. ત્યાર બાદ આ ઠરાવને અમદાવાદવાળા શેઠ માણેકલાલ કેશવલાલ જીવાભાઈએ પણ ટેકો આપ્યા પછી સર્વાનુમતે પસાર થયો હતો.

**ઠરાવ ૬ ઠ્ઠો**

''મરણ પાછળનાં જમણો અશાસ્ત્રોક્ત તેમજ નીતિ વિરુદ્ધ અને ખર્ચાળ હોવાથી તેનો બને તે રીતે અટકાવ કરવા આ સમાજ સઘળા જ્ઞાતિબંધુઓને ભલામણ કરે છે.''

રા. કાળીદાસ હરજીવનદાસે ઉપરનો ઠરાવ રજૂ કરતાં જણાવ્યું કે, મરણ પાછળનાં જમણો શાસ્ત્ર વિરુદ્ધ છે તે વાત સર્વમાન્ય થઈ ગઈ છે, કારણ કે તેનો કોઈ જગ્યાએ આધાર નથી. ગરુડપુરાણ જેવાં પુસ્તકોમાં પણ નથી. દેવ મંદિરોમાં મરણ નિમિત્તનું સીધું-આટો, દાળ સ્વીકારવામાં આવતું નથી, કારણ કે તે શાસ્ત્ર વિરુદ્ધ છે. ધર્મ વિરુદ્ધ છે. મરણ પાછળનાં જમણો મરનાર પામે તે માટે કરવામાં આવે છે, એવા ધતિંગ હવે ચાલતો નથી, કારણ, આપણે સમજ્યા છીએ કે ધર્મને બહાને એક પ્રકારનો આ ઢોંગ ચાલે છે. **એક મુસાફર કહે છે કે જો હિન્દુસ્તાનમાં ઢોંગ**

**ચલાવવો હોય તો ધર્મને બહાને, ઈંગ્લાંડમાં રાજદ્વારી હીલચાલને બહાને અને અમેરિકામાં સંસાર સુધારાને બહાને ચાલે છે. સાધુઓનો વેશ ધારણ કરીને આવેલા વાઘરી લોકો ધર્મને બહાને કેવા છેતરી જાય છે?** સ્ત્રીઓમાં કેટલીક અંધ માન્યતાઓ હોય છે તેમને ઉપદેશો આપી કેળવવી જોઈએ, મરણ જેવા શોકને ટાણે ઊલટું જમણું કરવું તે કેવું નઠારું જણાય છે. પંગતમાં તે પ્રસંગે લો લાડુ! લાડુ તમારે! બોલાય છે, તે શું કોઈનું મરણ થયાનો શોક દેખાડે છે? રોવા-કુટવામાં કોઈ કચાસ રાખે તો બૈરાંઓ વાંધા પાડે છે, કોઈ કાંણે આવી શકે નહિ. તો શોકની મહત્તા ઘટી જાય છે, પણ મરણ થયા પછી દશ - બાર દિવસે અને તેજ માણસના મરણ નિમિત્તે શરીર સાથે ખેલવા એ શોકના કે લોહીના લાડ છે અને તે જમવામાં મહાપાપ છે તેમજ મરણ થયાને થોડા જ દિવસો થયા હોય તે પ્રસંગે કપડાંલત્તાથી શણગારાઈને ઠાઠમાઠથી પંગતમાં મહાલવું તે કેટલું નીતિ વિરુદ્ધ છે તે પણ આપ સમજતા હશો.

સેંકડો રૂપિયાનાં આંધણો મૂક્યા સિવાય આવા ખરચો પણ થતાં નથી એટલે ખરચો કરવામાં જર અને જમીન બંને મૂકી ખાધાં છે, તે નામદાર સરકારે હમણાં, ખેતીવાડીનો ફાયદો કર્યો છે. તે ઉપરથી જાણી શકાય છે. રળીખાવાનું જે મુખ્ય સાધન જમીન તે મૂકી ખાવા પછી કેવી રીતે વહેવારમાં નભી શકાય! તેમાં નિરાધાર થઈ ગયા કે કોઈ મદદ પણ કરે નહિ! મરણ પાછળનાં ખરચો કરવા માટે કેટલાક દુષ્ટ માણસો અનેક પ્રકારની ખટપટો અને હિલચાલો કરે - કરાવે છે, છેવટે નનામા કાગળો પણ લખાવે છે. આ પ્રમાણે થવાથી કેટલાક નબળા મનના અને અજ્ઞાન બંધુઓ ગભરાઈને પ્રેત ભોજનો કરવા માટે લલચાઈ પડે છે. ભાઈઓ! આવાં કારજો નહિ કરવામાં જ આબરૂ છે અને તે કરતાં પણ વિશેષ તો મરણ પાછળનાં જમણો નહિ જમવામાં છે, માટે દરેક ભાઈએ તે નહીં જમવા માટે પોતાના મનથી પ્રતિજ્ઞા કરવી જોઈએ. મરણનાં જમણો બંધ કરવા માટે દરેક સમજુઓ તરફથી કહેવામાં આવે છે, પરંતુ જ્યારે ગૃહસ્થો અને ઇજ્જતવાળા માણસો આવાં ખરચાઓ નહીં કરે ત્યારે જ તે બંધ થશે, પ્રથમ તેમણે આ ખરચા અટકાવવાં જોઈએ જેથી નહીં કરવાનો રિવાજ થઈ જશે. (તાળીઓ) આ ઠરાવને અમદાવાદવાળા શેઠ કાળીદાસ મોહનલાલ અને બાબુ જમનાદાસે અનુમોદન આપ્યા પછી–

રા. છગનલાલ પિતામ્બરદાસે આ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં જણાવ્યું કે, મારા પાટીદાર ભાઈઓ! હવે તો હદ થઈ છે! મરણ પાછળના ખરચા વિષે ઘણું કહેવાયું છે. આપણા પૈસાની પાયમાલી થઈ તે સાથે આપણી જિંદગીની પણ થઈ છે. હવે કાંઈક સમજ્યા છીએ અને તે ખુશી થવા જેવું છે. ગઈ સાલમાં કલોલના એક પાટીદારે રૂપિયા ૧૪૦૦ ખરચીને તેનાં માબાપ પાછળ ખરચ કર્યું હતું. તેને

પરસોત્તમ હરગોવન નામના વાણીએ તે લેણું વસૂલ કરવા જેલમાં! પુરાવ્યો હતો!! કહો હવે શું બાકી છે? આ હકીકત બધા લોકો જાણે છે. આવી બે - ત્રણ તકરારો મેં ચૂકવી છે અને એવી રીતે દેવાદારો કહે છે કે, છોડીઓ વોળાવીશું - સાસરે મોકલીશું - એટલે દેવું ભરીશું! (મતલબ કે છોડીના પૈસા લઈ તેને વેચી માબાપનું ખરચ કર્યું તેમાં આપીશું.) આપણે આવાં ખરચો કરીને જ ઘર અને જમીનો મૂકી ખાધાં છે. કારણ કે આપણે કોઈ એવો વેપાર નથી અથવા ઘર ખરચ નથી કે તેમાં ખાદ જાય. કેટલીક વખતે છોકરો પરણ્યા વગર રહી જતો હોય તો ઘર જમીન ગીરો મુકાય છે, પણ આ બધાં અધર્મવાળા ખરચામાં વાણિયાઓને રજિસ્ટર દસ્તાવેજો કરી આપ્યા હોય છે, એટલે ત્રણ પહેઠી સુધી પણ તે છોડાવી શકાતાં નથી. આવાં ખરચા અટકાવો એજ સુધારો છે. કેટલાકે કહે છે કે, માએ મોટા કર્યા માટે તેનું ખરચ કરીને તેની પાછળ મોકલવું જોઈએ? ભાઈઓ! આ બધું ખોટું અને ઢોંગ છે. કેટલાક લોકો પોતાના સ્વાર્થ શોધવા માટે આવું ઊંધું સમજાવે છે. **હવે શીરાનો જે સળવળાટ છે. તે કહાડી નાંખો. પારકું રળેલું ખાવાની દાનત રાખવી તે સારું નથી. તેથી તો નરકમાં જવાય** છે. અમારી તરફ કારજો બંધ કરવાથી સ્થિતિ સુધરતી આવે છે. તેનો હું એક જ દાખલો આપીશ કે અમે ૧૬ આની અને બીજા વિભાગવાળાએ આઠ આની સરકારી બાકી ભરી છે. તે વગેરે ઘણા જ અસરકારક શબ્દોમાં દાખલા - દલીલોથી સમજાવ્યા બાદ કહ્યું છે કે આ રિવાજ જૂનો છે. એવું લોકો કહે છે, પરંતુ ચાણસ્માવાળા પીઢ પરંભુદાસ બાભઈના મુખે મેં સાંભળ્યું છે, કે માત્ર એકસો વર્ષથી જ આ રિવાજ ચાલુ થયો જણાય છે. ત્યારબાદ બાવળાવાળા–

મિ. પુરુષોત્તમદાસે પણ એ જ મતલબનું વિવેચન કરી આ ઠરાવને ટેકો આપ્યો અને તે સર્વાનુમતે પસાર થયો હતો. ત્યારબાદ **માધાના પિતાનું પ્રેમભોજન યાને કારજની કહાણીના નામે આખ્યાન દે.** અમરસિંહજીભાઈએ તૈયાર કરેલું તે સભાસદો તેમજ દરેક જ્ઞાતિ બંધુઓની સમક્ષ કરી બતાવવાનું હોવાથી પોણા ચાર વાગે બેઠકને લગતું કામકાજ ખલાસ થયું હતું અને આખ્યાન થઈ રહ્યા બાદ સબ્જેક્ટ કમિટીના મેમ્બરોને ઠરાવો પસંદ કરવા માટે મીટિંગમાં હાજર થવાની સૂચના આપવામાં આવી હતી.

લગભગ ચાર વાગે ઉપરોક્ત આખ્યાન સંગીતનાં સાજ સાથે રા. અમરસિંહભાઈ તથા મિ. પુરુષોત્તમ તંત્રી અને મિ. કેશવલાલ વકીલે કર્યું હતું.  આખ્યાનની વસ્તુ-નાયક અને નાયિકાનું ચરિત્ર ખરેખર એક બનેલી હકીકત ઉપરથી જ ઉપજાવી કહાડવામાં આવ્યું હતું. માત્ર નામઠામ પૂરતો જ લેખકે ફેરફાર કર્યો હતો. આખ્યાનનો પૂર્વરંગ ઘણો લંબાઈ જવા છતાં શ્રોતાઓને રસ પડવાથી તે દિવસે

પૂર્વરંગનો જ ચિતાર આપી આવતી કાલ ઉપર આખ્યાન મુલતવી રાખવામાં આવ્યું હતું. 'અમર'ની કવિત્વશક્તિથી ભાગ્યે જ આપણા બન્ધુઓ અજાણ રહ્યા છે. તેના ગાયનો એવા તો કર્ણપ્રિય, સરળ અને રસિક થઈ પડ્યાં છે કે, આ લેખકે મુંબઈની લોકલ ટ્રેનોમાં પણ તે ગાતાં અન્યજ્ઞાતિના મુજરાતીઓને જોયા છે. આખ્યાન વિશે અમારે ઘણું કહેવાનું છે, પરંતુ સ્થળ સંકોચનને લીધે તેનું અવલોકન કરી શકાયું નથી, પ્રસંગોપાત્ત આપીશું. ઉપરોક્ત આખ્યાન ખલાસ થયા બાદ સાંજરે સબ્જેક્ટ કમિટીએ ઠરાવો પસંદ કરવાનું કાર્ય કર્યું હતું, અને આવતી કાલે સવારના આડાઆઠ વાગ્યા ઉપર સમાજની બેઠક મુલત્વી રહી હતી.

**તા. ૩૦-૧૨-'૧૨નો છેલ્લો દિવસ**

સવારના દાતણ-પાણી અને ચાહ વગેરે લીધા બાદ લગભગ સાડા-આઠ વાગ્યાથી સભાસદોએ મંડપમાં આવવા માંડ્યું હતું અને પ્રમુખ સાહેબના આવી ગયા બાદ નવ વાગતાં કામકાજની શરૂઆત કરવા પહેલાં મિ. રતીલાલ અંબારામ સ્વયંસેવકે કવિતા ગાઈ સંભળાવી હતી. અંતે ત્યાર પછી બેઠકને લગતું - ઠરાવ પસાર કરવાનું કાર્ય આગળ પડતું હતું.

**ઠરાવ ૭મો**

''આપણી જ્ઞાતિના જુદા જુદા વિભાગોમાં ચાલતા કન્યા વિક્રયના રિવાજને સદંતર નાબૂદ કરવાનો આ સમાજ ઠરાવ કરે છે.''

* ''સતી આખ્યાન''ની માફક પ્રેતભોજનનાં આખ્યાનના ગાયનોની ચોપડી મુંબઈ નિવાસી .. નારાયણજીભાઈ મિસ્ત્રીએ છપાવી આપી છે, તેની કિંમત એક આનો છે. પુસ્તકની ઊપજ સમાજનાં ઉપદેશક ફંડમાં જવાની રા. નારાયણજીએ જે ઉદારતા બતાવી છે તે ખાતે તેમને ખરેખર ધન્યવાદ ઘટે છે. સદરહુ આખ્યાનનાં ગાયનની ચોપડીએ સમાજની ઓફિસેથી મળી શકે છે–

ઉપરનો ઠરાવ રજૂ કરતાં લાડોલવાળા રા. જેસિંગભાઈએ શરૂઆતમાં પરમાત્માની કૃતિ વિષે એક ભજન ગાવામાં ઉદ્યમ કરી ધન પ્રાપ્ત કરવાની, તેમજ અહંકારનો ત્યાગ કરવામાં બુદ્ધિની શ્રેષ્ઠતા વિષે વિવેચન કર્યું હતું. કુળવાનો છીએ એમ સમજી અહંકાર કરનારાઓને જે પાપ લાગે છે, તે સમજાવ્યું હતું અને છેવટે કન્યાનું દાન આપવાને બદલે જે માણસો પૈસા લે છે. તે કૃત્ય કેટલું નીચ છે તે યુક્તિ અને દૃષ્ટાંતથી સમજાવ્યું હતું. **''એક રજસ્વલા સ્ત્રી કૂતરાની ખોપરીમાં અનાજ રાંધતી હતી છતાં કન્યાવિક્રય કરનાર માણસનો પડછાયો તેના ઉપર પડવાથી તે અન્ન અભડાઈ ગયું એમ સમજી ફેંકી દીધું અને ખાધું નહિ.''** આ વાર્તાનું દૃષ્ટાંત એવું તો સચોટ સમજાવ્યું હતું કે શ્રોતાઓ ઉપર તેની ઘણી જ ઊંડી

અસર થઈ હતી.

રા. મોતીલાલ કહાનદાસ કઠલાલ વાળાએ ઉપરના ઠરાવને અનુમોદન આપતાં જણાવ્યું કે કન્યાવિક્રયથી મહાપાપ લાગે છે, અને તે એક અધર્મ છે; તે જ પ્રમાણે વરવિક્રય કરવો એટલે પૈસાની ખાતર પોતાના પુત્રને લાયક નહીં હોય તેવી કન્યાઓ સાથે લગ્નની ગાંઠથી જોડી દેવો તે પણ ઓછું પાપ નથી. આવા પ્રકારના વિક્રયાથી ઘર સંસાર આકારો થઈ પડે છે, અને છુટાં છેડા વગેરે કરવાના પ્રસંગો આવે છે, માટે આ ઠરાવ કેટલો અગત્યનો છે તે તરફ હું આપ સઘળાનું ધ્યાન ખેંચું છું.

રા. ગોકળદાસ કાનજીભાઈ ઉપલેટાવાળએ ઉપરના ઠરાવને વિશેષ અનુમોદન આપતાં કહ્યું કે, ભાઈઓ! કન્યા વિક્રયનો રિવાજ શાસ્ત્ર વિરુદ્ધ છે. એક શ્લોકમાં કહ્યું છે કે, દીકરીનો પૈસો ખાનાર માતા તેનું કાળજું અને બાપ તેનું માથું ખાય છે; વળી તેમાંથી જમનાર માણસો તેના રુધિરનું પાન કરે છે! તદુપરાંત તે કન્યાની માતા, ભાઈ, બાપ વગેરે પિત્રાઈઓ રૌ રૌ નર્કમાં જાય છે. મેરૂ સમાન ઢગલાઓ ભસ્મ થઈ જાય છે, ગંગામાં નહાવાથી પાપ જતું રહે છે પરંતુ કન્યાવિક્રયનું પાપ નાશ પામતું નથી. ગુરુની સ્ત્રી સાથે ગમન, અને પ્રેત ભાગ-બારમાના પિંડનું ભોજન-ચામડામાં લઈને ખાવું તે દરેક કરતાં કન્યાના પૈસા લેવા તે વધારે ખરાબ છે. પારધીઓ બીજાં અન્ય પ્રાણીઓનો નાશ કરે છે, પરંતુ કન્યાવિક્રય કરનાર માબાપો તો પોતાના જ બાળકના પ્રાણ લે છે! **દીકરો અને દીકરી એક જ પેટે જન્મે છે, ત્યારે દીકરીના ઘરમાંથી લઈ દીકરાએ આપવું તે પણ એક જાતનો અધર્મ છે. ઘણી જગ્યાએ દીકરાંઓ માબાપને ડાંગો મારે છે, પૂરું ખાવા પણ આપતા નથી, પરંતુ દીકરીઓ તો માબાપની ચાકરી કરતી તેમનામાં વિશેષ ભક્તિભાવ રાખે છે માટે દીકરીને અન્યાય કરવો તે પરમાત્માને છેતરવા જેવું છે, જેથી દીકરીના પૈસા લેવા નહિ તેની આપણે ચોક્કસ પ્રતિજ્ઞાઓ લેવી જોઈએ.**

રા. ધનસાભાઈ જેકણદાસ ભગતે જણાવ્યું કે, કન્યાવિક્રય વિષે અત્યારે જે ચર્ચા થઈ ગઈ છે તે આમ સઘળા જાઓ છો, અને હું પણ કહું છું કે તે **દરેકમાંથી પ્રાયશ્ચિત કરીને મુક્ત થઈ શકાય છે, પરંતુ કન્યાવિક્રયનું તો પ્રાયશ્ચિત્ત જ નથી.** આ રિવાજ બંધ પાડવા માટે આપણે જ પુરુષાર્થ કરવો પડે છે. તેનું મૂળ તપાસીએ તો જણાશે કે જેઓ ચરસી છે, પૈસાની જેમને તાણ પડે છે, અને છોકરાઓ માટે કન્યા લાવવાને પૈસા આપવા પડે છે. માબાપો કન્યાવિક્રય કરે છે, મતલબ કે જેને પૈસાની અછત છે તેઓ જ કન્યાવિક્રયમાં હાથ ઘાલે છે, શ્રીમંતો કન્યા વિક્રય કરતા નથી, એટલે ખરું પૂછો તો કન્યા વિક્રય કરાવનારી જે નિર્ધનતા એ જ મહાપાપ છે. આ નિર્ધનતા મટાડવા માટે આપણે અયોગ્ય ખરચો અટકાવવાં જોઈએ અને કરકસર કરી ધનનો

સંગ્રહ કરવો જોઈએ.

આ વખતે અમદાવાદથી સમાજમાં ભાગ લેવા માટે અમદાવાદની જ્ઞાતિના વનમાળીદાસવાળા શેઠ માણેકલાલભાઈ તથા ચંદુલાલભાઈ પધાર્યા હતા. જેમને સઘળા બન્ધુઓએ ઊભા થઈ માન આપ્યું હતું અને તે સદ્ગૃહસ્થોને પ્રમુખ સાહેબની બાજુમાં પુલપીટ ઉપર જગ્યા આપવામાં આવી હતી.

કન્યાવિક્રય કરનાર નરકે જાય છે એટલું જ નહિ પણ કરાવનારાઓ પણ તેમની પહેલાં નરકમાં જાય છે. માંડવા ધોવરામણનાં ખરચોના બહાને કન્યાવિક્રય વધતો જાય છે. આપણે સઘળા જે અત્રે એકઠા થયા છીએ તેમાં કન્યાવિક્રય કરનારા કદાચ નહિ હોય, પરંતુ તે કરાવનારા તો હશે જ! માટે ભાઈઓ! આપણે પોતે જ તે રિવાજ નાબૂદ કરવા માટે ઉપાયો લેવાનાં છે. આપણામાં કન્યાઓ આપવાના જથ્થાઓ પડી ગયા છે, એટલે જે તરફ ઢાળ હોય તે તરફ પાણી વળે છે તેમ કન્યાઓ પણ ખેંચાઈ જાય છે, પરંતુ તે અગવડો દૂર કરી શકાય તેવી છે અને આપણે તે માટે પણ ઘણું કરવાનું છે.

રા. શિવલાલભાઈ પિતામ્બરદાસ ટિકરવાળાએ આ ઠરાવને વિ. અનુમોદન આપ્યા બાદ સર્વાનુમતે પસાર થયો હતો.

### ઠરાવ ૮મો.

"બાળલગ્ન કરવાં તે તદ્દન નુકસાનકારક અને અધર્મ યુક્ત છે, માટે શાસ્ત્રોક્ત રીતે અને યોગ્ય એટલે મોટી ઉંમરે લગ્ન કરવાનો આ સમાજ ઠરાવ કરે છે અને સમસ્ત જ્ઞાતિ બન્ધુઓને આગ્રહપૂર્વક સૂચના કરે છે."

મેં. ડૉક્ટર સાહેબે આ ઠરાવ રજૂ કરતાં જણાવ્યું કે - ભાઈઓ! ઉપરનો ઠરાવ આપની પાસે રજૂ કરવા માટે મને આજ્ઞા થઈ છે અને હું આશા રાખું છું કે, તે માટે આપ રજા આપશો. (તાળીઓ.) આપણે જાણીએ છીએ કે : જેનામાં જે વસ્તુની ખામી હોય તે મેળવવા માટે પ્રયત્નો કરાય છે. ધણમાં મુસાફરી કરતા માણસો પાણીની જરૂર વખતે તરફડે છે, અને ઊંચા અને ઉપર અડીને તેની શોધ કરે છે. માંદો માણસ પોતાને આરામ થઈ જાય તે માટે ગુણકારી દવાઓ અને અનુભવી વૈદ દાક્તરોની શોધમાં ફર્યા કરે છે. જેઓ નિર્ધન છે તેઓ સારો ઉદ્યોગ મેળવી ધન પ્રાપ્ત કરવાના પ્રયત્નો કરે છે. આપણી જ્ઞાતિની સ્થિતિ તપાસીએ તો દરેક વાતે દુઃખી જણાશે. ખેતી માટે બળદ અને સાધનો હોય તો કામ કરવાની શક્તિ હોતી નથી અથવા તે સંબંધી જ્ઞાન હોતું નથી. આ બધાનું મૂળ વિદ્યા છે અને તેમાં આપણે ઘણા જ પછાત છીએ, પરંતુ વિદ્યા ભણી શકતા નથી તેનું કારણ બાળલગ્નનો રિવાજ છે. આજના વખતમાં આપણી પાસે ધન હતું કારણ ખરચો નાણાં ઓછાં હતાં, હમણાં

આપણે ગરીબોની સ્થિતિ ભોગવીએ છીએ કારણ કે રાષ્ટ્ર અને આપણે વિદ્યા પ્રાપ્ત કરતા નથી, રીત-રિવાજો ને વળગી રહીએ છીએ. એટલે અહીં કરતાં પણ આપણે પછાત પડી ગયા છીએ. આગળના વખતમાં આપણા બાપદાદાઓએ સમયને અનુસરીને રીતરિવાજમાં ફેરફારો કર્યા છે કારણ કે તે વખતે તેમ કરવામાં ફાયદો હશે. અત્યારે આપણને જેમાં ફાયદો જણાય તે આપણે કરીએ તો તે પણ તેમના પગલે જ ચાલવાનું છે. પંજાબમાંથી આવ્યા પછી આપણે જુદા જુદા ભાગોમાં વસ્યા અને દૂર દૂરના ભાગોમાં જવાઆવવાની મુસીબતોને લઈને એકઠા થઈ શક્યા નહિ, અથવા તો મિ. પુરુષોત્તમદાસે કણબી ક્ષત્રિય ઉત્પત્તિના પુસ્તકમાં જણાવ્યું છે, તે પ્રમાણેની અનેક અગવડોને લઈને આપણા લગ્નનું જે બંધારણ થઈ ગયું હતું તે જ હાલમાં કાયમ રાખવાથી નુકસાન થતું જણાયું છે; માટે આપણે પણ સમયને અનુસરી શાસ્ત્રોક્ત રીતે લગ્ન પદ્ધતિ રાખવી જોઈએ, તેથી આપણને અનેક પ્રકારના કાયદાઓ થઈ શકશે. પુત્રને પાંચે વરસે વિદ્યા ભણાવવા માંડીએ છીએ પણ તે પહેલાં તો લગ્ન આવી જાય તો પરણાવી દેવો પડે છે. પરણાવ્યા પછી કન્યા ઉંમરે આવતાં તેને તેડવી પડે છે અને છોકરાઓને ભણવાનું બંધ થઈ જાય છે. આ પ્રમાણે થવાથી છોકરો તથા છોડી બંનેના સુખનો અંત આવે છે. આ જમાનો વિદ્યાનો છે અને તમે જુઓ છો કે જેઓ ભણ્યા છે, તેઓ આપણા ઉપર સત્તા ભોગવે છે, એટલે ભણાવ્યા સિવાય ચાલે તેમ નથી; અને ભણાવવા માટે તેમને કુંવારાં રાખવાં જ જોઈએ ત્યારે જ તેઓ ભણશે. છોકરાઓ કે છોડીઓને ભણવા માટે વખત મળે ત્યારે જ તેઓ ભણી શકે અને ભણે તો પુસ્તકો વાંચે અને અક્કલ ખીલે. સંસાર વ્યવહાર ચલાવતાં આવડે અને પતિએ સ્ત્રીના અને સ્ત્રીએ પતિના કાર્યમાં કેવી રીતે ઉપયોગી થઈ પડવું તેનું જ્ઞાન આપોઆપ થઈ જાય, એટલે સારું - ખોટું સમજતાં શીખે, અને તેમનામાં ઉત્પન્ન થતા વિખવાદો અટકે.

છોકરાઓને ભણાવવાથી ખેતીવાડીનું જ્ઞાન પણ સારું મળે છે પણ ભણે ક્યારે? તેમને કુંવારા રાખવામાં આવે તો જ! ઘણી વખતે આપણે એક ઉપર બીજી સ્ત્રી કરવાના અને છૂટકો આપવાના દોષ અન્ય માણસોના ઉપર મૂકીએ છીએ તે આપણી જ ભૂલ છે. તમે સમજી શકશો કે દરેક સુખને માટે જ પ્રયત્નો કરે છે. જેઓ દુ:ખી છે તેમને જુદા કરવા માટે છૂટકાનો રિવાજ પડ્યો છે. ૨૦૦ - ૫૦૦ ખરચનારાઓની પુત્રીઓ પણ દુ:ખી જણાય છે? હું નથી ધારતો કે કોઈ ઊભો થઈને કહી શકે કે આ રિવાજથી ફાયદો છે. પ્રથમ ઘણા પુરુષોનું એમ ધારવું હતું કે આ રિવાજથી ફાયદો છે, પણ હમણાં કોઈ તેમ કહેતું નથી અને તે રિવાજ આપ સઘળાઓની મદદથી નાબૂદ થઈ જશે અને ત્યારે જ આપણો ઘરસંસાર સુખી નીવડશે. આ રિવાજ બંધ પડવાથી

છોકરાઓ વિદ્યા પ્રાપ્ત કરે છે અને ઘર, જમીનો અને લેણુંદેણું સંભાળી શકશે, તેથી આપણી આર્થિક સ્થિતિ પણ સુધરશે. ભણેલા છોકરાઓ નકામાં ખરચો કરશે નહિ અને હંમેશાં દેવામાંથી મુક્ત રહેવાના પ્રયત્નો કરશે. થોડી પૂંજીમાં વધારે વેપાર કરી શકશે અને તેમની સ્ત્રીઓ પણ ઓછા ખરચે ઘરસંસાર ચલાવી પતિને સુખદાયક થશે. તે સઘળાનો આધાર લગ્નની ઊંચી અને પદ્ધતિ ઉપર છે. તેમની યોગ્યયોગ્યતાનો વિચાર થઈ શકે તેવી જ સ્થિતિમાં તેથી લગ્નની ગાંઠથી જોડવાં જોઈએ. અત્યારે જેમ તમને જમીનોની કિંમત નથી. અને પછી આપવા જાઓ તો તે જમણો તમને શાસ્ત્રોક્ત લગ્નોની કિંમત નથી. દશ વર્ષ પછી જ્યારે સુધરેલી પદ્ધતિએ ખેતી થશે ત્યારે જમીનની કિંમત દશ ગણી વધી જાય અને ઉત્પન્ન પણ વધશે. તેજ પ્રમાણે જ્યારે દેશકાળને અનુસરીને લગ્નો થવા માંડશે. તેવાં દંપતીઓ સંસારમાં સુખી થતાં જોઈશું ત્યાં સુધી કઢંગો રિવાજ ટગુમગુ જણાશે પણ આવા દશ - વીસ કે પચીસ દાખલાઓ જ્યાં નજરે જણાશે કે તે રિવાજ રહેવાનો નથી. હું હમણાં જ કહી ગયો છું કે સુખ મેળવવા પ્રયત્ન કરવો તે મનુષ્યનો સ્વભાવ છે અને તે જ પ્રમાણે ભણેલા છોકરાઓ લગ્ન કરશે. (તાળીઓ)

ઠરાવ સંબંધી આટલી હકીકત જણાવ્યા બાદ પ્લેગ અને કોલેરાના સમયમાં માણસોએ રાખવી જોઈતી કાળજી તથા ઢોરોના રોગ સંબંધી કેટલુંક જ્ઞાન શ્રોતાઓને આપ્યું હતું. ત્યાર બાદ આ ઠરાવને ટેકો આપતાં.

રા. મોહનલાલ ત્રિભોવનદાસે પણ બાળલગ્નના રિવાજ વિષે ઘણું લંબાણથી ભાષણ આપ્યું હતું જેનો મતલબ એ હતો કે–

બ્રહ્મચર્યથી દરેક પ્રકારની શોધો અને મોક્ષ મેળવી શકાય છે તે બ્રહ્મચર્યને આપણે ભૂલી ગયા છીએ જે મોટી ઉંમરે લગ્ન કર્યાથી જ પ્રાપ્ત થાય છે. બાળકોને વિદ્યા ભણાવવા માટે એક ફંડ ઊભું કરવાની જેમણે મહેનત ઉઠાવી છે. તેઓ એવી પણ પ્રતિજ્ઞા લેશે (?) કે ગમે તે નાત કે જાતનો પણ વિદ્વાન હોય તેને જ પોતાની કન્યાઓ આપીશું ત્યારે જ કન્યાઓ સુખી થશે અને બાળલગ્ન દૂર થશે. કજોડાઓથી પ્રેમ ઉત્પન્ન થતો નથી કારણ કે પુરુષ દરેક પ્રકારની કેળવણી લે છે અને કન્યા તો ઢોર જેવી ને જેવી જ રહે છે. પ્રેમ ઉત્પન્ન નહીં થવાનું એ મુખ્ય કારણ છે. આવાં કજોડાંથી ઉત્પન્ન થતી સંતતિ પણ તેવી જ થાય છે. રૂપને લઈને પણ કજોડાં થાય છે, કદાચ કુદરતી આફતોને લઈને કન્યાઓ લૂલી કે આંધળી થાય તો પણ પ્રેમ રહેતો નથી અને દંપતીના અનુપમ સાત્ત્વિક પ્રેમ સિવાય ઉન્નતિ થતી નથી. બાળલગ્નથી ૪૦ ટકા જેટલા સંતાનો મરી જાય છે, તદુપરાંત મૃત્યુ પણ જલદી આવે છે, કારણ કે વીર્યની તાકાત કમ થઈ ગઈ છે, એટલે વંશવૃદ્ધિ પણ અટકી છે. આપણી

વસ્તી ૧૪ લાખની છે પણ તે શું કામની છે? અખંડ બ્રહ્મચર્ય પાળીને નામના કહાડે અને તેમના જેવા જ પુત્રો ઉત્પન્ન કરે તેમની જરૂર છે. સ્ત્રીઓને ક્ષય રોગ થાય છે તેનું કારણ પણ બાળલગ્નનો જ રિવાજ છે. આ રિવાજ નાબૂદ કરવા અને તમારી જ્ઞાતિનું કલ્યાણ થાય તેવાં કાર્યો કરવામાં તમે ગાળો ખાઓ અને સહન કરો તો મનુષ્યમાંથી દેવ બનશો. વલ્લભાચાર્ય અને સહજાનંદે ઘણું સહન કર્યું છે. માન અને પ્રતિષ્ઠા મેળવવાની જેઓને અભિલાષા થાય તેમણે જાણવું કે આપણા દાંતે ખટાસ લાગી છે, એટલે ખટાસવાળા માણસની પ્રતિષ્ઠા સચવાતી નથી, તેમ આવા સ્વાર્થોનો ત્યાગ કર્યા સિવાય જ્ઞાતિનું કલ્યાણ પણ થઈ શકતું નથી. જૂના વિચારવાળા પણ ઘણા બન્ધુઓ સમજુ છે અને તે જો જ્ઞાતિ હિતનાં કાર્ય કરવા બહાર પડે તો તેમને માન આપવા માટે અમે તૈયાર છીએ વગેરે ઘણી શિખામણો આપી હતી.

રા. લક્ષ્મણભાઈ ભીખાભાઈ માસ્તરે ઉપરના ઠરાવને ટેકો આપતાં બાળલગ્ન વિષે એક ઉત્તમ નિબંધના રૂપમાં ભાષણ આપ્યું હતું અને તેના મુખ્ય ગેરફાયદાઓનું સ્પષ્ટીકરણ કરી વિસ્તારથી સમજાવ્યા હતા. બાળલગ્નનો રિવાજ આપણી જ્ઞાતિનાં બાળકોનું ભવિષ્ય બગાડે છે.

૧. શારીરિક કૌવત, તન્દુરસ્તી રૂપ અને બાંધો નાશ કરે છે.

૨. વીર્ય શક્તિ નબળી પડવાથી જઠરાગ્નિ મંદ થતાં શરીર ક્ષીણ થાય છે.

૩. મન શક્તિઓ ક્ષીણ થવા ઉપરાંત સાહસ, ઉત્સાહ અને શૌર્યાદિ ગુણો નષ્ટપ્રાય થાય છે.

૪. આર્થિક સ્થિતિ નબળી થવાથી અન્નવસ્ત્રના સાંસા પડે છે.

૫. ઘરસંસાર ક્લેશમય થઈ જાય છે.

૬. ભવિષ્યની પ્રજા નિર્માલ્ય નિવડે છે.

૭. વ્યભિચાર આદિ અને મહાપાપો ઉદ્ભવે છે.

૮. ઘણાં જોડાંઓ બાળવયમાં જ ખંડિત થાય છે અને રહે છે તેમનો સંસાર પ્રેમમય નીવડતો નથી. વગેરે.

રા. ચતુરભાઈ હીરદાસ વકીલે આ ઠરાવને વિ. અનુમોદન આપતાં જણાવ્યું કે, બાળલગ્નના રિવાજથી આપણને જે નુકસાન થયું છે તે આપણે હવે સમજી શક્યા છીએ. કન્યા વિક્રય અત્યારે ઘણો છે એટલે છૂટાં લગ્નથી કન્યાવિક્રય વધશે તે વાત  ખોટી છે. ઉલટાં અત્યારે કજોડાં અને છૂટાછેડા વગેરે થાય છે, તેમજ કન્યાવિક્રય પણ બંધ પડશે અને કુસંપ ઓછો થશે. આપણાં લગ્નો જે નિષેધ રૂપ છે તે આપ સમજ્યા છો એ ખુશી થવા જેવું છે. નાની ઉંમરે પરણાવવાથી કન્યાઓ મળે નહિ તો તાણ પડે એ વાત તદ્દન ખોટી છે, ગરીબોને તાણ પડે એમ કહેવાય છે, પણ

તે તો અત્યારે પણ છે એટલે જે ગરીબ છે તેને અત્યારના રિવાજથી જ કન્યાઓ મળતી નથી. અષ્ટ મંગળાની કન્યા લાવવી હોય તો રૂ. ૫૦૦-૮૦૦ આપવા પડે છે!

આ રિવાજથી જે મહાન નુકસાન થાય છે તે એ છે, કે બાળકો વિદ્યા પ્રાપ્ત કરી શકતાં નથી અને પરિણામે આપણી ખેતીવાડી તથા ઘરસંસાર સુધરતો નથી. ગરીબોનાં છોકરા મોટી ઉંમરે પરણે તો નુકસાન શું છે? ગૃહસ્થોનાં છોકરાં પણ મોટી ઉંમરે જ પરણવાં જોઈએ તે સિવાય વિદ્યા પ્રાપ્ત કરી શકવાની નથી. બાળલગ્નથી તેમને વિદ્યા ભણાવવી બંધ કરવી પડે છે. આપણા ના. શ્રીમંત સરકાર ગાયકવાડ મહારાજે જે ૧૬ અને ૧૨ વર્ષની ઉંમર ઠરાવી છે. (તાળીઓ) તે તદ્દન વાજબી છે અને આપણે દરેકે તે કાયદાને માન આપી ચાલવું જોઈએ તેમાં જ આપણી ઉન્નતિ છે. હું આશા રાખું છું કે દરેક ભાઈઓ આ ઠરાવને વધાવી લેશો. (તાળીઓ) સર્વાનુમતે પસાર થયા બાદ મે. પ્રમુખ સાહેબે નીચે જણાવેલા ઠરાવો રજૂ કર્યા હતા અને તે દરેક સર્વાનુમતે પસાર થયેલા જાહેર કરવામાં આવ્યા હતા. ગઈ કાલનું અધૂરું આખ્યાન આજે બપોરે પૂરું કરવાનું હોવાથી ઠરાવો પસાર કરવાના કામકાજમાં વખતની કરકસર કરવાની જરૂર જણાઈ હતી.

**ઠરાવ ૯મો**

''બાળલગ્ન પ્રતિબંધક નિબંધ''ની ૮મી કલમની પેટા કલમ કનો અપવાદ કહાડી નાખવા અને તે કાયદો આપણી કોમને અન્ય કોમોની માફક સંપૂર્ણ રીતે લાગુ કરાવવા માટે ના. વડોદરા સરકારને અરજ કરવાનો આ ઠરાવ છે.

**ઠરાવ ૧૦મો**

''બાળલગ્ન પ્રતિબંધક નિબંધ'' અન્વયે સ્ટાંપ ફી અને દંડની જે રકમ વસૂલ કરવામાં આવી હોય તેમાંથી કડવા પાટીદાર વિદ્યાર્થીઓને ખેતીવાડીની કેળવણી તથા ઉચ્ચ પ્રકારની કેળવણી આપવા માટે ના. વડોદરા સરકારને નમ્રતાપૂર્વક અરજ ગુજારવાનો આ સમાજ ઠરાવ કરે છે.''

**ઠરાવ ૧૧મો**

''આ સમાજની વ્યવસ્થાપક કમિટીની બાબતમાં આ સમાજ એવો ઠરાવ કરે છે કે -

અ. હાલમાં તેના મેમ્બરોની સંખ્યા ૭ની છે. તેમાં ત્રણે બેઠકોના પ્રેસિડેન્ટ સાહેબોનો ઉમેરો કરી, સાતને બદલે એકંદર સંખ્યા ૧૦ની કરવી.



બ. ખાલી પડેલા મેમ્બરોની જગ્યાએ બીજા મેમ્બરો નીમી ૧૦ની સંખ્યા કાયમ રાખવા માટે તે કમિટીને સત્તા આપવામાં આવે છે.

ક. આ કમિટી ઓછામાં ઓછા ત્રણ મેમ્બરો હાજર હશે ત્યાં સુધી પોતાનું

કામકાજ ચલાવી શકશે એટલે કૉરમ ત્રણનું ગણાશે.

**ઠરાવ ૧૨મો**

"સમાજના ચોપડા તપાસવા અને હિસાબ મંજૂર કરવા માટે રા. કાળીદાસ મોહનલાલ અને રા. મોહનલાલ ત્રિભોવનદાસને ઓડિટર નિમવામાં આવે છે."

**ઠરાવ ૧૩મો**

"જે મેમ્બરો પોતાનાં સંયુક્ત કુટુંબમાં ૧૬ વર્ષની ઉંમર સુધીના વિદ્યાર્થીઓ પોતાની સાથે સમાજમાં લાવશે તે દરેકની સરભરા ફીનો ૧ રૂપિયો લઈ દાખલ કરવામાં આવશે, પરંતુ તે મેમ્બર ગણાશે નહિ એવો આ સમાજના નિયમોમાં વધારો કરવાનો આ સમાજ ઠરાવ કરે છે."

**ઠરાવ ૧૪મો**

"આપણી જ્ઞાતિમાં ઉચ્ચ કેળવણી લઈ પાસ થયેલા નીચે જણાવેલા વિદ્યાર્થીઓને અભિનંદન આપવાનો આ સમાજ ઠરાવ કરે છે."

| | |
|---|---|
| મિ. પોપટલાલ શિવલાલ ટીકર | B.A. L.L.B. |
| મિ. શંભુલાલ ખોડીદાસ | B.A. |
| મિ. નારણદાસ ગોપાળદાસ | B.A. |
| મિ. નગીનભાઈ વ્રજલાલ | Matrio-ex |
| મિ. લલ્લુભાઈ સોમનાથ | Matrio-ex |

**ઠરાવ ૧૫મો**

"શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજ બોર્ડિંગનો વહીવટ તેના પુરાંત નાણાં અને તેને લગતા સઘળા સામાન સાથે બનતી ત્વરાએ" શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મહાન મંડળને સોંપી દેવાનો અને તે બાબતની તે બોર્ડિંગના મે. પ્રેસિડેન્ટ સાહેબે અને ટ્રેઝરરને ખબર આપવાનો આ સમાજ ઠરાવ કરે છે અને ઉક્ત મહામંડળને આ સમાજ વિનંતી કરે છે કે તેનો વહીવટ બનતી ત્વરાએ સંભાળી લેવો.

**ઠરાવ ૧૬મો**

'સમાજ વિરુદ્ધ હિલચાલ કરવાથી ગંગારામ જેઠીદાસ છત્રાલાને બોર્ડિંગના નૌકર તરીકે અને સમાજનાં ઉપદેશમાંથી દૂર કરવાનો આ સમાજ ઠરાવ કરે છે.'



**ઠરાવ ૧૭મો**

'આ સમાજના આશયોનો ફેલાવો કરવાની જરૂર જણાયાથી તે માટે પગારદાર ઉપદેશક નિમવાની વ્યવસ્થાપક કમિટીને સત્તા આપવાનો આ સમાજ ઠરાવ કરે છે.'

ઉપર પ્રમાણે ઠરાવો પસાર થયાં બાદ સમાજની બેઠક બપોરના બે વાગતા ઉપર મુલતવી રહી હતી અને સઘળાં ભાઈઓ જમવા માટે પધાર્યા હતા.

બપોરના બે વાગ્યા પછી મેમ્બરોએ સભા મંડપમાં હાજરી આપી હતી અને લગભગ સવા બે વાગે કામકાજની શરૂઆત કરતાં મે. પ્રેસિડેન્ટ સાહેબની ફરમાઈશથી રા. ઝીણાભાઈ દેસાઈએ, આ સમાજના કાર્યને મુબારકબાદી અને સહાનુભૂતિ આપનારા બહારગામથી આવેલા નવા કાગળો વાંચી સંભળાવ્યા હતા.

રા. બેચરભાઈ રાયજીભાઈ ગણપતપુરાવાળાનો પત્ર.

અમીન મોતીલાલ કેશવલાલ ગોજારિયાવાળાનો પત્ર.

રા. બોધાભાઈ મનોરદાસ રાજપુરવાળાનો પત્ર.

ઉપરના પત્રો વાંચી સંભળાવ્યા પછી મિ. પુરુષોત્તમદાસ બાવળા વાળાએ 'સુબોધ રત્નમાળા' નામક પુસ્તક સંબંધી વિવેચન કરી લેખકના સાહસને ઉત્તેજન આપવા સંબંધી વિનંતી કરી હતી. ઉપર જણાવેલા સત્તર ઠરાવો આપની સમક્ષ રજૂ થયા છે અને તે સર્વાનુમતે પસાર થયા છે, તે જાણી મને અત્યંત આનંદ થાય છે, વગેરે શબ્દોમાં મે. પ્રમુખ સાહેબે સભાસદોને આવકાર આપ્યા બાદ નીચે જણાવેલા ઠરાવો રજૂ કર્યા હતા અને તે પણ સર્વાનુમતે પસાર થયેલા જાહેર કરવામાં આવ્યા હતા.

### ઠરાવ ૧૮મો

'એક સ્ત્રીની હયાતીમાં ખાસ ખરેખરા કારણ સિવાય અને સ્ત્રીની ૨૫ વર્ષની વય પહેલાં બીજી સ્ત્રી કરવાના રિવાજને આ સમાજ ધિક્કારે છે.'

### ઠરાવ ૧૯મો

'સ્થાનિક અને બહારગામના જે સ્વયંસેવકોએ આ બેઠકના અંગે સમાજની સેવા બજાવી છે, તે માટે તેમનો ઉપકાર માનવાનો અને તેના કેપ્ટન મિ. માણેકલાલ જનુભાઈને ધન્યવાદ આપવાનો આ સમાજ કરે છે.'

### ઠરાવ ૨૦મો

'બાવળા ગામના જ્ઞાતિબંધુઓએ સમાજની સેવા બજાવી છે, તે માટે તેમને અને સમાજના સેક્રેટરી તથા વ્યવસ્થાપક કમિટીએ જે ઉમદા સેવા બજાવી છે, તે ખાતે તેમનો પણ આભાર માનવાનો આ સમાજ ઠરાવ કરે છે.

### ઠરાવ ૨૧મો

આ મહોત્સવ પ્રસંગે પસાર કરવામાં આવેલા ઠરાવોનો અમલ કરવા અને તે સંબંધી યોગ્ય ગોઠવણ કરવા આ સમાજ મે. પ્રમુખ સાહેબને સત્તા આપવાનો ઠરાવ છે.



ઉપરનો છેલ્લો ઠરાવ રા. ઝીણાભાઈ દેસાઈએ રજૂ કર્યો હતો. અને તેને કુમારશ્રી લાલસિંહજી વગેરે આ ટેકો આપ્યા બાદ પસાર થયો હતો. મે. ડૉક્ટર સાહેબે

સભાસદોને ઉદ્દેશી જણાવ્યું કે અમદાવાદ નિવાસી ર. રણછોડલાલ વસા કે જેઓ અમદાવાદમાં એક જાણીતા ખાનદાન કુટુંબના સદ્‌ગૃહસ્થ છે, તેમણે આપણા સમાજને પ્રસંગોપાત્ત સારી મદદ કરી છે, અને તેજ પ્રમાણે આ બેઠકના કામને લગતી સેવા કરનાર દરેક સ્વયંસેવકોને તેમના તરફથી ''યુવાવસ્થાનો શિક્ષક'' નામે પુસ્તક ઇનામ આપવા માટે તેમણે ઇચ્છા દર્શાવી છે. આ પુસ્તક વિલ્યમ કોબેટકૃત ''એડવાઝ ટુ યંગમેન'' નામક પુસ્તક ઉપરથી તૈયાર કરી વૈદ્ય જટાશંકર લીલાધરે પ્રસિદ્ધ કર્યું છે, જેની કિંમત એક રૂપિયો છે. સદરહુ પુસ્તક યુવક સ્ત્રી અને પુરુષો બંનેને એક સરખું ઉપયોગી છે. અને તેટલા માટે સ્વયંસેવકોને ઇનામ તરીકે વહેંચવાથી તેઓ ઘણું સારું જ્ઞાન તેમાંથી સંપાદન કરી શકશે એવી મારી ખાતરી છે. હું આશા રાખું છું કે આપ સઘળા તેમના આ કાર્ય તરફ સંમતિ દર્શાવી તેમને ધન્યવાદ આપશો.''

(તાળીઓ)

ત્યારબાદ શ્રી પુરુષોત્તમ તંત્રી તરફથી બહાર પડેલા 'કણબી ક્ષત્રિય ઉત્પત્તિ અને ઈતિહાસ'' નામક પુસ્તકની ઉપયોગિતા અને લેખકના સ્તુત્ય પ્રયાસ સંબંધી બોલતાં જણાવ્યું હતું કે ''આખી કોમની ઉત્પત્તિ અને ઈતિહાસ જેવું આ પુસ્તક આપણને જ નહિ, પરંતુ ભવિષ્યની પ્રજાને તેમજ અન્ય ઇતિહાસકારોને પણ ઉપયોગી થઈ પડશે એવી મારી ખાતરી છે. તેની એક ખાસ ઉપયોગિતા વિષે મારે આપને કહેવાનું છે તે એ છે કે છેલ્લાં પચાસ વર્ષોનો સુધારાનો ક્રમશઃ ઈતિહાસ તેમાં આપવામાં આવ્યો છે તેમાંથી આપણને ઘણું શીખવાનું મળે છે અને સુધારાની હિલચાલ કરનારા અથવા તે તરફ સંમતિ દર્શાવનારા કે જ્ઞાતિ સ્વભાવનો અભ્યાસ કરવા ઇચ્છતા કોઈપણ બન્ધુને કોઈપણ ઠેકાણે નહિ મળી શકે તેવી માહિતી તે પુસ્તકમાંથી મળી શકે તેમ છે. આપણા માનવંતા તંત્રી મિ. પુરુષોત્તમભાઈની જ્ઞાતિસેવા વગેરે આપણે દરેકને સંપૂર્ણ વિશ્વાસ છે, અને જે તન, મન અને ધનથી કરીને અત્યાર સુધી તેમણે જ્ઞાતિની સેવા ઉઠાવી છે. (તાળીઓ) તે માટે આપણે તેમને જે કંઈ બદલો આપીએ તે ઓછો જ છે. અનેક મુસીબતો અને શ્રમ વેઠી તેમણે આ પુસ્તક બહાર પાડ્યું છે, છતાં જનસમાજને તદ્દન પડતર કિંમતે જ તે આપવા માટે તેમણે જે ઉપકાર કર્યો છે. (તાળીઓ) તેથી આપણી કોમ ઉપર તેમનું ઓછું અહેસાન થયું નથી, જુદા જુદા વિભાગના આપણા જ્ઞાતિ બન્ધુઓની તે પુસ્તકમાં  છબીઓ આપી તેમનાં જીવનચરિત્રો પણ તેમણે લખ્યાં છે, જે આપણને ઘણાં ઉપયોગી થઈ પડશે, અને ભવિષ્યમાં તે પુસ્તકની બીજી આવૃત્તિ બહાર પડતાં તે કરતાં પણ વિશેષ જ્ઞાન મળી શકે તેવી ગોઠવણ તે કરશે, એવી મને સંપૂર્ણ ખાતરી છે.' વગેરે પુસ્તક અને લેખકના ગુણોની પ્રશંસા કર્યા બાદ પુસ્તકનાં દરેક પ્રકરણોનું અવલોકન

કરી સંભળાવ્યું હતું. એક ક્ષત્રિય રાજકર્તા તરીકે આપણે મટી જઈ આજે ખેડૂત જેવી સ્થિતિમાં આવી પડવાનાં કારણો સમજાવ્યા બાદ વિલાયત અને અન્ય દેશોના અમીરોના દાખલા આપી જણાવ્યું હતું કે સ્થિત્યાંત્તર એ કુદરતનો સ્વભાવ છે, અને આપણે આવી અધમ સ્થિતિમાં આવી ગયા છીએ તેથી બેદિલ કે નારાજ થઈ જવાનું પ્રયોજન નથી. આપણા જેવા જ ઈંગ્લેન્ડના લોર્ડ પણ રાજાની ગણતરીમાં હતા; આજે તેમનાં સંતાનો ઘણાં હલકાં કામો કરી પોતાનો ગુજારો કરે છે. એક લોર્ડની છોકરીને મેં ટાઈપિસ્ટની નોકરી કરતાં જોઈ છે, ત્યારે આપણે ખેતી કરીએ છીએ તેથી શરમાવાનું પ્રયોજન નથી, વગેરે દાખલામાં દલીલોથી ઐતિહાસિક રૂપરેખાનો ચિતાર આપી આપણે ક્ષત્રિય છીએ તેનું અચ્છુ ભાન કરાવ્યું હતું.

ઉપરોક્ત પુસ્તક સંબંધી વિવેચન કર્યા બાદ મે. ડૉક્ટર સાહેબે જણાવ્યું કે, આવું ઉપયોગી અને કિંમતી પુસ્તક આપણી જ્ઞાતિનાં બાવળાની સ્કૂલમાં અભ્યાસ કરતાં સમજી શકે તેવા બાળકો તથા બાળકીઓને પોતા તરફથી ઈનામ આપવા માટે આપણા પ્રમુખ સાહેબ મે. રતીલાલભાઈએ ખ્વાહીશ જણાવી છે, અમે તે વહેંચવા માટે નિશાળના મહેતાજી અને રિસેપ્સન કમિટીનાં ચેરમેન બનતી ગોઠવણ કરશે. જેઓ પહેલા - બીજા ધોરણનો અભ્યાસ કરે છે તેવાં બાળકો માટે ''બ્રહ્મચર્ય'' અને ''બાળલગ્ન''ના ઉપયોગી પુસ્તકો વહેંચવામાં આવશે, તેમજ છોકરા છોડીઓને પતાસાં પણ વહેંચવામાં આવશે. બાવળા ગામમાં આપણા સમાજની બેઠક થઈ, અને તે બેઠકના પ્રમુખ સાહેબ તરફથી ત્યાંના વિદ્યાર્થીઓને જે આવા પ્રકારનો લાભ મળ્યો છે તે ઘણું જ પ્રશંસનીય અને દાખલો બેસાડવા સમાન કાર્ય થયું છે તે માટે આપણે મે. પ્રમુખ સાહેબનો ખાસ ઉપકાર માનવો ઘટે છે. (તાળીઓ.)

ત્યાર બાદ મે. પ્રમુખ સાહેબના હાથે સ્વયંસેવકોને 'યુવાવસ્થાનો શિક્ષક' નામનાં પુસ્તકો ઈનામ આપવાનું કાર્ય થયું હતું. તે થઈ રહ્યા બાદ તેમણે જણાવ્યું કે ''સમાજની ચોથી બેઠક જે જે ભાઈઓને પોતાના ગામમાં કરવાની ઈચ્છા હોય તેમણે અત્યારે આમંત્રણ કરવું, અને સંયોગોનો વિચાર કરી વ્યવસ્થાપક કમિટી પોતાને અનુકૂળ લાગશે તે ગામનું આમંત્રણ સ્વીકારી વખતસર સૂચના કરશે. મે. પ્રમુખ સાહેબની ઉપરોક્ત સૂચનાથી નીચે જણાવેલા ઉત્સાહી અને દિલસોજ બંધુઓએ પોતાને ત્યાં સમાજની આવતી બેઠક લઈ જવા માટે આમંત્રણો કર્યા હતા.



૧. ગણપતપુરાવાળા શ્રીયુત્ બહેચરભાઈના ભાઈ રા. કિશોરભાઈએ પોતાને ત્યાં સમાજ ભરવાની માગણી કરી જણાવ્યું હતું કે અમારી માગણી ઘણા વખતની છે. માટે અમારું આમંત્રણ આ વખતે સ્વીકારવાની સમાજે મહેરબાની કરવી જોઈએ.

૨. ચુંવાણના આગેવાનો તરફથી રામપુરા મુકામે સમાજ ભરવાની માગણી શેઠ ગોરધનભાઈએ કરી હતી.

૩. કાઠિયાવાડમાં ધ્રાંગધ્રા મુકામે સમાજની આવતી બેઠક કરવા માટે મે. ગોકળદાસ કાનજીભાઈ વગેરે તરફથી દે. અમરસિંહજીભાઈએ માગણી કરી હતી.

૪. શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મંડળ-વિરમગામ તરફથી તે મંડળના મિ. પુરુષોત્તમ તંત્રીએ આવતી બેઠક વિરમગામ મુકામે કરવાની વિનંતી કરી હતી.

૫. કડી પ્રાંગણમાં બેઠક થાય તે માટેસરઢવ મુકામે આવતી સમાજ ભરવાની રા. છગનલાલભાઈએ માગણી કરી હતી.

ઉપર પ્રમાણે માગણીઓનું કાર્ય સંપૂર્ણ થતાં સાડા ત્રણ ગામે ગઈ કાલનું બાકી રહેલું મરણ પાછળનું આખ્યાન શરૂ થયું હતું, અને તે ઘણાં જ ઉમંગથી શ્રોતાઓએ સાંભળ્યું હતું. ઉપસંહારમાં ઉમિયા માતાની સ્તુતિ ગવાયા બાદ તેના લેખક રા. અમરસિંહભાઈએ મરણ પાછળના ખરચો વિશે એક ટૂંકું પણ બોધદાયક ભાષણ આપ્યું હતું. કામકાજની સુબાધિત અર્થે જે ઠરાવ પસાર કરવાનો બાકી હતો. તે મેં ડૉકટર સાહેબે રજૂ કરતાં જણાવ્યું હતું.

**ઠરાવ ૨૨મો**

'આ બેઠકનું પ્રમુખપદ સ્વીકારી સમાજનું કામકાજ નિગેહબાનીથી ચલાવવા માટે આ સમાજ મે. પ્રેસિડેન્ટ સાહેબનો ઉપકાર માને છે.'

ઉપરના ઠરાવને મિ. તુલસીદાસ કાસવાવાળા તેમજ દે. નારણભાઈ મારફતિયા અને કુ. લાલસિંહજીભાઈ વગેરેએ ટેકો આપ્યા બાદ તાળીઓના ગડગડાટ વચ્ચે પસાર થયો હતો.

ચાલુ બેઠકને લગતું કામકાજ આટોપતાં મે. પ્રમુખ સાહેબે નીચે પ્રમાણે પોતાનાં ઉદ્‌ગારો પ્રદર્શિત કર્યા હતા.

જ્ઞાતિબન્ધુઓ!

આપ સર્વેએ આ બેઠકના ત્રણેક દિવસોમાં ઘણા ઉત્સાહ અને શાંતિથી કામકાજ તરફ દિલસોજી બતાવી છે, તથા મને મારી પોતાની ફરજો અદા કરવામાં જે સહાનુભૂતિ અને મારા તરફ પ્રેમવૃત્તિ આપે રાખી છે તે માટે હું આપનો આભાર માનું છું. આ બેઠકના દિવસોમાં આપણા વિદ્વાન બન્ધુઓ તરફથી જે જે સદ્‌બોધ આપણને આપવામાં આવ્યો છે અને આપણી કોમની ઉન્નતિ માટે જે જે ઠરાવો પસાર કરવામાં આવ્યા છે, તે અમલમાં મુકવા માટે આપ સઘળા જીગરથી પુરુષાર્થ કરશો એવી મને ખાતરી છે. આપણે પોતે જે કાંઈ સાંભળ્યું છે તે આપણા માટે જ નહિ પરંતુ આખી જ્ઞાતિને માટે બોલાયું છે, એટલે પોતપોતાના સ્થળે ગયા પછી

અન્ય બંધુઓને આ ઉત્તમ કાર્ય અને ઠરાવોથી વાકેફ કરશો તો તમારી ફરજ કેટલેક અંશે પરિપૂર્ણ થયેલી ગણાશે.

કેવા પ્રકારે આપણે અધમ સ્થિતિમાં આવી પડ્યા છીએ, અને તેમાંથી નીકળી ઉન્નત સ્થિતિ પ્રાપ્ત કરવા માટે આપણે કેવા પ્રયાસો આદરવાના છે, તે આપણે સ્પષ્ટ રીતે સમજી શક્યા છીએ; તો પણ હું આપને ભલામણ કરું છું - ખાસ વિનંતી કરું છું - કે આપણી લગ્ન પદ્ધતિ એ જ આપણી અવનતિનું કારણ છે. ધાર્મિક તેમજ સાંસારિક બંને પ્રકારની અધમતા તેને લઈને જ આપણામાં જણાય છે. કન્યાવિક્રય, છૂટાછેડા, દ્વિત્રીયા તેમજ અન્ય કોમો કરતાં વિદ્યામાં પછાતપણું તે આપણા બાળલગ્નના રિવાજને લઈને જ જન્મ પામ્યાં છે. તે રિવાજના મરણ પછી તેનું પણ મરણ છે; અને ખાતરીથી સમજજો કે શાસ્ત્રોક્ત લગ્નપદ્ધતિથી આપણી સ્થિતિમાં ઘણું ઉચ્ચ પરિવર્તન થઈ જશે અને દરેક વાતે સુખી થઈશું.

કરકસર કરી આપણી આર્થિક સુધારવાની કેટલીક જરૂર છે તે આપણે સહુ જાણીએ છીએ. મરણ પાછળનાં પ્રેતભોજનોમાં ઉડાઉ ખરચો કરી આપણે કંગાલ થઈ પડ્યા છીએ તેનું યથાર્થ સ્વરૂપ આપણી સમક્ષ આપણા વિદ્વાન બન્ધુ અમરસિંહભાઈએ કરેલાં આખ્યાનથી ખડું થયું છે, અને હંમેશને માટે તમારા હૃદયમાં તેનું રટણ રહેશે એમ હું ધારું છું. મરણ પાછળનાં ખરચો જો કે મૃતઃપ્રાય થવા આવ્યાં છે, તો પણ તે નહીં કરવા સાથે તેવાં જમણો નહીં જમવા માટે, આપણને રા. કાળીદાસભાઈએ જે સૂચના કરી છે તે ખરેખર આવકારદાયક છે, અને આપ સઘળા તેવાં ભોજનો અટકાવવા બનતું કરશો એવી હું વિનંતી કરું છું.

માત્ર થોડાં જ વખતનાં આપણા પુરુષાર્થથી આપણી માનસિક સ્થિતિમાં જે ફેરફાર થયો તેણે લઈને કેટલાક રીત રિવાજો પ્રત્યે આપણાં મનની જે અંધશ્રદ્ધા જોવાની આવૃત્તિ તે ઘણે અંશે નષ્ટ થતી જાય છે, અને આપ સઘળા આ પ્રમાણે દર વર્ષે પુરુષાર્થ ચાલુ રાખશો તો ઘણાં જ નજીકના વખતમાં આપણે રૂડું ભવિષ્ય જોવાને આપણે ભાગ્યશાળી થઈશું. આપણા વિચારો સુધર્યા છે અને સમજતા થયા છીએ તેનું કારણ ઉપદેશ છે. ઉપદેશ રાખવાની જે અનિવાર્ય આવશ્યક્તા શરૂઆતથી જ છે, અને તે માટે સમાજના કાર્યવાહકોની માગણી સ્વીકારી પગારદાર ઉપદેશક રાખવાનો આપણે જે ઠરાવ કર્યો છે, તે ખાસ ફળદાયક થઈ પડશે. પણ તે સાથે મારે આપને એ પણ કહેવું જોઈએ કે, સમાજની પૈસા સંબંધી સ્થિતિ ઘણી જ કંગાલ છે. આપણા જેવા સભાસદો છતાં સમાજનાં ફંડમાં કાંઈ ન મળે! આ વાત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. ઉપદેશક તમારી તરફ આવે તે વખતે દરેક વાતે સગવડ કરી આપવા ઉપરાંત બની શકે તેટલી ઉપદેશક અને જનરલ ફંડમાં પૈસા વધે તેવી

તજવીજ કરવા કૃપા કરશો, અને આપણે પોતે આપણા માટે જ કરીએ છીએ એ મહામંત્ર હંમેશાં યાદ રાખશો.

આ વખતે આપણને ખાસ ખુશાલી ઊપજે તેવો બનાવ એ બન્યો છે કે, અમદાવાદ જ્ઞાતિના શેઠ રા. માણેકલાલભાઈ તથા ચંદુલાલભાઈએ આપણા સમાજના મેમ્બર થઈ આપણી હિલચાલમાં અંતઃકરણથી ભાગ લીધો છે, (તાળીઓ) તેમજ સુરતવાળા શેઠે ગોરધનભાઈએ પણ આપણા કાર્ય તરફ સહાનુભૂતિ રાખી અત્રે પધાર્યા છે તે બનાવથી સમાજના હિતમાં ખાસ ઉમેરો થયો છે. (તાળીઓ) આપ સર્વે આ આ ઉપરથી જોઈ શકશો કે આપણું કાર્ય સંગીનપણે આગળ વધે છે અને જ્ઞાતિના તમામ સમજુ પુરુષો આપણા કાર્ય તરફ પ્રેમ ભરી લાગણીથી જુએ છે. આવા પ્રતિષ્ઠિત ગૃહસ્થો આપણા કાર્યમાં ભાગ લે તો હું ધારું છું કે આપણા કામકાજનો બોજો ઓછો થઈ જાય અને નવીન બળ પ્રાપ્ત થતું જાય. જો કે બાવળામાં તકરાર છે - બે ભાગ છે વગેરે પ્રકારની સત્ય હકીકત આપણા દરેક મેમ્બરોના સમજવામાં જ હતી, તો પણ સમાજની સેવા ઉઠાવવામાં બાવળા ગામે જે ભાગ લીધો છે તે માટે આપ સઘળાએ તેને ધન્યવાદ આપવાનો ઠરાવ કર્યો છે તે આપના હૃદયની ઉદાર મનોવૃત્તિ બતાવી આપે છે. આ ગામના પુરુષોએ આપણા કામાકાજમાં કોઈ પ્રકારનું વિઘ્ન આવે નહિ તેને માટે જે કાળજી બતાવી છે તે માટે હું તેમનો ખાસ આભાર માનું છું અને મારી અંતિમ ઈચ્છા છે કે તેમનામાં પડેલી તકરારનો જૂજ વખતમાં પરમાત્માં અંત લાવે.

આપ સઘળાએ મારા કામકાજ પ્રત્યે જે સંમતિ દર્શાવી છે, અને પ્રમુખ તરીકે જે માન આપ્યું છે તે સારું હું આપનો સંપૂર્ણ આભારી થયો છું અને ફરીથી આપ સઘળા બન્ધુઓનો ઉપકાર માનું છું. (તાળીઓ.)

ઉપર પ્રમાણે કામકાજની સમાપ્તિ કરનારું ભાષણ આપી. મે પ્રમુખ સાહેબે પોતાની જગ્યા લીધા બાદ –

દેસાઈ અમરસિંહજીભાઈએ જણાવ્યું કે - આપણા સમાજ તરફથી ''કડવા વિજય નામનું માસિક નીકળે છે તેની ઊપજ ખરચ આ સમાજમાં મળે છે. કેટલાક બંધુઓનું વર્ષનું લવાજમ પણ આવ્યું નથી. કોનું નથી આવ્યું તે કહેવા હું ઊઠ્યો નથી, પણ જે ભાઈઓ પાસે લવાજમ લેણું છે. તેમણે ભરી દેવું અને સમાજનાં ફંડને મદદ કરવી. હમણાં જ મે. પ્રમુખ સાહેબે કહ્યું કે આપણા ફંડમાં પૈસા નથી તે સત્ય છે, અને આપની સમક્ષ થોડા વખતમાં હિસાબ બહાર પડશે ત્યારે આપ સમજી શકશો કે આપણાં કામકાજના પ્રમાણમાં ખરેખર કાંઈ જ નથી. મારે આપને યાદ આપવું જોઈએ કે ગઈ બેઠક વખતે વડોદરા મુકામે આપણા મિ. પુરુષોત્તમદાસ પાસેથી ''કડવા વિજય'' લઈ લીધું છે, તે એ જ મતલબથી કે ગ્રાહકોને સસ્તે લવાજમે આપી શકાય.

પણ ક્યારે? ગ્રાહકોની સંખ્યા વધે તો જ! પણ સંખ્યા વધવાની વાત તો બાજુએ રહી, પરંતુ ચઢેલું લવાજમ પણ વસૂલ થતું નથી. માસિકની આ વસ્તુસ્થિતિ દરેક ભાઈઓ ધ્યાનમાં રાખશો. એ અમારી અરજ છે.

મે. પ્રમુખ સાહેબે બેઠક બરખાસ્ત કરતાં જણાવ્યું કે ભાઈઓ! ના. દરબારશ્રીના પ્રમુખપણા નીચે સ્થપાયેલા ''મહામંડળ''માં જેમણે નાણાં મંડાવ્યાં છે તે ભરી દેશો અને મદદ કરશો તેવું હું આપને ભલામણ કરું છું. આ વર્ષની બેઠકને લગતું કાર્ય પરિપૂર્ણ થયું છે, અને આવતે વર્ષે દરેક ભાઈઓ પધારશો એવી હું વિનંતી કરું છું. ત્યારબાદ ઉમિયા માતાની જય બોલાવી સભા વિસર્જન થઈ હતી અને અમદાવાદના પ્રખ્યાત ફોટોગ્રાફર મિ. કવડેએ ઘણાખરા સભાસદોએ એક જ સ્થળે ગોઠવી છબી પાડી હતી.

## કડવા જ્ઞાતિમાં થયેલાં છૂટાં લગ્ન

આપણી જ્ઞાતિ ઘણા વખતથી પોતાનામાં ચાલતી બારવર્ષીય પ્રાચીન રૂઢિને માટે પંકાતી આવી છે, પણ તેમાં આજ કેટલાંક વર્ષો થયાં ફેરફાર થવા લાગ્યા છે. લગ્નની આવી એક દેશી પદ્ધતિ અનુસાર દર ૯ અને ૧૧ વર્ષે લગ્નતિથિ નિર્માણ થાય ત્યારે તમામ કુંવારાં બાળકોને પરણાવી દેવાનો જે પ્રયાસ હતો, તે ક્રમે ક્રમે કેટલાંક વર્ષોથી તૂટવા લાગ્યો, ને તે પ્રાચીન રૂઢિ જર્જરીતૂત થતી ચાલી. આખરે ગઈ લગ્નસરા વખતે જુદી જુદી બે તિથિનાં બે પક્ષે લગ્ન કાઢ્યાં અને તેને સખત ફટકો લગાવ્યો તે વેળા જૂના વિચારવાળાની હઠીલાઈથી ચૈત્ર વદ ૧૦થી અસાઢ સુદી ૫ સુધી ઘણાં છૂટાં લગ્નો થયાં; તો પણ જૂના વિચારને પોષનારા એવો દિલાસો દેતા હતા કે, ''ગમે ત્યારે લગ્ન થયાં પણ લગ્નસરા તો એક જ ને?' પરંતુ જે લગ્નો વિશે આજે આ પત્રની કીંમતી જગા રોકાય છે તેને માટે હવે તેઓ શાં લૂલાં પાંગળાં બહાનાં બતાવે છે તે જોવાનું છે, તે લગ્નોની વિગતવાર હકીકત એક તટસ્થ પ્રેક્ષક તરીકે જેવી જોઈ છે, તેવી જન સમાજની સેવામાં રજૂ કરવામાં આવે છે.

લગ્ન માટે ચાલુ સાલના (સં. ૧૯૬૯) પોષ સુદી ૧૨ને રવિવારનો શુભ દિવસ જ્યોતિષશાસ્ત્રનાં આધારે પસંદ કરવામાં આવ્યો હતો. **બાળલગ્નના કાતિલ ઝાડને નિર્મૂળ કરવા મથનારા મહા પરોપકારી પુરુષોએ તેના થડમાં છેલ્લો પ્રાણઘાતક ફટકો લગાવવા માટે રાજનગર સ્થાનને સર્વાંશે લાયક માન્યું હતું.** તે પ્રમાણે તે  દિવસે અમદાવાદમાં **''કડવા વિજય''ના એડિટર અને કડવા પા. શુભેચ્છક સમાજના આ સેક્રેટરી રા. પુરુષોત્તમ લલ્લુભાઈનાં, નરોડાના પા. રણછોડદાસ મહીજીદાસનાં પુત્રી સાથે; તથા ભરૂચના સુપ્રસિદ્ધ નથુભાઈ થોભણદાસવાળા રા.**

**ચુનીલાલ વનમાલીદાસનાં પ્રખ્યાત સુધારક રા. મોહનલાલ ત્રિભોવનદાસ સુરતીનાં પુત્રી સાથે લગ્ન થવાનાં હતા.** અમદાવાદ શહેરની સાગર સમાન મોટી જ્ઞાતિને છૂટાં લગ્નના હિત-અહિતનું પ્રત્યક્ષ ભાન કરાવવા સારું લગ્નોને જેમ બને તેમ વધારે આકર્ષક કરવા બંને વરરાજાના સહાયકોએ બન્યું તેટલું કર્યું. રા. ચુનીલાલભાઈના લગ્નને શોભાવવા રા. જેઠાલાલભાઈ પ્રોફેસર; રા. હીરાલાલ વસંતદાસ, શેઠ રણછોડલાલ વસા તથા જુગલભાઈ વગેરે સતત પ્રયત્ન કરી રહ્યા હતા. રા. પુરુષોત્તમદાસના સ્વસુર પક્ષનો ઉતારો દિલ્હી દરવાજા પાસે શેઠ દુર્ગાપ્રસાદભાઈ લશ્કરીની હવેલી સામે તેમના બોર્ડિંગવાળા ભવ્ય મકાનમાં હતો. રા. પુરુષોત્તમદાસનાં, લગ્ન અમદાવાદ શહેરમાં જેમ બને તેમ વધારે દીપાવવા જ્ઞાતિના શેઠ ચંદુલાલભાઈ, લશ્કરીવાળા શેઠ સાહેબ દુર્ગાપ્રસાદભાઈ, શેઠ કેશવલાલ, મે. શેઠ રતીલાલ કેશવલાલ સીતવાળા (પ્રેસિડેન્ટ ક. પા. શુ. સમાજ, ત્રીજી બેઠક બાવળા.) મે. ડૉ. પીતામ્બરદાસભાઈ (પ્રેસિડંટ ક. પા. શુ. સમાજ, પહેલી બેઠક વિરમગામ) વકીલ કેશવલાલ માધવલાલ, રા. જયસિંહભાઈ, રા. મગનલાલ ગોવિંદલાલ એન્જિનિયર; વિરમગામ કડવા પા. હિ. વ. મંડળના સભાસદો વગેરે મુખ્ય હતા. ટૂંક વખતમાં પણ ઉપરોક્ત ગૃહસ્થોના અંગત પરિશ્રમના પરિણામે રા. પુરુષોત્તમદાસના લગ્નની ઘણી સારી તૈયારી થઈ હતી. બન્ને લગ્નો એક જ દિવસે થવાનાં હતાં છતાં પણ તેના ડાહ્યા નેતાઓએ વરઘોડાના સમયને એવો સાનુકૂળ ગોઠવ્યો હતો કે જેથી ઊભયની શોભામાં વૃદ્ધિ થાય.

પોષ સુ. ૧૨ રવિવારે પ્રભાતે નવ વાગતાં પહેલો વરઘોડો રા. પુરુષોત્તમદાસનો પોતાના મિત્ર વકીલ કેશવલાલભાઈના ઘર પાસેના પોતાના ઉતારેથી ચડવાનો હતો, તેમાં ભાગ લેવા જ્ઞાતિના લગભગ તમામ સદ્‌ગૃહસ્થો પધાર્યા હતા. શેઠ વનમાલીદાસવાળાના કુટુંબમાંથી શેઠ સાહેબ ચંદુલાલ માધવલાલ, ભોગીલાલ છગુલાલ (જ્ઞાતિના શેઠ) તથા બિલાડીવાળા શેઠજી મોતીલાલભાઈ તથા અંબાલાલભાઈ, કસ્ટીઆ કુટુંબના તથા વસા કુટુંબના સદ્‌ગૃહસ્થો, વગેરે આઠીયા ગૃહસ્થો ઉપરાંત શેઠ મફતલાલભાઈ ગગલભાઈ, શેઠ ચંદુલાલ અચરતલાલ. રા. જગજીવનદાસ દૂધવાળા, રા. ગોકળદાસ એન્જિનિયર; મે. જેઠાલાલભાઈ પ્રોફેસર મેથેમેટિક્સ, રા. સા. ડૉ. જગન્નાથભાઈ, શેઠ કેશવલાલ જીવાભાઈ, શેઠ કુબેરદાસભાઈ તથા કાળીદાસભાઈ વગેરે ગૃહસ્થો તથા વકીલો તથા મે. ન્યાયાધિકારી સાહેબો (મે. સરૈયા તથા મગનલાલભાઈ ઘેલાભાઈ વગેરે) અમલદાર તથા વિદ્વાન વર્ગ તથા સૂરત, ભરૂચ, વડોદરા, ગણપતપુરા, નરોડા, અસારવા, ગોમતીપુર, બાવળા, વાસણા,

મારમિયા, આદ્રજ, જેતલપુર, નરોડા વગેરે ગામોના સુધારક બન્ધુઓ પધાર્યા હતા.

આ વરરાજાના વરઘોડામાં બેન્ડ, વિક્ટોરિયા ગાડીઓ, આરબનો બેડો, પોલીસપાર્ટી વગેરેની ગોઠવણ કરી હતી. સાજનમાં પધારેલાં સદ્‌ગૃહસ્થોને પુષ્પગુચ્છ, પાનગુલાબ અત્તરસેંટ વગેરે અપાયા બાદ વરરાજા પોતાનાં માતુશ્રીને વંદન કરી આશીર્વચન લઈ વરઘોડામાં આવ્યા અને ગાડીમાં બેઠા એટલે બેન્ડનાં સુંદર સરોદ સાથે વરઘોડો ચાલુ થયો. **કણબી જ્ઞાતિનું ગુજરાતમાં આવા પ્રકારનું પહેલું જ છૂટું જાહેર લગ્ન આ હોવાથી જ્ઞાતિનાં સેંકડો સ્ત્રી-પુરુષો અજાયબીમાં એકઠાં થયાં હતાં. જાદા ભગતની પોળ, છીંપાપોળ અને કડવાપોળ એ જ્ઞાતિની વસ્તીનાં મુખ્ય સ્થાનો હોવાથી બંને બાજુએ પુષ્કળ ભીડ જામી.**

■ ■ ■




# શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજ : ચોથો મહોત્સવ-વીરમગામ

**તા. ૨૪-૨૫-૨૬ ડિસેમ્બર ૧૯૧૩.**

કડવા પાટીદાર જ્ઞાતિની શારીરિક માનસિક અને આર્થિક સ્થિતિ સુધારી તેમનો આ લોક અને પરલોક સુધારવાના શુભ હેતુસર સ્થપાયેલ આ સંસ્થાએ પાંચ વર્ષોથી જ્ઞાતિ સુધારાનું કેવું ઉત્તમ કામ બજાવ્યું છે તે સહુ બન્ધુઓને સુવિદિત છે. એટલે તે વિશે વિશેષ વિવેચન કરી સૂર્યને દિપકથી ઓળખાવવા જેવું કરવું ઉચિત નથી. જોકે એ સંસ્થાએ જ્ઞાતિની ઉન્નતિમાં મહાન વિઘ્નરૂપ રીત રિવાજોને દૂર કરવામાં કેટલુંક કામ કર્યું છે તો પણ તે નઠારા રિવાજોનાં શિથિલ થઈ ગયેલાં મૂળ ફરીથી દૃઢ ન થાય તે સારુ તેવાં અનિષ્ટકારક રીતરિવાજોના મૂળ પર નિયમિત ચાલુ પ્રહારો કરવાની જરૂર છે. જો તેમ કરવામાં જ્ઞાતિ શુભેચ્છકોને આગેવાનો પ્રમાદવશ બને તો ફરીથી એક યા બીજા રસ્તે જ્ઞાતિ સમૂહ નઠારા રીતરિવાજોનો ભોગ થઈ પડે, **કારણ કે જ્ઞાતિનો મોટો ભાગ વિદ્યાર્થી બેનસીબ છે - અજ્ઞાન છે, અને હજુ સાર-અસાર સમજવાની વિવેકબુદ્ધિ વિહીન છે. તેઓ ગાડરિયા પ્રવાહમાં ચાલ્યા જવાની હેવાવાળા છે.** જોકે તેમના મોટા ભાગને વિદ્યાનાં ઉત્તમ અને નઠારા રિવાજોનાં અધમ ફળનું ભાન થઈ ચુક્યું છે તો પણ તેમને એક યા બીજા રૂપમાં નિયમિત રીતે પ્રબોધવામાં ન આવે તો ટૂંક સમયની થયેલી તાત્કાલિક અસર મંદ પડી જાય અને હલાવ્યા વિના દાઝી જાય. **ઓણ સાલ ગુજરાતમાં કુર્મીક્ષત્રિય મહા સભાની બેઠક અમદાવાદ ખાતે મળનારી હોવાથી તેના નેતાઓએ એવી ઇચ્છા દર્શાવી હતી કે "શુભેચ્છક સમાજની નિયમિત વાર્ષિક બેઠક ઓણ સાલ બંધ રાખી તેના સભાસદોએ મહા સભામાં ભાગ લેવો."** તેમના તરફથી આવેલ માગણી પર સમાજના નેતાઓ, લંબાણ વિચાર ચલાવ્યા પછી, એવા ઠરાવ પર આવ્યા કે કડવા પાટીદાર જ્ઞાતિનું હિત જાળવવા સમાજની નિયમિત રીતે ભરાતી બેઠક અટકાવવી

ઇષ્ટ નથી. તે પરથી ગુજરાતમાં મળનારી ક્ષત્રિય સભાને બાદ ન આવે તેમ તા. ૨૪-૨૫ અને ૨૬ ડિસેમ્બર શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજની ત્રણ દિવસ બેઠક વિરમગામ મુકામે રાખવા વ્યવસ્થાપક કમિટીએ ઠરાવ કર્યો છે. સમાજની ફી વગેરે વ્યવસ્થાથી જ્ઞાતિબન્ધુઓ સારી રીતે પરિરિત છે, છતાં પણ જણાવવામાં આવે છે કે સરભરા સાથે દરેક સભાસદ પાસેથી ત્રણ રૂપિયા, સરભરા સિવાય વાર્ષિક મેમ્બર ફી એક રૂપિયો અને ભાષણો સાંભળવાની ત્રણ દિવસની પ્રેક્ષક ફી બાર આના રાખવામાં આવેલ છે. એટલે જેને જે રીતે અનુકૂળતા હોય તેણે તે રીતે ભાગ લેવા તા. ૧૦મી ડિસેમ્બર પહેલાં ફી મોકલી આપવા કૃપા કરવી.

જ્ઞાતિબન્ધુઓને વિનંતી કરવામાં આવે છે કે કડવા પાટીદાર જ્ઞાતિના સુધારાવધારા માટે હજુ આપણે જે કર્યું છે તે ઘણું ઓછું કર્યું છે ને ઘણું વધારે કરવાની જરૂર છે. એટલે અત્યારથી હવે આવી હિલચાલ તરફ જરા પણ બેદરકાર બનવા જેવું નથી માટે દરેક ઉત્સાહી સુધારક બન્ધુને ખાસ આગ્રહપૂર્વક વિનવવામાં આવે છે કે પોતાની જ્ઞાતિના કલ્યાણકારી કાર્યમાં જરા પણ આળસ કે બેપરવા કરવામાં નહિ આવે.

સમાજ મેળવવાનો સમય દરસાલ કરતાં ઓણ ઘણો નજીક આવી ગયો છે, અને તે સંબંધી ખબરો પણ ઘણી મોડી બહાર પાડવામાં આવી છે, ઉપરાંત બહાર ગામડાંમાં જાતે જઈ જ્ઞાતિબન્ધુઓને સમાજમાં ભાગ લેવા વિનંતી કરનારા સ્વયં સેવકો પણ ન હોવાથી હસ્ત પત્રો-હેન્ડબિલ્સ અને ટપાલ મારફત પ્રયત્ન કરવામાં આવે છે તો પણ એટલી જ સૂચનાને પૂરતી માની સમાજ તરફ સદ્ભાવ ધરાવનારાઓ પોતાનાથી બનતું કરશે તેવી વિનંતી છે.

### શ્રી "કડવા પાટીદાર શુભેચ્છક સમાજ"નો ચોથો મહોત્સવ

(વીરમગામ તા. ૨૩-૨૪-૨૫મી જાન્યુઆરી સને ૧૯૧૫.

(સમાજના ઠરાવોનું પ્રોસિડિંગ અને બેઠકના દિવસોએ પ્રસંગાનુસાર રચેલાં ભાષણો વગેરે તેને લગતું સઘળું લખાણ "કડવા હિતેચ્છુ"માં છાપવા માટે તંત્રી રા. રા. હીરાલાલભાઈને રજિસ્ટર પોસ્ટથી મોકલ્યું, ઘણા વખત સુધી વિનવી આશા રાખી છતા તે લખાણ "કડવા હિતેચ્છુ" માં પ્રસિદ્ધ થયું નહિ. એટલે અમે તે પાછું મંગાવ્યું ત્યારે રૂબરૂમાં પોતે કહે છે કે "તે લખાણ પાછું આપવા જતાં શાકબજારમાં પડી ગયું, અગર ખોવાઈ ગયું છે અને તે હવે મારી પાસે નથી." સદરહુ કારણથી સમાજના ચોથા મહોત્સવનો રિવાજ પ્રમાણે રિપોર્ટ બહાર પાડી શકાયો નથી તે માટે અમે ઘણા દિલગીર છીએ.)



આ સમાજનો ત્રીજો મહોત્સવ બાવળાવાસીઓના આગ્રહપૂર્ણ આમંત્રણથી ત્યાં બાવળે) તા. ૨૮-૨૯-૩૦મી ડિસેમ્બર સને ૧૯૧૨માં રાખવામાં આવ્યો હતો. સને

૧૯૧૩ના નાતાલના તહેવારોમાં ''સમસ્ત ભારતવર્ષીય કૂર્મીક્ષત્રિય મહા સભા''ની અમદાવાદમાં બેઠક હોવાથી આ સમાજની બેઠક તે વખતના માટે મુલતવી રાખી હતી. ફરી સને ૧૯૧૪ના નાતાલમાં પણ કેટલીક વ્યવહારિક અગવડો આવવાથી તેને થોડી દૂર મુદત પર ઠરાવી ઉપરની તારીખોએ વિરમગામ મુકામે તેની ચોથી બેઠક, અમદાવાદ ગુજરાત કૉલેજના ગણિતશાસ્ત્રના પ્રોફેસર રા. જેઠાલાલભાઈ સ્વામીનારાયણ એમ.એ. ના પ્રમુખપદ નીચે રાખવામાં આવી હતી. તેમાં ભાગ લેવા જ્ઞાતિના જુદા જુદા પ્રદેશોમાંથી આગ્રહી શુભેચ્છકો પધાર્યા હતા. પ્રથમ દિવસે કામકાજની શરૂઆતમાં હાર્મોનિયમના સુંદર સરોદ સાથે સમાજના સેક્રેટરી મિ. પુરુષોત્તમદાસે કુળદેવી શ્રી ઉમાની મંગળાચરણમાં સ્તુતિ કરી હતી અને કાર્યક્રમ શરૂ થયો. સ્વાગત મંડળના પ્રમુખ કુમાર શ્રી લાલસિંહજીભાઈએ પોતાનું ઉત્તમ ગૌરવવાળું આવકાર આપનારું ભાષણ શરૂ કર્યું જે તાલીઓના અવાજ વચ્ચે પૂર્ણ થતાં પોતે (કુ. શ્રી લાલસિંહજીએ) આપણી જ્ઞાતિના સુપ્રસિદ્ધ વિદ્વાન રા. જેઠાલાલભાઈને પ્રમુખ તરીકે પસંદ કરવાની દરખાસ્ત રજૂ કરી જેને સેક્રેટરી મિ. પુરુષોત્તમદાસે અનુમોદન આપ્યું અને તે સર્વાનુમતે પાસ થતાં પ્રો. સા. જેઠાલાલભાઈએ પોતાની જગા તાળીઓના અવાજ વચ્ચે સ્વીકારી. બાદ સમાજના ઉપપ્રમુખ તરીકે ટીકરવાળા રા. પોપટલાલ શિવલાલ એલ. એલ. બી.ને (હાલ ધ્રાંગધ્રામાં માજિસ્ટ્રેટ સાહેબ). પસંદ કરવા સેક્રેટરી મિ. પુરુષોત્તમદાસે દરખાસ્ત મૂકી જેને ગોંડલ ઉપલેટાવાળા રા. ગોકળદાસ કહાનજીભાઈ તથા કડીવાળા રા. તુળસીદાસ ગોપાળદાસે વિશેષ અનુમોદન આપ્યાં અને દરખાસ્ત સર્વાનુમતે પાસ થઈ એટલે રા. પોપટલાલભાઈએ પોતાની ઉપપ્રમુખ તરીકે બેઠક લીધી. દેત્રોજનિવાસી માસ્તર મોહનલાલે પ્રમુખ સાહેબોને અભિનંદન આપનારું પોતાનું ગીત બાળકો પાસે ગવરાવ્યું. જે પછી કુમારશ્રી લાલસિંહજીભાઈએ બન્ને પ્રમુખોને હાર પહેરાવ્યા એટલે પ્રમુખ સાહેબે પોતાનું યાદગાર ભાષણ મેઘગર્જના જેવી ગંભીર વાણીથી શરૂ કર્યું જે પૂર્ણ થતાં રા. પોપટલાલભાઈ ઉપપ્રમુખ સાહેબે પણ ઘણું ગૌરવવાળું પોતાનું ભાષણ શરૂ કર્યું જે પૂર્ણ થતાં તેને તાળીઓના અવાજોથી શ્રોતાઓએ વધાવી લીધું હતું. બાદ સેક્રેટરીએ સબ્જેક્ટ કમિટીના મેમ્બરોનું લિસ્ટ વાંચી સંભળાવ્યું હતું જેમાં કેટલોક સુધારાવધારો કરી પાસ કર્યું એટલે સમાજનું પ્રથમ દિવસનું કામ પૂર્ણ થયું.



| | |
|---|---|
| ૧. રા. જેઠાલાલભાઈ પ્રમુખ સાહેબ | ૫. શેઠ સાહેબ દુર્ગાપ્રસાદભાઈ લશ્કરી |
| ૨. રા. પોપટલાલભાઈ ઉપપ્રમુખ સાહેબ | ૬. દેસાઈ નારણસિંહજીભાઈ |
| ૩. કુમારશ્રી લાલસિંહજીભાઈ | ૭. દેસાઈ અમરસિંહજી |
| ૪. શેઠ ગોરધનભાઈ મોહનલાલ | ૮. શેઠ રતીલાલભાઈ સીતવાલા |

૯. દેસાઈ નારણભાઈ જોરાભાઈ
૧૦. શેઠ કેશવલાલ હીરાચંદ
૧૧. ડૉ. સાહેબ પિતામ્બરદાસ
૧૨. મિ. પુરુષોત્તમ લલ્લુભાઈ
૧૩. રા. મગનલાલ રણછોડભાઈ
૧૪. રા. ઝીણાભાઈ મગનલાલ
૧૫. રા. હીરાલાલ વસંતદાસ
૧૬. દેસાઈ કાળીદાસ હરજીવનદાસ
૧૭. શેઠ પ્રાણજીવન વ્રજલાલ
૧૮. શેઠ મફાભાઈ ગોવિંદજી
૧૯. દેસાઈ રામભાઈ કેશવલાલ
૨૦. રા. ધનસા જેકણદાસ
૨૧. પા. નાથાલાલ છગનલાલ
૨૨. પા. અંબારામ ઇચ્છાભાઈ.
૨૩. પા. ગોકળદાસ કહાનજી
૨૪. પા. નારણ રતનજી
૨૫. કોન્ટ્રાક્ટર નારાયણ રામજી
૨૬. પા. ભગવાનદાસ કુંડાળ
૨૭. દેસાઈ છોટાલાલ પુરુષોત્તમ
૨૮. પા. બાપાલાલ વીરચંદ
૨૯. દે. મહિપતભાઈ
૩૦. રા. કેશવલાલ જીભાઈ.
૩૧. પરી. મણિલાલ મોતીલાલ
૩૨. પરી. લાલજીભાઈ દયારામ
૩૩. પા. જોઈતારામ ભાવજી
૩૪. પા. ગણેશદાસ રામદાસ
૩૫. પા. છગનલાલ પિતામ્બરાદસ
૩૬. પા. મોહનલાલ ચેલદાસ.
૩૭. પા. તુલસીદાસ ગોપાળદાસ
૩૮. પા. ગંગારામ નથુભાઈ
૩૯. દે. નારણભાઈ સુખલાલ.
૪૦. પા. મકનજીભાઈ
૪૧. રા. જીવાભાઈ ખુશાલભાઈ
૪૨. પા. મોહનલાલ બાપુજી.

આ પ્રમાણે વ્યવસ્થાપક મંડળ આદિની સબ્જેક્ટ કમિટી હતી.

**બીજો દિવસ તા. ૨૪-૧-'૧૫ રવિવાર.**

કામની શરૂઆતમાં સેક્રેટરીએ મંગળાચરણમાં કુળદેવી શ્રી ઉમિયા માતાની સ્તુતિ કરી હતી.

**ઠરાવ ૧લો.**

"આ સમાજ આપણા ના. શહેનશાહ પંચમ જ્યોર્જ અને ના. મહારાણી મેરી તરફ સંપૂર્ણ ભક્તિભાવની લાગણીથી જુએ છે અને તેમનું દીર્ઘાયુષ્ય ઇચ્છે છે અને ઈન્સાફના ખાતર યુરોપના ચાલુ વિગ્રહમાં ઊતરવું પડ્યું છે તેમાં તેમને જલદીથી સંપૂર્ણ વિજય પ્રાપ્ત થાય તે માટે પરમેશ્વરને પ્રાર્થના કરે છે.".

આ ઠરાવ પ્રમુખ સાહેબે રજૂ કર્યો હતો અને તે સર્વાનુમતે તાળીઓના અવાજ વચ્ચે પાસ થયો હતો.



**ઠરાવ ૨જો**

"આપણા લોકપ્રિય ભલા વાઈસરોય ના લોડ હાર્ડિંજના પુત્રના મરણ માટે આ સમાજ પોતાનો શોક પ્રદર્શિત કરે છે અને તેમના તરફ દિલસોજી દર્શાવે છે."

આ ઠરાવ પ્રમુખ સાહેબે રજૂ કર્યો અને તે સર્વાનુમતે પાસ થયો હતો.

**ઠરાવ ૩જો**

''ના. સેના ખાસ ખેલ સમશેર બહાદુર શ્રીમંત સર સયાજીરાવ ગાયકવાડ સરકારે ફરજિયાત કેળવણી તથા ''બાળલગ્ન પ્રતિબન્ધક નિંબધ''ના કાયદા ઘડી આપણા ઉપર મોટો ઉપકાર કર્યો છે તેથી આ સમાજ તેઓશ્રીનું દીર્ઘાયુષ્ય ઇચ્છે છે.''

આ ઠરાવ પ્રમુખ સાહેબે રજૂ કર્યો હતો જે તાળીઓના અવાજ વચ્ચે સર્વાનુમતે પાસ થયો હતો.

**ઠરાવ ૪થો**

''પાટડીના જ્ઞાતિ શિરોમણિ સ્વર્ગસ્થ દરબાર સાહેબના સ્વર્ગવાસથી આ સમાજ પોતાની ઊંડી લાગણી જાહેર કરે છે.''

આ ઠરાવ પ્રમુખ સાહેબે રજૂ કર્યો જે પસાર કરતાં સ્વર્ગસ્થ દરબારશ્રીના પ્રતિપૂર્ણ માનની લાગણીથી સર્વ બન્ધુઓએ ઊભા થઈ સર્વાનુમતે પસાર કર્યો હતો.

**ઠરાવ ૫મો**

''પાટડીના જ્ઞાતિ શિરોમણિ દરબારશ્રી દોલતસિંહજી સાહેબના તખ્તનશીન થવાના શુભ પ્રસંગને આ સમાજ ઘણા આનંદથી અભિનંદન આપે છે.''

આ ઠરાવ પ્રમુખ સાહેબે રજૂ કર્યો હતો જે સર્વાનુમતે પાસ થયો હતો.

**ઠરાવ ૬ઠ્ઠો**

''વિદ્યા એ ઉત્તમોત્તમ શક્તિ છે તેથી તે પ્રાપ્ત કરાવવા પોતાના પુત્ર-પુત્રીઓને બને ત્યાં સુધી કેળવણી આપવા અને વિદ્યાવૃદ્ધિની સંસ્થાઓને સંપૂર્ણ રીતે ટેકો આપવા દરેક બન્ધુને આ સમાજ આગ્રહપૂર્વક વિનંતી કરે છે.''

આ ઠરાવ રા. હીરાલાલ વસંતદાસે રજૂ કર્યો તેને અનુક્રમે અછારણવાળા રા. મકનજીભાઈ તથા શેરથાવાળા પા. ગોકળભાઈ પ્રાણદાસ તથા દેત્રોજવાળા માસ્તર મોહનલાલ બાપુજી તથા અમદાવાદવાળા મિ. માણેકલાલ ગોવિંદલાલે અનુમોદન આપ્યાં અને તે ઠરાવ સર્વોનુમતે પાસ થયો.

**ઠરાવ ૭મો**

''બાળલગ્ન પ્રતિબન્ધક નિબંધની'' આઠમી કલમનો ક અપવાદ દૂર કરી સદરહુ નિબંધ સંપૂર્ણ રીતે આપણી જ્ઞાતિને લાગુ પાડવા નેક નામદાર સેના ખાસ ખેલ સમશેર બહાદુર શ્રીમંત સરકાર સયાજીરાવ ગાયકવાડ મહારાજને આ સમાજ આતુરતાપૂર્વક પ્રાર્થના કરે છે.''


આ ઠરાવ પ્રમુખ સાહેબે રજૂ કરતાં તે સર્વાનુમતે પાસ થયો હતો.

### ઠરાવ ૮મો

"ધ્રાંગધ્રાના નામદાર રાજસાહેબે આપણી જ્ઞાતિના માણસો માટે પટેલહાઉસ તથા બોર્ડિંગહાઉસ કરવા માટે મફત જમીન આપી પોતાની ઉદાર લાગણી દર્શાવી છે તે માટે આ સમાજ તે નામદારનો આભાર માને છે; અને ફરજિયાત કેળવણીનો તથા બાળલગ્ન અટકાવવાનો કાયદો કરવા તે નામદારને નમ્રતાપૂર્વક અરજ કરે છે."

આ ઠરાવ મુજબ સાહેબે રજૂ કર્યો અને તે સર્વાનુમતે મંજૂર થયો હતો.

### ઠરાવ ૯મો

"નામદાર ગાયકવાડ સરકાર, નામદાર વાંકાનેર રાજ સાહેબ, નામદાર લીંબડી ઠાકોર સાહેબ વગેરે સરકારોએ પોતાના રાજ્યમાં બાળલગ્ન અટકાવવાના કાયદા કરી આપણી જ્ઞાતિ પર મહાન ઉપકાર કર્યો છે તે પ્રમાણે બાળલગ્ન અટકાવવાનો કોઈ કાયદો કરવા નામદાર ઈડર સરકારને આ સમાજ નમ્રતાપૂર્વક વિનંતી કરે છે."

આ ઠરાવ પ્રમુખ સાહેબે રજૂ કર્યો જે સર્વાનુમતે મંજૂર થયો હતો.

### ઠરાવ ૧૦મો

"બાળલગ્નના ચાલતા બૂરા રિવાજ પ્રતિ આ સમાજ સંપૂર્ણ તિરસ્કારની દૃષ્ટિથી જુએ છે અને તેને નાબૂદ કરવા દરેક બન્ધુને આગ્રહપૂર્વક ભલામણ કરે છે."

આ ઠરાવ આદ્રજવાળા પા. ધનશા જેકણદાસે રજૂ કર્યો તેને સરઢવવાળા પા. છગનલાલ પિતામ્બરદાસે તથા શેરથાવાળા પા. નાથાભાઈ છગનલાલે તથા દેત્રોજવાળા પા. મોહનલાલ બાપુજીએ અનુમોદન આપ્યા બાદ-

ધ્રાંગધ્રાવાળા દેસાઈ અમરસિંહજીએ બાળલગ્નના બૂરા રિવાજનો આબેહૂબ દુઃખદ અને હાસ્યાસ્પદ ચિતાર આપવાને પોતાનું બનાવેલું "म्हालीनुं महाकष्ट" નામક આખ્યાન સંગીતના સાજ સાથે કરી બતાવ્યું હતું જેથી શ્રોતાઓ ઉપર સચોટ અસર થઈ હતી; અને આ ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

### ત્રીજો દિવસ તા. ૨૫-૧-'૧૫ સોમવાર

"આજરોજ સવારમાં વિરમગામવાળા શેઠ દામોદરદાસ હીરાચંદ તથા શેઠ હરીવલ્લભદાસ મલુકચંદવાળા તરફથી સમાજના મહેમાનોને ચા-દૂધનું આમંત્રણ હતું તેથી બંને ઠેકાણે જવાનું થવાથી કાર્યક્રમમાં કાંઈક મોડું થયું હતું છતાં પણ સમાજ તરફ તેઓ બંનેની બતાવેલી દિલસોજીની ઉત્તમ લાગણી માટે અમો આ બંને ગૃહસ્થોનું અહેસાન માનીએ છીએ.



કાર્યક્રમ શરૂ થતાં નીચે મુજબ ઠરાવો થયા હતા.

### ઠરાવ ૧૧મો

''ખેતીવાડી એ દેશનો તથા આપણી જ્ઞાતિનો મુખ્ય ધંધો હોવાથી ગુજરાતી ભાષામાં ખેતીવાડીની કેળવણી આપવાને ગુજરાતમાં કોઈ મધ્યસ્થ સ્થળે ખેતીવાડીની કોલેજ સ્થાપવા અને દરેક તાલુકામાં એક એક સ્કૂલ ઉઘાડવા આ સમાજના સરકારને વિનંતી કરે છે.''

આ ઠરાવને ઉપલેટાવાળા કૃષિ ઉપદેશક રા. ગોકળદાસ કહાનજીભાઈએ રજૂ કર્યો તેને સરઢવવાળા રા. છગનલાલ પિતામ્બરદાસે અનુમોદન આપ્યું અને તે સર્વાનુમતે પાસ થયો હતો.

### ઠરાવ ૧૨મો

''આપણી જ્ઞાતિના જુદા જુદા વિભાગોમાં ચાલતા કન્યાવિક્રયનો રિવાજને સદંતર નાબૂદ કરવાનો આ સમાજ ઠરાવ કરે છે.''

આ ઠરાવ પ્રમુખ સાહેબે રજૂ કર્યો જે સર્વાનુમતે મંજૂર કર્યો હતો.

### ઠરાવ ૧૩મો

''એક સ્ત્રીની હયાતીમાં ખાસ કારણ સિવાય અને સ્ત્રીની ૩૦ વર્ષની વય પહેલાં બીજી સ્ત્રી કરવાના નઠારા રિવાજને આ સમાજ વખોડી કાઢે છે.''

આ ઠરાવ પ્રમુખ સાહેબે રજૂ કર્યો જે સર્વાનુમતે મંજૂર થયો હતો.

### ઠરાવ ૧૪મો

''ઓણ સાલની પરીક્ષાઓમાં નીચે મુજબ જ્ઞાતિના વિદ્યાર્થીઓ ઉચ્ચ કેળવણી લેતાં પાસ થયા છે. તેમને આ સમાજ અભિનંદન આપે છે.''

અતલસવાળા પા. શંભુપ્રસાદ ખોડીદાસ પહેલી એલ.એલ. બી. અમદાવાદ.

અમીન રામચંદ્ર જમનાદાસ. ગોજારિયા પહેલા વર્ષની આર્ટ (પી.ઈ.) પરીક્ષામાં.

| | | |
|---|---|---|
| પા. મણિલાલ. | અમદાવાદ. | મેટ્રીક |
| મિ. માણેકલાલ ગોવિંદલાલ, | અમદાવાદ. | ,, |
| પા. બાપુલાલ વિઠ્ઠલદાસ ગામી, | પાટણ. | ,, |
| મિ. બી. કે. પટેલ, | સીથાણ | ,, |
| પા. કાનજીભાઈ શિવલાલ, | ચાણસ્મા | મેટ્રિક |
| દે. હીરાભાઈ રણછોડભાઈ, | પાટડી | ,, |
| પા. ગણેશભાઈ હરજીવનદાસ, | ગુંજાળા | સ્કૂલ ફાઈનલ |



આ ઠરાવ સેક્રેટરી મિ. પુરુષોત્તમદાસે રજૂ કર્યો હતો જે સર્વાનુમતે પાસ થયો હતો.

### ઠરાવ ૧૫ મો

"મરણ પાછળનાં જમણો અશાસ્ત્રોક્ત તેમજ નીતિ વિરુદ્ધ અને ખર્ચાળ હોવાથી તેનો બને તે રીતે અટકાવ કરવા તથા રડવા કુટવાના હાસ્યજનક રિવાજને પણ નાબૂદ કરવા આ સમાજ સઘળા જ્ઞાતિ બન્ધુઓને આગ્રહપૂર્વક ભલામણ કરે છે."

આ ઠરાવ દેસાઈ કાળીદાસ હરજીવનદાસે રજૂ કર્યો અને તેને અછારણવાળા રા. મકનજીભાઈએ અનુમોદન આપ્યા બાદ આ ઠરાવની પૂર્તિમાં ધ્રાંગધ્રાવાળા દેસાઈ અમરસિંહજીએ મરણ પાછળનાં જમણો, પ્રસંગે પ્રસંગે કેવાં કારમાં અને ભયંકર પરિણામ લાવે છે તેનો આબેહૂબ હૃદયભેદક ચિતાર આપવા, "माघाना पितानुं प्रेत-भोजन." નામક આખ્યાન સંગીતના સાજ સાથે ગાયન તથા ભાષણથી કરી બતાવ્યું હતું જેની સચોટ અસરથી શ્રોતાઓ માંહેના સહૃદય લાગણીવાળાઓનાં નેત્રોમાં અશ્રુ પ્રવાહ ચાલતો જોવામાં આવતો હતો. આખ્યાન પૂર્ણ થતાં દેસાઈ અમરસિંહજીને તેમની આખ્યાનકાર તરીકેની ઉત્તમ શૈલી માટે ધન્યવાદ આપી ઠરાવને સર્વાનુમતે પાસ કરવામાં આવ્યો હતો.

### ઠરાવ ૧૬મો

"કેટલાક જ્ઞાતિ શુભેચ્છકો અનિવાર્ય અડચણને લીધે આ મહોત્સવમાં હાજર થઈ શક્યા નથી તેમણે તાર તથા પત્રોથી સમાજના કાર્ય પ્રતિ પોતાની સંમતિ તથા દિલસોજી દર્શાવી છે. તેઓની તેવી શુભેચ્છા માટે આ સમાજ તેમનું અહેસાન માને છે."

આ ઠરાવ સેક્રેટરી મિ. પુરુષોત્તમદાસે રજૂ કર્યો જે સર્વાનુમતે પાસ થયો હતો.

### ઠરાવ ૧૭મો

"વિરમગામના જે યુવકોએ ટૂંક સમયમાં સતત્ પરિશ્રમ વેઠી સમાજની તૈયારી કરી સંતોષકારક રીતે કામ કર્યું છે તેમને આ સમાજ ધન્યવાદ આપે છે."

આ ઠરાવ પ્રમુખ સાહેબે રજૂ કર્યો અને તે સર્વાનુમતે પાસ થયો હતો.

### ઠરાવ ૧૮મો

"વ્યવસ્થાપક મંડળ માંહેના સભ્યો પૈકી દેસાઈ અમરસિંહજીના બદલે તેમના ભાઈ રા. મગનલાલ દેસાઈભાઈની નિમણૂક કરી ચાલુ વ્યવસ્થાપક મંડળના કામ પ્રતિ સંતોષ જાહેર કરતાં તે મંડળને કાયમ રાખવા આ સમાજ ઠરાવ કરે છે. ઉપરાંત સમાજના સેક્રેટરી મિ. પુરુષોત્તમદાસની સાથે કામની સરળતા ખાતર રા. હીરાલાલ વસંતદાસની આ સમાજ નિમણૂકો કરે છે."



આ ઠરાવ પ્રમુખ સાહેબે રજૂ કર્યો જે સર્વાનુમતે નીચે મુજબ પાસ થયો.

### ઠરાવ ૧૯મો

"સમાજની આ બેઠકમાં થયેલા ઠરાવોનો અમલ કરવાનું કામ મહેરબાન પ્રમુખ સાહેબને સોંપવાનો ઠરાવ કરે છે."

આ ઠરાવ કુમારશ્રી લાલસિંહજીભાઈએ રજૂ કર્યો જે સર્વાનુમતે પાસ થયો હતો.

### ઠરાવ ૨૦મો

"સમાજનું ત્રણે દિવસનું કામ કુનેહથી સંતોષકારક રીતે ચલાવવા માટે તથા પોતાના કીંમતી વખતનો ભોગ આપી પધારવા માટે આ સમાજ મે. પ્રમુખ સાહેબ રા. જેઠાલાલભાઈ તથા મે. ઉપપ્રમુખ સાહેબ રા. પોપટલાલભાઈનો ઉપકાર માને છે."

આ ઠરાવ દેસાઈ કાળીદાસ હરજીવનદાસે રજૂ કર્યો જે સર્વાનુમતે પાસ થયા બાદ સમાજની આવતી બેઠક પોતાને ત્યાં ભરવા; ગામ શેરથા, થોળ અને માણસાના ઉત્સાહી યુવક બન્ધુઓ તરફથી એક પછી એક આમંત્રણ કરવામાં આવ્યાં. જે ઉપરથી તે ત્રણે ગામની આતુર માગણીઓનો સ્વીકાર કરી સમય અને સંજોગો પ્રમાણે ક્રમવાર તેમને ખબર આપવા જણાવી ધન્યવાદ આપ્યો હતો.

બાદ મે. પ્રમુખ સાહેબે પોતે પૂર્ણાહુતિમાં કેટલુંક ટૂંક વિવેચન કરી સમાજનું કામ પૂર્ણ થયેલ જાહેર કરી કુળદેવી શ્રી ઉમિયામાની જય ઘોષ વચ્ચે સભા વિસર્જન કરી હતી.

## સમાજની ચોથી બેઠકના ઠરાવોના પ્રત્યુત્તર

Baroda.

No. 590 28th January, 1915

Dear Sir,

I am directed to acknowledge receipt of your letter of the 25th Instant addressed to His Highness the Maharaja Gaekwar containing Resolutions No. 3, 7 & 8, passed by the Kadwa Patidar Shubhechhak Samaj at their fourth session held at Viramgam and to thank you and the members of the Samaj. for the same on His Highness behalf.


Your faithfully

Sd. (અંગ્રેજીની સહી)

Secretary.

## તરજુમો

વડોદરા.

નંબર ૫૯૦. ૨૮મી જાન્યુઆરી, ૧૯૧૫.

વહાલા સાહેબ,

વિરમગામે મળેલી કડવા પાટીદાર શુભેચ્છક સમાજની ચોથી બેઠક પસાર કરેલા ૩, ૭, ૮ ઠરાવોવાળો ના ગાયકવાડ મહારાજને સરનામે મોકલેલા આપના તા. ૨૫મીના પત્રની પહોંચ સ્વીકારવા મને ફરમાઈશ થઈ છે. ના. મહારાજા તરફથી આપનો અને સમાજના મેમ્બરોનો તેને સારુ હું આભાર માનું છું.

આપનો વિશ્વાસુ
સહી. (અંગ્રેજીમાં સહી)
સેક્રેટરી.

No. 108 of 1915.

From,
The Chief Kamdar

Patdi State

To
Proffessor J. C. Swaminarayan, M.A.
President

4th Kadwa Patidar Shubhechhak Samaj Conference,
Viramgam.
Patdi 20th March, 1915.

Sir,

I have the honour to acknowledge the receipt of your letter dated 19th Inst with an extract of Resulutions IV & V passed by the fourth Kadwa Patidar Shubhechhak Samaj. They were put before the Durbar Saheb. He has directed me to communicate you that he is very thankfnl to the Kadwa Patidar Shubhechhak Samaj conference for the deep feelings of sorrow at the sad death of the late Darbar Shri Surajmalji

Saheb and the hearty congratulation on the coronation of the present Darbar Shri Dolatsinhji.

I have the honour to be
Sir,
Your most obedient
Servant,
Sd. (અંગ્રેજીમાં સહી)
Chief Kamdar,
Patdi State.

**તરજુમો**

નં. ૧૦૮-૧૯૧૫
તરફથી

મુખ્ય કામદાર
પાટડી સ્ટેટ

તેવાના
પ્રોફેસર જે. સી. સ્વામીનારાયણ એમ.એ.

ચોથી ક. પા. શુ. સમાજ કોન્ફરન્સ પ્રમુખ. વિરમગામ
પાટડી ૨૦મી માર્ચ, ૧૯૧૫.

સાહેબ,

કડવા પાટીદાર શુભેચ્છક સમાજે ચોથા અને પાંચમા ઠરાવના લખાણ વાળા આપના તા. ૧૭મી પત્રની પહોંચ હું માનસહિત સ્વીકારું છું. દરબાર સાહેબ સમક્ષ ઠરાવો મૂકવામાં આવ્યા હતા. સ્વર્ગસ્થ દરબાર સાહેબ શ્રી સૂરજમલજી સાહેબના દિલગીરી ભરેલા મૃત્યુ તરફ શોચ દર્શાવનારી ઊંડી લાગણીઓ માટે અને હાલના દરબારશ્રી દોલતસિંહજીના રાજ્યાભિષેક તરફ હૃદયથી અભિનંદન આપવા સારુ પોતે કડવા પાટીદાર શુભેચ્છક સમાજના ઘણા ઉપકૃત થયા છે તેમ આપને જણાવવાને મને ફરમાન કર્યું છે.

હું છુ સાહેબ

આપનો અતિ નમ્ર સેવક.
સહી. (અંગ્રેજીમાં સહી)
મુખ્ય કામદાર.
પાટડી સ્ટેટ.

Government House,

Mahableshwar
31st March, 1915.
Dear Sir,

I am to acknowledge the receipt of your letter dated the 19th March, 1915 forwarding Resolution 1st, 2nd, and 11th passed at the fourth session of the Kadwa Patidar Shubhechhak Samaj Conference.

The resolutions have been transmitted to the proper quarter.

Your faithfully.
Sd.(અંગ્રેજીમાં સહી)
The President
4th Kadwa Patidar Shubhechhak
Samaj Conference.

**તરજુમો.**

ગવર્નમેન્ટ હાઉસ
મહાબલેશ્વર
૩૧મી માર્ચ, ૧૯૧૫.
વહાલા સાહેબ,

કડવા પાટીદાર શુભેચ્છક સમાજ કોન્ફરન્સે પસાર કરેલા ૧, ૨ અને ૧૧માં ઠરાવો ધરાવતો આપનો તા. ૧૭મી માર્ચ, ૧૯૧૫નો પત્ર મને મળ્યો છે. યોગ્ય સ્થળે ઠરાવોને મોકલી આપવામાં આવ્યા છે.

આપનો [ શ્વાસુ
સહી. (અંગ્રેજીમાં સહી)

કડવા પાટીદાર શુભેચ્છક સમાજ કોન્ફરન્સના પ્રમુખ તરફ.

No. 4580 of 1915
Revenue Department.
Bombay Castle, 24th April, 1915.

From.
C. W. A. Turner Equire I.C.S.
Under Secretary to the Government of Bombay.

To
The President, Fourth Kadwa Patidar Shubhechhak
Samaj Conference Viramgam.

Sir,

With reference to your letter dated 17th March, 1915. I am directed to inform you that Government are unable to provide a separate Agricultural College for Gujarat and that they have decided to establish a Vernacular agricultural school at Godhra in the Panch Mahals district, but that the work has been postponed owing to the present financial situation.

I have the honour to be
Sir,
Your most obedient Servant
Sd.(અંગ્રેજીમાં સહી)
For Under Secretary to Government.

**તરજુમો**

નંબર ૪૫૮૦-૧૯૧૫

રેવન્યુ ડિપાર્ટમેન્ટ,
મુંબઈ કેસલ તા. ૨૪ એપ્રિલ, ૧૯૧૫

તરફથી.

સી.ડબલ્યુ. એ. ટર્નર. આઈ.સી.એસ.
મુંબઈ સરકારના અંડર સેક્રેટરી.

રવાના

ચોથી કડવા પાટીદાર શુભેચ્છક સમાજના પ્રમુખ
વિરમગામ

સાહેબ,

આપના તા. ૧૭મી માર્ચ, ૧૯૧૫ના પત્રના જવાબમાં મને લખવાનું ફરમાન થયું છે કે ગુજરાતને વાસ્તે ખેતીવાડીની જુદી કોલેજ પૂરી પાડવા ગવર્નમેન્ટ-સરકાર-અસક્ત છે, અને કે તેણે પંચમહાલ જિલ્લામાં ગોધરા ખેતીવાડીની ગુજરાતી સ્કૂલ સ્થાપવા નિર્ણય કર્યો છે, પણ નાણાં સંબંધીની હાલની સ્થિતિને લઈને તે કાર્ય મુલતવી રાખવામાં આવ્યું છે.

હું છું.
આપનો અતિ નમ્ર સેવક.
સહી. (અંગ્રેજીમાં સહી)
સરકારના અંડર સેક્રેટરીની વતી.

■ ■ ■



# શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજનો પાંચમો મહોત્સવ

### ધ્રાંગધ્રા તા. ૨૫-૨૬ અને ૨૭ ડિસેમ્બર સને ૧૯૧૫

પરમ કૃપાળુ પરમાત્માની અપાર કૃપાવડે આ વખતની બેઠક ઝાલાવાડ પ્રાંતના નેકનામદાર મહારાજા રાજસાહેબ શ્રી ઘનશ્યામસિંહજી બહાદુરના ઉદાર આશ્રય નીચે ધ્રાંગધ્રા મુકામે થઈ હતી. **કૃષિકારોની સાંસારિક તથા આર્થિક સ્થિતિ સુધારવાની આતુર ઈચ્છાવાળાને ના. રાજસાહેબે તથા તેઓશ્રીના બાહોશ દીવાનજી સાહેબે સમાજના સ્તુતિપાત્ર અને જ્ઞાતિશુભેચ્છક આશયોને પોતાના નેક લક્ષમાં લઈ આ બેઠકની સરભરાને લગતું સઘળું ખર્ચ સ્ટેટ તરફથી આપવાની ઉદાર કૃપા દર્શાવી હતી.**

ત્યાં કામ કરનારા કાર્યદક્ષ પુરુષોમાં મે. રતીલાલભાઈ સીતવાળા એકાઉન્ટંટ જનરલ બાવળાની બેઠકના પ્રમુખ સાહેબ; મે. પોપટલાલભાઈ એલ.એલ.બી. સર ન્યાયાધીશ વિરમગામની બેઠકના ઉપપ્રમુખ સાહેબ; દે કાળીદાસ હરજીવનદાસ; દે અમરસિંહજી સુવિખ્યાત આખ્યાનકાર તથા દે. છોટાલાલ પુરુષોત્તમદાસ વગેરે દેસાઈ કુટુમ્બના યુવાનો મુખ્ય હતા. વધારામાં સ્ટેટનું રેવન્યુ; પોલીસ; પબ્લિક વર્ક્સ, મ્યુનિસિપાલિટી, ગાર્ડન, જીન પ્રેસ ઇલેક્ટ્રિક (વીજળીનું બત્તીનું) વગેરે વગેરે ખાતાના ઉપરી અધિકારીઓને પણ સમાજને ઉત્તમ પ્રકારની જોઈતી સઘળી સગવડો કરી આપવાને **ના. હજૂર ઑફિસથી ફરમાનો થયાં હતાં. સ્ટેટના જુદા જુદા મહાલોના વહીવટદાર સાહેબોએ પણ તેમને મળેલ ઉપરી અધિકારીની સૂચના અનુસાર ખેડૂતો પ્રતિ મમતા ધરાવી જેમ બને તેમ વધુ સંખ્યામાં તેઓ સમાજનો લાભ લે તેમ ઉપદેશ આપી તેમને પ્રેર્યા હતા.** ગોદડાં વગેરેની અસાધારણ ગોઠવણ પણ તેઓએ જ કરી હતી. સમાજની આ બેઠકને બનતી રીતે ફલપ્રદ બનાવી અને કૃષિકારોની ઉતાવળેથી ઉન્નતિ સાધ્ય કરી શકાય તે હેતુસર ને. ના. **રાજસાહેબે**

**તથા ના. દીવાનજી સાહેબે પોતાના પદરથી લખતર, વઢવાણ, વાંકાનેર, મોરબી, લીંબડી, ચુડા, સાયલા, પાટડી, બજાણા વગેરે સ્ટેટમાં પણ લખાવી ત્યાં વસતા કડવા કણબી જ્ઞાતિના આગેવાનોને આમંત્રણ કર્યા હતાં.** આવા દિલસોજ પ્રયત્નથી ઝાલાવાડ અને બીજા જુદા જુદા સ્ટેટમાંથી ૪૨૭ તથા ગુજરાતના જુદા જુદા ભાગમાંથી ૫૯૬ મેમ્બરો તથા બીજા સ્ટેટના પ્રેક્ષકો વગેરે મળી **લગભગ બારસોની અત્યાર સુધી નહિ અનુભવેલી સંખ્યાએ આ બેઠકનો ત્રણે દિવસ લાભ લીધો હતો.**

નવા જીન પ્રેસના વિશાળ કમ્પાઉન્ડમાં, ખાસ દરબારી સમીઆણો ઊભો કરી તેને અડખેપડખેથી ચંદનીઓ જોડી દઈ આ ભવ્ય સભાને માટે એક વિસ્તીર્ણને સુશોભિત મંડપ બનાવ્યો હતો. અને તેમાં મેમ્બરોની સંખ્યા માટે પૂરતી ખુરશીઓ ગોઠવી હતી. મે. પ્રમુખ સાહેબ વગેરે સભ્યો માટે ૧૮×૨૫ ફૂટનું પથ્થરનું ખાસ પુલપીટ - બેઠક બનાવવામાં આવી હતી. તેના જમણા ભાગમાં ચક-પડદા ટાંગી સ્ત્રીઓ સારુ ગોઠવણ કરી હતી. મંડપને ધ્વજાપતાકા, તોરણ માળાઓ તથા ઉત્તમ મુદ્રાલેખોથી અધિક આકર્ષક બનાવવામાં આવ્યો હતો.

વીજળીની રોશનીના ગોળાઓની આડીત્રેડી અંદર એવી તો ગુંથણી કરી હતી કે સાયંકાળે તથા રાત્રે આખ્યાન સમયે મંડપ વીજળીની રોશનીથી ઝાકઝમાક થઈ રહેતો હતો. સમાજના આ મંડપની આગલી બાજુએ-ઉગમણી દિશાએ ગંજીફાની લાલ બદામની આકૃતિનો કામચલાઉ બગીચો બનાવ્યો હતો. બદામની અણીએ મુખદ્વારનો ભવ્ય દરવાજો રાખ્યો હતો. ત્યાંથી પ્રવેશ કરી મોટર, વિક્ટોરિયા વગેરે ગાડીઓ લાલ બદામની ગોળાકાર કિનારીએ થઈ બદામના પાયા પર મધ્યે આવેલ સમિયાણોના દરવાજા પાસે કરેલ કુંજલતા મંડપમાં ઊભી રહેતી, જ્યાંથી ઊતરી મંડપમાં જવાનું હતું. બદામની કિનારીઓના ગોળ રસ્તા, વચ્ચેનો ભાગ વગેરે સ્થળે ગોઠવેલ પુષ્પનાં બેસુમાર કુંડાથી, પાણીના નળથી, ફુવારાથી તથા ખુલ્લી જગામાં ખાસ ઉગાડેલી મેથીથી આબેહૂબ બગીચો લીલોછમ બની રહી દૃષ્ટિને હૃદયને આનંદાશ્ચાર્ય ઉપજાવી રહ્યો હતો. બગીચામાં પણ વીજળીની રોશની અને ધ્વજાપતાકાઓ આવી રહી હતી.

ભોજનશાળા સામેના જૂના જીનના કમ્પાઉન્ડમાં હોવાથી ત્યાં પણ પાણીના નળ વગેરે મૂકી મહેમાનોની સરભરા માટે સ્ટેટ તરફથી તમામ ગોઠવણ ઉત્તમ પ્રકારે કરવામાં આવી હતી. ભોજનશાળામાં ધ્રાંગધ્રાના પ્રખ્યાત દેસાઈ કુટુમ્બના તમામ યુવકો એકસરખી રીતે રાત્રી-દિવસ સખ્ત મહેનત કરી સેવા ઉઠાવી રહ્યા હતા.



તા. ૨૪મીની બપોરથી બહારગામથી સભાસદોએ આવવું શરૂ કર્યું હતું. તેમને

માટે જીનપ્રેસના બંગલા તથા સ્વ. મહારાજાસાહેબના સમયની ભવ્ય નાટકશાળાનો મહેલ જ્યાં હાલ હાઈસ્કૂલ બેસે છે તેમાં ગોઠવણ કરી હતી. આ વિશાળ મહેલમાં જ ૭૦૦ મેમ્બરોએ મુકામ કર્યો હતો. સાંજના મે. પ્રમુખ સાહેબ કુમારશ્રી લાલસિંહજીભાઈ વિરમગામવાળા; શેઠ દુર્ગાપ્રસાદભાઈ લશ્કરીવાળા, દે. કરસનદાસભાઈ સબજજ સાહેબ; દે. નારણસિંહજીભાઈ અને પ્રૉ. જેઠાલાલભાઈ વગેરે ગુજરાત કાઠિયાવાડ અને ઠેઠ કચ્છ તથા માળવા સુધીના સંખ્યાબંધ સભાસદો પધાર્યા હતા. તેમને સન્માન આપવા સ્ટેશન પર સન્માનકારિણી સભાના સભ્યો ચેરમેન મે. રતીલાલભાઈ તથા રા. પોપટલાલભાઈ વગેરે ઘણા ગૃહસ્થો હાજર હતા. ગાડી આવી પહોંચતાં વૉલંટિયર્સે જયઘોષથી સ્ટેશન ગજાવી મૂક્યું. બાદ પ્રમુખ સાહેબને હારતોરા અત્તર ગુલાબ આપી બહાર મોટરમાં યોગ્ય ગૃહસ્થો સાથે બેસાડી લાલ બંગલે લઈ જવામાં આવ્યા. બીજા સંભવિત ગૃહસ્થોને પણ ત્યાં વિક્ટોરિયામાં તેડી જવામાં આવ્યા હતાં અને શાંતિપૂર્વક સઘળા સભાસદોને સહુ સહુના સારુ નક્કી કરેલા ઉતારે લઈ જવામાં આવ્યા જ્યાં તેમણે ગોઠવણ માટે સંપૂર્ણ સંતોષ જાહેર કર્યો હતો.

તા. ૨૫મીએ ને. ના મહારાજાશ્રી રાજસાહેબ મુંબઈથી પધારવાના હોવાથી મે. પ્રમુખ સાહેબ વગેરે સઘળા સભાસદો તેઓશ્રીને લેવા સ્ટેશને ગયા હતા. ગાડી આવી પહોંચતાં ને ના. મહારાજાશ્રીને જયઘોષથી સંખ્યાબંધ કણબીઓએ અંતરના ઉમળકાથી વધાવી લીધા, ને આભારની લાગણીથી મસ્તકો નમાવ્યાં. મોટર પસાર થઈ. અઢી વાગે મંડપ ચિક્કાર ભરાઈ ગયો. પ્રમુખ સાહેબ પધારતાં સહુએ ઊભા થઈ માન આપ્યું. પોતે પોતાની બેઠક લીધી એટલે સમાજના સેક્રેટરી મિ. પુરુષોત્તમદાસે કલ્યાણના સૂરમાં કુલદેવી માતાશ્રી ઉમાની સ્તુતિ કરી અને તાલીઓના અવાજો વચ્ચે સન્માનકારિણી સભાના ચેરમેન મે. રતીલાલભાઈએ પોતાનું નીચે મુજબ ભાષણ શરૂ કર્યું.

### સ્વાગત મંડળના પ્રમુખ મે. રતીલાલભાઈ સીતવાળાનું ભાષણ.

કૃષિકારોના પ્રાણજીવન મહારાજા સાહેબ, ધ્રાંગધ્રા નરેશ, શ્રીમાન ઘનશ્યામસિંહજી સાહેબ બહાદુરની, અત્યંત ઔદાર્ય, અને દિલસોજીભરેલી કૃપા વડે, એકત્ર થયેલા આ ભવ્ય અને ગંજાવર, દબદબાવાળો મેળાવડો જોઈને, મને ઘણો જ હર્ષ થાય છે. રિસેપ્સન કમિટીનાં અધ્યક્ષ તરીકે શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજના પાંચમા વાર્ષિક મહોત્સવમાં, આપણી જ્ઞાતિની ઉન્નતિનો વિચાર કરવા એકઠા થયેલ, આપ સર્વ સદ્ગૃહસ્થોને, હું અંતઃકરણપૂર્વક સવિનય આવકાર આપું છું. આ વખતે મારી પ્રથમ અને પવિત્ર ફરજ એ છે જે, આપણી જ્ઞાતિના હિતનું અહોનીશ ચિંતવન કરનાર અને આપણી વ્યાવહારિક અને આર્થિક સ્થિતિ સુધારવા પ્રયત્ન કરનાર, નામદાર

ખુદાવીંદ શ્રી મહારાજા સાહેબ ઘનશ્યામસિંહજી સાહેબ બહાદુરની, શુભ પ્રેરણાથી નામદાર દીવાનજી સાહેબે સ્ટેટના તમામ ખર્ચે, આપણી જ્ઞાતિનો આ મહોત્સવ આ વર્ષે ધ્રાંગધ્રા ભરવાનું, સ્તુત્ય અને કલ્યાણકારી ફરમાન કરી, આપને અત્રે આમંત્રણ કરી, આવકાર આપવાને અમને ભાગ્યશાળી બનાવ્યા, તે બદલ બન્ને નામદાર સાહેબોનો હું નમ્રતા અને માનપૂર્વક ઉપકાર માનું છું. આપણી જ્ઞાતિના હિતચિંતક નામદાર દીવાનજીસાહેબે સ્ટેટના ખર્ચે, સમાજ બોલાવવાની કૃપા કરવા ઉપરાંત, સ્ટેટના તમામ ખાતાની ઉપરી સાહેબોને, સમાજને લગતી સઘળી સગવડો કરી આપવાને પણ ફરમાન કરી આપણને સર્વ રીતે કૃતાર્થ કરેલ છે. આ અપૂર્વ અને અદ્વિતીય, સુવર્ણના અક્ષરથી શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજના ઇતિહાસમાં અંકિત થયેલ, આપણી જ્ઞાતિની સ્થિતિને ઉન્નત બનાવનાર બનાવથી આપણાં તથા આપણી ભાવિ પ્રજાનાં હૃદય તેઓ નામદાર સાહેબો તરફ, ખરા અંતઃકરણના પ્રેમની સત્ય લાગણીઓથી દ્રવશે.

ગૃહસ્થો! આ આપણી જ્ઞાતિનો પાંચમો મહોત્સવ છે. આજથી પાંચ - છ વર્ષ પૂર્વે એટલે સમાજની ઉત્પત્તિ થઈ તે પૂર્વે, **આપણી કોમ તદ્દન અંધકારના અગાધ કૂવામાં પડેલી હતી, અને ઝેરના કીડાની માફક, આપણે કેવી કંગાલ જિંદગી ભોગવતા હતા એ સમજવાનું પણ ભાન નહોતું. આ પાંચ વર્ષમાં સમાજના સદુપદેશથી, આપણે સમજવા શિખ્યા કે, અંધકારના ઊંડા કૂવામાં આપણે પડેલ છીએ, એટલું જ નહિ પણ આપણે તેમાંથી બહાર નીકળવાનો રસ્તો શોધ્યો છે,** અને બહાર નીકળવાને માટે ઘણા બન્ધુઓ પ્રયત્ન પણ કરે છે. જ્યારે સમાજની આટલી ટૂંકી કાર્યકીર્તિમાં, લોકોના મન પર સારી અસર થઈ છે, અને તેઓ સમજતાં શિખ્યાં છે કે, કેળવણીના અભાવે, તેમજ આપણી કોમમાં, પ્રચલિત ત્રાસજનક રીતે રિવાજોને પરિણામે, તેઓ પોતાની પ્રાચીન સમયનાં માન-મહત્તા ગુમાવી, અધમ દશામાં આવી પડ્યા છે, ત્યારે સઘળા ભાઈઓની અંતઃકરણ પૂર્વકની મદદથી, આપણે આપણા કામમાં મચ્યા રહીશું તો હું ખાતરીપૂર્વક કહું છું કે, આ હરીફાઈના જમાનામાં અન્ય કોમની સાથે આપણે પણ ઉન્નતિના માર્ગમાં સરસ રમી શકીશું, અને પ્રાચીન સમયનાં ગુમાવેલ માન મહત્તા પાછાં મેળવી શકીશું.

કેળવણી એ આપણી કોમની ઉન્નતિનું કેન્દ્રસ્થાન છે. કેળવણીની મહત્તા વિષે આ સમાજમાં તથા અન્ય સ્થળે ઘણાં ભાષણો અપાયેલ છે. કેળવણીની જરૂરિયાત  વિષે સર્વ કોઈનો મત એક જ છે. કેળવણીને પ્રતાપે, સારાસારનો વિચાર કરવાનું જ્ઞાન પ્રાપ્ત થતાં, આપણી કોમની અવદશા શેને લઈને થઈ છે, તે પણ જાણી શકાય છે, અને મન તથા બુદ્ધિ વિકાસ પામતાં, અને તેને લઈ જ્ઞાતિ તરફની ભક્તિ પ્રદીપ્ત

થતાં, આપણા ભાઈઓને કેળવણી લેવાની સલાહ આપી, વેપારીઓના સખ્ત પંજામાં તેઓ પોતાની અજ્ઞાન અવસ્થાને લઈ સપડાઈ ગયેલ હોય છે તેમાંથી મુક્ત થવા અને હવે પછી ફરીથી નહીં સપડાવાનું જ્ઞાન તેઓને પ્રાપ્ત કરાવી શકાય છે.

કેળવણીના શ્રેષ્ઠ ફળનું તાદશ્ય દૃષ્ટાંત - આ સમાજ તમારા સન્મુખ જ છે. કેળવણીના પરિણામે, આપણી ભોળી જ્ઞાતિને ફોસલાવી ખાવાના પાડવામાં આવેલ, અનિષ્ટકારક અને અંધકારમય રિવાજો ને દોષો આપણને દૃષ્ટિગોચર થયા છે. એટલું જ નહિ પણ, આ સમાજ સ્થાપિત થઈ તે પૂર્વે, આપણી જ્ઞાતિના વિદ્યાર્થીઓને ચઢતા દરજ્જાની કેળવણી લેવાના આશ્રયસ્થાનની મોટી ખામી હતી, તે દૂર કરી ગુજરાતના કેન્દ્રસ્થાન અમદાવાદમાં, નાના પાયા ઉપર કડવા પાટીદાર શુભેચ્છક સમાજ બોર્ડિંગની સ્થાપના થઈ. ત્યારબાદ સમાજના ઉપદેશ દ્વારા - જ્ઞાતિના આગેવાન ગૃહસ્થોને, વિદ્યાર્થીઓને વિદ્યાભ્યાસ માટે તેથી પણ વધુ સગવડ કરી આપવાની જરૂર જણાતાં, પાટડીના મર્દમ દરબાર સાહેબના પ્રમુખપણા નીચે શ્રી કડવા પાટીદાર મહામંડળની સ્થાપના થઈ તેને જ્ઞાતિજનોએ યથા-શક્તિ મદદ આપી છે, અને આશા છે કે, જેમ જેમ સમય જતો જશે, તેમ તેમ કેળવણીના લાભો સમજતા જશે, અને તેમ થતાં આ મહામંડળને વધુ ઉત્તેજન મળશે. આપણે સાચા અંતઃકરણથી મહામંડળનો વિજય ઇચ્છીએ છીએ.

ગૃહસ્થો! આપણે અન્ય કોમની ઉન્નતિ તરફ નજર કરવી જોઈએ. તેઓ કેળવણીમાં કેટલા આગળ વધ્યા છે તે જાણવું જોઈએ, અને તે સાથે આપણી અવદશાનો મુકાબલો કરી, તેઓની સાથે પહોંચી વળવાને માટે, જેમ બને તેમ આપણામાં, તથા આપણા ભાઈઓમાં, કેળવણીનો પ્રચાર વધારવો જોઈએ. મને જણાવતાં અત્યંત દિલગીરી ઉત્પન્ન થાય છે કે, **લાખો માણસોની સંખ્યાવાળી, કણબી કોમમાં ફક્ત સાત કે આઠ ગ્રેજ્યુએટ છે!** જ્યાં સુધી આપણામાં આપણી કોમની સંખ્યાના પ્રમાણમાં સારા વિદ્વાનો ન હોય ત્યાં સુધી આપણી અવદશાનાં કારણો આપણને કોણ બતાવી શકે? અને જ્યાં સુધી આપણી અવદશાનાં કારણો આપણે જાણી શકીએ નહિ, ત્યાં સુધી આપણે, ઉન્નતિનો માર્ગ શી રીતે ગ્રહણ કરી શકીએ?

બાળકોને કેળવણી આપવી, એ જેટલે દરજ્જે જરૂરનું છે, તેટલે જ દરજ્જે કન્યાઓને પણ કેળવણી આપવી એ જરૂરનું છે, કારણ કે કેળવણીને પ્રભાવે કન્યાઓ ઉત્તમ માતાઓ થઈ શકે છે, અને ઉત્તમ માતાઓ પોતાનાં બાળકોને ઉત્તમ નરનારી બનાવી શકે છે. એક ઉત્તમ માતા સો શિક્ષકોની બરાબર છે, એ અક્ષરે અક્ષર સત્ય છે. શિવાજી અને નેપોલિયનમાં, સ્વદેશપ્રેમ ઉત્પન્ન કરાવનાર, તેમની માતાઓ જ

હતી. માતાઓની મહત્તાના સંબંધમાં આખી પૃથ્વીના તમામ દેશોના લોકોનો સરખો જ મત છે. **માતા, એ એક દૈવી શિક્ષિકા છે. સદ્‌ગુણ અને સત્યતાની પાઠશાળા, પ્રારંભમાં તો ઘર છે.** જો એ પાઠશાળામાં ઘરમાં અજ્ઞાન ફેલાયેલું હશે, તો ભાવિ પ્રજાનું ચારિત્ર સુધારવાનું મહા કઠિન થઈ પડશે. **નેપોલિયન બોનાપાર્ટ કહેતો કે "બાળક સારું કે નઠારું નીવડે, તેનું કારણ, તેની માતાના સારા કે નરસા વિચાર છે. મારામાં જે કાંઈ દૃઢતા અને પરાક્રમ હશે, તે મારી માતાનાં જ આપેલાં છે.** દરેક માતાનું પરમ કર્તવ્ય એ છે કે, તેણે જાતે સત્ય બોલવું અને પોતાના બાળકોને પણ સત્ય બોલતાં શીખવવું. બાળકોનું પાલન કરવું, તેઓને સુધારવાં અને તેઓને સારી ટેવો પાડતાં શીખવવું. આ કામ ઘણું જ જોખમનું છે, અને તેની યોગ્યતા મેળવવા જેટલું શિક્ષણ દરેક બાળકી-ભવિષ્યની માતાને મળવું જોઈએ. જેવી રીતે જમીનનો સ્વભાવ છે કે તેમાં સારાં બીજ વાવવામાં નહિ આવે તો, તૃણાદિ હલકા છોડવાઓ આપોઆપ ઉગી નીકળે છે, તેવી જ રીતે, જો બાળકને બચપણથી સારી ટેવોનો અભ્યાસ નહિ પાડવામાં આવે તો તે આપોઆપ નઠારી ટેવો પકડી લે છે. સારી કે નઠારી ગમે તેવી આદત, એકવાર પડી તો તેના પંજામાંથી છૂટવું બહુ જ મુશ્કેલ છે. સર્વશિક્ષણ જ્યાં સુધી યોગ્ય રીતે આપવામાં આવશે નહિ ત્યાં સુધી આપણી કોમની ઉન્નતિ થવી મુશ્કેલ છે.

**ગૃહસ્થો!** આ દેશનો મુખ્ય આધાર ખેતીવાડી પર છે, અને ખેતી કરનાર કોમ આપણી હોઈ આપણા દરેક બાળકોને નાનપણથી જ, ખેતીવાડીનું જ્ઞાન આપવું આવશ્યક છે. ખેતીવાડી એક સર્વોત્તમ ધંધો છે, પણ આપણને ખેતીવાડી શી રીતે ખીલવવી તેની બિલકુલ ખબર નથી. અમેરિકા વગેરે દેશના ખેડૂત લોકોએ પોતાની જૂની ખેતીવાડીની પદ્ધતિનો ત્યાગ કરી રસાયન શાસ્ત્ર અને યાંત્રિક બળનો આશ્રય લઈ, નવી ઢબ અને નવાં ઓજારોથી, ખેતીવાડીને એટલી તો સુધારી છે કે, તેઓની પાસે લાખો - કરોડો રૂપિયાની પ્રાપ્તિ થઈ છે, ત્યારે આપણે તો હજારો વર્ષ પૂર્વેથી ચાલી આવતી ઢબ પ્રમાણે ખેતીવાડી કરતા આવતા હોઈ, અને જમીનનો રસકસ શી રીતે સુધારવો તેનું જ્ઞાન નહીં હોઈ, એક જ જાતની પદ્ધતિ અત્યાર સુધી ચલાવી, જમીનની કિંમત ઘટાડી આપણી દુર્દશા સાથે લાવી મૂકી છે. આપણાં ભાગ્યોદય છે કે હાલમાં ખેતીવાડી સુધારવા તરફ નામદાર બ્રીટિશ ગવર્નમેન્ટ, તથા દેશી રાજકર્તાઓનું તે તરફ ધ્યાન ખેંચાયેલ છે, અને નાસિકમાં જેવી રીતે આધ્યાત્મિક  શિક્ષણની સાથે નવી જ ઢબનું ખેતીવાડીનું શિક્ષણ આપવામાં આવે છે, તેવી જ રીતે દરેક સ્કૂલમાં પ્રાથમિક કેળવણીની સાથે ખેતીવાડીનું શિક્ષણ પણ આપવામાં આવે તો, આપણી ઉન્નતિ ઘણી જ જલદીથી થઈ શકે.

ગૃહસ્થો! આપણી સ્થિતિ તદ્દન કરુણાજનક અને શોચનીય થઈ પડેલી છે. આવી સ્થિતિનું કારણભૂત બાળલગ્ન જ છે, એમ જો હું કહીશ તો તે અતિશયોક્તિ-ભરેલું નથી. નાનપણથી જ બચ્ચાંઓને પરણાવી તેઓને ગૃહસ્થાશ્રમમાં જોડવાથી તેઓ કેળવણી લઈ શકતા નથી. તેને પરિણામે અજ્ઞાન હોઈ પોતાની સ્થિતિ જાળવી રાખવા કે તેને ઉન્નત બનાવવા તેઓ શક્તિવાન થતાં નથી. આપણા આ હાંસીપાત્ર બાળલગ્નને પરિણામે, આપણી પાયમાલી કરનારા બીજા કેટલાક શાસ્ત્રવિરુદ્ધ અને ત્રાસજનક રિવાજો આપણામાં ઘૂસી ગયા છે. પ્રથમ તો બાળકીઓ કુંવારી ન રખાય, એવા ખોટી આબરૂના સવાલને લઈ ફૂલના દડાનો રિવાજ દાખલ કરવામાં આવેલ છે. જ્યારે ગમે તેટલા દોડાદોડી કર્યા છતાં પણ, કન્યાને માટે મૂરતિયો મળતો નથી, ત્યારે કન્યાને ફૂલના દડાની સાથે પરણાવી દેવામાં આવે છે, અને ફૂલના દડાની સાથે પરણેલી કન્યાને, નાતરાની કન્યા ગણી, નિર્દોષ કન્યાને માથે રાંડીરાંડનું નકામું કલંક બેસાડવામાં આવે છે. ફૂલના દડાના રિવાજને મળતો જ, બીજો બાંહ્યવરનો રિવાજ છે, અને બાંહ્યવરથી પરણેલી કન્યાને પણ, નાતરાવાળી કન્યા ગણવામાં આવે છે. આવી પાપમય રૂઢિનો જલદીથી અંત આવે, એમ આપણે સઘળા ઇચ્છીએ છીએ. વળી આપણાં લગ્ન-નાનપણમાં થતાં હોવાથી અને નાનાં બાળકોનું મરણ પ્રમાણ વધારે હોવાથી કેટલાંક જોડાં ખંડિત થાય છે, અને તેને લઈ નાતરાનો રિવાજ પણ આપણી કોમમાં પ્રચલિત થયો છે. જો બાળલગ્નનો વિનાશ કરી, મોટી ઉંમરે લગ્ન કરવામાં આવે તો, નાતરાં જે આપણી કોમમાં અસંખ્ય થાય છે, તેમાં ઘણો જ ઘટાડો થઈ જાય. વળી નાનપણમાં લગ્ન થવાથી, વરકન્યાની ઉંમરનું પ્રમાણ જોઈ શકાતું નથી. જેને લઈ ઘણાંક કજોડાં થાય છે અને એને લઈ વરવહુની વચ્ચે સ્વાભાવિક અણબનાવ થાય છે, અને કેટલીક કન્યાઓનાં લખણાં થાય છે. આવી રીતે રંડાયેલી તથા લખણાં થયેલી કન્યાઓના ફરીથી સંબંધ કરતાં કેટલેક ઠેકાણે પૈસાઓ લઈ કન્યાવિક્રય કરવામાં આવે છે. કન્યાનું આવી રીતે વેચાણ કરીને પણ ક્રૂર હૃદયનાં માબાપો, તેઓની કન્યાને માટે, યોગ્ય વર શોધતા નથી, અને ગમે તેવું લાકડે માંકડું જોડી દે છે, જેને લઈ દુરાચાર વધે છે.

ગૃહસ્થો! મારે અત્યારે આપનું ધ્યાન એ તરફ દોરવું જોઈએ કે, આપણી કોમમાં કેટલેક સ્થળે ગોળ કરવામાં આવેલ છે, પણ આપ સઘળાએ ધ્યાનમાં રાખવું જોઈએ કે, ગોળને પરિણામે કેટલીક કન્યાને માટે યોગ્ય વર મળી શકતો નથી, અને કેટલાક વરને માટે સારી કન્યાઓ મળતી નથી. જેને પરિણામે કેટલીક હાનિ થાય છે, માટે આવા ગોળ પણ નીકળી જવા જોઈએ એમ આપ સઘળાએ જણાશે.



આ ઉપરાંત આપણી કોમની અવદશાનું કારણ મરણ પાછળના જમણવાર છે.

લોકોની સ્થિતિ કારજ કરવા જેવી ન હોય છતાં, પરાણે જમીન, ઘર, રાચરચીલું, બળદો વેચાવીને પણ જમણ કરવામાં આવે છે, અને તે પછી તેવા લોકોને મજૂરી કરવાનો વખત આવે છે. મુંબઈ વગેરે સ્થળોએ ઘણા જ કણબીઓ, ઘાટીનું કામ કરતા માલૂમ પડે છે. તેઓની તેવી સ્થિતિનું ઘણે ભાગે કારણ પ્રેતભોજન જ છે. શાસ્ત્રમાં ફરમાવેલાં નહીં એવાં પ્રેતભોજનોથી મરી ગયેલા માણસનું શ્રેય થતું નથી તેથી આવા પ્રેતભોજનોનો તો એકદમ અટકાવ થવો જોઈએ છીએ.

છેવટમાં નેકનામદાર ખુદાવીંદ શ્રી હજૂર સાહેબ તથા નામદાર દીવાનજી સાહેબનો, આપણી જ્ઞાતિ પ્રત્યેની તેઓ સાહેબોની શુભ લાગણી માટે ઉપકાર માની, આપ સઘળાને ફરીથી અંતઃકરણપૂર્વક આવકાર આપું છું.

પોતાનું ભાષણ તાલીઓની અવાજો વચ્ચે પૂરું થતાં મે. સીતવાળાએ પોતાની બેઠક લીધી બાદ, પાટડીવાળા દેસાઈ નારણસિંહજીભાઈએ, **વિરમગામના કુમાર શ્રી લાલસિંહજીભાઈ જે આઠ વર્ષથી સુધારાની રંગભૂમિ પર પોતાના તન, મન, અને ધનના ભોગે ઘૂમી રહ્યા છે, તેમને પ્રમુખ તરીકે પસંદ કરવા દરખાસ્ત મૂકી,** તેને અમદાવાદવાળા શેઠ કેશવલાલ છક્કડસી ભાઈએ અનુમોદન આપ્યું બાદ એકીસાથે તાળીઓના ચાલુ અવાજો વચ્ચે પ્રિન્સ લાલસિંહજીભાઈએ પોતાની બેઠક લીધી. રિસેપ્શન કમિટીના ચેરમેન મે. રતીલાલભાઈ સીતવાળાએ તેમને હાર પહેરાવી છડી આપ્યાં અને મે. પ્રમુખ સાહેબે પોતાનું નીચે મુજબ ભાષણ શરૂ કર્યું.

**મે. પ્રમુખ સાહેબનું ભાષણ**

જ્ઞાતિબંધુઓ! સભાસદો અને પ્રેક્ષકો!

આપે પ્રમુખ તરીકે મને પસંદ કરી જે માન આપ્યું છે, તે માટે હું આપ સર્વેનો ઉપકાર માનું છું અને સર્વ ભાઈઓ ૧૫૦૦ દોઢ હજાર જેટલી મોટી સંખ્યામાં જ્ઞાતિ હિત માટે એકઠા થયા છો, તે માટે મારો આનંદ જાહેર કરું છું.

આ વખતે ધ્રાંગધ્રામાં જ્ઞાતિ હિત માટે આપણને એકઠા થવાની, જે સર્વ વ્યવસ્થા નેક નામદાર મહારાજા શ્રી રાજસાહેબ તરફથી કરી આપવામાં આવી છે, તે માટે સર્વ ભાઈઓ તરફથી હું નામદાર મહારાજાનો તથા તેઓશ્રીના બાહોશ દીવાન શ્રી માનસિંહજી સાહેબનો આભાર માનું છું.

ભાઈઓ! આ વખતે આપણી 'સમાજ'ની પાંચમી બેઠક મળી છે. આજ સુધીમાં 'સમાજ'ની - સુધારાની હિલચાલથી કડવા પાટીદાર કોમને સુધારા અને કેળવણીની બાબતમાં શા શા લાભ થયા છે, તે ટૂંકામાં દર્શાવવાની જરૂર છે.



**'સમાજ'ની હિલચાલ શરૂ થયા પહેલાં, જ્ઞાતિના ચંચળ બાળકોને વિદ્યાર્થીગૃહના અભાવે, આગળ અભ્યાસ ચલાવવાને અનેક મુશ્કેલીઓ નડતી**

**હતી; તે હવે 'વિદ્યાર્થીગૃહ' (બૉર્ડિંગ હાઉસ.) અમદાવાદમાં સ્થાપન થવાથી દૂર થઈ છે. આ એક પહેલો લાભ છે.**

બીજો લાભ એ થયો છે કે, સ્વ.ના. પાટડી દરબારશ્રીની આગેવાની નીચે **લગભગ રૂ. ૧૦૦૦૦૦ એક લાખના ફંડ સાથે શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળની સ્થાપના થઈ છે. અને તે દ્વારાએ કેળવણીની બાબતમાં જ્ઞાતિને લાભ મળવો શરૂ થયો છે.**

ત્રીજો લાભ એ થયો છે કે, **આપણી કોમમાં લગભગ બાર વર્ષે લગ્ન આવે છે, ને તેથી બાળલગ્ન થાય છે; તે રિવાજમાં સમયને અનુસરીને સુધારો કરવાની આપણી જ્ઞાતિના મોટા ભાગની ઈચ્છા થઈ છે,** અને દર પાંચ વર્ષે લગ્ન કરવાનો રિવાજ દાખલ થાય તો સારુ, એમ કહેતા થયા છે.

ચોથો લાભ, કરજ કરીને મરણ પાછળનાં કારજ કરવાં તે ઘણું જ ખોટું છે; એમ ઘણા ભાઈઓ સમજતા થયાં છે.

પાંચમો લાભ એ છે કે, આપણી સુધારાની હિલચાલે નામદાર ગાયકવાડ સરકાર તથા નામદાર ઝાલાવાડ સરકારની સાહનુભૂતિ મેળવી છે. આ પ્રમાણે સુધારની હિલચાલથી મુખ્ય લાભ થયા છે, અને નાના લાભ તો અનેક થયા છે.

ભાઈઓ! એકંદર રીતે જોતાં **જ્ઞાતિહિતની હિલચાલથી સારો લાભ થયો છે. પરંતુ જે ઉગ્ર સુધારકો છે, તેઓને કદાચ આ લાભ નજીવો લાગતો હશે. તેમજ જે દૃઢ જૂના-વિચારવાળા છે તેમને એથી કોમને નુકસાન થયું એમ પણ લાગતું હશે પરંતુ આમાં બંને ખોટા કહેવાય. કેમકે સમયને અનુસરી ધીમા પણ મક્કમ સુધારાની જ હાલમાં જરૂર છે. કારણ જે વખતે રિવાજો પડેલા તે વખતે મુસલમાની રાજ અમલ હતો, અને તે સમયમાં તે રિવાજોની જરૂર પણ હતી.** પરંતુ હાલમાં તો ન્યાયી બ્રિટિશ સરકારના શીતળ છત્ર નીચે સર્વને સુખેથી પોતાનો ધંધો કરવાનો છે અને સમયને બંધબેસતા થાય તેવા સુધારા કરવાના છે. **જૂના વિચારવાળાઓએ ડહાપણ વાપરી સમયને ઓળખવાની જરૂર છે અને નવા વિચારવાળાઓએ આકળા નહિ થતાં ધીમા પણ મક્કમ સુધારા કરાવવાની તેમજ જ્ઞાતિબંધુઓને તીખા નહિ પણ મીઠાં શબ્દોથી શુભ પંથે વાળવા પ્રયત્ન કરવાની જરૂર છે.**

ભાઈઓ! આ ઉપરથી આપ સમજ્યા હશો કે, ખરો જ્ઞાતિ સુધારો આકળા થવાથી તેમજ શાંત બેસી રહેવાથી થશે નહિ. પરંતુ જૂના અને નવા વિચારમાંથી સમયને અનુકુળ અને લાભદાયી વિચારો ગ્રહણ કરી તેમ આચારમાં મૂકવાથી થશે.



ભાઈઓ! આટલું પ્રાથમિક વિવેચન કરી, હવે હું સુધારાની સીડીનાં મુખ્ય સાત પગથિયાં સંબંધી મારા વિચારો જણાવવા યોગ્ય ધારું છું. એટલે કે ખરો જ્ઞાતિ સુધારો

કરવાને માટે જે સાત બાબતોની જરૂર છે, તે સંબંધી મારા વિચારો સર્વ ભાઈઓની સન્મુખ રજૂ કરું છું.

**પહેલું પગથિયું, 'બ્રહ્મચર્ય'.**

દ્રવ્યરક્ષા કરતાં વીર્યરક્ષા શ્રેષ્ઠ છે.

ભાઈઓ! જ્ઞાતિ ઉન્નતિની નીસરણીનાં સાત પગથિયાંમાંનું, પહેલું પગથિયામાંનું, પહેલું પગથિયું બ્રહ્મચર્યનું છે. બ્રહ્મચર્ય પાળવામાં વીર્ય રક્ષાની જરૂર પડે છે અને વીર્યનું રક્ષણ દ્રવ્ય કરતાં પણ વિશેષ સાવચેતીથી કરવાની જરૂર છે. કારણ વીર્ય એ શરીર રૂપી ઈમારતનો પાયો છે. જેમ ઈમારતનો પાયો મજબૂત ન હોય તો, તે ઈમારત વહેલી પડી જાય છે, તેમજ બ્રહ્મચર્યનું પાલન બરાબર ન કરવામાં આવે તો મૃત્યુ વહેલું આવે, એ ચોક્કસ, છે.

બંધુઓ! વીર્યનું રક્ષણ કર્યા સિવાય શરીરનું રક્ષણ થઈ શકતું નથી અને શરીરની મજબૂતી વિના ખેતી અને વેપાર ધંધાનું રક્ષણ કરી શકાતું નથી. ખેતી આદિનું રક્ષણ કર્યા સિવાય પોતાના કુટુંબનું રક્ષણ થઈ શકતું નથી, પોતાના કુટુંબ આદિનું રક્ષણ કર્યા સિવાય મન શાંત રહી શકતું નથી અને મનની શાંતિ વિના મોક્ષ મળી શકતો નથી. જ્યારે મોક્ષ મળી શકતો નથી ત્યારે મનુષ્ય જન્મ એળે જાય છે.

ભાઈઓ! આવો બ્રહ્મચર્યનો પ્રભાવ હોવાથી, બાળકોનાં બાળલગ્ન કરી, બ્રહ્મચર્યનો ભંગ કરાવવો તે કેવી મોટી ભૂલ છે તે સર્વના જાણવામાં આવ્યું હશે. આ ઉપરથી જો બાળકોને મોટી ઉંમરે પરણાવવામાં આવે તો અનેક લાભો થઈ શકે તેમ છે, તે તમો જોઈ શક્યા હશો.

ભાઈઓ! બાળલગ્નથી આપણી કોમને ઘણું જ નુકસાન થાય છે. બાળલગ્ન કરનાર વડીલોને જ તેનો સંતાપ થાય છે. તેમ નથી, પરંતુ તે લગ્ન કરનારને તથા તેની પ્રજાને એમ ઉત્તરોત્તર તેથી અનહદ નુકસાન થાય છે, અને તે આપણે નજરે જોઈએ છીએ.

બાળલગ્ન કરવાથી બ્રહ્મચર્યનો ભંગ થાય છે અને બ્રહ્મચર્યનો ભંગ થવાથી પ્રજા નિવીર્ય અને નમાલી પાકે છે. જેથી કરીને શારીરિક સંપત્તિ તદન હલકા પ્રકારની થાય છે, અને તેથી હજારો નુકસાન થાય છે. હું આપને થોડા દાખલાઓ પૂર્વ સમયના તથા ચાલતા સમયના, આપણા દેશના તથા પરદેશોના આપીશ. જેથી આપને બ્રહ્મચર્યના ભંગથી કેટલું નુકસાન છે, તે સહેલાઈથી જણાઈ આવશે. 

પૂર્વે આપણા દેશમાં પાંડવોના વડીલ ભીષ્મ નામે હતા. તે ભીષ્મપિતામહનાં પરાક્રમો આપણે જાણીએ છીએ. તેઓ ઘણા જ બળવાન મહાન યોદ્ધા હતા, જેઓએ નાની વયમાં પરશુરામ જેવાને હરાવ્યા હતા, કે જે પરશુરામે ૨૧ વખત આખાં

હિંદુસ્તાનના ક્ષત્રિય રાજાઓ ઉપર વિજય મેળવ્યો હતો. આપ વિચાર કરશો તો આ સઘળો બ્રહ્મચર્યનો જ પ્રતાપ જણાઈ આવશે. ભીષ્મપિતાએ અખંડ બ્રહ્મચર્ય પાળ્યું હતું અને તેના લીધે જ તેઓને અતુલ બળ પ્રાપ્ત થયું હતું; અને નહિ કે નાની વયના ગૃહસંસારથી તે બળ પ્રાપ્ત થયું હતું.

૧૦૦-૧૫૦ વર્ષ પહેલાં ફ્રાન્સ દેશમાં નેપોલિયન બોનાપાર્ટ નામનો મહાન વીર ઉત્પન્ન થયો હતો અને તેના નામથી યુરોપખંડના તમામ રાજાઓ ધ્રૂજતા હતા. તે વીર પુરુષ કાંઈ તેનો માતાપિતાના નાની વયના ગૃહસંસારથી ઉત્પન્ન થયો નહોતો. એટલું જ નહિ પણ તેણે જાતે પણ પુખ્ત વય સુધી બ્રહ્મચર્યનું પાલન કર્યું હતું; અને તે જ તેનો પ્રભાવ હતો.

આપણને વિચાર કરતાં માલૂમ પડશે કે આપણા દેશના પંજાબી અને શીખ લોકો શરીરે મજબૂત હોવાનું શું કારણ છે? તો તરત જણાશે કે તે લોકોમાં નાની વયે ગૃહસંસાર થતો નથી.

હાલમાં આપણા દેશમાં મદ્રાસ તરફનો પ્રોફેસર રામમૂર્તિ નામનો પ્રખ્યાત ખેલાડી છે કે જે પોતાના અદ્‌ભુત બળવડે કરીને ૨૦ ઘોડાના બળવાળી દોડતી મોટર ગાડીને અટકાવી શકે છે. આનું કારણ શું છે? તપાસતા માલૂમ પડશે કે તેનું કારણ કાંઈ નહિ, પણ બ્રહ્મચર્ય પાળ્યાનો પ્રતાપ જ છે.

આ દાખલાઓ પરથી સિદ્ધ થાય છે કે શારીરિક બળની ચાવી તે બ્રહ્મચર્ય છે. નાની વયનાં લગ્નથી અનેક પ્રકારનાં નુકસાનો થાય છે. લગ્ન કરેલાં બાળકો; પુંખણાની વીંટબણામાં બરાબર વિદ્યાભ્યાસ નહિ કરી શકવાથી વિદ્વાન થઈ શકતો નથી, અને બ્રહ્મચર્યનું યથાવિધિ પાલન નહિ થવાથી તેનામાં શારીરિક બળ હોતું નથી એટલે એકંદર રીતે તેની જિંદગી ધૂળધાણી થાય છે.

નાની વયનાં લગ્નથી ઉત્પન્ન થયેલી પ્રજા નબળા બાંધાની થાય છે, અને નબળા શરીરમાં મજબૂત મન હોઈ શકે નહિ, તેના લીધે નબળા બાંધાની સાથે તેનું મન પણ નબળું જ રહે છે અને તેવાં કારણોને લીધે વિદ્યાભ્યાસમાં તથા વ્યાવહારિક કાર્યોમાં તે ફતેહ મેળવી શકતો નથી, અને એવી રીતે જિંદગી ધૂળધાણી થાય છે. તેવી જ રીતે ઉત્તરોત્તર નાની વયમાં લગ્ન થવાથી આખરે વંશનું છેદન થાય છે અને નાની વયનાં લગ્નરૂપી ભૂલની આ છેલ્લી અને ભયંકર શિક્ષા છે.



બંધુઓ! બાળલગ્નથી આટલાં જ નુકસાનો છે એમ નથી. આપણી જ્ઞાતિમાં ફૂલના દડાનો અને બાંહ્યવરનો જે હાસ્યજનક રિવાજ ચાલે છે, તેના નાતરાં અને છૂટાછેડાના નિંદાપાત્ર રિવાજનાં મૂળ પણ બાળલગ્નમાંથી જ ફૂટ્યાં છે. બાળલગ્ન બંધ થવાથી આ ચારે ખોટા રિવાજો આપોઆપ લગભગ નાશ પામશે. બાળલગ્નથી

કન્યા પણ ઘણી જ નાની મળે અને વર પણ નાનો જ હોય તેથી પરસ્પર ગુણાવગુણ તથા લાયકાતની તપાસ કર્યા સિવાય માબાપો લગ્ન ગોઠવી દે છે અને ભવિષ્યમાં તે જોડું પરસ્પરના ભિન્ન આચારવિચારને લીધે ઘણું જ દુઃખી થાય છે અને તેવી રીતે બંનેની જિંદગી એળે જાય છે. હવે જો મોટી ઉમ્મરે માબાપો તરફથી લગ્ન કરવામાં આવે તો ગુણદોષ તપાસવાનો પૂરતો વખત મળવાથી તથા તેના આચારવિચાર જોવાથી તે સંબંધીની ખાતરી થયેથી યોગ્ય કન્યા સાથે યોગ્ય વરનું લગ્ન કરવામાં આવવાથી ઊભય દંપતી સુખચેનમાં પોતાનો વખત ગાળી, લગ્ન પહેલાં પ્રાપ્ત કરેલી બુદ્ધિ તથા વિદ્યાનો સદુપયોગ કરી પોતે સુખી થઈ પોતાનાં કુટુંબને સુખી કરી શકે છે.

ભાઈઓ! બાળલગ્નથી કેટલું નુકસાન છે, તે હવે સર્વના ખ્યાલમાં આવ્યું હશે. જો બાળલગ્નનાં દુઃખ આપણી પ્રજા ન ભોગવે તેવી આપણી ઇચ્છા હોય તો, આપણે બાળકોની સગાઈ કરતી વખતે કન્યાની વય કરતાં વરની વય ૪-૫ વર્ષ મોટી રાખવી જોઈએ અને લગ્ન મોટી ઉમ્મરે કરવાનું સગવડભરેલું થાય માટે, જેમ બને તેમ ટૂંકી મુદતે લગ્ન કરવાની પ્રથા અમલમાં મુકવી જોઈએ.

**બીજું પગથિયું 'વિદ્યા'.**

विद्वत्वं च नृपत्वं च नैव तुल्यं कदाचन।
स्वदेशे पूज्यते राजा विद्वान् सर्वत्र पूज्यते।।

ભાઈઓ! વિદ્વાનની લાયકાત રાજા કરતાં પણ વધુ ગણવામાં આવે છે, કારણ કે રાજા જ્યારે પોતાના દેશમાં માન મેળવે છે, ત્યારે વિદ્વાન સર્વ દેશમાં માન મેળવી શકે છે. આવો વિદ્યાનો પ્રભાવ છે. વિદ્યા યાને કેળવણી સિવાય મનુષ્ય પોતાની બુદ્ધિ ખીલવી શકતો નથી અને બુદ્ધિ સિવાયનો મનુષ્ય જનસમાજને તથા પોતાના કુટુંબને બોજા રૂપ થઈ પડે છે. વિદ્યા પ્રાપ્ત કરેલો મનુષ્ય પોતાની જાતને ફાયદો કરવા ઉપરાંત પોતાના સ્નેહીઓ તથા સર્વ જ્ઞાતિબંધુઓને લાભ આપી શકે છે. વિદ્યા પ્રાપ્ત કરવાથી પોતાની જાતને સુખી કરી શકાય છે તથા વિદ્યા અંગે પ્રાપ્ત કરેલાં સદ્વર્તનોથી સર્વે જ્ઞાતિબંધુઓને લાભ આપી શકાય છે.

ભાઈઓ! દરેક મનુષ્યને માટે કેળવણી તે ખાસ જિંદગીનો અગત્યનો વિષય છે. વિદ્યા વિના મનુષ્ય પશુતુલ્ય ગણાય છે, એટલું જ નહિ પણ તે વિદ્યાના અભાવે પોતાની જાતને, પોતાના કુટુંબને, પોતાના સ્નેહીઓને તથા લાગતાવળગતાઓને નુકસાન કરે છે.



કેળવણીમાં ખરેખર આપણે ઘણા જ પછાત છીએ. આપણી વસ્તી ગુજરાત કાઠિયાવાડમાં કુલ ૯,૦૦,૦૦૦ની હોવા છતાં, તેમાંથી લખીવાંચી શકે એવા ભાગ્યે

જ ૬૦,૦૦૦ મળી શકશે. કેટલાક ખેડૂત ભાઈઓ એમ કહેશે કે, અમારે તો ખેતી કરવી છે, અમારે કાંઈ ભણવાની જરૂર નથી, કારણ કે અમારે ક્યાં બીજો ધંધો કરવો છે. પણ ભાઈઓ! બીજો ધંધો કરવો ન હોય, પણ ઘરખર્ચ તથા લેણદેણના હિસાબ જાણવાને માટે તથા ધીરધાર કરનાર વાણિયા છેતરી ન જાય તેટલા ખાતર બાળકોને થોડીક પણ કેળવણી આપવાની અવશ્ય જરૂર છે. ભાઈઓ! કેળવણીથી જ્ઞાન સાથે અનેક સદ્‌ગુણો તથા સારું-ખોટું સમજવાની બુદ્ધિ પણ આવે છે. જે બુદ્ધિથી આપણે સારું-નરસું પારખી ખોટી વસ્તુથી બચી શકીએ.

ભાઈઓ! બીજી કોમો કરતાં આપણામાં કેટલાક વિચિત્ર રિવાજો છે, તેનું કારણ બીજું કાંઈ નહિ, પણ આપણે અભણ છીએ તે જ છે. તો હવે આપણે આળસનો ત્યાગ કરી આપણાં બાળક-બાળકીઓને બની શકે તેટલી કેળવણી આપવા નિશ્ચય કરવો જોઈએ અને તેમ થશે ત્યારે જ આપણે આપણી ફરજ બજાવી ગણાશે.

**ત્રીજું પગથિયું 'ખેતી'**

ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર અને કનિષ્ટ નોકરી.

ભાઈઓ! ખેતીનો ધંધો ઉત્તમ છે, અને તમામનું પોષણ કરનારો હોવાથી તે પરમાર્થ જેવો પણ છે. આપણા માટે કહેવત છે કેઃ—

કણબી પાછળ કોડ, કણબી કોઈ પાછળ નહિ;
હળથી બાંધે હોડ, પેટ ભરે પાદશાહ તણાં.

ખરેખર બંધુઓ, તેમજ છે. રંકથી તે રાજા સુધી તમામનું તમો જ પૂરું કરો છો. જો તમો પાક ન પકવો તો, રાજાના ભંડાર ખાલી રહે. મોટી મોટી મિલો ચાલે છે તે પણ બંધ રહે અને તેવી રીતે તમામ વેપાર-ધંધા જે ખરેખર દલાલ જેવા જ કહી શકાય તેમ છે, તે સર્વે બંધ પડે.

બંધુઓ! આપણું ખેતીનું કાર્ય ઉત્તમ છે અને તે પરમાત્માએ આપણને જગત પર ઉપકાર કરવા સોંપ્યું છે; એટલે તે કાર્ય આપણે સદાયે નભાવીને જગત્ પર ઉપકાર કરવાનો જ છે.

ખેતીનો ધંધો ખંતથી અને ધીરજથી નિયમ પ્રમાણે કરવામાં આવે તો તેમાંથી દ્રવ્યનો પણ સારો લાભ થાય છે. આવાં ઘણાં કારણો ખેતીના લાભમાં હોવા છતાં, ફક્ત આપણી અને ખેતીનો ધંધો કરનાર તમામ વર્ગોની બેદરકારીને લીધે, હાલમાં ખેતીનો ધંધો જે ઉત્તમ છે; તે હલકો ગણાવા લાગ્યો છે.



ભાઈઓ! જો આપણે ખેતીવાડીની કેળવણી લઈને ખેડ, ખાતર અને પાણીની પૂરતી ગોઠવણ સાથે, જમીનની ખંતથી માવજત કરીએ તો, હાલ જેટલો પાક પાકે છે, તે કરતાં આપણે વધારે પકવી શકીએ અને હાલમાં જે આપણો ઉત્તમ ધંધો હલકો

ગણાય છે, તે પાછો ઊંચો ગણાવા લાગે.

ભાઈઓ! આપણા દેશની જમીન કરતાં અમેરિકા અને જાપાન દેશની જમીન હલકી છે, પરંતુ ત્યાંના લોકો આપણાં કરતાં વધુ ખંતીલા અને વધુ ભણેલા હોવાથી નવી નવી જાતનાં ઉત્તમ ખાતરોની મદદથી ત્યાં પુષ્કળ પાક પેદા કરે છે. ખરેખર આ આપણને શરમાવા જેવું જ ગણાય. કારણ કે આપણી પાસે ઉત્તમ જમીન હોવા છતાં અને તે આપણો પરાપૂર્વનો ધંધો હોવા છતાં, આપણે ફક્ત કેળવણીમાં પછાત પડી જઈને, આપણે આપણી લાયકાત ઘટાડીએ છીએ. આપણા દેશમાં 'હાડકાંનું' જે ઘણું જ કિંમતી ખાતર છે, તેનો આપણે અજ્ઞાનતાથી ઉપયોગ નથી કરતા, તેથી તે કિંમતી ચીજ લાખો રૂપિયાની દર વર્ષે પરદેશ જાય છે; ને ત્યાંના ખેડૂતો તે વડે કરોડો મણની પેદાશ કરે છે.

બંધુઓ! જો જમાનાને ઓળખીને, ખેતીનાં હથિયારો તથા ખાતરોમાં સુધારા કરીને, કાળજીપૂર્વક આપણે ખેતીનું કામ કરીશું, તો નક્કી આપણે થોડા વખતમાં આબાદ બનીશું અને સાથે સાથે આખી જ્ઞાતિને પણ આબાદ બનાવી શકીશું તે નક્કી છે, નામદાર સરકાર તરફથી થોડાં વર્ષોથી ખેતીવાડીના સુધારા સંબંધી ખાસ કાળજી રાખવામાં આવે છે, ને તેને લગતી તમામ માહિતી વગર પૈસે પૂરી પાડવામાં આવે છે; તો આપણે તેનો છૂટથી લાભ લેવો જોઈએ, અને હવે આપણાં બાળકોને ખેતીવાડીની નિશાળમાં ભણવા મોકલવા તૈયાર કરવાં જોઈએ.

ભાઈઓ! હું આશા રાખું છું કે, ખેતી સંબંધીનું આ વિવેચન સાંભળી આપ હવે વધુ ખંત અને ધીરજથી ખેતીના કામમાં જોડાશો, અને વધુ ઉત્પન્ન પેદા કરી તમારી સ્થિતિ સુધારશો.

**ચોથું પગથિયું. 'સર્વ વ્યસનોનો ત્યાગ.'**

સર્વ પ્રકારના વ્યસનોનો ત્યાગ, તેજ ખરું નિર્વ્યસનીપણું.

ભાઈઓ! હોકો, બીડી, અફીણ તથા ચા, પાન અને સોપારી વગેરે તમામ વ્યસનોથી દૂર રહેવું તેનું નામ ખરો વ્યસન ત્યાગ છે. વ્યસનમાં લાખો રૂપિયા દર વર્ષે આપણી કોમમાંથી જાય છે, તેનો બચાવ કરી, તે નાણાં બીજા કેળવણી અતિ સારા કામમાં ખર્ચવાં જોઈએ.

તમામ વ્યસનો દૂર કરવાથી એક દ્રવ્ય સંબંધી લાભ થાય છે અને બીજો શરીર  સંબંધી લાભ થાય છે. ત્રીજો લાભ આપણી નીતિરીતિ સારી રહે તે અને ચોથો લાભ સદ્વર્તનથી આપણે અનેક જણને સુધારી શકીએ તે.

બંધુઓ! વ્યસનની બાબતમાં જૂના વિચારવાળા તથા નવા વિચારવાળા બંને સરખા દુષિત છે; કારણ કે જ્યારે જૂના વિચારવાળા જૂના પ્રકારના વ્યસનોમાં સંપડાયા

છે, ત્યારે નવા વિચારવાળા નવા પ્રકારનાં વ્યસનોમાં સપડાયા છે, ભણેલા બીડી પીએ, અને વગર ભણેલા અફીણ પીએ એ બંને ભૂલો સરખી ગણાય; વ્યસનની બાબતમાં તમામ વ્યસનવાળાઓએ શરમાવા જેવું છે. કારણ વ્યસન કરવાથી તન, મન અને ધન ખરાબ થાય છે, તેમજ વ્યસનીની પદવી મળે છે. આશા છે કે દરેક જ્ઞાતિબંધુ આ વાત લક્ષમાં લેશે અને વ્યસનના દુર્ગુણથી પોતે દૂર રહી પોતાનો બાળકોને પણ દૂર રાખશે.

**પાંચમું પગથિયું.** 'વ્યાપાર, હુન્નર અને ઉદ્યોગ.'

ભાઈઓ! દ્રવ્ય સંપાદન કરી પોતે શ્રીમંત થવા અને સર્વને શ્રીમંત બનાવવા શ્રમ ઉઠાવવો તે દરેક જ્ઞાતિબંધુઓની અગત્યની ફરજ છે અને તે સુધારાનું એક અગત્યનું અંગ છે. કારણ કે આપણે સર્વ પ્રકારનો સુધારો કરીએ, પરંતુ સર્વ જ્ઞાતિ કંગાલ દશામાં હોય તો, તે ખરો સુધારો કહેવાય નહિ. માટે ખરા સુધારામાં ને જ્ઞાતિ ઉન્નતિમાં પગથિયામાં આ પણ એક અગત્યનું પગથિયું છે.

જે જ્ઞાતિજનો કૃષિના ઉત્તમ ધંધામાં પડી ન શકે તેઓએ વ્યાપાર, હુન્નર અને પરચૂરણ ઉદ્યોગોમાં પડવું જોઈએ અને તેમાં પણ ખંત રાખી સફળ થવા પ્રયત્ન કરવો જોઈએ. સામાન્ય ન્યાય એવો છે કે જો શુદ્ધબુદ્ધિથી કોઈ પણ ધંધો કરવામાં આવે તો તેમાં પણ લાભ મળે છે.

આ ઉપરથી જ્ઞાતિ બંધુઓ સાર લઈ પોતે આળસું નહિ બનતાં, પોતાનાં બાળકોને પણ આળસું નહિ બનવા દે એવી આશા છે.

**છઠ્ઠું પગથિયું 'સંપ'.**

સંપ ત્યાં જપં.

ભાઈઓ! પ્રથમ કહ્યા પ્રમાણે આપણે પાંચ પગથિયાંમાં પ્રવીણ થઈ, તે પ્રમાણે વર્તી દરેક સુધારામાં સ્થિર રહીએ, પરંતુ જ્યાં સુધી આ છઠ્ઠું પગથિયું જે સંપનું છે, તે સાધ્ય ન કરીએ ત્યાં સુધી પ્રથમના દરેક પગથિયાં નિરૂપયોગી થઈ પડે છે. માટે પાંચ પગથિયાંની લાયકાત મેળવી આ છઠ્ઠા પગથિયાની લાયકાત મેળવવાની પણ આપણે ખાસ જરૂર છે અને તે પ્રમાણે છએ લાયકાતમાં સફળ થઈશું ત્યારે સમજવું કે હવે આપણે ઉન્નતિના કિનારે આવી પહોંચ્યા છીએ. સંપ સિવાય આપણે સફળતા મેળવી જ શકતા નથી. એટલું જ નહિ પણ મેળવેલું ગુમાવીએ છીએ. માટે ખાસ સંપનું પગથિયું લક્ષમાં રાખી, સંપથી દરેક સુધારા સિદ્ધ કરવાની જરૂર છે. તે સંબંધી એકાદ - બે દાખલા આપવા યોગ્ય ધારું છું.



આજથી ૮૦૦-૯૦૦ વર્ષ પહેલાં આપણા દેશના આર્યોમાં સંપ નહિ હોવાથી તેઓ કાંઈ નવીન મેળવી શક્યા નહિ, એટલું જ નહિ પણ તેઓએ પોતાનો દેશ

ખોયો અને હિંદુસ્તાનના માલિક મુસલમાન રાજાઓ થયા. આ દાખલો કુસંપના ફાયદાનો છે. હવે સંપના ફાયદાનો એક દાખલો આપું છું. અંગ્રેજ પ્રજા આજથી ૧૦૦૦ વર્ષ પહેલાં અતિ અજ્ઞાનતામાં અને અતિ ગરીબાઈમાં હતી. તે પ્રજા સંપથી અત્યારે આખી દુનિયામાં સર્વોપરી થયેલ છે. અને દ્રવ્ય બળમાં તથા ન્યાય બળમાં તથા સુધારામાં પણ તે દુનિયામાં પ્રથમ પંક્તિમાં આવે છે.

ભાઈઓ! આપણે તો કાંઈ મોટાં કામ કરવાનાં નથી. આપણે તો બ્રિટિશ શહેનશાહના શીતળ છત્ર નીચે આનંદથી શાંત અને ન્યાયી સત્તામાં રહીને સમયને અનુસરતા તે જ્ઞાતિ સુધારા કરવા છે અને માં સંપ તરફ લક્ષ રાખીને આપણે આગળ વધશું તો દરેક સુધારા સહેલાઈથી કરાવી શકીશું. આ પ્રમાણે સંપ પણ જ્ઞાતિ ઉન્નતિના અગત્યના પગથિયા તરીકે સર્વના લક્ષમાં આવ્યો હશે એમ ધારું છું.

## સાતમું પગથિયું 'ધર્મ'.

ભાઈઓ! ધર્મ સર્વથી અગત્યનો છે માટે ધર્મ સંબંધી જ્ઞાન મેળવી તે પ્રમાણે વર્તવાની જરૂર છે. ધર્મમાં આત્મિક તેમજ સાંસારિક સુધારો સમાઈ જાય છે.

આપણી કોમમાં જે બાળલગ્ન થાય છે, તે ધર્મ નથી. આપણી કોમમાં જે કન્યાવિક્રય થાય છે, તે ધર્મ નથી. આપણી કોમમાં મરણ પાછળ તથા લગ્ન પાછળ ઉડાઉ ખર્ચો કરવામાં આવે છે, તે ધર્મ નથી.

ભાઈઓ! ધર્મ સિવાય જ્ઞાતિની ઉન્નતિ થઈ શકતી નથી. ધર્મ સિવાય મોક્ષ પણ મળી શકતો નથી. આમ છે ત્યારે ધર્મ વિમુખ રહેવું તેમાં આપણને ઘણો જ ગેરફાયદો છે, તે ખુલ્લું જણાઈ આવે છે.

દરેક સુધારા એકદમ થઈ શકતા નથી; ધીરજથી દરેક સુધારા થાય છે, પણ ક્યારે, કે ધીમે ધીમે પણ ધર્મ પ્રત્યે વાળવામાં આવે ત્યારે. જો આપણને ધર્મ પસંદ છે તો વાજબી સુધારા આપણે કરવા જોઈએ, ને તેમાં ક્રમે ક્રમે આગળ વધવું જોઈએ.

ભાઈઓ! આપણી જ્ઞાતિની ઉન્નતિનાં મુખ્ય સાત પગથિયાં સંબંધી યથામતિ વિવેચન કર્યું છે. હવે કરવામાં આવી ગયેલ વિવેચનમાં, જે જે અગત્ય જેવી બાબતો રહી ગયેલી છે, તે તે સંબંધી મારા વિચારો પ્રદર્શિત કરું છું.

## કરજ કરી કારજ ન કરવા વિશે

ભાઈઓ! આપણી જ્ઞાતિમાં મરણ પાછળ જ્ઞાતિવરા કરવાનો રિવાજ ચાલે છે, તે રિવાજ સારો નથી. આ રિવાજ ક્યારે અને શા કારણથી શરૂ થયેલો, તેમાં ચોક્કસ પુરાવા મળતા નથી, પરંતુ સમજુ માણસો અનેક પ્રકારના અનુમાનો તે માટે કરે છે. તે અનુમાનો ગમે તેટલાં અને ગમે તેવાં હોય, તે ઉપર ખાસ આધાર રાખવાનો નથી, પરંતુ તે રિવાજને ચાલુ રાખવો કે દૂર કરવો તે સંબંધી વિચાર કરવાની જરૂર

છે. આ રિવાજ લાંબા વખતના હોવાથી તે ધીમે ધીમે જ દૂર થઈ શકે, તો ક્રમે ક્રમે તેવાં પગલાં ભરવા અને કરજ કરીને વશ ન કરવા તે બાબતમાં તો દઢ થવું.

મરણ પાછળનાં કારજો અનેક કારણોથી કરવામાં આવે છે. તેમાં ખાસ કરીને નીચે પ્રમાણેનાં છ મુખ્ય કારણો છે.

૧. રિવાજ છે માટે.

૨. કારજ કરનારની ઈચ્છાથી.

૩. કારજ કરનારના સગાં-સંબંધીઓના આગ્રહથી.

૪. જ્ઞાતિના પટેલિયાઓના આગ્રહથી.

૫. ગુજરી જનારાની ગુજરતાં પહેલાંની છેવટનાં ઈચ્છાથી.

૬. જ્ઞાતિનું બંધારણ ટકાવી રાખવા માટે.

હવે આ કારણોથી તે રિવાજ રાખવાની જરૂર છે કે કેમ તેનો વિચાર કરીએ.

૧ લું. કારણ રિવાજ છે, તે કારણ હાલ ઊડી જાય છે, કારણ કે તે રિવાજ મુસલમાની રાજ્ય અમલમાં થયેલો, તે સંયોગો ફરી ગયા છે; એટલે તે વખતના રિવાજની હાલના સમયે જરૂર લાગતી નથી.

૨ જું કારણ કારજ કરનારની ઈચ્છા. તેવી ઈચ્છા લોકોનું જમીએ છીએ માટે જ માંડવું એ આધારે ઉત્પન્ન થયેલી હોય છે. તો જો કારજ કરનાર સારી સ્થિતિનો હોય તો તેણે મરણ પ્રસંગે જમણવાર નહિ કરતાં કોઈ બીજા સારા પ્રસંગે જમણવાર કરવો. કારણ કે મરણ જેવા શોકના પ્રસંગે તે શોભે નહિ, અને તે રિવાજ શાસ્ત્રસિદ્ધ નથી.

૩જું. કારણ સગાં-સંબંધીના આગ્રહનું છે, તે સંબંધમાં એમ કરી શકાય કે, સગાંવહાલાને વિવેકનાં વચનો કહી સમજાવવાં અને કારજ કરવા ઊભો થનાર સારી સ્થિતિનો હોય તો જમણવાર કોઈ બીજા સારા પ્રસંગે કરવો.

૪ થું. કારણ પટેલિયાઓનો આગ્રહ. આ સંબંધમાં જો જમવાની જ ઈચ્છા હોય અને ઉમેદવાર સારી સ્થિતિનો હોય તો વિવેકસર કહેવું કે આ શોકનો પ્રસંગ ગયા બાદ કોઈ સારા પ્રસંગે જમણવાર કરશું.

૫ મું. કારણ ગુજરનારની ઈચ્છાનું છે. તે બાબતમાં તો તેવી ઈચ્છા થતાં, તેને વિવેકથી સમજાવી કોઈ રસ્તો કાઢવો.

૬ ઠ્ઠું. કારણ બંધારણનું છે. તે બંધારણ તો મરણ પ્રસંગના કારજ સિવાય બીજાં અનેક પ્રકારનાં બંધારણથી નભી શકે.



આ પ્રમાણે વિચાર કરતાં મરણ પાછળનાં શોકપ્રદ જમણો ક્રમે ક્રમે કાઢી નાંખવાની જરૂર છે.

## કન્યાવિક્રય

બંધુઓ! કન્યાવિક્રય શબ્દ જ ત્રાસજનક છે. કન્યાનું તો દાન થઈ શકે, વિક્રય થાય તે તો ઘણો જ મોટો અન્યાય. શાસ્ત્રમાં કન્યાદાન આપવાનું જણાવેલ છે. કન્યાના પૈસા લેવા તેનો વિચાર જ ભયભરેલો છે. કન્યાવિક્રય સંબંધી એક શાસ્ત્રમાં આ પ્રમાણે લખ્યું છે. દીકરીનો પૈસો ખાનાર માતા તેનું કાળજું અને પિતા તેનું માથું ખાય છે. વળી તેમાંથી જમનાર માણસો તે દીકરીના લોહીનું પાન કરે છે. એ ઉપરાંત કન્યાનાં માતા, પિતા અને ભાઈ વગેરે સગાંઓ રૌ રૌ નામના નર્કમાં પડે છે. ગંગાજીમાં સ્નાન કરવાથી અનેક પાપો નાશ પામે છે, પરંતુ કન્યાવિક્રયનું પાપ તો નાશ પામતું જ નથી.

ભાઈઓ! વિચાર કરો, જ્યાં જ્યાં કન્યાવિક્રય ચાલતો હોય ત્યાં ત્યાં તે ધર્મવિરુદ્ધ હોવાથી એકદમ બંધ કરો. જૂઓ વિચાર કરો, પાટીદાર બંધુઓ દૂધ વેચવામાં હલકાઈ માને છે, તો કન્યા વેચવામાં તેમને કેમ નીચતા લાગતી નથી? અરે! શિકારી તો જાનવરોને મારે છે, પરંતુ આવા પાટીદાર શિકારીઓ તો પોતાની દીકરીનો જ શિકાર કરે છે. આશા રાખવામાં આવે છે કે પાટીદાર ભાઈઓ જે કન્યાવિક્રય કરવા લલચાતા હોય, તેઓ હવે વધુ વખત તે પાપમય કૃત્ય નહિ કરે.

## છૂટકાનો રિવાજ

**ભાઈઓ! આપણી જ્ઞાતિમાં ચાલતો છેડાછૂટકાનો રિવાજ** ઘણો જ હલકો છે. એ રિવાજ આપણી જ્ઞાતિની સ્ત્રીઓની આબરૂને બટ્ટો લગાડનાર છે. ભાઈઓ! છૂટકાનો રિવાજ અધમ છે, પરંતુ અમુક રૂપિયા લઈને છૂટકો આપવો તે રિવાજ તો ઘણો જ અધમ છે. જો સારા માણસ છૂટકો આપે અગર લે, તેઓ સારા માણસમાં ગણાય કે કેમ (?) તે એક સવાલ છે. એકંદર રીતે વિચાર કરતાં છેડાછૂટકાનો રિવાજ તો એકદમ દૂર કરવો જોઈએ.

## એક સ્ત્રીની હયાતિમાં બીજી સ્ત્રી કરવાનો ખોટો રિવાજ.

બંધુઓ! આપણી જ્ઞાતિમાં કેટલાક સ્થળે અને ખાસ કરીને શહેરોમાં એક સ્ત્રીની હયાતિમાં બીજી સ્ત્રી કરવાનો રિવાજ છે, તે ઘણો જ ખરાબ છે; તે દૂર કરવાની જરૂર છે. અતિ મહત્ત્વનાં કારણોસર અને હયાત સ્ત્રીની મોટી ઉમ્મર થયા બાદ, સંસ્થાની અનુમતી મેળવ્યા સિવાય બીજી સ્ત્રી કરવી નહિ જોઈએ. એકંદર રીતે જોતાં બીજી સ્ત્રી કરવાનો રિવાજ ઘણો જ ખોટો છે, તે દૂર કરવાની જરૂર છે. જેવી રીતે સ્ત્રીઓનો મુખ્ય ધર્મ પતિવ્રતા થવું તે છે, તેવી જ રીતે પુરુષોનો પણ મુખ્ય ધર્મ પત્નીવ્રતધારી થવું તે છે.

## ગૌપાલન.

ભાઈઓ! ગાયનું પોષણ કરવું તે આપણો મુખ્ય ધર્મ છે. અને તેમ કરવામાં આપણો સ્વાર્થ પણ સુધરે છે. જો સારી રીતે ગાયનું રક્ષણ કરવામાં આવે તો તેની ઓલાદની તથા ઘી-દૂધની કિમતથી જ રક્ષણ કરનારને ઘણો બદલો મળી જાય છે. ગાયનું પાલન કરવામાં શાસ્ત્રની રૂએ પુણ્ય થાય છે, તેમજ તેનાં તંદુરસ્ત દૂધનો લાભ મળે છે. આપણા ભાઈઓ ભેંસોને વિશેષે કરીને રાખે છે, પરંતુ તેને બદલે ગાયો પાળવી જોઈએ.

## છેવટ

ભાઈઓ! આટલું બોલી, તે સર્વ ધ્યાનમાં લઈ, યોગ્ય સુધારા કરવા તત્પર થશો તેમ સૂચના આપી મને પ્રમુખ તરીકે નીમી જે માન આપ્યું છે, તે માટે ફરીથી ઉપકાર માની બેસી જવાની રજા લઉં છું.

તાળીઓના અવાજ વચ્ચે ભાષણ ખલાસ થતાં મે. પ્રમુખ સાહેબે પોતાની બેઠક લીધી એટલે સેક્રેટરી મિ. પુરુષોત્તમ સબ્જેક્ટ કમિટીના મેમ્બરોનું લિસ્ટ નીચે મુજબ વાંચી સભળાવ્યું.

## સબ્જેક્ટ કમિટીના મેમ્બરોનાં નામ

મે. પ્રમુખ સાહેબ કુમારશ્રી લાલસિંહજીભાઈ | મે. સબ જજ સાહેબ દે. કરસનદાસભાઈ.
દેસાઈ નારાયણસિંહજી ચંદ્રસિંહજી, પાટડી. | શેઠ રતીલાલ કેશવલાલ સીતવાલા, સુરત
રા. પોપટલાલ શિવલાલ એલ.એલ.બી. સર ન્યાયાધીશ પ્રાંગધ્રા.
દે. કાળીદાસ હરજીવનદાસ. | દે. અમરસિંહજી દેસાઈભાઈ

વગેરે રિસેપ્શન કમિટીના સભ્યો.

શેઠ ગોરધનદાસ, શેઠ કેશવલાલ હીરાચંદ વગેરે વ્યવસ્થાપક કમિટીનાં સભ્યો.

| | | | |
|---|---|---|---|
| શેઠ દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ લશ્કરીવાળા | | શેઠ કેશવલાલ છક્કડસીભાઈ, | અમદાવાદ |
| પ્રો. જેઠાલાલ સ્વામીનારાયણ, | અમદાવાદ | શેઠ દામોદરદાસ હીરાચંદ, | વિરમગામ |
| રા. મફાભાઈ ગોવિંદજી, | વિરમગામ | રા. લાલજીભાઈ દયારામ, | વિરમગામ |
| રા. ઝીણાભાઈ મગનલાલ દેસાઈ, | પાટડી. | વકીલ કેશવલાલ માધવલાલ, | અમદાવાદ |
| રા. શંભુપ્રસાદ ખોડીદાસ એલ.એલ.બી, | અમદાવાદ | રા. જયસિંહભાઈ હરગોવિંદ, | વિરમગામ |
| રા. મણિલાલ કેશવલાલ ગાંધી, | અમદાવાદ | રા. ત્રિકમલાલ દલપતરામ ભગત, | અમદાવાદ |
| રા. ચૂનીલાલ પુરુષોત્તમદાસ, | વિરમગામ | રા. નારણભાઈ રામજીભાઈ કોટ્રાકટર, | ઘાટકોપર મુંબઈ |
| દે. અમરસિંહજી લલ્લુભાઈ, | વડગાસ | રા. પુરુષોત્તમદાસ હરગોવિંદદાસ, | વડોદરા |
| પા. જીવરાજ ખેતસી, | ગડાણી (કચ્છ) | પા. ધનશા જેકણદાસ, | આદ્રજ. |
| પરી. ચૂનીલાલ લાલદાસ, | લાડોલ | પા. નાથાભાઈ ધનજીદાસ, | લાડોલ |
| પા. ગણેશદાસ રામદાસ, | માણસા | પા. નાથાલાલ છગનલાલ, | શેરથા |
| પા. છગનલાલ નરોત્તમદાસ, | અંધાર | પા. જીજીભાઈ કુબેરદાસ, | ડાંગરવા (ચુંવાળ) |

| | | | |
|---|---|---|---|
| રા. ગોકળદાસ દેવચંદ, તીયવા. | (વાંકાનેર) | રા. લક્ષ્મીચંદ દેવચંદ, | વાંકાનેર |
| પા. આશારામ ઈચ્છાભાઈ, | સાણંદ | પા. ભાઈલાલ આત્મારામ, | સાણંદ. |
| પા. દામોદરદાસ બાપુજી, | દેત્રોજ | દે. નારણભાઈ સુખલાલ ચાચરાવાડી, | વાસણા |
| પા. નારણ રતનજી | વાંકડા (મોરબી) | પા. પુરુષોત્તમદાસ લલ્લુભાઈ | બાવળા. |
| માસ્તર પુરુષોત્તમદાસ છગનલાલ, | જેતલપુર | પા. જુગલભાઈ કલ્યાણભાઈ, | જેતલપુર |
| પા. મુળજીભાઈ વ્રજલાલ, | જેતલપુર. | પા. મોતીલાલ કાળીદાસ અધિપતિ, | ''કડવા વિજય'' |
| રા. મૂળજીભાઈ જેઠાભાઈ એલ.એલ.બી., | ભાવનગર | પા. ડાહ્યાભાઈ નાગજીભાઈ, | પાટડી. |
| પરી. બળદેવદાસ કાળીદાસ, | પાટડી | પા. સોમનાથ નારણદાસ, | નારણપુરા |
| પા. ઉમેદભાઈ લાલદાસ, | વાત્રજ | પા. ગોકળદાસ કહાનજી, કૃષી ઉપદેશ, | ઉપલેટા |
| રા. રામચંદ્ર ગણેશ | કૂવા (માળવા) | રા. ઓકારજી હીરાજી દાવડા, | કસરાવાદ, (માળવા) |
| પા. શાતા ગંગારામ | ખેરવા | મુખી જીવા તળશી, | બામણવા |
| પા. જીવરાજ હંસરાજ, | ભાવનગર | પા. નંદલાલ મંછારામ, | અમદાવાદ |
| પા. કાળીદાસ હરજીવનદાસ | | પા. જૂઠાભાઈ ગોવિંદજી, | ખેરવા |
| પા. જીવરાજ જોરાભાઈ, | ચાંદખેડા | પા. સોમનાથ બેચરદાસ, | ઉસ્માપુર |
| પા. બેચરભાઈ રાયજીભાઈ, | ગણપતપુરા | પા. દેસાઈભાઈ મથુરાભાઈ, | પાતરવેણી |
| પા. મૂળજીભાઈ બાપુભાઈ, | સરસવણી | પા. છોટાલાલ રાયજીભાઈ, | ગણપતપુરા |
| પા. રણછોડભાઈ અમથાભાઈ, | પાદરા | પા. મોતીલાલ રણછોડભાઈ, | અસારવા |
| પા. છગનલાલ રણછોડભાઈ, | વડોદરા | પા. ખુશાલદાસ વેલજી, | મુખી, ગાબટ |
| પા. જેઠાભાઈ નંથુભાઈ, | હડીપુરા | પા. લલુભાઈ સોમનાથ, | વિરમગામ |
| પા. નારણલાલ જેસિંગભાઈ, | નરોડા | પા. ઉમેદરામ જીવરામ, | માણસા |
| પા. કુબેરદાસ સાંકળદાસ. | કોન્તીઆ | પા. મોહનલાલ જીવીદાસ, | વાસણા ચાચરાવાડી |
| પા. નાનજી લવજી, | ટીકર | પા. ગંગારામ રણછોડદાસ, | અંકેવાળીઉ |
| પા. લખમણ સંગજી, | ગુજરવદી | પા. ગોવરધન ભગવાન, | ધોળી |
| પા. વાલજી વશરામ, | ચંદ્રાસર | પા. પીતાંબરદાસ, | ચરાડવા |
| પા. છગનલાલ | દુદાપર | પા. બાવળ કરસન, | માનગઢ |
| પા. છગનલાલ જીવણદાસ | અંકેવાળીઉ | પા. અંબારામ ઈચ્છાભાઈ તથા ચતુરભાઈ હરીભાઈ, | થોળ |
| પા. સોમનાથ હરગોવિંદદાસ, | અમદાવાદ | માસ્તર હરીલાલ રણછોડદાસ, | અમદાવાદ |
| પા. કુંવર ડુંગર, | અંકેવાળિયા | પા. અંબારામ | ત્રિભોવન |
| પા. માધવજી ત્રિભોવન, | આદ્રજ | પા. અંબાલાલ બેચરલાલ, | ધાણજ. |
| પા. મગનલાલ વીસાભાઈ, | બોરીસણા | પા. લક્ષ્મીચંદ રણછોડલાલ, | રાજકોટ |
| પા. ઈશ્વરદાસ શંકરદાસ, | સોલગામ | પા. રવજી નારણભાઈ, | નાનીબળા |
| પા. હરગોવિંદદાસ નારણદાસ, | મોરબી | | |

આ પ્રમાણે સબ્જેક્ટ કમિટીના મેમ્બરોનાં નામ બોલ્યા પછી મે. પ્રમુખ સાહેબે પહેલાં દિવસનું કામ ખલાસ થયેલું જાહેર કર્યું; અને અડધા કલાકના આરામ પછી સબ્જેક્ટ કમિટીની એક બેઠક રાખી હતી જેમાં બીજા દિવસના માટે ઠરાવાના મુસદા તૈયાર કરવામાં આવ્યા હતા. રાત્રે મરણ પાછળનાં ભોજનો કેવાં હાનિકારક છે. તેનો આબેહૂબ ચિતાર આપવા દેસાઈ અમરસિંહજીએ પ્રેત ભોજનનું આખ્યાન સંગીતના સાજ સાથે કર્યું હતું, જેની ભાષણો કરતાં પણ અજબ અસર થઈ હતી.

**બીજા દિવસ તા. ૨૬-૧૨-'૧૫ રવિવાર**

બપોરના બાર પછી આજના કામની શરૂઆત થવાની હોવાથી અગિયાર વાગેથી જમી જમીને પોતાને અનુકૂળ જગા પ્રાપ્ત થાય તે હેતુથી મેમ્બરોએ જલદી મંડપમાં હાજર થવા માંડ્યું હતું. વખત થતાં મે. પ્રમુખસાહેબ વગેરે ગૃહસ્થો પધાર્યા અને મંગલાચરણમાં કુળદેવી શ્રી ઉમાની સેક્રેટરી મિ. પુરુષોત્તમદાસને સ્તુતિ કરી એટલે કાર્યક્રમ શરૂ થયો.

**ઠરાવ ૧લો.**

"આ સમાજ નામદાર શહેનશાહ પાંચમા જ્યોર્જ તથા શહેનશાહ બાનુ મેરિનું દીર્ઘાયુષ્ય ઇચ્છી બ્રિટિશ તાજ પ્રત્યેની પોતાની સંપૂર્ણ વફાદારી જાહેર કરે છે અને ચાલતા યુરોપીય મહા વિગ્રહમાં ન્યાય અને નીતિના ખાતર તેમને ઊતરવું પડ્યું છે. તેમાં મિત્ર રાજ્યોસહ તેમને સત્વરે વિજય પ્રાપ્ત થાય તે માટે અંતઃકરણપૂર્વક પરમાત્માને પ્રાર્થના કરે છે."

આ ઠરાવ મે. પ્રમુખ સાહેબે રજૂ કર્યો એટલે તેનું અંતઃકરણપૂર્વક સઘળા સભાસદોએ તાળીઓના અવાજથી વધારી લઈ પાસ કર્યો બાદ.....

**ઠરાવ ૨જો**

"આ સમાજ, ને. ના. ખુદાવીંદ રાજસાહેબ શ્રી ઘનશ્યામસિંહજી બહાદુરનું દીર્ઘાયુષ્ય ઇચ્છી તેઓ નામદારશ્રીએ કણબી કોમની સ્થિતિ સુધારવા જે અસાધારણ સદ્‌ભાવ અને કૃપા દર્શાવી સ્ટેટના ખર્ચે સમાજને અત્રે બોલાવવાને નેક ફરમાન કર્યું છે, તે માટે ઉપકારની ઊંડી લાગણી જાહેર કરે છે, અને તેઓ નામદારશ્રીને માનપત્ર આપવાનો ઠરાવ કરે છે."

આ બીજો ઠરાવ પણ મે. પ્રમુખ સાહેબે રજૂ કર્યો જેને હર્ષ અને માનપૂર્વક સઘળા સભાસદોએ તાળીઓના નાદ વચ્ચે વધાવી લીધો.



**ઠરાવ ૩જો**

"નેક નામદાર સેના ખાસ ખેલ સમશેર બહાદુર શ્રીમંત સરકાર સર સયાજીરાવ ગાયકવાડે, મફત ફરજિયાત કેળવણી તથા બાળલગ્નપ્રતિબંધક નિબંધના કાયદા ઘડી

આપણા ઉપર મોટો ઉપકાર કર્યો છે. તેથી આ સમાજ તેઓ નામદારશ્રીનું દીર્ઘાયુષ્ય ઈચ્છી તેઓ નામદાર સાહેબને બાળલગ્ન પ્ર. નિ. ની. ૮મી કલમ ક અપવાદ રદ કરવા આતુરતાપૂર્વક વિનંતી કરે છે.''

આ ઠરાવ પણ મે. પ્રમુખ સાહેબે રજૂ કર્યો એટલે સઘલા સભાસદોએ આવકારપૂર્વક તાળીઓના અવાજથી વધાવી લીધો.

**ઠરાવ ૪થો**

''ધ્રાંગધ્રા સ્ટેટના બાહોશ દીવાનજી સાહેબ મહેરબાન માનસિંહજીભાઈએ આ સમાજ સ્ટેટ ખર્ચે અત્રે ભરવાની જે ખંતીલી લાગણીથી જોગવાઈ કરી આપી છે તે માટે ઉપકારની લાગણીથી તેઓ સાહેબને પણ માનપત્ર આપવાનો આ સમાજ ઠરાવ કરે છે.''

આ ઠરાવ પણ મે. પ્રમુખ સાહેબ રજૂ કર્યો અને સઘળા સભાસદોએ તેને તાળીઓથી વધાવી લીધો. બાદ.

બાળલગ્ન વિષે રા. રા. પોપટલાલ શિવલાલ એલ એલ. બી. સર ન્યાયાધીશ ધ્રાંગધ્રાવાળાએ ઠરાવ રજૂ કર્યો.

**મે. પ્રેસિડેન્ટ સાહેબ અને સદ્‌ગૃહસ્થો!**

આપણી જ્ઞાતિને અધોગતિએ પહોંચાડનાર બાળલગ્નના રિવાજ સંબંધીનો ઠરાવ સબ્જેક્ટ કમિટીની આજ્ઞાથી આપની સમક્ષ હું રજૂ કરું છું.

**ઠરાવ ૫મો**

''શાસ્ત્ર વિરુદ્ધ અને સાંપ્રત સમયે જ્ઞાતિની પાયમાલી કરનારા બાળલગ્નના નઠારા રિવાજ પ્રતિ આ સમાજ સંપૂર્ણ તિરસ્કારની દૃષ્ટિથી જુએ છે, અને દરેક રીતે નાબૂદ કરવાનો ઠરાવ કરે છે.''

આ ઠરાવને આપ સઘળા અંતઃકરણપૂર્વક અનુમોદન આપશો. (તાળીઓ). એટલું જ નહિ પણ બાળલગ્ન સંબંધીના આ સમાજમાં આપવામાં આવતા ભાષણોનું મનન કરી સારાસારનો વિચાર કરી તે ઠરાવ અમલમાં મૂકી આપનાં સગાં સંબંધીઓની પાસે અમલમાં મુકાવી આપણી જ્ઞાતિના ઉન્નતિના કાર્યમાં મદદરૂપ થશો એવી હું આશા રાખું છું. (તાળીઓ). આ ઠરાવ રજૂ કરતાં મને એક રીતે અત્યંત હર્ષ થાય છે અને બીજી રીતે કેટલેક અંશે દિલગીરી પણ થાય છે, હર્ષ થવાનું કારણ એ છે કે શાસ્ત્રની મર્યાદાનું ઉલ્લંઘન કરનાર આવો કઢંગો હાસ્યસ્પદ રિવાજ જેને લઈ આપણી શારીરિક; માનસિક વ્યાવહારિક અને આર્થિક સ્થિતિ તદ્દન શોચનીય થઈ પડેલી છે તે અધમ રિવાજમાંથી મુક્ત થવા આપને અને આપની દ્વારા આપનાં સગાંસંબંધીઓ તેમજ આપણા અસંખ્ય ભાઈઓને ઉપદેશ કરવાનો મને

આવો અમૂલ્ય અવસર પ્રાપ્ત થયેલ છે. દિલગીરી થવાનું કારણ એ છે કે - સ્વાર્થી અને આપણા અભણ ભોળા ભાઈઓની સરળ બુદ્ધિને ભમાવનાર અને તદ્દન જૂઠા, તર્કટી ગપગોળા ચલાવી તેઓની અહંકાર વૃત્તિને ઉશ્કેરી તેઓને ઊંધે રસ્તે ચઢાવનાર બ્રાહ્મણોની નીચવૃત્તિને લીધે ઉત્પન્ન થયેલ અને અંધપરંપરાથી અત્યાર સુધી ચાલતો આવેલ આવો અધમ અને અશાસ્ત્રોક્ત રિવાજ જેનાં માંટાં પરિણામો આપણે હવે નજરે પ્રત્યક્ષ જોઈ શકીયે છીએ, છતાં હજુ પણ ચાલે છે; એટલું જ નહિ પણ આ ભયંકર રિવાજના અત્યંત ઘાતકી અને દુર્દશાએ પહોંચાડનાર પંજામાં સપડાયેલ છતાં કેટલાક અજ્ઞાન અભિમાની ગૃહસ્થો પોતાના દુરાગ્રહી મમત્વની જ ખાતર આવા અવિચારી રિવાજનું સમર્થન કરે છે.

આ અધર્મયુક્ત અને અન્ય કોમની દૃષ્ટિએ આપણને હલકો પાડનાર અને આપણા પ્રાચીન સમયનાં માન-મહત્તાને ઘટાડનાર રિવાજ ક્યારે અને કેવી રીતે ઉત્પન્ન થયો તે વિષે તે રિવાજને સમર્થન કરનારા કાંઈ કહી શકતા નથી એટલું જ નહિ પણ અમે ઘણાં શાસ્ત્રો, સ્મૃતિઓ અને ઈતિહાસો વાંચ્યા છે તેમાં તથા પાશ્ચાત્ય દેશના અને ચીન વગેરે મૂલકના મુસાફરો જેઓ હિંદુસ્તાનમાં આવ્યા હતા અને જેઓએ હિંદુસ્તાનના દરેક સ્થળે ફરી લોકોના રિતરિવાજો વિષે મોટાં મોટાં પુસ્તકો ઘણી જ બારિકાઈથી લખેલ છે તે પુસ્તકોમાં પણ આવા હાંસીપાત્ર અને કઢંગા રિવાજને માટે ઉલ્લેખ કરવામાં આવેલ નથી. એટલ આ રિવાજ જૂના સમયનો નથી પણ ત્રણસો કે ચારસો વર્ષ પૂર્વેનો છે; કે જ્યારે ધમાંધ મુસલમાન બાદશાહોના અતિ ત્રાસદાયક અને અનિશ્ચિત રાજઅમલના જમાનામાં દેશની તમામ પ્રજા અને મુખ્યત્વે કરીને ગામડાંમાં વસતા કણબીઓને પોતાના જાનમાલ સંભાળવાની અહોર્નિશ ચિંતા રહેતી હતી, જ્યારે તાર અને ટપાલ રેલવે જેવાં સાધનો નહિ હોવાથી દેશના એક ભાગમાં બનતી ગમે તેવી અગત્યની બાબતોથી તેજ દેશના બીજા ભાગોનો પ્રજાવર્ગ તદ્દન અજ્ઞાન રહેતો તેવા અંધાધૂંધીના વખતમાં **આપણા ભોળા હૃદયના અને સરળ બુદ્ધિના બંધુઓના મનને સહજમાં અસર કરનાર સ્વાર્થલંપટ પણ અક્કલવાન દીર્ઘદર્શી બ્રાહ્મણોએ આવી વિચિત્ર લગ્ન પદ્ધતિ કલ્પી કહાડી અને આપણી ઉત્પત્તિને માટે જુઠા તર્કટી ગપગોળા ચલાવી દેવ-દેવીઓને નામે શ્રદ્ધાપૂર્વક તે સાચી મનાવી.**



તે અંધાધૂંધીના વખતમાં જ્યારે શાસ્ત્રોનું તેમજ વ્યવહારનું જ્ઞાન પણ ક્રમે ક્રમે ક્ષીણ થતું હતું અને તર્ક-વિતર્ક કરવાની શક્તિ પણ કલુષિત થઈ હતી ત્યારે આવી પદ્ધતિ વિષે બારિક શોધ કરી તેનું ગૂઢ રહસ્ય જાણવાનો વિચાર કોઈને ભાગ્યે જ ઉદ્ભવે તેમ હતું. કાળના વહન સાથે આવી અકુદરતી વાતો હજારો માટે રૂપાંતર

**થતા હાલ સુધી લગનીઆ તથા ભાટ ચારણાદિક વહીવંચાઓએ મગજમાં રાખી પોતાના ધંધાનું તથા સ્વાર્થને માટે પોતાની વાર્તાનું ગૌરવ વધારવા દેવ-દેવીઓને આપણી ઉત્પત્તિ અને લગ્ન પદ્ધતિમાં મધ્યસ્થ રાખી, હુલાવી-ફુલાવી આપણી કોમ પર હંમેશનો કાબૂ બેસાડી અત્યાર સુધી આપણને તદ્દન અંધારામાં રાખ્યા પણ હાલમાં આપણા ભાગ્યોદયે આ વાતનું સંશોધન થતાં ખરું પોકળ બહાર આવ્યું અને ઊંઝાદેવીના મંદિરનાં કમાડ હંમેશાં બંધ રહે છે અને લગ્નને વરસે આપોઆપ ઊઘડી જાય છે તે દૈવી ચમત્કારને બદલે ઊંઝા ચાણસ્મા વગેરે આસપાસના છ સાત મુખી-પાટલાવાળા-પટેલીયાઓની ઈચ્છાનુસાર લગ્નની તિથિઓની ચિઠ્ઠીઓ નાંખી એક કુમારિકા પાસે ઉપડાવી લાખો માણસોની સંખ્યાવાળી કણબી કોમનાં બાળકો તથા કન્યાઓના એક જ દિવસે લગ્ન થવાની વિચિત્ર અને અશાસ્ત્રીય અધર્મયુક્ત પદ્ધતિ માલૂમ પડી.**

આ અધર્મયુક્ત પદ્ધતિ પ્રમાણે આપણી કોમના દશ દશ વર્ષે લગ્ન થાય છે. પરંતુ દશ વર્ષ એ પણ લાંબી મુદત હોવાથી લગ્નનાં લ્હાવ (?) લેવાની ઇંતેજારીમાં તથા હવે પછીનાં દશ વર્ષ સુધીમાં પોતાનો દેહ કાયમ રહેશે કે કેમ! એવા તર્ક-વિતર્કથી આ રૂઢિએ એવું ગંભીરરૂપ ધારણ કર્યું કે, છેવટે મહિના બે મહિનાનાં (!) બાળકોને પણ પરણાવી દેવા માંડ્યા! અને રફતે રફતે નિર્દોષ બાળકો તથા કન્યાઓના કમનસીબે આ રૂઢિમાં આબરૂનો એવો સવાલ ભળ્યો કે કન્યાઓને તો કુંવારી રખાય જ નહિ!! જેને પરિણામે મને જણાવતાં અત્યંત શરમ ઊપજે છે એવો ફૂલના દડાનો રિવાજ પ્રચલિત થયો. જડ પદાર્થની સાથે ચૈતન્યનો વિવાહ એ તો આપણી કોમની બલિહારી જ છે. આલેથી બસ નથી પણ આ રૂઢિને પરિણામે ફૂલના દડાના રિવાજથી પણ અત્યંત ત્રાસદાયક અને શરમ ઉપજાવનાર બાંહ્યવરના રિવાજની ઉત્પત્તિ થઈ. આ બાંહ્યવરના પાપમય રિવાજનું વર્ણન કરતાં મારી જીભ ઊપડતી નથી તેથી આ હકીકત આટલેથી બંધ કરી લગ્નની ઉંમરને માટે આપણાં શાસ્ત્રો શું કહે છે તે તરફ આપનું ધ્યાન ખેંચીશ.

અન્ય કોમના બાળલગ્નના હિમાયતીઓ **दशमे कन्य का प्रगता** એ સ્મૃતિના શ્લોક(?) ઉપર આધાર રાખી બાળલગ્ન એ શાસ્ત્ર સંમત છે, અને દશમે વર્ષે કન્યાનાં લગ્ન થવાં જ જોઈએ એમ કહે છે પણ આવા શ્લોકના અર્થ બુદ્ધિપૂર્વક સમજવા જોઈએ. આ શ્લોકમાં ફક્ત કન્યાઓમાં અમુક વયે કેટલો દૈવી અંશ છે. તેનું જ સૂચન કરેલ છે પણ આ શ્લોકનો અર્થ એવો કરવામાં આવે કે અમુક વર્ષ પહેલાં તેનાં લગ્ન કરવા જોઈએ તો તે સંબંધી મનુ મહારાજ શું કહે છે તે જાણવું વધારે આવશ્યક છે. કારણ કે જ્યારે અન્ય સ્મૃતિઓની સાથે મનુસ્મૃતિ તે અમુક બાબત

પર મતભેદ પડે ત્યારે મનુસ્મૃતિ જ પ્રમાણ ગ્રંથ છેઃ-

**वेदार्थोपनिबन्धृत्वात् प्राधान्यं हि मनोः स्मृतिः ।।**

મનુ મહારાજ લગ્નની બાબતમાં નીચે પ્રમાણે ફરમાન કરે છે.

**त्रीणि वर्षाण्युदीक्षेत कुमार्यृतु मही सती।**
**उर्ध्वे तु कालादेतस्माद्विन्देत सदृशं पतिम्।।**

''ઋતુ પ્રાપ્ત થયા પછી કુમારીએ ત્રણ વર્ષ સુધી રાહ જોવી અને ત્રણ વર્ષ થયા પછી પોતાને લાયક પતિની સાથે લગ્ન કરવું.'' કન્યાને રૂતુ ૧૩ વર્ષની વયે પ્રાપ્ત થાય તો પણ તે પછી ત્રણ વર્ષ સુધી રાહ જોઈ જોઈ ૧૬ વર્ષે કન્યાનાં લગ્ન થઈ શકે છે. ઉપર પ્રમાણે શાસ્ત્રનું ફરમાન છતાં મહિના બે મહિનામાં નાનાં બાળકોને પરણાવી દેવાની આ ઘાતકી રૂઢિની હિમાયત કરનારાઓ બાળલગ્નના નુકસાનકારક અને સંસારને વિષમય બનાવનાર પરિણામને ભોગવે છે. છતાં પોતાના સ્વાર્થ- તથા મમત્વની ખાતર બાળલગ્નની તરફેણમાં નીચેનાં ત્રણ કારણો આપે છે કે જે કારણો તદ્દન ક્ષુલ્લક છે.

''પહેલાં તો તેઓ એવું કહે છે કે મોટી ઉંમરે પુંખણું થતું હોવાથી બાળલગ્નનો બાંધ આવતો નથી.'' મોટી ઉંમરે થતું પુંખણું બાળલગ્નનો બાધ મટાડવાને બદલે બાળકોને પરણાવી દેવાં એ અયોગ્ય અને બિનજરૂરિયાતનું છે એમ બતાવે છે, કેમકે લગ્નની આ પ્રથા જો યોગ્ય અને પરિપૂર્ણ હોત તો પુંખણાનો આ રિવાજ હોવો સંભવતો નથી. તથા પુંખણની ક્રિયા એ શું છે? એમ જ્યારે અન્ય જ્ઞાતિના માણસો પૂછે છે, ત્યારે એવો જવાબ આપવામાં આવે છે કે, ''અમારી નાતમાં નાના છોકરા પરણે એટલે અમારો ખરો વિવાહ અને છોકરાને લેવાનો લ્હાવો જ આ છે.'' આ જવાબ શું સૂચવે છે? બીજું કાંઈ જ નહિ પણ નાનાં બાળકોનાં થતાં લગ્ન તે લગ્ન નથી એ જ.

''બાળલગ્નની તરફેણમાં બીજું કારણ એ આપવામાં આવે છે કે ''કોઈના દીકરા દીકરી કુંવારા ન રહે.'' આ સંબંધી અમારું કહેવું એમ છે કે લગ્નની ચાલતી રૂઢિમાં ફેરફાર કરવામાં આવે તો કયા કારણથી કોઈના દીકરા-દીકરી કુંવારા રહી જાય તે અમારાથી સમજી શકાતું નથી. શું તેઓ એમ માને છે કે દીકરા કરતાં દીકરીઓ ઓછી જન્મે છે? જો તેમ હોય તો આ રિવાજ ચાલુ રહેતાં પણ તે દુઃખ કાયમ રહેશે પણ ઘણી કન્યાઓના ફૂલના દડા થાય છે તે તથા બાહ્યવરના રિવાજ તેઓની આ માન્યતાને તોડી પાડે છે એટલે તેઓની બાળલગ્નની તરફેણની આ દલીલ પણ વજૂદ વગરની છે.



બાળલગ્નના હિમાયતીઓની પોતાની લાભની ત્રીજી દલીલ એવી છે કે

'ખર્ચમાં કીફાયત થાય છે.' આ દલીલ તો તદ્દન વિચાર વગરની છે, કારણ પરણેત્તરના ખર્ચ પછી પુંખણાનું ખર્ચ કરવું પડે છે તે સાથે કન્યાને વોળાવતી વખતે પોતાના ઘરને આંગણે વિવાહ દેખાય તે સારું કેટલેક ઠેકાણે જમાઈ રમવા તેડાવવાનો ખર્ચ કરી રિવાજના પ્રતાપે પડેલી ખામી કેટલેક દરજ્જે પૂરી પાડવામાં આવે છે, એટલું જ નહિ પણ નાની ઉંમરનાં બાળકોમાં મરણનું પ્રમાણ વધુ હોય છે તેથી કેટલાક જોડાંઓ કમનસીબે ખંડિત થાય છે તો ફરીથી વરાવવાનું ખર્ચ પણ કરવું પડે છે, અને આ સિવાય આ બાળલગ્નના ધિક્કારવા યોગ્ય રિવાજથી આપણી કોમમાં એવા કેટલાક ત્રાસદાયક રિવાજો ઉત્પન્ન થયા છે કે જેને પરિણામે પણ ખર્ચના બોજામાં નકામું ઊતરવું પડે છે. એટલે આ ખર્ચના કીફાયતની દલીલ પણ સ્પષ્ટ રીતે ભૂલભરેલી છે. બાળલગ્નના હિમાયતીઓની આપણે ત્રણ દલીલોનું અવલોકન કરી આ ભયંકર રૂઢિનું હાનિકારક પરિણામ કેટલું છે તે તપાસીએ.

પુત્ર-પુત્રીઓનાં વિવાહ કરવામાં માબાપો હંમેશા પોતાની સગવડ અને સ્વાર્થ વચમાં આણે છે અને પોતાની પુત્રીઓના સુખ-દુઃખની પરવા ન કરતાં પોતાની પદ્ધતિના અભિમાનની વધારે દરકાર કરી પોતાની કન્યાઓને માટે સારો વર જોવાને બદલે સારું ઘર(!) જુએ છે! અને આ પ્રમાણે તેઓના નસીબને પોતાના હાથે જ છૂંદી નાખી તેમને નસીબને સ્વાધીન કર્યાનું કહે છે! લગ્નનો ખરો ઉદ્દેશ પ્રેમ જ હોવો જોઈએ પણ બાળલગ્નનાં અલૌકિક રિવાજને પ્રતાપે આ ઉદ્દેશને તો પ્રથમથી જ તાળું દેવાય છે! કન્યાઓને નાનપણથી પરણાવવાનું નઠારું પરિણામ ઠીંગણી અને અકલહી. સંતતિમાં આવ્યું છે. દસ-બાર વર્ષની કન્યાને અતિ કઠિન એવા ગૃહસ્થાશ્રમમાં નાંખવામાં આવે છે અને એક બે વર્ષમાં તો તે બાળબચ્ચાવાંળી થાય છે! અપક્વ અવયવવાળી જ્ઞાનહિન નારીઓનું ગર્ભનું શી રીતે પોષણ કરવું, ગર્ભમાંની સંતતિને કયા પ્રકારે ઈચ્છાનુસાર ઉત્તમ નર-નારી બનાવવી, એ સર્વનું ક્યાં ભાન છે? મૂળમાં તે કન્યા જ અભણ કે ટૂંકા જ્ઞાનવાળી હોય છે ત્યાં પછી તે ગર્ભને કે જન્મ્યા પછી બાળકને શું જ્ઞાન આપે? ઉન્નત જ્ઞાન વિના સ્વધર્મ પાલન કરવાના તેમના પવિત્ર મહા કાર્યમાં પણ વિઘ્ન ઉત્પન્ન થાય છે. તેમને અજ્ઞાન નિરક્ષર પશુ જેવી રાખવાથી જ આપણે આજ ક્લેશ દ્વેષના કીચડમાં પડ્યા છીએ. બાળકના બાલ્યાવસ્થાનો અમૂલ્ય સમય બહુધા માતાના સહવાસમાં જ વીતે છે. **તેવી માતાના ચરિત્રની છાપ બાળક પર ઘણી જ ઊંડી પડે છે. અભિમન્યુ માતાના ઉદરમાંથી જ ચક્રવ્યુહની વિદ્યા શિખ્યો હતો! નારાયણરાવ પેશ્વાનું ખૂન કરાવનાર આનંદીબાઈના તીવ્ર સ્વભાવની અસર તેના પુત્ર બાજીરાવમાં પણ ઊતરી હતી!** જ્યારે ગર્ભમાં પણ બચ્ચાં ઉપર માતાના સારા-નરસા સ્વભાવની અસર થયા વિના

રહેતી નથી ત્યારે જન્મ પછી કે જ્યારે તેની અનુકરણ કરવાની શક્તિ ઘણી જ પ્રબળ હોય છે, ત્યારે તેની સાથે અધિક સમય રહેવાથી બાળકના કોમળ અને સ્વચ્છ હૃદય પર માતાની સારીનરસી ટેવોની અસર થાય તેમાં શું આશ્ચર્ય? માબાપોની પ્રથમ ફરજ એ છે કે પોતાનાં બાળકોને ઉત્તમ નરનારી બનાવવાં, પરંતુ આપણા બાળલગ્નના વિચિત્ર રિવાજને લીધે આપણા પુત્રોને જ વિદ્યાદાન આપી શકતા નથી ત્યારે કન્યાઓની તો વાત જ શી કરવી? જ્યારે કન્યાઓ નિરક્ષર હોય ત્યારે તેઓ ઉત્તમ માતાઓ શી રીતે થઈ શકે? અને જ્યારે તેઓનામાં જ અજ્ઞાન ફેલાયેલું હોય ત્યારે આપણી ભાવિ પ્રજાને માટે શી આશા બાંધી શકાય?

આ સામાન્ય હકીકતનું વિવેચન આટલેથી બંધ કરી આપણા બાળલગ્ન રિવાજને પરિણામે આપણી જ્ઞાતિમાં બીજા કેટલાક હાનિકારક રિવાજો દાખલ થવા પામ્યા છે તે વિષે વિવેચન કરીશ. જનસમાજની તથા શાસ્ત્રની માન્યતા એવી છે કે જ્યાં સુધી બાળકની ઉંમર પાંચ વર્ષની થતી નથી ત્યાં સુધી તેનું આયુષ્ય બંધાતું નથી. પાંચ વર્ષની નાની ઉંમરનાં બાળકોમાં મરણનું પ્રમાણ વધું હોય છે. તેથી પાંચ વરસથી નાની ઉંમરનાં બાળકોને પરણાવવાની રૂઢિથી ઘણી બાળકીઓ કેવળ બચપણમાં સડે છે, અને પછી તેને ઠામ બેસારવામાં આવે છે! પિશાચ હૃદયી પિતાઓના અવિચારી પગલાંને લઈ આ નિર્દોષ કન્યાઓને માથે નાતરાનું આળ આવે છે, આટલું જ નહિ પણ જડ પદાર્થોની સાથે પરણેલ ફૂલના દડા વાળી કન્યાઓને તેમજ અતિનિંદ્ય બાહ્યવરના રિવાજથી પરણેલ કન્યાઓને પણ આ જ પંક્તિની ગણવામાં આવે છે, અને કિશોર વયની બાલિકાઓના પવિત્ર અંશને નાબૂદ કરવામાં આવે છે.

આ બાળલગ્નની રૂઢિએ નિર્દોષ કુમારિકાઓને નાતરાંનું કલંક લગાડ્યું એટલેથી બસ ન કરતાં તેથી અધિક ત્રાસદાયક અને શોકજનક લખણાં અથવા છેડાછૂટકાના રિવાજને પણ અવકાશ આપ્યો છે. વિવાહ વખતે દીકરા દીકરીઓના સંબંધ કરવાની એવી દોડાદોડ છે કે દમ્પતીના કલ્યાણ માટે વિચાર કરવાનો અવકાશ રહેતો નથી અને આંખો મીંચી ઈજતના સવાલને આધિન થઈ વર - ઘર કે કન્યા બાબતે પૂરી તપાસ કર્યા સિવાય સગપણના રૂપિયા આપી આબરૂસર વિવાહ ઉકેલી લેવામાં આવે છે, કે તરત જ વેવાઈ વેવાઈ વચ્ચે વાંધા પડવાની શરૂઆત થાય છે અગર તો કેટલાંક વરઘોડિયામાં શારીરિક ખોડો આવી જાય છે કે વરને વહુનો અને વહુને વરનો અણગમો ઉત્પન્ન થાય છે, અથવા તો સાસુ વહુના સ્વભાવમાં ભિન્નતા રહે છે. એવાં એવાં કારણોથી ગૃહસ્થાશ્રમ તે ગૃહક્લેશનું સ્થાન થઈ પડે છે. હંમેશાં ઘરમાં નાની-મોટી તકરારો થયા કરે છે. તેથી કંટાળીને પોતાનો છૂટકો થવાની ખાતર

વહુ સાસરે જતી નથી, કે વરવાળા કન્યાને ઘરમાં પેસવા દેતા નથી, અથવા તેડતા નથી, જેને પરિણામે બીજા અત્યાચારો વધે છે, અને ક્લેશનો અંત જ્યારે સેંકડો રૂપિયાની આપ - લે કરી છેડાછૂટકો લેવામાં આવે છે ત્યારે જ થાય છે. જો યોગ્ય ઉંમરે બરાબર તપાસ કરી શાંતિપૂર્વક વિવાહ કરવામાં આવે તો આવા કેસો બને નહિ અને બને તો ઘણા જ જૂજ પ્રમાણમાં બંને એ કહેવું અતિશયોક્તિ ભરેલું નથી.

એ વાત તો સહુ કબૂલ કરશે કે પુરુષ કરતાં સ્ત્રી યુવાવસ્થામાં જલદી આવે છે. જ્યારે બાર વર્ષની કન્યા સ્ત્રીનાં ચિહ્નો ધારણ કરવાની શરૂઆત કરે છે, ત્યારે ૧૨ વર્ષનો વર તદન સંસાર વ્યવહારથી અજ્ઞાત હોય છે, તેથી વર કન્યાના સંબંધ મેળવતી વખતે કન્યાની ઉંમર ઘણી જ નાની હોવી જોઈએ. પણ આપણી બાળલગ્નની રૂઢિના પરિણામે વર-કન્યાની ઉંમર તરફ જોવાનું સૂજતું નથી અને તેને પરિણામે આપણી જ્ઞાતિમાં અસંખ્ય કજોડાં થઈ લગ્નના ઉત્તમ આશયને રદ કરી સંસારને વિષમય બનાવે છે અને ઝેરનો કીડો જેમ ઝેરમાં જીવે છે તેમ આપણો ગૃહસ્થાશ્રમ દુઃખી સ્થિતિમાં ચાલ્યો જાય છે.

હવે મારે ફક્ત એક જ વાત આપને કહેવાની રહે છે અને તે એ છે કે બાળલગ્નની રૂઢિના કારણસર રંડાયેલી અથવા છંડાયેલી કન્યાઓના નાતરા ખાતે કાઠિયાવાડમાં અને બીજે કેટલેક ઠેકાણે રૂપિયાની મોટી રકમો લેવામાં આવે છે અને કન્યા વિક્રય થાય છે. ક્રૂર અને ઘાતકી હૃદયના પિતાઓ પોતાની નિર્દોષ બાળકીઓનું મોટી રકમથી વેચાણ કરી વૃદ્ધ લગ્ન અને વહુ લગ્નને ઉત્તેજન આપી પોતાની કન્યાઓને અનીતિનો પાઠ શીખવે છે અથવા કેટલીક પવિત્ર હૃદયની કન્યાઓના જીવનને ધૂળમાં મેળવે છે. અને પોતે પણ શાસ્ત્રના નિયમને માન નહિ આપતાં મહા પાતકમાં પડે છે અને મોડે કે વહેલે તેઓની દુર્દશા પણ થાય છે.

ઉપરનું સઘળું બાળલગ્નના જ પરિણામે થાય છે. બાળલગ્નને માટે શાસ્ત્રનો કાંઈ આધાર નથી તેનાથી કોઈપણ જાતનો ફાયદો નથી અને નુકસાન તો પારાવાર છે ત્યારે સાંપ્રત સમયને ઓળખી આ હરીફાઈના જમાનામાં અન્ય કોમની હરીફાઈમાં સાથે સાથે રહેવા ખાતર આપણા રીતરિવાજો સુધારી આપણી ઉન્નતિનો કાર્યક્રમ આગળ વધારવો જ જોઈએ. જો આ પ્રમાણે થશે નહિ તો આપણો અધઃપાત તો નજરે જ જણાય છે. સાંપ્રત સમયને કયા રીતરિવાજો બંધબેસતા છે - કે જે ઘણો  કાળ નભી રહે તો અડચણ નહિ આવે - એ તરફ જ વિચારવંત મહાપુરુષોનું લક્ષ્યબિંદુ હોવું જોઈએ.

દરેક જ્ઞાતિને ઇચ્છાએ કે અનિચ્છાએ કાળને અનુસરતા રિતરિવાજો કરવા માટે સુધારાવધારા કરવા પડે છે. રાજ્યકર્તાઓને પણ પોતાના રાજ્યમાં ચાલતા જૂના

ધારાઓ રદ કરી નવા ધારા ઘડવા પડે છે, તો પછી કાળ જે ઈશ્વર સ્વરૂપ છે, તેને માન આપી અને તેને આધિન વર્તવું એ પોતાની દૈવી ફરજ છે એમ સમજી યુગેયુગના ધર્મ તથા રિવાજો જુદા જુદા હોય જ એ શાસ્ત્રવચનને સ્વીકારી - આ સમયને તદ્દન પ્રતિકૂળ એવા બાળલગ્નના રિવાજનો વિધ્વંસ કરી, આપણી ઉન્નતિનો માર્ગ સરળ કરશો એમ હું આપ સઘળાને માનપૂર્વક વિનંતિ કરું છું. બાળલગ્નનો નાશ થતાં તેની પાછળ ચાલતા બીજા નઠારા રિવાજો પોતાની મેળે જ નાબૂદ થશે.

છેવટે જ્યારે નામદાર ગાયકવાડ સરકારે ''બાળલગ્ન પ્રતિબંધક નિબંધ'' બહાર પાડી આપણને આપણી ઉન્નતિનો માર્ગ બતાવ્યો છે અને ઊંઝાદેવીનું મંદિર તેઓ નામદારની હકૂમતમાં હોઈ જૂના વિચારવાળાની લગ્નપત્રિકાઓ મંદિરમાંથી કાઢવા દેવામાં આવી નથી, તેમ છતાં પણ **લગ્નની તિથિઓ નક્કી કરનારાઓ લાખો પૈસાની પ્રાપ્તિને ખાતર આપણી કુળદેવી ઊંઝા માતાનું મંદિર પડતું મૂકી કાળેશ્વર મહાદેવના મંદિરમાંથી આ લગ્નની તિથિઓ કાઢે છે અને જ્યારે વાંકાનેર, રાજકોટ અને લીંબડીના માનવંતા રાજ્યકર્તાઓએ પણ બાળલગ્ન અટકાવવાના ધારાઓ ઘડ્યા છે,** અને બીજાં સ્ટેટો પણ આવા ધારાઓ ઘડવા વિચાર ચલાવે છે ત્યારે કાળેશ્વર મહાદેવના મંદિરમાંથી નીકળતી લગ્ન પત્રિકાઓને આંખો મીંચી અંધશ્રદ્ધાથી હવે કદી કાંઠિયાવાડના લોકો માન આપી વધાવી શકશે નહિ એમ અમારે દિલગીરી સાથે જાહેર કરવું પડે છે. આ દુષ્ટ રિવાજને નાબૂદ કરવા ઈચ્છતા જુદાં જુદાં ગામો અને શહેરોમાંથી પધારેલા બંધુઓ! બાળલગ્નથી જેઓને આવક થાય છે - તમારા શહેરમાં જેઓ તેને વળગી રહેવા મથે છે - તેમને સમજાવીને સીધે માર્ગે દોરવા પ્રયત્ન કરશો એવી હું આપને વિનંતી કરું છું. (તાળીઓ).

**આ ઠરાવને અમદાવાદવાળા પ્રૉ. સ્વામીનારાયણે અનુમોદન આપતા જણાવ્યું કે,** બાળલગ્નના વિષયમાં પૂરતું વિવેચન થયું છે અને ગુજરાતમાં હવે સહુ સમજી ગયા છે ને તેને દૂર કરવાની વાત સહુ કબૂલ રાખે છે. બાપદાદા કરતા આવ્યા છે તે થવાની અંધપરંપરા ચલાવવી નહિ પણ બુદ્ધિથી સ્વતંત્ર વિચાર કરવો જોઈએ. અત્યાર સુધી કેળવણી વિના આપણે ચાલતું હતું તેમ ચલાવ્યું છે પણ વિદ્યાના દ્વાર ના. સરકારે સહુને માટે ખુલ્લાં રાખ્યાં છે ને તેથી થયેલ જ્ઞાનપ્રાપ્તિને લીધે હવે સારાસારનો વિચાર કરી બાપદાદાના ખારા કૂવાનું પાણી ન પીવું જોઈએ. ખાવું, ઊંઘવું વગેરે તો પશુ ને માણસ સહુને છે પણ માણસને જ્ઞાન-બુદ્ધિ વિશેષ છે. આપણે સૂર્યના પ્રકાશને ન પેસવા દેવા બારી જાળી બારણા વિનાના મકાનો કરીએ તેમ જ્ઞાનને ફેલાતાં અટકાવી શકીએ તેમ નથી.



પ્રભુની ઉમદા બક્ષિસ જ્ઞાન છે તેને ન સ્વીકારવાથી આપણે દુઃખી થઈએ છતાં

તમામ કર્મથી ભલે તમે દુઃખી થાઓ, હું તમને રોકવા નહિ આવું પણ તમારાં કૃત્યોથી બાળકો જિંદગી સુધી પીડાય છે તે અતિ ક્રૂરને નીંદ્ય છે. શાસ્ત્ર પ્રમાણે માણસની વય ૧૦૦ વર્ષની મુખ્ય છે પણ ધર્મશાસ્ત્રના નિયમો તોડી બાળલગ્નથી આપણે મોતને વહેલું બોલાવીએ છીએ. આપણે જનોઈ પહેરી ભણીને શાસ્ત્રો વાંચવાં જોઈએ. ત્યારે તમને ખબર પડશે કે પ્રભુની ઇચ્છા તમે સો વર્ષ જીવો તેવી છે. ભીષ્મપિતામહ પોતાના પિતાની આજ્ઞા પાળવા જિંદગીભર બ્રહ્મચારી રહ્યા અને બ્રહ્મચર્યના પ્રતાપે તેમણે છ માસ સુધી મૃત્યુને પણ અટકાવી રાખ્યું હતું. અમેરિકાનો વેદ શાસ્ત્ર શિખ્યાં નથી છતાં અનાયાસે ૪૦-૪૦ વર્ષે પરણવા લાગ્યા છે તેથી તેમનું લાંબું જીવન થયું છે.

મહાન શોધક એડિસન કહે છે કે મારી ૫૦ વરસ પછી મગજશક્તિ સારી ખીલી છે. આપણે તો ૫૦ વર્ષે મગજશક્તિ ગુમાવી પેન્શન પર બેસીએ છીએ. આપણે શૈવી, વૈષ્ણવ, સ્વામીનારાયણ વગેરે વેદમાંથી પોતાના મતનાં મૂળ બતાવીએ છીએ પણ કોઈએ વેદની આજ્ઞા પ્રમાણે ચાલતા નથી ને તેથી આપણે દુઃખી થયા છીએ.

૧૫ - ૧૫ વર્ષની સ્ત્રીઓને ક્ષય લાગુ પડે છે ને તે વેળા સારા ડૉક્ટરો પણ દવાથી તેમને આરામ કરી શકતા નથી. હવે વાતો કરવી પડતી મૂકી આપણે બાળલગ્ન બંધ કરી મોટી વયે છૂટાં લગ્ન કરી બતાવવા જોઈએ. આપણે ભાષણ કરનારાઓ પણ કહીએ છીએ કે મારે કુટુંબની અડચણ છે, મને જ્ઞાતિ બહાર મૂકે પરંતુ તેવું કાંઈ નથી, અત્યારે હાહા કરનારા પણ જ્યારે **ઊંઝાના પટેલો બાળલગ્નનું ડુગડુગિયું વગાડે છે ત્યારે નાચવા લાગે છે. બ્રાહ્મણો બહાર ફરી અજ્ઞાન લોકોને ઊંધું સમજાવે છે. ગયા લગ્ન વખતે રાંદેરમાં લગનિયા બ્રાહ્મણ કહે કે - ભાવનગરમાં છૂટાં લગ્ન કરનાર વર મરી ગયો. પણ સુભાગ્યે તે વર ત્યાં હાજર હતો. તેણે તેને ખોટો પાડ્યો ને લોકોની આંખ ઉઘાડી, ઉપરાંત તે બ્રાહ્મણને ખોટી વાતો કરવાના વાંક માટે કોર્ટમાં ઘસડવા ધમકી આપી, તેથી તેણે બાળલગ્નથી ત્યાંના લોકોને તથા પોતાને મળતા લાભ માટે આવી વાતો ફેલાવી છે તેવું લખી જણાવ્યું**. પરમાત્માની શક્તિ સતી ઉમા આવી અધર્મી આજ્ઞા કરે જ નહિ. તમે ધર્મના ચોપડા વેદ જે બ્રાહ્મણો બીજાને જોવાની ના કહે છે તે જોતા નથી. પરમાત્મા કાંઈ બ્રાહ્મણોને તે ચોપડા એકલાને જ લખી આપવા આવ્યા નહોતા. શાસ્ત્ર ભણી ૨૫ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળનારા વસુઃ પોતાના તેજ ને વીર્યથી શત્રુને રોવરાવનાર ૩૫ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળનાર રૂદ્ર; અને ૪૮ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળનાર આદિત્ય બ્રહ્મચારીઓની સાથે પરમાત્મા રહે છે એવો વેદમાં પ્રભુનો હુકમ છે. બાળલગ્નથી પરણનારને ઓછું ખર્ચ થતું નથી. ઘણાં જોડાં ખંડિત થાય છે અને પુંખણા વખતે ફરીથી નવું ખર્ચ થાય છે, તેમજ લગ્નના વરઘોડામાં પૈસા વહેંચવામાં બહુ ખરચ થાય છે. અમે અમદાવાદમાં

૧૯૭૧ના લગ્નમાં ટકાને બદલે માત્ર પાન સોપારીથી ચલાવ્યું ને નવો ઓછા ખરચનો રિવાજ પાડ્યો છે. લોકો કન્યા અને ઉપર પૈસા આપે તો શા માટે નહિ લે. ભાઈઓ! સમજો, હવે બહુ થયું છે. અમો અમદાવાદી અમારી પુત્રીઓને પરણાવતા નથી, ને શહેર બહાર દેતા પણ નથી. તમો શહેરમાં પૈસા ખરચી આપી જાવ છો પણ તે છોડીઓ ઘેર બેસે છે ને અમારી છોડીઓનાં ઘર થાય છે. હવે મોટી ઉમ્મરે પરણાવવાની જ જરૂર છે તેવી તમને ખાતરી થઈ હશે વગેરે વગેરે.

**આ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં રા. મૂળજીભાઈ જેઠાભાઈએ જણાવ્યું કે** - તમો ખેડૂતો રાજના સ્તંભ છો છતાં કંગાલ છો. કારણ કે બાળલગ્ન એક જ તિથિએ કરો છો, તેથી તમો બ્રહ્મચર્ય પાળી શકતા નથી; તેથી કન્યાવિક્રય અને વરવિક્રય બંને વધ્યાં છે. વરની ઉપરાઉપરી માગણી થવાથી વર પણ મોંઘા થાય છે. ખેતીવાડી નબળી પડી ગઈ છે. વિદ્યામાં પણ બીજી કોમો કરતાં ઘણા પછાત છીએ, કારણ આપણામાં માત્ર આઠ દશ વિદ્વાનો જ છે. છૂટાં લગ્ન માટે માતાજીનું બહાનું આડું ધરવામાં આવે છે પણ તમે લગ્ન કરતી વખતે ગમે ત્યારે ઊંઝા જઈ માતાજી પાસેથી રજા માગી શકો છો. લગ્ન માટે શા વાસ્તે બીજા પર આધાર રાખવો પડે છે? કોઈ કહે તો અમે કરીએ તેવો વાદ લેવાની શી જરૂર છે? સાધારણ રીતે ગૃહસ્થની પાછળ સામાન્ય વર્ગ ચાલે છે ને તેથી વિરમગામ પાટડી વાળાએ પ્રથમ તેવું વર્તન કરી બધાને રસ્તો બતાવવો જોઈએ, કારણ કે ગુજરાતમાં અમદાવાદ, વિરમગામ ને પાટડીના પગલે બધા ચાલે છે. બાળલગ્નનો કિલ્લો લીજ ને નામુર કરતાં પણ અભેદ્ય છે ને તેને માટે તોપો કામ કરતી નથી. તમો હવે તેને તોડવા હિંમત ધારી શરમ રાખ્યા સિવાય કામ કરશો તો જ થશે, આ રિવાજ તોડશો નહિ તો સૃષ્ટિમાં તમારું નામ પણ રહેશે નહિ. વસ્તી પ્રતિદિન ઓછી થાય છે. એટલો બોધ આપી હું બેસી જવાની રજા લઉં છું.

આ ઠરાવને રા. નગીનભાઈ વ્રજલાલે (અમદાવાદ) અનુમોદન આપતાં પોતાનું ભાષણ વાંચ્યું હતું. જે બધું લખાણ એક જુદા જ લેખ તરીકે લેવા જેવું હોવાથી પ્રસંગોપાત્ત આપવામાં આવશે.

ત્યારબાદ શેરથાવાળા પા. નાથાભાઈ છગનલાલે આ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં પોતાનું ભાષણ વાંચ્યું હતું જેનો સાર એ હતો કે—



ભાઈઓ! ઘણા વિદ્વાનોએ ઘણું કહ્યું છે; છતાં આ નઠારા રિવાજ વિશે વારંવાર ને વરસો સુધી આપણે કહેવું પડ્યું છે ને પડશે. આપણે ઘણા પછાત પડી ગયા છીએ તેનું કારણ બાળલગ્ન છે. તેથી કેળવણીનો નાશ થાય છે ને પ્રજા અજ્ઞાન રહે છે. આપણો મુખ્ય ધંધો ખેતીવાડી તેમાં પણ શરીર કૌવતવાન ને મજબૂત જોઈએ. પણ

હાલ શરીર નિર્માલ્ય બની ગયાં છે, તેનું કારણ પણ બાળલગ્ન છે. સો સો વરસની આવરદા શાસ્ત્રે ગણાવી છે પણ હાલ ૪૦-૫૦ વરસે મોત આવી ઊભું રહે છે. **કાચી કેરીનો ગોટલો વાવીએ તો ઊગે નહિ ને કદી ઊગે તો છોડ વહેલો કરમાઈ જાય છે તેમજ બાળલગ્નથી માણસો નાનપણથી સંસર્ગમાં આવે છે ને શરીર ક્ષીણ થઈ સ્ત્રી-પુરુષો બંને ક્ષય જેવા દરદોના ભોગ થઈ પડે છે** અથવા જિંદગીભર નિર્માલ્ય બની જીવે છે. બાળલગ્નથી કજોડાં થઈ છૂટાછેડા આપવાની ફરજ પડે છે ને જો તેવાં કજોડાં છૂટકો ન આપે તો કદાચ ભયંકર પરિણામ પણ આવે છે નહિ તો જીવતાં સુધી કંકાસ ચાલે છે. જૂના વિચારવાળા કહે છે કે પુંખણાં મોટી વયે કરીએ છીએ. પણ કજોડાં થવાથી વહેલાં પુંખવાં પડે છે ને છોડી ૧૪-૧૫ વરસની થાય છે ને છોકરો ગમે તેટલી ઉંમરનો હોય પણ છૂટકો થતો નથી. છોકરાંનું શરીર ક્ષીણ થઈ જાય છે ને પરિણામ બુરૂ આવે છે. ઘણાં માબાપ લ્હાવા લેવા પણ આવું કર્મ કરે છે.

ને. ના. શ્રીમંત ગાયકવાડ સરકારે આપણાં બાળકોના રક્ષણ સારુ બાળલગ્ન અટકાવવા કાયદો ઘડ્યો છે તેથી તેમનો ખરા જીગરથી ઉપકાર માનવો ઘટે છે. હિંદુસ્તાનના સઘળા રાજા મહારાજા આવા કાયદા ઘડે તો કેટલું બધું હિત થાય? આપણા સઘળા નીંદ્ય રિવાજોમાં આ બાળલગ્નનો રિવાજ મૂળ છે તેને ટાળવાથી બાળકો કેળવણી પામી શકશે ને વિદ્વાન થવાથી પોતે આપોઆપ પોતાના હાથે જ નઠારા રિવાજોનો નાશ કરશે. માટે અનેક રોગના મૂળ તરીકે આ બાળલગ્નને બંધ કરીશું તો આપણી પ્રજાનું હિત થશે એટલું વીનવી હું બેસી જવાની રજા માગું છું.

**આ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં બાવળાવાળા પા. પુરુષોત્તમદાસ લલ્લુભાઈએ જણાવ્યું કે,** આ અગત્યના વિષયના વિષયમાં ઘણું કહેવાઈ ગયું છે છતાં કહેવાનો મને ઉમંગ થાય છે કે, બાળલગ્નના નઠારા રિવાજને નાબૂદ કરવાની વર્ષો થયાં આવશ્યક્તા હતી અને છે પરંતુ તેને માટે વ્યવસ્થાપૂર્વક કાર્ય શરૂ કરવા કોઈ પણ ગામમાંથી હિલચાલ થઈ નહોતી. તે પરમાત્માની સંપૂર્ણ કૃપા વડે વિરમગામના વિરબંધુઓએ બહારગામના ઘણા લાગણીવાળા બન્ધુઓની સહાયથી એ હિલચાલ ઉપાડીને તેને આપ સર્વેએ મળી અનેક યત્નો પ્રયત્નોથી આફતોને પસાર કરી આટલા દરજ્જે લાવી મૂકી છે, એટલું જ નહિ પણ સમાજની મહા ઉપાધિયુક્ત ધુંસરીને તેઓ ધારણ કરી રહેલ છે; તે વિરમગામના આપણા જ્ઞાતિબન્ધુઓએ વ્યવહારુ રીતે બાળલગ્નને તોડવા પગપર કુહાડો મારી છૂટાં લગ્ન કરી બતાવી આપણને ઉમદા પાઠ પઢાવ્યો છે ને રસ્તો મોકળો કર્યો છે.

તે જ રીતે અમદાવાદ, ભરૂચ, સરઢવ અને અમારા બાવળામાં પણ છૂટાં લગ્ન

થયાં છે ને હજુ પણ થશે. જે ગામોમાં આ નઠારા રિવાજનાં ડાળાં પાંખડાં ફેલાયાં હોય ત્યાં તેના પર પ્રહાર કરવાથી થતા પરિણામ કરતાં તેનું જ્યાં સુદૃઢ થડ જામી રહ્યું છે ત્યાં મારવામાં આવતા ફટકા વિશેષ કાતીલ અને પ્રાણઘાતક થઈ પડ્યા છે. હજુ પણ પ્રસંગે પ્રસંગે બનતા પ્રહાર કરવા વીરપુરુષો પ્રયત્નશીલ છે જ એટલે આ રિવાજને એ રીતે નાબૂદ કરવા સઘળાં સ્થળેથી સાથે પ્રયત્ન થાય તો વિશેષ ઠીક છે એટલું કહી હું બેસી જવાની રજા લઉં છું.

બાદ **આ ઠરાવને નારણપુરાવાળા પા. દ્વારકાદાસ સોમનાથ અનુમોદન આપતાં જણાવ્યું કે** બાળલગ્નથી પુષ્કળ હાનિ થઈ છે. બાળકો બ્રહ્મચર્ય પાળી શકતાં નથી, કજોડાં થાય છે તેથી ક્લેશ-કંકાશ થઈ આખરે છૂટાછેડા કરતાં સગાં સગાંમાં મહા વેર ઊભુ થાય છે. વહેલાં પુંખણાં થાય છે ને વહુ ઘેર આવવાથી નિશાળ છૂટી જાય છે, સંસારમાં વહેલાં પડવાથી તેઓ વહેલાં નિર્બળ થઈ જાય છે, તેમનાં બાળકો પણ કાચા બીજથી ઉગેલા કાચા છોડ જેવા ટૂંકા આવરદાવાળા ને તેજ વીનાનાં ને નિર્બળ થાય છે ને વહેલા મરી જાય છે. કોઈક હેશે શું ઘરડા બુદ્ધિહીણ હતા? ના, તે તો બહુ ડાહ્યા હતા. અસલના હિંદુશાસ્ત્ર પ્રમાણેના લગ્નના રિવાજમાં પણ જુલમને આફતને લીધે આવા કઢંગો રિવાજ પણ પકડ્યો પણ આપણે તો હજુ આવી શાંતિના રાજમાં સમજવા છતાં પણ આ નઠારા રિવાજને પકડી રહ્યા છીએ; માટે જો પુખ્ત ઉંમરે પરણાવાય તો પ્રજા બુદ્ધિશાળી, બહુ બળવાળી ને તંદુરસ્તીવાળા થાય છે.

બાદ **ટીકરવાળા પા. શિવલાલ પીતાંબરદાસે પણ વિશેષ અનુમોદન આપતાં જણાવ્યું કે,** આપણી લગ્ન પદ્ધતિ વિશે બહુ બોલાયું છે; પરંતુ આવી લગ્ન પદ્ધતિ તો દુનિયામાંની કોઈ પણ જ્ઞાતિમાં નથી. વળી તે હિંદુશાસ્ત્ર ને ધર્મ વિરુદ્ધ છે. તમામ જ્ઞાતિઓમાં હાંસીને પાત્ર જણાય છે. છતાં અવિચારપણે "લીધી વાત ન મૂકવી" એથી જ જૂના વિચારવાળા અનર્થકારક ધંધો કરે છે. નવા વિચારવાળા તેનો ઉતાવળે નાશ કરવા ઉદ્યુક્ત થયા છે. કાળ તેમને બળ આપી પોતાનું કામ કરે છે ને તેને અને જમાનાને વીર જ્ઞાતિબન્ધુઓ બદલાવી રહ્યા છે. તેમની હીલચાલને મદદ કરવા આપણે પણ દીક્ષા લેવી જોઈએ. અમારા ઝાલાવાડના એકઠા થયેલ બન્ધુઓ તરફથી મને ફરમાઈશ થઈ છે તે આધારે હું જણાવું છું કે–

૧. કન્યાથી વરની વય ત્રણથી પાંચ વર્ષ મોટી રાખવી ને પાંચ - સાત વર્ષથી નાની કન્યા પરણાવવી નહિ.



૨. લગ્ન માટે જે દશ દશ વર્ષનું અંતર છે તેમાં સુધારો કરી વિવાહની હદ ત્રણ ત્રણ કે પાંચ પાંચ વર્ષે રાખવી. હાલ પૂરતો માટે આટલો પણ સુધારો થાય તો અમો આ તરફના જ્ઞાતિબન્ધુઓને કશી હરકત નથી.

આ ઠરાવને છેવટે **અમદાવાદવાળા રા. સોમનાથ હરગોવિંદદાસે અનુમોદન આપ્યું અને જણાવ્યું કે–**

મહેરબાન સાહેબો! અગાઉ બહુ વિવેચન થયું છે પણ હું થોડા દાખલા દલીલો રજૂ કરું છું. કેટલાક કહે છે કે બાળલગ્નથી ખરચ ઓછું થાય છે પણ તે ખોટું છે. છોકરો પરણાવતાં ગામડાવાળાને રૂ. ૩૦૦થી ઓછું ખર્ચ થતું નથી. મોટી ઉંમરે કન્યાને વળાવે ત્યાં સુધી પરચૂરણ ખર્ચ થતું જ રહે છે. પરંતુ ઘણાં જોડાં ખંડિત થાય છે ને ખરચ રદ જાય છે. મારા પાડોશમાંનાં પાંચ લગ્ન છોકરાનાં થયાં. ચાર બગડ્યાં ને એકને મોટી વહુ મળી તે છૂટકો આપ્યો. લગ્નમાં ૧૦ - ૧૨ દિવસ જાન રહે ને માણસ પણ ૧૦-૧૨ હોય. ઘરનાં ૪-૫ વધે એટલે ૧૫ માણસનું ૧૨ દિવસનું ખરચ થાય. આપવા - મેલવાનું થાય, લૂગડાંલત્તા, પરચૂરણ જણસો વગેરે સહેજે રૂ. ૨૦૦-૨૫૦ થાય છે. આ હિસાબ ગરીબનો છે. આટલા થતાં પણ જો એકાદ મરી ગયું તો જે ભગવાન! નાની ઉંમરના ઘણા મરી પણ જાય છે. જો એટલા રૂપિયા ૧૨ વરસ કે દશ વરસ વ્યાજે મૂક્યા હોય ને છોડી મોટી થયે સંબંધ કરાય તો ખુશીથી વગર જોખમે થઈ રહે. પરંતુ ગામડાવાળા તો ઘણા જણ પાયમાલ થઈ ગયા. શહેરમાં આવી ૧૩ પૈસે તગારા ઊંચકવા રહે છે. શરમ છે રિવાજને. (તાળીઓ).

આ સમાજ વિરમગામવાળા મહા મહેનતે આપણા હિત માટે ભરે છે તો તેમની મહેનત મજરે આવે તેવું વર્તન રાખો તો સારું છે. પછી આ કાનેથી આ કાને કાઢી નાંખશો નહિ. વાણિયામાં મોટી વયે છોકરા પરણે છે તે ગરજુ થઈ સારી રીતે રળતાં શિખ્યાં પછી પરણે છે ને પછી સુખી થાય છે.

આ ઠરાવને ત્યારબાદ **સાણંદના મુખી આશારામ ઇચ્છાભાઈએ અનુમોદન આપ્યું અને જણાવ્યું** કે પ્રથમ તો આવી રીતે મળવાનો લાભ પ્રાપ્ત કરાવનાર ને. ના. ધ્રાંગધ્રાના શ્રીરાજ સાહેબનો હું અંતઃકરણપૂર્વક ઉપકાર માનું છું. પહાડ જેવડી મોટી અને સૂર્ય જેવી ખુલ્લી આપણી જે ભૂલ છે તે બાળલગ્નનો રિવાજ છે. ગુજરાતમાં ઉત્તરે આબુથી દક્ષિણે દમણ સુધી અને રેવાકાંઠાથી દ્વારકા સુધીના આપણા સુધરેલા વિદ્વાન બન્ધુઓમાં નવું તેજ આવ્યું છે. તે ભાષણો, લખાણોથી ખરા અંતઃકરણથી ઉપદેશ કરે છે તેથી આશા રહે છે કે હવે ટૂંક સમયમાં જ્ઞાતિ સુધારાથી દીપી રહેશે. ભાઈઓ! ઉપદેશ આપ્યો ને લીધો એટલે પરવાર્યા તેમ નથી. દરેકે પોતાનાથી બને તેટલા સુધારા અમલમાં મૂકતાં જવું જોઈએ. ને તેમ ખરા અંતઃકરણના જુસ્સાથી મારા બન્ધુઓ કરશે ત્યારે જ ''સત્યમેવ જયતે''નો ઝંડો ફરકશે. બન્ધુઓ ધન ગયું હશે તો ઉદ્યોગથી મેળવાશે પણ આપણાં તન-મનને બગાડનાર બ્રહ્મચર્ય નષ્ટ થયા પછી કાંઈ મેળવાતું નથી. માટે આપણા કટ્ટા શત્રુ બાળલગ્નને કાઢી નાંખો. આપણે

સમજ્યા છીએ ને હવે જાણ્યા પછી રાફડામાં હાથ ન નાંખો. જાણવા છતાં પણ પોતાનાં બાળકોને બાળલગ્ન જેવા રાક્ષસને આધિન ન કરો, ને ચાલતી અંધાધૂંધીને જેમ બને તેમ નાબૂદ કરો.

આ ઠરાવને **પા. મોહનલાલ બાપુજી માસ્તરે ટેકો આપતાં જણાવ્યું કે** આગળના વક્તાઓએ ઘણું કહ્યું છે. બાળલગ્નથી બ્રહ્મચર્ય અને પછી શરીર બળ નષ્ટ થાય છે. બળ વિના કોઈ કામ થતાં નથી. મનુમહારાજ ૨૫ વર્ષથી ઓછી વયનો વર ને ૧૬ થી ઓછી વયની કન્યા પરણાવવામાં પાપ કહે છે. છતાં માવીતરો લ્હાવા લેવા બાળગ્ન કરી કજોડાં કરે છે ને બાળકના સંસારમાં ઝેર રેડે છે. પ્રથમનાં ૨૫ વર્ષ ગુરુ પાસે રહી ભણી તૈયાર થઈ ગુરુ આજ્ઞાથી યોગ્ય કન્યા સાથે પરણવામાં આવતું. પરંતુ મુસલમાની જુલમ વખતે આવો રિવાજ પેસી ગયો છે. કજોડાંમાં ઝેર દેવાના પ્રસંગ પણ બને છે. ઘરસંસાર ન મંડાતાં છૂટાછેડા થાય છે. **"દાદાજીએ વર જોજો કે જ્યાં મારું મન વસ્યું" સ્ત્રીઓના ગાણાનું આ વચન કન્યાની કઈ વય બતાવે છે? "સોળ વર્ષના સોમલાને ફેરા ફરતાં ન આવડ્યા, આવડી નાની લાડકડીને ફેરા ફરતાં આવડ્યા." આ વચનો વરકન્યાની કેટલી વય બતાવે છે?** આ પરથી આપ વિચારી જોશો. અનિરુદ્ધ ઓખા, દુષ્યંત શકુન્તલા, હરિશ્ચંદ્ર તારામતી અને નલ-દમયંતિ આદિનાં લગ્નનો ખ્યાલ કરોઃ ને બાળલગ્નને સદંતર નાબૂદ કરો.

આ ઠરાવને **ચાણસ્માવાળા રા. કહાનજીભાઈ પટેલે - અનુમોદન આપ્યું અને દર્શાવ્યું કે** બાળલગ્નના ચાલુ રિવાજને "બાપદાદા જે કરતા તે સારું કરતા" એમ જણાવે છે પણ આપણે બાપદાદામાંથી કયા બાપદાદાનાં કૃત્યોને માનવાં? આપણે કયાં પુરુષથી ઉત્પન્ન થયા છીએ? આપણે પૂતળામાંથી ઉત્પન્ન થયા છીએ તે વાતનો ગપગોળો હવે ફૂટી ગયો છે. આપણી ઉત્પત્તિ માટે તમો 'કણબી ક્ષત્રિય ઉત્પત્તિ'નું પુસ્તક વાંચો. તમને સાફ જણાશે કે આપણા બાપદાદા રામચંદ્રના પુત્ર કુશ મહારાજ હતા. જુઓ, હવે રામચંદ્રજીનાં અને તેમના વંશમાં ઉત્પન્ન થયેલ સઘળા વીર બાપદાદાનાં લગ્નના ઈતિહાસ વાંચો. મનુષ્યે પહેલાં વિદ્યાની ને લક્ષ્મીની શી જરૂર રહે. બાળલગ્નથી આપણી દુર્દશા થઈ છે. બાપદાદા વિદ્યાને માન આપતા, ને પછી પરણતા. નાનપણમાં ભણવું જોઈએ તે વયે પુંખી લેવાથી પછી ભણવાનું ને રળવાનું બે કામ સાથે થતાં નથી. માટે બાળલગ્ન બંધ કરવાં જોઈએ. ત્યાર બાદ આ ઠરાવને સર્વાનુમતે પાસ થયેલો મે. પ્રમુખ સાહેબે જાહેર કર્યો.



**ઠરાવ ૬ઠ્ઠો**

"આ સમાજ લખણાં (છૂટાછેડા) ના શરમ ભરેલા અને ત્રાસદાયક નઠારા રિવાજ પ્રતિ સંપૂર્ણ તિરસ્કારની નજરથી જુએ છે."

**આ ઠરાવને રજૂ કરતાં વાંકાનેરના પા. લક્ષ્મીચંદ દેવચંદે પોતાના ભાષણમાં** જણાવ્યું કે છૂટાછેડા શબ્દ જ લગ્નનાં મૂળ ઊંડા ન હોવાનું જણાવી આપે છે. હિંદુ લગ્ન આદિ કાળથી એક ધાર્મિક ક્રિયા ગણાય છે ત્યારે અન્ય કોમોનાં - પ્રજાઓનાં લગ્ન એક વ્યવહારિક કરાર તરીકે મનાય છે. જેમકે કોઈ માણસ સાથે આપણે કાંઈ કરાર કરીએ તે જ્યાં સુધી બંનેને રુચે ત્યાં સુધી પળાય છે, પણ બેમાંથી એક નારાજ થતાં તે કરાર તૂટે છે ને પછી તે વિશે એ બંને જણને કાંઈ લાગતુંવળગતું રહેતું નથી. છૂટાછેડામાં પણ આવું થાય છે ત્યારે આપણાં લગ્ન તે શાસ્ત્રીય કે ધાર્મિક ગણાય કે એક વ્યવહારિક કરાર ગણાય? જ્યાં એક પક્ષની મરજી સુધી લગ્ન ગાંઠ રહે છે ત્યાં બંનેની પ્રીતિની આશા ક્યાંથી રખાય? જ્યારે આપણો દેશ અસલ સુધારાની ટોચે હતો ને દુનિયા આપણી પાસેથી સુધારા શીખતી હતી ત્યારે તે જમાનામાં આવા રીતરિવાજ નહોતા. તે વેળા સ્ત્રીઓ પોતાની પતિ ભક્તિથી અંધને દેખતા કરતી, વૃદ્ધને યુવાન બનાવતી, પણ જે પુરુષને એકવાર પતિ માન્યો તે પછી આંધળો, લૂલો, લંગડો, કાંણો કે કુબડો ગમે તેવો હોય પણ તે તેને દેવ તુલ્ય ગણી પુજતી, આવા અનેક દાખલા મળે છે. જો તે વેળા છૂટાછેડા થતા હોત તો આવા દષ્ટાંતોથી આ દેશ વિશ્વવિખ્યાત ન થાત.

આવા દેશની ચઢતીપડતીનો આધાર તે દેશની સ્ત્રીઓ પર રહે છે. પણ બાળપણામાંથી જ જ્યાં છૂટાછેડાની વાતો ઘરમાં બાળકો સાંભળીને તૈયાર થયાં હોય તે મોટપણે તેમ કરે તેમાં શી નવાઈ? હિંદુઓમાં મોક્ષ એ પ્રાપ્ત કરવા જેવી વસ્તુ છે પણ તેય સ્ત્રીને પુરુષ વિના ને પુરુષને સ્ત્રી વિના પ્રાપ્ત થવો દુર્લભ છે. નર્મદા નામની બ્રહ્મચારિણી કન્યા સદેહ સ્વર્ગમાં ગઈ જ્યાંથી તેને 'આ સ્થળ પતિવ્રતાઓ માટે છે, તું ભૂમંડળમાં જઈ પતિ ભક્તિ કર ને તેના યોગે અત્રે આવ'' આ વચનોથી દેવોએ પાછી કાઢી હતી. તેને અંધ વર મળ્યો તેની અનન્ય દેવ ભાવે ભક્તિ કરી તેને તારીને પોતે તરી ગઈ છે. શકુન્તલા જો કે ગાંધર્વ લગ્નથી દુષ્યંતને વરી હતી ને પોતાના પતિએ ત્યાગ કર્યો હતો પણ એક જ વેણીથી શ્વેત વસ્ત્ર ધારણ કરી તપ કરતાં સુખની આશા રાખતી હતી. નળે દમયંતીને પણ વિના વાંકે વનમાં મૂકી હતી છતાં પોતાના પતિની જ માળા જપતી હતી. અનેક સંકટોમાં પણ અસલનો સ્ત્રી વર્ગ પતિથી વિમુખ થતો નહીં; પત્ની સિવાય પતિ કોઈ ધાર્મિક કાર્ય કરી શકતો નથી, પણ આપણામાં ગૃહિણીઓ જ ક્યાં છે? અને ગૃહો પણ ક્યાં છે? અંગ્રેજીમાં કહેવત છે કે We have no wives but women; we have no homes but houses એમાં અક્ષરે અક્ષરે સત્ય છે. જ્યાં ઘર કે ગૃહિણી નથી ત્યાં ગૃહ-સંસારનું સુખ ક્યાંથી મળે? વહુ સમજણી થઈ એકાદ-બે આણાં સાસરે ગઈ ને સાસ

સાથે ન બન્યું, કે પોતાના વર સાથે ના બન્યું કે પછી ઘરમાંથી ગમે તેની જોડે ન બન્યું તો આ વાત વધતી વધતી આખરે લખણું કે છૂટાછેડા થવાના. આ લક્ષણોથી કદી ઉચ્ચ સ્થિતિ થાય? સ્ત્રીઓના આત્મા સંતોષ રહી શકે? મનુ ભગવાન કહે છે કે ''यत्र गार्वस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता'' જ્યાં સ્ત્રીઓનું સન્માન હોય છે તે ઘર દેવ મંદિરો સમાન હોય છે.

જ્યાં નરનારીમાં કલહ થતો હશે ત્યાં સુખ હોય જ નહિ. આ બધો પ્રતાપ યોગ્ય કેળવણીની ખામીનો છે. માબાપ જ એવા મલિન વિચારો ને કૃત્યો કરે ત્યાં બાળકો ઘેરથી જ એવું જ્ઞાન મેળવે છે. બાળક ૭ વર્ષ સુધી માતા પાસેથી શિક્ષા લે છે, તે તેટલા સમયમાં તેની આખી ઉંમર સુધીના સંસ્કાર પડી રહે છે. સ્ત્રીઓને યોગ્ય કેળવણીના અભાવે બાળલગ્નનો રિવાજ ઘર કરીને ઘૂસી ગયો છે, જેના પરિણામે છૂટાછેડા થાય છે. માટે બાળલગ્ન બંધ કરી યોગ્ય ઉંમર સુધી ભણાવીગણાવી પછી પરણાવવા જોઈએ. પછી જ્ઞાન પામી તેઓ પોતે જ સુખના રસ્તા શોધી લેશે.

બાદ **આ ઠરાવને બાવળાવાળા પા. પુરુષોત્તમદાસ લલ્લુભાઈએ અનુમોદન આપ્યું ને જણાવ્યું કે** - છેડાછૂટકાએ તો કેર વરતાવ્યો છે. કેટલાક કહેવાતા કુલીનો સ્ત્રીઓના નાના દોષને મોટા ગણી પૈસા લેવાને ખાતર હેરાન હેરાન કરે છે પૈસા લઈ છૂટકા આપે છે. એમ કેટલાક તો એક, બે, ત્રણ ને ચાર ચાર સુધી છૂટકા આપે છે ને તેના પૈસા લઈ જાણે ગુજરાન ચલાવતા ન હોય તેવો કસબ કરે છે. આપણા એક ઢોરને વેચતાં જેટલો વિચાર થાય છે તેટલો વિચાર પોતાની સ્ત્રીને છાંડતાં કરતા નથી. **તે બિચારીઓ એવા ધન લાલચુઓનાં પાને પડી અનેક વાંધા સાંધામાં ધક્કા ખાઈ ઓટલે બેસી રહે છે, હાડકાં ભંગાય છે, રખડે છે, ને ભૂખી ભૂખી અનેક દુઃખ વેઠીને પણ પોતાના એ ઘરને વરની અભિલાષાએ ત્યાંને ત્યાં ટળવળે છે પરંતુ અવિચારે આરોપો સુધ્ધાંત મુકાય છે ને પછી ખાનદાન બાળાઓ અકળાય છે, મૂંઝાય છે ને આત્મહત્યા કરવા પ્રેરાય છે. કોઈ ટાંકામાં પડે છે તો કોઈ હઠીભાઈની વાડીના કૂવે પડે છે તો કોઈ ઝેર ખાઈ મરે છે.** આવી અણી પર વાત સાંભળતાં જ લાડકોડથી પુત્રીઓને ઉછેરનાર માબાપ કસાઈવાડેથી ગાય છોડાવવા તેવા પાપી પિશાચોને પૈસા અને અનેક શ્રાપો આપી છોડાવી લઈ જાય છે. છંડામણીના પણ ૫૦૦-૭૦૦ કે ઓછાવત્તા પડે છે. જ્યાં સુધી આવી અનાથ બાળાઓ પર આમ નિરંકુશિતપણે જુલમ થાય છે ને તે નિર્દોષ બાળાઓનાં અશ્રુ પડી આપણાં ઘર ગોઝારાં થાય છે ત્યાં સુધી સુબુદ્ધિ નથી ને ઉન્નતિ થતી નથી. ગામડાનાં ભોળા અજ્ઞાનને કેળવણી લીધા વિનાના પાટીદારો આવા ચિનાઈ શાહુકારોને ફૂલવાનો મોટાં મોટાં ઘરવાળા, મીઠું મીઠાં બોલનારાને કોટપાટલૂન

પહેરેલાં જુએ ને વાતો કરે એટલે પતંગિયાની પેઠે પડે ને પાછળથી હલકી કોમો પણ કરતાં લાજે તેવી રીતે છૂટકા આપે તેમને કોણ કહે? ને કહે તો કહેશે "અમારામાં તેવો રિવાજ છે" કેટલાક તો જાણે લેતી ને છોડતી બંને વેળા પૈસા પડાવી ધંધો ના માંડ્યો હોય તેવું કરે છે. આવા અધમ તરફ જ્યાં સુધી ધિક્કારની લાગણીથી જોઈ તેમને હલકા પાડવા પ્રયત્ન થશે નહિ, ત્યાં સુધી આંખ ઊઘડતી નથી. આ રિવાજથી સદાચાર વાત અનેક સ્ત્રીઓ પતીત દશાને પામે છે.

આપ સહુ તેમનાં દુઃખનો વિચાર કરો, ને તેમને હાડકાં ખોખરાં થતાં ને આંસુ પાડતાં છોડવો. પુરુષો માટે આટલા બધા પ્રવાસ થાય છે ને આ નિરાધાર અબળાઓ માટે કાંઈ નહિ કરો તો પુરુષો તરીકે તમે પક્ષપાતી ગણાશો. ભાઈઓ! તમે બાળલગ્નને તોડી નાંખવા સમર્થ છો તો આ રિવાજને અટકાવવાને તેવા ખોટાં કામ કરનારા થોડા હરામખોરો હોય તેમને ડાહ્યા ન કરી શકીએ તો આપણાથી શું થવાનું હતું? આપ ધારતા હશો કે બાળલગ્ન બંધ થશે એટલે આ રિવાજ આપો આપ અટકી જશે પણ જે હરામ વૃત્તિવાળા છૂટાછેડાવાળા પૈસા લેવા પેંધ્યા છે તેમને કાંઈ સુધારી શકશો નહિ. તેઓને કુળનું મોટું અભિમાન હોય છે, ને તેવા જ બાળલગ્ન બંધ કરતી વેળા સામા પડે છે, કારણ કે બાળલગ્નથી ઘણી ભાંગફોડ થાય છે, ને છૂટકાં દેતાં ને કન્યા લેતાં બે વખતે નાણાં મળે છે, તે તેમણે માનેલો હલકો સ્વાર્થ છે. તેમના વડીલોનાં કેવાં ઉત્તમ કાર્યોથી કુળવાનપણું પ્રાપ્ત થયું હશે! આપણે ગામડાના માણસોને જલદીથી સુધારી શકીશું પણ આવા અર્ધદગ્ધને સ્વાર્થી કુલાભિમાનીઓને ડાહ્યા કરવા છે તે બહુ મુશ્કેલ છે. કાઠિયાવાડ ને ઝાલાવાડમાં કન્યાનાં માબાપ મોં માગ્યા પૈસા લે છે ને છંડાવતાં વરવાળાને દે છે. છંડામણીમાં પણ ૧૨૦૦-૧૫૦૦ આપવા પડે છે ને ઠામ બેસારતાં બીજા ઘરવાળો ૧૫૦૦-૨૦૦૦ સુધી આપે છે એટલે જાણે ઢોર વેચી નફો લેવામાં આવતો હોય તેમ થાય છે. આ બાબત ઝાલાવાડમાં પણ ખાસ વિચાર કરી આગેવાનોએ બંદોબસ્ત કરવો જોઈએ. કહેલ વિનતિ પર ધ્યાન આપશો તેવી આશા રાખી બેસી જવા રજા લઉં છું.

આ ઠરાવને **ભીમગઢવાળા પા. છગન કલ્યાણભાઈએ અનુમોદન આપતાં જણાવ્યું કે,** ખાખરિયા પંથક, વઢિયાર અડતાળીસ, તાલુકે પાટડી, બજાણા, લખતર, મૂળી, વઢવાણ, લીંબડી, ધ્રાંગધ્રા એ આઠ તાલુકાવાળાએ આ ઠરાવ ખાસ ધ્યાનમાં લેવાનો છે. આપણા આ આઠ ભાગમાં તો ૨૦૦૦ લેવાય છે. એથી ઠરાવ કરો કે લખણાં ખરાં કારણસરજ, સ્ત્રીને પુરુષ પાળી શકે તેવો ન હોય, લૂલો, આંધળો, પાંગળો હોય તો જ લખણું થાય. બે વેવાઈ કે વેવાણો વઢવાથી રાંટ પડીને કે કાં તો વર

વહુમાં એક ઓછુંવત્તું હોંશિયાર કે ગરીબ હોય તો લખણાં કરે છે. જેને ફાવતું હોય તે વધુ પૈસા દે છે ને વધુ લે છે પણ આ જુલમ છે, તો સર્વે જ્ઞાતિ ભાઈઓએ મગજમાં ઉતારી બંદોબસ્ત કરવો જોઈએ. એવી હાથ જોડી નમ્રતાથી વિનંતી કરું છું ને માફી માગું છું.

આ ઠરાવને છેલ્લે **અમદાવાદવાળા રા. નગીનદાસે અનુમોદન** આપ્યું અને કેટલુંક વિવેચન કર્યું જે વિસ્તારપૂર્વક કડવા વિજયના અંકમાં આવશે.

બાદ આ ઠરાવને મે. પ્રમુખ સાહેબે સર્વાનુમતે પસાર થયેલો જાહેર કર્યો અને અડધો કલાક આરામ માટે સહુ ભાઈઓને ટાઈમ મળ્યો.

સમય પૂરો થતાં પાછું કામ શરૂ કરવામાં આવ્યું. પ્રથમ સત્યનારાયણ પ્રિ. પ્રેસ અમદાવાદના માલિક પા. મોતીલાલ કાળીદાસે પોતાના કમ્પોઝિટર્સ સાથે સ્તુતિમાં શ્રી સત્યનારાયણની આરતી ગાઈ અને પછી કામ ચાલું થયું હતું.

**ઠરાવ ૭મો**

"કન્યાવિક્રયના પાપયુક્ત અને શસ્ત્રવિરુદ્ધ પ્રચારથી આપણો ગૃહસંસાર તદ્દન શોચનીય સ્થિતિએ પહોંચેલ છે તેથી તેને નાબૂદ કરવા આ સમાજ દરેક બન્ધુને આગ્રહપૂર્વક ભલામણ કરે છે."

આ ઠરાવને **ઉપલેટાવાળા ગોકળદાસ કહાનજીભાઈએ અનુમોદન** આપતાં નીચે મુજબ ભાષણ કર્યું.

કન્યાવિક્રય એટલે કન્યાનું વેચાણ, ગુજરાત કરતાં કાઠિયાવાડમાં તે બહુ ચાલે છે. આ જ દશ વર્ષથી તો ઢોરની પેઠે કન્યાઓનું જાહેર લિલામ થાય છે. તે વેળા આંધળા લૂલા કે ઘર વરની કાંઈ પરવા કર્યા વિના સૂકોમળ બાળાઓને આપી દે છે. આપણે દીકરા-દીકરી વચ્ચે કેટલો ભેદ રાખીએ છીએ? સુવાવડમાં જો દીકરો જન્મ્યો હોય તો દશ શેરથી જનેતાને ખવરાવો ને દીકરી આવી હોય તો ત્રણ-ચાર શેર બસ છે. દીકરો માંદો પડે તો વૈદ ડૉક્ટરોનો દરોદો પડે છે અને દીકરી માંદી થાય તો તેને રામનું રખોપું દો છો. દીકરા માટે વહુ શોધતાં સારી ભણેલી શોધો છો ને, કન્યાને દમડાથી વેચો છો. શાસ્ત્રો કહે છે કે જે પુરુષ કન્યાને વેચે છે તે તેનું કાળજું ખાય છે, માતા મસ્તક ખાય છે ને સગાંવ્હાલાં લોહી પીએ છે. આવું પાપ છે અને કન્યાઓ બેદરકારીથી ઊછરતી નથી ને ખોટ પડે છે. વળી સહુએ દેવ પાસે દીકરા માગે છે! પછી કન્યાની ખોટ જ પડેને? પણ પ્રભુ જાણે છે કે દીકરા વાસ્તે કન્યાઓની પણ જરૂર છે. **વૃદ્ધાવસ્થામાં દીકરા કરતાં દીકરી વધારે ચાકરી કરે છે; છતાં તે અનાથ ગાયોને ભરબજારમાં વેચવામાં આવે છે ને દામ લેવાય છે,** પણ અંતે -

***લે દીકરીના દામ ડામ રહેવાનો તેને, દુઃખ તજીને સુખ કહોજી મળિયું કેને;***
***રક્ત લક્ષ્મી છે એ જ તેજ ઘરમાં ના વ્યાપે, કરે કુળનો નાશ પાપિણી બુદ્ધિ થાપે.***

ભાઈઓ! કન્યાવિક્રયનો પૈસો લેતા આપણે બંધ થઈશું ત્યારે જ બુદ્ધિ પવિત્ર થતાં આપણે સુખી થઈશું. એવા નીચ પૈસા શાસ્ત્રાજ્ઞા મુજબ દશ વર્ષે બીજા પણ ધનને લઈને ચાલ્યા જશે. દીકરીનો પૈસો થોડો લે તોપણ રૌરૌ નર્કમાં પડાય છે તે પાપથી ગંગાજી પણ પવિત્ર કરી શકતાં નથી. ભગવાન શંકર કહે છે કે હું તપોબળથી બધાં પાપ ભસ્મ કરી નાંખું, પણ કન્યાવિક્રયનું પાપ ધોવાતું નથી. આખી દુનિયામાં બે અબજ ને સાઠ કરોડ મનુષ્યો પૈસા લેતા નથી તે મરી ગયા નહિ ને આપણે નહિ લઈએ તો શું પાયમાલ થઈ જવાના હતા? એક ચંડાલણી ખોપરીમાં માંસ રાંધતી હતી તે કન્યાનાં દામ લઈ આવતા એક બ્રાહ્મણ વટેમાર્ગુને જોઈ પૂંઠ ફેરવી ઊભી. બ્રાહ્મણે પૂછ્યું અરે તું શું કરે છે? શું બ્રાહ્મણની નજર પડવાથી તારું રસોડું અભડાય છે? તેને જવાબ મળ્યો કે, ''હું તો પારકા માંસનો ઉપયોગ કરું છું પણ જે માણસો પોતાની દીકરીના માંસને વેચનાર છે તે મહા પાપીઓથી અભડાઉં છું.'' બ્રાહ્મણ શરમનો માર્યો બોલ્યા વિના પાછો ફર્યો ને પુત્રીના બદલે લીધેલ ધન જમાઈને પાછું આપી કન્યા પરણાવી. કન્યાનું વેચાણ કરવાની જગાએ તેનું દાન કરવાથી મહા પુણ્ય થાય છે, એક કઠિયારાએ નિરાધાર કન્યાને ઉછેરી દાન કર્યું તે સગર રાજા થયો. રાજાએ સાઠ હજાર દાન કરવા તપ કરી કન્યાઓ માગી. દેવો ડર્યા કે એનું પુણ્ય વધી જશે ને ઇંદ્રાસન લઈ લેશે તેથી પુત્રીના બદલે પુત્રનું વરદાન આપ્યું એવું કન્યાદાનનું પુણ્ય છે. પાપના ધનની ઘોડાગાડી કરતાં ગુડા(પગ) ગાડી લાખ દરજ્જે સારી છે, માટે કન્યાવિક્રયને બંધ કરવા પ્રતિજ્ઞા લ્યો.

આ ઉપરથી કાઠિયાવાડ, ઝાલાવાડના કેટલાક પટેલોએ પ્રતિજ્ઞા લીધી તેમનાં પવિત્ર નામો નીચે મુજબ છે.

| | | | |
|---|---|---|---|
| પા. શિવલાલ પીતાંબરદાસ | ટીકર(ધ્રાંગધ્રા) | પા. બેચરભાઈ અદેકરણદાસ | ધાનજ |
| પા. નાથાલાલ છગનલાલ | શેરથા (કલોલ) | પા. ઉમેદભાઈ લાલદાસ | વામજ (કડી) |
| પા. રામલાલ ભાઈજીભાઈ | ,, ,, | પા. રામદાસ હરગોવિંદદાસ | ,, ,, |
| પા. વેણીદાસ બાળચંદ | ,, ,, | પા. પરાણભાઈ હેમદાસ | ,, ,, |
| પા. માધવલાલ ત્રિકમદાસ | ,, ,, | પા. શિવદાસ રામદાસ | ,, ,, |
| પા. ધુળાભાઈ ઉમેદદાસ | ,, ,, | પા. ઝીણાભાઈ જેઠીદાસ | ,, ,, |
| પા. રણછોડભાઈ મનોરદાસ | ,, ,, | પા. ઈશ્વરદાસ માધવજી | ,, ,, |
| પા. સાંકળદાસ અભેચંદ | ,, ,, | પા. ગંગારામ મુનદાસ | ,, ,, |
| પા. ભગવાનદાસ ઘેલજી | ,, ,, | પા. લલુભાઈ જીવીદાસ | ,, ,, |
| પા. હરગોવિંદ પ્રાણદાસ | ,, ,, | પા. સોમનાથ જેસિંગદાસ | ,, ,, |
| પા. ધરમદાસ ઓતમદાસ | સૂરજ ,, | પા. અંબાલાલ માધવદાસ | ,, ,, |

| | | | |
|---|---|---|---|
| પા. જીજીભાઈ ભગવાનદાસમારગિયા | વાસણા | પા. નારણદાસ રણછોડદાસ | ,, ,, |
| પા. ધનાભાઈ હરીભાઈ | ,, ,, | પા. નારણભાઈ લલ્લુભાઈ | કોન્તીઆ |
| પા. છગનલાલ ચેલદાસ | ,, ,, | પા. તરભોવનદાસ હરગોવિંદદાસ | કોન્તીઆ |
| પા. અંબાલાલ મોહનલાલ | વાસણા | પા. નારણ રતનજી | મોરબી |
| પા. છગનલાલ નરોત્તમદાસ | અમદાવાદ | પા. ગણેશ મીઠા | સાલડી |
| પા. સોમનાથ મોતીરામ | નારણપુરા | પા. છગન જીવણ | અંકેવાળિયા |
| પા. ધનશા જેકણદાસ | આદ્રજ (કડી) | પા. ભવા જીવણ | ,, |
| પા. માધવજી રણછોડદાસ | ,, ,, | પા. ખોડા દેવજી | ,, |
| પા. પરભુદાસ ગણેશદાસ | ,, ,, | પા. ઉકા દલા | ,, |
| પા. ગિરધરદાસ ઓતમદાસ | ,, ,, | પા. નરસી ધનજી | ,, |
| પા. જોતીરામ | ,, ,, | પા. ખીમા નથુ | ,, |
| પા. છગનલાલ પરભુદાસ | ,, ,, | પા. દુદા અંબારામ | ,, |
| પા. રણછોડદાસ અમીચંદ | ,, ,, | પા. જીવરાજ નાનજી | |
| પા. બેચરદાસ લાલદાસ | ,, ,, | પા. માધુ ધના | દેવળિયા |
| પા. કરસનદાસ હીરદાસ | ,, ,, | પા. લવજી કરમશી | ,, |
| પા. માધવજી તળસીદાસ | ,, ,, | પા. રાઘવજી હીરા | ,, |
| પા. આત્મારામ કેવળદાસ | ,, ,, | પા. ગંગારામ દેવદાસ | ,, |
| પા. કાળીદાસ ભગવાનદાસ | ,, ,, | પા. કચરા દેવદાસ | જૂનાદેવળિઆ |
| પા. બોઘાભાઈ નારણદાસ | ,, ,, | પા. ગંગારામ દેવદાસ | ,, |
| પા. હીરાભાઈ નાગરદાસ | ,, ,, | પા. અવચળ રામજી | ,, |
| પા. ભુદરદાસ જીવીદાસ | ,, ,, | પા. ભાવા કુંવરા, | બાપજીનું ગામ |
| પા. પરભુદાસ ઓતમદાસ | ,, ,, | પા. ઉકા પમા, | ભદેસી |
| પા. ગિરધરદાસ ઓતમદાસ | ,, ,, | પા. ખીમજી નથુ | રાપર |
| પા. ખુશાલદાસ જેકણદાસ | ,, ,, | પા. જશા કાળા, | થળા |
| પા. કુબેરદાસ મોહનલાલ | ,, ,, | પા. કાના હરી, | બાસાહેબગઢ |
| પા. માધવજી ત્રિભોવનદાસ | ,, ,, | પા. વાલા વશરામ, | પ્રતાપપુર |
| પા. રણછોડદાસ કાળીદાસ | ,, ,, | પા. રવજી નારણ, | ગનાની બરાળ |
| પા. નાથાલાલ રણછોડદાસ | ,, ,, | પા. પા. કલ્યાણ વસ્તા | બાવળી |
| પા. હરગોવિંદદાસ જીવીદાસ | ,, ,, | પા. કુબેરડુંગર, | નાનું અંકવાળિયું |
| પા. બહેચરદાસ કુબેરદાસ | ,, ,, | પા. ગોરધન ભવાન, | ધોળી |
| પા. ચતુરભાઈ હરીભાઈ | મુ. થોળ ,, | પા. પુરુષોત્તમ ગણેશ, | મોરબી |
| પા. અંબારામ ઇચ્છાભાઈ | ,, ,, | પા. તળસી જીવરાજ, | દુદાપુર |
| પા. દયારામ જેઠીદાસ | ,, ,, | પા. ડાલા પુરુષોત્તમ, | ઢવાણા |
| પા. ઈશ્વરલાલ મોહનલાલ | ,, ,, | પા. ભગવાન રઘુનાથ | બાવળી |
| પા. જોઈતારામ વિઠ્ઠલદાસ | ,, ,, | પા. પુરુષોત્તમ જેઠા, | જસાપુર |
| પા. જીવરાજ વાલા, | જાળીદર | પા. જસા કાળા, | થળા |

| | | | |
|---|---|---|---|
| પા. મનજી જીવરાજ, | ઢવાણા | પા. ઉકા કુંવરજી, | જીવાપર |
| પા. હીરજી પુરુષોત્તમ, | જસમતપુર | પા. નાનજીવાલા, | માલવણ |
| પા. જસમત જેઠા, | ખરેડા | પા. લાલજી ભૂરા | ,, |
| પા. કલ્યાણ હરખા, | જસાપુર | પા. વશરામ ભગવાન, | ચરાડવા |
| પા. કાળુ જેરામ, | બાવળી | પા. પુરુષોત્તમ કલ્યાણજી | ,, |
| પા. પુરુષોત્તમ નારણ, | પ્રતાપગઢ | પા. ઝીણા ધના, | પ્રતાપગઢ |
| પા. શવજી જીવા | ચાદરણું | પા. મીઠા જીવરાજ | રણમલપુર |
| પા. અરજણ માવા, | ખરેડા | પા. પ્રેમજી શામજી, | બેલા |
| પા. મૂળજી કવા, | બેલા | પા. વિઠ્ઠલ પમા, | બાપજીનું ગામ |
| પા. ડુંગર વાલા, | સજનપુર | પા. છગન ગોપાલ, | દુદાપુર |
| પા. તેજા અમાઈ, | જાળીદર | | |

આ પ્રમાણે પ્રતિજ્ઞાઓ થયા પછી જણાવ્યું કે, બન્ધુઓ! શ્રી ઉમાદેવીના (સમાજના) આ વિશાળ મંડપમાં તમે લીધેલી પ્રતિજ્ઞા સંપૂર્ણ રીતે પાળશો તેવી આશા રાખું છું અને પ્રભુ પાસે પ્રાર્થના કરું છું કે આવું ઉત્તમ આચરણ રાખનાર તમો સંપત્તિવાન તથા દીર્ઘાયુષી થાઓ (તાળીઓ) અને ને. ના. ધ્રાંગધ્રા રાજ સાહેબને આ પુણ્ય કાર્યનો હિસ્સો પ્રાપ્ત થાઓ. એટલું બોલી બેસી જવાની રજા લઉં છું.

બાદ **દેત્રોજવાળા મિ. મોહનલાલે ગુજરાત** તરફના બન્ધુઓને પણ છેડાછૂટકા તથા વરવિક્રય માટે પ્રતિજ્ઞાઓ લેવા આગ્રહ કર્યો હતો. મિ. સ્વામીનારાયણે પણ સમયોચિત થોડુંક વિવેચન કર્યું હતું. બાદ મે. પ્રમુખ, સાહેબે આ સાતમો ઠરાવ પસાર થયેલો જાહેર કર્યો.''

## ઠરાવ ૮મો

''મરણ પાછળનાં જમણો શાસ્ત્ર વિરુદ્ધ, અયુક્ત, અતિ ખર્ચાળ અને દુર્દશાએ પહોંચાડનાર હોવાથી તેને નાબૂદ કરવા આ માટ સઘળા જ્ઞાતિબન્ધુઓને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.''

આ ઠરાવને વિરમગામવાળા **સેક્રેટરી મિ. પુરુષોત્તમદાસ લલ્લુભાઈએ** રજૂ કર્યો અને નીચે મુજબ વિવેચન કર્યું.

જે વિષયનો હું ઠરાવ રજૂ કરું છું. તે બાબતમાં હું આપના હૃદયો પર કેટલી અસર કરી શકીશ તે માટે હું શંકાશીલ છું. ગઈ રાતે આપણા વિદ્વાન આખ્યાનકાર દેસાઈ અમરસિંહે ''પ્રેત ભોજનના આખ્યાન'' થી જે સર કરી છે તે ઉપર વિશેષ વિવેચન કરવા મારી વાણી અશક્ત છે, તો પણ આપને ગઈ રાત્રે થયેલ અસરને નિભાવી રાખશો તેવી પ્રાર્થના છે. આવાં જમણને કાંધીઆ કહે છે, મરનારને સ્મશાનભૂમિ સુધી ઉપાડી જનારા માણસો પ્રત્યે મરનાર ૠણી થાય છે, તે ૠણમાંથી

મુક્ત કરવા તેને કાંધે ઉઠાવી જનારા કાંધીયાને ભોજનાદિથી તૃપ્ત કરવામાં આવતા. તેમાંથી કાંધીયાના જમણના દિવસે પોતાનું કુટુંબ તથા ગામમાં રહેતી દીકરીઓ, ભાણેજો પણ હોય. પછી ઉદારતાથી કરે તો દુરનાં સગાં પણ હોય. ત્યાર પછી સ્નેહીઓ ત્યાં બેસતા હોય તેમના સંતાનો હોય. કદી મરનાર વૃદ્ધ હોય તો પોતાના સ્નેહીઓને મોટા વિસ્તારમાં કહેવાનો ધારો પડ્યો અને વધતાં વધતાં આજે આવા અતિ ખર્ચાળ ઉમરભરની કમાઈ તાણી જનારા યા વંશ પરંપરા દેવામાં ડુબાવનાર વરાનો ધારો પડી ગયો. બન્ધુઓ! કાંધીયા અને બહેન ભાણેજ જમતાં ત્યાં સુધી તો એ પ્રથામાં કાંઈક ધાર્મિક તત્ત્વ હતું પણ આજે તો તે ધર્મના બદલે અધર્મને ફેલાવી રહેલ છે. આર્ય હિંદુ ભ્રાતાઓ! ધાર્મિક સિદ્ધિને અર્થે જ જીવન ધારણ કરનારા પ્રાચીન આર્ય બન્ધુઓ! આપણા સઘળા રીતરિવાજો અસલ તો ધાર્મિક સિદ્ધાંત પર ઘડાયા હતા; આજે એ રિવાજોમાં અધર્મ સિવાય અન્ય કાંઈ પણ જણાતું નથી. મરણ પાછળનાં જમણોનું મૂળ પણ શાસ્ત્રીય પદ્ધતિ પર હતું. આજે તે માત્ર વ્યવહારના રૂપમાં આવી ગયું છે. એમાં હવે મરનારનું તો બિચારાનું માત્ર નિમિત્ત જ ગણાય છે. લ્હાણનો ગડદો લેવો ને દેવો એવું છે. જમણ કરનાર કહે છે કે મરનાર બિચારો શું પામી ગયો? તેને પમાડવા જમાડવામાં આવે છે. જમનાર કહે છે કે શું છે, ક્યાં ન્યાલ કરે છે? ખાવું છે ને ખવરાવવું છે. આ તો લ્હાણનો ગડદો છે! અરે ભાઈઓ! જુઓ આ લ્હાણનો ગડદો! ક્યાં રહ્યું હવે પામવા - પમાડવાનું? આ ગડદો મરનારને ક્યાં પહોંચાડવાનો છે? આ તો નહિ પામવાનું કે નહિ પમાડવાનું, થયો વ્યવહાર! મારા જેવા એક ગરીબને ત્યાં શુભ પ્રસંગ આવે એટલે કોઈ ગૃહસ્થ રૂ. ૧૦૦ ચાંલ્લો મોકલે. મેં તે રાખી લીધો. બીજે ત્રીજે એમ ઘણા જણે મોકલ્યા ને તે બધા રાખ્યા. લાગ્યા તો સારા પણ જ્યારે લગ્નગાળો આવે ત્યારે ઘેર ઘેર વ્યવહાર રાખવા જતાં શી વલે થાય? લ્હાણનો રોજ ગડદો કોઈકને શા માટે મારવા જવું કે આપણો વારો આવે ગામ આખું ચડી આવે? ઘરડાં, બુઢ્ઢાં, બૈરા, આદમી છોકરાં સહુ ગડદે ગડદે આપણો શ્વાસ કાઢી નાખે? આ વ્યવહારે પોતાનું ભયંકર રૂપ પ્રકાશી ઘણા અસંખ્યને ઘરબાર વેચાવી પેઢી ઉતાર મજૂરી કરતાં કર્યા છે. આ વ્યવહારે વળી વિશેષ બળ પકડ્યું કે તેથી આબરૂ ગણાવા લાગી, નાના - મોટા ગામે પછી તેનું નામ થવા લાગ્યું અને તેવા ખોટા ડોળ કરી આબરૂ સાચવવા ખાતર બાંધી મૂઠી રાખી ઘરની ખરી સ્થિતિનો ભેદ ખુલ્લો ન પાડવાને સહુની હારમાં દારૂગોળા વિના કરજ કરીને ઊભા રહેવા માંડ્યું. પોતે દેવાદાર બન્યા પછી અન્યને ત્યાં અવસર વેળા કોઈક અજ્ઞાનથી કોઈક જાણીબૂજીને પોતાની સાથે પાયમાલ કરવા કે કોઈ ખાવાની જ લાલચથી ઉશ્કેરીને કરજ પાડીને કરાવવા લાગ્યા ને તેથી થયું ફરજિયાત લ્હેણું, ને ન કરે તેને દેવાવા

લાગ્યું મ્હેણું. આ રિવાજે એટલે સુધી ફરજિયાત રૂપ પકડ્યું કે ગામડામાં એક - બે વિઘા ને ભેંસ પર નિર્વાહ ચલાવતી નોંધારી વિધવા નારીને તેના કુટુંબીઓએ ફરજ પાડી તેના સ્વર્ગસ્થ ભરથાર પાછળ તેની આજીવિકાનાં સાધન જમીન ને ભેંસ વેચાવી જમણ લીધું ને એ જ રીતે ગામડાંમાં હજી લેવાય છે. આવી સ્થિતિમાં શહેરીઓએ બનતો સુધારો સ્વીકાર્યો છે પણ ગામડાંમાં તો એવી રીત ચાલે છે. (તાળીઓ.)

હવે આપણું કર્તવ્ય એ છે કે આ નઠારો રિવાજ અટકાવવો. આને અટકાવતાં તેના હિમાયતીઓ કહે છે કે એવાં જમણો વિના જ્ઞાતિનું બંધારણ તૂટી જશે; પણ આ બહાનું હું સ્વીકારવા સાફ ના પાડું છું. એ વાત તદન પાયા વિનાની છે. કોઈ કુટુંબના એક ગૃહસ્થે વરો કર્યો હોય ને પછી તેવા ગરીબ ભાઈને ત્યાં મા કે બાપ ગુજરી જાય ત્યારે તેનું કુટુંબ, સગાંવ્હાલાં, શહેરનાં દીકરીઓનાં સાસરિયાને ગામડાનાં દીકરાનાં સાસરિયા વેવિશાળ સુધ્ધાં કાન ચડાવી બેસે છે, ને ગૃહસ્થનાં સગાં પેલા ગરીબનાં સગાંને કરડાકી કરી કરી પૂછે છે કે અમારા વેવાઈનો વરો થયો હતો. - ચુંવાળી થઈ હતી યા સરવણી થઈ હતી તેમ તમારે તમારા વેવાઈના કારજમાં જવાનું થાય તો પહેલેથી ખબર આપજો. અરે, પાણી ભરતાં કૂવા-તળાવે સ્ત્રીઓ મ્હેણાં મારે છે. આવાં સગાં આ રીતે મરનારના વંશજોને પત્રો લખી યા જાતે આવી દબાણ કરે છે, ભાઈઓ આગ્રહ કરી રહ્યા છે, આગેવાનો પણ ગાલ ભરી ભરી વિધ વિધ વાતો કરતા હોય છે ને ભૂવાઓ ધૂણનારના ફરતા બેસી ડાકલાં વગાડે તેવો આગેવાનો વેશ લાવે છે, ઘરધણી નબલા મનનો થઈ જાય છે. તે વેળા તો સગાં સો સો ગાંઠના ધીરે છે. ''લે મળે ત્યારે આપજે'' પછી દહાડા જતાં માધાની દશા જેવી દશા કરી પૈસા વસૂલ કરે છે. આ પ્રથા અટકાવવા તમો સહુ તૈયાર છો પણ ભ્રાતાઓ! આપણા સુધારકોમાં પણ ભેદ છે. એક વર્ગ કહે છે. ''જમવા તો જવું પણ જમાડવું નહિ.'' બીજો વર્ગ કહે છે કે ''જવું એ નહિ ને જમાડવું એ નહિ.'' જો ભાઈઓ! તમારું હૃદય મિલાનના પોલાદનું બનેલું હોય યા તમારું હૃદય મજબૂત ઢાલ જેવું હોય તો જ તમે ખાવા જશો ને કરશો નહિ, બંદૂકની ગોળીઓ, તીર, બરછી કે ભાલાના તીક્ષ્ણ પ્રહાર કરતાં પણ અધિક કાતીલ મ્હેણાંનાં વચનોને ધીરજ ધરી સહન કરવા પૂરતું હૃદયબળ હોય તો ભલે તમે જ્ઞાતિની પ્રસાદી લીધે જાવ, પણ યાદ રાખજો કે તે વેળા ધીરજ છૂટી જવાની છે; માટે આ રિવાજને નાબૂદ કરવાનું વ્યવહારિક પગલું એ જ છે કે એવાં ભોજનમાં જેમ બને તેમ ભાગ લેતા અટકવું. છેવટે મોટા માણસોને એક વિનંતી કરી બેસી જવાની ઇચ્છા છે. ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણે સ્વમુખે કહ્યું છે કે, - **यद्यदाचरति श्रेष्ठस्तत्तंदेवेत्तरोजनः** દુનિયા મોટાનાં પગલે ચાલે છે. માટે મોટાઓએ એવાં વર્તન રાખવાં જોઈએ કે જે ગરીબોને ભારે ના પડે. તેમણે પોતાનું

વર્તન અજ્ઞાન જન સમાજ પર શી અસર કરશે તેનો પૂરો વિચાર કરવો ઘટે છે; નહિ તો પોતાના પગલે ચાલી પાયમાલ થતી અજ્ઞાન પ્રજાનો અભિશ્રાપ તેમને લાગે છે. હવે આ રિવાજ બંધ કરવાની કેટલી જરૂર છે તે આપ સમજી ચૂક્યા છો; એટલે મારી તે સંબંધમાં નમ્ર વિનંતી એ છે કે બંધ કરી શકાય ત્યાં બંધ કરો, અંકુશ મૂકી શકાય તો અંકુશ મુકો અને છેવટે દેવું કરીને કરવાની તથા તિથિએ તિથિ જમણ કરવાની રૂઢિ તો આજથી જ અટકાવો. તેમ કરવામાં પ્રભુ તમને પૂરતી રીતે મનોબળ આપે તેવી પ્રાર્થના છે. (તાળીઓ).

આ ઠરાવને દેત્રોજવાળા માસ્તર મોહનલાલે અનુમોદન આપ્યું ને જણાવ્યું કે જો પૈસા ખર્ચી પુણ્ય વહોરવું હોય તો કેળવણી ફંડમાં પૈસા આપો. દેવું કરીને જો કોઈને ન જ કરવા દેવું જોઈએ. તેવી રીતે દેવાદાર થનારાં આખરે વંશ ઉતાર હલકા ધંધામાં ઊતરી જાય છે ને વાસણ માંજવાનો ધંધો કરતા થઈ જાય છે.

આ ઠરાવને બાવળાવાળા રા.પુરુષોત્તમદાસ લલ્લુભાઈએ અનુમોદન આપતાં જણાવ્યું કે નાની વયના મરણ પાછળ તો બિલકુલ ન થવું જોઈએ. જ્યાં રોકક્કળ થતી હોય, લોહી રેડાતું હોય, ત્યાં જમવા બેસવું એ એક પ્રકારનું રાક્ષસી કામ છે.

આ ઠરાવને અમદાવાદવાળા રા. અંબાલાલ મોહનલાલે અનુમોદન આપતાં જણાવ્યું કે આવાં જમણોમાં પૈસો ગુમાવી પછી બીજાં બધાં કામ અટકી પડે છે. ખવરાવવાથી પુણ્ય થતું હોય તો ખાનારને તો પાપ લાગતું હોવું જોઈએ. એવું ખાવા કોણ જાય કે જેથી પુણ્ય જતું રહે ને પાપ લાગે.

આ ઠરાવને **ઉપલેટાવાળા રા. ગોકળદાસે અનુમોદન આપ્યું,** ને જણાવ્યું કે ભાઈઓ! મૂઆ પછી પમાડવા કરતાં જીવતાં પમાડો ને. "જીવતાં માબાપને મારે છે ડંડા ને મૂઆ પછી પહોંચાડે છે ગંગા", જીવતાં પાશેર ઘીનો શીરો ખવરાવે નહિ ને મુવા પછી તેને પમાડવા ઘીની રેલ ચલાવી નાત જમાડી! શું તે પામનાર છે?

આ ઠરાવને છેલ્લે અનુમોદન આપતાં **ગણપતપુરાવાળા રા. બહેચરભાઈએ જણાવ્યું કે** આ પ્રમાણે દર બેઠક વેળા ભાષણ થાય છે. તેમાં વિરમગામમાં સુધારાવાળાઓએ બંધ કરેલ છે. બીજા પણ ઘણા સુધારકો જમવા જતા નથી. અમે અમારા ૨૭ ગામના જથાવાળાએ બંધ કરવા ઠરાવ કર્યો છે જે વાંચી બતાવ્યો હતો. તે ઘણો વ્યવહાર હતો.



છેવટે મે. પ્રમુખ સાહેબે આ આઠમો ઠરાવ પસાર થયેલો જાહેર કર્યો.

**ઠરાવ ૯મો**

"વિદ્યા એ ઉત્તમોત્તમ શક્તિ હોવાથી નામદાર ગાયકવાડ સરકારે પોતાના રાજ્યમાં જેમ પ્રાથમિક કેળવણી મફત અને ફરજિયાત કરી અમારી જ્ઞાતિને ઉન્નતિના

માર્ગ તરફ દોરી છે, તેવી જ રીતે નેક નામદાર ખુદાવિંદ મહારાજા રાજ સાહેબ શ્રી ઘનશ્યામસિંહજી બહાદુરને પોતાના રાજ્યમાં ફરજિયાત કેળવણીનો કાયદો કરવા આ સમાજ નમ્રતાપૂર્વક પ્રાર્થના કરે છે.''

આ ઠરાવ મે. પ્રમુખ સાહેબે રજૂ કર્યો જે સર્વાનુમતે પાસ થયો.

**ઠરાવ ૧૦મો**

''ગુજરાતી ભાષામાં ખેતીવાડીનું ઉચ્ચ જ્ઞાન આપવા કડી પ્રાંતમાં જ્યાં કડવા પાટીદાર ખેડૂતની મુખ્ય વસ્તી છે, ત્યાં એક સ્કૂલ ઉઘાડવા નેક નામદાર મહારાજા શ્રીમંત સર સયાજીરાવ ગાયકવાડને આ સમાજ નમ્રતાપૂર્વક વિનતિ કરે છે.''

આ ઠરાવને શેરથાના પા. માધવલાલ ત્રિકમદાસ; આદ્રજવાળા પા. ધનશા જયકરણદાસ; સાણંદના પા. અંબારામ ઈચ્છાભાઈ; અમરેલીના પા. વીરજી કરસનજી તથા ઉપલેટાવાળા પા. ગોકળદાસે અનુમોદન આપી યથોચિત વિવેચન કર્યું.

**ત્રીજો દિવસ તા. ૨૭-૧૨-'૧૫ સોમવાર.**

**ઠરાવ ૧૧મો**

''વિદ્યા એ ઉત્તમોત્તમ શક્તિ છે તેથી તે પ્રાપ્ત કરવા કરાવવા પોતાનાં પુત્રપુત્રીઓએ બને ત્યાં સુધી કેળવણી આપવા આ સમાજ દરેક બન્ધુને આગ્રહપૂર્વક વિનતિ કરે છે.''

આ ઠરાવને રજૂ કરતાં **રા. જેઠાલાલભાઈ સ્વામીનારાયણે જે વિવેચન કર્યું** તેનો સાર નીચે પ્રમાણે–

કેળવણીની કેટલી જરૂર છે. તે સહુ સમજે છે. કેળવણી એક મોટું સાધન છે ને તેથી માવીતરોએ ખાસ દેવું કરીને પણ છોકરાને ભણાવવા તે તેમની પહેલી ફરજ છે. તેને પરણાવી અને જલદી બાપ બનાવી દાદા થવાની આપણી ફરજ નથી પણ તેને સુધારવા વિદ્યા ભણાવવી જોઈએ, આપણે મરણ પાછળ વરા કરવામાં ઘરબાર મિલકત વેચવાને દેવું કરવા તૈયાર થઈ જઈએ છીએ પણ ભણાવવાને પૈસા ન ખરચતાં ગરીબાઈની બૂમો પાડીએ છીએ. બોર્ડિંગમાં છોકરા દીઠ સાત રૂપિયા લેવાનો ધારો છે તે પણ તેમને ભારે પડે છે ને તેથી જણાય છે કે તમે ભણાવવાનું ખર્ચ કરવા તૈયાર નથી. છોકરાને ન ભણાવનાર માતા શત્રુ છે અને પિતા વેરી છે. એવી દલીલ મુકાય છે કે આપણો વર્ગ ઘણો ગરીબ છે અને તે વાત ખરી પણ છે તો તે માટે મદદ કરવા આપણે તૈયાર થવું જોઈએ. આપણી મોટી જ્ઞાતિમાંથી આ વરસે મેટ્રિકમાં ફક્ત ત્રણ-ચાર જ નામ નજરે પડે છે એ ઘણી દિલગીરીની વાત છે. મેટ્રિકના પરિણામમાં પટેલોનાં મેં બહુ નામ જોયાં ત્યારે મને આનંદાશ્ચર્ય થયું કે ઓહોહો મારા જ્ઞાતિભાઈઓ ખૂબ ભણવા લાગ્યા પણ તપાસતાં જણાયું કે તેમાં ૯૯ ટકા

તો આપણા લેઉવા બન્ધુનાં નામ હતાં. શાસ્ત્ર તો કહે છે કે પહેલાં વિદ્યા ભણો, પછી ધન કમાઓ અને પછી પરણો; પણ આપણે તો પરણી રહ્યા પછી છોકરાને ભણવાનું કહીએ છીએ. બીજી જ્ઞાતિઓમાં છોકરા પરણાવતી વેળા તેમની વિદ્યાનો પ્રથમ વિચાર થાય છે ને તેથી લોકોને ભણાવ્યા વિના ચાલતું નથી. જે છોકરા ભણે તેવા હોય તેમને બનતી દરેક મદદ આપવી જોઈએ અને જે રખડેલ હોય તેને માટે નકામા પૈસા બરબાદ કરવા હું કહેતો નથી. બોર્ડિંગમાં પણ તેવો ઠરાવ કરેલો છે. મદદનું કામ એકથી નથી થતું. સહુએ તેમાં મદદ કરવી જોઈએ. એટલું કહી તાળીઓના અવાજ વચ્ચે પોતે પોતાની બેઠક લીધી હતી.

બાદ **રા. મૂળજીભાઈ જેઠાભાઈએ તેને અનુમોદન** આપતાં જણાવ્યું કે આ ઘણો જ અગત્યનો વિષય છે તેને માટે જેટલું કહીએ તે ઓછું છે. વિદ્યાથી જ માણસપણું પ્રાપ્ત થાય છે. કેળવણી એટલે લખતાંવાંચતાં શીખવું એમ નથી પણ વિદ્યા ભણી પોતાનું ચારિત્ર્ય સુધારવું, નાનાં બચ્ચાંને બાળપણથી જ સારા સંસ્કાર પાડવા. નાની ડાળીઓ જેમ વાળીએ તેમ વળે છે તેમ એ બાળકોને જેવાં કરવા ધારશો તેવાં થશે. આપણી કોમ બીજી કોમો કરતાં વિદ્યામાં ઘણી પછાત છે ને તેથી દરેક વાતે પાછળ પડી ગઈ છે. ૯૫ ટકા અભણ છે. ગુજરાતી પણ પૂરું ભણવામાં બાળલગ્નનાં પરણેતર આડે આવે છે તો અંગ્રેજી વિદ્યા ભણવામાં તો કેટલી અડચણ થાય. ભાવનગરનાં એક ગામમાં કણબીઓએ સેક્યુલેટિંગ લાઈબ્રેરી કાઢી છે અને તેનો આસપાસનાં ગામોમાં પણ લાભ અપાય છે. આ યોજનાનું બીજાં પણ ગામો અનુકરણ કરવાનાં છે. બાળકો માતાના ગર્ભમાં હોય છે ત્યારથી શિક્ષણ લે છે પણ તે કોની પાસેથી? માતાની. આપણી જ્ઞાતિમાં જ્યારે મરદો અભણ છે ત્યારે સ્ત્રીઓની તો વાત જ શી કરવી. જો માતાઓ ભણેલ હોય તો બાળકો ઉપર તેની સારી છાપ પડે છે. માટે સહુએ પુત્રો સાથે પોતાની પુત્રીઓને પણ કેળવવી જોઈએ.

ત્યાર પછી ધ્રાંગધ્રાવાળા **દેસાઈ ચીમનલાલ ભાવસિંહજીએ** તથા અમદાવાદવાળા સ્કૂલ ઇન્સ્પેક્ટર **રા. હરીલાલભાઈએ આ ઠરાવને ટેકો** આપતાં પોતાનાં – ''કેળવણી'' એ વિષય પરના લંબાણ નિબંધો વાંચ્યા હતા જે સ્થળ સંકોચને લીધે અત્રે લીધા નથી. માસિક ''કડવા વિજય'' માં આખા લેવામાં આવશે. તે બેઉ વિદ્વાનબન્ધુના અનુમોદન પછી મે. પ્રમુખ સાહેબે આ ઠારવ સર્વાનુમતે પાસ થયેલો જાહેર કર્યો.



બાદ ને. ના. મહારાજા શ્રી રાજ સાહેબ પધારવાના હોવાથી તેઓશ્રીની બેઠક વગેરેની તૈયારી કરવા અડધો કલાક કામ બંધ રાખવામાં આવ્યું હતું.

બાદ કામની શરૂઆત કરવામાં આવી.

**ઠરાવ ૧૨મો**

"આ સમાજ આપણી કોમમાં ઘર કરી રહેલા વ્યસનોમાંથી બનતાં પ્રયત્ને મુક્ત થવા જ્ઞાતિ બંધુઓને ભલામણ કરે છે."

આ ઠરાવ મે. પ્રમુખ સાહેબે રજૂ કર્યો જે સર્વાનુમતે પાસ થયો હતો.

**ઠરાવ ૧૩મો**

"આ સમાજ મરણ પાછળ રોવા-કૂટવાના શાસ્ત્ર વિરુદ્ધ રિવાજ તરફ અણગમો જાહેર કરી તેને બને તે રીતે ઓછો કરવા દરેક જ્ઞાતિબંધુને ભલામણ કરે છે."

આ ઠરાવ મે. પ્રમુખ સાહેબે રજૂ કર્યો જે સર્વાનુમતે પાસ થયો હતો.

**ઠરાવ ૧૪ મો**

ઓણ સાલની પરીક્ષામાં નીચે મુજબના જ્ઞાતિબન્ધુઓ ઉચ્ચ કેળવણી લઈ પાસ થયા છે તેમને આ સમાજ અભિનંદન આપે છે.

રા. શંભુપ્રસાદ ખોડીદાસ અતલસવાળા બી.એ. એલ.એલ.બી., અમદાવાદ.
રા. અમૃતલાલ હરજીવનદાસ ભાવનગરી એમ.બી.બી.એસ., ભાવનગર.
રા. વિઠલદાસ ખીમજીભાઈ ,, બી.એ.

| | | |
|---|---|---|
| મિ. વ્રજલાલ ગીરધરલાલ | મેટ્રિક | શાહપુર (જૂનાગઢ) |
| મિ. ગોવિંદલાલ ત્રિકમલાલ | ,, | અમદાવાદ |
| મિ. જેઠાલાલ ચુનીલાલ | ,, | ,, |
| મિ. આત્મારામ નારણભાઈ | ,, | ,, |

આ ઠરાવ પણ મે. પ્રમુખ સાહેબે રજૂ કર્યો એટલે સર્વાનુમતે પાસ થયો.

**ઠરાવ ૧૫મો**

"આપણી જ્ઞાતિમાં લગ્નપ્રસંગે કન્યા પક્ષ પાસેથી ફરજિયાત રકમ લેવાના ચાલતા રિવાજ પ્રતિ આ સમાજ તિરસ્કારની નજરથી જુએ છે."

આ ઠરાવ પણ મે. પ્રમુખ સાહેબે રજૂ કર્યો જે સર્વાનુમતે પાસ થયો.

**ઠરાવ ૧૬મો**

"એક સ્ત્રીની હયાતિમાં ખાસ કારણ સિવાય અને સ્ત્રીની ૩૦ વર્ષની વય પહેલાં બીજી સ્ત્રી કરવાના નઠારા રિવાજને આ સમાજ વખોડી કાઢે છે."

આ ઠરાવ પણ મે. પ્રમુખ સાહેબે રજૂ કર્યો જે સર્વાનુમતે પાસ થયો.



**ઠરાવ ૧૭મો**

"ઓણ સાલ લખનૌ ખાતે મળનારી "કૂર્મી" ક્ષત્રિય મહા સભા"ની દશમી બેઠકની આ સમાજ સંપૂર્ણ ફત્તેહ ઇચ્છે છે."

આ ઠરાવ પણ મે. પ્રમુખ સાહેબે રજૂ કર્યો જે સર્વાનુમતે પાસ થયો.

"ખેતીવાડી એ આપણી જ્ઞાતિનો મુખ્ય ધંધો હોવાથી તેનું શાસ્ત્રીય જ્ઞાન સંપાદન કરવા તથા તે ધંધાને ખીલવવા અને ગૌપાલન કરવા આ સમાજ દરેક બન્ધુને આગ્રહપૂર્વક ભલામણ કરે છે."

આ ઠરાવને રજૂ કરતાં ઉપલેટાવાળા કૃષિ ઉપદેશક ગોકળદાસ કહાનજીભાઈ પટેલે નીચે પ્રમાણે ખેતીવાડીની મહત્તા જણાવી.

ભાઈઓ! હું ખેડૂત છું. તેમના ભેગો રહું છું ને તેમનું સાદું જીવન ગુજારું છું. એટલે તેમની દશાની માહિતી કાંઈક મળે છે. મારી સાદી ભાષામાં ગમે તેમ બોલાય તો ક્ષમા માગું છું.

આ વિષય ચાલતો હતો તે દરમ્યાન ને. **ના. મહારાજા શ્રી રાજસાહેબની પધરામણી થઈ, સભા ઊભી થઈ, જયઘોષથી તેઓશ્રીને વધાવ્યા.**

ખેતીવાડી એ આખા દેશની આબાદીનો ધંધો છે ને તેજ ધંધાથી વિશ્વનું પોષણ થાય છે. અસલ આ દેશ સુવર્ણ ભુમિ ગણાતો અને પરદેશીઓ લલચાઈને આવતા હતા. તે ખેતીવાડીની આબાદીને લીધે હતું. તે ભુમિના આજના ખેડૂતોની દશા શી છે? ૧૦૦માં ૯૦ તો દેવામાં ડૂબેલા જ છે. **૧૦૦માં ૪૦ પાસે ખાવાને દાણા નથી. ૧૦૦માં ૨૦ની જમીન ગીરો મુકાઈ છે અને ૧૦૦માં ૯૯ નીરક્ષર - અભણ છે. તેમને પૂરાં કપડાં પણ પહેરવાના નથી. ખાવાને જાર - બાજરીનો રોટલો ને અડદની દાળ છે. અમેરિકાના ખેડૂતો પાસે બંગલા, ગાડીઘોડા વગેરે સાહ્યબી હોય છે,** કારણ કે તેઓ ખેતીનું શાસ્ત્રીય જ્ઞાન મેળવીને ખેતી કરે છે. જ્યારે આવી વિદ્યા આપણા જાણવામાં હતી ત્યારે ઘઉં વીઘે ૬૫ મણ થતા હતા તે હાલ ૧૦ મણ થાય છે. જમીન પાસેથી જે રસકસ લઈએ છીએ તે પાછો ખાતર રૂપે પુરતા જથ્થામાં અપાતો નથી. છોડ ઉગ્યો ને જમીનમાંથી કસ ચૂસ્યો. દાણા થયા. દાણા માણસે ખાઈ પોતાનું પોષણ કર્યું ને ઘાસ ઢોરોને ખાધું પણ ઢોરને મનુષ્યનાં મળમૂત્ર જે બહાર નીકળ્યાં તે પાછાં જમીનને મળવાં જોઈએ તે નથી મળતાં. છાણાં બાળી દેવાય છે. મૂત્રને ગમે ત્યાં ઢળી જવા દેવાય છે ને તેની અંદર રહેલ ખાતરનો અમૂલ્ય ભાગ બેદરકારીથી તેના જ્ઞાન વિના છેવટે વરાળરૂપે ઉકરડામાંથી ઊડી જાય છે ને પછી પ્રાણ વિનાના શરીર જેવું તે ખાતર જમીનમાં તડકે નાંખી રાખે છે. ગેસ બધો ઊડી જાય છે તે શું કસ પૂરે? **ઢોરનાં હાડકાં જેનું અતિ કીમતી ખાતર બને છે તેને આપણાથી અડાય નહિ. લાખો ને કરોડો ટન પરદેશ ગયાં ે દળાઈને ત્યાંની જમીનને ધનવાન કરવામાં વપરાયાં. હાડકાંમાં જમીનનું વીર્ય ફોસ્ફરસ છે. ' .. ામાં ખનીજ તત્ત્વ છે. તે પણ ખાતરનો અતિ મહત્ત્વનો ભાગ છે.** તેનો પણ આપણે ઉપયોગ કરતા નથી ને કરોડો મણ પરદેશ જાય છે. જાપાનની એક જ પેઢીએ ૮

લાખ ટન ખોળ લીધું હતું. આ પ્રમાણે જમીનમાંથી ખેંચેલા રસકસના બદલામાં જે વસ્તુઓ તેને પાછી મળવી જ જોઈએ તે આપણી ગફલત, બેદરકારી ને બેવકૂફાઈથી બહાર ચાલી જાય છે ને આપણી ભૂમિ નિરાશ બને છે. આવા પદાર્થના બદલે પરદેશથી કેટલીક એવી ચીજો ઉપયોગ કર્યા પછી કાંઈ કામ ન આવે ને ઊલટું માણસને અને ઢોરને પણ નુકસાન કરી બેસે છે. આ પ્રમાણે વધારે વર્ષો સુધી રસકસ ચૂસી લઈ જમીનને પાછો બદલારૂપે **ખાતર દ્વારા કસ ન પુરાવાથી જમીનો ઊતરી ગઈ છે ને તેને અજ્ઞાન ખેડૂતો કહે છે કે હવે કળી યુગ આવ્યો છે ને ધરતી માતાએ રસકસ ચોર્યા છે.** પણ ખરું કારણ તો જમીનને પૂરતા જથ્થામાં પોષણ નથી મળતું. તે જ છે. આ પ્રમાણે ચાલ્યાં કરશે તો આખરે જમીન સહરાના રણ જેવી ઉજ્જડ થઈ જશે. હિંદ ઉષ્ણ કટિબંધમાં હોવાથી તેમાં સઘળી વનસ્પતિ પાકે છે. તેમાં મોટા મોટા ધર્મ પ્રચારકો અને યૌદ્ધા ઉત્પન્ન થયા છે. ઉત્તમ પાક થતો હતો પણ જો હવે ખેતીવાડી પર ધ્યાન નહિ આપો તો પાયમાલી થઈ જશે. ખેડૂતોએ પણ ખેડ, ખાતરથી જમીનનો કસ જાળવવા કાળજી રાખવી જોઈએ. જો ખેડૂતને જમીન વાસલ (પડતર) રાખવા કહીએ છીએ તો નુકસાન જવાનું બતાવે છે, પણ તે તેમની ટૂંકી નજરની ભૂલ છે.

વાસલ (પડતર) રાખવાથી ને પહોળા પહોળા ચાસ રાખવાથી ડબલ લાભ થાય છે તેનો મને જાત અનુભવ છે. પાકને છેટે છેટે રાખવાથી હવા સારી મળે છે ને તેમાંથી તે છોડ ખાતરથી પણ વધારે કીમતી હવા ચૂસે છે ને જલદી ઊછરે છે ને પાક વધારે આપે છે. નવી પદ્ધતિથી ગોંડલમાં મગફળી અને બટાટા પુષ્કળ થવા લાગ્યા છે. એક વીઘામાં શેરડી એક હજારની પેદાશ આપે છે. જીરાનો પાક પણ થાય છે. જમીનમાં એકને એક પાક લાગટ લીધે જશો તો જમીનમાંથી તે તત્ત્વ જતું રહેશે; માટે પરસ્પર વિરોધી તત્ત્વો ચૂસનાર પાક વારાફરતી વાવો. ખાતર માટે ખાડા ખોદી છાંયડો કરી તેમાં સંગ્રહ કરવો જોઈએ. છાણનાં છાણાં કરી બાળી નાંખવા ન જોઈએ. એક ઢોરનું છાણ દશ રૂપિયાનું ખાતર આપે છે, પણ ઢોરનું મૂત્ર સહુથી વધુ કીમતી ખાતર છે. **જાપાનના ખેડૂત દૂધ કરતાં મૂતરને વધારે કીંમતી ગણે છે. માણસનાં મળમૂત્ર તથા ઢોરનાં હાડકાં એને આપણે અડતા નથી પણ તે સહુ સર્વોત્તમ ખાતર છે.** હાડકાં લાખો ટન દેશાવર જઈ ચપ્પુના હાથા બુટન વગેરે રૂપે આપણા ઘરમાં તો શું પણ મંદિરમાં દેવપૂજનમાં પેસી જાય છે. કારણ કે જેમ ગંગાજીમાં સ્નાન કરવાથી પાવન થાય છે તેમ તે હાડકાં પણ પતિતપાવનની ટેમ્સ નદીમાં નહાઈને આવે છે. **દેશમાં વરસાદ નથી તેનું કારણ ઝાડી નથી. ને. ના. મહારાજાશ્રીના જન્મ દિવસે એક એક ઝાડ રોપવાની પ્રતિજ્ઞા લ્યો. ફળ મળે ને લાકડાં પણ થશે.**

**પડતર પડી જમીનમાં, જો ઝાડો રોપાય;**
**દ્રવ્ય વધે આ દેશનું, દૂર જાયે દુષ્કાળ.**

ઓજારો સારાં રાખો. બળદો માટે ગાયોનું પાલન કરો; તો જ ઉત્તમ બળદ થશે. હે હિંદમાતા! અમારા દેશમાં ભક્ત દાદાભાઈ, ગોખલે, ગાંધી જેવા નર હજારો ઉત્પન્ન કરો અને ખેડૂતોને આધાર આપનાર આવા ને. ના. શ્રી રાજ સાહેબને દીર્ઘાયુષ્યમાન કરો..... (તાળીઓ.)

બાદ પ્રૉ. સ્વામીનારાયણે પણ લગ્ન વિશે ને ખેતી વિશે પ્રાસંગિક વિવેચન કર્યું. તત્ પશ્ચાત્ મિ. પુરુષોત્તમદાસ સેક્રેટરીએ પણ દર્શાવ્યું કે બાળલગ્ન, કન્યાવિક્રય, લખણાં વગેરે અધમ રિવાજોને તજવા યુવકવર્ગ ઉત્સુક છે. પણ આગેવાનોની વિરુદ્ધતા આડે આવે છે. યુવકવર્ગ મંદ પણ મક્કમ પગલે સત્તા પર દબાણ કરતો જાય છે. તેમના એવા પુરુષાર્થમાં કોઈ સત્તાની સહાયતા આવશ્યક હતી તેને ના. શ્રી રાજસાહેબે પૂરી કરી યુવકવર્ગને સનાથ કરેલ છે. હવે સુધારકો પરમકૃપાળુ પ્રભુ અને તેના ભૂતલપરના પ્રતિનિધિ શ્રી રાજાસાહેબની સહાયતાથી સત્વર આગળ વધશે તેવી ખાતરી છે.

બાદ સાડા ચાર વાગે ને. ના. શ્રી રાજાસાહેબને માનપત્ર આપવાની ક્રિયા શરૂ થઈ અને પ્રમુખ સાહેબે નીચે પ્રમાણે માનપત્ર વાંચ્યું–

**સૌજન્ય સુધાસાગર ધર્મધુરંધર પ્રતાપી રાજર્ષિ શ્રીમાન્ વિદ્વાન્**
**महाराजाधिराज महाराणा श्री घनश्यामसिहजी साहेब बहादुर.**

સ્વ. શ્રી ધ્રાંગધ્રા.

**શ્રીમાન્ મહારાજા સાહેબ!**

અમો શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજ આજના માંગલિક પ્રસંગે આ ભવ્ય અને ગંજાવર સભા મંડપમાં અમાત્ય મંડળ સહ આપ નામદાર સાહેબે પધારી કલ્યાણકારી દર્શન વડે અમારું માન તથા ગૌરવ વધાર્યું છે તેને માટે કૃતકૃત્ય બની પ્રારંભમાં સવિનય અભિનંદન આપીએ છીએ.

**સુકીર્તિ સંપન્ન રાજેન્દ્ર!**

આ રાજ્યની ખેડૂત પ્રજા પ્રતિ આપ નામદાર સાહેબની કૃપા દૃષ્ટિ અને મમતાળુ લાગણીઓ ઇત્યાદિ ઉત્તમ ગુણોથી આકર્ષાઈ કેટલીક મુદત થયાં અમારું સંમેલન પાટનગર ધ્રાંગધ્રામાં કરવાને અમે ઇચ્છતા હતા, દરમિયાન નામદાર **દીવાનજી રાણા શ્રી માનસિંહજી** સાહેબના આબુ તરફના પ્રવાસનો સુભાગ્યે સુયોગ પ્રાપ્ત થતાં આપ નામદાર પ્રત્યેની અમારી ભક્તિભાવની લાગણીઓ સાથે સંમેલન કરવાની અમારી ઇચ્છાઓ તેઓ સાહેબને અભિનંદન પત્ર દ્વારા પ્રકટ કરી હતી; જેનું અલ્પ સમયમાં

શુભ પરિણામ જોવાને અમે આજ ભાગ્યશાળી બન્યા છીએ.

**કૃષિકારોના હિતચિંતક નૃપતિ!**

આપ નામદાર સાહેબે આ દેશમાંથી પ્રાપ્ત કરેલ સદ્‌વિદ્યા અને પાશ્ચાત્ય દેશના લાંબા વખતના પ્રવાસના પરિણામે ઉચ્ચ અને ઉદાત્ત રાજપ્રકરણીય શિક્ષણનો અનુભવ મેળવી ''રાજ્યની કૃષિકાર પ્રજા કામદુધા સમાન ફળ પ્રદાયીની છે.'' એ મહાન સિદ્ધાંતને વિચારમાંથી આચારમાં મૂકી કૃષિકારોને અનેકધા કૃતાર્થ કર્યા છે, જેનાં યથાસ્થિત ગુણગાન ગાવા અમે અસમર્થ હોવા છતાં આપ નામવરની ગુણગ્રાહકતામાં સંપૂર્ણ શ્રદ્ધા રાખી હૃદયમાં ઉપકારની ઊભરાતી સત્ય લાગણીઓ આ પ્રસંગે અનાયાસે વ્યવસ્થિત વા અવ્યવસ્થિત સ્વાભાવિક શબ્દોના સમૂહ રૂપ બહાર નીકળી જાય છે, તેના માટે ક્ષમા યાચી નિવેદન કરીએ છીએ કે -

(૧) આ રાજ્યના કૃષિકારોમાં કાયમી ખેડહકના અભાવે જે શંકા રહેતી હતી તે ટાળી નાંખી તેમને જૂથનો ખેડહક બક્ષી પટા કરી આપવાના અતિ ઉદાર ફરમાનથી તેઓને તેમના ખાતાની જમીનમાં મમત્વ ઉત્પન્ન કરી ઊભય પક્ષનું હિત સાચવ્યું છે તે આપ નામદાર સાહેબની કાર્યદક્ષતા અને અતુલ બુદ્ધિબળનું સંપૂર્ણ ભાન કરાવે છે; **તદુપરાંત ખેડૂતોને તેમના કબજાની જમીન ઉપરનાં વૃક્ષોની માલિકી આપી, વેઠની મુશ્કેલીમાંથી મુક્ત કરી, નિઃસંતાન વિધવાઓ પાસેથી, તેના ખાવીંદના ખાતાની જમીન બીજાને આપવાનું ધોરણ અટકાવીને અનાથ વિધવાઓને સનાથ બનાવી સમસ્ત ખેડૂત વર્ગને સંપૂર્ણ સધિઆરો આપ્યો છે,** તથા–

(૨) જે કરજદાર ખેડૂતો પ્રતિદિન ક્ષયના વ્યાધિ સમાન દેણામાં દુર્બળ થતા હતા, તેમના પર દયા લાવી વ્યાજના ચડતા રામ ઉતારી, આરામ આપવા ટૂંકી રકમોના હપતા કરી આપી, ધન્વંતરી સમાન ઉપકારી બની તેમને વ્યાધિ મુક્ત કર્યા છે; અને પોતાનો ધંધો ચલાવવા તેમનામાં નવીન જુસ્સો પ્રેર્યો છે, એટલું જ નહીં પણ ખેડૂતોને વધારે અનુકૂળ થઈ પડે તેવા નિયમો યોજી **એગ્રીકલ્ચરલ બેંકને સારા પાયા પર મૂકી વણિક કોમના વધુ પડતા વ્યાજ અને કઢારામાંથી મુક્ત કરી નામના વ્યાજે જરૂરી પ્રસંગે નાણાં મળી શકે તેવી સઘળી સગવડો કરી આપી છે.** વળી–



(૩) નિષ્ફળ નિવડેલ ચોમાસાવાળાં વર્ષોના ભયંકર ત્રાસમાંથી ખેડૂતોને બચાવી આફત મુક્ત કરવાને સં. ૧૯૬૮નો સાલમાં રાજ્યનાં જુદાં જુદાં ગામોએ પાણીના સંખ્યાબંધ કૂવાઓ કરાવી આપી, તેમજ ચાલુ સાલમાં પણ વર્ષ નિષ્ફળ થતાં તે જ પ્રમાણે બીજા ઘણા નવા કૂવા વધારી ખેડૂત તથા તેનાં

ઢોરાંઓને માટે હંમેશની મુશ્કેલી રફેદફે કરી રાજ્યને ઊપજ આપનારી સમૃદ્ધિ વધારી છે, અને ખેતીના ધંધામાં પાણીની અનુકૂળતા એ મુખ્ય અંગ હોવાથી વ્યાજના યોગ્ય બદલાની ઉપેક્ષા કરી મોટી રકમ રોકી, ટીકર ગામમાં અજમાયશી "શ્રી ઘનશ્યામસિંહજી ઇરિગેશન વર્ક્સ" આપ નામદારે કરેલ છેઃ જેના પ્રભાવે રણના કાંઠે આવેલી એ ભૂમિમાં બનેલી લીલીછમ વાડીઓ પ્રેક્ષકને નંદનવનનું ભાન કરાવી અતિ આનંદ આપે છે. વધારામાં એ સિવાય રાજ્યમાં જ્યાં જ્યાં આવો પાણીનો ન્યૂન જથ્થો જણાયો છે ત્યાં ત્યાં પાતાળ કૂવાઓ કરી આપવાના પ્રશંસનીય ઇરાદાથી હાલ અજમાયશી બોરિંગનું કામ પણ ચાલુ કરી દીધું છે. એ પાર્માર્થિક કાર્યમાં આપ નામવર સાહેબને જગન્નિયંતા જ્યવંત બનાવો એવી અમારી પ્રાર્થના છે.

આ પ્રમાણે અમારા ઉપર બતાવવામાં આવતી મહેરબાનીથી અન્ય પ્રજાને અપૂર્ણ વિચારે અમારા તરફના આપ સાહેબના પક્ષપાતની પ્રતીતિ થાય, પરંતુ અર્થશાસ્ત્રના સિદ્ધાંત મુજબ દેશની દોલત વધારનાર કૃષિકારરૂપ જઠર અંગ પોષણ પામતાં, અન્ય પ્રજાવર્ગરૂપ દેશનાં સમસ્ત ઉપાંગ પોષાય છે એ નિર્વિવાદ છે. છતાં સામાન્ય પ્રજા હિત માટે પણ આપ નામદાર સાહેબે કાંઈ ન્યુનતા રાખી નથી.

પાયતખ્ત ધ્રાંગધ્રામાં ફીમેલ હોસ્પિટલ તથા મહાલદીઠ દવાખાનાં સ્થાપવામાં આવ્યાં છે. રાજ્યની ગુજરાતી શાળાઓમાં પણ સારો વધારો કરી ભિન્ન ભિન્ન પ્રકારની છાત્ર વૃત્તિઓ સ્થાપવા ઉપરાંત ધર્મની દરેક સંસ્થાનાં અટકેલા શાસનો ચાલુ કરીને તથા વધારીને, બનાવોને અનાથાશ્રમ બંધાવી આપી ધર્મધુરંધરપણાનું વિશેષણ સાર્થક કરી બતાવ્યું છે; વળી વ્યાપાર વૃદ્ધિ માટે પણ પાટનગરમાં તથા મહાલોમાં જીનિંગ ફેકટરીઓ વધારી તથા **કોટન પ્રેસ ઉઘાડી ધ્રાંગધ્રા શહેરને દેશપરદેશના રૂના વ્યાપારનું એક અગત્યનું મથક બનાવી પ્રજાના વ્યાપારની અભિવૃદ્ધિ કરી છે,** આ ઉપરાંત અનેક સત્કાર્યોનું યથોચિત વર્ણન કરતાં અમારી લેખિની પરાજિત થાય છે, છતાં પણ અમારે કહ્યા વિના ચાલતું નથી કે–

અમારી કડવા કણબીની બહોળી કોમનું રાજખરચે આ મહાન્ સંમેલન (દેશતેડુ) કરી ઇતિહાસના પાના પર "યાવત્ ચંદ્ર દિવાકરૌ" સુવર્ણ અક્ષરે એક એવા અપૂર્વ, અદ્વિતીય અને પ્રશંસાપાત્ર બનાવવાની નોંધ કરી છે કે જેના માટે અમો અને અમારી ભાવિ ઓલાદ, કૃષિકારોના કદરદાન આ રાજ્યપ્રતિ ઉપકારક દૃષ્ટિથી જોશે. 

સાથે સાથે અમારે એ પણ જાહેર કરવું આવશ્યક છે કે, રાજ્યનાં ભિન્ન ભિન્ન ખાતાંએ અમારા આ સમારંભની સગવડ અને સરભરા માટે સપ્રેમ અમૂલ્ય મદદ કરી છે, તે માટે તે તે ખાતાના અધિકારી સાહેબો માટે પણ અમે આભારની લાગણી

પ્રદર્શિત કરીએ છીએ અને મહેરબાન દીવાનજી સાહેબે અમોને જે રૂડા અને આશાવંત પ્રારબ્ધની આજે રચના કરી આપી છે, તેનો બદલો ઉપકાર માનવા સિવાય અન્ય રીતે અમે વાળી શકીએ તેમ નથી, અને તેટલા સારુ તેમ કરવા અમને ખાસ તક લેવા પરવાનગી આપશોજી.

આ સમાજમાં ગઈ કાલ તા. ૨૬-૧૨-'૧૫ના રોજ પસાર કરેલ નીચેના ચાર ઠરાવો આપ નામદાર સાહેબની નિગાહમાં મૂકવા અને રજા લઈએ છીએ.

ઠરાવ ૫મો - શાસ્ત્ર વિરુદ્ધ અને સાંપ્રત સમયે જ્ઞાતિની પાયમાલી કરનારા બાળલગ્નના નઠારા રિવાજ પ્રતિ આ સમાજ સંપૂર્ણ તિરસ્કારની દૃષ્ટિથી જુએ છે અને તેને દરેક રીતે નાબૂદ કરવાને આ સમાજ ઠરાવ કરે છે.

ઠરાવ ૬ ઠ્ઠો - આ સમાજ લખણાં (છેડાં છૂટકા) ના શરમ ભરેલા અને ત્રાસદાયક નઠારા રિવાજ પ્રતિ સંપૂર્ણ તિરસ્કારની દૃષ્ટિથી જુએ છે.

ઠરાવ ૭મો - કન્યાવિક્રયના પાપયુક્ત અને શાસ્ત્રવિરુદ્ધ પ્રચારથી આપણો ગૃહસંસાર તદ્દન શોચનીય સ્થિતિએ પહોંચેલ છે તેથી તેને નાબૂદ કરવા આ સમાજ દરેક બન્ધુને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

ઠરાવ ૮મો - મરણ પાછળનાં જમણો શાસ્ત્રવિરુદ્ધ અયુક્ત, અતિખર્ચાળ અને દુર્દશાએ પહોંચાડનાર હોવાથી, તેને નાબૂદ કરવા આ સમાજ સઘળા જ્ઞાતિ બન્ધુઓને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

અને આ પરથી આપ નામદાર સાહેબને નમ્રતા અને માનપૂર્વક પ્રાર્થના કરીએ છીએ કે–

હે કૃપાસાગર મહારાજ સાહેબ! બાળલગ્નના ઉપહાયયુક્ત અને અમને અધોગતીએ પહોંચાડનાર રિવાજનો આપની પ્રબળ શક્તિ વડે વિદ્વંસ કરો તથા તે અધમાચારમાંથી ઉત્પન્ન થતી છૂટાછેડા અને કન્યાવિક્રયની ધિક્કારવા યોગ્ય પ્રચલિત પ્રણાલીને નિર્મૂળ કરો; તથા મરણ પાછળના વરાથી અમારી સાચી મહેનતે પ્રાપ્ત કરેલ પૈસાની થતી બરબાદી બંધ કરી અમારી કોમનું સંરક્ષણ કરો.

હે કૃપાળુ જગ કર્તા! અમારા માનવંતા બાહોશ નૃપતિને અમારા આ દુઃખો દૂર કરવા સર્વ સગવડો અને સાધનો સાથે સાનુકૂળ સમય અર્પી તમામ પ્રકારનાં સુખ-સંપત્તિ અને સંતતિ લાભ આપીને ''યાવત્ચંદ્ર દીવાકરો'' કાયમ રાખી જનહિતનાં અધિકાધિક યશસ્વિ કાર્યો કરવા તરફ પ્રેરો! એ અમારી અંતઃકરણપૂર્વકની અભિલાષા છે.



તા. ૨૭ ડિસેમ્બર સને ૧૯૧૫ અમો છીએ

આપ સાહેબના આજ્ઞાંકિત સેવકો.

માનપત્ર કાસ્કેટમાં મૂકી સાદર રજૂ કર્યું બાદ ને. ના. શ્રી રાજસાહેબે પોતાના જવાબમાં નીચે મુજબ મનનીય ભાષણ કર્યું.

મિ. પ્રેસિડેન્ટ અને ગૃહસ્થો! તમે સૌએ જે માયાળુ ઉદ્‌ગાર અમારા પ્રત્યે દર્શાવ્યા છે, તે માટે અમો ઘણો સંતોષ માનીએ છીએ. પ્રજાહિતના તથા ખેડૂતોના ભલા માટે જે પગલાં રાજ્ય તરફથી લેવાયાં છે, તે રાજ્ય તથા લોકોના ઊભયના ભલા માટે હોઈને તેમાં અમે અમારી ફરજ અદા કર્યા સિવાય વિશેષ કર્યું હોય એમ અમે માનતા નથી.

આપણા શાસ્ત્રકારોના પવિત્ર ફરમાન પ્રમાણે રાજા પ્રત્યે વસ્તીએ વફાદાર રહી જે પ્રેમ બતાવવો જોઈએ તે આપણી ખેડૂત વસ્તીમાં તો ઘણે જ અંશે ઊભરાતો જોઈ અમને ઘણો જ આનંદ થાય છે.

આપણા દેશમાં દરેક સમાજના મંડાણરૂપ સંપત્તિ ઉપજાવનાર વર્ગ તરીકે ખેડૂતો પ્રથમ દરજ્જો ભોગવે છે. તેવા સમૂહમાં કુચાલો તથા કુરીતિઓનો સડો પેસવાથી તેનું પરિણામ રાજ્યમાં દરેક અંગને સોસવું પડે છે, એટલે રાજ્યના પાયારૂપ ગણાતી ખેડૂત કોમને હાલના જમાનાને અનુસરતા સુધારાઓ દાખલ કરી ઉચ્ચ પાયરીએ લાવવી એ અમારો રાજ્યકર્તા તરીકેનો પ્રથમ ધર્મ સમજીએ છીએ. તેથી તમારા ''કડવા પાટીદાર શુભેચ્છક સમાજ'' જેવાં મંડળો જે કામ બજાવી રહ્યાં છે તેમાં પૂરી સહાનુભૂતિ આપવી એ ઈષ્ટ ગણીએ છીએ.

તમારી જ્ઞાતિમાં બાળલગ્ન, કન્યાવિક્રય, લખલૂટ ન્યાતવરા, તથા તમારા ધંધાને લગતી ઉપયોગી **કેળવણીનો પણ અભાવ જોઈ અમને પ્રજાના વાલી તરીકે ઘણો ખેદ થાય છે.** ઉપર જણાવેલ બદીઓ ટાળવા આ સમાજ જે કોશિશ કરી રહી છે, તેને પરિણામે તમારા સાંસારિક તથા નૈતિક બંધારણોમાં સારા સુધારા થવા પામશે એમ અમો આશા રાખીએ છીએ, અને **તે ખામીઓ ટાળવા અમો અમારાથી બનતું કરીશું.**

ખેડૂતો પોતાના ધંધામાં નવા વિચારો પ્રમાણે યોગ્ય ફેરફારો તથા સુધારોવધારો કરી શકે, તે માટે નવીન ઢબનાં ઓજારો જુદી જુદી જાતનાં ખાતરો, સારાં બીજ તથા પાણીનાં સાધનો પૂરાં પાડવા આ રાજ્યે પગલાં લીધાં છે, અને આયંદા પણ તેવી જ રીતે લેતું રહેશે.



છેવટમાં અમો આ સમાજ પોતાના આશયમાં સંપૂર્ણ રીતે ફળીભૂત થાય અને ખેડૂતોનો દરેક પ્રકારે ઉદય થાય એમ જગન્નિયંતા પાસે માગીએ છીએ. (તાળીઓ.)

ત્યારબાદ ના. દીવાનજી સાહેબને માનપત્ર આપવાની ક્રિયા ચાલુ થઈ. મે. પ્રમુખ સાહેબની પ્રેરણાથી પાટડીના દેસાઈ નારાયણસિંહજીભાઈએ તે વાંચ્યું.

## સદ્‌ગુણ મહાસાગર, વિદ્યાવિલાસી અને પ્રજાપ્રિય મંત્રીવર્ય શ્રીયુત્ राणा श्री मानसिहजीभाई

ધ્રાંગધ્રા.

**નામદાર દીવાનજી સાહેબ!**

આપે આ દેશમાં ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કર્યા બાદ વિલાયત જઈ ત્યાંના લાંબા સમયના વસવાટ દરમ્યાન પાશ્ચાત્ય વિજ્ઞાન અને રાજ્યપ્રકરણીય બાબતોનો ઊંડો અભ્યાસ કરી ઉદાર રાજ્યનીતિનું સંગીન જ્ઞાન પ્રાપ્ત કર્યું છે; જેનો મહાન લાભ સ્ટેટના અતિમહત્ત્વના અમાત્યપદ પર સ્થિત થતાં જ, આપ નામદારે સ્ટેટની સમસ્ત પ્રજાને આપ્યો છે; તેમાં પણ આ દેશ ખેતીવાડીની પ્રાધાન્ય પેદાશ પર આધાર રાખનારો હોવાથી, કૃષિકારોની ઉન્નતિને આપના જીવનનો મહામંત્ર બનાવી, અહર્નિશ તેનું મનન કરતાં આપ સાહેબે અમારી શારીરિક, માનસિક અને આર્થિક સ્થિતિ સુધારવાને અનેક ઉપાયોની યોજના કરી છે; અને તેમાં અનેક રીતે વિઘ્નરૂપ થઈ પડેલા અમારા સાંસારિક રીતરિવાજોએ આપ મહાનુભાવનું ખાસ નેકલક્ષ ખેંચેલ હોઈ, તેમાં વાજબી ફેરફારો કરી અમારું સત્વર કલ્યાણ થાય તે માટે અમને સુધારવા ઉત્સુકતા દર્શાવી સદુપદેશ આપતા રહ્યા છો; ઈત્યાદિ આપ સદ્‌ગુણ મહાસાગરની ઉચ્ચ અભિલાષાઓથી આકર્ષાઈ અત્રેના પાટનગરમાં સંમેલન કરવા અમો આતુરતા ધરાવતા હતા તે અમારો ઈચ્છીત અવસર આપ નામદારે સત્વર પ્રાપ્ત કરાવી આપ્યો છે, જે ઉપકાર સ્મરણમાં શ્રી ક.પા. શુ. સમાજના સભ્યો આપ નામદારને અંતઃકરણપૂર્વક અભિનંદન આપે છે.

આપ નામદારે અમારી કોમની ઉન્નતિને માટે કરેલા સતત પ્રયત્નોનો સંપૂર્ણ રીતે ચિતાર આપવા અમારી વાણી અસમર્થ નીવડશે તેવી ભીતી છતાં આપની પ્રીતિથી સહર્ષ પ્રેરાઈ આ અપૂર્વ પ્રસંગે અનેક ઉપકારથી ઊભરાતા અમારા હર્ષોદ્‌ગારને અમે રોકી શકવા અશક્ત છીએ. એવી સ્થિતિમાં કદાચ થતા અજ્ઞાન અવિવેકને ક્ષતવ્ય ગણશો એવી શરૂમાં જ અમારી નમ્ર વિનંતી છે.

રાજ્યમુકુટધારી મહાનુભાવોની મોટી સંખ્યાને ગણતરીમાંથી મુક્ત કરતાં ક્ષત્રિય કોમમાંથી જે આંગળીને વેઢે ગણાતા કર્મવીરો વિલાયત જઈ આવી ઉદાત કેળવણી સંપાદન કરી આવ્યા છે તેમાં આપ પણ એક છો. એ અસાધારણ જ્ઞાનની સિદ્ધિમાં જ આપનું જીવન વ્યતિત કરતાં વિદ્યાનો વિલાસ એ આપનું વ્યસન હોવાથી એ દેશમાં જ આપે પૂર્ણ અભિરુચિ રાખી અમારી ખેતીવાડીની વ્યવહારિક કેળવણી પ્રતિ ખાસ લક્ષ આપી એ જગપોષક સદ્‌વિદ્યાને સંપાદન કરાવવા આપ નામદારે પાશ્ચાત્ય પદ્ધતિ પ્રમાણેની ખેતીવાડીના નવા નવા ઓજારોથી ચાલતી નવી નવી

સુધરેલી ઢબની ખેતીની પદ્ધતિનું અમને પ્રત્યક્ષ પ્રાયોગિક, સપ્રમાણ જ્ઞાન પ્રાપ્ત કરાવવા, ગામેગામ અમારી અજ્ઞાન કોમને એકઠી કરાવી સદુપદેશ સાથે પ્રયોગો કરાવ્યા છે, જેણે અમારા એ ધંધાના વડીલોપાર્જિત પરંતુ વૃદ્ધ થઈ ગયેલા વિજ્ઞાન પ્રદેશમાં પચીસમાં પૂર્ણ કળાએ પ્રકાશતા જ્ઞાન વિભાકરના મૃત સંજીવનીય કિરણો વડે નવું જીવન પ્રેરી અમને તે દિશામાં પૂર્ણ ઉત્સાહપૂર્વક પ્રેર્યા છે.

આપના હૃદયમાં રાતદિન રમી રહેલા અમારા ઉદ્ધારના આવા અનેક ઉપાયોને વિચારમાંથી આચારમાં મૂકવી આપ નામદારે, અનેક યોજનાઓને, નામદાર ખુદાવિંદ મહારાજા શ્રી રાજ સાહેબની હાજરીમાં રજૂ કરી છે જેના પ્રત્યક્ષ પ્રમાણો તરીકે ટીકરના ઈરીગેશન વર્ક્સ, બોરિંગની ચાલુ થયેલી યોજના વગેરે દૃષ્ટાંતો અત્રેની સ્ટેટ પ્રજા અને દૂર દૂરના કૃષિકારોની દૃષ્ટિ સમીપ મોજૂદ છે.

વિદ્યામાં આગળ વધી શકે તેવા અમારાં બાળકો અને યુવાનોને આ ઉત્તમ દિશા તરફ વધુ બળપૂર્વક આગળ વધારવા આપ નામદારે અનેક સગવડો કરી આપેલ છે, તથા પાટનગર ખાતે ખેડૂત બોર્ડિંગની સ્થાપના અને ખેતીવાડીનું વૈજ્ઞાનિક જ્ઞાન મેળવવા ઈચ્છતા યુવકને શ્રી હજૂર સાહેબે ઉદારતાથી એનાયત કરેલી સ્કોલરશિપ ખાસ લક્ષ ખેંચી રહી છે.

અવારનવાર આવી પડેલા ૬૮ના તથા ૭૧ના દુષ્કાળના કરાળ મુખમાં કચડાઈ જતા અમારી કોમના રંકબંધુઓના સંકટ નિવારણાર્થે ઠામ ઠામ સંખ્યાબંધ રાજ મદદથી થયેલ કૂવાઓ, વાડીઓ, ખેડૂત બેન્ક વગેરે નેકનામદાર શ્રી હજૂર સાહેબ તરફથી થયેલ ઉપકારક યોજનાઓમાં પણ અમાત્ય તરીકેનો આપ નામદારનો અંગત અનુભવ અમને ઓછો લાભપ્રદ થઈ પડેલ નથી.

સાથે સાથે જેમ અમારા ધંધાનું સપ્રમાણ પ્રયોગ દ્વારા અમને પ્રત્યક્ષ જ્ઞાન આપી એ દિશામાં અમારી આંખ ઉઘાડી છે, તેમજ અમારી સાંસારિક સ્થિતિમાં પણ અમારા હૃદયમાં અંધપરંપરાથી દૃઢિભૂત થયો. અજ્ઞાનના ગાઢ અંધકારથી પ્રચલિત થઈ રહેલા હાસ્યાસ્પદ બાળલગ્ન અને તેના જ પ્રતાપે અસહ્ય કન્યાવિક્રય અને લખણાં તથા મરણના અપ્રાસંગિક અતિ ખર્ચાળ જમણો વગેરે અમારી ઉન્નતિમાં આડે આવતા ખાસ કુચાલોને ટાળવા, પ્રત્યક્ષ સપ્રમાણ પ્રયોગો તરીકે શ્રી કડવા પા. શુ. સમાજના સંમેલનને રાજ ખર્ચે બોલાવવાની હજૂર સાહેબ તરફથી થયેલ અતુલ કૃપા દૃષ્ટામાં પણ આપ નામદારના દૃષ્ટિગોચર થતા અનહદ એહસાનના મુક્ત કંઠે યથાર્થ યશોગાન ગાવા અમારી પાસે ભાષામાં પૂરતા યથોચિત શબ્દો નથી, તોપણ અમે સંપૂર્ણ શ્રદ્ધાપૂર્વક માનીએ છીએ કે સુવર્ણાક્ષરે મુદ્રિત થયેલા આ અપૂર્વ અને અદ્વિતીય પ્રસંગને લગતાં ઇતિહાસના ઉજ્જવળ પાનાં તરફ દીર્ઘકાળ પર્યંત અમારી ભાવિ પ્રજા

ઉપકારથી દબાયેલી દૃષ્ટિથી ઘડીભર નિહાળી રહી તેના સ્મરણ માત્રથી ઉદ્ભુત થતા અહેસાનથી આશીર્વાદ આપશે.

આ સમાજમાં ગઈ કાલ તા. ૨૬-૧૨-'૧૫ના રોજ પસાર કરેલ નીચેના ચાર ઠરાવો આપ સાહેબ હજૂર અમે રજૂ કરીએ છીએ.

**ઠરાવ ૫મો** - શાસ્ત્રવિરુદ્ધ અને સાંપ્રત સમયે જ્ઞાતિની પાયમાલી કરનારા બાળલગ્નના નઠારા રિવાજપ્રતિ આ સમાજ સંપૂર્ણ તિરસ્કારની દૃષ્ટિથી જુએ છે અને તેને દરેક રીતે નાબૂદ કરવાને આ સમાજ ઠરાવ કરે છે.

**ઠરાવ ૬ઠો** - આ સમાજ લખણાં (છેડા છૂટકા)ના શરમ ભરેલા અને ત્રાસજનક નઠારા રિવાજ પ્રતિ સંપૂર્ણ તિરસ્કારની નજરથી જુએ છે.

**ઠરાવ ૭મો** - કન્યાવિક્રયના પાપયુક્ત અને શાસ્ત્રવિરુદ્ધ પ્રચારથી આપણો ગૃહસંસાર તદ્દન શોચનીય સ્થિતિએ પહોંચેલ છે, તેથી તેને નાબૂદ કરવા આ સમાજ દરેક બંધુને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

**ઠરાવ ૮મો** - મરણ પાછળનાં જમણો શાસ્ત્રવિરુદ્ધ, અયુક્ત, અતિ ખર્ચાળ અને દુર્દશાએ પહોંચાડનાર હોવાથી તેને નાબૂદ કરવા આ સમાજ સઘળા જ્ઞાતિ બંધુઓને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

અને આ પરથી આપ નામદાર સાહેબને અમારી એ નમ્ર વિનંતી છે કે અમારી જ્ઞાતિના ઉદ્ધારમાં ખરેખર અગવડ રૂપ થઈ પડેલા આ અનિષ્ટ રિવાજોમાંથી અમારી બાળક સમાન અજ્ઞાન કોમનું સંરક્ષણ કરવા આપ સાહેબ સદા સર્વદા બનતું કરી અમારી તરફ અધિકાધિક કૃપા દૃષ્ટિ કરતા જ રહેશો.

છેવટે પરમ કૃપાળુ પરમાત્મા પાસે અમારી અંતઃકરણ પૂર્વકની પ્રાર્થના એ છે કે–

ઝાલાકુલ મુકુટમણી નેકનામદાર રાજ સાહેબ અને આપ નામદાર દીવાનજી સાહેબનો રાજઅમલ અને કારોબાર દીર્ઘકાળ પર્વત વિસ્તરી આથી પણ વિશેષ યશોગાન ગાવાનાં દિવસે દિવસે અમને નવીન નવીન કારણો અને પ્રસંગો પ્રાપ્ત કરાવો. તથાસ્તુ ૐ શાંતિઃ



તા. ૨૭ ડિસેમ્બર સને ૧૯૧૫ અમો છીએ

આપ સાહેબના આજ્ઞાંકિત સેવકો.

તેનો ના. દીવાનજી સાહેબે પ્રત્યુત્તર આપતાં નીચે પ્રમાણે ભાષણ વાંચ્યું.

**ખેડૂતોની ઉપયોગિતા.**

અર્થશાસ્ત્રકારોએ રાજ્યની સંપત્તિના મુખ્ય ઉપજાવનારાઓ તરીકે ખેડૂતોને જ માન્ય છે. બીજા વર્ગ જેવા કે વ્યાપારી વગેરે તો માત્ર આ થયેલ નીપજને જુદે જુદે સ્થળે લઈ જઈ વિવિધ રૂપ આપનાર લક્ષ્મીના માત્ર સંચારક છે. જ્યારે ખેડૂતો તો ખરા ઉત્પાદક છે. એટલે દરેક સમાજનો મૂળ પાયો તો એમની ઉન્નતિ અને ઉત્કર્ષ ઉપર જ રચાયેલો છે; તેમાં પણ હિંદુસ્તાનમાં તો કૃષિકાર વર્ગ સેકંડે ૮૦ ટકાથી પણ વધારે છે અને આપણે આબોહવા, જમીનની ફળદ્રુપતા, રહેણીકરણી, અને પ્રચલિત માન્યતાઓથી ઘણે અંશે ખેતીવાડીની ખીલવણી ઉપર જ આધાર રાખવાનો છે, અને કાચું સોનું નિપજાવવાનો જ ઘણે અંશે આપણો અધિકાર રહેશે. તેથી આપ સૌ સહેલાઈથી જોઈ શકશો કે રાજ્યની દૃષ્ટિ ખેડૂઓ ઉપર પ્રેમ ભરી જ હોવી જોઈએ. આવા પોતાની પ્રજાના ઉપયોગી અંગમાં કોઈ પણ સામાજિક, નૈતિક, શારીરિક, કે આર્થિક કારણસર સડો હોય તો તેનો ઉપાય યોજીને તે ટાળવો એ રાજ્યકર્તાઓનું કર્તવ્ય જ છે.

આ સમાજ આવા સ્તુત્ય ઉદ્દેશથી પ્રેરાઈને સર્વાનુમતે ઉપયોગી સુધારા જેમ જેમ ગ્રાહ્ય જણાતા જાય તેમ તેમ દાખલ કરીને તમારી પાટીદાર કોમની ઉન્નતિ કરવા મથે છે તેથી અમને સૌને ઘણો જ આનંદ થાય છે.

**કયા કયા કુધારા નષ્ટ કરવા તરફ ખાસ લક્ષ આપવું જોઈએ.**

જુદા જુદા વક્તાઓએ તમારી જ્ઞાતિમાં પેઠેલા સડાઓનું વિવેચન કરી બતાવ્યું છે, અને તેમણે જે દર્શાવ્યું છે, તે ઘણે અંશે સત્ય છે. હિંદુ સમાજની બીજી શાખાઓ પેઠે તમારામાં પણ બાળલગ્ન બહુ જ પ્રચલિત છે. આનું ઐતિહાસિક ગમે તે કારણ હોય પણ હમણાની વ્યવહારિક, શાસ્ત્રીય તથા વૈદિક દૃષ્ટિએ જોતાં તો આ બંધારણ બહુ જ અનિષ્ટ છે. લગ્નનો પ્રથમ ઉદ્દેશ જે દંપતી વચ્ચે પ્રેમ તે તો આવાં નાની વયનાં લગ્નમાં સંભવી જ ન શકે. આવાં લગ્નોથી આપણે કુદરતના ક્રમથી વિરુદ્ધ વર્તિએ છીએ. આપણાં વૈદકશાસ્ત્ર પ્રમાણે તેમજ પાશ્ચાત્ય વૈદક પ્રમાણે પણ પુરુષનું શરીર બંધારણ ૧૮ વર્ષ પછી જ ખીલવા માંડે છે અને પ્રજોત્પત્તિ માટે પરિપક્વ થવાને તો બીજાં ૪ થી ૬ વર્ષ જોઈએ છીએ તેવી રીતે કન્યાઓને પણ નાની વયે પરણાવી દેવી એ કુદરતી નિયમ વિરુદ્ધ જવા જેવું થાય છે, એથી શારીરિક બાંધો નબળો બની કમોતે મોત નીપજે છે; અને સુદૃઢ સશક્ત અને વીર્યવાન પુરુષ અને પ્રેમાળ ઉચ્ચાભિલાષી, નીરોગી સ્ત્રીઓને બદલે આપણા સંસારમાં નિર્માલ્ય, બળહિન, રાંકડાં, મરદો અને નબળી દયા ઉપજાવે તેવી માંડ માંડ જિંદગીનો ભાર વેંઢાનાર સ્ત્રીઓ જોઈએ છીએ; આવાં જોડાંની સંતતિ પણ તેવી જ રોગિષ્ટ નમાલી, અને નિરૂત્સાહી થાય તેમાં નવાઈ જ નથી. વિધવાઓની સંખ્યા વધે છે, નાતરાં વગેરેના

અનિષ્ટ રિવાજ દાખલ થાય છે, અને સંસાર દુખરૂપ થઈ જીવનનો ઉદ્દેશ જે આત્મિક અને શારીરિક સુખ છે તે કોઈ કાળે મળી શકતું જ નથી. આ રિવાજ વ્યવહારિક નજરે જોતાં ખોટો છે તેમ શાસ્ત્રની નજરે પણ તેટલો જ ખોટો છે. જ્યારે સપ્તપદીની ક્રિયા જે આપણામાં લગ્નની ગાંઠનું મુખ્ય અંગ ગણાય છે, તે કરવામાં આવે છે ત્યારે બાળા જે પ્રતિજ્ઞાઓ લે છે, તેના શબ્દો જોતાં જ આપણને લાગે છે કે એ શબ્દો બોલીને વચન આપનાર કન્યાની ઉંમર પુખ્ત જ હોવી જોઈએ નહીં તો પછી ''પોપટજી અચરે અચરે રામ'' એવું જ ફારસ થાય છે. કન્યા પોતાના વરને ઉદ્દેશીની કહે છે કે - ''હું તમારી સાથે રહી સુખ કે દુઃખ જે પડશે તે ભોગવીશ અને જ્યાં તમે હશો ત્યાં હું આવીશ. હું તમારા કુટુંબના આબાલવૃદ્ધ પર્યંત સર્વનું રક્ષણ કરીશ અને છત કે અછત ગમે તેમ હશે તોપણ હું સંતોષી રહીશ. હું ઈશ્વરને સાક્ષી રાખી કહું છું કે તમારું બૂરું ઇચ્છીશ નહિ અને તમારા ઉપર અનન્ય પ્રીતિ અને ભક્તિ રાખીશ.'' આવા પ્રૌઢ અને પ્રેમાળ ઉદ્‌ગાર ... ઢીંગલાંઢીંગલીએ રમતી-વર એ શું! ઘર એ શું! જો શબ્દોનો અર્થ પણ ન સમજનારી - બાલિકાઓના મોમાં શોભે કે તેમાંથી નીકળે પણ ખરા?

**કન્યાવિક્રય**

જ્યારે છપના કે ઓગણોતરા દુકાળની ભયંકરતાનું માણસ ચિત્ર આપે છે ત્યારે કહે છે કે, માણસોએ પોતાનાં બાળકો પણ વેચી ખાધાં! પણ આ રિવાજને લીધે તો માબાપો વિના દુકાળે પોતાની વહાલી **બાળકીઓનું લગ્નની બજારમાં કિંમત લઈને વેચાણ કરે છે તે શું ઓછું શરમાવા જેવું છે? આથી માણસ જાતની પણ અધમ રીતે પશુઓમાં ગણતરી કરવા માંડી ગણાય. તમે તમારા બળદ, ભેંસો, ગાયો, અને બીજાં જાનવરો વેચવા માટે પાળીપોષી મોટાં કરો છો, તેમજ આ નવીન જાતનું પ્રાણી(!) પણ પાળી એને ઘાસ અને ખાણના બદલે અનાજનો ખોરાક આપી મનમાનતી કિંમત લઈને બીજાને હાથ સોંપો છો. લેનાર ધણી પણ સ્ત્રી તરફ પોતાની ધર્મપત્નીની ભાવનાને બદલે એક ખરીદેલ દાસી તરીકે જુએ તેમાં નવાઈ નહીં.** આપણા શાસ્ત્રકારોએ કન્યાદાનમાં મોટું પુણ્ય ગણ્યું છે પણ એ ધાર્મિક વૃત્તિ આવાં વેપારી સાટાંમાં ક્યાં રહી? આ કુચાલથી પરણવાને યોગ્ય જુવાન, સશક્ત, મહેનતુ પણ ગરીબ પુરુષો કુંવારા રહી સંસારને નિરુપયોગી થઈ પડે છે, જ્યારે પૈસાની લાલચે ઘણાએ પૈસાદાર માબાપનાં ઘોડિયામાં સૂતેલાં બાળકો, કે ખખડી ગયેલ બુઢ્ઢાઓ, પૈસાના જોરથી કન્યાઓ પરણી પોતાનો તેમજ તેમનો ભવ બગાડે છે આવાં કજોડાંથી કેવા કેવા અનર્થો થાય છે તે તમે એ જાણો છો એટલે વધારે શું કહું! માટે આ બાબતમાં પ્રતિબંધ કરવો એ ખાસ અગત્યનું છે.

**ન્યાતવરા અને લખલૂટ ખર્ચ.**

દરેક જગાએ શુભ કે અશુભ પ્રસંગે પોતાના સગાં-સંબંધીઓ ભેગા થઈ ખુશીમાં કે શોકમાં ભાગ લે તેથી ઘરધણીને આનંદમાં વધારો થાય છે તેમજ દિલગીરીમાં દિલાસો મળે છે, અને તેને અંગે જમાડવા કરવાનું વાજબી ખર્ચ થાય એ તો સ્વાભાવિક છે, પણ સ્પર્ધાને લઈ એકબીજાની દેખાદેખીથી ખોટી મોટાઈમાં તણાઈ જઈ માણસો પોતાનું સર્વસ્વ, આવા ઉડાઉ નાતવરામાં ખોઈ દે એ તો ખરેખર જ અનર્થકારક છે. આવી હરીફાઈ કરી થોડા વખત માટે પોતાની વાહવાહ કહેવડાવી સદાને માટે દરિદ્રી થવું, ખોરડાં, ગરાસ, ઓજાર, ઘરેણે મૂકી કે વેચી સાટીને બાવા બનવું એનાથી વધારે ભૂલભર્યું શું હોય? તટસ્થપણે ઊભા રહી આપણે વિચાર કરીએ તો આવી મૂર્ખાઈ કરનારને આપણે ગાંડો જ કહીએ. પણ માણસમાં ઈર્ષ્યા, તેમજ સ્પર્ધાનું ભૂત એવું રહ્યું છે કે પોતાને ત્યાં પ્રસંગ આવે માણસ એવો ખરાખોટાનો વિવેક, વિચાર ભૂલી જઈ ખોટા આડમ્બરમાં દોરાઈ જઈ ફૂલણજી બની બેસે છે. એટલે દરેક વ્યક્તિ આવી બાબતોમાં પોતાની મેળે સમજીને જ ઓછું ખરચ કરે એમ બનવું બહુ મુશ્કેલ છે. પણ આવી જ્ઞાતિની સામાન્ય સભાઓ અને મંડળો એવાં પગલાં તરફ પોતાની નાપસંદગી બતાવી કાંઈક બંધનો બાંધે તો ઘણો ફાયદો થવાનો સંભવ રહે છે.

**કેળવણી**

**તમારી જ્ઞાતિમાં કેળવણીનો તદ્દન અભાવ, એ દુર્દશાનો પ્રથમ પાયો છે.** જ્ઞાનના પ્રકાશથી અજ્ઞાનનો અંધકાર હણાય તો તમને શું શું હાનિકર્તા છે તે તમે પોતાની મેળે સમજી શકો. જમીનને કેળવ્યા વિના શું શું અનિષ્ટ પરિણામો આવે છે તે તમારા અનુભવથી જ તમે જાણો છો; તો માણસનું મન અને આત્મા, વગર કેળવે જડ અને શુષ્ક રહી, પડેલ ચીલે જ પશુની પેઠે ચાલે તેમાં નવાઈ નથી. હમણાંના સુધરેલા જમાનામાં દરેક ધંધા માટે કેળવણીની અગત્ય છે. એક સારા વેપારી થવા માટે તેમજ ઉપયોગી કૃષિકાર થવા માટે પણ શિક્ષણ ખાસ અગત્યનું છે. ખેતીના વ્યાવહારિક અનુભવ સાથે તેને લગતો શાસ્ત્રીય અનુભવ પણ મેળવવો જરૂરનો છે. જુદી જુદી જાતના નવીન ઓજારોથી શું ફાયદો છે, જમીનનું પોષણ કયાં કયાં ખાતરોથી વધારેમાં વધારે થાય છે, કયાં કયાં નવીન બીજ આપણી જમીનને ફાવી શકશે, નવી રીતની ખેતી આપણને કેટલે અંશે ઉપયોગી થઈ પડશે, એ સારી રીતે સમજવા માટે તમારામાં જ્ઞાન જોઈએ. ધીરધાર માટે, ઊપજની ગણતરી માટે, માલ વેચાણ માટે, તેમજ દુનિયાના દરેક વ્યવહારમાં હિસાબનો અને ગણતરીનો ખાસ ઉપયોગ પડે છે. તે બધું કેળવણી લીધા વિના તમને બરાબર તો ન જ આવડે. બહાર

પરદેશમાં પરસ્પર સહકારી મંડળો સ્થાપી ખેડૂતો પોતાના ઉત્કર્ષ કરવા મંડી પડ્યા છે. આ રાજ્યમાં આપણા શ્રીમાન અન્નદાતાશ્રીની અમિ દૃષ્ટિ વડે ખેડૂવર્ગ કરજથી મુક્ત છે, અને સારી આર્થિક સ્થિતિ ભોગવતો થયો છે. એટલે નવીન અને ઉપયોગી ઓજારો પોતાની ખેતીની ખીલવણી માટે ખરીદી અને સમજીને વાપરતા થાય તે ખરેખરું આનંદદાયક છે. આ સ્તુત્ય પગલાં પણ કેળવણીના પ્રચારથી જ લઈ શકાશે.

જે ઉપકારના શબ્દો તમે મારા માટે વાપર્યા છે, તે માટે હું તમારો ખરાં અંતઃકરણથી આભાર માનું છું, પણ તમારે માટે જે કાંઈ મારા મંત્રીપણા નીચે થઈ શક્યું છે, તે સઘળું આપણા ઉદારચિત્ત કૃપાળુ નામદાર મહારાણા રાજસાહેબની તેમની પ્રજા પ્રત્યેની રહેમભરી અને મીઠી નજરનું પરિણામ છે; અને મ્હેંતો એમના ઉચ્ચાશયો અમલમાં મૂકી મારો ધર્મ બજાવ્યો છે. .... (તાળીઓ.)

તાળીઓના અવાજો વચ્ચે ના. દીવાનજી સાહેબનું યાદગાર ભાષણ પુરું થતાં મે. પ્રમુખ સાહેબે જણાવ્યું કે ને. નામદારશ્રી રાજસાહેબ તથા ના. દીવાનજી સાહેબે ખાસ તસદી લઈ પધારી આપણને જે માન આપ્યું છે તે માટે હું સમાજ તરફથી તેઓશ્રીનો ઉપકાર માનું છું અને તેઓશ્રી આપણી ઉન્નતિ માટે જે ઉત્તમ લાગણીઓ ધરાવે છે તે પાર પાડવા પરમાત્મા તેઓશ્રીને પૂરતું સામર્થ્ય અને યોગ્ય સમય સત્વરે પ્રાપ્ત કરાવે તેવી તે દયાળુ પ્રભુને પ્રાર્થના કરું છું. બાદ તેઓશ્રીને ફૂલના હાર, કલગી, અત્તર ગુલાબ વગેરે આપવામાં આવ્યાં હતાં. તત્પશ્ચાત્ પોતે પધાર્યા હતા.

બાદ ખેતીવાડીને લગતાં પુસ્તકો તેના કર્તા ગોકળદાસ કહાનજીભાઈ ઉપલેટાવાળા તરફથી વહેંચવામાં આવ્યાં હતાં અને ખેતીવાડીને લગતો ઠરાવ સર્વાનુમતે પાસ થયેલો મે. પ્રમુખ સાહેબે જાહેર કર્યો હતો.

સેક્રેટરીએ સમાજ તરફથી સદ્‌ભાવની લાગણી જાહેર કરનારા આવેલા તાર તથા પત્રો વાંચી બતાવ્યા હતા. જેમાં રા. રા. લલ્લુભાઈ ગોકળદાસ પટેલ, રા. બા. ગોવિંદભાઈ હાથીભાઈ સૂબાસાહેબ, રા. કુંવરજી વિઠ્ઠલભાઈ તંત્રી ''પટેલ બન્ધુ'' એ લેઉવા પાટીદાર બન્ધુઓ હતા. સિવાય એન્જિનિયર મગનલાલ ગોવિંદલાલ; રા. હીરાલાલ વસંતદાસ; રા. જીવણલાલ અમૃતલાલ મામુનાયકની પોળવાળા; રા. ડાહ્યાભાઈ આશારામ; રા. ગોકળભાઈ પટેલ શેરથા; દાહોદથી દલપતરામ કેશવલાલ બક્ષી; સરઢવ છગનલાલ પીતાંબરદાસ; પાદરા, તળજાભાઈ નાથાભાઈ ભરૂચ, રા. ચુનીલાલ વનમાલીદાસ; સાણંદથી રા. જમનાદાસ વૃજભાઈ; બાવળા કેવળભાઈ દેસાઈભાઈ મુખી; બાલાગામથી રા. પુરુષોત્તમરામજી તથા દિપનારાયણસિંહ અધિપતિ ''કુર્મી ક્ષત્રિય હિતૈષી'' વગેરે મુખ્ય હતા. બાદ

### ઠરાવ ૧૯મો

"વ્યવસ્થાપક મંડળ તથા સેક્રેટરીના કામ પ્રતિ આ સમાજ પોતાનો સંપૂર્ણ સંતોષ જાહેર કરે છે અને તેમની નિમણૂક કાયમ રાખે છે. ઉપરાંત ગઈ બેઠકના મે. પ્રમુખ તથા ઉપપ્રમુખ સાહેબનો વ્યવસ્થાપક તરીકે વધારો કરે છે."

આ ઠરાવ મે. પ્રમુખ સાહેબે રજૂ કરતાં સર્વાનુમતે પાસ થયો.

### ઠરાવ ૨૦મો

"આ સમાજના જે નિયમો છે તેને સમાજની આ બેઠક મંજૂર રાખે છે." આ ઠરાવ મે. પ્રમુખ સાહેબે રજૂ કરતાં સર્વાનુમતે પાસ થયો.

### ઠરાવ ૨૧મો

"ધ્રાંગધ્રાં ખાતે સેવા કરનાર કમિટીના સભ્યો રાજેશ્રી સીતવાલા; રા. પોપટલાલભાઈ; રા. કાળીદાસભાઈ દેસાઈ; રા. અમરસિંહ દેસાઈ; રા. સીવલાલભાઈ ટીંકરવાળા; રા. છોટાલાલભાઈ, સોમનાથભાઈ, ચીમનલાલભાઈ, સીવલાલભાઈ; રા. મગનલાલભાઈ, રા. આત્મારામભાઈ તથા ભાઈજીભાઈ વગેરે દેસાઈ કુટુંબના યુવકોએ તથા અન્ય જે જે બન્ધુઓએ જે તકલીફ ઊઠાવી છે તે માટે તેમને આ સમાજ ધન્યવાદ આપે છે."

આ ઠરાવ શ્રી પુરુષોત્તમદાસ સેક્રેટરીએ રજૂ કર્યો જેને રા. માણેકલાલ જેઠાલાલ વિરમગામવાળાએ અનુમોદન આપ્યું એટલે તે સર્વાનુમતે પાસ થયો.

### ઠરાવ ૨૨મો

"સમાજમાં થયેલા સઘળા ઠરાવોનો યોગ્ય અમલ કરવાને માટે મહેરબાન પ્રમુખ સાહેબને આ સમાજ અધિકાર આપવાનો ઠરાવ કરે છે."

"આ ઠરાવ મિ. પુરુષોત્તમદાસ સેક્રેટરીએ રજૂ કર્યો જેને રા. માણેકલાલ જેઠાલાલે અનુમોદન આપ્યું અને તે સર્વાનુમતે પાસ થયો.

### ઠરાવ ૨૩મો

"સમાજનો હિસાબ તપાસવા અમદાવાદવાળા રા. ત્રિકમલાલ દલપતરામ તથા વિરામગામવાળા શેઠ કેશવલાલ હીરાચંદની ઑડિટર્સ તરીકે આ સમાજ નિમણૂક કરે છે."

આ ઠરાવ મિ. પુરુષોત્તમદાસ સેક્રેટરીએ રજૂ કર્યો. જેને રા. માણેકલાલ જેઠાલાલે અનુમોદન આપ્યું અને તે સર્વાનુમતે પાસ થયો.



### ઠરાવ ૨૪મો

"આ વખતની બેઠકનું કામ સંતોષકારક રીતે અને શાંતિપૂર્વક પૂર્ણ કરવા માટે આ સમાજ મહેરબાન પ્રમુખ સાહેબ કુમારશ્રી લાલસિંહજીભાઈનો ઉપકાર માને છે."

આ ઠરાવને મિ. પુરુષોત્તમદાસ સેક્રેટરીએ રજૂ કર્યો જેને રા. માણેકલાલ જેઠાલાલે અનુમોદન આપ્યું અને તે સર્વાનુમતે પાસ થયો.

બાદ મે. પ્રમુખ સાહેબે પોતાનું સિંહાવલોકન કરનાર ભાષણ કરી ઉત્તમ બોધ આપ્યો અને દર્શાવ્યું કે આ સ્થળે સમાજનું કાર્ય ઘણું સંતોષકારક થયું છે તથા મને જે માન આપ્યું છે તેથી હું ઘણો ઉપકાર માનું છું અને જ્ઞાતિ હિતના થયેલા સઘળા ઠરાવોનો જેટલો બને તેટલો અમલ કરવાની હું તમો સઘળાને આગ્રહપૂર્વક ભલામણ કરું છું. વળી સમાજના સંમેલનમાં વારંવાર ભાગ લેનારા ઉપરાંત આ વખતે ખાસ પધારેલ કચ્છ તથા માલવાના પરદેશી બન્ધુઓને હું ઘણો ધન્યવાદ આપું છું ને ફરી બીજી બેઠક વેળા પણ પધારી અન્યોઅન્યના સંબંધમાં વૃદ્ધિ કરશે તેવું ઈચ્છું છું અને તમો સઘળાનો ફરીથી ઉપકાર માની બેસી જવાની રજા લઉં છું ને સમાજની બેઠક પૂર્ણ થયેલ જાહેર કરું છું. (તાળીઓ.)

બાદ સેક્રેટરી મિ. પુરુષોત્તમદાસે કુલદેવી શ્રી ઉમાનો જયઘોષ કર્યો હતો, અને સભા વિસર્જન થઈ હતી.

સમાપ્ત.

---

કોપી.

જા નં. ૩૬૩

યાદી. સંસ્થાન શ્રી ધ્રાંગધ્રાના મહેરબાન દીવાન સાહેબ તરફ મોકલવાની સલામ સાથે એવી જે–

કડવા પાટીદાર જ્ઞાતિમાં કેટલાક જૂના રીત-રિવાજો હજુ ચાલે છે તે બંધ કરવાનો પાંચમો મેળાવડો આપના પાયતખ્ત શહેર ધ્રાંગધ્રામાં મેળવવા નેક નામદાર મહારાણાથી રાજસાહેબ બહાદુરની ઈચ્છા થતાં તા. ૨૫, ૨૬, ૨૭ ડિસેમ્બર સને ૧૯૧૫ના રોજ આપના સ્ટેટના ખર્ચે ધ્રાંગધ્રામાં મળશે તે મતલબની ખબર આપની તારીખ ૨૨-૧૧-'૧૫ નંબર ૨૦ની યાદીથી જાણી બહુ આનંદ થયો છે. આ મહારાજા સાહેબની કડવા પાટીદાર જ્ઞાતિ પ્રત્યેની ઉચ્ચ માયાળુ અને ઉદાર લાગણીઓ બતાવી આપે છે; તેમાં વળી આપની સુહૃદય અનુમતી અને પોષણ શુભ ફલપ્રદાયક જ હોય.

સદરહુ ખબર અમારા ગામોમાં પ્રસિદ્ધ કરવામાં આવેલ છે અને ગામો તરફના ૧૫-૨૦ પ્રતિનિધિઓ ત્યાં હાજર થાય તેમ બંદોબસ્ત કરેલ છે.

એ અરસામાં અનિવાર્ય કાર્યમાં રોકાવાનો સંભવ હોવાથી મને ધાસ્તી છે કે,  મારાથી આ શુભ પ્રસંગનો લાભ લઈ શકાશે નહિ; તેથી અમારા ન્યાયાધીશ મિ. ઝીણાભાઈ મગનલાલ દેસાઈ, અને વહીવટદાર સિવલાલ કાશીદાસ દેસાઈ ત્યાં આવે તેમ ગોઠવણ કરેલ છે અને મારાથી બને ત્યાં સુધી એક દિવસનો પણ લાભ લેવા

ઉમેદ રાખું છું.

તારીખ ૨૧ ડિસેમ્બર સને ૧૯૧૫
મગનલાલ રણછોડલાલ
મુખ્ય કામદાર તા. પાટડી.

કોપી.

નવસારી તા. ૨૫-૧૨-'૧૫

**મે. શેઠ સીતવાળા;**

નવસારીથી લી. ગોવિંદભાઈ દેસાઈના રામ રામ. વિશેષ વિનંતી કે "શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજ"ના પાંચમા મહોત્સવ પ્રસંગે ધ્રાંગધ્રા મુકામે આવવા મને આમંત્રણ પત્રિકા મોકલાવી છે તેને માટે આપનો તથા સમાજનો આભાર માનું છું. કેટલાંક અનિવાર્ય કારણોને લીધે આવી શકાયું નથી તેને માટે માફી આપશો. મહોત્સવ સારી રીતે પાર પડે અને કડવા પાટીદાર કોમની ઉન્નતિ માટે ધારેલો ઉદ્દેશ પાર પડે એમ અંતઃકરણપૂર્વક ઇચ્છું છું. મુદતી લગ્નનો રિવાજ નીકળી જઈ છુટાં લગ્નની રીત દાખલ થાય તો કડવા પાટીદાર ભાઈઓ હાલ કેટલાક ઠેકાણે જે અવસ્થા ભોગવે છે તે દૂર થાય અને **લેઉવા અને કડવા બંને પાટીદારો જોડાઈ જઈ એક થવાની ઈચ્છવા લાયક ધારણા આગળ ઉપર પાર પડે. માટે આ પ્રશ્ન ખાસ રીતે હાથ ઉપર લઈ તેનો સંતોષકારક નિવેડો લાવવા "કડવા પાટીદાર શુભેચ્છક સમાજ"ને મારી એક મિત્ર તરીકેની તથા ખરા દિલની લાગણીની વિનંતી છે.** વળી કેળવણીના સંબંધમાં ખાસ પ્રયાસ કરી વધારો થવાની પણ જરૂર છે. આ બંને પ્રશ્નોના સંબંધમાં કડી પ્રાંતમાં હું હતો ત્યારે કડવા પાટીદાર બન્ધુઓને પ્રસંગોપાત્ત બોધ કરતો હતો અને તે બોધથી કંઈ સારી અસર પણ મારા જોવામાં આવી છે અને મને પૂર્ણ આશા છે કે આપના જેવા જ્ઞાતિહિતચિંતકોના સતત પ્રયાસથી અને શ્રીમંત ગાયકવાડ સરકાર અને શ્રી ધ્રાંગધ્રાના નામદાર રાજસાહેબ જેવા મુરબ્બીઓની દિલસોજી અને ઉત્તેજનથી આપના મંડળે સમાજની ઉન્નતિ કરવા ધારેલો હતું. થોડા સમયમાં પાર પડશે. છેવટે આપની તથા એકત્ર થયેલ જ્ઞાતિબંધુઓની કાર્યસફળતા ઇચ્છી આ પત્ર બંધ કરું છું.

લિ. આપનો,
**ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ**

ખાસ - સમાજનો હિસાબ તૈયાર થાય છે તે જેમ બને તેમ જલદી બહાર પાડવામાં આવશે. સેક્રેટરી.



સુચના - હવેથી કડવા વિજયના અંક નિયમિત આવે જાય તે તરફ સંપૂર્ણ લક્ષ આપવામાં આવશે.






# શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજ
# છઠ્ઠો મહોત્સવ - પાદરા

**તા. ૩૦-૩૧ ડિસેમ્બર ૧૯૧૬ તથા**
**૧લી જાન્યુઆરી ૧૯૧૭; શનિ, રવિ અને સોમ.**

જ્ઞાતિબંધુઓની શારીરિક, માનસિક અને આર્થિક સ્થિતિ સુધારી ગૃહસ્થાશ્રમની શ્રેષ્ઠતાનો અદ્‌ભુત આસ્વાદ લઈ આખરે આલોક અને પરલોક સુધારી શકાય તેવા ઉત્તમ પંથે તેમને ચડાવવા **આ સંસ્થા આજ ૮ વર્ષથી પ્રયત્ન કરી રહી છે. પોતાના ઉત્તમ આશયોને સાધ્ય કરવા નિયમસર તેની મળતી દરેક બેઠક વેળા જ્ઞાતિમાં પ્રચલિત નઠારા રિવાજોને નાબૂદ કરવા, જનસ્વભાવ કેળવી ઠરાવો કરવામાં આવે છે. જેના શુભ પરિણામ રૂપે જ્ઞાતિબંધુઓના વિચારોમાં અદ્‌ભુત ફેરફાર થતો આપણે જોઈ શકીએ છીએ.** સંવત ૧૯૬૭ની સાલમાં વડોદરા મુકામે આપણી સભા મળી તે પછી લગભગ છ વર્ષના લાંબા ગાળા બાદ ફરી આપણે ૨૭ ગામોના પંચની પસંદગી અને સહાનુભૂતિથી પાદરાની સ્થાનિક પંચ-જ્ઞાતિ સમસ્તના આમંત્રણને માન આપી ફરી તે જ પ્રદેશના જ્ઞાતિબંધુઓના સમૂહમાં મળીએ છીએ; પરંતુ છ વર્ષ પહેલાંના અને હાલના જનસ્વભાવમાં ને. ના. શ્રીમંત સરકારના લોકપ્રિય રાજ્યઅમલથી અને સમાજના સતત પ્રવાસથી આજે આપણે ઘણો ફેરફાર જોઈ શકીએ છીએ.

છતાં પણ **ઘણા કાળથી મજબૂત રીતે મૂળ જમાવેલા નઠારા રિવાજોને નિર્મૂળ કરવા જ્ઞાતિશુભેચ્છકોએ સતત પ્રયાસ કરતા રહેવાની જરૂર છે. હજુ આપણે જ્ઞાતિ સમસ્તના મોટા ભાગને સત્ય વસ્તુસ્થિતિથી વાકેફ કરી વિચારો બદલાવવાના બાકી છે** અને તેટલા સારુ આપણે નિયમિત રીતે સભાઓ ભરી હિલચાલ ચાલુ જ રાખવી જોઈએ. અમને દહેશત રહે છે કે જો આપણે આટલેથી હવે આળસને આધિન બની બેસી રહીએ તો ઉત્તમ ફળની આશા આપતી સુધારાની આપણી નવપલ્લવ વાડી

વેરાન થઈ જતાં વાર નહિ લાગે.

બંધુઓ! આપણે આટલું પણ કરવામાં કેટલું કેટલું સોસ્યું છે? **વૃદ્ધાવસ્થા વાસ્તે વસ (લક્ષ્મી) જમાવી રાખવાનો યુવાનીનો આપણો અમૂલ્ય અવસર જ્ઞાતિની હૈયા વરાળ કાઢવામાં વિતાવીએ છીએ* અજ્ઞાન લોકોની દૃષ્ટિમાં કલહ - કુસંપ કરનારા લેખાઈએ છીએ અને જ્ઞાતિનું બધું બગાડી નાખવાનું આળ ઉઠાવી નાંખીએ છીએ વગેરે વગેરે; પરંતુ યશ - અપયશનું જમા ઉધાર પાસું કીરતારના દરબારમાં જોવાશે એ નક્કી છે.** અજ્ઞાન જનસમાજની બાળકવત્ સ્થિતિ સમજી તેમના આવા બળાપાથી બેદરકાર રહી આપણે જ્ઞાતિહિતને માટે શુદ્ધ નિખાલસ દિલથી જે બન્યું તે કર્યું છે અને હજુ પણ ધારવા મુજબ પરિણામ ન આવે ત્યાં સુધી તેમ કરતા જ રહેવું એ આપણો વ્યવહારધર્મ માનવો જોઈએ. જે બજાવવાથી આપણા સઘળા ધર્મને આપણે સાધ્ય કરતા હોઈએ ને તેથી અંતમાં આપણી ઉત્તમ ગતિ થશે તેવી સંપૂર્ણ શ્રદ્ધા રાખી આપણા ભાવિ મોક્ષના માર્ગને મોકળો કરવા તન, મન અને ધનથી મચ્યા રહેવું જોઈએ.

આ પરમાર્થને સાધવા પાદરા નિવાસી જ્ઞાતિબંધુઓએ સેવાનો યજ્ઞ આરંભ્યો છે, તેમાં આપણે સહુએ સાથે મળી પોતપોતાના લાગતાવળગતાને ભાગ લેવા પ્રેરવા એ ઉત્તમ ધર્મ છે. સમાજના નિયમ પ્રમાણે દરેક બંધુએ સભાસદ તરીકેની એક રૂપિયો અને સરભરાની બે રૂપિયા ફી તા. ૧૫મી ડિસેમ્બર સુધીમાં ભરી દઈ સમાજમાં ભાગ લેવાની ટિકિટ લઈ લેતા બનતી ત્વરા રાખવી જોઈએ.

પાદરા સ્થળ વડોદરાના વિશ્વામિત્રી સ્ટેશનથી આઠેક માઈલ છે. અમદાવાદથી સવારે સાત વાગે ઊપડતી ટ્રેનમાં બેસી વિશ્વામિત્રીએ ગાડી બદલી બપોરે ત્યાં પહોંચી શકાય છે. અમદાવાદથી લગભગ ચૌદ આના ભાડું થાય છે.

વધારે માહિતી મેળવવા ઇચ્છનારે નીચે સરનામે પુછાવી ખબર મેળવી લેવી.

**પટેલ પુરુષોત્તમદાસ લલ્લુભાઈ**

સેક્રેટરી શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજ.

## શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજ-છઠ્ઠો મહોત્સવ. ૧૯૧૬-૧૭

તા. ૩૦-૩૧ ડિસેમ્બર અને તા. ૧લી જાન્યુઆરી પાદરા.

અમારા ગયા અંકમાં અમે સમાજના મેળાવડા વિશે અમારા વાચક બન્ધુઓને યોગ્ય માહિતી આપી ચૂક્યા છીએ. તે બેઠકનું **પ્રમુખપદ અમદાવાદવાળા શેઠ દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ લશ્કરીએ સ્વીકારવાની કૃપા કરી છે** તે જણાવતાં અમને આનંદ થાય છે. જે વિભાગમાં સમાજની બેઠક મળવાની છે તે ''સત્તાવીશનો ગોળ'' એ સંજ્ઞાથી જાણીતો છે. તેમાં પાદરા ગામ મોટું અને આપણી વધારે વસ્તીવાળું ગામ

છે. ગામના આગેવાનો સમાજના ઉચ્ચ અને જ્ઞાતિ શુભેચ્છક આશયોને કાર્યવાહીથી પરિચિત હોવાથી પોતાના જથ્થાનાં લગભગ ૨૫ ગામોના સઘળા બન્ધુઓએ ભાગ લેવાનો ઠરાવ કર્યો છે. વળી ભરૂચ જિલ્લામાં આવેલાં બીજાં ૫૦-૬૦ ગામોનો, સત્તાવીશની આસપાસ "છન્નુનો ગોળ" નામે એક જથ્થો છે. ત્યાંના આગેવાનોને પણ જ્ઞાતિ સમાજના ઉચ્ચ સિદ્ધાંતોની સારી રીતે પ્રતીતિ થવાથી તેઓએ પણ પોતાના ગામોમાંથી ખાસ ઉમંગભર્યો ભાગ લેવા સઘળા બન્ધુઓને આગ્રહપૂર્વક ભલામણ કરી છે; તેથી તે વિભાગમાંથી પણ સારી સંખ્યામાં સભાસદો ભાગ લેશે એવી આશા છે.

દશકોષી ભાલ, ઈડર, પ્રગણ, કડી, કલોલ અને વિજાપુર તાલુકા, ચુંવાળ, વિરમગામ, પાટડી, ઝાલાવાડ, કચ્છ અને માળવા એ વિભાગોમાંથી પણ ઉત્સાહી બન્ધુઓ ભાગ લેશે તેવી તેમના પત્રવ્યવહારથી ખાતરી થતી જાય છે. વળી, અમદાવાદ તળને માટે સારી સંખ્યાની આશા રાખી છે અને તેને માટે યોગ્ય પ્રયત્નો થાય છે.

સમાજમાં પધારી ભાગ લેવાના વિધવિધ પ્રકારના ફાયદાઓ ઉપરાંત ઓણસાલની બેઠકના અંગે એક અપૂર્વ લાભ પ્રાપ્ત થવાની અમે ખાસ ખબર આપવાની તક ગુમાવીશું નહિ. સમાજની છેલ્લી તારીખ એટલે પહેલી જાન્યુઆરીએ સમાજનું કામ પૂર્ણ થશે પછી પાછા વળતા બીજે જ દિવસે એટલે **તા. ૨ જાન્યુઆરીએ વડોદરામાં ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગનું જંગી પ્રદર્શનને. ના. શ્રીમંત સરકાર સર સયાજીરાવ મહારાજના શુભહસ્તેથી ખુલ્લું મૂકવાનું છે. તે પ્રસંગે મૂબઈથી ના. ગવર્નર સાહેબ પણ પધારવાના છે. જે જે જોવાની પણ સહુ ખેડૂત ભાઈઓને અપૂર્વ તક મળશે. આવાં પ્રદર્શન જોવાની તક પણ વારંવાર મળતી નથી;** એટલે સમાજમાં પધારવાથી એક પંથે બે લાભ થવાની આ વખતે અમૂલ્ય તક મળી છે, તેને દરેક બન્ધુ વધાવી લેશે તેવી આશા છે.

સમાજમાં ભાગ લેવા ઈચ્છનાર બન્ધુઓએ જેમ બને તેમ વહેલી ખબર આપી ટિકિટો મંગાવી લેવા કાળજી રાખવી જોઈએ. જેથી તેમના બંદોબસ્ત વાસ્તે તેમને અગવડ થવા સંભવ ન રહે. એજ વિનંતી.

સેક્રેટરી સમાજ.

**શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજ છટ્ઠો મહોત્સવ પાદરા.**

તા.૩૦-૩૧ ડિસેમ્બર, ૧૯૧૬ અને ૧લી જાન્યુઆરી, ૧૯૧૭ 

આ સંસ્થાની બેઠક વડોદરા પ્રાંતમાં વસતા કડવા પાટીદારોના સત્તાવીશના નામે.ઓળખાતા ગોળમાં પાદરા મુકામે ઉપરોક્ત તારીખોએ, **અમદાવાદના સુપ્રસિદ્ધ લશ્કરી કુટુંબના શેઠ દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદના પ્રમુખપદ નીચે મળી હતી.** તેમાં

ભાગ લેવાને જ્ઞાતિના છેટામાંછેટેના માલવા અને કચ્છ પ્રદેશમાંથી પણ બન્ધુઓ પધાર્યા હતા; એટલે એકંદરે સભામાં દરેક વિભાગના પાટીદારોએ ઉત્સાહથી હાજરી આપી હતી. સભામંડપને ધ્વજાપતાકા, સુબોધક મુદ્રાલેખો અને છબીઓથી સુશોભિત કરવામાં આવ્યો હતો. **તેમાં સ્ત્રીઓને માટે પણ ખાસ જગા રાખવામાં આવી હતી.**

તા. ૩૦મીએ મે. પ્રમુખ સાહેબ વગેરેને લેવા રિસેપ્શન કમિટીના આગેવાનો મેસર્સ તુલજાભાઈ, અંબાલાલ, જેઠાભાઈ વનમાલીદાસ, બહેચરભાઈ વગેરે તથા સમાજના સેક્રેટરી તથા પધારેલા સભાસદો વગેરે સ્ટેશન પર ગયા હતા. ત્યાં મે. પ્રમુખ સાહેબ વગેરેનો હારતોરાથી સત્કાર કરી, કુલ દેવીશ્રી ઉમિયા માતાજીની જય બોલાવી, તેમને પાદરાના દેસાઈ શામળભાઈ થોભણભાઈની ગાડીમાં બેસાડી સાજન ના આકારે સઘળા સભાસદો સાથે મંડપ તરફ લઈ જવામાં આવ્યા હતા. વડોદરા પ્રાંતના સૂબા સાહેબ તથા ધારાસભાના સભ્ય રા. રા. વૃજભાઈ વાઘજીભાઈ વગેરે ગૃહસ્થો પણ આજે સભામાં ભાગ લેવા પધાર્યા હતા. સભાસ્થાનેથી સહુ બન્ધુઓ તેમના સારુ નક્કી કરેલા ઉતારે થઈ ભોજન શાળાએ આવ્યા હતા. ભોજન વગેરેથી પરવારી થોડીવાર આરામ લઈ પહેલો દિવસ હોવાથી કામ બપોરના એક વાગે શરૂ કરવામાં આવ્યું હતું. સભામંડપ દેશ પરદેશના વિધવિધ પોશાકોવાળા જ્ઞાતિજનોથી ચિક્કાર ભરાઈ ગયો હતો. સમય થતાં જ પ્રમુખ સાહેબ વગેરે અગ્રગણ્ય બન્ધુઓ પધારતાં તેમને જયઘોષથી વધાવી લેવામાં આવ્યા. પોતપોતાની બેઠક લીધા બાદ મંગલાચરણમાં ઈશ્વરભાઈ માસ્તરની બનાવેલી કવિતા **વૉલંટીઅર્સે** ગાઈ હતી. તત્ પશ્ચાત્ રિસેપ્શન કમિટીમાં મુખ્ય પા. તુલજાભાઈએ પધારેલા સભાસદોને આવકાર આપવાનું ભાષણ કર્યું હતું જેનો સાર નીચે મુજબ છે.

આપ સહુએ સમસ્ત જ્ઞાતિના દૂરદૂરના પ્રદેશથી પધારી અમારા ગોળના ખૂણામાં પડી ગયેલા ગામ પાદરાની શોભામાં અભિવૃદ્ધિ કરી છે. અહીં એકત્ર થયેલ તમો સહુ જુદા જુદા જણાવ છો છતાં પણ જ્ઞાતિ સમસ્ત રૂપે વૈરાટ પ્રભુના એક અંગ તરીકે હું તમને આવકાર આપી પ્રણામ કરું છું. જ્ઞાતિની ઉન્નતિ માટે આજે ૯-૧૦ વર્ષથી હિલચાલ ચાલે છે અને તેની જુદા જુદા વિભાગોમાં બેઠકો થતી રહી છે પણ આ પ્રદેશમાં તેની જરૂર હતી, તેથી અમારા ગોળના આમંત્રણને માન આપી આપ પધાર્યા છો, માટે તેઓ તરફથી હું તમારો ઉપકાર માનું છું. સભાનું કામ કરવા માટે આપણે એક બાહોશ નેતાની જરૂર છે અને તેના માટે હું અમદાવાદવાળા શેઠ દુર્ગાપ્રસાદભાઈને માટે દરખાસ્ત મૂકું છું જેને આપ વધાવી લેશો. (તાળીઓ.)



આ દરખાસ્તને અનુમોદન આપતાં સમાજનાં સેક્રેટરી મિ. પુરુષોત્તમદાસે જણાવ્યું કે, આ શેઠ સાહેબને સમસ્ત જ્ઞાતિ સારી રીતે પિછાને છે એટલે તે વિશે

વિશેષ સ્પષ્ટીકરણ કરી સૂર્યને ઓળખાવવા હું દર્પણનું દૃષ્ટાંત રજૂ કરનાર નથી. પતિતોને પાવન કરવા **સ્વર્ગમાંથી** ગંગાને **પધરાવવા જેમ ભગીરથ રાજાને ત્રણ પેઢી સુધી તપશ્ચર્યા કરવી પડી હતી તેમ, આ ગૃહસ્થ કુટુંબે પણ કરી બતાવ્યું છે. જ્ઞાતિની ઉન્નતિ માટે બાળાઓનાં આંસુનો ચાલતો - સતત વહેતો ધોધ સુકાવી નાંખવા માટે - એઓશ્રીના પિતામહ સ્વ. રા. બા. શેઠ બહેચરદાસ લશ્કરીએ (તાળીઓ) આ પ્રકારની સેવાનો મહાયજ્ઞ આજે ૫૦ વર્ષ પર આરંભ્યો અને પોતાની જિંદગી સુધી તેને ચલાવ્યો. તેમના પછી તેમના પુત્ર અને આ શેઠ સાહેબના પિતા સ્વ. શેઠ સા. શંભુપ્રસાદભાઈએ પણ એ હિલચાલને ચાલુ રાખી, તેમના સ્વર્ગવાસ પછી એ હિલચાલને આ શેઠ સાહેબના તરફથી તેમના કુવા શેઠ કેશવલાલભાઈએ સારી રીતે જાળવી રાખી** આગળ વધારી અને પાંચ પાંચ વર્ષનાં લગ્ન કાઢ્યાં. હાલ બે-ત્રણ વર્ષથી એ જ પ્રમાણે પોતાનાં વડીલોના પગલે ચાલી કુલધર્મ તરીકે જ્ઞાતિસેવાના મહાયજ્ઞની આ શેઠ સાહેબે દિક્ષા લીધી છે ને પોતે જ હવે સંપૂર્ણ રીતે જ્ઞાતિના કામમાં- ઉન્નતિ સારુ જીગરથી ભાગ લે છે. ત્રીજી પેઢી સુધી આ યજ્ઞ એક પ્રકારનાં વિઘ્નો વચ્ચેથી પસાર થઈ પહોંચ્યો છે. મને આશા છે કે ભગીરથ રાજાના પ્રયત્નોના અંતે જે ઇષ્ટ સિદ્ધ થઈ હતી તે જ પ્રમાણે આપણને પણ ત્રીજા પેઢીએ સેવા ધર્મની આરંભાયેલી તપશ્ચર્યામાં શેઠ દુર્ગાપ્રસાભાઈ દ્વારા ફલસિદ્ધિ પ્રાપ્ત થશે. હું તેથી જ તેઓશ્રીને પ્રમુખપદ સ્વીકારવા મુકાયેલ દરખાસ્તને અનુમોદન આપું છું ને તેમને તે પદ ધારણ કરવા વિનંતી કરું છું. (તાળીઓ).

તાળીઓના અવાજો વચ્ચે શેઠ સા. દુર્ગાપ્રસાદભાઈએ પોતાની પ્રમુખ તરીકેની બેઠક લીધી અને તેમને પુષ્પહાર પહેરાવવામાં આવ્યો. બાદ પોતાનું ભાષણ તેમણે વાંચવા માંડ્યું હતું જેની નકલો તે જ વેળા સઘળા સભાસદોમાં વહેંચાઈ હતી જે આ સાથે સામેલ છે.

તેઓશ્રીના ચાલુ **ભાષણમાં વડોદરાના મે. સૂબા સાહેબ માણેકલાલભાઈ એમ.એ. વગેરે પધાર્યા હતા. તેઓને વળતી ગાડીમાં પધારવાનું હોવાથી આપણી સભાને ઉદ્દેશી કાંઈક સદ્‌બોધ આપવાને તેમને સમય આપવામાં આવ્યો હતો.** તેઓ સાહેબે તાળીઓના અવાજો વચ્ચે જે જણાવ્યું તેનો સાર નીચે મુજબ :

આજકાલ જમાનો મારે તેની તલવારનો આવ્યો છે એટલે કે વિદ્યાભ્યાસ કરી જે જે કોમ પોતાની ઉન્નતિ કરે તે કોમ ઉત્તમ ગણાશે માટે આપણે પણ તેમ કરવું જોઈએ. આપણે જાણવું જોઈએ કે Oh charity bagina at home ધર્માદામાં ને બીજા - ત્રીજા રસ્તે આપણું ધન તણાઈ જાય છે. તે બધાનો જ્ઞાતિ ઉદ્ધાર માટે વિદ્યા ભણાવવામાં આપણે ઉપયોગ કરવો જઈએ; ને તમે ધારો તો સહેજ બની શકે. દરેક જણ જો પોતાના ઘર સ્વચ્છ રાખે તો ગામ આખુ સ્વચ્છ રહે, તેમ દરેક

પોતાની પ્રજાને કેળવવા ઠરાવ કરે તો દેશ આખો વિદ્વાન બની જાય. **શરતમાં દોડીને આગળ વધતા ઘોડાને સાથેનો ઘોડાવાળો અગવડ કરી પાછળ પાડવા પ્રયત્ન કરે, તેમ તમે અંદર અંદર કદી કરો ના, તમો સુધરો ને અન્ય આગળ વધેલાને પાછળ ન પાડતાં તેનાથી આગળ વધવા ઉત્સાહ રાખો.** ના મહારાજા સાહેબે ફરજિયાત કેળવણી અને બાળલગ્ન પ્રતિબંધક નિબંધ એ બે ઘણાં ડહાપણયુક્ત પગલાં ભર્યાં છે જેનું રૂડુ ફળ અમને અલ્પ સમયમાં જણાય છે. વળી **ફરજિયાત દંડમાંથી પાંચ ટકા બાદ જતાં બાકીના ૯૫ ટકા તેઓના મહારાજાશ્રીએ કેળવણીમાં વાપરવાનો ઠરાવ કર્યો છે,** અને તેઓશ્રીની વિદ્યા પ્રતિ અદ્‌ભુત અભિરુચિ બતાવે છે.

**આ જ્ઞાતિ અંતિમ બાળલગ્ન માટે નામાંકિત થઈ છે તેમ કહેવામાં મારી ભૂલ તો નથી જ** (તાળીઓ). આપણા વડીલોએ કહ્યું છે તેમ શરીરને મન પર અમુક ઉમર સુધી કાબૂ રાખી બ્રહ્મચર્ય પાળી તેને પ્રૌઢ થવા દઈ ભણી રહ્યા પછી આપણે પરણવું જોઈએ. આપણે માનીએ છીએ કે પુત્ર હોય તો જ સ્વર્ગે જવાય, તેથી વહેલું પરણવું ને વહેલા પિતા થવું એ ઈચ્છા થાય છે પણ તે માનવું વાજબી નથી. આપણે ધર્મ શાસ્ત્ર પ્રમાણે ૨૫ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળવું જોઈએ. એવી ના. મહારાજા સાહેબની તીવ્ર ઈચ્છા છે. પોતે ચાહે છે કે પ્રજા શારીરિક અને માનસિક બળમાં ઉત્તમ થાય અને તે જ હેતુથી તેઓશ્રીએ બાળલગ્ન પ્રબંધ, નિબંધ અને ફરજિયાત કેળવણીના કાયદા ઘડ્યા છે. એક ગામમાં જ્યારે ના. મહારાજા સા. પધાર્યા હતા ત્યારે લોકો પગે લાગવા આવ્યા. બૈરાં પણ હતાં. શ્રીમંતની આજ્ઞા થતાં મેં બાળલગ્ન વિશે બૈરાંને કહેવા માંડ્યું કે તમો પુરુષોને પજવીને બાળલગ્ન કરાવો છો તે સારુ નથી. એક બૈરાએ જવાબ આપ્યો કે જો છોડી બાર વર્ષની થઈ જાય તો પાપ લાગે તેનું કેમ? જવાબમાં મેં જણાવ્યું કે આપણા દેવાધિદેવ કૃષ્ણ ભગવાને રુક્મિણીનું તેમના પત્ર પરથી હરણ કર્યું હતું; અર્જુને પણ સુભદ્રાનું યોગ્ય વયે જ હરણ કર્યું હતું. રામચંદ્ર ભગવાન પણ સીતાના સ્વયંવરમાં પરણ્યા હતા, તે બધી કન્યાઓ શું ૧૨ - ૧૨ વર્ષની હતી? આ સાંભળી તેમણે કહ્યું કે તમે સાચું કહો છો માટે બૈરાંઓને ઉપદેશવાની ઘણી જરૂર છે.

**ભાઈઓ! શેઠ સા. બહેચરદાસને હું જાતે પીછાનતો હતો. તેઓ પુરુષાર્થ બળે કરી સ્વાશ્રયથી આગળ આવ્યા હતા તેમ તમે પણ કરો. જ્યારે જ્ઞાતિ સુધારાની બિલકુલ હિલચાલ નહોતી ત્યારે તેમણે એને શરૂ કરી હતી જે આજ સુધી ચાલુ છે ને તેનું રૂડું ફળ તમને જરૂર અલ્પ સમયમાં મળશે.** (તાળીઓ)

બાદ ધારાસભાના સભાસદ રા. રા. વૃજભાઈ વાઘજીભાઈ પટેલે પણ સમયોચિત ઉપદેશ આપ્યો જેનો સાર નીચે મુજબ છે—

ભાઈઓ! કડવા પાટીદારો, તમો વારંવાર કૉન્ફરન્સો ભરો છો પણ તમારો બાળલગ્નનો રિવાજ કટ્ટો શત્રુ છે. વડોદરા મુકામે જ્યારે તમોએ સભા ભરી હતી ત્યારે ને. ના. મહારાજા સાહેબને માનપત્ર આપી क કલમ કાઢી નાંખવા અરજ કરી હતી, તે પર હજુ વિચાર ચાલે છે. તમો શા માટે ઘણી સંખ્યામાં છૂટાં લગ્ન કરતા નથી? કરો એટલે સુધારો આપોઆપ થશે. તમારી વિરુદ્ધ બાળલગ્ન ચાલુ રાખવા કડી પ્રાંતમાંથી હિલચાલ થઈ છે ને અરજી આવી છે. તમો સમાજમાં ઠરાવ કરી ના. મહારાજા સાહેબને જણાવશો એટલે તેઓશ્રી તમને મદદ કરશે. હું પણ ધારાસભામાં મારાથી બનશે તે યોગ્ય કરીશ. આપણા મે. સૂબા સાહેબે "બાળલગ્ન નિષેધક મંડળ" સ્થાપ્યું છે. પોતે તેના પ્રમુખ છે. હું સેક્રેટરી છું. તમોને તેના મેમ્બર થવા હું આમંત્રણ કરું છું. (તાળીઓ).

બાદ નિમાડ (હોલ્કર સ્ટેટ) કસરાબાદવાળા પા. કાળુભાઈ ગોવિંદભાઈએ પણ બે શબ્દો કહ્યા. તેનો સાર એવો હતો કે - નિમાડના જ્ઞાતિજનોમાં સુધારાની સૂચના કરી અમને આભારી કર્યા છે. અમારા સ્ટેટમાં પણ બાળલગ્ન અટકાવવાનો કાયદો ઘડવા હિલચાલ ચાલે છે. જ્ઞાતિમાં પણ હિલચાલ ચાલુ છે. તેને મારાથી બનતી મદદ કરી હું કૃતાર્થ થઈશ. (તાળીઓ.)

બાદ આ ગૃહસ્થોને વળતી ગાડીમાં પાછા વડોદરે પધારવાનું હોવાથી તેમની પાન-સોપારી કરી હતી અને સમાજ તરફથી સેક્રેટરી શ્રી પુરુષોત્તમદાસે, તેઓએ આપણા કાર્ય માટે પરોપકાર વૃત્તિથી જે તસદી લઈ સદુપદેશ આપ્યો, તે વાસ્તે તેઓનો આભાર માન્યો હતો.

દરમ્યાન પ્રાંગધ્રાથી રા. રતિલાલભાઈ સીતવાળા તથા રા. પોપટલાલભાઈ બંને વડોદરાથી પગ રસ્તે પધાર્યા હતા, તેમને સભાસદોએ સન્માનપૂર્વક વધાવી લીધા હતા.

મે. પ્રમુખ સાહેબનું ભાષણ પૂર્ણ થતાં સેક્રેટરીએ નીચે મુજબ સબ્જેક્ટ કમિટીનાં નામો વાંચી સંભળાવ્યાં હતાં.

૧. મે. પ્રમુખ સાહેબ

૨. મેસર્સ તુલજાભાઈ, અંબાલાલ, જેઠાભાઈ, બહેચરભાઈ વગેરે રિસેપ્શન કમિટી.



૩. ના.કુ. શ્રી લાલસિંહજી, દે. નારણભાઈ, દે. અમરસિંહજી, રા. રતિલાલભાઈ, રા. પોપટલાલભાઈ, મિ. પુરુષોત્તમદાસ વગેરે વ્ય. કમિટી.

શેઠ અંબાલાલ મનસુખરામ    અમદાવાદ    પા. બેચરભાઈ અને ગોરધનભાઈ    - ગણપતપુરા

શેઠ જગજીવનદાસ દુધવાળા ,,
પાં. ભોગીલાલ નથુભાઈ ,,
રા. કેશવલાલ માધવલાલ વકીલ ,,
પા. ચુનીલાલ અને પા. નાથાભાઈ લાડોલ
પા. ચતુરભાઈ અને
પા. અંબારામભાઈ થોળ
પા. ઘનશાહ જયકરણદાસ આદ્રજ
પા. નાથાભાઈ છગનલાલ શેરથા
પા. ઈશ્વરભાઈ અને છગનલાલ સરઢવ
પા. જેઠાભાઈ, હીરાભાઈ,
છોટાલાલ ગરબડ,
રાયજી ભગવાન, નાથાભાઈ,
કેશવલાલ ચોકસી વગેરે પાંદરા.
પા. મોતીભાઈ રાયજી ઈટોલા
પા. ઝવેરભાઈ લલુભાઈ ચકલાદ
પા. નગીનભાઈ વૃજલાલ અમદાવાદ
પા. હીરાલાલ વસંતદાસ ,,
પા. માણેકલાલ જેઠાભાઈ ,,
દે. કાળીદાસ, પરી. લાલજીભાઈ,
પરી સોમનાથ,
પરી મફાભાઈ વગેરે વિરમગામ
પા. દેસાઈ મોહનભાઈ દામનગર
પા. દેસાઈ મથુરભાઈ પાતરવેણી
પા. ગરબડ દુલ્લભ સાણપોર

પા. હીરાભાઈ ગરબડ સાંપલા
પા. ગરબડ કાલીદાસ સાંગમા
નીમાડ કડવા પા. સભાના
પ્રમુખ દેવાજી રેસીત
પા. અમરચંદ પૂંજરાજ પાડલ્યા (નીમાડ)
પા. નારણજી, રતનસી,
વિશ્રામ વગેરે ઘાટકોપર
પા. જીવરાજ ખેતસી ગડાણી (કચ્છ)
પા. પુરુષોત્તમ નારણભાઈ તતારપુરા
પા. જેઠાભાઈ તથા ઈશ્વરભાઈ તરસાળી
પા. નાથાભાઈ રાયજી વટાદરા
પા. નારણજી રતનજી વાંકડા
પા. મહજી સખીદાસ મુવાલ
પા. શંકરભાઈ ખુશાલભાઈ વડોદરા
પા. મૂળજીભાઈ બાપુભાઈ સરસવણી
પા. મનોરભાઈ રાયજીભાઈ ગવાસદ
પા. છગનલાલ નરોત્તમદાસ અઘાર
પા. આશાભાઈ ઝવેરભાઈ અભોર
પા. ગોરધનભાઈ હરજીવન મુ. વડદલા
પા. પુરુષોત્તમ હીરાભાઈ આંતી
શ્રી રામચંદ્ર વ્યાસ વગેરે નીમાડી.
પા. છીતરજી બેચર વગેરે કસરાબાદ
પા. મોહન ધરમદાસ જાખોરા

બાદ સભા બરખાસ્ત કરવામાં આવી હતી અને સબ્જેક્ટ કમિટી બીજા દિવસોના ઠરાવો નક્કી કરવા બેઠી હતી.

## તા. ૩૧-૧૨-૧૬ બીજો દિવસ

બીજા દિવસે પણ બપોરના એક વાગેથી કામની શરૂઆત થઈ હતી, કારણ કે આપણા સમાજ તરફથી ને. ના. શ્રીમંત મહારાજા સાહેબને તા. ૨૫-૧૨-૧૬ના દિવસે શેઠ દુર્ગાપ્રસાદજી, કુ. શ્રી લાલસિંહજી, મે. ડૉ. સા. પીતાંબરદાસભાઈ, દે. અમરસિંહજી, વકીલ કેશવલાલભાઈ વગેરે ભાઈઓ સભામાં પધારવા આમંત્રણ આપવા હજૂરમાં ડેપ્યુટેશનના રૂપમાં ગયા હતા. તેઓની સઘળી બીના ના. શ્રીમંત મહારાજા સાહેબે ઘણી કૃપાથી ૨૦ મિનિટ સુધી સાંભળી હતી. બાદ સમાજનો પ્રોગ્રામ

જોયા પછી આમંત્રણ સંબંધી ચિતાર પર રાખ્યું હતું. એ પરથી પ્રોગ્રામ તેઓશ્રી તરફ માનપૂર્વક નમ્રતાથી રજૂ કરવામાં આવ્યો હતો. તેઓશ્રીની આપણા સમાજનું કામ જોવાની ઈચ્છા હતી પરંતુ શારીરિક અસ્વસ્થતાથી આપણાં કમનસીબે તેમ ન બન્યું. મે ન્યાયમંત્રી સાહેબને તેઓ નામદારથી એ પાદરા સમાજમાં પધારવા સૂચના કરી અને તે મુજબ મે. ન્યાયમંત્રી સાહેબ આજરોજ પધાર્યા હતા, એ પણ મોડું થવાનું કારણ હતું. તેઓશ્રી મંડપમાં પધારે તે પહેલાં સભાનું કામ શરૂ થયું હતું.

પ્રથમ કુલ દેવીશ્રી ઉમા તથા ભગવાન શંકરની સંગીતના સાહિત્ય સાથે સ્તુતિ કરી અને કામ શરૂ કર્યું. મે. પ્રમુખ સાહેબે નીચેનો ઠરાવ રજૂ કર્યો.

**ઠરાવ ૧લો**

"આ સમાજને, ને. ના. શહેનશાહ પાંચમા જ્યોર્જ અને શહેનશાહબાનું મેરીનું દીર્ઘાયુષ્ય ઈચ્છી; બ્રિટિશ તાજ પ્રત્યેની પોતાની સંપૂર્ણ વફાદારી જાહેર કરે છે અને ચાલતા યુરોપીય મહા વિગ્રહમાં તેમને ન્યાય અને નીતિના ખાતર ઊતરવું પડ્યું છે, તેમાં તેમને મિત્ર રાજ્યો સહ સત્વર વિજય પ્રાપ્ત થાય તે માટે પરમાત્માને અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરે છે." તાળીઓના અવાજ વચ્ચે આ ઠરાવ સર્વાનુમતે પાસ થયો હતો.

**ઠરાવ ૨જો**

"ને. ના. સેનાખાસખેલ સમશેર બહાદુર શ્રીમંત સરકાર સર સિયાજીરાવ મહારાજે "ફરજિયાત કેળવણી, તથા બાળલગ્ન પ્રતિબંધક નિબંધ"ના કાયદા ઘડી આપણી જ્ઞાતિ પર અનહદ ઉપકાર કરેલો છે, તેથી આ સમાજ તેઓ નામદારશ્રીનું સહકુટુંબ દીર્ઘાયુષ્ય ઈચ્છે છે."

આ ઠરાવ પણ મે. પ્રમુખ સાહેબે રજૂ કર્યો જે તાળીઓના અવાજ વચ્ચે સર્વાનુમતે પાસ થયો હતો.

**ઠરાવ ૩જો**

"ધર્મ અને વૈદકશાસ્ત્ર વિરુદ્ધ, પાપયુક્ત અને જ્ઞાતિનાં તન, મન અને ધનની પાયમાલી કરી રહેલા બાળલગ્નના અદ્વિતીય નઠારા રિવાજ પ્રતિ આ સમાજ સંપૂર્ણ તિરસ્કારની નજરથી જુએ છે અને તેને દરેક રીતે નાબૂદ કરવા સઘળા જ્ઞાતિ શુભેચ્છકોને આગ્રહપૂર્વક ભલામણ કરે છે."



આ ઠરાવ વડોદરા જેલ સુપરિન્ટેન્ડેન્ટ પ્રસિદ્ધ વક્તા મે. ડૉ. સા. ધનજીશાહભાઈએ રજૂ કર્યો અને તેના સમર્થનમાં ઘણું કિંમતી ભાષણ કર્યું હતું જેનો સાર નીચે મુજબ છે.

તમારી સભામાં આ ઠરાવ રજૂ કરવાની મને તક આપી ઘણું માન આપ્યું

છે. તમે જાણો છો કે ને. ના મહારાજા સાહેબની ફરમાયશથી મેં **"બાળલગ્નની બદી"** નામક પુસ્તક રચ્યું છે અને તે લોકોમાં વહેંચ્યું છે ને તે જ વિષય પર હું બધે ભાષણો આપું છું.

આપણા દેશમાં તમે જુવાનોને સુકા, નબળા બાંધાના, પાંસળા દેખાતા અને મંદ બુદ્ધિના જુઓ છો. કેટલાક બુદ્ધિમાં ઝળકી પ્રકાશી દેશનું - જ્ઞાતિનું કલ્યાણ કરી શકે તે પહેલાં અશક્ત બની સ્વર્ગે સીધાવતા પણ તમે જુઓ છો, વળી મારા ડૉક્ટર તરીકેનો અનુભવમાં મેં બાળલગ્નના લીધે ઘણા યુવાનોને મીઠા પેસાબના દર્દથી પીડાતા અનુભવ્યા છે. પૂણેના એક હિંદુ ડૉક્ટરે વીર્ય વિહીનતાના ૩૦ ટકાનું પ્રમાણ જણાવ્યું છે. સ્ત્રીઓની એથી પણ વધારે અવદશા છે. તપાસ કરાવતાં આપણા ના. મહારાજા સાહેબને માલૂમ પડ્યું છે કે ઘણી સ્ત્રીઓ સુવાવડમાં મરી જાય છે. સ્ત્રીઓ નબળા બાંધાની અને અશક્ત મનની હોવાનું કારણ તેઓ વહેલી ઉંમરે સંસાર માંડે છે તે છે. જે ઉંમરે તેઓ નિર્દોષ રમત રમતી હોય તે ઉંમરે તેમને વિધવા થયેલી જોઈએ છીએ, તે કેટલું દિલગીરી ઉપજાવનાર છે. દેશમાં નાની વયની જબરજસ્ત સંખ્યા વિધવાઓની જોઈ હૃદય કંપી ઊઠે છે. તેમનો એવો દુઃખી જન્મારો કેમ જતો હશે તેનો વિચાર કરો. એ બધું બાળલગ્નનું ફળ છે. **તેઓ પાપ કર્મ કરે છે, ગર્ભપાત થાય છે, સાસુ - નણંદ તેમને સંતાપે છે, તેઓ આપઘાત કરે છે અને અફીણ ખાય છે. નાની વયમાં પરણેલી સ્ત્રીઓના પેટે જે બાળકો થાય છે, તે તદ્દન વાંદરાનાં બચ્ચાં જેવાં ઝીણા કદનાં ને રોગી હોય છે, ને પ્રમાણમાં ઘણાં મરી જાય છે. દર પાંચમાં એક મરણ પામે છે.** આ પ્રમાણે મરી જવાથી દેશને કેટલું નુકસાન થાય છે? આવાં બીજા કારણો પણ હોય પરંતુ મોટા ભાગે બાળલગ્ન એ આનું મુખ્ય કારણ છે. રાનડેના મત પ્રમાણે મુસલમાનોના આવવાથી પરદેશ જવાનું બંધ થયું. જ્ઞાતિઓ વધી પડી અને સુધારો અટકી પડી ઘણા નઠારા રિવાજો પ્રવેશી ગયા છે. વેદ ભૂલી જવાયા છે. સ્ત્રીઓનો દરજ્જો અર્ધાંગના - ગૃહદેવીથી ઊતરી દાસી તરીકે થયો છે ને તેમાં પણ **પાટીદારોમાં તો વહુ મરી જતાં, મને શરમ ને દિલગીરી થાય છે કે, તે ઉંદરડી મરી ગઈ તેમ કહેવાય છે. સ્ત્રી-ભવિષ્યની માતાનો આ દરજ્જો!** આ અનાથને દાસી જેવી સ્ત્રીઓના પેટે વશિષ્ઠ, ભીષ્મ - અર્જુન - ભીમ - રામ - કૃષ્ણ આદિ દેવાંસી નરો કદી ઉત્પન્ન થશે એમ તમે આશા રાખો છો? આ દશામાં ઊતરતી ઊતરતી પદવી પામતાં સ્ત્રીઓમાં પણ અહલ્યા, તારા, સીતા, દમયંતી દ્રૌપદી વગેરે મહા સતીઓ શું પાકવાની તમે આશા રાખો છો? બિલકુલ નહિ. બાળલગ્નના પરિણામે આપણા દેશમાં વીર નરો કે વીરાંગના સતીઓ થતી નથી.

કડવા પાટીદારોમાં તો બાળક તેની માતાના પેટમાં હોય છે, ત્યારથી જ પરણાવવાની વેતરણ કરી રાખે છે તે કેટલું બધું બેહૂદું છે? અમરેલીમાં એક વાણિયાએ પોતાની પુત્રીને મોટી કરી છતાં પરણાવી નહિ. તેથી લોકો તેની બહુ નિંદા કરવા લાગ્યા અને અંતે કેટલાક સુધારાના વિચારવાળા સંકોચાવા લાગ્યા. કડવા પાટીદારોમાં કેટલાક પૂરત-ચાંલ્લાનાં નાણાં લઈ કન્યા મેળવી શકે છે. તેતાઓ પૈસા મળવાની લાલચે અલ્પ અપરાધે પણ બીજી સ્ત્રી, ત્રીજી સ્ત્રી કરી પૈસા મેળવી મોજ ઉડાવે છે ને બિચારી દુઃખી સ્ત્રીઓને રઝળાવે છે એ ઘણું ખરાબ છે. એ પણ બાળ લગ્નનું જ પરિણામ છે. હિંદુસ્તાન દેશના જુદા જુદા વિભાગ કરતાં આ વિભાગમાં બાળલગ્ન બહુ થાય છે.

શાસ્ત્રોમાં ૨૫ વર્ષનો પુરુષ ને ૧૬ વર્ષની કન્યાનું લગ્ન કરવા કહેલું છે. તે પહેલાં સંસાર માંડે તો બાળક મરેલું જન્મે, મા થોડું આયુષ્ય ભોગવી મરી જાય યા બહુ રોગી ને દુર્બળ રહે. વિદ્વાનો ચરક, શુશ્રુત, વાગ્ભટ વગેરે પણ મોટી વયે લગ્ન કરવાનું કહે છે, જેનાં શાસ્ત્રોમાંથી ઘણા શ્લોકો વાંચી તેમણે પ્રમાણ આપ્યાં હતાં. ૧૬ વર્ષ સુધી શરીરની વૃદ્ધિ થાય છે, ૨૫ વર્ષ સુધી વીર્ય વધે છે. ૪૪ વર્ષ સુધી તે સ્થિર થઈ રહે છે અને પછી શરીરમાં તેનો ઘટાડો થવા માંડે છે. ધર્મ શાસ્ત્રો, મહા નિર્વાણતંત્ર વગેર પણ એ જ મત ધરાવે છે. **ઋગવેદનું ૪૬મું સુક્ત એવું કહે છે કે "તું તારા ગૃહમાં અધિકારિણી થશે. તું પથ્થર પર ચડ અને પથ્થર જેવી દઢ થશે.** આ વગેરે વચનો શું સ્ત્રીના બાળપણાનું સૂચન કરે છે? **યાજ્ઞવલ્કય કહે છે કે "કન્યા તરુણ પસંદ કરો" અંગ્રેજ (વિદ્વાન ડૉક્ટરો કહે છે કે કન્યા રજસ્વલા થઈ એટલે તે સંસારને યોગ્ય થઈ તેમ માનવાનું નથી. એ તો યુવાનીની શરૂઆતની નિશાની છે. પાશેરામાં પહેલી પૂણી છે.** શું બાળકને દાંત આવવા માંડ્યા કે તમે તેને તરત જ ચાવવાનો ખોરાક આપો છો? ના બિલકુલ નહિ. ડૉ. આત્મારામ પરભુ કહે છે કે રક્સ સ્રાવ આવવા માંડ્યા પછી તેને નિયમિત આવવા દેવું ને છેવટે ૨૦ વર્ષે સ્ત્રીનું લગ્ન કરવું જોઈએ. બેંગાલમાં તો એક કન્યાએ બાળલગ્નને લીધે આપઘાત કર્યો હતો; પણ આપણા દેશમાં તો બાળલગ્નના પ્રતાપે હજારો સ્ત્રીઓ દવાખાને મૃત્યુ પામે છે. એક સ્ત્રી ડૉક્ટર કહે છે કે ગામડાંમાં સ્ત્રીને રક્તસ્રાવ પ્રાપ્તિ મોડી આવે છે. પુખ્ત ઉંમર પહેલાં લગ્ન કરવાથી ચાર ગેરફાયદા થાય છે. વાંઝિયાપણું, દેશમાં ૫૦ ટકાથી વધુ નિસંતાન રહેવું; ખોડખાપણવાળાં બાળકો, દુઃખી, દરદી ને કંગાલપણું; છેવટે નિર્બળવંશ થવો. આ પ્રમાણે બાળલગ્નથી પેઢી ઉતાર નિર્બળતાને અલ્પઆયુષ્ય વારસામાં મળતું રહેવાથી આખરે આખી કોમમાં આ દશા થાય છે. બાળલગ્નની બાબતમાં, **"મગર, મંકોડી, હરિયળ, કાઠી, યાને બુદ્ધ ત્રિયાકી માઠી."**

એ કહેવત મુજબ સ્ત્રીઓની હઠથી એવું કરવું પડે છે પણ તમો તેમને તેવા વખતે તાબે ન થાવ. ઘણીવાર માણસ સારા ઘરનો વર કે કન્યા મેળાવડા બાળલગ્ન કરી નાંખે છે. તમો ઢોરની જાત સુધારવા મજબૂત ઢોર શોધી સંબંધ વધારો છો ખરીદવા પણ પુષ્કળ તપાસ કરી ઢોર ખરીદો છો પણ વહુ કે વરનો સંબંધ કરવા એક ઢોરની પરીક્ષા જેટલી પણ તપાસ કરતા નથી કે કાળજી રાખતા નથી. બાળલગ્નથી છોકરો ને છોકરી પોતાનો વિદ્યાભ્યાસ આગળ ચલાવી શકતો નથી. તમો કહો છો કે, દેશ ગરમ હવાવાળા ઉષ્ણ કટીબંધમાં છે તેથી આપણાં બાળકોને યુવાની વહેલી આવે છે પણ તમે ખ્યાલ કરો કે વેદના સમયમાં - પ્રાચીનકાળમાં શું દેશ ઉષ્ણ કટીબંધમાં નહોતો? એનો બાળલગ્ન કરવાની નઠારી રૂઢિના ભક્તોનું લૂલુંપાંગળું છે, બીજી કોમોમાં જ્યાં મોટી ઉંમર સુધી કન્યાઓ કુંવારી રહે છે તેમાં શું બગાડો થાય છે? બિલકુલ નહીં. છોડીઓ અને છોકરાને યુવાની વહેલી આવે તે તેમના મનના વિકારને નબળાઈનું કારણ છે.

આ વગેરે વિચાર કરી આપણું ભવિષ્ય સુધારવા ના. મહારાજા સાહેબે બાળલગ્નનો ધારો ઘડવો છે, તેને તમો પ્રજાના એક ઘણા અગત્યના મુખ્ય અંગ તરીકે અનુસરી સુધરી દેશના સુધારામાં ખાસ ભાગ લ્યો. આ બાબતમાં રાજ્યબળ કરતાં પણ ધર્માચાર્યો ઘણું કરી શકે. જો ગોસ્વામી મહારાજો ઠરાવ કરે કે ૧૬ વર્ષ પહેલાં પુત્રી અને ૨૫ વર્ષ પહેલાં પુત્ર પરણાવનાર પિતામાતાને મંદિરમાં આવતા નહિ દેવાં, બસ થયું. બીજે જ દિવસથી સુધારો વિના સંકોચે અમલમાં આવી જશે.

છેવટે હું એટલું જ કહીશ કે તમો તમારા પરોપકારી આગેવાનોની શિખામણને અનુસરો, તેમને સહાયક થાઓ અને **માતાજી ઉમિયા દેવીના સેવક તરીકે તેમની આજ્ઞા માગો કે પાંચ પાંચ વર્ષે લગ્ન આપે અને તમો માગશો તો મને ખાતરી છે કે તે દેવી જરૂર આપશે.** (તાળીઓ.)

આ ઠરાવને અનુમોદન આપતાં આદ્રજમેડા, તા. કડી વાળા પા. ધનશા, જેકરણદાસ પટેલે જણાવ્યું તેનો સાર નીચે મુજબ—

બાળલગ્ન માટે આપણે સહુ હવે સમજ્યા છીએ પણ તેને ટાળવા ખરેખરો પ્રયત્ન કરતા નથી. આપણે તેથી કજોડાં કરી જાણીજોઈને દુ:ખ વ્હોરીએ છીએ ને પછી ક્લેશમાં જિંદગી જાય છે. આપણા એક તિથિનાં લગ્ન વખતે બધી વસ્તુઓ મોંઘી મળે છે. દેખાતું ઓછું ખર્ચ પરિણામે વરકન્યાના મરવાથી તથા પાછું પૂંખવા વખતે કરી ખરચ એનું એ જ કરવાથી આખરે ડબલ નુકસાન થાય છે. બાર વર્ષ પહેલાં છોકરાં પરણાવવા રૂ. ૧૦૦ વ્યાજે લાવ્યા હોઈએ તો છોકરાં પૂંખવા યોગ્ય થતાં તે નાણાં વ્યાજ સાથે ડબલ થઈ જાય. આ રીતે આપણી ગરીબાઈનું બાળલગ્ન

પણ એક મુખ્ય કારણ છે. સભામાં પ્રસંગ ક્લેશ થાય છે વગેરેનો વિચાર કરી ના. મહારાજા સાહેબે ''બાળલગ્નને અટકાવવા કાયદો'' ઘડ્યો છે. તેઓશ્રીની ઇચ્છા મુજબ આપણે ચાલવું એ આપણો ધર્મ છે. (તાળીઓ).

આ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં સરઢવના પા. છગનલાલ પીતાંબરદાસે જણાવ્યું તેનો સાર નીચે મુજબ છે.

આપણા જ્ઞાતિબંધુઓને બાળલગ્ન કરવાની ફરજ પાડનાર ઊંઝામાંથી જે લગ્ન એક જ તિથિનાં આવે છે તે છે. વળી રિવાજ પડ્યો એટલે બાળકો કુંવારાં રાખે તો આબરૂ જાય. તેથી ગમે તેટલી અગવડો હોય તોપણ દેવું કરીને પણ લગ્ન કરે છે. આથી કજોડાં થાય છે. બે સ્ત્રીઓ થાય છે. છેડાછૂટકા અપાય છે. આવા પ્રસંગોમાં જાસાચિઠ્ઠીઓ બંધાય છે ને ઘણાં નુકસાન થાય છે. રૂપાલમાં એક કન્યાવાળાએ વરને માથે ઊનું પાણી રેડીને મારી નાંખ્યો હતો. લગ્નની તિથિ ફરે તો આ બધાં દુઃખ દૂર થઈ જાય. બાળલગ્ન બંધ કરી અમારું જીવન સફળ કરવા ના. મહારાજા સાહેબે કાયદો કર્યો છે પણ અમારા કમનસીબ વચ્ચે એક क અપવાદ રાખ્યો છે જે દૂર નહિ થાય ત્યાં સુધી, અમારું શ્રેય થનાર નથી. આ બાબતથી વિરુદ્ધ ને. ના. મહારાજા સાહેબને અરજ કરનારા મોટા ભાગે લગ્ન કાઢનાર પટેલો છે, જે પોતાના હક વગેરે વિધવિધ સ્વાર્થથી તેમ કરે છે. હવે છૂટાં લગ્ન ઘણાં થાય છે, માટે શ્રીમંત મહારાજા સાહેબ અમને પ્રોતાનાં બાળકો ગણી અમારું દુઃખ દૂર કરશે તેવી વિનંતી છે. કેળવણી લેવાનાં આટલાં આટલાં સાધનો છતાં એકે કડવો પાટીદાર આગળ વધતો નથી, તેનું કારણ માત્ર બાળલગ્નના પરિણામે વહેલું સંસારમાં પડવું પડે છે તે છે. આ વગેરે દુઃખો તરફ દયા દૃષ્ટિ કરી ના. મહારાજાસાહેબ બાળલગ્નને દૂર કરશે તેવી મારી આશા છે. (તાળીઓ).

બાદ આ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં શેરથાના પા. નાથાલાલ છગનલાલે પણ વિદ્વતાભરેલું ભાષણ વાંચ્યું હતું જે પુનરુક્તિ દોષના ભયથી અત્રે આપવું મુલતવી રાખ્યું.

બાદ આ ઠરાવને છેલ્લું અનુમોદન સમાજના સેક્રેટરી મિ. પુરુષોત્તમદાસે આપ્યું હતું અને સઘળા વક્તાઓના વ્યાખ્યાનમાં વધારો કરતાં જે જણાવ્યું તેનો સાર નીચે મુજબ છે :



ભાઈઓ! આખી પૃથ્વી પર વસતાં માણસો બધા એક જ પદ્ધતિથી લગ્ન કરે છે એટલે પુત્ર-પુત્રી યુવાનીમાં આવે ત્યારે એક બીજા અન્યોઅન્ય પરીક્ષા કરી સંબંધમાં જોડાય ચે. આપણા દેશમાંહેની પણ માત્ર આપણી જ્ઞાતિ સિવાયની સઘળી જ્ઞાતિઓ આપણા ઘણા આશયયુક્ત શાસ્ત્રો પ્રમાણે વિધિ સહ વરકન્યા સમજુ થાય ને ઉંમરે

આવે ત્યારે લગ્ન કરે છે; પણ આખી આલમથી આપણે જુદી જ રીતે લગ્ન કરીએ છીએ. દોઢ દોઢ માસનાં બાળકો પરણાવી દઈએ છીએ, ત્યારે એક મહાન પ્રશ્ન ઊભો થાય છે કે આ તે આખી દુનિયાથીએ આપણે ડાહ્યા? શું આખી આલમથી આ પણ ડાહ્યા ને તે બધી દુનિયાના બીજા લોક અજ્ઞાન હશે? ના. દુનિયાના લોકો અજ્ઞાન નથી. આપણા દેશની અન્ય જ્ઞાતિઓ અજ્ઞાન નથી પણ આપણાથી ઘણી ડાહી છે, કારણ કે તેઓ આપણા શાસ્ત્રકારો જે વિશ્વવંદનીય હતા. તેમનાં વચનોને પાળીને ચાલે છે જ્યારે આપણે તે પવિત્ર વિશ્વમાન્ય વચનોનો ભંગ કરીએ છીએ વાસ્તે મૂર્ખ છીએ. શું આવું બધું આપણે સમજતા નથી? સમજીએ છીએ છતાં અજ્ઞાન વિભાગના અપવાદથી ડરીએ છીએ ને સ્વતંત્ર વર્તન કરવા પૂરતું હૃદય બળ ધરાવતા નથી ને તેથી સમજવા છતાં પણ આપણે આગળ પગ ધરી શકતા નથી. અરે, આપણે ધર્મ ધર્મ કરી તેના નામે મરવા પણ તૈયાર થઈએ છીએ, પણ ધર્મશાસ્ત્રોમાં કહ્યું છે તે જાણવા ને તે પ્રમાણે ચાલતા-પાળવા બિલકુલ બેપરવાહ રહીએ છીએ; રૂઢિને લોકાપવાદથી ડરીને ધર્મશાસ્ત્રો પર પગ મૂકતાં પાછા પડતાં નથી, અને આપણી આજની અધમદશા એ પાપનું ફળ છે. આપણા વેદ, શાસ્ત્રો, ઉપનિષદો, સ્મૃતિઓ વગેરેને પ્રાચીન હોવાનું માનો છો, ત્યારે મુસલમાનોના વખતમાં આફત ધર્મ તરીકે અંગીકાર કરેલા આજકાલના આ અધમ્ય રિવાજને શાથી વળગી રહો છો? સુધારો કરવો એ જો મૂર્ખતા હોય તો તું મે જુઓ કે આપણા પ્રાચીન મનુમહારાજની સ્મૃતિ ઉપર યાજ્ઞવલ્ક્ય મુનીએ સુધારો કરી થોડા ફેરફાર સાથે નવી સ્મૃતિ લખી, વળી તેમના પર થોડા સુધારાવધારાવાળી લખી નાખી, એ બધા મહાપુરુષો મૂર્ખ હતા કે? કદી નહિ. તેમણે જમાનાની સાથે દેશકાળને અનુસરી પોતપોતાના મત મુજબ અસહ્ય અભિપ્રાયમાં સુધારોવધારો કર્યો છે. બન્ધુઓ! તમો જાણો છો કે રાજા એ પ્રભુનો પૃથ્વી પરનો પ્રતિનિધિ છે. (नराणीच नराधिषम् મનુષ્યોનાં રાજા એ મારી વિભૂતિ છે. ગીતા). હું એક રાજ્યનિષ્ઠ પ્રજા તરીકે તમને જણાવું છું આપણા ને. ના. શ્રીમંત મહારાજા સાહેબ પણ તેજ કૃષ્ણ પરમાત્માની વિભૂતિ છે. વળી પ્રભુનાં વચનામૃત-આદેશને વેદમાં વર્ણવ્યાં છે. વેદના મંત્રોને શ્રૃતિસ્મૃતિ આદિએ સ્પર્શ કર્યા છે ને તે પ્રમાણે જ આપણા કૃપાળુ મહારાજાએ પણ પોતાની સ્મૃતિ, કાયદાપોથીમાં ધર્મશાસ્ત્ર સ્મૃતિના નિયમને અનુસરી "બાળલગ્ન અટકાવવા ધારો" ઘડી પ્રભુની વાણી જે વેદમાં છે, તેને સંસ્કૃતમાંથી પ્રાકૃતમાં મૂકી છે. એ પ્રભુની આજ્ઞાને પ્રભુના પ્રતિનિધિ તરીકે આપણા મહારાજા સાહેબ અમલમાં મેલે, તેનો ભંગ કરીએ તો કેવું મહા પાપ લાગે? આપ જાણવા છતાં અત્રે એકત્ર થયેલામાંથી કોને આ કાયદો તોડવાની કે બાળલગ્ન કરવાની ઇચ્છા છે. કોની એ પાપમાં પડવાની મરજી છે? કોને શ્રીમંતની

ઈચ્છા વિરુદ્ધ આચરણ કરવું છે? બોલે બોલો? કોઈને નહિ, રાજા પ્રજા વચ્ચે પિતાપુત્રના સ્નેહ સમ્બન્ધને લીધે આપણી જ્ઞાતિ જેવી તેમની અજ્ઞાન પ્રજાના કકળાટથી તે પ્રસંગે તેઓશ્રી એ क અપવાદ રાખ્યો હતો.

હવે વધુ વખત વીત્યો છે. પ્રજા સમજુ બની છે. છૂટાં લગ્નો થાય છે. બીજી પ્રજાઓ આગળ વધે છે. આપણે ક્યાં સુધી क અપવાદનો વિસામો લેવો છે? આપણે આમ તો દિનપ્રતિ પાછળ પડતા જ જઈશું. **બન્ધુઓ તમને પ્રભુએ બાળકોના પિતા કર્યા એટલે શું તે તમારી ખાનગી મિલકત થઈ ગઈ કે? ના જેમ એક ગૃહસ્થ પોતાની મિલકતનું વીલ કરી આબરૂદાર - સારા માણસને તેનો ટ્રસ્ટી બનાવી સોંપે છે, તેમ તમને પ્રભુએ પોતાનાં બાળકોરૂપ મિલકત સારા માણસ ધારી વહીવટ કરવા સોંપી છે. તેને તમારા મમત્વને ખાતર જો ઉપયોગમાં - દુરુપયોગમાં વાપરશો, તો પ્રભુના ટ્રસ્ટનો ભંગ કર્યાનું મહાપાપ લાગશે, જેના પરિણામે પુનર્જન્મમાં વાંઝિયા થવું પડશે. ભાઈઓ! આપ દ્વિજોત્તમ ક્ષત્રિય છો, છતાં શા માટે શૂદ્રના રીતરિવાજ ઝાલી રાખી શૂદ્ર બનવા લલચાવો છો?** વિદ્યાભ્યાસ કરતાં, પ્રભુના એક પ્યારા નિષ્પાપ વિશુદ્ધ બ્રહ્મચારીના હૃદયમાં, જ્યાં સરસ્વતી દેવીએ પ્રસન્ન થઈ પોતાનો પ્રાદુર્ભાવ જણાવ્યો હોય છે, તેવા હૃદયમંદિરમાં શા માટે તમે તેને પુંખી ગૃહદેવીનું મંદિર બનાવો છો?

એવા નિર્મળ મન મંદિરમાં વિદ્યાદેવીને બદલે વહુદેવીના વિચારો આવતાં, તે ભ્રષ્ટ થયેલા મંદિરમાંથી પવિત્ર બ્રહ્મચારિણી સરસ્વતી રૂષણ લઈ અંતર્ધ્યાન થાય છે, ને પછી વાંચતાં, વારંવાર તે નવા પુંખેલા વિદ્યાર્થીને વહુનો ભાસ થાય છે એટલે તે મનન કરે છે, ને તેને તે સ્થિતિમાં વારંવાર વહુનો સાક્ષાત્કાર થાય છે. અરે બન્ધુઓ! વિચારો વિચારો, આ છોકરો હવે ભણવા જઈ તેનાં માબાપનું ને તેનું શું ધોળશે? શું તમે એમ કહેવા તૈયાર છો કે મહાદેવી ઉમાની આવી આજ્ઞા છે? તમે બતાવશો કોઈ ગ્રંથમાં? જે ઉમાએ પોતાના પ્રભુ શંકરને પ્રસન્ન કરવા - વરવા ૩૦ વર્ષની વય સુધી હિમાલયમાં બરફથી ઢંકાયેલાં શિખરોમાં, પોતાના અતિ શીતળ જળથી મંદ મંદ વહેતી, ગંગા નદીના ગળાપુર પાણીમાં તપ કરી, ભગવાન શંકરને પ્રાપ્ત કર્યા હતા; તે મહાસતી શું પોતાના બાળકોને આમ ૪૦ -૪૦ દિવસની વયમાં વરાવવા આજ્ઞા કરે ખરાં? ઓ મારા પતિત ભ્રાતાઓ! શા માટે મહાદેવીને દોષ દઈ પાપમાં પડો છો? શા માટે ના. મહારાજાસાહેબના કાયદાને ઠગવાની બારીઓને છીંડાં શોધો  છો? તમો ફૂલના દડાને બાહ્યવરનાં લગ્ન કરી કાયદામાં આપેલી છૂટનો લાભ લઈ પછી પરણાવવાને બદલે, તેવાં **નાની** વયનાં બાળકોને પુંખી નાંખી ગૃહસંસારમાં પાડો છો ને કાયદાથી નાસી છૂટો છો. તમો ખોટા બહાને વિવાહ કરતાં પરવાનગી મેળવીને

પણ ધારાના હેતુ મુજબ વરકન્યા વચ્ચે ચાર વર્ષનો તફાવત (કન્યાથી વર ચાર વર્ષે મોટો) રાખતા નથી. વગેરે વગેરે રીતે કાયદામાંથી મુક્તિ મેળવવા, કકળાટ કરી ના. મહારાજા સાહેબને ખોટી અરજ ગુજારો છો. એવા સ્વાર્થીઓની અરજ પર લેશ પણ લક્ષ આપવામાં આવે, તે પહેલાં અમે ના. શ્રીમંત સરકારના ન્યાયપ્રિય અધિકારીઓને વિનંતી કરી પૂછીશું કે રાજ્યની કઈ પ્રજાએ ફરજિયાત કેળવણીના અને બાળલગ્નના ધારાને આહ્વાન - આમંત્રણ મોકલ્યું હતું? કંઈ ઉચ્ચ જ્ઞાતિઓએ પણ આ ધારાને બિલકુલ બબડ્યા વિના વધાવ્યા છે? ને કઈ ઉચ્ચ જ્ઞાતિના, આ ધારાના ભંગ માટે દંડ થયા નથી? તો પછી અમારા જેવી જ્ઞાતિ, આ ધારાના સંબંધમાં કદાચ બબડે તો તેથી શું સમસ્ત જ્ઞાતિ - જાતના હિતના વિચારને બાજુએ મૂકવો ઈષ્ટ ગણાય? છેવટે આ ધારાનો અન્ય, જ્ઞાતિઓની માફક અમને પણ સમ્પૂર્ણ લાભ મળે તેવી ગોઠવણ કરવા. મે. ન્યાય મંત્રીજીને અરજ ગુજારી હું બેસી જવા રજા લઉં છું. (તાળીઓ).

બાદ આ બધાં વિવેચનોના મે. ન્યાયમંત્રી સાહેબે વળતા જવાબમાં જે જણાવ્યું તેનો સાર નીચે મુજબ–

ના. મહારાજાસાહેબ પોતે અત્રે પધારવાના હતા. પણ તેઓશ્રીના પગને જરા ઈજા થવાથી તેઓશ્રીની આજ્ઞાનુસાર હું અત્રે આવેલો છું. અત્રે જે ભાષણો થયાં, તે જો શ્રીમંત મહારાજા સાહેબે સાંભળ્યા હોત તો તેઓ નામદાર ઘણા ખુશી થાત. હું કહીશ કે "બાળલગ્ન પ્રતિબંધક નિબંધ"માં જે क અપવાદ મુંકવામાં આવ્યો છે, તે કોમની લાગણીને માટે રાખવામાં આવ્યો છે. જો તમો એવી માગણી કરશો કે તેવો અપવાદ અમારે હવે ન જોઈએ, તો ના. મહારાજાસાહેબ તે અરજ સ્વીકારશે. શ્રીમંત મહારાજાસાહેબને મેં હકીકત રજૂ કરી જણાવ્યું હતું કે લોકો સાથે વાટાઘાટ કરી શી હરકત છે, તે જાણવા પ્રયત્ન કરવો. મુજબ આજ્ઞાનુસાર મેં આ જ્ઞાતિના ગૃહસ્થો સાથે વાતચીત કરી છે. અત્યાર સુધી જે ૯-૧૧ વર્ષની લગ્નની રૂઢિ છે, તે બદલીને પાંચ - પાંચ વર્ષના લગ્નનો પ્રયાસ જો થાય તો તે અનુકૂળ છે. એ ઉપરથી ઊંઝા આસપાસના લોકોને પુછાવવું કે પાંચ વર્ષે લગ્ન કરવામાં કાંઈ હરકત છે * આ બાબતમાં ત્યાં કડી પ્રાંતના મે. સૂબાસાહેબ વાટાઘાટ કરે તે વખતે અત્રેથી જઈ તેમની ગેરસમજ હોય તો તમે સમજાવશો. જો અપવાદ क દૂર કરવાની તમે માગણી કરશો તો તે કાઢી નાંખવામાં આવશે. (તાળીઓ.)



બાદ આ પ્રમાણે મે. ન્યાયમંત્રીસાહેબ તથા ડૉ. સા. ધનજીશાહે આપણા વાસ્તે પોતાના અમૂલ્ય વખતનો ભોગ આપી તસદી લીધી, તે માટે સમાજ તરફથી સેક્રેટરી મિ. પુરુષોત્તમદાસે તેઓ મહેરબાનોનો અંતઃકરણપૂર્વક આભાર માન્યો હતો. મે.

પ્રમુખસાહેબના હાથે તેઓશ્રીની પાનસોપારી અત્તર-ગુલાબ વગેરે સત્કાર થયો હતો અને તે પ્રસંગે ફોટો લેવાયો હતો. (ફોટો ઠીક ઠીક છે કિંમત વી. પી. ખર્ચ સુધ્ધાંત એક રૂપિયો છે.) બાદ પોતે વળતી ગાડીમાં પધારવાના હોવાથી શ્રીમંતના ત્રણ જયઘોષ અને તાળીઓના અવાજો વચ્ચે તેઓ વિદાય થયા હતા.

આ ઠરાવને મે. પ્રમુખસાહેબે સર્વાનુમતે પાસ થયેલ જાહેર કર્યો હતો. બાદ

**ઠરાવ ૪થો**

''આ સમાજ'' બાળલગ્ન પ્રતિબંધક નિબંધની ૮મી કલમનો क અપવાદ દૂર કરી સદરહુ ધારો અન્ય જ્ઞાતિઓની માફક આપણી જ્ઞાતિને પણ સમ્પૂર્ણ રીતે લાગુ કરવા, પોતાની પહેલી, બીજી, ત્રીજી, ચોથી અને પાંચમી બેઠકના ઠરાવ પ્રમાણે ઓણસાલ પણ ને. ના. શ્રીમંત સરકાર સર સિયાજીરાવ મહારાજને આતુરતાપૂર્વક પ્રાર્થના કરે છે.''

આ ઠરાવ મે. પ્રમુખ સાહેબે રજૂ કર્યો જે તાળીઓના અવાજ વચ્ચે સર્વાનુમતે પાસ થયો.

**ઠરાવ ૫મો**

''આ સમાજ, ને ના. ધ્રાંગધ્રાના મહારાજા શ્રી ઘનશ્યામસિંહજી બહાદુરને બાળલગ્ન, કન્યાવિક્રય, લખણાં, દેવું કરીને જમણ વરા વગેરે કડવા પાટીદાર કોમની પાયમાલી કરી રહેલા રિવાજને નાબૂદ કરવા તથા કેળવણી ફરજિયાત કરવા, ગઈ બેઠક વેળા માનપત્ર દ્વારા કરેલી અરજ પ્રમાણે, કાયદા ઘડવાને આતુરતાપૂર્વક પ્રાર્થના કરે છે.''

આ ઠરાવ મે. પ્રમુખસાહેબે રજૂ કર્યો જે તાળીઓનો અવાજ વચ્ચે સર્વાનુમતે પસાર થયો.

**ઠરાવ ૬ઠો**

''આપણી જ્ઞાતિના જુદા જુદા જથ્થામાં ચાલતા કન્યાવિક્રયના અતિ પાપયુક્ત, અધર્મયુક્ત અને જ્ઞાતિની પાયમાલી કરનારા નઠારા રિવાજને નાબૂદ કરવા આ સમાજ સઘળા જ્ઞાતિ શુભેચ્છકોને આગ્રહપૂર્વક વિનંતી કરે છે.''

આ ઠરાવ મે. પ્રમુખ સાહેબે રજૂ કર્યો જે તાળીઓના અવાજ વચ્ચે સર્વાનુમતે પાસ થયો.



**ઠરાવ ૭મો**

''આપણી જ્ઞાતિમાં લગ્ન, પુનર્લગ્ન અને અન્ય પ્રસંગોમાં કન્યાપક્ષ પાસેથી ચાંલ્લા અને કરકરિયાવરની ફરજિયાત રકમ લેવાના ચાલતા રિવાજ પ્રતિ આ સમાજ પોતાનો અણગમો પ્રદર્શિત કરે છે.''

આ ઠરાવ મે. પ્રમુખ સાહેબે રજૂ કર્યો જે તાળીઓના અવાજ વચ્ચે સર્વાનુમતે પાસ થયો.

### ઠરાવ ૮મો

"છૂટાછેડાના શરમ ભરેલા, નીચ અને ત્રાસદાયક રિવાજ પ્રતિ આ સમાજ સંપૂર્ણ તિરસ્કારની નજરથી જુએ છે."

આ ઠરાવ મે. પ્રમુખસાહેબે રજૂ કર્યો જે તાળીઓના અવાજ વચ્ચે સર્વાનુમતે પાસ થયો.

### ઠરાવ ૯મો

"એક સ્ત્રીની હયાતિમાં ખાસ કારણ કે સિવાય અને તેણીની ૩૦ વર્ષની લય પહેલાં બીજી સ્ત્રી નહિ કરવા આ સમાજ સઘળા જ્ઞાતિ બન્ધુઓને આગ્રહપૂર્વક ભલામણ કરે છે."

આ ઠરાવ મે. પ્રમુખસાહેબે રજૂ કર્યો જે તાળીઓના અવાજ વચ્ચે સર્વાનુમતે પાસ થયો.

### ઠરાવ ૧૦મો

"લગ્નસંબંધ કરતાં કન્યાની વયથી વરની વય ઓછામાં ઓછાં ચાર વર્ષે મોં રાખવાની આ સમાજ સઘળા જ્ઞાતિબંધુઓને ભલામણ કરે છે."

આ ઠરાવ મે. પ્રમુખ સાહેબે રજૂ કર્યો જે સર્વાનુમતે તાળીઓના અવાજ વચ્ચે પાસ થયો...

### ઠરાવ ૧૧મો

"આ સમાજ સ્વતંત્ર રીતે લગ્ન કરનારા સાચા શુભેચ્છકોને ધન્યવાદ આપવા ઠરાવ કરે છે."

આ ઠરાવ મે. પ્રમુખસાહેબે રજૂ કર્યો જે સર્વાનુમતે તાળીઓના અવાજ વચ્ચે પાસ થયો.

### ઠરાવ ૧૨મો

"પોતાનાં પુત્ર-પુત્રીઓને વિદ્યારૂપ અમુલ્ય સંપત્તિ પ્રાપ્ત કરાવવા, બંને ત્યાં સુધી કેળવણી આપવાની આ સમાજ સઘળા જ્ઞાતિબંધુઓને આગ્રહપૂર્વક ભલામણ કરે છે."



આ ઠરાવ રજૂ કરતાં ભરૂચવાળા રા. ચુનીલાલ વનમાલીદાસે જે ભાષણ કર્યું તેનો સાર નીચે મુજબ છે–

કેળવણીમાં આપણી જ્ઞાતિ ઘણી પછાત છે. ગ્રેજ્યુએટ્સ આપણામાં માત્ર સાડાત્રણ જેટલા જ છે. આપણને અજ્ઞાન ભાઈઓ કહે છે કે ખેતીવાડીનો આપણો

ધંધો છે તેથી કેળવણી લેવાનો આપણને વખત મળતો નથી, તો મારે કહેવું જોઈએ કે આપણા ભાઈઓ લેઉવા, પાટીદારો પણ ખેતીવાડી કરે છે, અને દરેક રીતે આપણા જેવા છે, છતાં તેઓ વિદ્યાભ્યાસ કરી આપણાથી ઘણા આગળ વધ્યા છે. નિશાળમાં પણ ભણનાર છોકરાઓમાં કડવા કરતાં લેઉવા પાટીદારના છોકરા ઘણા હોય છે. આનું કારણ તપાસતાં માલૂમ પડ્યું કે કડવાના છોકરા વહેલા વહેલા પુંખાઈ નિશાળ તજી જાય છે. દરેક ધંધામાં કેળવણીની જરૂર પડે છે. તેટલી જ આપણી ખેતીવાડીમાં ય કેળવણીની જરૂર છે. તે વિના આપણે શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે ખેતીવાડી સમજી શકતા નથી. એ માટે આપણે અંગ્રેજી ભાષા પણ જાણવી જોઈએ. ગામડાનાં બાળકોના સવડના ખાતર આપણે ઠામ ઠામ બોર્ડિંગ સ્થાપવી જોઈએ. અમે ભરૂચમાં અમારા રતનવાડી નામે બાગમાં પાટીદારનાં બાળકો વાસ્તે એક બોર્ડિંગ સ્થાપી છે, જે ઠીક ચાલે છે. પ્રયાસ થતાં મદદ મળશે, તેમ તેમ તે ઉચ્ચ સ્થિતિ પર આવે તેવી અમારી આશા છે. (તાળીઓ.)

આ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં તરસાળીના પા. જેઠાભાઈ વનમાલીદાસે નીચે મુજબ જણાવ્યું–

કેળવણીની મહત્તા અને કિંમત આપણે સહુ સમજ્યા છીએ સુભાગ્યની વાત છે. ગાયકવાડી પ્રજા ફરજિયાત કેળવણીના કાયદાથી વિદ્યામાં આગળ વધે તે સ્વાભાવિક છે. પરંતુ કેળવણી લેવાના સાધન તરીકે બોર્ડિંગનો સવડ જોઈએ, એ તરફ આપનું ધ્યાન ખેંચાય છે. તો હવે આપણી ઉન્નતિ થશે જ. આપણી જ્ઞાતિમાં ના. પાટડીના તથા વિરમગામના દરબારશ્રી અને બીજા ઉદાર ગૃહસ્થોએ મળીને મોટું ફંડ એકઠું કરીને પોતાની જ્ઞાતિનાં બાળકોના માટે અમદાવાદમાં બોર્ડિંગ ખુલ્લી મૂકી છે. ભરૂચમાં પણ રા. ચુનીભાઈની દેખરેખ નીચે બોર્ડિંગ ખુલ્લી મુકાઈ છે, તો હવે અમારા સત્તાવીશના જથ્થા માટે યોગ્ય સ્થળે બોર્ડિંગ ખૂલવાની ખાસ જરૂર છે. જે માટે અમારા આગેવાનો પ્રયત્ન કરે છે. વિનંતી કરવાની એ જ કે આમ ખરા જીગરથી અંતઃકરણપૂર્વક લાગણી કરી તેની સ્થાપના કરશો અને તેના ચાલુ નિભાવ માટે ગોઠવણ કરશો તો જરૂર તે આશીર્વાદરૂપ થઈ પડશે, મને પોતાને ખાતરી છે કે મારા મુરબ્બી આગેવાનો નીચેના કવિતા ધ્યાનમાં લેશે અને યોગ્ય કરશે. (તાળીઓ.)



**છંદ લલિત**

અરર ઈશ્વરા મૂર્ખ હું રહ્યો, જનમ તો બધો દુઃખમાં ગયો;
નવ ભણ્યો ગણ્યો પ્રેમથી જરી, ઉમર તો બધી એળે મેં કરી. ૧

(રાગ કલ્યાણ, શ્રી જગત્પતિ પ્રભુ આપ સન્મતિ)

સ્વ જ્ઞાતિ બન્ધુઓ, વિચારીને જુઓ,
દુઃખી થતાં આ બાળ કેરું દુઃખ તો ખુઓ...
ધનવાનોએ ધર્મ કરીને, કરીઆં રૂડાં કામ,
મહા મંડલની બોર્ડિંગ સ્થાપી, ઝાઝાં ખરચી દામ... સ્વજ્ઞાતિ. ૧
એવી રીતે જિલ્લે જિલ્લે, ધરજો રૂડી હામ,
બાળકને વિદ્યા બહુ દેતાં, રહેશે અમર નામ... સ્વજ્ઞાતિ. ૨
સર્વ દાનમાં શ્રેષ્ઠ ગણાતું, છે વિદ્યાનું દાન,
ઈશ્વર સહુને સુબુદ્ધિ આપો, અરજી સૂણજો કાન... સ્વજ્ઞાતિ. ૩

રાગ માઢ - તાલ દાદરા.

(વીરા વેશ્યાના યારી ઊભા અટારી.)

અરે તાત અમારા, કાઢો કુધારા, કરો સુધારા, વંદીએ વારંવાર,
વિદ્યા ભણવા આળસ કરતાં, નીજ જ્ઞાતિનાં બાળ,
સુખ - સંપત્તિ ખોઈ બેઠા, બૂરા બનીઆ છે હાલ - રે ઓ તાત. ૧
બ્રહ્મચર્યનો ભંગ કરાવી, ગાળ્યાં અમારાં ગાત્ર,
બાળલગ્ન બહુ બહુ કીધાથી, ક્યાંથી બનીએ સુપાત્ર - રે ઓ તાત. ૨
કેળવણીનું ફંડ જ કરવા, ધરજો રૂડું ધ્યાન,
સ્વજ્ઞાતિનાં બાળને સ્નેહે, દ્યો વિદ્યાનું દાન - રે ઓ તાત. ૩

બાદ આ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં તતારપુરાવાળા યુવાન બન્ધુ પટેલ શામળદાસ પુરુષોત્તમદાસે નીચે મુજબ વિવેચન કર્યું :-

અભણ રહેવાથી આપણને બહુ નુકસાન થાય છે. આપણે ખેતીવાડી કરીએ છીએ, રળીએ છીએ પણ આપણા ખાતાવાળા વાણિયા ૧૬×૫ = ૮૨ને બે મૂક્યા છૂટના થયા, ૮૪ - એ પ્રમાણે હિસાબ ગણાવી ખાતામાં ચડાવી પૈસા પડાવે છે. આપણું ઉત્પન્ન કરેલું બધુંય એ રીતે વાણિયાના હાથમાં જાય છે. સિવાય કેળવણી વિના આપણો ઘરસંસાર બગડે છે. માટે બાળકોને જરૂર કેળવણી આપવી જોઈએ. ૨૭ના જથ્થામાં ભણનારા ગામડાના વિદ્યાર્થીઓના સવડ ખાતર ખાસ બોર્ડિંગની સ્થાપના કરવી જોઈએ, ને તે માટે ઘરદીઠ રૂપિયો ઉઘરાવવાની ગોઠવણ કરી છે તે ઘણી ઉત્તમ છે, તેને અમલમાં મૂકી ફતેહમંદ પાર ઉતારશો તેવી મારી વિનંતી છે. (તાળીઓ).



આ ઠરાવને વળી વિશેષ અનુમોદન આપવા બારસીદાના પા. જોઈતનદાસ ભગવાનદાસ ઊઠ્યા હતા. તેમણે પણ આ વિષય પર યોગ્ય વિવેચન કર્યું હતું.

બાદ તેને અનુમોદન આપતાં પાટડીના વતની પરીખ માણેકલાલ ગોવિંદલાલ કસ્ટીઆએ જે જણાવ્યું તેનો સાર નીચે મુજબ છે–

કેળવણી માટે આપણે જુદી જુદી યોજનાઓ ઇચ્છીએ છીએ, જે વિષે ઘણું કહેવાયું છે છતાં હું યથામતી તેમાં વધારે કહેવા ઇચ્છું છું. હિંદુસ્તાનમાં આપણે અગત્યનું સ્થાન ભોગવીએ તેવા છીએ - આપણા પર આખા દેશનો આધાર છે, છતાં આપણે અજ્ઞાન દશાધિન પારકાના આધારે રહીએ છીએ. કેટલાક કહે છે કે હાલ સ્વચ્છંદી કેળવણી મળે છે પણ તે ધારણા નકામી છે, કેમકે અજ્ઞાન રહેવા કરતાં ત્યાં ભણીને ઘણા વિદ્વાનો થયા છે. કદાચ કોઈ કહેશે કે, આપણે આટલી કેળવણી બસ છે. પણ ભલે એક માણસ આગળ વધી આબરૂદાર, ડાહ્યો અને વિદ્વાન થવા પ્રયત્ન કરે એટલે - જેને જેટલી બને તેટલી સગવડ મળે તે પ્રમાણે કેળવણીનો વધારે લાભ લે, એ સર્વમાન્ય સુખરૂપ રસ્તો છે. આપણાં ધર્મશાસ્ત્રોમાં જે અગાધ જ્ઞાન ભરેલું છે અને તેમાં શું ફરમાવ્યું છે, તે જાણવા માટે પણ આપણે કેળવણી લેવી જોઈએ. જ્યારે આપણે પોતે જ અજ્ઞાન છીએ ત્યારે કન્યાઓને કેળવવાનો તો આપણને વિચાર ક્યાંથી આવે? પરંતુ સ્ત્રી કેળવણી પર દેશની ચડતીપડતીનો આધાર છે; તો પછી સ્ત્રી કેળવણી ઘરસંસારની ચડતી સ્થિતિ માટે કેટલી બધી જરૂરની છે તે માટે વિશેષ કહેવાની જરૂર નથી. જ્યારે **નેપોલિયન યુરોપમાં વિજય કરી પોતાના દેશમાં - ઘેર આવ્યો ત્યારે ઉન્નત મસ્તકે તેણે સગર્વ પોતાની માતાને કહ્યું કે - "હે માતા! તું મારા આ વિજયી હાથને ચુંબન કર"** જવાબમાં **તેની વીર માતાએ કહ્યું કે - "હે બેટા! તને ધન્ય છે તે કરતાં મારી જાતને ઘણીવાર ધન્યવાદ ઘટે છે, કે મેં તારા જેવા એક વીર પુત્રને જન્મ આપ્યો છે. માટે તું પ્રથમ મારા હાથને ચુંબન કર." આ શબ્દો સ્ત્રી કેળવણીનું કેટલું ગૌરવ બતાવે છે! તે કહી ગયો છે કે "જો દેશને આબાદ કરવો હોય તો સ્ત્રીઓને કેળવણી આપો."** માટે આપણે પણ આપણી જ્ઞાતિમાં સ્ત્રી-કેળવણીના પ્રચાર સારું કાંઈક કરવું જોઈએ. ના. શ્રીમંત મહારાજા સાહેબે ફરજિયાત કેળવણીનો ધારો પડી આપણે વાસ્તે ઘણું કર્યું છે, તે માટે આપણે તેઓ નામદારસાહેબનો ખાસ ઉપકાર માનવો ઘટે છે. છોકરાના જીવનનું બંધારણ જે જ્ઞાતિમાં તે હોય, તે પર આધાર રાખે છે, તેથી દરેક જ્ઞાતિઓ તેમનાં ઉચ્ચ જીવન સારુ સગવડ કરી સંસ્થાઓ ઊભી કરવી જોઈએ. આવી બાબતોમાં યુવક વર્ગ પર દોષ મૂકવા કરતાં, હું દરેક રીતે વડીલોને દોષિત માનું છું. તેમની રીતભાત સારી ન હોવાથી છોકરા પણ સારા થતા નથી. આપ જુઓ કે દેશના ઉદ્ધાર માટે સ્ત્રીઓની કેળવણી માટે એક મોટી સંસ્થા સ્થાપવા, પૂનામાં પ્રોફેસર કર્વે મહા ભગીરથ યત્ન કરી રહ્યા છે. તમો સહુને મોટા અધિકારી, શ્રીમંત અને વિદ્વાન થયેલા જોવાને હું

ઘણો ઇંતેજાર છું. તમે સહનશીલ છો, તેથી ઘણું સહન કરી શકો છો, તે જો કે એક ઉત્તમ ગુણ છે, પણ એ પરથી આપણી અધમદશા વધારે વખત રાખીને આપણે શી રીતે જીવવું તે જાણવા પ્રયત્ન પણ ન કરવો તે ઠીક છે તેવું ઠરતું નથી. બન્ધુઓ! આગળ વધતા પુત્ર - પુત્રીઓ બંનેને કેળવણી લેવાની કેટલી બધી જરૂર છે તે આપ સમજી શક્યા હશો તેમ માની બેસી જવાની રજા લઉં છું. (તાળીઓ.)

આ ઠરાવને સર્વાનુમતે પાસ થયેલો મે. પ્રમુખસાહેબે જાહેર કર્યો.

**ઠરાવ ૧૩મો**

"ખેતીવાડી, આ દેશનો તેમજ આપણી જ્ઞાતિનો મુખ્ય આધાર હોવાથી તેનું ઉચ્ચ અને શાસ્ત્રીય જ્ઞાન પ્રાપ્ત કરી, તે ધંધાને ખીલવવા અને ગૌપાલન કરવા આ સમાજ સઘળા જ્ઞાતિબન્ધુઓને ભલામણ કરે છે."

આ ઠરાવને રજૂ કરતાં પાદરા નિવાસી રા. મણિલાલ મોહનલાલે વિવેચન કર્યું તેનો સાર નીચે મુજબ છે—

પાદરા ગામમાં આ પ્રમાણે આવા સભ્ય ગૃહસ્થોને આજે હું સંમેલનના કૂપમાં પહેલ પહેલાં જ જોઉં છું અને તેથી મને ઘણો આનંદ થાય છે. ખેતીવાડી ઉપર આખા વિશ્વનો આધાર છે. જો ખેડૂતો માત્ર એક જ સાલ કામ કરવું બંધ કરે તો દેશમાં હાહાકાર થઈ જાય. આવી તેમની શ્રેષ્ઠ પદવિ છતાં, તેમની અથાગ મહેનત ને પુરુષાર્થ છતાં તેઓ તેનો લાભ લઈ શકતા નથી. તેઓ ટાઢ, તાપ, તડકો, શરદી વગેરેમાં પણ ખેતીની મહામહેનત કરી સરકારી તિજોરીઓ છલાછલ ભરે છે અને જગતનું જીવન ચાલે છે, તો પણ તેમનાં સંતાનોને તો ભડકું અને સૂકો રોટલો જ ખાવાનો ભાગ્યમાં રહે છે. એવા સત્તાવાર રિપોર્ટો બહાર પડ્યા છે. આ દોષ-ખામી ક્યાં ને કોની છે તેની તપાસ કરવી જોઈએ. જે કણબીઓ પાદશાહનું પેટ ભરનાર ગણાય છે, તેમનું પેટ ભરવાનો વિચાર કરવાનો વખત આવે, એ કેટલું શોચનીય છે. (તાળીઓ) **ચૂલામાં બળતણ વિના અગ્નિ અને દીવામાં દીવેલ વિના બત્તીની માફક ખેતીનું બુદ્ધિશાળી સમજણવાળું શાસ્ત્રીય જ્ઞાન નથી અને તેથી કરવામાં આવતો અનહદ પરિશ્રમ યથાર્થફલ આપતો નથી.** આ સહુ કેળવણીની ખામીનું કારણ છે. ખેડૂતો રૂપી જે ઝાડના મૂળમાં સડો લાગ્યો છે, તે ભલે ગમે તેવું મોટું હોય, પણ થોડા સમયમાં જરૂર પડી જવાનું જ. તેને પડતું ટકાવવા સુધારો ઉપલક નહિ પણ મૂળમાંથી કરો. ખેડૂતોના છોકરા આજકાલ નોકરી-ચાકરી તરફ લલચાય છે અને તેઓ ગામડાં છોડી શહેરમાં વસવા ખેંચાય છે પણ ખેતી જેવો ઉત્તમ ધંધો કરવા તેઓ ચાહતા નથી. સુધારો એટલે સુધી વધવા માંડ્યો છે કે ભંગીઓ પણ તેમનો ધંધો કરવાનું છોડી દે છે. બ્રાહ્મણ, વાણિયા વગેરે અન્ય જ્ઞાતિઓ પોતાના ધંધા તજી

દે, તેમની જગાએ અન્ય કોમો કદી કામ કરી શકશે પરંતુ ખેતીકારો જો પોતાના ધંધાથી ત્રાસી-કંટાળી તે ધંધાને તજી દેશે તો તેમની જગાએ ખેતીનું કામ કરવા બીજી કોઈ લાયક કોમ મળનાર નથી, તેથી તેમને સુધરેલી પદ્ધતિએ ખેતી કરવાનું જ્ઞાન આપવું જોઈએ. આ કામને વાસ્તે સરકારે ખેતીવાડી ખાતું કાઢેલ છે, જ્યાં સુધરેલી પદ્ધતિનાં હથિયારો વડે નવી ઢબથી ખેતીવાડી થાય છે, ત્યાં કોઈ ધ્યાન પણ દેતું નથી કે જોવા પણ જતું નથી, તે કેટલું બધું શોચનીય ગણાય? આપણે બીજા વિષયોથી ખેતીવાડી પર વિશેષ ધ્યાન આપવું જોઈએ.

જેમ જેમ જમાનો બદલાતો જાય, તેમ તેમ તમો સુધરેલી ઢબનાં જમાનાને અનુકૂળ હથિયારો, સાધનો વાપરો. જે દેશોમાં પ્રથમ ખેડૂતોને રહેવાને ઝૂંપડાં હતાં, તે દેશના ખેડૂતો સુધરેલી ઢબના હથિયારથી સુધરેલી ઢબની ખેતીવાડી શાસ્ત્રીય જ્ઞાનથી કરીને આજે પથ્થરના મહેલોમાં રહેવા લાગ્યા છે. તેઓ સઘળો વ્યવહાર સહકારી મંડળોથી કરે છે. તમે તેમ કરો તો કદી પણ વાણિયાની ચુંગાળ-જાળમાં ફસાઓ નહીં.

આ બધી કરવા-સમજવાને અનુસરવા તમારે કેળવણીની ખાસ જરૂર છે જે પ્રથમના મારા યુવાન બન્ધુ રા. માણેકલાલ કહી ગયા છે. તેઓએ કહેવાનું કહ્યું છે પણ દુનિયામાં સુખના ખરાં સાધનરૂપ ગૃહસંસારને ઉત્તમ બનાવનાર સ્ત્રી કેળવણી વિશે તેમણે દબાઈ જઈને માત્ર મૃદુ શબ્દોમાં ઈશારો કર્યો છે. તેમનું હૃદય અને વિચારો ઘણા સુંદર પણ કોમળ છે. તેમણે સ્ત્રીકેળવણી વિશે બિલકુલ દબાયા સિવાય પોતાના હૃદયમાં જે વિચારોનો ઊભરો આવ્યો હતો, તેને સ્પષ્ટ રીતે જણાવવો જોઈતો હતો. જેઓ પોતાના હૃદયમાં જે હોય છે, તેજ વિચારો સાચા સ્વરૂપમાં બહાર પાડે છે, તે મરદો સંસારમાં રહ્યા છતાં સત્યવક્તા સાધુ જેવા પવિત્ર છે. હું તે યુવાન મિત્રના વિષયને મે. પ્રમુખ સાહેબની રજાથી અત્રે અસ્થાને પણ ચીતરવા પ્રયત્ન કરીશ.

સંસારની ગાડીનાં બે પૈડામાં એક ઉત્તમ અને બીજું રગસીયું હોય તો એ ગાડી વિના દુઃખે શી રીતે ચાલશે? ગાડીને વહન કરનાર બે બળદોની જોડીમાં એક ઉત્તમ રીતે કેળવાયેલ હશે ને બીજો બિલકુલ કેળવ્યા વિનાનો હશે, તો તે કેવી સુંદર રીતે ચાલશે? સ્ત્રી - પુરુષોના ગૃહસંસારમાં પુરુષ અંગ ઉત્તમ કેળવાયેલું ને સ્ત્રી નિરક્ષર હશે તો, હંમેશ હર એક વાતમાં ભેદ રહેશે ને કલહ ઊભો થશે. મરદ કેળવણી લઈ દરેક રીતે જમાના સાથે કેળવાઈ તૈયાર હશે પણ તેના ગૃહસંસારમાં પ્રવેશતાં દુનિયા આખીનું અંધારું એકઠું થયેલું જણાશે. મારા એક બૅરિસ્ટર મિત્રને ત્યાં મેં જોયું તો તે બિચારો પશ્ચિમની સુધરેલી વ્યવસ્થાસર રહેનારો, પણ ઘરમાં તેના દીવાનખાનામાં

ઘોડિયું, ખુરસી પર કપડાં ટીંગાતાં, વચ્ચે વચ્ચે લોટા પ્યાલા ઊંધા પડેલા વગેરે અવ્યવસ્થિત ચિત્ર રજૂ થતું. એ બિચારો ઘણોય કેળવાયેલો હતો પણ સ્ત્રી બિલકુલ કેળવાયેલી નહોતી. સ્ત્રીઓની આ દશા માટે હું તમને જવાબદાર ગણું તે કરતાં તેમનાં માતાપિતા અરે પછી પતિને હું જવાબદાર ગણું છું.

તેઓ બાળપણમાં જ પરણે છે એટલે પોતાને ત્યાં કેળવણી લઈ શકે નહિ. પછી સાસરે સાસુ-નણંદના સામ્રાજ્યમાં પરવશ બૈરી ક્યાં ને ક્યારે કોની પાસેથી શીખે? એ વખતે તેને કેળવવાનો સમય હોય છે, ને તે તેના પતિએ કરવું જોઈએ. તેને બદલે સ્ત્રી માત્ર પ્રજોત્પત્તિનો સાચો હોય તેમજ માનવામાં આવતું હોય તેમ જણાય છે. (તાળીઓ). તેમને કેળવવા માટે બહુ બેદરકારી બતાવાય છે. તે બિચારીઓને પણ પોતાના જીવનની ખરી કિંમત હોતી નથી. આવી કફોડી દશામાં ઉત્તમ રીતે કેળવાયેલ પતિ માત્ર હાથની આળસે મૂછો મોંમાં આવવા દઈ દુ:ખી થાય છે. આપણે છોકરાની કેળવણી પર જેટલું લક્ષ આપીએ તેટલું જ છોકરીઓને કેળવવા માટે લક્ષ આપવું જોઈએ. એટલું કહી વિષયાંતર કરવા માટેની ક્ષમા ચાહી બેસી જઉં છું. (તાળીઓ).

બાદ આ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં રા. રા. હીરાલાલભાઈ વસંતદાસે પોતાનું છાપેલું ભાષણ વાંચ્યું તેનો સાર કેળવણીમાં ખેતીવાડીની કેળવણી કોમને જરૂરી છે. બોર્ડિંગમાં ભણવા આવનારા છોકરાઓ ભણીગણી ખેતી જેવા ઉત્તમ ધંધાને અંગીકાર કરતા નથી પણ નોકરી લેવા લાગ્યા છે ને લેશે; તે જોતાં બોર્ડિંગનો જોકે હું વ્યવસ્થાપક છું છતાં સત્યને ખાતર મારે કહેવું જોઈએ કે બોર્ડિંગ ખેડૂતો ઓછા કરે છે. અત્યાર સુધી ભણીને બોર્ડિંગમાંથી બહાર પડેલા બધાએ નોકરી લીધી છે ને હવે પછી જેઓ બોર્ડિંગમાંથી બહાર પડશે તે નોકરીમાં નહિ જ જોડાય એવી કોઈ આશા નથી.

આપ જોઈ શકશો કે બોર્ડિંગ ચાલુ રહેશે ત્યાં સુધી તેના બધા બોર્ડરો નોકરો થશે ને તેઓ ખેડૂતો મટી જશે. બોર્ડિંગમાં ગામડાના છોકરાઓ ખેડૂત પુત્રો છે. તેમના બાપ ખેડૂત રહેશે ને તેઓ નોકર થશે તો તેટલા તો નિર્વિવાદ ખેડૂતો ઓછા જ થશે. તો શું આપણે ખેડૂતો ઓછા કરવા ઇચ્છીએ છીએ? દેશનો ખેતી પર ૮૫ ટકા આધાર છે; માટે આપણા છોકરાઓને નોકર કરી આપણે આપણી ઉન્નતિ બિલકુલ  કરી શકતા નથી એ નક્કી છે. આપણા ખેડૂતોના છોકરાઓએ ખેડૂત બનવાની જરૂર છે, નોકર બનવાની બિલકુલ જરૂર નથી. કોઈ ભણતાં હોદેદાર થાય તો સારું, પણ બધા તેટલું ભણેને હોદેદાર થાય તેવી આશા થોડી છે. આજકાલ વિદ્વાનો અને ગૃહસ્થો ખેતી તરફ લલચાયાં છે તો આપણે ખેડૂત મટી જવું ન જોઈએ, એ ધ્યાનમાં રાખવું

જોઈએ. માટે જ આપણા છોકરાઓને ખેતીનું શિક્ષણ આપી ખેડૂતો બનાવવા જોઈએ. તે માટે ખેતીની નિશાળ કાઢવાની અનિવાર્ય જરૂર છે ને તે તરફ આપણે સહુનું ધ્યાન ખેંચવું જોઈએ. ખેતીવાડીની નિશાળની આવશ્યક્તા બતાવી બોર્ડિંગની જરૂર નથી તેમ હું નથી કહેતો. તેની જડ ઊંડી છે, તે ચાલે છે તેમ ચાલ્યાં કરશે. તે ઉપરાંત ખેતીની નિશાળની જરૂર છે તે તમારા ધ્યાન પર મૂકવાનો મારો વિચાર છે. બોર્ડિંગ સાથે પણ ખેતીશાળા નીકળી શકે ને તે ઘણું રહેલું થાય. મુંબઈના ખેતીવાડી ખાતાના રિપોર્ટ જોતાં જે છોકરા ત્યાં ભણે છે, તેમાં બે - ત્રણ પાટીદાર તે પણ લેઉવા હતા. પૂનાની એ સરકારી ખેતીવાડીની કૉલેજમાં એક બીજો સાધારણ ક્લાસ કાઢ્યો છે, જેમાં સાધારણ અંગ્રેજી સમજી શકે તેવા જમીનદારના પુત્રોને દાખલ કરે છે. ત્યાં બે વર્ષ શીખવાનું છે.

ગુજરાતમાં આવી દેશી ભાષામાં ખેતીવાડીની સ્કૂલ નથી. દક્ષિણમાં પૂનાની પાસે લોની ગામમાં એક દેવી હાસુરમાં બીજી અને અલીબાગમાં ત્રીજી નિશાળ છે. તેનું સારુ પરિણામ આવ્યું છે. કોકણમાં એવી શાળા ઉઘાડવા હિલચાલ ચાલે છે. સીંધમાં એક શાળા ઊઘડી છે. ખાનદેશમાં ચોપડા ગામમાં તથા થાણા જિલ્લામાં જાંબુલ ગામમાં નિશાળ ઉઘાડવા પેરવી ચાલે છે. પૂના ખેતીવાડી કોલજમાં ૧૫ સ્કૉલરશિપ જમીનદારના પુત્રો માટે કાઢી છે, જેમાં બે જ માત્ર ગુજરાતી મેળવી શક્યા છે. સરકાર પણ પોતાના ખેતીવાડી ખાતાના રિપોર્ટમાં જણાવે છે કે પૂના કૉલેજમાંથી દરસાલ ૨૦ ગ્રેજ્યુએટ નીકળે છે. રાજા-રજવાડા તરફથી પણ ખેતીના ગ્રેજ્યુએટ્સની માગણી ચાલુ છે, વળી, આપણા ખાતામાં પણ એવા ગ્રેજ્યુએટ્સની તાણ છે. આપણા કેટલાંક કામો મુલતવી રાખવાં પડ્યાં છે.

ખેતીવાડીમાં આગળ વધવાથી યુરોપ અમેરિકાના ખેડૂતો મોટા ગૃહસ્થો થઈ પડ્યાં છે ને આપણા આંટી દેવાદાર બની ખેડૂતોને મિલકત વેચી શહેરમાં મંજૂરી કરવા આવવું પડે છે. આપણને મજૂરી પણ મળતી નથી ત્યારે અમેરિકામાં ખેડૂતો સેંકડો મજૂરો સુખી ખેતી કરાવે છે. આપણે દૂર સુધી પાણી લઈ જઈ શકતા નથી ત્યારે અમેરિકામાં ખેડૂતો ૬૦-૬૦ માઈલ પાણી પહોંચાડે છે. આ વિશે સઘન પુરુષોએ વિચાર કરવો ઘટે છે. આપણા કડવા પા. હિ. મહા મંડળના હેતુમાં ખેતીવાડીની ઉન્નતિ કરવાનું રાખ્યું છે. આ હેતુ પાર પાડવાને ખેતીવાડીની કૉલેજની જરૂર છે. કૉલેજ જેવી મોટી ખર્ચાળ સંસ્થા ઊભી કરી શકીએ નહિ, તો દેશી ભાષામાં શીખવતી નિશાળ કહાડવાને તો આપણે પ્રયત્ન કરવો જ જોઈએ એવો મારો નમ્ર મત છે, પૂના પાસેના લોની ગામની નિશાળમાં મરાઠી ચાર ચોપડી ભણેલા ૧૪ થી ૧૭ વર્ષના છોકરાને દાખલ કરી બે વર્ષ મફત રાખવામાં આવે છે. તેઓ નોકર નહિ

પણ ખરા ખેડૂત થઈ બહાર પડે છે, તેઓ જમીનની પારખ, ખાતરની ઉપયોગિતા, પાક રોગ વિનાશ, ખેતીને જરૂરી હિસાબ, તગાવી કેમ મેળવવી, સહકારી મંડળ, પાકનું નફાકારક વેચાણ, પાણીના પંપ, ખેતીનાં સુધરેલાં નવાં ઓજારો, ચલાવવાં, બગડેલા, સુધારવાં, વગેરે ત્યાં શીખે છે. દેશની ભૂગોળ પણ શીખે છે, ઉપરાંત આરોગ્ય વિદ્યા, ગ્રામ્ય પંચાયત વગેરે પણ જાણે છે. આ સ્કૂલ વિશે પૂના ખેતી કૉલેજના પ્રિન્સિપાલ ડૉ. હરલ્ડમાનનો પણ ઊંચો અભિપ્રાય છે. એ રીતે ખેતીની નિશાળની અનિવાર્ય આવશ્યક્તા જણાવી પોતે તાળીઓના અવાજો વચ્ચે બેસી ગયા હતા.

બાદ સમય થવાથી કામ બંધ કરવામાં આવ્યું હતું અને રાત્રિએ મહાલક્ષ્મીનું મહાકાષ્ટ યાને બાળલગ્નના બળાપા ભાગ રજો આખ્યાન દેસાઈ અમરસિંહજીએ સંગીત સાથે કર્યું હતું જેની શ્રોતાઓ પર સારી અસર થઈ હતી. આખ્યાન લાંબું હોવાથી અને સમય વધારે જવાથી તેને અપૂર્ણ બીજા દિવસ માટે રાખ્યું હતું.

સબ્જેક્ટ કમિટી બેઠી હતી ત્યારે સમાજની આર્થિક સ્થિતિ તદ્દન ખરાબ હોવાનું જણાવી સેક્રેટરીએ ફંડ માટે વિનંતી કરી, તે પરથી શે. સા. દુર્ગાપ્રસાદભાઈ તથા કુ. શ્રી લાલસિંહજીભાઈ, શેઠ રતીલાલ, રા. પોપટભાઈ, વગેરેએ સારી મહેનત લઈ તે જ વખતે લગભગ ૧૯૦૦ રૂ. મંડાવ્યા હતા.

## ત્રીજો દિવસ ૧-૧-'૧૭

આજે સવારમાં પા. તુલજાભાઈ તથા માનકારી સાહેબ દેસાઈ શામળભાઈ થોભણભાઈના ત્યાં પાનસોપારી તથા પાર્ટી હોવાથી ભોજનશાળાએ મોડું થયું હતું અને સભાનું કામ બપોરે એક વાગ્યાથી શરૂ કરવામાં આવ્યું. શરૂમાં સંગીતના સાજ સાથે કુલદેવીશ્રી ઉમાની સ્તુતિ કરી હતી. બાદ

## ઠરાવ ૧૪મો

"વિરમગામના દરબારશ્રી સરદાર રાયસિંહજીભાઈને નામદાર બ્રિટિશ સરકારે "સરદાર"નો માનવંતો ખિતાબ બક્ષ્યો છે તે માટે આ સમાજ તેઓશ્રીને મુબારકબાદી આપવાનો ઠરાવ કરે છે."

**આ ઠરાવ મે. પ્રમુખ સાહેબે રજૂ કરતાં નીચે વિવેચન કર્યું હતું.**

તમારી સમક્ષ આ ઠરાવ મૂકતાં મને ઘણી ખુશીથી ઊપજે છે. જે પડખે સમાજની સ્થાપના કરવાના ઉત્તમ કાર્યમાં શરૂથી જ પોતાના બંને પુત્રો કુમારશ્રી લાલસિંહજીભાઈ તથા શિવસિંહજીભાઈને પ્રયોજ્યા તથા તે સંસ્થા ચાલુ રહે તે માટે વખતોવખત નાણાં સંબંધી પણ મદદ કરી પોતાની ખરી સહાનુભૂતિ દર્શાવી છે, તેવા નરરત્ન દરબારશ્રી રાયસિંહજીભાઈને આપણા માયાળુ ના. બ્રિટિશ સરકારે "સરદાર"નો માનવંતો ઇલ્કાબ બક્ષ્યો છે. જ્ઞાતિમાં પોતે પહેલાં જ "સરદાર" થયા

છે. તેને માટે હું આ સમાજ તરફથી તેમને અભિનંદન આપું છું અને ના. સરકારનો પણ ઉપકાર માનું છું. આ ઠરાવને તમો સહુ ગૃહસ્થો તાળીઓના અવાજ વચ્ચે વધાવી લેશો તેવી મને આશા છે. (તાળીઓ).

આ ઠરાવ સર્વાનુમતે પાસ થયો. બાદ કુમારશ્રી લાલસિંહજી ભાઈએ વળતા જવાબમાં જણાવ્યું કે જ્ઞાતિની સેવા કરવા માટે અમે જે કાંઈ સ્વલ્પ પણ કર્યું હોય તે અમે અમારી ફરજ બજાવી છે ને તેથી તેને અમારા ધર્મ કરતાં વિશેષ માની શકાય નહિ. છતાં પણ તમે જ્ઞાતિ ભાઈઓ અમારા પુજ્ય પિતાશ્રી પ્રત્યે જે માનની લાગણી જાહેર કરો છો તે માટે હું તમો સઘળાનો ઉપકાર માનું છું. (તાળીઓ).

**ઠરાવ ૧૫મો**

"ધર્મશાસ્ત્ર વિરુદ્ધ, અયુક્ત, અતિ ખર્ચાળ અને જ્ઞાતિને પાયમાલ કરનારા મરણ પાછળ જ્ઞાતિને ભોજનના નઠારા રિવાજને નાબૂદ કરવાને આ સમાજ સઘળા જ્ઞાતિ બન્ધુઓને આગ્રહપૂર્વક ભલામણ કરે છે."

આ ઠરાવને રજૂ કરતાં વિરમગામવાળા દેસાઈ કાળીદાસ હરજીવનદાસે ભાષણ કર્યું તેનો સાર નીચે મુજબ છે -

મરણ પાછળ જે જમણ આપણે [illegible] મે છીએ તે કરવાનું ગરુડપુરાણમાં લખ્યું નથી. બીજી બધી ક્રિયાઓ વિશે વર્ણન છે. હાલ જમણની જે પ્રથા છે તે પાછળથી પડી હોય તેમ જણાય છે. બહારગામથી પહેલાં પગે ચાલીને કાંણે આવવાનું હશે ત્યારે મહેમાનને થાક્યાપાક્યા એક દિવસ રોકવા પડે, તેવા પ્રસંગે વૃદ્ધના મરણમાં મહેમાનને મીઠું ભોજન આપવામાં આવતાં તે પ્રથા વધી વધીને આવું રૂપ થયું હશે તેમ હું અનુમાન કરું છું. એ જ રીતે દેખાદેખી ઘણા રિવાજ પડે છે જે પાછળથી રૂઢિનું રૂપ લે છે. પાછળથી તે ઘણા નુકસાનકારક જણાતાં તેનું મૂળ શોધતાં જડતું નથી છતાં તેને તજી શકાતો નથી. આપણે ધર્મ પ્રમાણે ચાલનારા હિંદુઓ છીએ, અને મરણ પાછળનાં જમણો જે ધર્મશાસ્ત્રયુક્ત નથી, જે અન્ન અપવિત્ર ગણાય છે તેને શા માટે વળગી રહેવું-મજવું જમાડવું જોઈએ? મરણ એ મહાન શોકનો પ્રસંગ છે તેમાં એક બાજુ મરનારનાં વિધવિધ પેરે વખાણ કરતા બૈરાંઓ છાતીફાટ રૂદન કરી રહ્યાં હોય, આંખમાંથી શ્રાવણ-ભાદરવા પેઠે અશ્રુ વરસી રહ્યાં, તેવાં પ્રસંગે વિપરીત રીતે મિષ્ટાન્ન ભોજન ઉડાવી આનંદ કરવો એ કેવી અમાનુષી રીતભાત કહેવાય? અને તે પણ અતિ ખર્ચાળ થઈ ગયું છે. તેના પુરાવામાં તમે તપાસી જોશો તો જણાશે કે **ગામડાના વાણિયાને ત્યાં જેટલી જમીન હોય, તે બધી તેમને ત્યાં આવાં ભોજન કરનાર કણબીના લેણામાં આવેલી હોય છે, શહેરમાં મિલોમાં હલકી મજૂરી, વહેરવાનું અને વાણી આદિ અન્ય કોમોને ત્યાં રાંધવાનું, એઠાં વાસણ**

ઉટકવાનું અને સ્ટેશને પોટકાં ઊંચકવાનું કામ કરતાં સેંકડો કણબી બન્ધુઓ જડે છે, તે સઘળાના બાપદાદા યા તેઓ પોતે શું અસલ જમીનજાગીરવાળા નહોતા તેવું તમે હિંમત ધરી કહો છો? શું તેઓએ પોતાની મિલકતો કોઈ વેપાર રોજગાર, સટ્ટામાં યા હલકી મોજમઝામાં યા નાયકા નચાવી ગુમાવી હશે તેવું તમે કોઈ કહો છો? નાજ. એ બધા રૂડા પ્રતાપ મરણ પાછળના વરાના જ છે. તમે હવે આ રિવાજને, આવું તેનું પરિણામ જાણી, શું આજને આજ અટકાવવા તૈયાર નથી? હાલ જિંદગી બહુ ખર્ચાળ થઈ ગઈ છે. પેદાશો પણ ઘણી કમી થઈ ગઈ છે. માટે હું સહુ ભાઈઓને આવાં શાસ્ત્ર વિરુદ્ધ, લોકલજ્જા વિરુદ્ધ અને અતિખર્ચાળ જમણોને બંધ કરવા આગ્રહપૂર્વક જણાવું છું. કેટલીક ડાહી અને વ્યવહારકુશળ જ્ઞાતિઓએ આ રિવાજ બંધ કરી મોટાં ફંડ ઊભાં કર્યાં છે જેમાંથી જ્ઞાતિના સેંકડો વિદ્યાર્થીઓને કેળવણી માટે ઉત્તેજન મળી શકે છે. આ જમણો અપવિત્ર છે તેના આધારમાં તમે જોશો કે વૈષ્ણવ મંદિરોમાં તે નિમિત્તે કાંઈપણ લેવામાં આવતું નથી. માટે આ રિવાજને બંધ કરવો જોઈએ. (તાળીઓ).

આ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં શેરથાવાળા પા. નાથાભાઈ છગનલાલે જે જણાવ્યું તેનો સાર નીચે મુજબ છે–

આપણા બન્ધુ કાલીદાસભાઈના કહેવા મુજબ આવાં જમણોમાં સેંકડો ખેડૂતો તૂટી ગયા છે ને પાયમાલ થઈ ગયા છે. હવે આપણા ધંધા ખેતીવાડીને ખીલવવા આપણી પાસે એક પાઈ પણ નથી ને જમણ કરવા વખતે નાણાં ઊભરાઈ આવે છે. **અમારાં સરઢવ, રૂપાલ, આદ્રજ, શેરથા, થોળ, વામજ વગેરે બાર ગામના ગોળમાં બારમાં બંધ થઈ ગયાં છે અને કોઈ નામ પણ દેતું નથી;** માટે આવાં ભોજનોનાં નાણાં બચાવી મોટું ફંડ એકઠું કરી તમારાં ને જ્ઞાતિનાં બાળકોને કેળવો ને શાસ્ત્રની આજ્ઞાઓ જાળવો, એ રીતે એકપંથે દો કાજ જેવું પુણ્ય થશે. જ્યાં સુધી આ રૂઢિને તજશો નહિ ત્યાં સુધી આપણો ઉદ્ધાર થવાનો નથી. માટે દરેક જણ પ્રતિજ્ઞા લ્યો અને બીજાને તેમ કરવા પ્રેરો અને ઉડાઉ ખર્ચો બંધ કરી બંધુઓને બચાવો એ મારી વિનંતી છે. (તાળીઓ).

આ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં ભરૂચવાળા બન્ધુ રા. ચુનીલાલ વનમાલીદાસે જણાવ્યું તેનો સાર નીચે મુજબ છે -

મરણ પાછળ જમણો કરવાં તે તો કોઈ વાતે યોગ્ય નથી. હાલ મોંઘવારી છે એટલે તો આપણે તે ફરજિયાત અટકાવવાં પડ્યાં છે અને હજી પણ પડશે. પણ જમવાના સ્વાદીઆઓ તો જેમ ઢોર મરી જાય છે, તેને ઘસડી જતું જોઈ ગીધડાં તાંકીને બેસી રહે છે, તેમ મરણની તિથિથી જ જમણના દહાડા ગણવા માંડે છે.

શાસ્ત્ર પ્રમાણે તો શ્રાદ્ધમાં પણ ત્રણ જ જમી શકે, વળી જે લોકો વૈષ્ણવ ધર્મની ''બ્રહ્મસંબંધ'' દિક્ષા લે છે તેમનાંથી મરણનિમિત્તનાં ભોજનો જમાતાં નથી. એ વગેરે બતાવી આપે છે કે આવાં જમણોની શાસ્ત્રમાં સંમતિ નથી. આવા વખતે ઘરધણીને તેની મરજી વિના પણ આગેવાનો દોરે છે જે કડવા વિજયના આવતા અંકમાં તે સંબંધના લેખ સાથે આવશે. તેમની કવિતાથી શ્રોતાઓ ઘણા પ્રસન્ન થયા હતા અને તાળીઓના અવાજ વચ્ચે ભાષણ પુરૂં થયું હતું. જે આવતા અંકમાં લેવામાં આવશે.

બાદ આ ઠરાવને રા. અમરસિંહજી દેસાઈએ પણ વિશેષ અનુમોદન આપ્યું અને જણાવ્યું કે કારજ વરા વિશે ઘણું કહેવાયું ને સાંભળ્યું છે અને દરેકને વીતી પણ હશે. આનું તો તરત દાન ને મહાપુણ્ય જેવું ફળ મળે છે. દેવું થયું કે તરત ગામ મૂકી શહેરમાં મજૂરી શોધવા આવવું પડે છે. આપણી આ દશા કરનારા આપણી નાતનોઃ બંધો સાચવવાની ફીકરવાળા પરોપકારી આગેવાનો હોય છે. **ગયા વૈશાખી પૂનમના મેળા વખતે હું ઊંઝા ગયો, ત્યાં આ વિષય પર આખ્યાન કરતાં લોકોમાંથી બે-ત્રણ વિરુદ્ધ બોલવા લાગ્યા. એટલે એમનામાંથી જ, એક પટેલ ઊંઝા તળનો જ રહીશ, વગર પૂછે ને વગર બોલાવે, ઊઠીને પોતાની આપવીતી કહેવા લાગ્યો, તેનો સાર - થોડા વખત પર મારી બાયડી મરી ગઈ. લોકો કહેતું ત્રણ દિવસ ખવરાવ, મેં કહ્યું કે હું એક દહાડો ખવરાવું. પટેલો તો પૂંછડું ઝાલીને બેઠો કે ના ત્રણ દહાડા ખવરાવ તો જ ખાઈએ. મેં કહ્યું, જો ખાવું હોય તો એક દહાડો ખાઈ જાવ નહિ તો ઘીના ડબા વેચી મારું છું. પટેલોએ ધાર્યું કે આ તો હાથથી હિંડવો, માટે હાલ એક દિવસની હા કહો પછી વાત, તે પ્રમાણે હા કહી પંચના વાસણ પૈકી હું તાવડો લઈ ગયો. દિવસ આવ્યો ત્યારે ભાઈઓને એક દહાડો જમવાનું કહેવરાવ્યું. ભાઈઓ કહે બે દહાડાની કબૂલાત આપ નહિ તો નથી આવવું. આ ઘરધણી અકળાયો હતો, તેણે ચોખ્ખું જણાવ્યું કે જમવાની હા હોય તો તે, નહિ તો ઘી વેચી નાખું છું. પટેલોએ ''ખેંચ પકડ મીજે જોર આતા હય'' તાણી ઝાલ્યું તે તૂટી ગયું. પેલા પટેલે ઘીના ડબા ભાવ આવ્યો તે બે બે રૂપિયા વધુ લઈ વેચી માર્યા. તાવડો પંચનો પાછો પહોંચાડ્યો. પંચ થયું ગુસ્સે. ભેગાં થયાને ઠરાવ્યું કે એ તો ઘી તાવવા તાવડો લઈ ગયો હતો ને વેપાર કરી પંચને ઠગ બાજી કરી ગયો. વાસ્તે એકાવન તાવડાના દંડને ઠગબાજીના એકાવન બીજા આપે; નહિ તો આજથી પંચ બહાર. પેલો કહે, પંચ બહાર તો શો વાંધો છે? ગામ બહાર તો નથી ને? ક્યાં કોઈ નઠારા કામથી પંચ બહાર છીએ?** બન્યું ત્યાં સુધી ખરું ને ના બન્યું ત્યાંથી નીકળી ગયા. એણે કહ્યું કે આ દશા પંચમાને જમવામાં છે. આગેવાનો પંચમાં ગોળને અને આ જમણના રિવાજને ગળા સાથે વળગી રહ્યા

છે; તેનું કારણ બીજું મને નરોડા ગામ માંહેના એક પટેલ સાથેના વિવાદથી જડ્યું છે, તેમને મેં આ રિવાજનાં અનેક દુઃખો જણાવ્યાં, જે મુશ્કેલીએ તેમને સ્વીકારવાં પડ્યાં. છેવટે કહે એ બધુંય તમારું, ખરું, પણ લોક બંધામાં (કબજે) ના રહે તો. મને એના એ જવાબથી ઘણો ગુસ્સો ચડ્યો, કારણ કે પોતે પણ એક પટેલ આગેવાન હતા. માત્ર પોતાના તાબામાં નીચે માથે ના રહે તેને વ્યવહાર બહાર કરવો ને નમાવવો આટલા જ મદમાં મસ્ત થયેલ પટેલો, એકેએક માણસને સત્તાના દોરમાં જેમ અજ્ઞાન પ્રાણીઓને ચલાવે તેમ ચલાવવા ઈચ્છે છે. ડાહ્યા ઉપરીના હાથે કચરાઈ મરવું તે પણ સુખ રૂપ હોય છે પણ આવા અજ્ઞાન શૂન્ય હૃદયનાં ને મૂર્ખ શિરોમણિ પટેલોના કબજે યા કાબૂમાં રહેવું તે અંધેરી નગરીના ગંડુ રાજાની રાજ સત્તામાં રહેવા બરાબર છે. આ રિવાજને તેથી પણ હું સદંતર નાબૂદ થયેલો જોવા ઇંતેજાર કરું છું. (તાળીઓ.)

બાદ વેમારના પા. રાયજીભાઈ બહેરાને મૂંગા છતાં કવિતા કરી લાવ્યા હતા, જે નીચે મુજબ સેક્રેટરી મિ. પુરુષોત્તમદાસે ગાઈ હતી.

**"જ્ઞાતિ વરા વિરુદ્ધ ગરબી."**

(કર્તા. વેમારના પા. રાયજીભાઈ બાપુભાઈ)

જશ લોભી જીવ, નાત વરામાં નામ તમે બહુ કાઢિયું,
બહુ નામના કીધ, ખરચ ખરાબીમાં બાપનું નામ બગાડિયું.
કંઈ ગાંઠની મૂડી ખરચી ખરી, કંઈ ઉછીના લાવ્યા વ્યાજ ભરી,
કંઈ મિલકત બીજાને ગીરો કરી, જશ લોભી જીવ. ૧
થયું દેવું દુભાયું મનડું ઘણું, પરવારીઆ પુણ્ય સહુ પેઢી તણું,
જોતજોતામાં આવીયું કષ્ટ ઘણું, જશ લોભી જીવ... ૨
પછી દેશ દલાલી કરતા ફરતા, નર સારા મટીને, થયા નરતા,
પછી કામ કપટનાં કંઈ કરતા, જશ લોભી જીવ... ૩
એમ એક બીજા બગડે જનથી, તેનો તોલ કરોને તમે મનથી,
રૂવે રાયજી દેશ વિના ધનથી, જશ લોભી જીવ... ૪

બાદ તાળીઓના અવાજ વચ્ચે આ ઠરાવ સર્વાનુમતે પાસ થયો હતો.

**ઠરાવ ૧૭મો**



"સમાજ તરફથી ચાલતા "કડવાવિજય" માસિકને તન, મન અને ધનથી બનતી મદદ કરવા સઘળા જ્ઞાતિ શુભેચ્છક બન્ધુઓને આ સમાજ ભલામણ કરે છે."

આ ઠરાવને રજૂ કરતાં અઘારવાળા પા. છગનલાલ નરોત્તમદાસે જે ભાષણ કર્યું તેનો સાર નીચે મુજબ છે.

**આ માસિક પત્ર નહોતું ત્યારે જ્ઞાતિમાં બિલકુલ અંધારા કૂવા જેવું હતું.** જ્ઞાતિના જુદા જુદા ભાગો એકબીજાથી બિલકુલ અજાણ્યા હતા. તેના બદલે આજ આપણે જોઈએ છીએ તેમ એક બીજા પોતાના કુટુંબીઓ મુજબ એકઠા થઈ **જ્ઞાતિના સુખદુઃખનો વિચાર કરીએ છીએ,** તે પ્રતાપ માસિકનો છે. તપાસ કરતાં જણાય છે કે લવાજમ આપણે મોકલતા નથી તે તેનું ખરચ માથે પડે છે, તો પછી આ પ્રમાણે સમાજના પૈસાનો મફત ઉપયોગ કરવો તે ધર્માદાને નુકસાન કરવા જેવું છે તો આપણે તરત જ લવાજમ મોકલી દેવું જોઈએ, યા જો બે-ત્રણ જણ યા ગામ આખું થઈને પણ જો સવા રૂપિયો લવાજમ આપવા અશક્ય હોય તો ના લખવી જોઈએ યા ટપાલવાળાને ના કહેવી જોઈએ કે ભાઈ! હવે નથી જોઈતું, પણ મફત આવતું હોય તેમ આપણે રાખે જવું ને પૈસા બિલના મોકલવા નહિ, ત્યારે શું તમે સમાજના સેક્રેટરીને કાંઈ ધર્માદા ફંડ કરીને સોંપ્યું છે? તે એ ખરચ કર્યા કરશે? કડવા વિજય ખાતે દેવું થઈ ગયું છે. જ્ઞાતિમાં માત્ર હવે એટલું એ જ પેપર રહ્યું છે, જો મદદ નહિ કરો ને લવાજમનું દેવું નહિ. ભરો તો તે બંધ થશે ને પછી આપણી આ હિલચાલ જોશભેર ચાલે છે તે પણ બંધ થશે. મોળી તો જરૂર પડશે જ. જો તમારે એવું કરવું હોય તો ભલે! જેણે એવું કરવું હોય ને જેની દાનત એવી હોય, તેણે નાહક મફતનું માસિક શા માટે રાખવું? ના લેવું. નાહક ધર્માદાનું દેવું ચડાવવું એ શા વાસ્તે? માટે મારા ભાઈઓ! તમો લવાજમ ચડેલું તરત મોકલી આપશો. યા વી. પી. કરવામાં આવે તો પાછું ના કાઢશો એ મારી વિનંતી છે. ચુંવાળનાં ૮૦ તથા વઢિયારનાં ૪૫ ગામોમાં માસિક ખપાવવાને લવાજમ ઉઘરાવવા હું પોતે પ્રયત્ન કરવા માથે લઉં છું, ને તેમ કરવા બીજા બન્ધુઓને પણ પ્રાર્થના કરું છું. (તાળીઓ.)

આ ઠરાવને અનુમોદન આપતાં વિરમગામવાળા દેસાઈ, અમરસિંહજીએ વિશેષમાં જણાવ્યું કે બીજી બધી જ્ઞાતિઓનાં માસિકો કેવાં મજેનાં ચાલે છે. આ વખતે લડાઈને લીધે કાગળો વગેરે મોંઘા થવાથી ઘણા પેપરો બંધ પડી ગયાં પણ આપણું ધીમે ધીમે ચાલે છે. કારણ કે નાણાં નહિ તેથી. આપણે અત્રે બિરાજમાન થયેલા ઘણાખરા તેના ગ્રાહક છીએ. જેણે લવાજમ ન મોકલ્યું હોય તેણે આ પરથી વિચાર કરવો ઘટે છે. આ બધું આપણું મોટા ભાગે તો આળસમાં જ જાય છે. **પણ આપણી આળસમાં માસિક બંધ થઈ ગયા પછી તેને બેઠું કરવાનું કેટલું મુશ્કેલ છે તેનો વિચાર કરવો જોઈએ.** હું છેવટે એટલું જ કહીશ કે આમાં આપણે શી મોટી મદદ કરવાની છે? **માસિક બાર મહિના સુધી આપણાં ઘેર આવે છે, તેના બદલે સવા રૂપિયો આપવાનો છે, તેમાં ચાર આનાનો ટપાલખર્ચના જાય એટલું પણ આપણે ન કરી શકીએ તો પછી બીજું કામ કરી શકીશું?** માટે સહુએ પોતપોતાનું અને

પોતાના સ્નેહીનું લવાજમ મોકલી આપવાને કાળજી રાખવી એ મારી ભલામણ છે. (તાળીઓ.)

### ઠરાવ ૧૮મો

"સમાજની આર્થિક સ્થિતિ છેક નબળી હોવાથી તેના માટે એક ખાસ ફંડ ઊભું કરવાનો આ સમાજ ઠરાવ કરે છે."

આ ઠરાવને રજૂ કરતાં સમાજના સેક્રેટરી મિ. પુરુષોત્તમદાસે જણાવ્યું કે, કોઈના મનમાં એવું હોય કે સમાજ પાસે મોટું ફંડ છે. તો તેવું કાંઈ જ નથી ને ઉલટું સમાજને દેવું છે. કેટલાક એમ પણ ધારે કે, મેમ્બર દીઠ એક વાર્ષિક ફીનો બે સરભરાના મળી ત્રણ રૂપિયા લેવાય છે. તે બેમાં સરભરા વગેરે થતી હશે ને રૂપિયો રૂપિયો પડ્યો રહેતો હશે; પણ તે માનવું ગેરસમજભરેલું છે. પહેલી ને બીજી બેઠકમાં કસર કરી બચાવેલા છસો રૂપિયાની પાંચસો ખુરશીઓ કરાવી નાંખી છે. પછીથી બાવળા, વિરમગામ કાંઈ વધ્યું નહિ, પણ ઊલટું દેવું થયું. આજ ૮-૧૦ વર્ષ થયાં છે છતાં તમારી પાસે કાંઈ ન માગવું તેવો ઇરાદો હતો તે આજ સુધી નભાવ્યો છે. હવે મારે આપના એક વગર પગારના સેવક તરીકે આપણી સંસ્થાની આર્થિક સ્થિતિથી તમને ના છૂટકે ચાલે વાકેફ કરી નાણાં માંગવા પડે છે. જો હું એમ ન કરું તો ધન સંબંધી સ્થિતિ એવી બગડી જાય કે તેને ન સુધારી શકાય, તો પણ મારો તે મોટો કસૂર ગણાય અને હવે આવી દેવાદાર અને નિર્ધન સ્થિતિમાં હું પોતે પણ વધારે વખત સંસ્થાની સેવા કરી શકું નહિ.

તમોને મારે આગ્રહપૂર્વક જણાવવું પડે છે કે, હવે આ સંસ્થાને ધનવિના ચાલે તેમ નથી. જો તમો તેને આગળ નિભાવવા ઇચ્છતા હો તો અવશ્ય મારા હાથમાં નાણાં આપો. સમાજ તરફથી કડવાવિજય માસિક ચાલે છે, તેને પણ છેલ્લાં બે વર્ષમાં કેટલા લવાજમ મળ્યાં છે, તે તેના છેલ્લા અંક પરથી તમો જોઈ શક્યા હશો અને વધારામાં પોતપોતાની જાતને પૂછવાથી ખાતરી થશે. એને નિભાવવાની પણ ઓછી અગત્ય અને મુશ્કેલી નથી. લડાઈના લીધે કાગળોના ભાવ દોઢાબમણા થઈ ગયા છે. લવાજમ આવે નહિ. શી રીતે પણ ભૂખ્યા પેટે તે તમાલી સેવા બજાવે? એ દેવું પણ આપણી સંસ્થાના શિર પર છે. દર મહિને ટપાલ ખરચ, વગેરે મારે તેના અંગે જોઈએ જ. આ સ્થિતિ હોવાથી ગઈ રાત્રે સબ્જેક્ટ કમિટીમાં ફંડને વાસ્તે મેં ઠરાવ રજૂ કર્યો હતો ને વસ્તુસ્થિતિ આપણા એ આગેવાન બન્ધુઓને બહુ બારિકાઈથી જણાવી હતી. જે પરથી તેમણે તરત જ ફંડની વાત હાથ પર લઈ તે જ વખતે લગભગ ઓગણીસે રૂપિયા ભર્યા છે. જે આપ સહુની જાણ સારું વાંચું છું. (લિસ્ટ વાંચ્યું હતું જે છેવટે આપવામાં આવ્યું છે.) અને હવે તેમો બિરાજેલાઓને હું કહેવાનું કહી

ગયો છું. તમારી આ સંસ્થા છે. તમે બધા તેના માલિક છો, અમે તો માત્ર તમારું સુપરત કરેલું કામ શુદ્ધબુદ્ધિથી બને છે ત્યાં સુધી કરીએ છીએ ને કરીશું, તેવી ઇચ્છા છે. આ પ્રમાણેની આતુર માગણીથી, હું નાણાં માગું છું પણ કોઈને શરમાવી કે કચવાવીને મારે એક પાઈ પણ જોઈતી નથી, તમારા હૃદયના ઉમળકાથી જે આપવા શ્રદ્ધા હોય તે ''ભાઈ ફલાણા તમે શું મંડાવો છો?'' તેવું કદી પણ હું મારા જેવા સાધારણ બન્ધુઓને કહેનાર નથી, તેથી ખુશીથી મંડાવશો તે એક પાઈ લાખોનું કામ કરશે.

પ્રભુના અને શ્રી લક્ષ્મીદેવીના સુપુત્રોને હું આગ્રહ કરી કહી ચૂક્યો છું અને હજુ પણ લાખોવાર કહી કહી નાણાં માંગીશ. (પ્રભુ તેમને આંગણે હંમેશ જનસમાજના મારા જેવા ભિક્ષુકોને માગવા મોકલે) આપ જુઓ કે, આ આપની સંસ્થા સારુ, આજે આપનો આ સેવક નાણાંની જોગવાઈ કરી આપવા આતુરતાપૂર્વહ હાથ ધરે છે, તે સ્થિતિમાં તમારું એક શુદ્ધ કણબી ક્ષત્રિયનું ઉદાર અંતઃકરણ ઊભરાતાં મને જે મળશે તે ઉપકાર સાથે સ્વિકારીશ. સમસ્ત ગુજરાત, કાઠિયાવાડ એ આ સંસ્થાનું હૃદય છે, જ્યારે હું માળવા અને કચ્છને તેના બે બલિષ્ટ જાણું છું. તેમાં પણ જાગૃતિ આપી છે, બળ આવ્યું છે; તો કૃપા કરી તેઓએ પણ યથાશક્તિ બાહુશક્તિ આ સંસ્થા પ્રત્યે મમત્વ દર્શાવી આપવો ઉચિત ગણાશે. માળવા અને કચ્છી બન્ધુઓએ પણ ઉદારતાથી નાણાં મંડાવ્યાં હતાં. આ વખતે એવો અદ્ભુત દેખાવ થયો હતો કે જાણે નાણાંની તૃષ્ટિ થતી હોય ને! બાદ સમય વધારે થઈ જવાથી આ કાર્યને હાલ બંધ રાખી તેને પાછળથી મદદ કરવા. નીચે મુજબના બન્ધુઓએ માંથે લીધું હતું. બાદ ઠરાવ સર્વાનુમતે પાસ થયો.

૧. શેરથા પા. નાથાલાલ છગનલાલ. પોતાના જથ્થાનાં બાર ગામોમાં પ્રયત્ન કરી ફંડ ઉઘરાવવા તજવીજ કરવી તથા તેમને સરઢવ અને આદ્રજના પા. છગનલાલ તથા પા. ધનશાએ મદદ કરવી.
૨. વિરમગામ, કુમારશ્રી લાલસિંહજીભાઈ વગેરે.
૩. કચ્છ, મિસ્ત્રી નારણજી રામજી તથા તેમનાં મંડલના સભ્યો અને ગડાણી વગેરેના પટેલો સમસ્ત.
૪. ગણપતપુરા, પા. બહેચરભાઈ તથા બન્ધુઓ.
૫. પાદરા, મેસર્સ તુલજાભાઈ તથા અંબાલાલભાઈ વગેરે.
૬. તરસાળી, પા. જેઠાભાઈ તથા ઈશ્વરભાઈ વગેરે.
૭. વટાદરા, પા. નાથાભાઈ રાયજીભાઈ.
૮. મુંબઈ, દેસાઈ ચંદુલાલ મણિલાલ તથા ભાઈ મંગુભાઈ કિલાભાઈ.

૯. મોરબી, વાંકડા પા. નારણજી રતનજી.

૧૦. ધ્રાંગધ્રા, રા. રતિલાલભાઈ તથા રા. પોપટલાલભાઈ.

૧૧. માળવા, રા. અમરચંદજી પૂંજરાજજી પાડલ્યાવાલે વીગયરા.

૧૨. અધાર (ચુંવાળ) પા. છગનલાલ નરોત્તમદાસ.

**ઠરાવ ૧૯મો**

''સમાજના ઉદ્દેશ અને થયેલા ઠરાવોના જ્ઞાતિનાં ગામોનાં પ્રચાર અને અમલ કરવા જુદાં જુદાં ગામોમાં ઉત્સાહી બન્ધુઓનાં પેટા મંડળો સ્થાપવાનો આ સમાજ ઠરાવ કરે છે.''

આ ઠરાવને રજૂ કરતાં તતારપુરા વાળા પા. શામળદાસ પુરુષોત્તમદાસે નીચે પ્રમાણે ભાષણ કર્યું હતું.

આ ઠરાવથી વૃદ્ધોએ એમ નારાજ થવાનું નથી, કારણ કે વૃદ્ધો વિના આ કાર્ય ચાલી શકે જ નહિ; તેથી તેમણે આ સુધારાના મંડળને ટેકો આપી એકે મતે કામ કરવાનું છે. **ગઈ કાલ રા. પાદરાકરે સહકારી મંડળો વિશે જે કહ્યું હતું,** તેવાં સહકારી મંડળો - સંપ અને ખરા જીગરનો સંપ તેજ આ યુવક મંડલના જીવન પ્રાણ રૂપ છે. તે માટે હાલ ઘણું બોલાય છે પણ યથાર્થ રીતે પળાતું નથી તેથી ઘણી મહેનત વ્યર્થ જાય છે. જ્ઞાતિના જૂના બંધારણમાં જમાના પ્રમાણે નડતી અડચણો દૂર કરવા જ્યારે કોઈ પણ જાતની યોજનાઓ કરવા પરોપકાર બુદ્ધિથી પ્રયત્ન થતો નથી, ત્યારે તેમાં કુસંપ થાય છે. આવાં નવાં મંડળોમાં તો પ્રેમપૂર્વક દરેક વ્યક્તિનું જોડાણ થવાથી આ બંધારણ મજબૂત અને સુધારાનાં કાર્ય કરવામાં અનુકૂળ - લાયક થાય છે. આવાં જે કાર્યો એક માણસના હાથે થવાં મુશ્કેલ અશક્ય જેવાં હોય છે. તે સંપીને આવી રીતે એકઠા થવાથી નાના થાય છે. પાણીના નાના રેલાથી એક કાંકરો પણ ખસતો નથી, ત્યારે નદીઓની રેલોમાં મોટા પહાડ-પર્વતો પણ ખેંચાઈ જાય છે તો અત્રે પધારેલા સર્વે બન્ધુઓએ જ્ઞાતિ હિત માટે મંડળોની યોજનાને ધ્યાનમાં લઈ તેમાં એક સંપે સામેલ થવું તેથી મારી વિનંતી છે. જેમ ઝાઝી કીડીઓ સાપને તાણે તેમ આપણે ઘણા યુવક સુધારક બન્ધુઓએ એકત્ર થઈ કુધારા રૂપી સાપને રહેવા દેવો નથી. એ મારી વિનંતી પર ધ્યાન આપશો. (તાળીઓ.)

આ ઠરાવ સર્વાનુમતે પાસ થયો હતો.



**ઠરાવ ૨૦મો**

''સમાજે આ વખતે પાસ કરેલ ઠરાવ બીજા તથા ચોથાની નકલ કડી પ્રાંતના સૂબા સાહેબ શ્રીમંત શ્રીસંપતરાવ મહારાજ સાહેબ ગાયકવાડની સેવામાં નમ્રતાપૂર્વક મોકલી આપવાનો આ સમાજ ઠરાવ કરે છે.''

આ ઠરાવ મે. પ્રમુખ સાહેબે રજૂ કર્યો જે સર્વાનુમતે પાસ થયો.

**ઠરાવ ૨૧મો**

''આગ્રા ખાતે મળેલી'' ઓલ ઇન્ડિયા કુર્મી ક્ષત્રિય મહાસભા ''ની દરેક પ્રકારે આ સમાજ પ્રગતિ અને ફત્તેહ ઇચ્છે છે.''

આ ઠરાવ પ્રમુખ સાહેબે રજૂ કર્યો જે સર્વાનુમતે પાસ થયો.

**ઠરાવ ૨૨મો**

''જૂનાગઢ ખાતે મળનારી'' સૌરાષ્ટ્ર પાટીદાર પરિષદ''ની આ સમાજ દરેક રીતે ફત્તેહ ઇચ્છે છે.''

આ ઠરાવ સેક્રેટરી મિ. પુરુષોત્તમદાસે રજૂ કર્યો જે સર્વાનુમતે પાસ થયો હતો.

**ઠરાવ ૨૩મો**

''સમાજની બેઠકના અંગે સેવા કરનારા સઘળા બન્ધુઓનો આ સમાજ ઉપકાર માને છે.''

આ ઠરાવ પણ સેક્રેટરી મિ. પુરુષોત્તમદાસે રજૂ કર્યો જે સર્વાનુમતે પાસ થયો હતો.

**ઠરાવ ૨૪મો**

''સમાજના ધારા નિયમો છે તેને કાયમ રાખવાનો અને આ વખતે થયેલ બાબતે ફંડને તેથી નિરાળું ગણવાનો આ સમાજ ઠરાવ કહે છે.

આ ઠરાવ પણ સેક્રેટરી મિ. પુરુષોત્તમદાસે રજૂ કર્યો, જે સર્વાનુમતે પાસ થયો હતો.

**ઠરાવ ૨૫મો**

''આવતી બેઠક પોતાના ગામે મેળવવા આમંત્રણ કરનારા નીચેના શુભેચ્છકોને આ સમાજ ધન્યવાદ આપે છે.''

૧. ગણપતપુરા પા. બહેચરભાઈ રાયજીભાઈ.
૨. અઘાર પા. છગનલાલ નરોત્તમદાસ.
૩. શેરથા પા. નાથાલાલ છગનલાલ.
૪. વિરમગામ શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મંડળ તરફથી પરીખ માણેકલાલ જેઠાલાલ વગેરે.



આ ઠરાવ સેક્રેટરી મિ. પુરુષોત્તમદાસે રજૂ કર્યો હતો જે સર્વાનુમતે પાસ થતાં, આમંત્રણ વિશે વિચાર કરી પાછળથી જવાબ લખવા ઠર્યું હતું.

બાદ માળવા - નિમાડવાળા રા. રા. રામચંદ્ર વ્યાસને મે. પ્રમુખ સાહેબે બે બોલ કહેવાની રજા આપી હતી તેમણે જે સદ્‌બોધ આપ્યો તેનો સાર નીચે મુજબ છે–

જ્ઞાતિ એવી વિશાળ છે કે જો તે ધારે તો સંપ કરી મહાન કાર્ય સાધી શકે, સ્થિતિ ગરીબ થઈ ગઈ છે. એ વાત સાચી, તેમ છતાં રાસલીલા, રામલીલા, ભવાઈ વગેરે કરાવી તેમાં દાન કરતાં ઉદારતાથી ઘણું ધન કણબી ભાઈઓ આપે છે, એવા નિરુપયોગી દાન કરવા કરતાં ખેતીવાડી અને કેળવણી માટેનો ફંડ ઊભાં કરી તમો તેમાં દાન આપો. જ્ઞાતિની વસ્તીના પ્રમાણમાં જો દરરોજ દરકણબી એક એક પૈસો આ ફંડમાં આપે તો એક વરસમાં રૂ. ૭૮,૦૦,૦૦૦, જેવી મોટી રકમ થઈ જાય. એ રીતે જો કરીએ તો વિચાર કરો કે, આપણે કેવી મોટી સંસ્થા ઊભી કરી શકીએ? ને કેટલા વહેલા આગળ વધી શકીએ? ભાઈઓ! આપણે ધંધાના અંગે ટાઢ, તાપ, વરસાદ, શરદી વગેરે વેઠી મહાન તપ કરીએ છીએ, જેના પ્રભાવે અન્ય જ્ઞાતિઓના પ્રમાણમાં આપણો ઘણો વહેલો અભ્યુદય થવો જોઈએ, પરંતુ મિથ્યાભિમાન અને ખોટા મમત્વમાં આપણે સ્થિતિ કરતાં વધારે ખરચો કરી પાયમાલ દેવાદાર બનીએ છીએ, તો તેવો મમત્વને અભિમાન જ્ઞાતિ સુધારા તરફ રાખો તો આપણે આપણો અને સાથે સમસ્ત જ્ઞાતિનો પણ સત્વર ઉદ્ધાર કરી શકીએ. તેમ થતું હાલ જણાતું નથી. તેને બદલે તો જ્ઞાતિમાં અનેક કુધારા જણાય છે, જેનો માત્ર હું ચિતાર જ આપું છું.

રાગ ગઝલ કવાલી (જબ નજર પડને લગી જોબન પેં...)
(નિમાડી - વ્યાસ રામચંદ્ર લક્ષ્મણ - કસરાવાદવાલા)

हे कणवी बन्धुओ तमे जोया तमासा छे घणा,
नाटक, सीनेमा, सर्कसो, राखी हशे ना कई मणा,
भाळी भवाई कई हशे पण आ निरखवा आवजो.
भुंगळ विनानी आ भवाई भाई जोवा आवजो. 1
आ लग्न मंडपमां जुओ वीधी रहीत मंत्र भणाय छे,
न्हानी उंमरना वरवधू शुं लग्न योड्र्य गणाय छे?
वरतो उंघे कन्या रुवे ए अश्व लहोवा आवजो,
भुंगळ विनानी आ भवाई भाई जोवा आवजो. 2
आवो नवी बहुजी तणी अत्रे अघरणी आज छे,
वाजा वगाडी लोकने भेगो करे क्यां लाज छे?
वहुने बनावा बाघ भुंडां गीत गावा आवजो.
भुंगळ विनानी आ भवाई भाई जोवा आवजो. 3
गौरी पूजननुं पर्व छे बाळा जुओ ढोले मळी,
भुंडुं परस्पर भाखती नखरां करे निरलज चळी,

कई कुटती रोती अरे ते साथ रोवा आवजो,
भुंगळ विनानी आ भवाई भाई जोवा आवजो. 4
आ बारमानी न्यात छे पुत्रे पितानुं रुण भर्युं,
घरबार सहु गीरो मुकी पकवाननुं भोजन कर्युं,
पछुं गयुं पत्नी रडे पकवान जमवा आवजो,
भुंगळ विनानी आ भवाई भाई जोवा आवजो. 5
दीकरीना दोकडा लेनार जीवीदास छे,
कन्या कुवामां नांखवानो नीच धंधो खास छे,
कन्या दलाली पण करे तेने खटावा आवजो,
भुंगळ विनानी आ भवाई भाई जोवा आवजो. 6
भाई भवाई भाळतां आजे असुरुं थई गयुं,
मळजो फरी कोदी हजु जोवुं घणुं बाकी रह्युं,
जो झांख आंखे होय तो चश्मां चडावी आवजो,
भुंगळ विनानी आ भवाई भाई जोवा आवजो. 7

આ કવિતાથી શ્રોતાઓ અતિ પ્રસન્ન થયા હતા અને તાળીઓના અવાજો વચ્ચે તેમણે પોતાની બેઠક લીધી. બાદ બીજા નિમાડી બન્ધુએ પણ સમયોચિત વિવેચન કરી તેમના પ્રદેશના જ્ઞાતિબંધુઓની સ્થિતિનું સારું ચિત્ર રજૂ કર્યું હતું. બાદ પોતાની સાથે સાત વર્ષનો એક છોકરો તેઓ લાવ્યા હતા. તેને સમાજને હવાલે કરી દેવાને ઈચ્છા દર્શાવી. સમાજ તેને ઉછેરે, ભણાવે ગણાવે, કેળવણી આપે ને પછી તેને સમાજસેવક તરીકે જે રીતે ઉપયોગમાં લેવો હોય તે રીતે લેવા સમાજ મુખત્યાર છે. આ હેતુથી તે **સાહસિક સાચા સુધારકે ગુર્જર જ્ઞાતિબન્ધુઓની અસાધારણ અજાયબી વચ્ચે જાતિ સુધારણાર્થે પોતાના પુત્રને અર્પણ કરવા ઈચ્છા દર્શાવી હતી; પરંતુ મે. પ્રમુખ સાહેબ વગેરેને તેની વય બહુ નાની લાગવાથી તેને ત્રણ વર્ષ સુધી પોતાના પિતા સાથે રાખી ઉછેરવા દર સાલ મે. પ્રમુખસાહેબે (રૂ. ૫૦) સ્કોલરશિપ પોતાના પદરથી આપવા જણાવ્યું. હાલ તેથી તેને પાછો તેના પિતાને હવાલે કર્યો છે.** ધન્ય છે આ સ્વાર્થત્યાગી - આત્મભોગ આપનારને! આવા સર્વસ્વ અર્પણ કરનારાઓની હવે જરૂર છે. મોઢે બોલનારા તો અસંખ્ય થઈ ગયા છે. બાળક બહુ ચાલાક ને એના પિતાથી વિખૂટો પડવા ખુશી દેખાતો હતો.



**ઠરાવ ૨૬મો**

"વ્યવસ્થાપક મંડળ તથા ઓનરરી સેક્રેટરી મિ. પુરુષોત્તમદાસની સેવા પ્રતિ આ સમાજ પોતાનો સંપૂર્ણ સંતોષ જાહેર કરે છે અને તેમની નિમણુક કાયમ રાખે છે."

આ ઠરાવ મે. પ્રમુખ સાહેબે રજૂ કર્યો જે સર્વાનુમતે પાસ થયો હતો.

**ઠરાવ ૨૭મો**

"સમાજમાં પાસ થયેલા સઘળા ઠરાવોનો યોગ્ય અમલ કરવા મે. પ્રમુખ સાહેબને આ સમાજ સઘળો અધિકાર આપવાનો ઠરાવ કરે છે."

આ ઠરાવ મિ. પુરુષોત્તમદાસ સેક્રેટરીએ રજૂ કર્યો, જે સર્વાનુમતે મંજૂર થયો હતો.

બાળલગ્ન કરવાથી જે ભયંકર પરિણામો આવે છે, તેનો આબેહૂબ હૃદયભેદક ચિતાર આપનાર "મહાલક્ષ્મીનું મહાકષ્ટ." નામક આખ્યાન આપણા બાહોસ વક્તા દેસાઈ અમરસિંહજીએ શરૂ કર્યું હતું, તેનાથી શ્રોતાજનો પર જે અસર થઈ હતી તેનું યથાર્થ વર્ણન કરતાં પાનાં ભરાઈ જાય તેમ છે, પરંતુ તત્ સમ્બંધે એટલું જ જણાવી સંતોષ માનીશું કે આખ્યાનનો આખો બીજો ભાગ મહાલક્ષ્મીને માથે કજોડું, કુલીનોની કૃતઘ્નતા, કરકરીઆવર, બે સ્ત્રીઓ - શોક્ય વગેરે કારણોથી વિધવિધ પ્રકારના જુલમો ગુજર્યાં, તેનું નાટક રૂપે યથાર્થ વર્ણન કરેલું છે, જેમાં લેખકે વસ્તુ સંકલના, રસ અને ભાવ એવા તો કડીબંધ ગોઠવી જાળવ્યા છે, કે તેનો કોઈ પણ ભાગ, અરે, કોઈ પેરેગ્રાફ કે એકે વાક્ય કે શબ્દ સુદ્ધાંત નિરસ થયો નથી. રસની જમાવટથી કરુણારસમાં શ્રોતાઓ અને ખુદ વક્તા તથા ગાયકો એવા તો રંગાયા હતા કે પુલ્પીટ તથા નીચે ખુરશીઓ ભણી જોતાં સંખ્યાબંધ સહૃદયના શ્રોતાઓ હાથમાં રૂમાલ કે દુપટ્ટો પકડી મ્લાન વદને અશ્રુ વર્ષાવતા હતા. રાત્રીના દશ થતાં સુધી શાંતિથી સહુએ આખ્યાન શ્રવણ કરી તેનો લાભ લીધો હતો. આખ્યાન પૂર્ણ થતાં વિરમગામના દેસાઈ કાળીદાસ હરજીવનદાસે, દેસાઈ અમરસિંહજીનાં મુક્તકંઠે વખાણ કર્યાં હતાં અને સમાજને પોતાના મગજમાંથી ઉત્પન્ન કરનારા પહેલાં અમરસિંહજી હતા તેવું જણાવ્યું હતું. જવાબમાં દે. અમરસિંહજીએ, તેમની આ પ્રશંસનીય કૃતિને પોતાની સ્વલ્પ સેવા જણાવી કહ્યું કે, વિરમગામમાં આ જ્ઞાતિ સેવાની હવાને ઉત્પન્ન કરનાર અને લાંબા સમય સુધી એકલા હાથે પ્રયત્ન કરનાર, તે અમારા વૃદ્ધ દેસાઈ નારણદાસ જોરાભાઈ તથા બન્ધુ કાલીદાસભાઈ છે. તેમણે ઘણાં વર્ષો સુધી મહેનત ઉઠાવી અમને જાગૃત કર્યા હતા. આમ અન્યોન્ય શિષ્ટાચાર કરી રહ્યા બાદ, સેક્રેટરી મિ. પુરુષોત્તમદાસે નીચેનો છેલ્લો ઠરાવ રજૂ કર્યો.



**ઠરાવ ૨૮મો**

"પોતાના અમૂલ્ય વખતનો ભોગ આપી સમાજનું પ્રમુખપદ સ્વીકારી ત્રણ દિવસ પૂર્ણ કુનેહથી સંતોષકારક કામ ચલાવવા માટે આ સમાજ મે. પ્રમુખ સાહેબનો ઉપકાર માને છે."

તાળીઓના અવાજ વચ્ચે આ ઠરાવ સર્વાનુમતે પાસ થતાં મે. પ્રમુખ સાહેબે પોતાનું છેવટનું ભાષણ શરૂ કર્યું હતું જેનો સાર (૨૨ પાનાનું હતું) જીવનનો હેતું, કેળવણી, સ્ત્રીકેળવણી, લગ્ન, ધાર્મિકક્રિયા, જમણવાર વગેરે મુદ્દાઓ પર સુંદર વિવેચન કર્યું હતું. આ સભામાં ચુનીલાલ વનમાળીદાસએ પણ મનનીય પ્રવચન આપ્યું હતું.

આજ ત્રણ દિવસથી આપણા વિદ્વાન ભાઈઓ પાસેથી આપણે જે જે સદુપદેશ સાંભળ્યો છે, તેને ઘેર જઈ ભૂલી ન જતાં બને તેટલા પ્રમાણમાં અમલમાં આપણે મૂકીએ તો કરેલું ખરચ અને આપણી ઉઠાવેલી મહેનત નકામાં ન જાય. ભાષણોથી આપણને જે જે તજવાલાયક જણાયું છે, તેને તજીને ઉત્તમ ગુણ અંગીકાર કરવાની મારી તમને ખાસ ભલામણ છે. **આપે મારાં વારંવાર વખાણ કર્યાં છે, તેમ ન કરવા હું તમને સહુ બન્ધુઓને ભલામણ કરું છું, કારણ કે તેમ થતું રહે તો કદાચ હું મારી ફરજ વીસરી જઉં; એથી હવે તેમ ન કરવાની કૃપા કરશો.** હું મારા તરફથી દેસાઈ અમરસિંહજીને અને દે. નારાયણદાસ દે. કાળીદાસ વગેરે વિરમગામવાળાઓને તેમની સમાજ સેવા માટે ધન્યવાદ આપું છું. હવે આપણે આપણા કરેલા ઠરાવોને દાખલા રૂપે અમલમાં બેસાડી આપણા કામને દીપાવવું જોઈએ. વળી આપણી સમાજના માટે અત્રેના વતની દેસાઈ શામળભાઈ થોભણભાઈએ જે પરિશ્રમ ઉઠાવ્યો છે તે માટે તેમને હું ધન્યવાદ આપું છું અને સમાજ બરખાસ્ત કરું છું. (તાળીઓ). શ્રી ઉમિયા દેવીનો જય ઘોષ થયો હતો.

મે. પ્રમુખ સાહેબે ઊભા થઈ ના. શહેનશાહ તથા ના. શ્રીમંત શિયાજીરાવ મહારાજનો ત્રણ વાર જયઘોષ કર્યો હતો.

■ ■ ■




# મધ્યપ્રદેશમાં : સમાજ બેઠકો : આપણા આગેવાનો

## (નિમાડ - માળવા)

કચ્છ અને માળવાના આગેવાનના જ્ઞાતિબંધુઓ ધ્રાંગધ્રા અને પાદરાની ક. પા. સુ. સમાજોની બેઠકમાં પધાર્યા હતા અને તેમને પોતાના પ્રદેશમાં જઈ ઉન્નતિની હિલચાલ કરવા માંડી છે, જેના પ્રતાપે કચ્છ બંધુઓ પણ સારી જાગૃતિમાં આવ્યા છે. તેમજ માળવા - નિમાડમાં વસતા આપણા જ્ઞાતિબંધુઓની ઉન્નતિ ખાતર ભુદેવ રામચંદ્રજી વ્યાસ અને દેવાજી રૂંસાત વગેરે સમજુ દીર્ઘદર્શી કર્મયોગીઓનાં સંગીન ને વ્યવહારુ પ્રયાસથી તે પ્રદેશમાં પદ્ધતિસર નિયમિત હિલચાલ ચાલતી રહે તે હેતુથી "શ્રી નિમાડ કડવા પાટીદાર સભા" નામક સંસ્થા સ્થાપી છે.

**માળવામાં જ્ઞાતિ સભા :**

કડવા પાટીદાર જ્ઞાતિ એક મોટા સમુદ્ર જેવી વિસ્તારવાળી છે, તેનો મોટો ભાગ ગુજરાતમાં વસ્યો છે અને બીજો ભાગ કાઠિયાવાડ, કચ્છ અને માળવામાં પણ વસેલો છે. દેશની ઘણી ખરી જ્ઞાતિઓએ, જેમ જેમ વિદ્યામાં પ્રવેશ કરવા માંડ્યો તેમ તેમ પોતાના જ્ઞાતિભાઈઓની ઉન્નતિ કરવા ૧૦-૧૨ વર્ષથી પ્રયત્ન કરવા માંડ્યો અને તે અનુકૂળ સમયે જ આપણી જ્ઞાતિની ઉન્નતિ વા સુખદ પ્રયત્નો શરૂ થયા. જેના પરિણામ રૂપ આપણે આજે શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજ અને શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળ નામની બંને સંસ્થાઓને જોઈએ છીએ. સંસાર સુધારાની હિલચાલ વિશે જ્ઞાતિના એક છેડાથી બીજા છેડા સુધી ચર્ચા ચાલવા લાગી. કોઈને થોડો કોઈને વધારે ફેરફાર કરવાનું પસંદ પડવા માંડ્યું અને તેના લીધે ઠેઠ કચ્છ અને બીજી બાજુ માળવા સુધી આ વિચારોનો ફેલાવો થયો. કચ્છમાં પણ જ્ઞાતિની સ્થિતિના સુધારાનો પાયો નંખાઈ ઈમારત ચણાવા માંડી. માળવામાં પણ જ્ઞાતિબંધુઓએ પોતાની ઉન્નતિના વાસ્તે પ્રયત્નો કરવા માંડ્યા. જેના પરિણામે "શ્રી કડવા પાટીદાર સભા-નિમાડ."ની સ્થાપના થઈ. તેના ઉદ્દેશમાં– (૧) બાળકોને વિદ્યા

ભણાવવી; (૨) સુધરેલી ઢબથી ખેતી કરવી; (૩) ખેતીની સ્કૂલ સ્થાપન કરવી; (૪) શાહુકારી પેઢીઓ સ્થાપવી; (૫) નિરાધારોને મદદ આપવી; (૬) વધુ પડતાં ખરચોથી બચાવ કરવો; (૭) નઠારા રિવાજો અટકાવવા; (૮) જ્ઞાતિના નિયમો ઘડવા અને (૯) ખેતીવાડીમાં આવતી અડચણો દૂર કરવી. વગેરે વગેરે આવા પ્રકારની સભામાં નામ દાખલ કરાવી સભાસદ થવાનો સઘળા માનવીય બંધુઓનો ધર્મ છે. સભાસદ થનાર જ્ઞાતિબંધુને કોઈ તકની અગવડ નડશે નહિ જે જ્ઞાતિ બહાર હશે તે સભાસદ થઈ શકશે નહિ. સભાસદની વાર્ષિક એક રૂપિયો ફી રાખી છે. દર સાલ સભાની એક બેઠક થશે. સભાના નીચે મુજબના અધિકારીઓ બહુમતે થયા છે.

પટેલ દેવાજી નાનાજીભાઈ રૂંસાત પ્રમુખ; પટેલ ભીલાજી નરસિંહભાઈ ઝીલુડ્યા મંત્રી; પટેલ હીરાલાલ દેવજીભાઈ કોષાધ્યક્ષ; પટેલ બાલારામ કાનાજીભાઈ ચોપડા; વ્યવસ્થાપક અને વ્યાસ રામચંદ્રજી સંચાલક.

સભાના અધિકારી મંડળને તેમના આવા પરોપકારી કામનાં પગલાં માટે ઘણા ઘણા ધન્યવાદ આપીએ છીએ અને સભાના નેતાઓએ વ્યવસ્થા માટે ખાસ ધ્યાનમાં રાખવા યોગ્ય માર્ગદર્શક શિખામણ તરીકે લખાયેલા "આપણી સંસ્થાઓ" વિશેનો ગતાંકમાં પ્રસિદ્ધ થયેલ લેખ ધ્યાનપૂર્વક જોવા ભલામણ કરીએ છીએ. કામની રૂડી શરૂઆત થઈ છે; તે જ રીતે ઉત્તમ કાર્ય સિદ્ધ પણ થાય તે પરમાત્મા તેમને હંમેશ આગળ વધવાનું હૃદય બળ આપે અને તેમનો વિજય થઈ માળવીય બન્ધુઓની સત્વરે ઉન્નતિ થાય અને તેમના પૂર્વજોની ગૌરવવાળી ભૂમિમાં રહેતા જ્ઞાતિબન્ધુઓ સાથે હળીમળી એક રૂપ થાય તેવી કૃપા કરવા પ્રભુને અને માતુશ્રી કુલદેવી ઉમાને અમે પ્રાર્થના કરીએ છીએ.

**શ્રી નિમાડ કડવા પાટીદાર પહેલી સભા ૧૯૧૬ :**

આ સભા સ્થપાયાના માંગલિક સમાચાર અમે અમારા વાચકોને થોડા સમય અગાઉ આપી ગયા છીએ. કડવા પા. શુભેચ્છક સમાજની ચાલુ હિલચાલ પ્રમાણે આવી આવી એક જ લક્ષબિંદુવાળી પેટા સંસ્થાઓની ઘણી જરૂર આપણે પાદરા મુકામે મળેલી ગઈ બેઠક વેળા ઠરાવ કરી સ્વીકારી છે. પાદરાની બેઠકમાં નિમાડ પ્રદેશના લગભગ ૨૦ બન્ધુઓ લાંબી ખર્ચાળ મુસાફરી કરી હાજર થયા હતા. તેમણે પોતાના ત્યાં નજીકના ભવિષ્યમાં ભરવા ધારેલી બેઠકનું ત્યા શિક્ષણ મેળવ્યું હતું. નિમાડી બન્ધુઓ સાધારણ સુખી છે, પરંતુ વિદ્યામાં બિલકુલ પછાત હોઈ તેમનામાં નવી હિલચાલની જાગૃતિ બિલકુલ જણાઈ નથી. આવી દશામાં વિદ્યાપ્રતિ અભિરુચિ તો ક્યાંથી જ હોય? આ સ્થિતિમાંથી તેમને જાગૃત કરવા તેમના યુવાન ગોર રામચંદ્ર વ્યાસ આજે પાંચેક વર્ષથી તન, મન અને ધનના ભોગે સતત પ્રયાસ કરી રહ્યા છે,

ને તેમના જ સદુપદેશથી એ પ્રદેશસ્થ બન્ધુઓ ગુજરાતની શુભેચ્છક સમાજના ગાઢ પરિચયમાં આવી રહ્યાં છે.

વિંધ્યાચળ અને સાતપુડા વચ્ચેની સાંકડી પટીમાં આવેલો આ પ્રદેશ ઈન્દોર સ્ટેટથી હકૂમતમાં છે. ત્યાં આપણા વડોદરા સ્ટેટની પેઠે ફરજિયાત કેળવણી અને બાળલગ્ન પ્રતિબંધક નિબંધના પ્રશંસનીય ધારાઓ નથી. આ સ્થિતિમાં બાળલગ્નના અને મરણ પાછળનાં જમણોના વિનાશ કરનારા રિવાજો ગુજરાતની માફક ત્યાં પણ ચાલુ છે. આપણી જ્ઞાતિ ત્યાં માલવીય અને નિમાડી એ બે સંજ્ઞાથી ઓળખાય છે. માલવીય બન્ધુઓ રતલામ, ઈન્દોર, મહુ વગેરેની આસપાસના ઉચ્ચ પ્રદેશમાં વસે છે, ત્યારે નિમાડી બન્ધુઓ મહુથી ઊંચા ઘાટો ઊતરી વિંધ્યા અને સાપુતારા વચ્ચે નર્મદા નદીના પ્રદેશની સાંકડી ને લાંબી પટીમાં વસે છે.

આ પ્રદેશના કૂવા ગામમાં તા. ૨૦-૨૧ માર્ચે સભા મળી હતી. સભાસદ ફીનો એક રૂપિયો લેવાનો હતો પણ સરાભરા ફી કાંઈ લેવાની નહોતી, કારણ કે ભોજનાદિ સર્વ વ્યવસ્થા તે ગામના પાટીદારો તરફથી તેમના ખર્ચે રાખી હતી. **સભાનું પ્રમુખસ્થાન મુંબઈ ઘાટકોપરવાળા મિસ્ત્રી નારાયણભાઈએ સ્વીકાર્યું હતું. તેમની સાથે દેસાઈ અમરસિંહજી, મિ. પુરુષોત્તમદાસ સેક્રેટરી, રા. રા. મોતીલાલ કાલીદાસ, અધિપતિ કડવાવિજય રા. રા. મગનલાલ ગોવિંદલાલ એન્જિનિયર રા. રા. માણેકલાલ જેઠાલાલ વિરમગામવાળા, રા. રા. નગીનભાઈ વૃજલાલ, રા. રા. રામજી (નારાયણભાઈના પિતાશ્રી), રા. રા. રતનસિંહજી અને રા. રા. નાથાભાઈ વગેરે** બન્ધુઓને લેવા સારુ રતલામ ખંડવા લાઈનના બરવાડા સ્ટેશને માણસો હાજર હતા. પરદેશી પ્રવાસીઓને તથા મે. સભાપતિ સાહેબને સ્ટેશને સન્માનપૂર્વક વધાવી લઈ, મુકામ પર લઈ ગયા. સ્નાનસંધ્યાદિ નિત્યકર્મથી નિવૃત્ત થઈ ભોજન વગેરે લઈ ત્યાંથી કસરાવાદ જવા પાર્ટી નીકળી હતી. મંડલેશ્વર સુધી મોટરમાં જવાનું હતું. મંડલેશ્વર પહોંચ્યા બાદ મે. સભાપતિ સાહેબનો ત્યાંના માયાળુ સ્કૂલ માસ્તરે અહીં પણ સાંજના માટે ભોજનનો પ્રબંધ કરી પાનસોપારી અત્તરાદિથી સત્કાર કર્યો હતો. નર્મદા નદી ઊતરી રાત્રે કસરાબાદ પહોંચતા ત્યાંના બાહોશ કર્મયોગી પટેલ કાલુરામજીએ મે. સભાપતિ સાહેબની પાર્ટી માટે ચાપાણી વગેરે સાથે બેઠક કરી અત્તર ગુલાબ પાનસોપારી ભોજન વગેરેથી ઉત્તમ પ્રકારે આતિથ્ય કર્યું હતું. ત્યાંથી નીકળી કૂવા તરફ પ્રયાણ કરી બપોરે કૂવા ગામના પાદરમાં પહોંચ્યા.  સંખ્યાબંધ જ્ઞાતિજનો મે. સભાપતિ સાહેબને માન આપવા લાઈનમાં ઊભા હતા. સ્વાગત મંડળે આગળ વધી, સભાપતિ સાહેબ વગેરેનું પ્રથમ પુષ્પમાલા-ગુચ્છથી આતિથ્ય કરી કુલદેવીના, જ્ઞાતિના અને સભાપતિ સાહેબના જયઘોષ વચ્ચે સામૈયાના

આકારે ચાલવા માંડ્યું. વાદ્ય અને ગીત પણ ચાલુ હતાં. સ્વયંસેવકો વારંવાર સભાપતિ સાહેબના જયઘોષથી પોતાનો ઉત્સાહ જણાવતા હતા. એ પ્રમાણે આકારમાં સહુ ભાઈઓ ઉતારા પર ગયા હતા. બાદ સ્નાન ભોજનાદિથી પરવારી બપોરના બે વાગ્યા પછી કામની શરૂઆત થઈ હતી.

શરૂમાં વિદ્યાર્થી વોલંટીઅર્સે કુલદેવી શ્રી ઉમાની સ્તુતિ કરી પધારેલ બન્ધુઓને સ્વાગતનું ગીત ગાયું હતું. સેક્રેટરી વ્યાસ રામચંદ્રજીએ પછી પોતાનું સન્માન સ્વાગતનું ભાષણ કરતાં જણાવ્યું કે જ્ઞાતિની ઉન્નતિ માટે શુભેચ્છક સમાજની પેટાસંસ્થા તરીકે અત્રે આ સભાની સ્થાપના થઈ છે અને મને વરસો થયાં છે જે અભિલાષા હતી કે **એકવાર નિમાડના કડવા ને ગુજરાતના કડવા એકઠા થાય તે આજે પ્રભુએ અને આપ સહુ બંધુઓએ પાર પાડી છે ને આટલે બધે દૂર પધારી અમને ઘણા આભારી કર્યા છે.** હવે અત્રેના જ્ઞાતિબન્ધુઓની સાંસારિક ઉન્નતિ માટે આપ સહુ એકત્ર થયા છો ને આપણા અભ્યુદયના વિષયો હાથ ધરવાના છે. તે વગેરે અગત્યની બાબતોમાં વિચાર કરતાં આપણને સુપથ પર દોરવા એક નેતાની જરૂર છે. હું તેવા નેતા-સભાપતિ તરીકે રા. રા. નારાયણભાઈ કૉન્ટ્રાક્ટરને પદ સ્વીકારવા વિનંતી કરું છું, જેને આપ સંમત થશો ને તેઓશ્રી પણ તેનો કૃપા કરી સ્વીકાર કરશે તેવી આશા રાખું છું. આ દરખાસ્તને મિ. પુરુષોત્તમદાસે અનુમોદન આપ્યું અને રા. નારાયણભાઈએ પોતાની જગા લીધી (તાળીઓ) બાદ પોતાનું યાદગાર લાંબું ભાષણ વાંચ્યું હતું– જેનો ટૂંક સાર નીચે મુજબ છે.

અસલ આપણે સહુ પંજાબમાં સાથે રહેતા. વારંવારની પરદેશીઓની સવારીઓથી કંટાળી આપણી એક મંડળી મગધ પ્રદેશમાં ગઈ. બીજી મથુરાં, મંદસોર ને કોટાના રસ્તે વડનગર આસપાસ આવી. ત્રીજી માળવામાં આવી રહી, આ ત્રણે મંડળીઓ અનુક્રમે ફરતી ફરતી એકવાર વડનગરને સિદ્ધપુર પાસે ઊંઝા ગામ વસાવી ત્યાં ઠરીને ઠામ બેઠી. વસ્તી વધી તેમ તેમ ગુજરાતના મધ્ય દેશમાં પોતાની સાથે ગુજરાતને પણ આબાદ કર્યો. એક દુષ્કાળના સમયમાં આપણા પૈકી કેટલાંક માળવા ને કચ્છ તરફ ગયા. યવનોના અત્યાચારી અમલમાં શરૂ થયેલ આપણા રિવાજો પણ સાથે જ રહ્યા ને આજ સુધી સરખા જ ચાલુ છે, પાછળથી દેશની શાંતિના સમયમાં નિર્ભય થવાથી આપણે આયુધોના ઉપયોગની જરૂર રહી નહિ અને દિવસે દિવસે આપણું ઉગ્ર ક્ષાત્ર તેજ મંદમંદ થતું ચાલ્યું. આજે અન્ય અજ્ઞાન કોમોને આ વાતનો ખ્યાલ પણ થોડો આવે છે.



દેશના સઘળા ભાગમાં સામાજિક હિલચાલ સઘળી જ્ઞાતિઓએ શરૂ કરી પોતપોતાની ઉન્નતિ કરવા પ્રયાસો કરવા માંડ્યા છે. આપણે પણ તે અન્ય જ્ઞાતિઓની

સાથે જ ૮-૯ વર્ષથી આપણી "શુભેચ્છક સમાજ" સ્થાપી પ્રયત્ન કરવા માંડ્યા છે. જેના પ્રતાપે આજે આપ કચ્છ, કાઠિયાવાડ, ગુજરાત, માળવા ને નિમાડને આપણે ઉન્નતિનો વિચાર કરવા આ પ્રદેશમાં એકત્ર થયેલ જુઓ છો. બાળલગ્ન અને મરણ પાછળ જમણ કરવાના નઠારા રિવાજોથી આપણે તન અને ધનમાં બહુ નબળા પડી ગયા છીએ. તેને લીધે વિદ્યાભ્યાસ પણ બહુ ઓછો થવાથી મન પણ ઉત્તમ સંસ્કારી ન રહ્યું, આપણી બૂરી દશા કરનારા આવા રિવાજોને આપણે ત્યજવા જોઈએ, વિદ્યા ભણી રહ્યા પછી પરણવાનો ચાલ હોવો જોઈએ. દેવું કરીને તો કાંઈપણ ન કરવું જોઈએ ને એ રીતે આપણી જ્ઞાતિની ગરીબીને દેશવટો દેવો જોઈએ. વગેરે વગેરે.

બાદ કસરાવાદના પટેલ કાલુરામજીએ જણાવ્યું કે ભાઈઓ! હું તમારી જ્ઞાતિનો નથી છતાં મારાથી બને છે તે સેવા કરું છું. ત્યારે તમારામાંના કેટલાક અત્યારે ખૂણામાં ઝોકાં ખાય છે તે કેટલી શરમની વાત છે? મંડપમાં ટાંગેલા આ ફોટા તરફ તમે જુઓ. તે સઘળા નામાંકિત નરો તમારા બન્ધુઓ છે. તેઓ વિદ્યા વડે વધ્યા છે તેમ તમે પણ નઠારા રિવાજ તજી વિદ્યા ભણી નામાંકિત થાવ આપણા અધિકારી મે. અમીન સાહેબ પણ વિદ્યા વડે જ અધિકાર પર આવ્યા છે, તો ઉન્નતિ વાસ્તે તમારાં બાળકોને ભણાવવા ઠરાવ કરો.

બાદ કેટલાકના આગ્રહથી મે. અમીનસાહેબે પણ પ્રાસંગિક વિવેચન કરતાં જણાવ્યું કે - આ ગામમાં આવી સભા મેં આજે જ જોઈ છે. મે. સભાપતિસાહેબે જે જે કહ્યું છે તેમાં ઊંડા વિચારો, વેદ, પુરાણશાસ્ત્ર જાણ્યે શું થયું? પણ તે પ્રમાણે ચાલવાથી ફાયદો થાય. અસલ શરીર કેવાં બળવાન હતાં? આપણા પૂર્વજોની સાથે દેવદાનવો પણ યુદ્ધમાં ટકી શકતા નહિ. રાવણ પણ એક બ્રાહ્મણ પુત્ર હતો. તેનું શારીરિક અને માનસિક બળ કેવું હતું? જમાનો બદલાયો છે. નવી નવી શોધ થાય છે. તાર, રેલવે, વાયરલેસ ટેલિગ્રાફ વગેરે પ્રકારની વિદ્યા આપણા દેશમાં અસલ હતી, પણ મધ્યકાળના અંધકારમાં તે સહુ નષ્ટ થઈ ગયું છે. હિંદ દેશમાં જન્મ થવો તે પરમપુણ્યોદય ગણાતો. દેવો પણ જન્મ લેવા લલચાતા, એ દેશ આજે આપણી નઠારી રીતભાતથી જંગલી ગણાય છે. બ્રહ્મચર્યના ખંડનથી શારીરિક ને માનસિક બળ ગયું છે માટે બાળલગ્નને તો બંધ જ કરો. ૧૨ વર્ષની છોકરી બિલકુલ મુગ્ધ ને અજ્ઞાન-કમજોર હોય છે તેને તો ૧૬-૧૭ વર્ષ સુધી બ્રહ્મચર્ય પળાવવું જોઈએ. ૧૦૦ વર્ષની આવરદા ગઈ. આજે અકાલ મરણ થાય છે એ પણ આપણાં વહેલાં લગ્નનું ફળ છે. વર કન્યા કરતાં આઠ વર્ષે મોટો જોઈએ.



મરણનાં જમણો તો આપ બેશરમ થઈ કરો છે. હું દક્ષિણી બ્રાહ્મણ છું. અમારામાં તેરમા સુધીનું ભોજન પાપરૂપ ગણાય છે. શ્રાદ્ધમાં પણ જમનાર જડતા નથી. અધર્મ

માને છે ત્યારે તમે યુવાનના મરણમાં પણ ગાડીઓ જોડીને જમવા જાઓ છો. શું એ કોઈ ઉત્તમ તહેવાર છે? અમારે દક્ષિણમાં આ રિવાજ બિલકુલ નથી.

મરણ એ તો રોવા કૂટવાનો અવસર છે, તેના બદલે રાક્ષસી વૃત્તિથી આપણે સારાં સારાં ભોજનો ને કપડાં-લત્તા વગેરેથી આનંદ ઉડાવીએ એ કેવું અયુક્ત છે? સરકારી દફતરથી મને ખ્યાલ છે કે દર વર્ષે કેટલીએ જમીન, ખેડૂતો આવાં જમણ કરી, ગીરો, સાન કે વેચાણ કરે છે. આવી અવદશા કરનાર રિવાજો તો આજને આજ બંધ કરો. **પંચનો ડર તજી પરમેશ્વરનો ડર રાખો. તમે ક્ષત્રિય, બ્રાહ્મણના લગભગ જેવી મહત્તા ભોગવતાં ને બ્રાહ્મણ કન્યાને પરણતા હતા. (યયાતિ અને શુક્ર તનયાદેવયાની) તેને બદલે શૂદ્ર દશા આવી ગઈ છે.** તમે કૃષિકાર છો. ખેતીવાડીમાં જેમ ઉત્તમ જમીન, બીજ, પાણી શોધો છો તેમ જમીન રૂપ ઉત્તમ ગુણવાળી સ્ત્રીને તેવા જ ઉત્તમ ગુણવાળા બીજ પાણી રૂપ પુરુષને પસંદ કરી બંનેને જોડો. ૧૨ વર્ષે લગ્નનો રિવાજ લેઉવામાં નથી, તે વગેરે પર ઊંડો વિચાર કરી હવે ઉત્તમ રાહ અંગીકાર કરો તે મારી સૂચના છે. (તાળીઓ).

બાદ સેક્રેટરી મિ. પુરુષોત્તમદાસે પણ વિવાહ એ કેવી ગહન અને પવિત્ર ધાર્મિક વિધિ છે તે સમજાવ્યું હતું. બાદ સભા વિસર્જન થઈ હતી.

રાત્રે ''પ્રેત ભોજનનું આખ્યાન'' રાખવામાં આવ્યું હતું, તેથી શ્રોતાઓ પર બહુ સારી અસર થઈ હતી છતાં આખ્યાન અપૂર્ણ રહ્યું હતું તે બીજે દિવસે સવારમાં પૂર્ણ કરવાનો નિશ્ચય કરી રાત્રીનું કાર્ય બંધ કર્યું હતું.

બીજે દિવસે તા. ૨૧-૩-'૧૭ના પ્રભાતમાં સાડા આઠ વાગ્યાથી રાત્રીનું અપૂર્ણ આખ્યાન શરૂ કર્યું હતું. શ્રોતાઓ પર એવી હૃદયદ્રાવક અસર થઈ, જેના પ્રતાપે નીચે મુજબની બહેનો અને બન્ધુઓએ મરણ પાછળનાં ભોજન નહિ જમવા પ્રતિજ્ઞા કરી.

| | |
|---|---|
| ૧. તાપીબાઈ ભાળકિયા | ૫. કુંવર માજી |
| ૨. આનંદ માજી | ૬. મીઠીબાઈ |
| ૩. દયાબાઈ મુકાતી | ૭. શામળબાઈ |
| ૪. ગૌરીબાઈ | ૮. કાલીબાઈ ચોબલા |
| ૯. મોતાંબાઈ | ૧૩. તુલસીબાઈ સુંદ્રેલ |
| ૧૦. પુનીબાઈ રૂંસાત | ૧૪. કાલીબાઈ |
| ૧૧. અમરીબાઈ રૂંસાત | ૧૫. તાપીબાઈ |
| ૧૨. કાવેરીબાઈ મુકાતી | ૧૬. દયાબાઈ ઝાલુડિયા |



■

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧. કાળુ દેવચંદ | ભાળકિયા | કૂવા. | ૨૫. ચંપાલાલભાઈ | | ,, |
| ૨. દેવચંદ હીરાજી | ,, | ,, | ૨૬. ભીલાજી માતાવાલા | | ,, |
| ૩. દેવાજી | રૂંસાત | ,, | ૨૭. સીતારામ સાદ | | ,, |
| ૪. હીરાજી | ,, | ,, | ૨૮. સીતારામ સાદ | | વયગામ |
| ૫. તુલશી રામ | ,, | ,, | ૨૯. તુલસીરામ રૂંસાત | | ઘટવાં |
| ૬. હીરાજી ચોબલા | ,, | ,, | ૩૦. રાલજીરામ બાલસમુદ | | |
| ૭. દયારામ | ,, | ,, | ૩૧. શામાજી રણાશા | | ઘટવાં |
| ૮. ગણપતિ | ,, | ,, | ૩૨. કાળુજી પીપલિયા | | ,, |
| ૯. બાલાજી | ,, | ,, | ૩૩. શંકરજી દાવડા (છોટી) | | |
| કસરાવાદ | | | | | |
| ૧૦. ચુનીલાલજી | | ,, | ૩૪. લક્ષ્મણજી પાંચોટિયા | | ,, |
| ૧૧. રામાજી | ,, | | ૩૫. રૂંખડુજી બાંગા | | ,, |
| ૧૨. ઝાપડુજી ઝાલુડિયા | ,, | | ૩૬. ઓમકારજી દાવડા | | ,, |
| ૧૩. મોરાર કલ્યાણજી | ,, | | ૩૭. ભીલાજી મુકાતી | | ,, |
| ૧૪. ચંપકલાલ બીલોદરિયા | ,, | | ૩૮. ચંપાલાલ ભાજીવાલા | | ,, |
| ૧૫. ભીલાજી ઝાલુડિયા | ,, | | ૩૯. શુકલાલજી બના | | ,, |
| ૧૬. મુકુંદજી મુકાતી | સુંદ્રેલ | ,, | ૪૦. દગડુભાઈ | | ,, |
| ૧૭. ભીલાભાઈ ઝાલુડિયા | ,, | | ૪૧. શંકરજી બાંગા | | ,, |
| ૧૮. નારાયણજી ચાંદણ્યા | ,, | | ૪૨. ભગાજી દવાણા | | દવાણા |
| ૧૯. ગંગારામજી લાડોલા | ,, | | ૪૩. અમરચંદ પૂંજરાજ | | પાડલ્યા |
| ૨૦. બેચરજી સાકરી | ,, | | ૪૪. ઓંકારજી રામબેલી | | કવાંણા |
| ૨૧. દગડુજી | ,, | | ૪૫. ગણપતિજી ઓંકારજી રામબેલી | | ,, |
| ૨૨. દેવચંદભાઈ | ,, | | ૪૬. ભગાજી | | મયગાંવ |
| ૨૩. ભગાજી કઠારાય | ,, | | ૪૭. છીતરજી રોંસાત | | સાટકુર |
| ૨૪. ગણપતિજી મુકાતી | ,, | | ૪૮. બેચરભાઈ ભૂત | | ,, |

આ પ્રમાણે પ્રતિજ્ઞા લેનારાઓને અમે કોટીશઃ ધન્યવાદ આપીએ છીએ. બાદ અમીન સાહેબે પણ આ વખતે અચ્છી તકલીફ ઉઠાવી "પ્રેતભોજન નિષેધ છે" તે વિશે શાસ્ત્રોક્ત ભાષણ આપ્યું હતું. વળી કસરાવાદના જાહેર સેવા પ્રિયબન્ધુ કાળુરામજી પટેલે પણ પોતાના ઉપદેશથી ઉમદા છાપ પાડી આપણા કામને ઘણું સરળ બનાવ્યું હતું. સભા ભોજન વગેરે વાસ્તે ઊઠી.

બાદ બપોરના બે વાગ્યાથી કામની શરૂઆત થઈ.

વિદ્યાની મહત્તા વિશે સંસ્કૃત શ્લોકોનો કાવ્યમાં અનુવાદ કરેલો તે હાર્મોનિયમ સાથે સારી રીતે રજૂ કરી શ્લોકથી આધાર આપી ભાઈશંકર તથા રા. દફતરદાર સાહેબે ઉમદા વિવેચન કર્યું હતું. બાદ ખેડૂતની સ્થિતિ વિશે એક હૃદયદ્રાવક કાવ્ય ગાવામાં આવ્યું.

**(રાગ ધનાશ્રી-તું મારો આધાર દયાનિધિ તું મારો આધાર)**

દયા કરો ભગવાન, કૃષક પર દયા કરો ભગવાન
સતા રહી નીશી ધોસ દરીદ્રા, તલફ રહા હા પ્રાણ...કૃષક.
દિનદુના, નીશી ચાર ગુના દુઃખ; બઢતા હૈ ભગવાન...કૃષક.
રાતો દિન અવિરામ પરિશ્રમ, કરતા કૃપાનિધાન...કૃષક.
તોભી તન પર વસ્ત્ર કહાં હૈ? દુઃખ હૈ આઠો જામ...કૃષક
સાલોસાલ ઊપજ કમહોતી, ભૂમિ થકી શો જાન...કૃષક
દીન કૃષક પર દયા કરો પ્રભુ! તુમ હો દયાનિધાન...કૃષક
મુંહેબાવે દુર્ભીક્ષ સાલપ્રતિ, ખડા નિગલતા પ્રાણ...કૃષક.
રામ કહે યુગ હાથ જોડકર, હે હે! પુરુષ પ્રધાન!...કૃષક.

તાળીઓના અવાજ વચ્ચે ભીલાજી મશાલચીએ આ કાવ્ય પૂર્ણ કર્યું હતું. બાદ કસરાવાદવાળા નથુજીએ પણ સૃષ્ટિની સુખી વસ્તુઓ પર ભાષણ કર્યું હતું.

બાદ સવારે બહેનોએ પ્રેતભોજન વાસ્તે પ્રતિજ્ઞાઓ કરવાથી એક જ્ઞાતિભાઈને સ્ત્રીઓએ આમ કરી મર્યાદાનું ઉલ્લંઘન કરવા જેવું જણાતું તેને સ્ત્રી મંડલમાંથી ભાઈશ્રી હીરાજીનાં ધર્મપત્ની અમરાદેવીએ પોતાના પુત્ર દેવચંદ્ર દ્વારા જવાબ કહ્યો તે–

**પ્રિય ભાઈઓ! આજ સવારે અમારાં માતુશ્રી વગેરે બહેનોએ પ્રતિજ્ઞા કરી તેથી કોઈને મર્યાદાનું ઉલ્લંઘન થતું જણાય છે તેવું સાંભળીને મારા પૂજ્ય માતુશ્રી અમરાદેવી કંઈક કહેવા ઈચ્છે છે પણ મર્યાદાને લીધે સભામાં આવી કહી ન શકવાથી મને એઓશ્રી નીચે મુજબ કહેવા સૂચવે છે-**

**જ્યારે આપણી જ્ઞાતિમાં વિવાહ-શાદી થાય છે ત્યારે તે કોઈ ઉત્સવ પર આપણી બહેનો હજારો પુરુષો આગળ તેમના દેખતાં નાચ કરે છે ત્યારે મરદો હસે છે ને તાળીઓ લે છે તે વખત શરમ, મર્યાદાને લજ્જાથી તમો જ્ઞાતિજનો પરવા કરતા નથી; ને અમે પરદામાં રહી આવા નિષેધ ભોજન તજવા પ્રતિજ્ઞા કરીએ તેમાં મર્યાદા ભંગ થાય તેવું તમને લાગે તે કેવું વિપરીત કહેવાય? આ કામ અમારી બહેનોને ભાઈઓને શાથી વિશેષ શરમદાર લાગે? બિલકુલ કદી નહિ.**

**વાસ્તે જો તમો મરદો જ્ઞાતિ સુધરવા ચાહતા હો તો અમો અબલા જાતિ-સ્ત્રીઓને સુધારવાની પ્રતિજ્ઞા લેતાં તમો અમારી હાંસી કરી અમારું કોમલ દિલ કેમ દુભાવો છો. તે આપને ઉચિત નથી. અફસોસ, અફસોસ આટલું ન ચાલે કહેવું પડ્યું છે તે માટે હું આપની ક્ષમા ચાહું છું. (તાળીઓ).**

બાદ આ અમરાદેવી અને હીરાભાઈના સુપુત્ર દેવચંદ્રે વિદ્યા વિશે પોતાનો લેખ વાંચ્યો હતો. તે પણ પ્રશંસનીય હતો.

બાદ માળવા વિભાગના સુનેલ ગામના વિદ્યાર્થી ફત્તેસિંહજીએ વિદ્યા વિશે લેખ વાંચ્યો જે અતિ સુંદર હતો પણ અન્ય સ્થાને બાળબોધીમાં પ્રકટ કરવામાં આવશે.

બાદ ઈન્દોરથી ખેતીવાડી ખાતાના ઈન્સ્પેક્ટર સાહેબ આ મેળાવડા માટે ખાસ આવ્યા હતા, તેમણે ખેતીવાડી વિશે ભાષણ આપ્યું તેનો સાર નીચે મુજબ છે. તમો ખેડૂતો છો. જમાના થયાં તમારો અનુભવ વધતો જાય છે. તે બધું છતાં જાણ્યા વિના ન જાણી શકાય તે શીખવું પડે. હું ખેતીમાં આજકાલ સહુ સુધરેલી-નવી ઢબની ખેતી વિશે કહે છે; તેમ નહિ પણ હું તો લાભકારક ખેતીની તરફેણમાં છું; ને તમે પણ જૂની ને નવી બેમાંથી જે વ્યવહારુ ઉપયોગી ને નફાકારક હોય, તેને અંગીકાર કરો તેમ હું કહું છું. કેટલીકવાર પરદેશી સાચા કામ-ઓજારો આપણી જમીન, પાકને પ્રતિકૂલ થાય છે; માટે વિચારીને સંચા ખરીદવા. આપણાં ખળામાં જાર, ઘઉં વગેરે માટે બળદ ફેરવી દાણા છૂટા પાડીએ છીએ તેને બદલે વિલાયતી સાધન આવે છે પણ એક મદ્રાસી ખેડૂતે સડક પર ફરતા પથ્થરના રોલને જોઈ, તેને જ્વારના ખળામાં વાપરી જોયો અનુકૂળ - ફાયદા પડતું જણાતાં તેણે ઘઉં તુવેર વગેરેમાં પણ એનો ઉપયોગ કર્યો છે ને અમે વાપરી ખાતરી કરી છે. ૧૫ - ૨૦ રૂપિયામાં થઈ શકે; માટે તમો પણ તેમ કરશો તો નફો થશે. આપણી ભૂમિ માટે હળ છે, તેજ ચાલુ રહેશે તો વાંધો નથી, પણ બીજ સારા સારા નિરોગી દાણા મોટા, સરખા ને તેજદાર જોઈ સંગ્રહી રાખવા, અમે નિમાડમાં મંડલેશ્વરમાં ખેતીવાડીનું ફાર્મ ખોલવાનો વિચાર ધરાવીએ છીએ; પોતે સાથે ચણા ને મગફળીના નમૂના લવ્યા હતા તે બતાવી બેસી ગયા. (તાળીઓ).

બાદ જ્ઞાતિના જુદા જુદા રિવાજ વિશે લંબાણ ભાષણ પાડલ્યાવાલા અમરચંદજીએ વાંચ્યું હતું. જે હવેના અંકમાં બાળબોધીમાં આપવા ઈચ્છા છે.



વળી દિવાળીના રામા ભાઉ સદાશિવે પણ પ્રાસંગિક ભાષણમાં વાંચ્યું હતું.

બાદ ગોર સુખલાલજીએ પણ પોતે ગોર હોવાથી જ્ઞાતિનાં સુખદુઃખમાં ભાગ છે તેવું જણાવ્યું. વળી સુધારકો જે નિષ્કામ કામ કરે છે તેમનામાં પ્રભુનો પ્રાદુર્ભાવ થાય છે તેમજ આપણી જ્ઞાતિના ઉદ્ધાર માટે દૂર દૂરથી પધારેલા શુભેચ્છકોમાં

પ્રમુખે જે પ્રેરણા કરી છે તે કાયમને વાસ્તે તેમના જીગરમાં રહે તેવી મારી પ્રભુને પ્રાર્થના છે.

મે. અમીનસાહેબે લગ્ન વિષે વિવેચન કર્યું તેનો સાર નીચે મુજબ છે–

પાટીદારો આપ બાળલગ્ન છોડી દો. સંસારના ગાડાને માટે પતિ પત્નીની જોડી એકબીજાને અનુકૂળ, સમાન ગુણ વગેરે મળતી હોવી જોઈએ. પશુપક્ષી વગેરેમાં ખાવાનું-પીવાનું ઊંઘવાનું બીવાનું અને વિષય ભોગવવાનું જ્ઞાન તો હોય છે જ પણ મનુષ્યમાં વિવેકબુદ્ધિ બીજાં પ્રાણીઓથી વધારે છે. તેથી જ તે શ્રેષ્ઠ છે. છતાં વિવેકનો ત્યાગ કરીએ તો અન્ય પ્રાણી કરતાં આપણામાં વધારે શું હોય! આપણી લગ્ન પદ્ધતિ મુજબ આપણે સ્ત્રી સિવાય કાંઈ પણ ધાર્મિક કામ કરી શકીએ નહિ. લગ્ન વખતે બંને એકબીજા સાથે નિખાલસ-શુદ્ધ પ્રેમથી રહેવા પ્રતિજ્ઞા કરે છે. તમારી જ્ઞાતિના રિવાજ મુજબ ધાવતાં બાળકો પરણાવો તેમાં શાસ્ત્રની ક્યાં વાત રહી. ઓછામાં ઓછા નવ વર્ષથી નહોતી તો કદી પણ પુત્રીને પરણાવી શકાય જ નહિ. બાળકો મોટી ઉંમરના હોય છે તો તેમનું શરીર ગુણ દોષ વગેરે જોવાય છે. નહિ તો ગમે તેમ જોડી દઈ તેમને દુઃખી કરીએ છીએ; માટે શાસ્ત્ર પ્રમાણે લગ્નનો રિવાજ રાખો (તાળીઓ) એ મારી તમને શિખામણ છે.

બાદ સ્ત્રીઓની પ્રાચીન મહત્તા વિશે કસરાવાદના પટેલ કાલુરામભાઈએ નીચે મુજબ વિવેચન કર્યું હતું.

બહેનો! કેટલાંક વર્ષ પહેલાં આ ભારત ભૂમિમાં આપનું નામ હતું. આપે પતિવ્રતથી ભારતની સુકીર્તિ દિંગતમાં ફેલાવી હતી. આપની કુખરૂપ ખાણમાંથી અનેક બેમૂલ જવાહીરો નરરત્નો પેદા કર્યા હતા. જેઓએ દેશનું કલ્યાણ કરવામાં જ પોતાનું જીવન દીપાવ્યું હતું. બહેનો! આપનું આખું જીવન પતિ સેવામાં જ વીતે તેવી મારી અભિલાષા છે. અરે બહેનો! આજ ભારત ભૂમિમાં શ્રી રામચંદ્રની સાથે સતી સીતા વનવાસ ગયાં હતાં. આજ ભૂમિમાં ભક્તિની સાક્ષાત્ મૂર્તિ રૂપ શ્રી રાધિકા થયાં છે. રૂક્ષ્મણી, સત્યભામા, મંદોદરી, તારા, અહલ્યાદિ અનેક સતીઓથી આ દેશ પૃથ્વીમાં પ્રકાશમાન હતો. આજ પણ હોલ્કર મહારાજનાં મહારાણી અહલ્યાબાઈ જે માતા-દેવી તરીકે દૂર દૂરના દેશમાં પંકાયાં છે અને હજી પણ પૂજાય છે. મહારાણી વિક્ટોરિયા, જેને હિંદનાં મનુષ્યો દેવી-સતી તરીકે માને છે. હાલનાં આપણાં મહારાણી શ્રી ચંદ્રાવતીજી અને ઇંદ્રાવતીજી આદિ પતિ સેવામાં અતિ રક્ત છે. બહેનો! તમે રંક માણસોમાં પણ સ્ત્રીઓ પતિવ્રતા જોઈ હશે. પોતાના અંધ અપંગ પુરુષને દોરી દોરીને ફરી તેનું પોષણ કરે છે પણ તે તજી દેતી નથી. તો આપ સહુ કુલીન સ્ત્રીઓ છો, તમારે હંમેશાં પતિ ભક્તિમાં રહેવું, બાળકોને સાફસૂફ રાખી તેમને ભણાવવા

કાળજી રાખવી જોઈએ. જ્ઞાતિના નઠારા જણાય તે રિવાજ અટકાવી નવા ઉત્તમ રિવાજો અંગીકાર કરવા જોઈએ.

(તાળીઓ)

બાદ મંડલેશ્વરવાળા માસ્તરે કૂવા ગામના બન્ધુઓએ આ પરોપકારના કામ સારુ સભા બોલાવી મહેનત ઉઠાવી તે માટે, તથા મે. અમીન સાહેબ, કાલુરામભાઈ પટેલ, વગેરેએ તકલીફ લીધી છે તે માટે અમે તેમનો ઉપકાર માનીએ છીએ. લગ્નના રિવાજમાં ખાસ સુધારો કરવાની અને છોકરાને ભણાવવાની જરૂર છે તે પર મારા સઘળા કુર્મી ભાઈઓ વિચાર કરશે તેવી આશા છે.

કડવા પા. શુ. સમાજના સેક્રેટરી મિ. પુરુષોત્તમદાસે આપણી કુલદેવી શ્રી ઉમા અને તેના ગામ ઊંઝા વિશે ઘણું જાણવા યોગ્ય વિવેચન કરી દર **વૈશાખી પૂનમના ભરાતા મેળા પર પધારવા આગ્રહ કર્યો હતો. બાદ માતાજીના નામે ઠગ લોકો આવીને પૈસા ઉઘરાવી જાય છે તેમને ન આપતાં તમો તમારા હાથે જ "શ્રી ઊંઝા ઉમિયા દેવી સંસ્થાનના પ્રમુખ શેઠ દુર્ગાપ્રસાદ લશ્કરી દિલ્લી દરવાજે - અમદાવાદ" એ સરનામે ટપાલ દ્વારા મનીઑર્ડરથી મોકલશો.** તેની તમને સહી સિક્કાવાળી ત્યાંથી પહોંચ મળશે. માતાજીનો વહીવટ આ શેઠ કરે છે. માટે તમારે ત્યાં આવે તેમને પૂર્ણ તપાસ કર્યા વિના કાંઈ આપવું નહિ. છતાં કદી એ પૈસા એકઠા કરી મોકલવા હોય તો ઉપરના સરનામે મનીઑર્ડરથી મોકલવા. ઊંઝા ઉમિયાદેવી જવાઆવવામાં દશ રૂપિયા વધારેમાં વધારે ખરચ આવે છે. તો દરેક ભાઈએ એક એક વાર તો કુલ દેવીનાં દર્શન કરવાં જોઈએ.

બાદ આ સભા પોતાને ગામ આવતી સાલ બોલાવવા નીચે મુજબ આમંત્રણ આવ્યાં છે. કરારાબાદ સભા ભરવા પા. ભીલાજી કેશવ, છીતરજી મુકાતી, ઓંકારજી હીરાજી, ભીલાજી વરાડિયા, રૂંખડુજી બાંગા, ભીલાજી, એ સહી સાથે આમંત્રણ કર્યું છે.

**શ્રી દેવી સ્વરૂપ કાલીબાઈ મોજે ન્યાદર ભાળકિયા પણ પોતાના ઉમંગથી કસરાબાદ સભા ભરવા આગ્રહપૂર્વક આમંત્રણ કરે છે. ધન્ય છે આવાં ધર્માત્મા બાઈને પોતે એક સ્ત્રી જાત હોવા છતાં જ્ઞાતિ હિતમાં કેટલાં તત્પર છે?**

સુંદરેલ ગામમાં સભા ભરવાનું આમંત્રણ પા. ભીલાજી ઝાલુડિયા, સીતારામ સાદ, મુકુંદજી મુકાતી અને નારાયણભાઈ ચાંનજી તરફથી ઘણા આગ્રહ સાથે થયું છે.



આ બધાં આમંત્રણોમાં સભા જ્યાં મળે ત્યાં થતું ખરચ એ પરોપકારશીલ જ્ઞાતિબન્ધુઓના શિર પર છે જે જાણી આપણને અપાર હર્ષ થાય છે. અમે એ સઘળા આમંત્રણ કરનારને એકવાર ફરી ધન્યવાદ આપીએ છીએ.

મે. પ્રમુખ સાહેબે ખાસ કાલીબાઈને માટે મુક્ત કંઠે પ્રશંસા કરી હતી. પરમાત્મા અમારી જ્ઞાતિમાં આવા સ્ત્રીરત્ન પેદા કરે તેવી અભિલાષા છે.

બાદ હીરાભાઈ રૂંસાતે સભાના અધિકારીઓએ હંમેશાં પોતાના કાર્યની ચિંતા રાખી નિશ્વાર્થ પરાયણ સેવા કરવી જોઈએ તે વિશે લંબાણ લેખ વાંચ્યો હતો જે બાળબોધીમાં હવે પછી આપીશું.

બાદ ને. ના. હોલ્કાર મહારાજના પવિત્ર અને શીતળ છત્ર નીચે આપણે મળ્યા અને જ્ઞાતિહિતના વિચાર કરી આપણી ઉન્નતિ સાધ્ય કરી તેઓશ્રીનું દીર્ઘાયુષ્ય ઈચ્છવા મે. પ્રમુખ સાહેબે નીચે મુજબ ઠરાવ રજૂ કર્યો.

''આ સભા, નેકનામદાર પરમકૃપાળુ શ્રી હોલ્કર મહારાજાધિરાજનું સહકુટુંબ દીર્ધાયુષ્ય થાય એવી પરમકૃપાળુ પરમાત્માને પ્રાર્થના કરે છે.''

આ ઠરાવ તાળીઓના અવાજ વચ્ચે પાસ થયો હતો.

''આ સભા ને. ના. શહેનશાહ જ્યોર્જ પાંચમા અને શહેનશાહબાનું મેરિનું દીર્ઘાયુષ્ય ઇચ્છે છે અને તેમને યુરોપીય ચાલુ વિગ્રહમાં સત્વરે વિજય પ્રાપ્ત થાય તે માટે પરમાત્માને પ્રાર્થના કરે છે.

આ ઠરાવ પણ મે. પ્રમુખ સાહેબે રજૂ કર્યો, જે તાળીઓના અવાજ વચ્ચે પાસ થયો.

''આ સભા, મે. ચીફ ઍડમિનિસ્ટ્રેટર દુબે સાહેબ, આપણી કૃષિકાર કોમની ઉન્નતિ પ્રત્યે જે માયાળુ લાગણી ધરાવે છે તે માટે તેમનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનવાનો ઠરાવ કરે છે.''

આ ઠરાવ પણ મે. પ્રમુખસાહેબે રજૂ કર્યો, જે તાળીઓના અવાજ વચ્ચે વિવેચન સાથે પસાર થયો.

શ્રીમાન ચીફ મિનિસ્ટર સાહેબની ખેડૂતો પ્રત્યે પુષ્કળ માયાળુ લાગણી હોવાથી આપણી જ્ઞાતિમાં ચાલતા બાળલગ્ન અને દેવાં કરી ખરચ કરવાના નઠારા રિવાજો પ્રત્યે અંકુશ મૂકવાના ધારા ઘડવા તેમને પ્રાર્થના કરવી જોઈએ. ને. ના. હોલ્કર સરકાર મહારાજા સાહેબનો પોતાની પ્રજા પર અથાગ પ્રેમ છે. તેઓશ્રી હરહંમેશ પ્રજાની ઉન્નતિ પર બહુ ઉત્સાહ ને ખંતથી ધ્યાન આપે છે. આવા નેક રાજ્યમાં આપણી અવશ્ય ઉન્નતિ સત્વરે થાય તેવા સમયમાં આપણે જાતે પ્રયત્ન કરવો અને તેઓશ્રીની આવશ્યક મદદ માગવી.



બાદ સેક્રેટરીએ જણાવ્યું કે આ ઉપરાંત અત્રેના સ્થાનિક અધિકારી મે. અમીન સાહેબે પણ પોતાની જ ઉન્નતિ માટે જેટલો શ્રમ લે, તેટલો આપણા માટે ત્રણ દિવસથી સતત પરિશ્રમ લીધો છે. તેઓ સાહેબનો પણ હું ઉપકાર માનું છું. પા. કાલુરામજી

યાદવ જ્ઞાતિના હોવા છતાં સભાની હિલચાલ શરૂ થઈ ત્યારથી પગવાળી બેઠા નથી. તન, મન અને ધનથી સહાયતા કરી રહ્યા છે. તેમના જેવા સેવા પ્રેમી નરોને જેટલા ધન્યવાદ આપીએ તેટલા ઓછા છે. કૂવા ગામના જ્ઞાતિબન્ધુઓને હું અંતઃકરણપૂર્વક અભિનંદન આપું છું.

આ સભાને પોતાના ખરચે અત્રે બોલાવી તેમણે જાતિ ઉન્નતિના કામમાં પહેલ કરી અન્ય બંધુઓને દાખલો આપ્યો છે ને જ્ઞાતિ હંમેશ યાદ રાખશે. તેમની જ્ઞાતિભક્તિ માટે તેમને ધન્યવાદ ઘટે છે. ઉપરાંત મંડલેશ્વરના સ્કૂલ માસ્તર સાહેબ, ગોરમંડલી, (વયોવૃદ્ધ બાપુજીભાઈ, સખારામજી, સુખલાલજી વગેરે બંધુઓ). વ્યાસ બ્રધર્સ, દફતરદારજી આદિ ભુદેવો ખરેખર આ લોકમાં બ્રાહ્મણ પદનું સાર્થક કરી અમારી ઉન્નતિમાં અથાગ શ્રમ લીધો છે, તેમને હું વારંવાર ધન્યવાદ આપું છું ને પુનઃપ્રાર્થના કરું છું કે બ્રાહ્મણનાં વચનોને દેવ વચનો માનનારી આ ભોળી જ્ઞાતિની ઉન્નતિને જાગૃતિ માટે આપ હજુ પણ પ્રયત્ન કરતા રહેશો.

સાથે મારે જણાવવું પડે છે કે નિમાડના પ્રતિષ્ઠિત પુરુષો પૈકી હીરાભાઈ મુકાતી મહેનવાડા, ગોપીનાથજી, દેવાજી ધેગદા, અમરાજી વડવેલ મોગાવાં; રા. ભગવાનલાલ શેઠ વગેરે ઉદાર ચિત પરોપકારી નરવીરો આ પ્રથમ સમયે આપણા ઉત્સાહમાં વૃદ્ધિ કરવા હાજર હોત તો ઘણો આનંદ થાત. પરંતુ તેઓ હું ધારું છું તેમ કોઈક અનિવાર્ય કામને લીધે પધાર્યા નથી તો હવે પછી આ કામને હાથમાં લઈ આપણા પર ઉપકાર કરશે. કારણ કે તેવા મોટા પુરુષો જ કામને શિખર પર ચડાવી શકે છે; માટે જ તેવા અનુભવીઓ સિવાય આપણું કામ ચાલે નહિ.

આ દેશમાં આવા પ્રકારની જાગૃતિ કરનાર વ્યાસ રામચંદ્રજી આપણા ગોર છે. તેમની આકૃતિ બીજા બ્રાહ્મણો કરતાં ઘણી જ ભિન્ન જણાઈ છે. આપણી જ્ઞાતિની ઉન્નતિ થવાથી-જાગૃતિ થવાથી ઘણા અજ્ઞાન બ્રાહ્મણો ભય પામે છે કે હવે આપણું પોષણ થશે નહિ. આ રજ્જુ-સર્પ ભયનો ભ્રમ ભુદેવ રામચંદ્રને થયો નથી ને તેણે સત્ય માર્ગ ગ્રહણ કર્યો છે.

અમારી અજ્ઞાન દશામાં અમે બ્રાહ્મણોને ભિક્ષુક કરતાં વધુ માન આપી શકતા નથી. અમે જાગૃત થઈશું ત્યારે અમારા ગોર પણ જાગૃત થશે. તે સ્થિતિમાં તેમને પ્રભુથી બીજા નંબરનું માન મળશે. તેની ઉચ્ચ ભાવના રાખી કાર્ય કરનાર શ્રી રામચંદ્ર પોતે ખરેખર ધન્યવાદને પાત્ર છે પણ હું તેમ કરી તેમને વિશેષ ચંચલ રહેવા સૂચવું છું. સભાની સ્થાપનાથી જેમના મન સંકુચિત હશે તેઓ વિરુદ્ધ પ્રયોગ અજમાવશે. તે સમય માટે દૃઢ ઊભા રહેવા તૈયારી કરી રાખશો. આવા પ્રકારના જનહિતની સેવાનો કડવા જ્ઞાતિ શું બદલો આપે? પરમાત્મા જ તેનો યોગ્ય બદલો આપવા સમર્થ

છે. એકવાર ફરી શ્રી રામચંદ્રને હું ધન્યવાદ આપું છું.

આ સરાહનાનો રામચંદ્રજીએ ભરાઈ આવેલા હૃદય અને અશ્રુપૂર્ણ ચક્ષુએ જવાબ આપતાં જણાવ્યું કે હું જો બ્રાહ્મણ છું તો મેં મારું કર્તવ્ય કર્યું છે અને મારા ભાવિ માર્ગનું સૂચન કરી આપે મને બહુ આભારી કર્યો છે. હું અજ્ઞાત બાળક જેવી દશામાં છું.

બાદ વ્યાસ રામચંદ્રજીએ ગુજરાતથી અને મુંબઈથી ઘણી અગવડો વેઠી પધારેલ બન્ધુઓનો અને ખાસ કરીને સભાપતિ સાહેબનો ઉપકાર માનવાની દરખાસ્ત રજૂ કરી હતી. જે તાળીઓના અવાજો વચ્ચે પાસ થઈ હતી. સભાનું કામ ખલાસ થયેલું જાહેર કરતાં મે. સભાપતિજીએ છેલ્લો ઉપદેશ આપ્યો હતો કે, હંમેશા કામની શરૂઆત સહેલાઈથી થાય છે. તે વેળા ઘણા માણસો મદદે આવે છે પણ સમય જતાં કામની ખરી ખૂબી, ખરું સ્વરૂપ ને મુશ્કેલીઓ પૂરબહારમાં દેખાતાં, મદદગાર મિત્રો દેખાતાં બંધ પડે છે તેવા સમયને ભેટવા કાર્યવાહકોએ હંમેશાં ખાતાં, પીતાં, બેસતાં, ઊઠતાં, હરતાંફરતાં, પોતાની આસપાસ **એક પોલાદની દીવાલ જેવું યુવક મંડળ ઊભું કરવા પ્રયત્ન કરવો. આજ લક્ષબિંદુને ધ્યાનમાં રાખી આખો પોતાનો સંસાર વ્યવહાર ચલાવવો. દિનપ્રતિદિન નવા નવા કર્મયોગી-સેવકો પેદા કરતાં એ જ સંપત્તિ કરોડોના ફંડથી વધારે કિંમતી છે.** અત્રે થયેલાં ભાષણો આપણે સાંભળ્યાં છે, વિચાર્યાં પણ હશે; તેની છૂપી કે ખુલ્લી ચર્ચા પણ કરી હશે. હવે ઘેર જઈને આપણા જે બન્ધુઓ અત્રે પધાર્યા નથી તેમને તેનું ભાન કરાવી આ દિશામાં દોરવાના આપણા સામાન્ય ધર્મ તરફ હું આપ સહુનું આગ્રહપૂર્વક ધ્યાન ખેંચું છું. માતુશ્રી ઉમા આપણને સહુને સુબુદ્ધિ અને દૃઢ સેવા ભક્તિ આપે કે જેથી વારંવાર આવાં કાર્યો માટે આપણે એકત્ર થઈએ. હવે હું સભા બરખાસ્ત કરું છું ને તમને સહુને નમ્રતાપૂર્વક પ્રણામ કરું છું. (તાળીઓ.)

## निमाडी मालवीय कुमलीओ ध्यान दो.

प्यारे भाईओ ! आपत् (आफत) काल में जाति, उपरान्ह काल में जाति, व्याह(विवाह) संबंध में जाति, जन्म - मरण में जाति, अधिक क्या गिनावे! हर एक काम, बिना जाति के साथ बने, शोभायुक्त नहि होता । कीतने ही काम तो एसे है, जो बिना जाति के क्षण मात्र भी (पण) नहि चल शकता। 

आप सब अपने जाति भाईओं कों भूले हुए हो । आप केवल यहां जीतने कुलमी बसते हैं (रहे छे) उन्हे भी (एमनेज) केवल अपनी समस्त ज्ञाति समजते हो, ओर जहां से आप की उत्पत्ति की जड (मुळ) उगी है, उस देश कों और उस जाति भाईयों को कुछ भी नहि समजते । यहां तक की (एटले सुधी के) उनसे

कुछ व्यवहार करने तक (सुधी) ही तुम घ्रणा (बेपरवा) करते हो, यह अज्ञानता है । आज आप लोग (लोक) मालवे ओर निमाड में भली भांति सें (सारी रीते) रहते है, परंतु आपका और आपके पूर्वजों का वह गुजरात उगम (उत्पति) स्थान है । इतना सब कुछ होते हुए, जानते हुए भी (जाणवा छतां पण) आप गुजराती भाईओं को ओर गुजरात देश कों भूले बैठे है । यहा मालवे में क्या होता है । वहां गुजरात में वो लोग क्या करते है ? आप कों उनकी ओर उनकीं आपकी कुछ भी खबर नहि है, वो बडे अफसोस की बात हैं ।

आज कल जमाना सुधारे का आ उपस्थित (उत्पन्न थयो न) हुआ है । हरेक जातियां सुधारे सुधारे की पुकार मचा रही है, गुजरात में कडवा जातिने कुछ कम (थोडी) उन्नति नहीं की (करी) हैं । हजारो पाटीदार ऊंची शिक्षाये पाकर (लईने) बडे बडे राजकार्यो पर बिराजमान है । कितनेक व्यापार में दत्तचित्त (घणा हुंशीयार) हो फलीभूत हो रहे है, कीतनेक व्यापार में दत्तचित्त (घणा हुंशीआर) हो फलीभूत हो रहे है, कीतनेक पश्चिमी रीतों पर खेती का सुधारा करने में उसकी आवश्यक्ता पूर्ण करने में सटे हुए है, उनका यही ख्याल है की मुख्य धंधा हैमारे भाईओं का अधिक सें अधिक खेताका है । उसकी सुधारणा कैसी हो, थोडी भूमि में अधिक माल (पाक) कैसे उपजे, थोडी मिहनतु में (महेनतमां) बहोत लंबी जमीन में पियत (पीत) कैसी पूरी पड शके । फसल (मोसम) को अनायासे दैवी आपत्तियों से वचाने का क्या उपाय है । खेती से अधिक नजीक का संबंध ढोरो सें है । वह किन किन उपायों से सुरक्षित, रोग हीन रह शकते है । आदि आदि अनेक उपयोगी विषयो में गुजराती पाटीदार बन्धु कटीबद्ध हो रहें है ।

सेंकडो बन्धु-पाटीदार विद्यार्थीयों के पढाने में सुविधा हो, इस लीए बोर्डिंग स्थापन कर उनके खाने पीने का बन्दोबस्त कर रहे है । कितनेक भाई हरसाल देशदेश से अपने कडवा पाटीदार भाईओं कों एकत्रित कर विशाल सभाए कर रहे है । उस में ऐसे उपयोगी नियम (ठरावो) पास होते है की जो पाटीदार मात्र को फायदेमंद (फायदाकारक) हो ।

श्री कडवा पाटीदार शुभेच्छक सभा, हरसाल गरीब कुलमीओं की, धनी कृषकों की (खेडुतोनी), छोटे बडे की, स्त्री-पुरुषो की, समस्त जाति की भलाई सोचते है, जाति के छात्रो (बोर्डिंगो) बडी लागत लगाकर खोले हुए है । और इस में भी अधिक उपकार यह कर रहे है की जो लोग सभा में - मेलावड में शरीर (हाजर) नहीं हो सकते है, कीसी कारणों से, जातीबन्धु गुजरात के नियमित स्थान पर सदा हाजीर होकर, जाति भाईओ में जात के उपकार में, जाति की शुभ पंचायतो में भाग

नहि ले शकते, उनके लीए खास, सभा हर महिने, कडवाविजय नामका मासिक पत्र प्रसिद्ध करती है, जिस सें देशदेश में जिल्ले जिल्ले में गांव गांव में, ओर पाटीदारो के घरघर में सभा-सोसाईटीओं के सुविचार घर बैठे, सुनने समझने ओर उनकी बातों से जानकार रहने का हरएक जातिबन्धुओं को सुअवसर प्राप्त हो सकता है, उन शिक्षित - अपने भाईओ की शिक्षा अनुसार लोग भी अपने गांव के जाति भाईओं को, कुटुंबीओं को ओर अपने संतोनो कों अच्छे काम में प्रवृत्त होने की कोशीश कर सकते हें ।

ऐसी अपनी जाति मात्र कों उपयोगी होनेवाली सभाओं में कडवे भाईओ हजारो रूपे दान स्वरूप दे डालते हैं, ज्ञाति का हित और धन का सद्उपयोग, देश में अचल कीर्ति कों प्राप्त हो रहे हैं । गुजरात में साधारण लोग जीस से की अधिक धन दिया जाना असंभव है, ऐसे महानुभाव जाति के प्रेमी गरीब किसान भी केवल एक एक रुपैया सालीना (हरसाल) सभा में दान देकर अपना नाम लिखा देते है, जिस से उन्हे घर बैठे सभा हर एक कामों में निमंत्रित (आमंत्रण-बोलावे छे) करती है, सभा में जाने से, समान दृष्टि से जाति मंडप में मान देती है । और कार्य वशात् न जाया जाय (न जई शकाय) तो सभाने क्या क्या काम किया वो उनके घर बैठे विवरण (विगतवार हकीकत) छपे कागजो द्वारा पहुचाया करती है । जीस से लाभ व दो की चार आंखे होती है ।

कडवा विजय का सालीना (दर सालनुं) मूल्य केवल सवा रुपया है, एक वखत् सवा रुपैया भेज देने से हर महिने साल भर के ग्राहक कडवा विजय पाता है । उस से जो फायदे होते है वो किसी से छिपे नहीं है । हर एक सभा सोसायटीओ में प्रकट किए हुए व्याख्यान प्रसिद्ध विचारवानो कें गुढ (घणा बारीक) उपयोगी हितकर विचार पढने कों मिलते हैं ।

निमाड मालवे में भी साधारण स्थिति के अच्छे अच्छे कृषक (खेडूत) गृहस्थि है, पर केवल हडतोड तर्ज की किसानी (माफक) करना जानते है । नये सुधारो पर, जाति की अश्लील परीपाटी पर (अधम दशा पर), बाल कों की विद्या-वृद्धि पर कुछ विचार नहि, निमाड छोड मालवे और मालवा छोड निमाड की हद में जाना पसंद नहि । दश-पांच कोसकी (गाउथी) लडकी व्याह (परणी) लाये या देदि, तो बडे कठिन दुर्ग (किल्लो) से पार पाये-निकम्मि (नकामी) पंचातियों में साल का चोथाई हिस्सा बिताना श्रेयस्कर, लाभ - हानि का अपने व संतान के लिए विचार नहि, किसी जाती कार्य की सभा सोसायटी की, कागजपत्र की उपयोगी सलाहों की, परवाह नहीं हम करते हैं वही सिद्ध.

भाईओ ! चाहे जैसे मखिचुस भाई की गांठ से भी समय के हेरफेर से निकम्मे

कामों में भी सेंकडो रूपे खर्च हो पडते है, तब जाति के, अपने कुटुंब के, अपनी संतान के हित को विचार कर केवल सवा रुपया खर्च कर के केवल एक साल भर के लिए कडवा विजय मासिक पत्र के ग्राहक हो जाना कठिन क्यों ? (इस में आनाकानी कुछ मत किजीये, साल भर में आप खुद ईस की उपयोगीता जानने लगेंगे । आज ही एक चिठ्ठी आप लिख भेजो, ओर अपने सगे-संबंधी व जाति बन्धुओं से भी लीखवाईए । भाईओ ! दुसरे फिजुल (नकामां) कामों की तरह इसे भुलो मत ध्यान दो चिट्ठी या मनीआर्डर ईस पते पर भेजना.

पुरुषोत्तम लल्लुभाई तंत्री कडवा विजय विरमगाम (गुजरात)
आपका शुभाकांक्षी
रामचंद्र

## શ્રી નિમાડ કડવા પાટીદારની બીજી બેઠક - ઈ.સ. ૧૯૧૮

જાગૃતિના આ જમાનામાં આપણે પછાત રહી જઈશું તો આપણી જ્ઞાતિ કઈ સ્થિતિ પ્રાપ્ત થનારી છે તેનો વર્તમાન સ્થિતિનો આપણને ખ્યાલ આવી રહ્યો છે. છેલ્લાં દશ વર્ષમાં આપણામાં કંઈક જાગૃતિ આવી છે. પરંતુ આપણાં પૂર્વજન્મ અને હાલનાં પાપોનું પ્રાયશ્ચિત્ત જાણે હજી પણ પૂરું ન થયું હોય તેમ આપણી કેટલાક ઠેકાણાની મૌન કિંવ ટગરટગર જોયા કરવાની વૃત્તિ ઉપરથી સમજાવી આવે છે. બહેન-દીકરીઓના શ્રાપ, પટલાઈના દોરમાં ખેંચાઈ જવાની તેને ઉત્તેજન આપવાની વૃત્તિ અને અધર્વનો પંથ મૂકી સત્યધર્મ પંથે ચાલવામાં આપણી બેકાળજી તે તરફના અભાવવાળા પાપે પ્રત્યશ્ચિત્ત શું જુએ પુરુષાર્થ વડે કરી શકાશે? જન્મ અને મરણ પ્રાણી માત્રના માટે નિર્માણ થયેલ છે. એ સમજ્યા છતાં પણ માણસ પુરુષાર્થ છોડી દેતો નથી, તેને છોડવાની જરૂર પણ નથી, પરંતુ કશો પુરુષાર્થ લાભદાયી છે તેનો નિર્ણય કરવા માટે જે પ્રકારની બુદ્ધિની આવશ્યક્તા છે. તેના અભાવે ઈષ્ટ મર્યાદા ઘણી જ ટૂંકી બંધાય છે. પરિણામે પેઢી દર પેઢીએ પણ દુ:ખોનો અંત આવતો નથી. આ વસ્તુ સ્થિતિના વધારે નજીકમાં આપણે ઊભા છીએ તે આપણા બંધુઓને જલદી સમજાય એવા પુરુષાર્થની પ્રથમ આવશ્યકતા છે.

ગુજરાતના જુદા વિભાગોની માફક નિમાડ માળવાના પ્રદેશમાં પણ આપણા કડવા પાટીદાર વસે છે. તેઓને પણ આપણી માફક પોતાની ઉન્નતિ કરવાની જિજ્ઞાસા થઈ છે. કેટલાક આપણું જોઈને શીખ્યા છે, કેટલાકને દુ:ખદાયક સ્થિતિએ તેનું ભાન કરાવ્યું છે. હોલ્કર સ્ટેટના કુંવા ગામે આ સભાની પહેલી બેઠક થઈ હતી. બીજી બેઠક ધાર સ્ટેટના સુંદ્રેલ ગામે થવાની અમે તંત્રમાં ખબર આપી હતી. આ બેઠકના કામકાજનો અહેવાલ આ અંકમાં જોઈ નિમાડ સભાના કાર્યવાહક બંધુઓને અમારા

વાચકો ધન્યવાદ આપ્યા સિવાય રહેશે નહિ તેની અમને સંપૂર્ણ ખાતરી છે. દેશી અને બ્રિટિશ રાજ્યમાં આપણી કોમ કેટલી અગત્યની છે. છતાં કયો દરજ્જો અને સ્થિતિ ભોગવે છે. તેનો જેને સંપૂર્ણ ખ્યાલ હશે તેઓ ખરેખર પોતાના બંધુઓની ઉન્નતિના માર્ગમાં પ્રમાણ કર્યા વગર રહેશે નહિ, દરેક વિભાગમાં જુદી જુદી સંસ્થાઓ દ્વારા આપણા સાંસારિક આર્થિક ક્રિયા રાજદ્વારી ઉન્નતિ અર્થે હિલચાલ થવાથી જરૂર છે. સમગ્ર કોમ ઐકય કિંવા શક્તિના પ્રભાવે ઉન્નત દશાને પહોંચાડનારી જે પ્રથા ઉત્પન્ન થાય છે તે નાનકડું દશ્ય આ નિમાડ સભાની બેઠક પૂરું પાડે છે, આપણા ગુજરાતના શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજના કેટલાક જ્ઞાતિભક્ત મેમ્બરોએ આ બાજુ બેઠકમાં પણ સારી સંખ્યામાં હાજરી આપવાથી નિમાડ માળવાની આપણી પ્રજામાં નવું જીવન આવ્યું છે. એમ અમારે કહેવું જોઈએ. નિમાડ જેવા દૂર પ્રદેશમાં વખત અને પૈસાનો ભોગ આપવા ઉપરાંત શરીરશક્તિનો પણ વ્યર્થ થઈ જવાનું જાણવા છતાં - **જ્ઞાતિ ઉન્નતિ એ જ જેનું લક્ષ છે, તેમાં જ મનન અને ધર્મ કરવાનો અંતિમ હેતુ સમાયેલો છે. એ લક્ષને અવલંબી આ શુભેચ્છક સમાજના જ્ઞાતિ શુભેચ્છકોએ છ દિવસ અંદર રેલવે અને પગ રસ્તે થઈને ૧૧૦૦ માઈલથી મુસાફરી કરી છે. છ રાત્રિ દિવસમાં માત્ર ૪૦ કલાક આરામ લેવા મળ્યો છે. તે પૈકી ૨૮ કલાક નિંદ્રાના અને ૧૨ કલાક બીજી નિવૃત્તિ માટે પ્રાપ્ત થયા હતા.** આવા પુરુષાર્થને કેટલાક પેટભરા સ્વાર્થી અમર કાર્ય કરવાને અશક્ત બંધુઓ કદાચ શોખ કિંવા ટેવ પડવાનું માનતા હોય તો તેઓનો પુરુષાર્થ કયા શુભ વિશેષણને યોગ્ય છે તેનો પણ સાથે સાથે વિચાર કરી લેવા અમારી તેમને વિનંતી છે. નિમાડ સભાની આ બીજી બેઠકનું ફળ આપણી કોમ માટે ઘણું જ ફળદાયી આવ્યું છે, ધાર સ્ટેટમાં આપણી ખેડૂત કોમની સારી કદર થઈ છે. ના. મહારાજ તરફથી આપણને દરેક પ્રકારે સહાય મળે એવી વકી છે. તેનો લાભ લેવા, સમયને લક્ષમાં રાખી નિમાડ માળવાના બંધુઓ પોતાનું ધ્યેય સાધવા પ્રયત્ન કરશે તો તેમનું કલ્યાણ તેમની નજીક જ ઊભેલું છે. એની અમને સંપૂર્ણ ખાતરી છે.

### શ્રી નિમાડ કડવા પાટીદાર સભાની બીજી બેઠક ૧૯૧૮

આ સભાની વાર્ષિક બેઠક આ વખતે ધાર સ્ટેટના સુંદ્રેલ ગામે થઈ હતી. નિમાડ અને માળવાનાં જુદાં જુદાં ગામો ઉપરાંત કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતનાં સ્થળોમાંથી પણ તે સભામાં ભાગ લેવા શ્રી ક. પા. શુ. સમાજના મેમ્બરોએ સારી સંખ્યામાં હાજરી આપી હતી. સભાનું પ્રમુખસ્થાન લેવા માટે વિરમગામવાળા શ્રીયુત ચંદુલાલ મણિલાલને વિનંતી કરવામાં આવી હતી અને નિમાડ સભાના કાર્યવાહકોના ખાસ આગ્રહથી તેમણે એ જગ્યા સ્વીકારવા માટે ગુજરાતના પણ કેટલાક સભ્યોએ

ખાસ ભલામણ કરી હતી. તા. ૭મી સવારે રતલામ સ્ટેશન થઈને ગુજરાત તેમજ નિમાડ માળવાના સભ્યો મહુ સ્ટેશન બપોરના ઊતર્યા હતા, ત્યાંથી ઘોડાના ટાંગામાં બેસી આશરે ૩૫ માઈલ પર આવેલા ધામનોંદ ગામે જઈ પહોંચ્યા હતા. તા. ૮મી સવારમાં ધામનોદ મદ્રેસામાં ગુજરાત અને માળવાના બન્ધુઓને ચા પાર્ટી અપાઈ હતી, પાન - સોપારી થઈ રહ્યા બાદ ત્યાંથી છ માઈલ પર આવેલા સભાના સ્થળ સુંદ્રેલ ગામે જવા માટે બેલગાડીઓ રવાના થઈ હતી. ગામમાં આવતા બીખરૂન ગામના જ્ઞાતિબન્ધુઓના ખાસ આગ્રહથી તે ગામ તરફથી પાન - સોપારી લેવા માટે થોભવું પડ્યું હતું. આ પાન સોપારી વખતે એક નિશાળીઆએ બાળલગ્નથી થતી ખરાબી અને વિદ્યા પ્રાપ્ત કરવાની જરૂરિયાત વિષે ગોખી રાખેલું એક વ્યાખ્યાન આપ્યું હતું તે સાંભળી સદરહુ ગામના તેમજ બહાર ગામથી આવેલા દરેક બન્ધુઓને આનંદ થયો હતો, તદુપરાંત સભામાં તે વિષે કંઈક બંદોબસ્ત કરાય તો સારું એવી કેટલીક ભલામણો પણ ભાગ લેવા જનારાઓને ગામના આગેવાનો, મુખી-મુકાતીઓ તરફથી કરવામાં આવી હતી. સુંદ્રેલ ગામે તાકીદે પહોંચવાની જરૂર હોવાથી માત્ર અરધા કલાકમાં જ આ કાર્ય અટોપી લેવાયું હતું તોપણ સભાની બેઠકના કામકાજની શરૂઆત જાણે પોતાના જ ગામથી થતી હોય તેવા આનંદિત ચહેરે બીખરૂનના જ્ઞાતિબન્ધુઓ મહેમાનોની સાથે જોડાઈ એક સરઘસના રૂપમાં સુંદ્રેલ આવવા નીકળ્યા હતા. સવારના ૧૧ વાગ્યાના અરસામાં સુંદ્રેલની ભાગોળે ગાડીઓ થોભાવી વોલિન્ટિયરોને સોંપવામાં આવી હતી અને સભાપતિ તેમજ ગુજરાતથી આવેલા સભાસદોના માનની ખાતર એક સરઘસના રૂપમાં સુંદ્રેલના આગેવાનો સામૈયું કરવા આવ્યા હતા. બેન્ડના સુંદર સ્વરો અને વોલિન્ટિયરોને જયઘોસ વચ્ચે સભાપતિને હારતોરા અર્પણ કર્યા બાદ સરઘસ સભા મંડપે થઈ સભાપતિના ઉતારે ગયું હતું, ત્યાં ઘરધણી તરફથી વરઘોડામાં પધારેલા સભાસદો તેમજ અન્ય વર્ગનો સત્કાર થયા બાદ સર્વે વિખૂટા પડ્યા હતા. સન્માનકારિણી સભાના આગેવાનો તથા ક. પા. શુ. સમાજના પધારેલા મેમ્બરો સાથે સભાના કામકાજની ગોઠવણ થયા બાદ સભાનો વખત બપોરના ત્રણ વાગ્યાનો રાખવામાં આવ્યો હતો.

દરેક કાર્યમાં વિરુદ્ધ પક્ષ હોય છે તેમ નિમાડની આ સભા પણ વિરોધીઓથી મુક્ત નહોતી. સુંદ્રેલ અને ધામનોંદ એ બંને ગામ નિમાડના પ્રદેશમાં આગેવાન હોવાનો દાવો કરે છે. કેટલાક બંધુઓનું એવું કહેવું હતું કે, બહારથી આવનાર કોઈ મેમ્બરો પાસેથી કંઈ પણ ફી લેવી નહિ તેમજ સભામાં દરેક ગામના કોઈપણ બન્ધુને દરેક પ્રકારના હક્કથી મફત દાખલ કરવા. **કેટલાકનું એવું કહેવું હતું કે સ્ત્રીઓને આ સભામાં બિલકુલ હાજર રહેવા દેવી નહીં.** કેટલાક કહેતા હતા કે મેમ્બરો થાય

કે ન થાય તો પણ જે જે બન્ધુઓ બહારથી આવ્યા હોય તેમની સાથે ગામના લોકોને પણ મફત જમાડવા. માત્ર બે જ જૂના વિચારના માણસો કે **જેઓ જ્ઞાતિમાં પટેલ છે તેઓને પોતાનાથી ઊતરતા દરજવીના માણસોએ સભા ભરવાની આ મોટી હિલચાલ કરી તે પસંદ નહોતી, તેમજ તેની પરવાનગી પણ લીધી નહોતી** વગેરે આડાં તેડાં બહાનાં તળે ગામના તેમજ બહારનાઓને સભામાં ભાગ નહીં લેવા માટે રોકવાનો પ્રયત્ન કરતા હતા. ગામના-કાર્યદક્ષ સભા સંચાલકોની યુક્તિ અને ખર્ચ કરવાની ઉદારતાથી આ સઘળી ખટપટનો અંત આવી ગયો હતો. સંચાલકોએ પોતાના મહારાજા ના. ધાર નેરશને પ્રતિનિધિઓ મોકલવા વગેરે બાબત આમંત્રણ કર્યું હતું જેથી રાજ્યના મુખ્ય રેવન્યુ ઑફિસર, ખેતીવાડી અને સહકારી ખાતાના વડાઓ તેમજ પોલીસ ખાતાના વડાએ પણ સુંદ્રેલ મુકામે પડાવ નાંખ્યો હતો. કેટલાક વિરોધીઓની ખટપટ અને ઊંધી સમજથી ગામમાં ફાટફૂટ પડી જવાની તેમને ભીંતી ઉત્પન્ન થઈ હતી, બહારથી આવનાર અને તેમાં પણ ખાસ સભાપતિ અને ગુજરાતની મંડળીના ઉદ્દેશ જાણ્યા સિવાય તેઓ કોઈપણ નિર્ણય ઉપર આવી શકે તેમ નહોતું, તેમજ પોતાની ફરજ અદા કરવાના બદલે ના. મહારાજાએ તેમને મોકલવાનો ઉદ્દેશ વ્યર્થ જવાનો મોટો સંભવ અમલદાર વર્ગના હૃદયમાં ખડો થયો હતો. આ બધું કારણ માત્ર આપણા જાતિ સ્વભાવની અજ્ઞાનતાનું જ હતું. પરંતુ દીર્ઘદર્શી અમલદાર વર્ગે બુદ્ધિનો ઉપયોગ કરી સભાના કાર્યની શરૂઆત થાય તે પહેલાં ગુજરાતથી આવેલી મંડળી પૈકી ત્રણ - ચાર માણસોને પોતાના કેમ્પમાં બોલાવ્યા હતા જે ઉપરથી અમદાવાદવાળા મિ. મગનભાઈ એન્જિનિયર, ગણપતપુરાવાળા મિ. છોટાભાઈ, વડોદરાવાળા મિ. પુરુષોત્તમદાસ માસ્તર અને મિ. માણેકલાલ, (નાનુભાઈ) અમાત્ય વર્ગની મુલાકાતે ગયા હતા. તેમના દરેક પ્રશ્નો વિષે તેમજ ગુજરાત અને નિમાડની સભાના ઉદ્દેશો, આશયો અને કાર્યપદ્ધતિથી તેમને સંતોષ થાય તે પ્રમાણે ખુલાસા કર્યા હતા, જેથી તેઓ ઘણા જ પ્રસન્ન થયા હતા. તદુપરાંત બે ચાર વિરોધીઓને બોલાવી ભાગ નહીં લેવાનાં કારણો તેમને પહેલાં તે ખોટાં છે એમ સમજાવ્યું હતું. ત્યાં જ કેમ્પમાં વિરુદ્ધ પક્ષના માણસો અને ગુજરાતીઓ તથા અમલદાર વર્ગ સર્વેની રૂબરૂ સર્વ શંકાઓનું સમાધન થઈ જવાથી માત્ર સભાસદની ફીનો રૂ. ૧ લેવાનો પ્રશ્ન બાકી રહ્યો હતો તેને ગંભીર રૂપ આપ્યા સિવાય વિરોધીઓનો છૂટકો નહોતો, 
પરંતુ પ્રેક્ષક તરીકે મફત દાખલ કરવાની સભાના સંચાલકોએ ઉદારતા બતાવ્યાથી સર્વ વાતનો નિકાલ આવી ગયો હતો અને નાહીધોઈ પરવાર્યા બાદ ત્રણ વાગે સભામંડપ ચિક્કાર ભરાઈ ગયો હતો.

ગામાત મંદિરનો એક ભાગ, વચલો ચોક અને સામેની પડાળી અને છૂટી

જમીનનો ઉપયોગ મંડપના કાર્ય માટે કરવામાં આવ્યો હતો, સ્ત્રીઓ માટે ખાસ ગોઠવણ કરી ચક અને મચ્છરદાની જેવાં કપડાનાં પડદા કરવામાં આવેલા તે મંડપની શોભામાં વૃદ્ધિ કરતા હતા તેમજ આ અલાયદી અને સગવડ ભરેલી ગોઠવણ કાર્યકર્તાઓની બાહોશી દેખાડી આપે તેવી હતી. ચંદનીઓ અને વાવટા તોરણોથી મંડપની શોભા દેખાડવા બનતો પ્રયત્ન કરવામાં આવ્યો હતો. તેમજ સભાપતિ અને પ્રતિષ્ઠીત સ્પેશિયલ વિઝિટરો અને મેમ્બરો માટે ખુરશીઓની ગોઠવણવાળી યોજના પસંદ કરવામાં આવી હતી. નિમાડ, માળવા અને સ્થાનિક સભાસદો તેમજ પ્રેક્ષકો માટે જાજમ ઉપર બેઠક રાખવામાં આવી હતી. **પુલપીટ ઉપરની ચંદનીઓમાં એક લાંબો અને ત્રણ ફૂટ પહોળો કાળો પટો-શોક પ્રદર્શિત નિશાની-સભાના સદ્ગત તંત્રી મિ. પુરુષોત્તમદાસના માનની ખાતર ગોઠવવામાં આવ્યો હતો તે ખરેખર દરેક પ્રેક્ષકોનું ધ્યાન ખેંચતો હતો.** બરાબર ત્રણ વાગે સ્વયંસેવકોના જયઘોસ વચ્ચે સભાપતિએ મંડપમાં હાજરી આપ્યા બાદ મંગળાચરણમાં ઉમિયા માતાની સ્તુતિ સંગીતનાં સાધનો વડે કરવામાં આવ્યા પછી સત્કારમંડળ તરફથી વ્યાસ રામચંદ્રજીએ સભાનો ઉદ્દેશ અને સભાપતિની ઓળખાણ કરાવનારું એક ટૂંકુ પણ બોધદાયક ભાષણ આપ્યું હતું અને શ્રીયુત ચંદુલાલને પ્રમુખસ્થાને બિરાજવા વિનંતી કરી હતી. તેણે તાલીઓના અવાજથી દરેક પ્રેક્ષકને વધાવી લેવા બાદ સભાપતિ તરીકે શ્રીયુત ચંદુલાલ અધ્યક્ષસ્થાને બિરાજ્યા હતા અને **જ્ઞાતિબન્ધુઓને ઉદ્દેશી એક ઉપયોગી અને માર્ગદર્શક ભાષણ હિન્દીમાં કર્યું હતું, જે ગુજરાતી ભાષામાં અન્ય સ્થળે આપવામાં આવ્યું છે. હિન્દી ભાષણ સભામાં વહેંચવામાં આવ્યું હતું.** દરમ્યાન વાણીભૂષણ કવિરત્ન મહંત લક્ષ્મણગીરજીએ સભાનો ઉદ્દેશ ઘણો જ ઉત્તમ અને જરૂરી તેમજ જ્ઞાતિનું શ્રેય કરનારો હોવાની શાસ્ત્રોક્ત અને વ્યવહારિક દૃષ્ટાંતોથી બતાવનારું વિદ્વતાભર્યું ભાષણ આપ્યું હતું. **રાજ્યના અમાત્યવર્ગે ઉત્સાહ અને ખંતપૂર્વક સભામાં ભાગ લીધો હતો. ત્યારબાદ ખેતીવાડી ખાતાના ઉપરી તરફથી પોતાના કેમ્પમાં રાખેલાં ખેતીનાં મશીનો અને હળોની સમજૂતી તેમજ ખેતીવાડી સંબંધી કેટલોક ઉપદેશ આપવા રાજ્યની પ્રજાને જરૂર હોવાથી સભાપતિ પાસે વખત માગવામાં આવ્યો હતો.** તા. ૯મી સવારના ૭થી ૯ વાગ્યા સુધીનો ટાઈમ નક્કી થયા બાદ પ્રેક્ષક અને સભાસદોને તે વખતે કેમ્પવાળા બગીચામાં હાજર રહેવાની  સૂચના કરવામાં આવ્યા પછી સાંજના સાડા છ વાગે સભા બરખાસ્ત કરવામાં આવી હતી.

બીજે દિવસે તા. ૯મી સવારમાં ૮ વાગે પરવાર્યા બાદ સભાના સંચાલકો, પંડિત લક્ષ્મણદાસજી અને ગુજરાતી તેમજ અન્ય મંડળીના આગેવાનો સભામાં

લાવવાના ઠરાવો ઘડવામાં રોકાયા હતા. દરમ્યાન કેટલાક સભાસદો અને ગામના દરેક બન્ધુઓ ખેતીવાડી ખાતાના અમલદારના કેમ્પમાં ગયા હતા ત્યાં તેમને સાંચાઓ અને હળો બતાવી તેનો ઉપયોગ અને ફાયદો સમજાવવામાં આવ્યો હતો. ગુજરાતી મંડળીની મુલાકાત લેવાનું અમાત્ય વર્ગ તરફથી સવારના ૯ વાગે આમંત્રણ આવવાથી, મિ. મગનભાઈ, છોટાભાઈ, ઈશ્વરભાઈ, મોતીલાલભાઈ કચ્છ ગઢશીસાવાળા, રતનશીભાઈ, નારણજી મિસ્ત્રી, પટેલ મગનલાલ દેસાઈ ભાઈ, મફતભાઈ, માણેકલાલભાઈ, રતલામના ટિકિટ કલેકટર મિ. મણિભાઈ વગેરે પંદર સભાસદો ગયા હતા તેમની અને સ્ટેટ કાઉન્સિલના મેમ્બર સાહેબ અને બીજા અમલદારો વચ્ચે એક કલાક સુધી વાતચીત ચાલી હતી. ગુજરાતની તેમજ ધાર સ્ટેટની કૃષિ પ્રજા અને ખેતીવાડી વિષે વિવેચન થયું હતું. ના. ધાર મહારાજાની પ્રજા તરફની દિલસોજી અને અમલદાર વર્ગ સાથે પ્રજાનો સંબંધ જાણવા માટેના સારા ખુલાસા થયા હતા. કૃષિપ્રજા અને ખેતીવાડી વિષે વિવેચન થયું હતું. કૃષિપ્રજાની ઉન્નતિ માટે સ્ટેટમાં બનતો પુરુષાર્થ કરવામાં આવ્યો છે અને આવશે, કડવા પાટીદાર કોમને જે જે પ્રસંગે જે જે પ્રકારની રાજ્ય તરફથી મદદની જરૂર હશે તે મળી રહેશે એમ સમજાયું હતું. સભામાં ભાગ લેવા માટે નાહીધોઈ - જમીને પરવાર્યા બાદ ૧૧ વાગે મેમ્બરો અને પ્રેક્ષકોએ સભામાં હાજરી આપવા માંડી હતી. સભાપતિના આવાગમન પછી મંગળાચરણ થયા બાદ દેસાઈ અમરસિંહભાઈએ જે જે ઠરાવો સભા સમક્ષ લાવવાના હતા તે ઠરાવો તથા રજૂ કરનાર અને ટેકો આપનારનાં નામો વાંચી બતાવ્યાં હતાં તેમજ સદરહુના ઠરાવો વિષે જે કોઈને બોલવું હોય તેમને નામ નોંધાવવાનું પૂછ્યું હતું. જેથી બે-ત્રણ નામો કેળવણી અને બાળલગ્નના વિષય ઉપર બોલનારા તરીકે ઉમેરવામાં આવ્યાં હતાં. તેમજ ઠરાવ પસાર કરેલો ક્યારે ગણાય અને તેના સુધારા માટે બોલવું હોય તો સભાસદોએ કેમ કરવું જોઈએ તે વિષે ઘણું સ્પષ્ટ રીતે વિવેચન કર્યું હતું. પસાર થયેલા ઠરાવોમાં અને તે રજૂ કરનારા તેમજ ટેકો આપનારાઓનાં નામ વગેરે નીચે મુજબ છે.

૧ લો ઠરાવ. ના. શહેનશાહ જ્યોર્જ અને મહારાણી મેરિનું દીર્ઘાયુષ્ય યુરોપીય વિગ્રહમાં તેમનો જય થાય તે માટે - સભાપતિ સાહેબ તરફથી.

૨ જો ઠરાવ. ના. ધારના મહારાજાનું સહકુટુંબ દીર્ઘાયુષ્ય ઈચ્છી પોતાની લાગણી પ્રદર્શિત કરવા તેમણે કરેલો તાર તથા મદદ કરવા અમલદાર વર્ગને મોકલેલા તે બાબત ના. મહારાજાનો ઉપકાર માનવાનો - સભાપતિ સાહેબ તરફથી.

૩ જો ઠરાવ. ધાર સ્ટેટના ઑફિસરોએ સભામાં હાજરી આપી કીંમતી મદદ કરી છે તેમનો ઉપકાર માનવાનો - સભાપિત સાહેબ તરફથી.

૪ થો ઠરાવ. ના. **ધાર સરકારે મફત કેળવણી આપવાનું ધોરણ રાખ્યું છે. તેમનો ઉપકાર** અને વિદ્યા પ્રાપ્ત કરી શકે તેવાં દરેક પગલાં ભરવાની ના. સરકારને વિનંતી વગેરે બાબત - રજૂ કરનાર માસ્તર પુરુષોત્તમદાસ, ટેકો આપી વિવેચન કરનાર મિ. નાનુભાઈ, કાળુ પટેલ, દેવચંદ હીરાજી, ભક્તિરામ લાસુરવાળા મિ. રતનલાલ, **ચિ. લક્ષ્મી(બેચરભાઈ મુકાતીની પુત્રી)** તથા, **લીલાવતીબહેન** અને ચિ. કનૈયાલાલ (ભીલાજી ભાઈનાં સંતાનરત્નો.)

મિ. પુરુષોત્તમદાસે ઠરાવ રજૂ કર્યા બાદ બુદ્ધિપૂર્વક વિવેચન કર્યું હતું. ત્યાર બાદ મિ. નાનુભાઈએ કેળવણી લેવા માટે રાજ્યની મદદ કેટલી આવશ્યક છે અને આપણે શું કરવું જોઈએ તે સમજાવ્યું હતું. બીજા ટેકો આપનારાઓએ પોતાનાં ભાષણો વાંચ્યા બાદ **ચિ. લક્ષ્મીએ (ઉ. વર્ષ ૮) એક અસરકારક વાણીથી સભાસદોના હૃદય ઉપર બાળાઓ માટે લાગણી ઉત્પન્ન થાય તેવો નિબંધ વાંચ્યો હતો, ત્યાર બાદ સ્ત્રી મંડળમાંથી બહેન લીલાવતી (ઉ. વ. ૧૪) ભીલાજીભાઈની પુત્રીએ સ્ત્રીઓને કેળવવાની આવશ્યકતા, તેમનો દરજ્જો અને ઉપયોગિતા બતાવનારું વ્યાખ્યાન આપ્યું હતું, તેમજ કોમમાં બાળલગ્નના રિવાજથી કજોડાં અને સ્ત્રીઓ તરફ અભાવ ઉત્પન્ન થાય છે. તેનું હૃદયભેદક બયાન કરવાથી સભાસદોના હૃદય પ્રદેશ ઉપર ઘણી સારી અસર થઈ હતી.**

૫ મો ઠરાવ. વધુ પડતાં અને અયોગ્ય ખરચો કારજ વરા વગેરે અટકાવવાનો વાણીભુષણ પંડિત લક્ષ્મણદાસજીની રજૂઆત અને મિસ્ત્રી નારણજીનો ટેકો, રા. મોતીલાલ કાળીદાસ અને રતનશીભાઈ વધુ વિવેચન કરવાના હતા, પરંતુ વખતના અભાવે તાકીદ કરવાથી તેમ બની શક્યું નહીં.

૬ ઠો ઠરાવ. ખેતીવાડીની ઉન્નતિ અને આપણી આર્થિક સ્થિતિ અને રાજ્ય મદદ મેળવવા બાબત - રજૂ કરનાર મિ. છોટાભાઈ ટેકો આપનાર મિ. મગનભાઈ એન્જિનિયર, આ ઠરાવ મિ. છોટાલાલભાઈએ રજૂ કરતાં ખેડૂતોની ખેતી કેમ સફળ થતી નથી તેમજ કેવી જમીન અને કયાં ખાતરો કેવો પાક આપે છે વગેરે સમજાવ્યું હતું. મિ. મગનભાઈએ ખેતીનો ધંધો, ખેડૂતોના સંપ અને રાજ્યની મદદ સિવાય ચલાવ્યાથી આ સ્થિતિ આવી જવાનું સમજાવ્યું હતું.

ખેતીવાડી સુધારવા માટે સાંચા અને બીજાં સાધનો રાજ્ય તરફથી જુદા પાડવાં જોઈએ અને કૃષિ ઉપદેશક કિંવા અમલદાર તરીકે રાજ્યમાં કૃષિકારોના પુત્રો રોકવા જોઈએ, તેમને તૈયાર કરવા જોઈએ વગેરે બાબત ના. મહારાજા પાસે લઈ જવાની જરૂર સમજાવવી હતી અને હાજર રહેલા અમલદારોને તેમાં મદદ કરવા વિનંતી કરી હતી.

૭ મો ઠરાવ. આ સભા, તેમજ ગુજરાતની સભા અને સમસ્ત જ્ઞાતિના હિતાર્થે પ્રયત્ન કરનાર સદ્‌ગત તંત્રીના મરણનો શોક જાહેર કરવાનો તથા કુટુંબ પ્રત્યે દિલાસો આપવાનો ઠરાવ ભાઈ અમચંદ પાડલ્યાવાળાએ રજૂ કર્યો હતો, ઘણા માણસોએ ટેકો આપ્યા બાદ સભાની ગમગીની વચ્ચે પસાર થયો હતો.

૮ મો ઠરાવ. બાળલગ્નની પ્રથાથી આપણી જે ખરાબી થઈ ગઈ છે અને અધર્મયુક્ત રિવાજો દાખલ થઈ ગયા છે તેને સુધારી લગ્નપ્રથા શાસ્ત્રોક્ત રીતે રાખવા માટે - રજૂ કરનાર પંડિત વાણીભૂષણ - ટેકો આપનાર ભાઈ અમરચંદ, જગન્નાથજી, રાજાભાઉ, રૂપચંદ, છીતરજીભાઈ મુકાતી અને ભીલાજીભાઈ ઝાલુડિયા, પંડિતજીએ આ ઠરાવ રજૂ કર્યો. શાસ્ત્રોક્ત રીતે લગ્ન કરવાની પ્રથા અને જરૂરિયાત સમજાવી હતી, સભાજનોના મન ઉપર સારી અસર થઈ હતી.

૯ મો ઠરાવ. કન્યાવિક્રય થતો અટકાવવાનો અને

**૧૦ મો ઠરાવ. હિન્દી ભાષાને ઉત્તેજન અને કડવા વિજયમાં એક ફોર્મ હિન્દીનો રાખવા માટે ગુજરાતની શ્રી ક. પા. શુ. સમાજને વિનંતી કરવાનો** આ બન્ને ઠરાવો પંડિત વાણીભૂષણે રજૂ કર્યા હતા અને સભામાં ચર્ચાયા બાદ ટેકો આપનારાઓ ટૂંકું વિવેચન કરવા પૂરતો વખત નહીં હોવાથી ટેકો આપી બેસી ગયા હતા.

સભાનું કામકાજ પૂર્ણ ઉમંગથી ત્વરાએ ચાલતું હતું તે દરમ્યાન ધાર સ્ટેટના ઑફિસરો. મે. નાયબ દીવાન સાહેબ સરદાર આર. સી. એલેમન્ડે સ્ટેટ કાઉન્સિલના રે. મેમ્બરસાહેબ, મિ. ચીમનરાય છાયા ખેતીવાડી ખાતાના અમલદાર તથા કોઑપરેટિવ સોસાયટી ખાતના ઉપરી રજિસ્ટ્રાર મિ. દેશમુખ, ઢોરોની ઈસ્પિતાલના ડૉક્ટર મિ. એસ. એન. પુરંધરે તથા પોલીસ ઇન્સ્પેક્ટર અને સીરસ્તેદાર સાહેબ વગેરે અમાત્ય વર્ગે બહુ જ કાળજી અને ઉત્સાહપૂર્વક આ સભાના કાર્યમાં ઉમંગથી ભાગ લીધો હતો.

**મે. એલેમન્ડે સાહેબે બાળાઓ અને બાળકોના નિબંધો વંચાયા તે પૈકી બે જણને પસંદ કરી ફરીથી વંચાવવાનું સૂચવતાં ચિ. લક્ષ્મીબહેન તથા ચિ. રૂપચંદે પોતાના નિંબધો ફરીથી વાંચી સંભળાવ્યા હતા જેથી અમલદાર વર્ગ ઉપર સારી અસર થઈ હતી.** તે દરમ્યાન પાદરાની સમાજ વખતે કસરાબાદવાળા એક ગરીબ વિદ્યાર્થીને સ્કોલરશિપ આપવાની ત્યાંની મંડળીએ વિનંતી કરેલી તે સ્કોલરશિપ  જ્ઞાતિના સુપ્રસિદ્ધ શેઠ દુર્ગાપ્રસાદભાઈ તરફથી આપવાની હતી, તે વિષે ટૂંકું વિવેચન કરી તે છોકરાને બોલાવી સભા સમક્ષ આપવામાં આવી હતી. દેસાઈ અમરસિંહભાઈ વકીલે આ હકીકત સમજાવી હતી. શ્રોતાજનો શેઠ દુર્ગાપ્રસાદભાઈની માંહોમાંહે

પ્રશંસા કરતા હતા. અને અમલદાર વર્ગમાં તેમના કુટુંબની ઓળખાણ અને જ્ઞાતિ તરફની લાગણી વિષે મિ. મગનભાઈ એન્જિનિયરે વિવેચન કર્યું હતું. ગુજરાતી બન્ધુઓની જ્ઞાતિ પ્રત્યેની આ લાગણીથી સભામાં સારી અસર થઈ હતી અને વખત ભરાઈ જવા છતાં પણ લગભગ સાત - આઠ મિનિટ વાતચીત કરવામાં ગઈ હતી.

સહકારી રજિસ્ટ્રાર મિ. દેશમુખે અરસપરસ સહાય કરનારાં મંડળોના ફાયદા સમજાવી આપણા કૃષિકારોની ઉન્નતિ કયા પ્રકારે સાધી શકાય તેમજ ઐક્યથી ખેતીના ધંધાને તેમજ કોમને કેટલા ફાયદા થાય તેમ છે તેનું ઘણું અસરકારક અને વ્યવહારિક વ્યાખ્યાન આપ્યું હતું. ખેતીવાડી અને જાનવરોની ઈસ્પીતાલના ઉપરીઓએ પણ પોતાના વિષયને લગતું વિવેચન કરી પ્રસંગે તેમની સહાય લેવાની સૂચના કરી હતી.

સરદાર એલેમન્ડે સાહેબે સભાના કામકાજ વિષે પોતાનો સર્વાંશે સંતોષ જાહેર કરતાં પક્ષાપક્ષનો અંત આવી જવા માટે પોતાની ખુશી જાહેર કરી હતી. જેઓ શુભ કાર્યમાં જે વિઘ્ન કરવાનો ઈરાદો રાખતા હતા તેમને સચોટ દાખલાદલીલોથી સમજણ આપી હંમેશાં આ કાર્યમાં જોડાયેલા રહેવા ભલામણ કરી હતી. ના. મહારાજા તરફથી સભાના કાર્યને દરેક પ્રસંગે મદદ કરવા તથા ના. મહારાજા સાહેબની સભા પ્રત્યે સંપૂર્ણ દિલસોજી હોવાનું વગેરે કહી સંભળાવ્યું હતું. આ સભાનું કાર્ય અને ઉદ્દેશ પોતાની પ્રજાને હિતકર્તા હોવાથી તેને ચાલુ જ રાખવાની ભલામણ કરી હતી. ના. મહારાજા આ સભામાં ભાગ લઈ શકત તેમજ જોઈતી મદદ પણ આપી શકત, પરંતુ સભાના સંચાલકોના ડેપ્યુટેશનની ગેરહાજરી અને ઉદ્દેશો તથા કાર્ય પદ્ધતિથી અજાણ હોવાથી આ પહેલા પ્રસંગે તેઓ પધારી શક્યા નથી તો પણ અમલદાર વર્ગને સભાના દરેક કામમાં ભાગ લઈ મદદ કરવાનો હુકમ ફરમાવ્યો છે વગેરે કહ્યું હતું. તેમજ **ના. મહારાજા તરફથી એક કન્યાશાળા સુંદ્રેલ ગામમાં ખોલવાનો તેજ વખતે હુકમ જાહેર કર્યો હતો** અને ના. મહારાજા તરફથી આ સભાના કાર્યમાં સહાનુભૂતિ દેખાડનારો તથા ભાગ નહીં લઈ શકવા માટે દિલગીરી બતાવનારો તાર વાંચી સંભળાવવામાં આવ્યો હતો.

ગુજરાતથી આવેલા તેમજ ગામના અને હારના દરેક સભાસદો તથા પ્રેક્ષકોને ના. મહારાજા તરફથી એક ડિનરપાર્ટી જમવાની મિજબાની આપવાનું નિમંત્રણ કર્યું હતું જેનો સભા તરફથી સ્વીકાર થવાથી તા. ૧૦મીનો ત્રીજો દિવસ કડવા પાટીદાર જ્ઞાતિની ખુશાલીમાં વધારો કરનારો થઈ પડ્યો હતો. લગભગ દીવાબત્તીનો વખત થઈ જવાથી તેમજ અમાત્ય વર્ગે સભામાં લાંબો વખત હાજરી આપવાનો જે પરિશ્રમ લીધો હતો તેનો વિચાર કરી અન્ય સદ્ગૃહસ્થો અને અમલદાર વર્ગની પાન-સોપારી

કરવામાં આવી હતી. મિ. મગનભાઈ, દેસાઈ અમરસિંહભાઈ, અને શ્રીયુત ચંદુલાલભાઈ વગેરેએ તેમની સાથે વાતચીત કરતાં સભાના કાર્યને મદદ કરવા તથા જ્ઞાતિબન્ધુઓનો ઉત્સાહ કાયમ રહે તે પ્રમાણે સહાય આપવા વિનંતી કરી હતી, જેનો તેમણે વળતો જવાબ આપી ગુજરાતી મંડળીને ઘણો સંતોષ આપ્યો હતો. ત્યારબાદ સભાના કામમાં મદદ કરનારાઓનો અને ઠરાવો વગેરે જરૂર હોય ત્યાં મોકલી આપવાની સત્તા આપવાના તથા સભાપતિ સાહેબનો ઉપકાર માનવાના પરચૂરણ ઠરાવો અને કામકાજ આટોપતાં શ્રી ઉમિયા માતાની જય બોલાવી સભાની બેઠક બરખાસ્ત કરવામાં આવી હતી. તે દિવસે રાત્રે મિ. અમરસિંહભાઈએ મહાલીનું આખ્યાન કર્યું હતું જેમાં ઊલટ પૂર્વક દરેક જણે રાતના એક વાગ્યા સુધી ભાગ લીધો હતો. ત્રીજે દિવસે સવારમાં ગુજરાતની મંડળી અમલદાર વર્ગ સાથે વાતચીત કરી જ્ઞાતિસ્થિતિ અને જ્ઞાન વિષે તેમજ રાજ્ય તરફથી મદદની જરૂર વિષે સારા ખુલાસા કર્યા હતા, ત્યાર બાદ ગુજરાતી મંડળીના દરેક સભાસદોની ઓળખાણ કરાવી હતી. **બપોરના ના. મહારાજા તરફથી આપવામાં આવેલી મિજબાનીમાં લગભગ ૭૦૦ માણસોએ ભાગ લીધો હતો અને ના. મહારાજા સાહેબની જય બોલાવી સર્વે પોતપોતાના સ્થળે જવાને છૂટા પડ્યા હતા.**

૨૫ મેમ્બરોની ગુજરાતી મંડળી કેટલાક બન્ધુઓના આગ્રહથી કસરાબાદના રસ્તે આવવા નીકળી હતી. કસરાબાદમાં કાળુભાઈ પટેલ, ઑંકારજીભાઈ મુકાતી, અને વ્યાસ રામચંદ્રભાઈએ પોતાના ઘરે જમણ અને ચાહ-નાસ્તાની પાર્ટી આપી હતી. ત્યાંથી મહારાણી અહલ્યાબાઈની રાજધાનીનો કિલ્લો અને નર્મદાજીનો ઘાટ જોવા મહેશ્વર ગઈ હતી ત્યાં કૂવાવાળા હીરાજીભાઈ રૂસાત તરફથી ચા અને પાન-સોપારી થઈ હતી. તા. ૧૨મી સવારમાં ટી પાર્ટી અને પાન-સોપારી લઈ સ્પેશિયલ મોટરમાં મુસાફરી કરી બરવાહા સ્ટેશને આવી પહોંચ્યા હતા. બાદ રતલામ સ્ટેશને રાત્રે આવી પહોંચ્યા હતા. મિસ્ત્રી વિસરાભાઈ તરફથી ગુજરાતી મંડળીને રતલામથી જતાં-આવતાં ખાવા-પીવા અને સૂવાની ઘણી ઉત્તમ ગોઠવણ કરવામાં આવી હતી તેમજ અમદાવાદવાળા પાટીદાર મિ. મણિભાઈ ટિકિટ કલેકટરે આ સભામાં ભાગ લઈ મુસાફરી કરવાની મુસીબતો ટાળવા પોતાથી બનતો પ્રયાસ કર્યો હતો તે ખાતે બંને બંધુઓનું ગુજરાતી મંડળી ઉપર અહેસાન થયું છે. નિમાડ સભાના સંચાલકોએ જે પરિશ્રમ લઈ ગુજરાતી તેમજ માળવા વગેરેની મંડળીઓનો સત્કાર કરવાની ગોઠવણો કરી છે, જ્ઞાતિ સેવાના ઉત્તમ કાર્યને દીપાવ્યું છે તે ખાતર તેમને ઘણા જ ધન્યવાદ ઘટે છે.

## શ્રી નિમાડ કડવા પાટીદાર સભામાં
## શ્રીયુત્ ચન્દુલાલ મણિલાલ દેસાઈએ પ્રમુખપદેથી આપેલું ભાષણ

(બીજી બેઠક સુન્દ્રેલ તા. ૮-૯ એપ્રિલ, ૧૯૧૮)

વહાલા ભાઈઓ!

જ્ઞાતિ હિતના કાર્ય તરફ લક્ષ આપી આપ સઘળા અત્રે પધાર્યા છો તે જોઈ મને ઘણો જ આનંદ થાય છે. આપણી નિમાડ પાટીદાર સભાની આ બીજી બેઠક છે તેના અધ્યક્ષ તરીકે આપ મને પસંદ કરી જોખમભરેલી ફરજ સોંપો છો તે યથાશક્તિ બજાવવા હું બનતું કરીશ. પરંતુ આપણી જ્ઞાતિમાં મારા કરતાં વિશેષ લાયક ઘણા પુરુષો છે તે પૈકી એકાદને પસંદ કરવામાં આવ્યો હોત તો આપણે કંઈક વિશેષ કરી શકત. સભાના અધ્યક્ષ તરીકેની જે જવાબદારી છે તે કેટલેક અંશે હું સમજું છું, તે પરિપૂર્ણ રીતે બજાવવી એ મારી શક્તિ બહારની વાત છે તો પણ આપ સઘળા પોતાની શક્તિનો કંઈક અંશ મારામાં મૂકશો એટલે મને મારી ફરજ બજાવવામાં મદદ રૂપ થશો એવી હું આપને વિનંતી કરું છું.

દેશના જુદા જુદા ભાગોમાંથી તસદી લઈ, વખત અને પૈસાનો ભોગ આપી આપણે અત્રે એકત્ર થયા છીએ એ ઉપરથી સહેજ અનુમાન થાય છે કે આપણું અત્રે એકઠા થવું કંઈક જરૂરી છે. કોઈ પણ કાર્ય આપણે જરૂર વગર કરતા નથી અને તેમાં પણ આવા મહાન્ પુરુષાર્થ તો ખાસ જરૂર અને ઉચ્ચ અભિલાષા સિવાય કરવામાં આવતા નથી. અત્રે એકત્ર થવાનું આપણું પ્રયોજન જરૂરી અને વળી આનંદદાયક પણ હોય એવું સમજાઈ આવે છે. આ મંડપમાં આપણને હાજરી આપવાથી જે આનંદ થાય છે તે જાણે કોઈ નવીન પ્રકારનો અદ્ભુત કિંવા દૈવી આનંદ હોય એવું મને સમજાય છે, કોઈ દુઃખી માણસના દુઃખનું આપણા હાથે નિવારણ થતાં હૃદયમાં જે આનંદ થાય, કોઈ રોગી કિંવા ભોગીને આપણા તરફથી સુખ પ્રાપ્ત થતાં તે આપણા તરફ આશીર્વાદ આપતો હોય અને તેનું અંતઃકરણ આપણા તરફ જે માયાભરી દૃષ્ટિથી ખેંચાતું હોય તે ભાવથી આજે આપણાં અંતઃકરણો એકબીજા બન્ધુઓનાં દર્શનથી પુલકાયમાન થાય છે, અને આશાભરી દૃષ્ટિથી આપણે એકબીજાને આવકાર આપી કાર્યમાં જોડાવાની રાહ જોતા બેઠા છીએ.

દરેક બન્ધુને પોતા તરફથી કંઈક થઈ શકે તો સારું એવી પણ ઇચ્છા થતી હશે, એટલે ચારે તરફ ઉત્સાહનાં આંદોલનો આ મંડપની આસપાસ ફેલાઈ રહેલાં છે એમ કહેવું જોઈએ. આપણા આનંદના ગર્ભિત સ્વરૂપમાં કંઈક આશાનાં કિરણોની ઝાંખી પણ ઊંડી ઊંડી દેખાય છે કે જે આશા આપણને સુખ પ્રાપ્ત કરાવનારી જ હોઈ શકે, આપણને વિશેષ પ્રેમ હોવો જોઈએ, અને તે કરતાં પણ અધિક આનંદ

અનેક કુટુંબોથી બનેલી આપણી જ્ઞાતિ માટે કંઈક કરી શકાય તેવો થવો જોઈએ. ડાહ્યા પુરુષો સમજી શકે છે કે **જ્ઞાતિના હિત સાથે જ આપણું પણ હિત રહેલું છે એટલે આપણા બન્ધુઓ દુખઃદાયક સ્થિતિમાં હોય અને આપણે આપણું સુખ બની રહેલું જોવા માગતા હોઈએ તો તેમાં આપણી મૂર્ખતા સિવાય બીજું કાંઈ નથી.**

પરમાત્માની કૃતિ એવા પ્રકારની છે કે દરેક પ્રાણીએ એકબીજાના આધારભૂત બની જીવન વ્યતિત કરવું અને એકબીજાના હિતમાં પોતાનું હિત પણ જોવું. આપણાં ધર્મશાસ્ત્રો જે કહે છે તેનો સાર પણ આવાજ પ્રકારનો છે. જેઓ માત્ર પોતાના જ સુખનો વિચાર કરી શકે છે તેઓનું તે પ્રકારનું સુખ ઘણા જ ટૂંકા આયુષ્યવાળું અને સ્વાર્થયુક્ત હોવાથી અધર્મને ફેલાવનારું થઈ પડે છે. માટે બન્ધુઓ! આપણે હંમેશાં યાદ રાખવું જોઈએ કે માત્ર આપણા જ સ્વાર્થ કે હિત માટેની પ્રવૃત્તિ પાપમય જ હોય છે. આપણા કુટુંબીજનો, જ્ઞાતિ કિંવા સેંકડો જ્ઞાતિઓના સમૂહ રૂપ દેશના કલ્યાણ અર્થે ધર્મ અગર ફરજ સમજીને કરવામાં આવતો દરેક પુરુષાર્થ હંમેશાં સુખરૂપ હોય છે કે જે સુખનું ભાન ધીમે ધીમે આપણને અનુભવસિદ્ધ થઈ જાય છે.

ગૃહસ્થ થવાની કે ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરવાની આપણને હંમેશાં ઈચ્છા થાય છે, પરંતુ જ્યારે આ પ્રેરણા આપણું મન ઘડે છે ત્યારે આપણી બુદ્ધિ શુદ્ધ હોતી નથી, અને તે જો શુદ્ધ હોય તો આપણે ફળીભૂત પણ થઈએ એમાં શંકા નથી. જ્ઞાતિહિતનાં કાર્યોમાં હંમેશાં આપણે શુદ્ધ કિંવા સાત્ત્વિક બુદ્ધિ રાખીને પ્રવૃત્તિ કરવી જોઈએ નહીં તો આવા એકત્ર થવાના પુરુષાર્થનું કંઈ સારું પરિણામ આવી શકતું નથી. શુદ્ધ બુદ્ધિ એમ કહેવાનો મારો એ મતલબ છે કે, અત્રે એકત્ર થવાના પ્રયાસમાં આપણે જ્ઞાતિહિતને જ મુખ્ય માન્યું છે એટલે તે સિવાય કોઈ ખાનગી અગર બીજી વ્યક્તિના હિત સાથે આપણી પ્રવૃત્તિને જોડી દેવી નહીં.

આપણા ખાનગી હિતનો ભોગ આપવો પડે તોપણ જ્ઞાતિહિત માટે અહીં આવ્યા છીએ તે નહીં ભૂલતાં દરેક પ્રસંગે જ્ઞાતિ હિતના વિચારોને જ આગળ કરી એકબીજાને તન, મન, ધનથી મદદ કરવા યથાશક્તિ તૈયાર રહેવું જોઈએ. અહીં આ આપણે એક જ ગામ કે પ્રગણાના હિત માટે મળ્યા નથી, પરંતુ આપણી વસ્તીના જુદા જુદા ભાગોનું હિત ધ્યાનમાં રાખી સેકડો કુટુંબો અગર આપણી સમગ્ર જ્ઞાતિનું હિત જેથી બની રહે તેવા પુરુષાર્થ હાથ ધરી તે રસ્તે આપણા બન્ધુઓને દોરવા માટે એકત્ર થયા છીએ. **કચ્છ, ગુજરાત, નિમાડ, માળવા જેવા દૂર દૂર દેશોમાં આપણે રહીએ છીએ છતાં એક જ કુટુંબનો આપણો આ પરિવાર છે તે કોઈ કાળે ભૂલવું જોઈતું નથી. ઘણો કાળ થઈ જવાથી દેશાચાલ મુજબ આપણા પહેરવેશ અને બોલવામાં એકબીજાથી જુદાપણું લાગે છે પરંતુ આપણા મુખ્ય રિવાજો, ધર્મ અને કુળ કે**

**અસલ સ્થળો જોતાં આપણે એક જ જ્ઞાતિના બન્ધુઓ છીએ એ સમજાયા સિવાય રહેતું નથી.**

આપણા વડીલો આપણા કરતાં પણ સારી સ્થિતિમાં હતા, ગુજરાત, માળવા, કચ્છ, નિમાડ વગેરે દરેક વિભાગમાં જુદાં જુદાં ગામો વસાવી પોતે એક મુખ્ય રાજસત્તા નીચે ગામ કે પ્રગણાના માલિક તરીકે દરેક સત્તા ભોગવતા હતા, ગુજરાતમાં ગામો આપણા વડીલોએ વસાવ્યાના દાખલા અનેક છે તેમ **માળવામાં પણ ઘણા જૂના કાળથી ગામો વસાવનાર તરીકે આપણા જ વડીલો પ્રખ્યાત થયેલા છે. તેના અનેક ઐતિહાસિક દાખલાઓ આજે પણ મોજુદ છે.**

વડીલોએ ગામો વસાવ્યાની તેમજ આપણી પ્રાચીન જાહોજલાલીભરેલી સ્થિતિ જેને જાણવી હોય તેમણે આપણા સ્વર્ગસ્થ કર્મવીર બન્ધુ ભાઈ પુરુષોત્તમદાસે રચેલા "શ્રી કણબી ક્ષત્રિય ઉત્પત્તિ અને ઇતિહાસ" નામના પુસ્તકનો અભ્યાસ કરવો. આજે **આપણે જે પવિત્ર સ્થળે એકત્ર થયા છીએ તે સુંદ્રેલ ગામ આપણા વડીલ મુકંદ મુકાતી જીવણજી મુકાતીએ વસાવ્યું છે તે જાણી આપ દરેક બન્ધુને આનંદ થયા સિવાય રહેશે નહીં.** આ પવિત્ર ગામ અમારા જેવા બહારનાઓ માટે તો એક યાત્રાનું સ્થળ હોય તેવું લાગે છે. આપણા દશરથ નામે એક વડીલ આ ગામમાં દાનેશ્વરી તરીકે પ્રખ્યાત થઈ ગયા છે તે સાથે તેમનાં ધર્મપત્ની સતી માતાના નામથી પણ આપ ભાગ્યે જ અજાણ હશો. તેમના પવિત્ર દેવાલયનાં દર્શન અમારા માટે તો અમૂલ્ય યાત્રાના ફળ રૂપ છે. આવી અનેક સતીમાતાઓ અને દશરથ સમાન પૂજ્ય વડીલો ઘણી જગ્યાએ થઈ ગયા છે.

હાલમાં આપણી સ્થિતિ એટલી ઉચ્ચ પ્રકારની જણાતી નથી પણ ઉચ્ચ હતી તેના પુરાવા રૂપે આજે દેશના દરેક ગામમાં કૂર્મી-કિંવા કણબીઓ જ ગામાત સત્તા અને જમીનદારી ભોગવે છે એ આપણી ઉન્નત સ્થિતિનું નબળું થઈ ગયેલું પણ અસ્તિત્વ તરીકે મોજૂદ સ્વરૂપ છે. દેશકાળને લઈ આપણી માફક દરેક રાજવંશી કુટુંબોની સ્થિતિમાં પણ પરિવર્તન થઈ ગયું છે. તેમની માફક આપણે પણ જમીન - જાગીરદારો અને ગામધણી મટીને ખેડૂત થઈ ગયા છીએ. વેપાર કરનારી કોમને જમીન - જાગીર સાથે ઓછો સંબંધ હોવાથી પોતાની સ્થિતિમાં મહાન્ ફેરફારો થઈ ગયેલા સમજાતા નથી.

રાજક્રાંતિનો સમય હંમેશાં દુ:ખદાયક હોય છે. આજે યુરોપ ખંડમાં જે મહાયુદ્ધ ચાલે છે તેનો તમને ખ્યાલ હોય તો આપણી સ્થિતિ એક ખેડૂત જેવી કેમ થઈ ગઈ છે તે સહેજમાં સમજી શકાશે. હમણાં હમણાં યુરોપમાં સાધારણ નાનાં નાનાં રાજ્યો ઊથલપાથલ થઈ ગયાં છે એટલે આખા યુરોપ ખંડની હમણાં જે સ્થિતિ છે તેવા

પ્રકારની રાજક્રાંતિના સમયમાં સમગ્ર ભારતવર્ષની હતી. યુરોપનાં હાલનાં નાનાં રાજ્યોની જે સ્થિતિ છે તે આપણા કુર્મી ક્ષત્રિયોની રાજક્રાંતિના સમયમાં હતી માત્ર છેલ્લાં સાઠ - સિત્તેર વર્ષથી આ પ્રકારનો જુલમાટ અને રાજક્રાંતિ બંધ પડ્યાં છે તોપણ આપણા દેશમાં પ્રજાની ઉન્નતિ સાધવા તરફ જ રાજસત્તાઓ રોકાયેલી હોય તેમ જણાતું નથી.

સો - બસ્સો વર્ષ પર દુનિયાના કોઈ પણ દેશ કરતાં આપણો દેશ ધંધા - રોજગારમાં ઊતરે તેવો નહોતો એટલે આપણે ઉત્પન્ન કરેલા માલ ઉપર બીજા દેશોને આધાર રાખવાનો હતો. જે દેશના માલ ઉપર દુનિયાના બીજા દેશોનો આધાર હોય તે દેશની આબાદી સારી જ હોય અને તે વખતે પોતાના દેશને વિશેષ આબાદ બનાવવા માટે તે દેશની રાજસત્તા વધારે કાળજી રાખી, પ્રજા અને જમીન કે ધંધાને વધારે આબાદ કરવા તરફ મુખ્ય લક્ષ આપે તે સ્વાભાવિક છે. દેશના દૂર્દૈવે કરીને હમણાં આપણે બીજા દેશોના ઉપર આધાર રાખવો પડે છે અને તેના પરિણામે જર્મની, ફ્રાન્સ, ઇંગ્લેન્ડ, અમેરિકા વગેરે દેશોથી આવતા માલનું પ્રમાણ ઘણું ઓછું થઈ જવાથી આજે આપણી હંમેશની જરૂરિયાતોના ભાવો પણ કેટલા મોંઘા થઈ ગયા છે તે આપ સઘળા જાણો છો.

મારા વાંચવામાં આવ્યું છે કે ઇંગ્લેન્ડ જેવા પ્રખ્યાત દેશના ધંધારોજગાર પણ આપણા દેશના જ પૈસા વડે ઉન્નતિમાં આવ્યા છે. ધંધાની શોધખોળ કરનારાઓ તે દેશમાં હતા પણ પૈસા વગર યાંત્રિક સાંચાઓ અને ખાણોનો ઉદ્યોગ બંધ હતા તે પૈસા આપણા હિન્દુસ્તાને પૂરા પાડ્યા છે. જેના પરિણામે ઇંગ્લેન્ડ જેવો દેશ આજે દરેક પ્રકારની હરીફાઈમાં આગળ આવ્યો છે. બ્રિટિશ વગેરે બહારની પ્રજાનું વેપાર અર્થે આપણા દેશમાં આવાગમન થયું તે વખતે આપણા દેશમાં આવી દુનિયાની સમૃદ્ધ કરતાં પણ વિશેષ દોલત હતી. દેશમાં રાજસત્તાઓ ઘણી હતી તોપણ પરદેશ સાથેનો વેપાર ધીકતો ચાલતો હોવાથી આપણા અગાડીના રાજાઓ ઉત્તમ ખેડૂતો અને કારીગરોને લલચાવી, ઇનામો આપી માંહોમાંહે એકબીજાના પ્રાંતોમાં ખેંચી જતા તે વખતે ઉત્તમ કૃષિકારોને જમીનો તેમજ ગામો વસાવવા માટે રાજસત્તા તરફથી પુષ્કળ પૈસા બક્ષિસ મળતા અને જોઈએ તે પ્રકારની મદદ કિંવા આશ્રય મળતો.

આપણા દેશના ઉદ્યોગ હુન્નર કરતાં આજે અન્ય દેશો ઘણા જ આગળ વધી ગયા છે એટલે આપણા હુન્નરોની બીજા દેશોને કાંઈ પરવા નથી. માત્ર તે દેશોને કાચા માલની જરૂર રહી તે તેમના દેશોમાંથી મેળવતાં ઓછો રહે તે આપણો દેશ પૂરો પાડે છે અને માલ મોટે ભાગે ખેતીની ઉત્પન્ન છે. ખેતીવાડીની બાબતમાં પણ દિનપ્રતિદિન જમીનના કસ ઘટતા જાય છે. ઋતુઓમાં ઘણું અનિયમિતપણું આવી

ગયું છે. કઈ જમીન કેવા પાક અગર ખાતરને લાયકની છે તેની રાસાયણિક શોધો દ્વારા તપાસ કરવાનાં જે સાધનો અને વિદ્યા અમેરિકા જેવા દેશોમાં છે તે પ્રકારનું આપણી પાસે કાંઈ નથી. તદુપરાંત આપણી ખેતીવાડી પ્રથમ જે દુનિયા ઉપર શ્રેષ્ઠતા ભોગવતી હતી તેટલી જ આજે એના એ જમીન હોવા છતાં પણ કનિષ્ઠ પ્રકારની થઈ ગઈ છે. **આપણા કૂર્મી ભાઈઓ જાત તોડી નાંખવાનું વૈતરું કરવા છતાં પણ આજે કંગાલિયત દશા ભોગવતા નજરે પડે છે.** તમે એ પ્રશ્ન કરશો કે ત્યારે આપણી સરકારો કે રાજાઓ બીજા દેશની માફક જમીનો સુધારી ખેડૂતની સ્થિતિ સુધારવા કેમ પ્રયત્ન કરતા નથી કે જેથી આપણે અને આપણો દેશ પ્રાચીન વખતની ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરી શકે? આ પ્રશ્નનો જવાબ તદ્દન સીધો તો એ પ્રકારનો મળે કે પ્રથમ આપણામાં જ ખામી છે કે રાજસત્તાઓ પાસે આપણે આપણી જરૂરિયાત જોશથી લઈ જઈ શકતા નથી! શા માટે નહીં તેનાં કારણો આપણે પછી કહીશું પણ સરકારો શા માટે આપણી ખેતીવાડી ત્વરિત સુધારતી નથી કે જેથી બીજા દેશોની માફક આપણે પણ ઊંચા પ્રકારનો માલ ઉત્પન્ન કરી પરદેશ પર આધાર રાખતા મટી જઈએ તે હું આપને પ્રથમ કહીશ.

દેશી અગર વિદેશી દરેક સરકારો હંમેશાં પોતાના ખર્ચને પહોંચી વળવાનો વિચાર પ્રથમ કરે છે. ત્યારબાદ ખર્ચ કરવાની બીજી પણ ફાજલ સિલક રાખી કંઈક ફાજલ દેખાય તે જેઓ માગતા હોય તેમને તે અર્થે બની શકે તેટલા પ્રમાણમાં આપે છે. બન્ધુઓ! હું તમને પૂછું છું કે આપણા દેશની ૩૩ કરોડ વસ્તીમાંથી ૧/૩ એટલે ૧૧ કરોડ કૂર્મી ક્ષત્રિયો અગર કૃષિકારો પૈકી કોણ સરકારના ઘરે જઈને લાંઘવા બેઠા કે અમને આપો! તમારા દુઃખનાં રોદણાં સરકારોને પહોંચાડવા જેટલા પણ શક્તિમાન નથી. પરંતુ જેઓ સરકાર આગળ જઈને તમારી વતી માગે છે - અરજ કરે છે - તેમની પાસે જઈને પણ આપણે આપણી સ્થિતિ સમજાવી શકતા નથી, કારણ કે તે પ્રકારની કેળવણીથી આપણે અજ્ઞાન છીએ. સરકારો કોને કયા પ્રકારે આપે છે તેનો આપણને બિલકુલ અનુભવ તથા તેમ સમજવામાં પણ નથી તો તમારી વતી બીજાઓ, વિદ્વાનો કે રાજદ્વારી પુરુષો ભીખ માગે અને તમને મળે એ સ્થિતિ શું તમે પસંદ કરો છો?

તમારા માટે જેઓ સરકાર પાસે ભીખ માગે છે તેઓ તે પોતાની જરૂરિયાત પ્રથમ માગશે કે તમારી? તમારા બહાના તળે વિદ્વાનો-દેશના આગેવાનો પોતાને જોઈતી વસ્તુ પ્રથમ માગે છે. જો કે આપણું તેમાં હિત છે, પરંતુ આપણે આપણી જરૂરિયાતો શા માટે સરકાર કે રાજાઓ પાસે જઈને ન માંગવી? ભીખ માગવા જેટલી પણ આપણામાં શક્તિ કે બુદ્ધિ નથી? હું કહું છું કાંઈ નથી. શા માટે નથી તે હું

આપને કહું છું, પરંતુ સરકારે અને દેશી રાજાઓએ પોતાના ખર્ચને પહોંચી વળવા માટે આપણા ઉપર વધારેમાં વધારે કરો અથવા ટેક્સ નાખ્યા છે, આપણી સ્થિતિથી તેઓ ક્યારનાએ વાકેફ થઈ ગયા છે એટલે હવે આપણા ઉપર વિશેષ ટેક્સ નાંખવાની સ્થિતિમાં તેઓ નથી. તેમનું ખર્ચ પ્રથમનાં વર્ષો કરતાં ઘણા મોટા પ્રમાણમાં વધી ગયું છે, તેનો રાજસત્તાઓ કેવી રીતે નિકાલ કરે છે તે આપણી સમજમાં આવી શકશે નહિ, પરંતુ આપણી સ્થિતિ સુધારવા અન્ય દેશોની હરીફાઈમાં આપણે ઊતરી શકીએ તેવા બનાવવા - આપણી ઉચ્ચ જરૂરિયાતોને પહોંચી વળવા માટે સરકારો પાસે માગ્યા સિવાય, તેમના આંગણે બેસીને લાંઘ્યા સિવાય આપણા માટે કંઈ થઈ શકે તેવી સ્થિતિમાં નથી એ વાત તમારે ચોક્કસ યાદ રાખવી. હું આપને પ્રથમ કહી ગયો કે આપણી જરૂરિયાત આપણે રાજસત્તા આગળ જોશથી લઈ જઈ શકતા નથી અને તેનાં કારણો જે છે તે હું આપને હવે કહું છું.

**રાજસત્તા પાસે માંગવા જવામાં રાજસત્તાની પ્રણાલી તમારે જાણવી જોઈએ, ભાષા જ્ઞાન હોવું જોઈએ, તેમને જરૂરિયાતો અને આપણી સ્થિતિ વિષે દલીલો કરી સમજાવવી જોઈએ, સાથે મળીને જવું જોઈએ, જોશથી માગતાં શીખવું જોઈએ અને ન આપે તો લાંઘતાં શીખવું જોઈએ. આ પ્રમાણે બધુંએ કરી શકીએ તો હું એવી કોઈ રાજસત્તા જોતો નથી કે તમે માંગો તે ન મળે.** સરકારો હંમેશાં દયાળુ હોય છે, સરકાર પ્રજાની માબાપ કહેવાય છે અને માબાપ શું પ્રજાનું દુઃખ ન સાંભળે? કેમ ન સાંભળે. પરંતુ રાજસત્તા પાસે આપણાં દુઃખ રોવાના હું કહી ગયો તે સાધન ક્યાં છે? કૂર્મી ક્ષત્રિય કોમને એકત્ર થવાનું ઐકય ક્યાં છે? રાજસત્તા પાસે જોશથી તમારી જરૂરિયાતો રજૂ કરવાનો જુસ્સો ક્યાં છે? અરે! ભીખ માગીને પેટ ભરવાની સ્થિતિમાં કેટલાક બન્ધુઓ તો આવી ગયા છે. તેમની પાસે રાજસત્તાને અરજીઓ કરવા કે રૂબરૂ જઈને લાંધવા રેલગાડીના ભાડાના પૈસા વગેરે જોઈએ તે પણ ક્યાં છે? આ બધી સત્ય ખામીઓ છે, પરંતુ તે નિરાશાવાદની છે. હું આપને નિરાશા નહીં પરંતુ હંમેશાં આશાવાદી જ થવાની વિનંતી કરું છું.

આપણી જરૂરિયાતો રાજસત્તાઓ પાસે રજૂ કરવા માટે પ્રથમ તો રાજદ્વારી રીતે બોલતાં અને લખતાં આવડવું જોઈએ એવી રાજદ્વારી કાયદાઓ આપણને ફરજ પાડે છે. પ્રાચીન કાળની માફક આજે તમે જાતે સિદ્ધા રાજા પાસે જઈને તમારાં દુઃખ રોઈ શકો નહીં! દેશી રાજાઓ પાસે જવામાં પણ તમે કાયદા અને રાજબંધારણથી વાકેફગાર હોવા જોઈએ. બ્રિટિશ રાજ્યના બંધારણ મુજબ તમારી જરૂરિયાતો ધારાસભામાં તમારે મેમ્બરો મારફત રજૂ કરાવવી જોઈએ તો તમારું શું કહેવું છે તે સરકારની ધ્યાન પર આવે. તમે જાતે તમારો કેસ સમજાવી શકો નહીં, કારણ

કે તમને કાયદા કે ધારાધોરણનું જ્ઞાન નહીં એટલે આપણી માગણીની બીજાઓ દલીલ કરે!! આ સ્થિતિ બંધુઓ ખરેખર આપણું હિત કરનારી નથી, આપણે પોતે જ આપણી જરૂરિયાતો સરકારો સમક્ષ રજૂ કરવાને શક્તિ ધરાવતા હોવા જોઈએ અને તેટલા માટે આપણે કાયદાઓ અને ધારાધોરણોનો અભ્યાસ કરી તૈયાર થયા હોય તેવા વિદ્વાન અને જ્ઞાતિની દાઝ જાણનારા પુત્રો ઉત્પન્ન કરવાની મોટી જરૂર છે.

વિદ્યાએ માણસનું ભૂષણ છે, જ્ઞાન રૂપી ચક્ષુઓ ઉઘાડી માનસિક બુદ્ધિને કેળવનારી વિદ્યા જ છે. ધર્મશાસ્ત્રોને સમજાવનારી, વ્યવહાર ચલાવવામાં હિતઅહિત સમજવાની બુદ્ધિ આપનારી પણ વિદ્યા જ છે. જ્યાં સુધી અન્ય જ્ઞાતિઓ કરતાં ઉચ્ચ પ્રકારનાં સાધનો અને વિદ્યાલયોની ખાસ ગોઠવણો આપણી જરૂરિયાતને અનુસરતાં મેળવી શકીશું નહિ ત્યાં સુધી આપણી સ્થિતિ જે અધમ પ્રકારની થઈ ગઈ છે તે સુધારી શકાશે નહિ. દેશની બીજી કોમો કરતાં દરેક રાજસત્તાનો આપણી કૂર્મી કોમ ઉપર વિશેષ આધાર છે, આપણી ઉત્પન્નના આધારે રાજ્યનાં ખર્ચા ચાલે છે એમ કહેવું પણ અતિશયોક્તિવાળું નથી. તો આપણે અન્ય કોમો અને દેશોની હરીફાઈમાં ત્વરિત આવીએ અગર અમુક વખતમાં પણ આવી શકીએ, એવી ખાસ ગોઠવણો રાજસત્તાઓએ આપણા માટે શા માટે ન કરવી જોઈએ?

આ હકીકતો દાખલાદલીલો સાથે આપણે રાજસત્તા પાસે રજૂ કરવી જોઈએ. આપણામાં વિદ્યા વૃદ્ધિ અર્થે જ્ઞાતિ તરફથી કેટલાંક ફંડો ખોલાય છે તે ફંડો અને તેના નેતાઓની કાર્યપદ્ધતિ જોતાં આપણે આગળ આવી શકીએ એવી હું તો કોઈ પણ સ્થિતિ જોતો નથી. જે જ્ઞાતિઓને સાધન નથી તેઓ આપણા કરતાં સારા સંયોગોમાં મુકાયેલા હોવાને લીધે આપણા કરતાં જલદી આગળ વધે છે તો આપણાં ફંડો અગર તેવા પ્રકારની સંસ્થાઓની હયાતી છતાં આગળ પડતા વિદ્વાનો તે તે સંસ્થાઓ ઉત્પન્ન કરી શકે નહિ તો ફંડોની આવશ્યક્તા કેટલા ઉપયોગની સમજવી?

નિરાધાર બાળકોને ફી, ચોપડીઓ પૂરાં પાડનાર જ્ઞાતિબંધુઓનો હવે તોટો હોય તેવું મારી તો સમજમાં આવતું નથી એટલે ફી - ચોપડીઓ પૂરી પાડવા જેટલું જ ફંડોનું કર્તવ્ય હોય તો વિદ્વાન બંધુઓ બહાર પાડવાની જે જરૂરિયાત છે તે તો ઊભી જ રહે છે. મારા સમજવા પ્રમાણે સારા ફંડવાળી સંસ્થાઓએ પોતે ચિરંજીવ બની રહેવાનું તાકવા પહેલાં જ્ઞાતિનું શ્રેય ત્વરિતપણે સાધી શકાય તેનો પ્રયત્ન વિચાર  કરવાનો છે. સન્માર્ગે વપરાઈ જતાં ફંડોમાં નાણાં તો પાછા ભરાઈ આવે છે, પરંતુ યુવાનોની જિંદગીનો વખત જાય છે તે ફરીથી આવતો નથી એ સૂત્ર જ્ઞાતિ ફંડોની વ્યવસ્થા કરવાનું માન ધરાવનારાઓએ ખાસ શીખવા જેવું છે. આ સૂત્રને વિસારી દેવાથી સારાં ફંડોવાળી સંસ્થાઓ ઐતિહાસિક દૃષ્ટિએ બિન ઉપયોગી જ રહેશે,

આપણી કોમ વિદ્યામાં પછાત પડી ગઈ છે તે કોઈ રીતે આગળપડતા થઈ શકશે નહીં.

માનસિક સ્થિતિમાં પછાત હોવાનું કારણ આપણને ઘણું અસુરે સમજાયું છે. દેશની અન્ય કોમો ભણીગણી આપણા ઉપર અધિકાર પ્રાપ્ત કરી સરસાઈ ભોગવવા લાગી છે ત્યારે આપણે તો હજી આપણી સ્થિતિ સુધારવા માટે બાળકોને ભણાવ્યા સિવાય ચાલશે નહિ એવા માત્ર વિચાર પર જ આવ્યા છીએ. બાળકોને ભણાવવાની જરૂર છે એવો ઉપદેશ આપવાની આ જમાનામાં કઈ જ્ઞાતિઓ માટે હવે જરૂર છે? તેનો કંઈક વિચાર કરીશું તો આપણે દેશની જ્ઞાતિઓમાં કયા પ્રકારનું સ્થાન ભોગવીએ છીએ તે સહેજ સમજી શકાશે. મારી આપને આગ્રહપૂર્વક વિનંતી છે કે પ્રથમ તો બીજાઓના આધાર ઉપર આપણા હિત અહિતનું નિરાકરણ થવાના જે સંયોગો છે તેમાંથી ત્વરિત મુક્ત થવા માટે પ્રથમ પ્રયાસ કરવો જોઈએ અને તેમાં આપ સઘળા વિચાર કરી સંમત થશો એવી હું આશા રાખું છું.

બન્ધુઓ! શારીરિક શક્તિની બાબતમાં પણ આપણે ઘણું ગુમાવી દીધું છે, બાળલગ્નના નઠારા રિવાજથી પેઢી દર પેઢી આપણી કોમમાં જે અમર રહેલી શક્તિ તેનો નાશ થતો ગયો છે તદુપરાંત જે દૈવી શક્તિ આપણી કૂર્મી ક્ષત્રિય કોમમાં હતી તે પણ ધાર્મિક જીવનના અભાવે મૃતઃપ્રાય થઈ ગઈ છે. આ મુખ્ય શક્તિનો લોપ થઈ જવાનું કારણ આપણો ગૃહસ્થાશ્રમ છે. જનસમાજમાં ઉત્તમ પ્રકારનો વહેવાર રાખી સુખી થવા માટે ઉત્તમ ગૃહસ્થ અને તેને યોગ્ય ગૃહિણી કિંવા ધર્મપત્નીની જરૂર છે. બન્નેનું જીવન એકબીજાની મદદ ઉપર આધાર રાખે છે એટલા માટે અર્ધં ભાર્યા શરીરસ્થા. ''સ્ત્રી એ પુરુષનું અરધું અંગ છે.'' એવું આપણાં શાસ્ત્રમાં કહેવામાં આવ્યું છે. આ સૂત્રનું રહસ્ય ઘણું ઉચ્ચ પ્રકારનું છે. સ્ત્રી અને પુરુષ બન્નેએ એકબીજાના અંગ રૂપ બની રહી સંસારરૂપી સમુદ્રને તરી મોક્ષ સાધવાનો છે અને તે પ્રકારે બની રહેવા માટે બન્નેમાં ગુણ, સ્વભાવ, અને બુદ્ધિની સમાનતા હોવાનું આવશ્યક છે.

સંસાર રૂપી દરિયો સ્ત્રી રૂપી નાવમાં બેસી નાવિક પુરુષ ધારેલી દિશાએ જઈ શકે છે એટલે નાવિક સાથે નાવ પણ તે દિશાએ જાય છે. નાવ સારી ન હોય તો નાવિકને ડુબાડે છે અને નાવ સારી છતાં નાવિક પવનની દિશા જોઈ સઢમાં ફેરફાર કરવાની કળા ન ધરાવતો હોય તો તે નાવ દરિયાનાં મોજાંમાં ગમે તે દિશાએ ઘસડાઈ જાય છે. આ કથન અનુભવસિદ્ધ છે. એટલે નાવ અને નાવિક બન્નેની લાયકાત ધારેલી દિશાએ જવા માટે એકસરખી જરૂરની છે. વિદ્વાન પતિનો અભણ સ્ત્રી સાથેનો સંબંધ દુઃખદાયક થાય છે તે જ પ્રમાણે શાણી, સુશિલ અને વ્યવહાર સમજનારી ગૃહણીનો મૂર્ખ પતિ સાથેનો સંબંધ દુઃખરૂપ જ નીવડે છે.

ગુણની અસમાનતા વાળાં લગ્નોથી તો હાથ-પગ બાંધી દરિયામાં પડવા જેવી સ્થિતિ ઊભી થાય છે, એટલા માટે શાસ્ત્રોની આજ્ઞાનું એ રહસ્ય છે કે એકબીજાના અંગરૂપ એક જ સ્વરૂપે બની રહે તેમ ન હોય તેવાં સ્ત્રી-પુરુષોને લગ્નની ગાંઠથી જોડવાં નહિ. પુરુષના માથે બહારના વ્યવહારનો બોજો છે તે જ પ્રમાણે ગૃહકાર્યનો બોજો સ્ત્રીના માથે છે એટલે પતિની આજ્ઞાને અનુસરનારી, ધર્મ સમજી સૃહસ્થાશ્રમને દીપાવવા માટે સંપૂર્ણ લાયક બનેલી, તેમજ સંતાનોને ઉછેરી તેમના આરોગ્ય અને વિદ્યાભ્યાસની સંભાળ રાખનારી સ્ત્રીઓ જ ઉત્તમ ગૃહિણીઓ તરીકે ગૃહસ્થાશ્રમને દીપાવી શકે છે. આ શ્રેષ્ઠ ધાર્મિક ગુણો તેમજ બીજા સામાન્ય સદ્‌ગુણો પણ તેનામાં આવવા માટે પુરુષ વર્ગની માફક સ્ત્રીઓએ પણ વિદ્યાભ્યાસ કરી સારાં સારાં પુસ્તકોનો અભ્યાસ કરવાની જરૂર છે.

માબાપ તરીકે વિશેષ ફરજ એ હોય છે કે તેમને આ પ્રકારની સગવડ કરી આપવા ઉપરાંત ઘરકામ અને વ્યવહારિક કાર્યોની કેળવણી આપી સદ્‌ગુણ અને સુશિલતાના ઉત્તમ પાઠોનું રહસ્ય તેમના કાનમાં દરરોજ રેડતા રહેવાની જરૂર છે. બાળાઓને આ પ્રકારે કેળવી એક છેલ્લી પવિત્ર ફરજ તેમના માથે એ બાકી રહે છે કે તેમને યોગ્ય સદ્‌ગુણી વર શોધી કહાડી **પુત્રીની સમ્મતિ લઈ લગ્નની ગાંઠથી જોડી આપવી.** આ શાસ્ત્રોક્ત ફરજને યથાર્થ નહીં બજાવનાર માબાપો પુત્રીઓના શ્રાપથી નર્કે જાય છે. વરકન્યાના ગુણની ખાતરી કરી પોતાના કોઈપણ સ્વાર્થને આગળ નહીં કરતાં તેમને લગ્નની ગાંઠથી જોડનાર માબાપોના અભાવે આપણો સંસાર દુઃખદાયક થયો છે.

હું નથી ધારતો કે આપણે અહીં બેઠા છીએ તે પૈકી કોઈ હિંમતથી કહી શકે કે સંસારરૂપી દરિયો તરવા માટે અમારું જોડું સંપૂર્ણ લાયક છે! ભાઈઓ! આ કેટલી બધી અફસોસની વાત છે! સ્ત્રી અને પુરુષ એ બંનેના લગ્ન અગર હંમેશને માટે જોડી દેવાની આ પ્રાધાન્ય બાબતમાં પણ આપણે બીજી કોમો કરતાં ઘણાં જ પછાત છીએ એટલે કે દશ વર્ષે આવતા વિવાહ અને વર્ષ બે વર્ષનાં બાળકોને પરણાવી દેવાની પ્રથા આપણી સ્થિતિમાં અધમપણું લાવનારી છે એ વાત હવે આપણને સમજાઈ છે. એકબીજાના ગુણો આ બાલ્યાવસ્થામાં જોઈ શકવાનું કેવું અસંભવિત છે! લગ્નની ગાંઠથી જોડાવું એ પણ એક પ્રકારની ઉત્તમ ધાર્મિક ક્રિયા છે, પરંતુ તે આપણામાં રાજ્યક્રાંતિના લીધે આવી ગયેલા રિવાજને લઈ અધર્મનો ફેલાવો કરનારી થઈ પડી છે, તેને હવે ત્યજી દીધા સિવાય આપણા માટે એકપણ માર્ગ ખુલ્લો નથી. હું કાંઈ આર્યસમાજિષ્ટ નથી. માતાજી અને મહાદેવ કે વિષ્ણુની પૂજા કરનારો છું. તેમની ભક્તિમાં શ્રદ્ધા રાખી હું મારો વહેવાર કરવા હંમેશાં કાળજી રાખું છું.

મારા ઈષ્ટ દેવની હું હંમેશાં સેવાપૂજા કરું છું. મારા વિચારોમાં આપને કાંઈ જુદા પ્રકારનું સમજાતું હોય તો માત્ર તેનું કારણ એટલું જ છે કે અભણ બ્રાહ્મણો કહે તેના ઉપર શ્રદ્ધા રાખીને હું બેસી રહેનારો નથી. શાસ્ત્રો વાંચું છું, અને શાસ્ત્રો ભણેલા ધર્મને જાણનારા વિદ્વાન બ્રાહ્મણો કહે તેમાં શ્રદ્ધા રાખી હું મારો વહેવાર ચલાવું છું. આપણી કુળદેવી ઉમા માતાની ભક્તિ તરફ હું હંમેશાં કાળજી રાખું છું. આપણી તે દયાળુ કૃપાળુ દેવીમાં મને સંપૂર્ણ શ્રદ્ધા છે. આપણાં લગ્ન કરવાની માતાજી આજ્ઞા આપે છે અને દર દશ વર્ષે જ તે આજ્ઞા આપે છે (!) એ ગપો આપણામાં ચાલતી હતી તે હવે તદ્દન જૂઠી ઠરી છે.

હું આપને પૂછીશ કે માતાજી કયા કામની આજ્ઞા નથી આપતાં? આપણે રોજ જે જે પ્રકારના વહેવારો કરીએ છીએ તે કરવાની રોજ આપણને માતાજી આજ્ઞા આપે જ છે. માતાજીની આજ્ઞા ન હોય તો આપણે આજે અહીં એકઠા થયા છીએ તેના ગુણગાનનું કીર્તન કરીએ છીએ એ બની શકે ખરું? તે દેવીની ઇચ્છા વિરુદ્ધ આપણે કંઈ કરી શકીએ નહિ. તે જ પ્રમાણે લગ્ન કહાડવાનો ઊંઝામાં બેસીને ધંધો કરનારા કહે છે કે માતાજીની આજ્ઞાથી અમે લગ્ન કહાડ્યાં છે તેમાં કંઈ ખોટું નથી. લગ્ન કહાડનારા અને લગ્ન લઈ આવનારા પોતાનો ધંધો કેવા પ્રકારે ચલાવે છે તે કહેતાં મને શરમ ઉત્પન્ન થાય છે તોપણ તેમાં માતાજીની આજ્ઞા હોવાપણું કેટલું છે તે તો હું આપને કહ્યા સિવાય રહી શકતો નથી, કારણ કે તે વસ્તુસ્થિતિનો મેં જાતે અનુભવ કર્યો છે. લગ્ન કહાડવાના પ્રસંગે આગેવાનો એકઠા થઈ જુદી જુદી ચાર-પાંચ તારીખો જુદી જુદી ચિઠ્ઠીઓમાં લખી તેનો ગોળો વાળે છે તે બધી ચિઠ્ઠી એકઠી કરી તેમાંથી એક ચિઠ્ઠી માતાજીની સમક્ષ ઉપાડે છે. તેમાં જે તારીખ આવે તેનાં લગ્ન આપણને કરવાનું કહે છે.

ચારપાંચ હાથે લખીને ગોળો વાળેલી ચિઠ્ઠીઓમાંથી ગમે તે ચિઠ્ઠી આપણે લઈએ તેમાં આપણે જ લખેલી તારીખ હોય! એમાં ધાર્મિકપણું શું હોઈ શકે? હા. ધર્મ જેવું કંઈ હોય તો માત્ર માતાજીના મંડપમાં આ ચિઠ્ઠીઓ ઉપાડવાની ક્રિયા પૂરતું જ છે. ગયા વિવાહ વખતે માતાજીના મંડપમાં આ ધંધાદારીઓને પેસવાનું મુશ્કેલ હોવાથી અન્ય સ્થળે ચિઠ્ઠીઓ ઉપાડવાનો પ્રયોગ કર્યો હતો અને અમુક તારીખે લગ્ન કરવાની માતાજીએ આજ્ઞા આપી છે એવું પ્રસિદ્ધ કરી હજારો રૂપિયા આપણી નાતમાંથી લુંટી ખાધા હતા. બન્ધુઓ! એક વિદ્વાન પરદેશીની ઉક્તિ મારા વાંચવામાં આવી છે કે "હિંદુસ્તાનના લોકોને છેતરવા હોય તો માત્ર ધર્મના ઢોંગ કે બહાના તળે જ છેતરી શકાય છે." આ હકીકત કેટલી બધી સત્ય ઠરે છે! માતાજી તો સાક્ષાત્ સર્વવ્યાપક છે. આપણાં બાળકોને જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે પરણાવીએ ત્યારે ત્યારે તેમના

ઉપર આશીર્વાદની વૃષ્ટિ કરવા પધારે છે તેનામાં એ શક્તિ કે પ્રભાવ ન હોય તો તેને દેવી કે માતા તરીકે કોણ માને? આપણાં સંતાનો યોગ્ય વયે, શાસ્ત્રમાં કહેલી વિધિ પ્રમાણે ગુણઅવગુણની તપાસ કરી જ્યોતિષશાસ્ત્ર મુજબ તેમની રાશિ ઉપરથી જે શુભ દિવસે આવે તે દિવસે જો પરણાવીએ તો માતાજી શું આપણા ઉપર ક્રોધ કરે? કદી ન કરે. **ધર્મશાસ્ત્રો કહે તે પ્રમાણે જ લગ્ન કરવાની માતાજીની આજ્ઞા છે. માતાજી કંઈ આપણાં લગ્ન ફેલાવવાનો ધંધો કરનારા સ્વાર્થી બન્ધુઓ કે પેટભરું ભિક્ષુક બ્રાહ્મણો જેવી સ્વાર્થ બુદ્ધિવાળાં નથી, તે તો આપણી માતા છે એટલે આપણું જીવન ધાર્મિક પ્રકારે ઘડાય તેવી તેની હંમેશાં ઈચ્છા હોય છે.** ધર્મ પ્રમાણે ચાલવાની તેણે જ આપણને સદ્‌બુદ્ધિ આપી છે કે જેના પરિણામે આજે આપણે આપણી અધમ સ્થિતિ કરનારા રિવાજને ઘણે અંશે તજી દીધો છે. આ રિવાજ તજી દેવાથી માતાજી આપણા ઉપર નારાજ થાય કે શ્રાપ દે એવી કેટલાક અજ્ઞાન બન્ધુઓને ભીતિ રહે છે તેનું કારણ માત્ર એટલું જ છે કે આપણને ધર્મ સમજાતો નથી. આપણા આ તરફ પાટીદારો પૈકી માળવાના બંધુઓએ દશ વર્ષે એક જ દિવસે લગ્ન કરવાથી નુકસાન થાય છે એમ સમજી તેને તજી દીધો છે. તેમજ ગુજરાતી નિમાડી બન્ધુઓના લગ્નપ્રસંગે પણ કન્યાના પિતાના રિવાજ મુજબ લગ્ન કરવાની પ્રથા છે તે શું બતાવે છે?

દશ વર્ષે લગ્ન કરો કિંવા દરેક શુભ દિવસે લગ્ન કરો તેમાં માતાજીને ગુસ્સે થવાનું કાંઈ કારણ નથી. અમારા ગુજરાતમાં પણ વરકન્યાની લાયકાત જોઈ યોગ્ય ઉંમરે જ તેમનાં લગ્ન કરવાની પ્રથા શરૂ થઈ ગઈ છે. મેં મારી પુત્રીનાં ૧૩ વર્ષની ઉંમરે ગયા વર્ષમાં જ વિરમગામમાં લગ્ન કર્યાં છે અને મારી માફક ઘણા બંધુઓએ શાસ્ત્રોની આજ્ઞા મુજબ લગ્ન કર્યાં છે અને કરે છે. દશ વર્ષે જ લગ્ન કરવાની પ્રથા શાસ્ત્ર વિરુદ્ધ છે, કારણ કે આપણને નાનાં નાનાં બાળકોને પારણામાં ઝૂલતી પુષ્પ સમાન કળીઓને પરણાવવાની આવશ્યક્તા ઊભી થાય છે. ગુણની સમાનતાનો વિચાર કર્યા સિવાય આપણે આ પ્રથાને વળગી રહેવા લાગ્યા એટલે કજોડાં, નાતરાં, કન્યાવિક્રય અને છૂટા છેડાના અધર્મ ભરેલા રિવાજો આપણામાં પ્રગટ થવા પામ્યા છે. તદ્દુપરાંત નાની ઉંમરનાં બાળકોમાં મરણ પ્રમાણ વિશેષ હોવાથી તેમને પરણાવવાનો ખર્ચ આપણો નકામો જવાથી તેટલું ધન ઓછું થઈ ગયું છે અને વળી વેવાઈવેવાણના વાંધાસાંધાની કુટુંબક્લેશની વૃદ્ધિ કરવા સિવાય આ રિવાજે આપણને લાભ કર્યો હોય તેવું કાંઈ સમજાતું નથી.



વિદ્યામાં આપણે પછાત રહી ગયા છીએ તેનું કારણ પણ આપણાં બાળલગ્ન છે, વહુ ઘેર આવે કે વર નિશાળે જવાનું છોડી દે છે. વહુને જલદી આપણે ઘેર

તેડવી પડે છે, કારણ કે કન્યાને ૧૩-૧૪ વર્ષની ઉંમરે ઋતુકાળ આવે છે અને લગભગ ૧૬ વર્ષ પહેલાં સંસાર માંડવાને લાયક થઈ ગયાનું સમજાય છે, પરંતુ ૨૪ વર્ષની ઉંમર સિવાય છોકરો સંસાર ચલાવવા લાયક થતો નથી એટલે લગભગ બંનેની ઉંમરમાં ૬ થી ૮ વર્ષનો તફાવત તો કુદરતી રીતે અવસ્ય રાખવાની જરૂર છે.

બન્ધુઓ! તમે શાસ્ત્રને જો માનતા હો, ધર્મ તરફ તમારો સાચો પ્રેમ હોય તો તમે જરૂર કોઈ નિઃસ્વાર્થ વિદ્વાન શાસ્ત્રીને પૂછી તે કહે તે મુજબ તમારાં બેટા-બેટીને પરણાવવાનો વિચાર રાખજો ના. વડોદરાની સરકારે આપણી પાયમાલી થવાનું કારણ આપણામાં થતાં આ બાળલગ્નો છે એમ શોધી કાઢ્યું છે, એટલે શાસ્ત્ર વિરુદ્ધ થતાં આવાં બાળલગ્નો અટકાવવા તેમણે પોતાની દરેક પ્રજા માટે કાયદો ઘડ્યો છે અને બાળલગ્ન કરતા અટકાવ્યા છે. હું આશા રાખું છું કે તમે પણ તેવો કાયદો પોતપોતાની રાજસત્તા પાસે કરાવવા પ્રયત્ન કરશો અને આપણા અજ્ઞાન બંધુઓને આવા અધર્મના કાર્યમાંથી બચાવી લેશો.

એક ખાસ બાબત આપને મારે એ કહેવાની છે કે ઊંઝા ગામ અને આપણી કુળદેવીનું પવિત્ર ધામ ના. વડોદરા સરકારની હદમાં છે એટલે ત્યાંથી ઉમિયા માતામાંથી અને લગ્ન લઈને આવ્યા છીએ એવું કોઈ બ્રાહ્મણો તમારી પાસે આવીને કહેતો તમારે તમારી બુદ્ધિનો તે વખતે ઉપયોગ કરવો. કોઈ પૈસા ભરવા આવે તોપણ આપવા નહિ, કારણ કે કેટલાંક વર્ષથી માતાજીને નામે કેટલાક હરામખોરો ખોટી રીતે પૈસા ઉઘરાવી ખાય છે, હું આપને આ બાબત ફરીથી પણ વિનંતી કરું છું કે જ્યારે યોગ્ય ઉંમરનાં થાય ત્યારે જ તમારા પુત્ર-પુત્રીના ગુણ દોષ જોઈ, ઉંમરમાં તેમના શરીરના બંધારણ ઉપરથી જોઈએ તેટલો ફેર રાખી તેમને લગ્નની ગાંઠથી જોડશો. ત્યારે જ આપણામાં જે અધર્મ, અવિદ્યા, કમતાકાત કે શક્તિ અને જુસ્સો મટી ગયો છે, સિપાઈનાં કપડાં પહેરી કોઈ ભિખારી આવે તો તેને જોઈને પણ ડરી જવાની આપણામાં જે નબળાઈ પેસી ગઈ છે તે ઓછી થશે; ત્યારે જ આપણે આપણી ઉન્નતિની નજીક જઈ શકીશું. સિવાય આપણા માટે કોઈ અન્ય માર્ગ નથી.

આપણી આર્થિક શક્તિ વિષે હું આપને હવે કહીશ. રાજ્યના કરો ભરી ઉડાઉ અવિચારીપણે ખર્ચો કરીને આપણા બંધુઓ આજે જમીન - જાગીરદાર મટી મજૂરી કરી પેટ ભરવાની સ્થિતિમાં જઈ પડ્યા છે. ભાઈઓ! જેના બાપદાદાઓ જમીન-જાગીરોવાળા ક્ષત્રિય વીર તરીકે પ્રખ્યાત થયેલા તેમનાં સંતાન આજે આ દશામાં આવી પડ્યાં છે એ આપણાથી કેમ જોયું જાય છે? મેં મુંબઈ, અમદાવાદ વગેરે શહેરોમાં તપાસ કરી મજૂરી કરતા બન્ધુઓને પૂછ્યું છે કે તમારી આ સ્થિતિ કેમ આવી ગઈ? એક પણ એવો જડ્યો નથી કે જેણે એમ ન કહ્યું હોય કે જમીન અને ઘરબાર મિલકત

એણે અગર એના બાપે વેચી ખાધી એમ કહ્યા સિવાય રહ્યો હોય! શા માટે વેચી? તો કહે દેવાદાર થઈ ગયા. તમારે ખેતીના ધંધાવાળાને દેવું કેવું? તો કહે દાદો, દાદી બાપ કે ભાઈ-ભોજાઈ ગુજરી ગયાં તેમની પાછળ અમારી આબરૂ પ્રમાણે ગામ જમાડવું પડ્યું.

કેટલાક વિશેષ આબરૂવાળા દીકરા તો કહે છે કે અમારાં સગાં પાછળ ગામ અને ફરતાં પખેવાડીયાં કર્યો હતાં. પખેવાડીયાં એટલે જે ગામમાં પોતે રહેતા હોય તે ઢેડ, ભંગી સાથે આખું ગામ અને તેને ફરતા બીજાં આઠ - દશ ગામ! કારજ ટાણે દેવું કરીને પૈસા કહાડેલા પણ પછી વાણિયાઓએ અગર ધીરનારાઓએ કોર્ટે દાવા કરીને ઘરબાર ને જમીન હરાજી કરાવી દીધાં!! વર્ષ સારાં આવ્યા નહિ એટલે સરકારની વિઘોટી પણ શેમાંથી ભરાય! એટલે જમીનો પણ છોડી દીધી, રાખીએ તો ગાડાં - બળદ વગેરે માટે પૈસા જોઈએ તે કોણ આપે! આ કેટલું બધું અવિચારીપણું! જમનારા તો એક - બે ટંક જમી ગયા અને તેની માટી પણ થઈ ગઈ, પરંતુ જમાડનારનાં ઘરબાર લુંટાઈ જાય છે તેની કોઈ દયા ખાય છે ખરું? કોઈ દયા ખાતું નથી. મરનારની પાછળ આવાં જમણો કરવાનો રિવાજ કોઈ શાસ્ત્રોમાં તો કહ્યો નથી, કારણ કે શાસ્ત્રો લખી ધર્મના કાયદાઓ ઘડનારા ઋષિઓ આપણા જેવા મૂર્ખ નહોતા. ઘણા અજ્ઞાન બન્ધુઓ મરણ પાછળ જમણ કરવામાં કંઈક ધર્મ કે પુણ્ય હોય એવું માને છે. જમાડનાર માણસ જો મરનારના નિમિત્તે આ ધર્મ કરતો હોય તો જમનારાઓ તેનું પાપ ખાય છે એ ખુલ્લી વાત છે. ત્યારે હું આપને પૂછીશ કે તમારાં પાપોમાંથી તમે છૂટી શકો એમ નથી તો પારકાનું પાપ તમારા માથે લેવાનું શું પ્રયોજન છે? કદાચ આપણે તેને વહેવાર પડી જવાથી કરવું પડે છે એમ કહીએ તો આ અધમ વહેવારે ચાલવાથી આપણા બન્ધુઓ ઘરબાર વગરના થઈ જાય છે તેની આપણે જરૂર દયા ખાવી જોઈએ અને આ દુઃખદાયક વહેવારને હંમેશને માટે બંધ કરી નાંખવો જોઈએ.

કદાચ ગરીબ માણસો ન કરે અને મળે તે કરે એવો આ વહેવારમાં સુધારો સૂચવવાની કોઈને ઈચ્છા થતી હશે, પરંતુ તેમણે જાણવું જોઈએ કે ગૃહસ્થના ઘેર ખાવા જનારા અને પોતાના ઘેર આવે ત્યારે નહીં ખવરાવવાની નીચ બુદ્ધિવાળા હજી કૂર્મી ક્ષત્રિયોમાં ઉત્પન્ન થયા નથી અને નહીં ખવરાવી શકનારાઓની દયા ખાવા છતાં આ રિવાજને ચાલુ રાખવાનું આપણે કહેવું એ ગરીબના દુઃખ ઉપર કેટલીક વખતે ડામ દેવા સમાન જ થઈ પડશે. તું ગરીબ અને હું ગૃહસ્થ એ દેખાડી આપવા સિવાય આ રિવાજ ચાલુ રાખવાનો બીજો કયો હેતું હોઈ શકે? ખાવું અને ખવરાવવું નહીં એ કોઈ પ્રકારે વહેવાર કહેવાય નહિ માટે નીચું માથું ઘાલી મહેણાં

ટોણાં ખાવાખવરાવવા કરતાં આ રિવાજને જ ગૃહસ્થ કિંવા ગરીબે અટકાવી દેવા પ્રયત્ન કરવો એ જરૂરનું છે. વધારે જરૂરનું તો એટલા માટે છે કે મરનારના નિમિત્તે કરવામાં આવતો લાડું અગર કંસાર કે સુખડીનું ભોજન તે મિષ્ટ પદાર્થોનું ભોજન નથી, પરંતુ મરનારના રક્તથી ભીંજાયેલા પદાર્થોના સમાન એ ભોજન હોવાનું મારે કહેવું પડે છે.

બન્ધુઓ! આપણો ભાઈ, બાપ કે આપણને જન્મ આપનારી મા ગુજરી જાય કે જેમાં મુખાર્વિંદનું દર્શન આપણે ફરીથી પામતા નથી, તેમજ આપણા ઘરસંસારનો બોજો ઉપાડનારી આપણી ગૃહિણી કિંવા ધર્મપત્ની આપણને છોડી જાય અગર હંમેશને માટે પત્નીનો ત્યાગ કરી તેને નિરાધાર એકલી દુઃખદાયક સ્થિતિમાં છોડી તેનો પતિ ચાલી જાય એ પ્રસંગને આપણે કયા પ્રકારનો ગણી શકીયે? આ પ્રસંગે ઘઉં, ઘી અને સાકરના પદાર્થો વડે બનાવેલાં મિષ્ટ ભોજનો જમાય ખરાં? જમનારાઓનાં હૃદયને માણસના હૃદય જેવાં કે ફાડી ખાનારા વાઘ, વરુ જેવાં હશે? ખરેખર મરનારના કુટુંબને તો તે વખતે દિલગીરીનો પાર હોય જ નહિ.

તેઓ રાજીખુશીથી તે ટાણે જમતા હશે એવું કોણ પાષાણ હૃદયનો માણસ માની શકે? આ પ્રસંગે બીજાઓએ પણ જમવું અને મરનારના કે તેના કુટુંબના દુશ્મન તરીકેની ગરજ સારવી એ બાબતમાં તફાવત જેવું કાંઈ નથી. આ હૃદયભેદક પ્રસંગે **એક તરફ શબની ચિતાને બળતી જોવી અને બીજી તરફ સુખડી જેવા મિષ્ટ પદાર્થનું ભોજન કરવું એ ખરેખર મારા વિચાર પ્રમાણે તો એક દુશ્મનનું જ કૃત્ય લેખાય.** મારું આ કથન આપને અસત્ય લાગતું હોય તો તેમાં સત્ય જેવું કોઈ સમજાવશે તો તેમનો આભાર માનીશ.

આ કૃત્ય તદ્દન અધર્મયુક્ત અને માણસ જેવા પ્રાણીને માટે તો લાયક નથી જ, એટલા માટે આપ તેને તિલાંજલી આપી તે નહીં કરવા અને નહીં ખાવા પ્રતિજ્ઞા કરશો તો આપણે ઉઠાવેલા પરિશ્રમનું કંઈક સાર્થક થયું ગણાશે. અમારી તરફ છેલ્લાં દશ વર્ષોથી અમે આ પ્રકારનાં પ્રેતભોજનો જ્ઞાતિમાંથી અટકાવવા પ્રયત્ન કરીએ છીએ. તમારા પૈકીના કેટલાકે ''માધાના પિતાનું પ્રેતભોજન'' નામે આખ્યાન અમારા વિદ્વાન બન્ધુ અમરસિંહ કરે છે તે સાંભળ્યું હશે. અમારી તરફ આ આખ્યાનની ઘણી સારી અસર થઈ છે એટલે **જૂજ વખતમાં ૯૦ ટકા જેટલા આવાં ઉડાઉ ખર્ચા બંધ થઈ ગયાં છે.** આ પ્રકારનાં જમણોને પ્રેતભોજન સાથે અધર્મ ભરેલાં પણ મેં કહ્યાં છે તે વિષે હું આપને કંઈક ટૂંકામાં કહું છું.



જે વિધિ અગર ક્રિયા ધર્મશાસ્ત્રમાં ન કહી હોય અને કરવાથી જનસમાજને નુકસાન થવાનો સંભવ હોય તો કરનાર અને કરાવનાર બંને નરકે જાય છે. આપણાં

શાસ્ત્રોમાં મરનારની પાછળ શ્રાદ્ધક્રિયા તેમજ પુણ્યદાન કરવાનો વિધિ લખ્યો છે, પરંતુ મરણ નિમિત્તે જમણો કરવાનું ક્યાંય લખ્યું નથી. પુણ્યદાનની બાબત પણ ઘણા જ જૂજ પ્રકારની વર્ણવી છે અને તેમાં પણ દાન આપવાનો જે વિધિ કહ્યો છે તે તો ખરેખર વિચારવા જેવો છે. વેદ ભણેલા બ્રાહ્મણોને જ દાન આપવું - જેઓ પોતાનું જીવન પ્રજાની ઉન્નતિ ખાતર વ્યતિત કરતા હોય તેમને જ દાન આપવું એવો શાસ્ત્રોનો નિર્ણય છે. વિદ્વાન ન હોય, ધર્મને સમજી પોતાનું જીવન પરોપકાર અર્થે ન ગુજારતા હોય તેવા બ્રાહ્મણો અગર સાધુઓને આપનારને પુણ્ય થતું નથી તદુપરાંત તે નરકે જાય છે એટલે સુધી શાસ્ત્રો આગળ વધીને કહે છે. તમને શંકા થશે કે અભણ બ્રાહ્મણને ન આપવામાં કદાચ પુણ્ય ન થતું હોય પણ પાપ કેમ લાગે? અગર નરકે જવાની વાત તે સાચી હોય!

હું કહું છું સાચી વાત છે. શાસ્ત્રોની એવી આજ્ઞા છે કે બ્રાહ્મણ વગર સાધુ પુરુષોએ વિદ્યા પ્રાપ્ત કરી, જનસમાજને ધર્મ સમજાવી તેમનો મોક્ષ થાય તે પ્રકારે ઉપદેશ આપવામાં જીવન ગાળવું અને તે વડે જે કાંઈ પ્રાપ્ત થાય તેનાથી સંતોષ પામીને પોતાનો ગુજારો કરવો. બ્રાહ્મણ અગર ગોર લોકોએ પોતાના નિર્વાહ કરતા વિશેષ ધનનો સંગ્રહ ન કરવો. બન્ધુઓ, તમે વિચાર કરો કે આપણને પરમાત્માનો સાક્ષાત્કાર થાય અગર આપણે ધર્મનો રસ્તો મૂકી આડે માર્ગે જઈએ નહિ તે માટે કેટલા બ્રાહ્મણો પ્રયત્ન કરે છે? હું આપણી જ્ઞાતિઓના ગોર વિષે કંઈક કહીશ. અમારા ગુજરાતમાં જેઓ આપણા ગોર હોવાનો દાવો કરે છે, અને વંશપરંપરાથી ગોર તરીકે મનાય છે તેઓ યજમાનોની આવક ઉપર જીવન ગુજારે છે.

વિદ્યા અને શાસ્ત્રો સાથે તેમને ઘણું જ અંતર પડી ગયું છે! તેઓની સ્થિતિ વિષે બોલતાં મને ઘણી દિલગીરી થાય છે, પરંતુ કહું છું કે તેઓ બ્રાહ્મણ એવું નામ ધરાવવા પૂરતું પણ કંઈ કરતા નથી. શાસ્ત્રોનો અભ્યાસ કર્યા સિવાય યજમાનોને શ્રાદ્ધની અગર બીજી કોઈ પણ વિધિ કરાવે - ખોટી વિધિ કરાવીને - દાન લે એ તે ધર્મનું કયું સ્વરૂપ હશે! જો ધર્મનું ન હોય તો અધર્મનું તો હોવું જ જોઈએ. **યજમાન જેટલું તો ગોર પણ ન ભણ્યા હોય તે સ્થિતિમાં ગોર પાસેથી ઉપદેશ પ્રાપ્ત થવાની આશા તો શેની જ રખાય!** તમારા નિમાડના ગોર કેટલા વિદ્વાન છે તે હું જાણતો નથી પરંતુ વ્યાસ રામચંદ્રજી જો આપણી જ્ઞાતિના ગોર જ હોય તો હું બહુ જ ખુશ થાઉં છું.



આપ તેમના જેવા યજમાનનું હીત જાણનારા ગોર પ્રાપ્ત કરી શક્યા છો તે માટે હું ખરેખર આપને પુણ્યશાળી માનું છું. તમને ધર્મ પંથે ચલાવવા [illegible] ઉપદેશો આપી, સંસ્થાના સંચાલકનો બોજો ધારણ કરી તમારી ઉન્નતિ અર્થે તેઓ પ્રયત્ન કરે છે તે ખાતર તમને તો ગમે તેટલું માન હોય પરંતુ અમારા ગુજરાતી બન્ધુઓમાં તેઓ પૂજનીય મનાય

છે. મને તેમના વિષે કેટલીક માહિતી હોવાથી ફરીથી કહું છું કે રામચંદ્રભાઈ જેવા ગોર મેળવવા માટે તમે ખરેખર અમારા કરતાં પણ વિશેષ ભાગ્યશાળી છો. તેમના જેવા લાયક ગોર અગર પુણ્ય કરવાને યોગ્ય પાત્ર અમને અત્યાર સુધી મળ્યું નથી એ બદલ અમે ખરેખર અમારી જાતને કમનસીબ સમજીએ છીએ.

ગોર અને બ્રાહ્મણો વિષે મેં આવા હલકા પ્રકારના વિચારો આપની આગળ પ્રદર્શિત કર્યાં છે એવું આપ સમજશો નહિ તેમ કરી તેમને ઉતારી પાડવાનો મારો ઉદ્દેશ નથી, પરંતુ કેટલાક વેદશાસ્ત્ર સંપન્ન બ્રહ્મર્ષિઓ જેવા હજી પણ આપણા દેશમાં સેંકડો છે પરંતુ તેઓ કાંઈ આપણું દાન લેવા આવતા નથી! તેમને તો શાસ્ત્રોની આજ્ઞા મુજબ ધાર્મિક રસ્તે જે જીવિકા પ્રાપ્ત થઈ શકે તેટલી જ ગ્રાહ્ય છે.

બ્રાહ્મણ વર્ણનો મુખ્ય ઉદ્દેશ જનસમાજને અધર્મને માર્ગે જતો અટકાવવાનો જ હોવો જોઈએ, તેઓનું એ કર્તવ્ય છે તે ચૂકે તો જગતમાં અંધકાર અને અધર્મનો જ ફેલાવો થાય, લુચ્ચા અને પાપી પુરુષોથી આ દુનિયા ઊભરાઈ જાય અને સમાજમાં અવ્યવસ્થા આવી જાય, એટલા માટે તેમની જરૂર છે અને હિન્દુ વર્ણોને સદ્‌બોધ આપી ધર્મ માર્ગે દોરવી એ તેમની ઈશ્વરી ફરજ છે. જેઓ આ ફરજ અદા ન કરે અને માત્ર પોતાના ઉદર નિમિત્તે જ બની રહે તેવા ગોરને દાન આપવું અને અધર્મ ફેલાવનારને મદદ કરવી એ બંને સરખું છે. ગુન્હેગાર અને તેને મદદ કરનાર એમ બેઉને કાયદા પ્રમાણે પણ સજા થાય છે, તો જગન્નિયંતાના દરબારમાં આપણો કયા પ્રકારનો ઈન્સાફ થશે તે માટે જ મેં તમને આ હકીકત કહી છે એટલા પૂરતો જ મારો ઉદ્દેશ છે. વિદ્વાન તેમજ અભણ બ્રાહ્મણોને ગૃહસ્થાશ્રમીઓએ વિદ્યા પ્રાપ્ત કરવામાં મદદરૂપ થવાની ફરજ છે તેને નહીં વિસારી દેવા પણ હું આપને વિનંતી કરું છું.

બ્રાહ્મણોને દાન આપવું તેવું જ પુણ્યાર્થે ગરીબ અનાથોને પણ દાન આપવાનું શાસ્ત્રો કહે છે. દાન આપવું એટલે તન, મન, ધન અને બીજી વસ્તુઓ વડે જેને જેની જરૂર હોય તે આપણે પૂરી પાડીએ તો આપણે દાન આપ્યું એમ કહેવાય. પોતાની જાતિ અગર વંશના ઉદ્ધાર અર્થે પણ આપણે જે કાંઈ કરી શકીએ અગર આપી શકીએ તે સઘળું પુણ્ય કર્યું ગણાય છે. પ્રથમ આપણે જ્ઞાતિ અગર વંશના ઉદ્ધાર અર્થે જે ફરજ રહેલી છે તે બજાવવી જોઈએ એમ શાસ્ત્રો કહે છે.


પુણ્ય પ્રાપ્ત કરવાની ઈચ્છાથી આપણે કોઈને કાંઈ દાનમાં આપીએ છીએ અને પુણ્ય પ્રાપ્ત કરવામાં આપણો હેતુ ધર્મ સાધ્ય કરવાનો અથવા મોક્ષ કિંવા તેથી ઊતરતો દેવલોક પ્રાપ્ત કરવાનો હોય છે, પરંતુ આ ઈષ્ટ ક્યારે પ્રાપ્ત થાય? પ્રાણી માત્રના હીતમાં જ આપણું હિત રહેલું છે એવી સમાન દષ્ટિ થાય ત્યારે જ. वसुधैव कुटुंबकम् આખું વિશ્વ

એ મારું કુટુંબ એવી વેદાન્તિ અને વ્યાપક દૃષ્ટિ થવી એ મોક્ષ સાધવાનો માર્ગ છે. અને એટલા માટે आत्मा वै पुत्रनामासि અથવા अर्ध भार्या शरीरस्था "મારા પુત્રનો જે આત્મા છે તે મારો છે, સ્ત્રી એ મારું અર્ધું અંગ છે." વગેરે બાબતો સંસાર વર્તનમાંથી શીખતાં શીખતાં, પુત્ર અને સ્ત્રી, પછી કુટુંબ, ઈષ્ટજન, જ્ઞાતિ અને દેશ એમ પ્રેમ ભાવનાઓ ઉત્તરોત્તર સમાન થતી જવાથી આખરે वसुधैव कुटुंबकम् સાધ્ય થાય છે.

જેમ જેમ સર્વ વ્યાપક દૃષ્ટિ માણસની વધતી જાય છે તેમ તેમ મોક્ષ માર્ગમાં તે આગળ વધતો જાય છે, પોતાના પછી કુટુંબ, પછી જ્ઞાતિ અને પછી દેશ અને ત્યાર બાદ આખું વિશ્વનું હિત જોવું એ મોક્ષ માર્ગની સીડીનાં પગથિયાં છે. નિર્ગુણ બ્રહ્મની ઉપાસના સગુણ રૂપે - પ્રતીક કિંવા મૂર્તિ રૂપે પૂજનથી થાય છે, તેમ મોક્ષ માર્ગની ઉપાસના આ સીડીએ ક્રમવાર ચડવાથી થાય છે એવો દેશભક્ત જીવનમુક્ત મહાત્મા લોકમાન્ય તિલકનો અભિપ્રાય છે જે હું આપને કહું છું તો આપ પણ તે સીડીએ ક્રમવાર ચડવા બનતો પ્રયાસ કરશો તો ઠેઠ પહોંચી શકશો.

બન્ધુઓ! હવે હું આપનો વિશેષ વખત નહીં લેતાં આપણી આ પ્રવૃત્તિ જરૂરી છે કે નહિ અને જરૂરની જણાય તો આપણે શું કરવાની આવશ્યકતા છે તે હું આપને કહીશ. જન્મ આપવો અને મરણ પામવું એ બંને બાબતો દૈવી શક્તિને આધિન છે, એટલે મનુષ્યના અધિકાર બહારની વાત છે. પરંતુ જન્મ ધારણ કર્યા બાદ જીવનનું સાફલ્ય કરવું, અન્ય પશુઓની માફક મરણ નહિ પામતાં ધર્મસાધી હંમેશને માટે મરણ પામવું એ તો આપણા પુરુષાર્થ ઉપર આધાર રાખે છે. આપણી ધાર્મિક માન્યતાઓ પ્રમાણે મનુષ્ય પ્રાણીનો મોક્ષ નહીં થતાં સુધી તેના જીવને અનેક યોનિમાં પુનઃ પુનઃ જન્મ ધારણ કરવો પડે છે, એટલે ઊંડો વિચાર કરતાં સમજાશે કે જીવને મરવાપણું હોતું નથી પરંતુ જીવ એ જ શિવ છે, પરમાત્માનો અંશ છે એવું પુરુષાર્થ વડે આપણે ધાર્મિક જીવન ઘડી શકીએ ત્યારે જન્મવા, મરવાની ઉપાધિમાંથી મુક્ત થઈ તે મોક્ષ પામે છે - પરમાત્માના સ્વરૂપમાં લય પામે છે.

આપણે શાસ્ત્રો ઉપર હંમેશાં શ્રદ્ધા રાખવી જોઈએ અને તેમણે આ મોક્ષ માર્ગે જવા માટે જે સીડી બતાવી હોય તે દ્વારા ક્રમે ક્રમે ઉપર જવું જોઈએ. પ્રાણી માત્ર માટે સર્વવ્યાપક દૃષ્ટિ થવી, તેના અને આપણા વચ્ચેના ભેદને તજી એક જ પરમાત્માના સ્વરૂપે તેમને જોવાં એ આપણી સીડીનું છેક ઉપરનું પગથિયું છે. પોતાની જાત, સ્ત્રી પુત્ર, કુટુંબ, જ્ઞાતિ, ગામ, દેશ અને છેવટે આખું વિશ્વ એ દરેક ચડવાનાં પગથિયાં છે, એક પછી એક હું અને મારું એ તો માણસને જન્મથી જ આવડે છે. સ્ત્રી અને પુત્રની બાબત પણ લગભગ તેવી જ છે એટલે ઈચ્છા અનિચ્છાથી પણ વહેવાર કરતાં એ બે પગથિયાં ચડી જવાય છે. પરંતુ કુટુંબની વાત જ્યાં આવી કે સ્વાર્થમાં ગૂંથાયેલો જીવ ગૂંચવણમાં પડે છે. તમે પણ એવા

કેટલાક માણસો જોયાં હશે કે તેઓનો પોતાને જન્મ આપનારી માતા અને પિતા પ્રત્યે પણ પ્રેમ હોતો નથી, તો ભાઈ, કાકા વગેરે જરા દૂરના કુટુંબીજનો પ્રત્યે સદ્ભાવ હોવાનું તો સંભવિત જ ક્યાંથી?

કુટુંબથી જરા દૂર આપણી જ્ઞાતિ છે તેના પ્રત્યેની આપણી લાગણી અને તેના હિતમાં આપણું હિત જોવાની બુદ્ધિ વડે આપણી દૃષ્ટિ કંઈક પરમાર્થ સાધવા કે ધર્મ તરફ પ્રયાણ કરે છે. સીડીનું આ ચોથું પગથિયું છે કે જેના ઉપર આજે આપણે ખડા થયા છીએ. જે માણસ જ્ઞાતિનું હિત સમજી શકે નહિ તે ગામ, દેશ કે દુનિયાનું હિત કરી શકે એ કેવળ અસંભવિત છે. હું તેનો એક જ દાખલો આપીશ. જ્ઞાતિ અને રાજસત્તા તરફથી કેટલીક સત્તા સાથે ગામનું હિત કરવા મુખી અગર પટેલોની નિમણૂક થાય છે. તેઓ ગામનું કેટલું હિત કરે છે તેનો આપ વિચાર કરી જોશો તો નીચેનાં પગથિયાં સાધ્ય કર્યા સિવાય ઉપરના પગથિયે જઈ શકાતું નથી તેની આપને સંપૂર્ણ ખાતરી થશે.

જ્ઞાતિહિત સાધવા રૂપી એક નાનું કાર્ય જેનાથી અસાધ્ય છે તે તેનાથી ઉપરનાં પગથિયાં, ગામ કે દેશનું હિત સાધવાનો અભિમાન રાખતો હોય તો કેવળ મૂર્ખતા છે. અપવાદ રૂપે ભાગ્યશાળી પુરુષો તે સાધ્ય કરી શકે છે તો પણ પૂર્વજન્મમાં તેણે એ સાધ્ય કરેલું હોવું જોઈએ એવી મારી માન્યતા છે. ત્રીજા અને ચોથા પગથિયામાં માત્ર પ્રમાણનો જ ફેર છે. એટલે પોતાનું એક જ કુટુંબ અને પોતાનાં અનેક કુટુંબોથી બનેલી આખી જ્ઞાતિ પોતાના કુટુંબનું હિત માણસ ઘેર બેઠે સાધી શકે છે, પરંતુ જ્યારે અનેક કુટુંબોથી બનેલી જ્ઞાતિનું હિત સાધવું હોય તો દરેક કુટુંબોને કયા પ્રકારની જરૂરિયાત છે તે અવશ્ય જાણવું જોઈએ અને તે જાણવા માટે આપણે અત્રે એકઠાં થયા છીએ.

આપને જો એમ સમજાય કે આપણે અધર્મના રસ્તે ચડી ગયા છીએ તો તે તજી દઈ ધર્મ માર્ગે ચાલવું જોઈએ અને આપણા જે જે રીતરિવાજો ધર્મ કે શાસ્ત્ર વિરુદ્ધ હોય તેને તજી દઈ આખી જ્ઞાતિનું હિત થઈ શકે તેના માટે આપણે તેમાં કયા ફેરફારો કર્યા છે તેના ઠરાવો કરી અમલમાં મૂકી બતાવવા જોઈએ. પ્રથમ તો ધર્મ તરફ પ્રયાણ કરવા માટે આપણો ગૃહસ્થાશ્રમ ઉચ્ચ પ્રકારનો બનાવવો જોઈએ, ઉત્તમ ગૃહિણી અને ગૃહસ્થ જ્ઞાતિમાંથી ઉત્પન્ન કરવા માટે તેમની યોગ્યાયોગ્યતાનો વિચાર કર્યા બાદ લગ્નની ગાંઠથી જોડવાં જોઈએ. આ પ્રમાણે કરવામાં દશ વર્ષે લગ્ન કરવાની પ્રથા આપણને અડચણરૂપ હોવાથી તેને તજી દઈશું જેથી નાતરાં, કન્યાવિક્રય, છૂટાછેડા જેવા મહા અધર્મયુક્ત રિવાજો આપણામાંથી જલદી દૂર થશે. નાતરું શબ્દ ગુજરાતી છે અને તેનો અર્થ તારનાર નહીં એટલે ડુબાડનાર એવો થાય છે. કન્યાવિક્રયનો અર્થ કન્યા-પુત્રી અગર દીકરી, તેનો વિક્રય એટલે વેચાણ-કન્યાને

વેચી દેવી એવો મહા પાપી અર્થ છે.

**પુત્ર અથવા પુત્રીની પ્રાપ્તિ એ પરમાત્માની બક્ષિસ છે. જનસમાજનું હિત સચવાઈ રહે, આ દુનિયાનો વહેવાર બન્યો રહે તે માટે ઈશ્વર આપણને આપે છે એટલે તેના ઉપર આપણી માલિકી હોવાનું સમજવું એ એક પ્રકારની અધમતા છે. માત્ર સ્વેચ્છાથી જ સંતાનો પ્રાપ્ત કરી શકાતાં હોય તો કોઈનો નિર્વંશ જાય જ નહિ** એટલે જે વસ્તુ આપણા અધિકાર બહારની છે તેનો અધિકાર પરમેશ્વરનો જ છે એમ ઠરે છે.

આપણાં સંતાનો સાથે હોય ત્યારે કોઈ અજાણ્યું પૂછે કે આ "તમારો છોકરો કે છોકરી છે?" ત્યારે આપણા મોંમાંથી સહેજ ઉદ્‌ગાર નીકળી પડે છે કે "આપણું શું છે એ તો ભગવાનની માયા છે" ચોક્કસ એ ભગવાનની જ માયા કિંવા પ્રસાદી છે તેના ઉપર આપણો કાંઈ હક્ક નથી. માટે પુત્ર અગર પુત્રીનાં લગ્ન કરી આપી તે બદલ સામા પક્ષ તરફથી આપણા ઉપયોગ માટે ધન અગર તેવી જ કોઈ કિંમતી વસ્તુઓ લેવી એ તેમનો વિક્રય કિંવા વેચાણ કરવા સમાન છે. એક જ તિથિએ લાંબી મુદતે જ લગ્ન આવતાં હોય તો પોતાનો પુત્ર અગર પુત્રી કુંવારા રહી જવાની દેહશત રહે છે એટલે તેમને પરણાવવાની સરખી જરૂર દરેકને એક જ પ્રસંગે ઊભી થાય છે.

પુત્રના બાપની ગરજ જાણી પુત્રીનો બાપ તેની પાસેથી પૈસા કઢાવવા લલચાય છે એટલે કન્યા વિક્રયને સ્થાન મળે છે. આ પ્રકારે સ્થાન મળવા કરતાં તેને વધારે ઉત્તેજન તો નાતરાંનો પ્રસંગ આપે છે. સ્ત્રીઓની તંદુરસ્તી સાચવવા તરફ કંઈક ઓછું લક્ષ અપાય છે, તેમજ પુરુષ કરતાં સ્ત્રીઓની જિંદગીમાં મરણ પામવા જેવા પ્રસંગો વારંવાર ઉપસ્થિત થાય છે એટલે સ્ત્રી પુરુષના આયુષ્યનો વિચાર કરતાં પણ સ્ત્રીઓનું મરણ પ્રમાણ વધારે જ હોવું જોઈએ. સ્ત્રીઓની સંખ્યા આ પ્રકારે ઓછી થાય છે એટલે મોટી ઉંમરના વાંઢા પુરુષોને સ્ત્રી મેળવવા માટેની ગરજ ઊભી થાય છે, તન, મન અને ધનના ભોગે પણ તે ગરજને પહોંચી વળ્યા સિવાય ચાલતું નથી.

૨૫-૩૦ વર્ષની વિધુર સ્ત્રીઓ ફરીથી સંસારમાં પડવાનું ઇચ્છતી નથી, પરંતુ તેટલી જ ઉંમરનો પુરુષ સ્ત્રી પ્રાપ્ત કરવાની ગરજમાંથી મુક્ત થઈ શકતો નથી. એટલે વિધુર કન્યાઓની અછત સમજાય છે અને તેમાં વળી કેટલાક પુરુષો જરૂર કિંવા બિનજરૂરી બે-ત્રણ સ્ત્રીઓ રાખે છે એટલે વિધુર પુરુષો માથે સ્ત્રી મેળવવાનો પ્રશ્ન ઘણો જ ગંભીર થઈ પડે છે. સેંકડો સાધન વગરના બન્ધુઓ કુંવારા જ મરણ પામે છે, અને લાગવગ તથા પૈસાના સાધનવાળા પુરુષો આ સ્થિતિમાં પોતાની દરેક શક્તિનો ઉપયોગ અશક્ત બન્ધુઓની સામે કરે છે તેને એક પ્રકારનો જુલમ જ કહી શકાય. પૈસા લેનાર પાપી ઠરે છે તો આપનાર માણસ પણ તે પાપનો ભાગી હોવાનું

શાસ્ત્રસિદ્ધ છે. નાતરાની સંપૂર્ણ ક્રિયા તમારી તરફ પાટ લાગતાં પૂરી થાય છે. તેજ પ્રમાણે ગુજરાત વગેરે સ્થળે પણ ગોત્રજને પગે લાગ્યા પછી પૂરી થાય છે.

નાતરાનું સાટુ અગર સગાઈ થવી અને વિધુરના ઘરમાં પ્રવેશ કરવો એ બંને વચ્ચે વખતનો જે ગાળો રહે છે તેમાં વિધુર વિધુર વચ્ચે કેટલીક વખતે ચડસા-ચડસી ચાલે છે. દુષ્ટ માબાપો અગર વાલીઓ આવા સંબંધોમાં પુત્રીની ઈચ્છાની બિલકુલ દરકાર કર્યા સિવાય કોઈ વધારે પૈસા આપનાર મળે તેને ત્યાં પુત્રીને મોકલે છે. આ ધંધા અગર વિક્રયથી તો અધર્મની પણ હદ આવી જાય છે. તમારી તરફ બન્ધુઓ! આવા બનાવ ઘણી વખતે બનતા હોય એવું મારા વાંચવા અને સાંભળવામાં આવ્યું છે તો મારી આપને વિનંતી છે કે ગમે તે પ્રકારના દબાણથી તે અટકાવવાની જરૂર છે. હું સમજી શકું છું કે આ બધી દુ:ખદાયક સ્થિતિ લગ્નપ્રથાનું પરિણામ છે. તેને તજી દીધાથી અધર્મ રૂપી વાદળોમાં ઘેરાયેલી આપણી જ્ઞાતિ મુક્ત થશે. આપણને તે સમજ પૂરેપૂરી આવવા માટે જ્ઞાનની જરૂર છે, જ્ઞાન એ માનસિક શક્તિનો પ્રભાવ છે, એટલે વિદ્યા પ્રાપ્ત કરી માનસિક શક્તિનો જીર્ણોદ્ધાર કરવાની પણ તેટલી જ આવશ્યક્તા છે.

પુત્ર-પુત્રીઓને વિદ્યા પ્રાપ્ત કરાવવા તરફ દુર્લક્ષ આપનાર માબાપો પોતાની ઈશ્વરી ફરજ અદા કરતા નથી તેમના માટે પૈસા મૂકી જવાની જોખમદારી કરતાં તેમને વિદ્યા અને સદ્‌ગુણોથી અલંકૃત કરવાની આપણી જવાબદારી વિશેષ છે તેનો દરેક બન્ધુઓ જરૂર વિચાર કરશો. પૈસાની જરૂરત એ મોટી વસ્તુ છે, તેનો અયોગ્ય વ્યય નહીં કરતાં ખોટી કીર્તિ સંપાદન કરવાની લાલચે તેનો વ્યય થતો અટકાવશો. પ્રેતભોજન જેવાં રક્તથી ભીંજાયેલાં ભોજન જમવાનું આપણે તજી દઈશું તો પણ જ્ઞાતિમાં પુષ્કળ પૈસાની ભરતી રહેશે, તે બાળકોને વિદ્યા પ્રાપ્ત કરાવવાની તેમજ નિરાધાર બન્ધુઓને મદદ કરવાના ઉપયોગમાં વાપરી શકાશે. હું આપને છેલ્લી એ જ ભલામણ કરું છું કે જ્ઞાતિનું હિત એ જ પોતાનું હિત છે. તેનું ઐકય અગર સંપ, એ જ આપણી શક્તિ છે, એમ સમજી એકબીજાની સાથે રહી જ્ઞાતિહિતનાં પવિત્ર કાર્યોમાં આપ હંમેશાં નિમાડ, માળવા, ગુજરાત, કચ્છ વગેરે વિભાગના બન્ધુઓનું હિત કરવાની ચિંતા રાખશો તો આપના પ્રત્યેના મારા ભક્તિભાવમાં વધારો થતાં હું આપનું અહેસાન માનીશ. આપના તરફથી આ સભાના અધ્યક્ષ તરીકેનું માન જે માન આપવામાં આવ્યું છે તે ખાતર હું આપનો ફરીથી આભાર માનું છું અને આશા રાખું છું કે સભાનું કાર્ય નિર્વિઘ્ને, સર્વાનુમતે પાર પાડવામાં આપ મને મદદ કરશો. 'ૐ શાંતિ.'







# શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજનો સાતમો મહોત્સવ - શેરથા

### શેરથા. તા. ૧૮-૧૯-૨૦ માહે મે સને - ૧૯૧૮

આ સમાજની સાતમી બેઠક કડી પ્રાંતમાં શેરથા ગામે સંવત ૧૯૭૪ના વૈશાખ સુદ ૮-૯-૧૦ શનિ, રવિ અને સોમવારે કરવામાં આવી હતી. રિવાજ મુજબ ગયા ડિસેમ્બર માસમાં ચુંવાળ પ્રદેશના આગેવાન ગામ અઘારના સ્ટેશન ભંકોડા (વિરમગામથી ૫ માઈલ રાખવાનું ઠર્યું હતું અને તે માટે અઘારવાળા જ્ઞાતિભક્ત શેઠ છગનલાલભાઈ મારફત તજવીજ પણ થઈ ચૂકી હતી, પરંતુ તે અરસામાં ગુજરાતમાં પ્લેગનું જોર ભયંકર રીતે અસ્તિત્વમાં હોવાથી ગુજરાતના સેંકડો ગામના લોકો નાશભાગ કરવાની સ્થિતિમાં જઈ પડ્યા હતા. વિરમગામ, અઘાર વગેરે ફરતાં તમામ ગામોમાં પ્લેગ પૂર્ણ જોશથી ફાટી નીકળવાથી સ્ટેશન જેવા ગામથી દૂર ભાગમાં પણ સમાજ ભરવાનું સાહસ કરવું એ નહીં ઇચ્છવા યોગ્ય હોવાથી સમાજની બેઠક મુલતવી રાખવામાં આવી હતી.

પ્લેગની શાંતિ થતાં સમાજ ભરવાના પૂર્ણ ઉત્સાહ અને જોશમાં સમાજના સુકાની સદ્‌ગત જ્ઞાતિભક્ત ભાઈ પુરુષોત્તમદાસ મુંબઈથી પોતાના સ્થળે વિરમગામમાં આવ્યા હતા, પરંતુ એકાદ અઠવાડિયું લોકિક વહેવારે બહાર જવુંઆવવું થતાં તાવની બીમારી તેમને લાગુ પડી અને જ્ઞાતિનાં કમભાગ્યે તે વીર પુરુષની ખોટ પડી. સદ્‌ગતના નાના-મોટા મિત્રોએ તરત જ તે કર્મવીર પુરુષના કાર્યને હાથ ધરવાની તક જવા દીધી નહિ. અને જ્ઞાતિસેવાનું કાર્ય હાથ ધર્યું. એક્ટિંગ સેક્રેટરી તરીકે મિ. લલુભાઈ અને કુબેરભાઈનાં નામો પ્રેસિડેન્ટ સાહેબ શેઠ દુર્ગાપ્રસાદભાઈ તરફ  મોકલવામાં આવ્યાં, તેમની પસંદગી મુકરર ગયા બાદ બંને યુવકોએ જ્ઞાતિસેવાના કાર્યમાં ઉમંગથી ભાગ લેવા માંડ્યો. સદ્‌ગત સેક્રેટરી મિ. પુરુષોત્તમભાઈ પ્રત્યેનો તેમનો પ્રેમ અને તેમણે શિષ્ય ભાવે પ્રાપ્ત કરેલો કંઈક અનુભવ જ્ઞાતિ સેવાના કાર્યમાં

તેમને મદદરૂપ થઈ પડ્યો. તેજ ભાવથી અમદાવાદ વાળા યુવક બંધુઓ પૈકી મિ. નગીનભાઈ તથા છબીલભાઈ વગેરે જ્ઞાતિના સુપુત્રો જ્ઞાતિ સેવાના ઝંડા નીચે આવી શેરથા ગામે કરેલી સમાજની પ્રથમ માગણી વિષે તપાસ કરવામાં રોકાયા. અધારનું સ્થળ ચાલુ મોસમની ભીડને લઈ અયોગ્ય જણાયું તેજ વખતે શેરથા ગામના બંધુઓને જ્ઞાતિ સેવાનું સ્મરણ તાજું થયું. પોતે કરેલી અને મુલતવી રહેલી માગણી ગામ સમસ્ત તરફથી ફરી કરવામાં આવી અને તે સાથે કુમારશ્રી લાલસિંહજીભાઈને માન પ્રમુખ પદે રાખવાની ભલામણ કરવામાં આવી. સમાજની ઑફિસની પ્રવૃત્તિ પણ તે અરસામાં ખાસ ધ્યાન ખેંચે તેવી હતી.

શેઠ મફાભાઈ તથા દેસાઈ અમરસિંહજી વગેરેએ જ્ઞાતિ મત કેળવવાની ચળવળને જરા પણ ઢીલી થવા દીધી નહિ. સમય અને સ્થળ તેમજ શેરથા ગામની ખાસ ઇચ્છાને લઈ લાલસિંહજીભાઈ પ્રમુખપદ સ્વીકારે ત્યાં સમાજની ઑફિસની પ્રવૃત્તિ આવીને ઊભી. સમય માત્ર ૧૬ દિવસ પૂરતો જ હતો! કારણ કે શેરથા ગામના બંધુઓને સમાજસેવાના કાર્ય માટે મોડામાં મોડી એ જ તારીખો અનુકૂળ હતી. શેઠ ગોરધનભાઈના અધ્યક્ષ નીચે એક સારું ડેપ્યુટેશન લાલસિંહભાઈ પાસે તે માટે ગયું અને તા. ૨-૫-'૧૮ના રોજ સાંજના ૭ વાગે પોતે પ્રમુખપદ સ્વીકારી શકશે એવી સમાજની ઑફિસને ખાતરી થઈ. બીજે દિવસે સત્યનારાયણ પ્રેસની મદદથી સમાજની બેઠક ભરવાની ખબર સર્વ જગ્યાએ આપી દેવામાં આવી. અમારે ખાસ કહેવું જોઈએ કે શેઠ મફાભાઈનો ઉત્સાહ આ બેઠક ભરવાના કાર્યને વિશેષ આભારી છે.

જ્ઞાતિમાં ઘર કરી બેઠેલી અવિદ્યા સમાજ ક્ષેત્રમાં પણ આવીને ઊભી રહે છે. મેમ્બરોને ઘેર ઉપદેશકો મોકલવાની અને તેથી પણ વિશેષ પ્રેસિડેન્ટ પસંદ કરવાની મુશ્કેલી દરેક પ્રસંગે ઊભી જ હોય છે. તોપણ ઉનાળાના સખત તાપમાં શેરથા ગામના બે-ત્રણ યુવકોએ મેમ્બરો માટે કડી પ્રાંતમાં જે પ્રયાસ કર્યો હતો તે સફળ થયેલો જણાયો છે. ચાલુ મોસમ અને નહીં અનુભવેલો તાપ તેમજ ટૂંક સમયમાં નજીક આવતી બેઠક આ પ્રકારની મુશ્કેલી છતાં મેમ્બરોની સંખ્યા લગભગ સાડાચારસો જેટલી થઈ હતી. મંડપ માટે જગ્યા એવી પસંદ કરવામાં આવી હતી કે જ્યાં તડકો આવવાનો સંભવ જ ઓછો હતો એમ કહીએ તો પણ ચાલે; માદરપાટના પાતળા કપડાની જગ્યાએ મોદોનો ઉપયોગ કરવામાં આવ્યો હતો જેથી તાપ ઓછો લાગવા ઉપરાંત આ મોંઘવારીના વખતમાં ખર્ચનો પણ બચાવ થઈ શક્યો હશે એમ તરત સમજાતું હતું.



બોધદાયક મુદ્રા લેખો અને વાવટાઓથી શણગારેલો સાદો મંડપ બહારથી આવનારને આશ્રય આપતો, એક તરફ સમાજની ઑફિસવાળી રાવટી પ્રેક્ષકોનું ધ્યાન

ખેંચતી હતી. ઉતારાઓ વગેરેની સગવડ સાદી પણ આરામ આપે તેવી હતી, તદુપરાંત ભોજનશાળાની વ્યવસ્થા ઘણી જ નિયમિત અને કોઈ પ્રકારની ફરિયાદ સિવાયની હતી. નહાવાધોવાની સગવડ પણ સારી હતી, સમાજના મંડપની આસપાસ ઘણા નજીકમાં ગામ તથા આ જગ્યાઓ હોવાથી તાપની હેરાનગતિ ઓછી થવાનો સંભવ હતો.

તા. ૧૭મીની સાંજના મેમ્બરોએ સમાજ સ્થળે હાજરી આપવી શરૂ કરી હતી, બેઠકનો પ્રથમ દિવસ તા. ૧૮મીનો હતો. રેલવે ગાડીઓની હાડમારીને લઈ ઘણા મેમ્બરો સવારની પહેલી ટ્રેનમાં આવી શક્યા નહોતા, તોપણ મુંબઈ વગેરે દૂરથી અને નજીકથી આવનાર મેમ્બરોનો મોટો ભાગ આવી ગયો હતો. સખત તાપ, રેલવે ગાડીની ટિકિટ મેળવી ડબામાં બેસવાની મુશ્કેલી અને ચાલુ મોસમ અત્યાર સુધી નહીં અનુભવાયેલી અને એક યાદગાર બનાવ તરીકે લેખાય તેવી હતી. જ્ઞાતિસેવાની કસોટી કરનાર આ અવસરે જ્ઞાતિ સેવકોની આંકણી કરાવી છે એમ કહીએ તો પણ ચાલે. પોતે બેઠકના ટાઈમસર આવી શકશે નહીં એવા ખબર મે. પ્રમુખ સાહેબે આગલા દિવસે આપ્યા હતા અને બન્યું પણ તેમજ. તા. ૧૮મી સાંજ રે પોતે આવવાથી ત્રણ દિવસમાંથી એક અને બીજો મળી લગભગ કામ કરવાને ૩૦ ટકા જેટલો વખત નકામો ગયો હતો. એમ કહીએ તોપણ ચાલે. પહેલા દિવસે સવાર અને બપોરના બે ટાઈમ ગયા પછી મેમ્બરોની ખાસ ઈચ્છાને લઈ બેઠકનું કાર્ય ચાર વાગે હાથ ધરવામાં આવ્યું હતું.

**તા. ૧૮મીના પહેલા દિવસની બેઠક.**

શરૂઆતમાં શ્રી ઉમિયા દેવીની સ્તુતિ કર્યા બાદ સમાજના સેક્રેટરી મિ. લલુભાઈએ પ્રમુખ સાહેબની ગેરહાજરી અને કાર્યની શરૂઆત સૂચવનારું વિવેચન કર્યા બાદ સન્માનકારિણી સભાના ચેરમેન મિ. રણછોડભાઈ શ્રીભાઈદાસે નીચે પ્રમાણે ભાષણ આપ્યું હતું.

**ભાઈઓ અને બહેનો!**

આજના શુભ ટાણે અમારા આમંત્રણને માન આપી કડી પ્રાંતમાં આગળ પડતાં ગામોમાંથી તેમજ દૂર દૂર સ્થળેથી અમારા ગામમાં પધારનાર સર્વે જ્ઞાતિબંધુઓને આવકાર આપતાં મને ઘણો જ આનંદ થાય છે. આપણે કોણ? આપણી હાલ શી દશા છે? આપણી પડતી થવાનાં શાં શાં કારણો છે? આપણી ઉન્નતિ શી રીતે થઈ શકે? આવી આવી ઘણી બાબતોનો વિચાર કરવાને અત્રે ભેગા થયેલા વિદ્વાન જ્ઞાતિબંધુઓનું સ્વાગત કરવાનો અને તથા મારા ગામને આજે જે શુભ પ્રસંગ મળેલો છે તે હું મારું તથા મારા ગામનું મોટું ભાગ્ય માનું છું.

આજે આપણે જે બાબતોનો વિચાર કરવાનો છે તેને માટે પોતાના તન, મન અને ધનનો જીવનપર્યંત ભોગ આપનાર પરમ જ્ઞાતિ ભક્ત સ્વર્ગસ્થ પુરુષોત્તમદાસભાઈનાં ખોટ મને ઘણી સાલે છે. તેમનો પ્રભાવ એવો હતો કે જો તે આજે હયાત હોત તો આપણો ઉત્સાહ આથી સો ગણો હોત અને આપણું કાર્ય કંઈ ઓર જ થાત. જે કાર્ય કરવાને આપણે મળ્યા છીએ તે ભાઈ પુરુષોત્તમદાસનું જીવન હતું, તેમનું સર્વસ્વ હતું, તેઓ એક વીર પુરુષ હતા. બોલવા કરતાં કરી બતાવવું વધારે ઉત્તમ છે એમ તેઓ માનતા એટલું જ નહિ પણ તે પ્રમાણે વર્તતા હતા. કહ્યું છે કે –

**કહેણી મીસરી ખાંડ છે, કરણી તાતા લોહ;**
**કહેણી કથે રહેણી રખે, એસા વીરલા કોક.**

ભાઈ પૂરૂષોત્તમદાસે કહેવા કરતાં ઘણું બતાવ્યું છે, અને તેમને રસ્તે આપણે ચાલીશું તો જ આપણે આપણું ધાર્યું કરી શકીશું. તેમણે ઉપાડી લીધેલા કાર્યને પૂર્ણ કરવું તે જ તેમનાં ખરાં વખાણ છે, તે જ તેમના ગુણની ખરી કદર છે ગઈ વાતનો શોક ન કરવો એ વૃદ્ધજનોના ઉપદેશ પ્રમાણે મનને પરાણે મનાવી તેમણે ઉપાડી લીધેલા કાર્યને હવે આપણે પૂર્ણ કરવું જોઈએ.

આપણી પહેલાંની સ્થિતિ કેવી હતી અને આપણી હાલની સ્થિતિ કેવી થઈ છે તે વિષે આપણે વિચાર કરીએ. ઇતિહાસનાં જૂનાં પુસ્તકો જોતાં અને વિદ્વાન લોકોની શોધથી એવું સાબિત થયું છે કે આપણે પહેલાં ક્ષત્રિય હતા અને રાજ કરતી પ્રજા તરીકે જાણીતા હતા. આજે આપણને કેટલાક વૈશ્ય કહે છે અને કેટલાક તો શૂદ્ર કહેતાં પણ અચકાતા નથી.

આજે આપણે રાજવંશી મટી ગયા છીએ. આપણે ક્ષત્રિય હતા એટલે આપણે બળવાન હતા. અત્યારે આપણે નિર્બળ છીએ. આપણે તેજસ્વી હતા પણ અત્યારે નિસ્તેજ થઈ ગયા છીએ. પહેલાં આપણા હાથમાં સત્તા હતી પણ હાલ સત્તા વગરના થઈ ગયા છીએ. પહેલાં આપણે હુકમ ચલાવતા હતા પણ અત્યારે ન્યાય અન્યાયના હુકમ મરજીએ કે નામરજીએ માથે ચઢાવીએ છીએ, પહેલાં રાજદરબારમાં આપણું ઘણું માન હતું. પણ અત્યારે તો હલકામાં હલકા નોકરોના પણ ધક્કા ખાવાં પડે છે. આપણે પહેલાં શ્રીમંત હતા અંત્યારે રંક છીએ. આપણે બળ ખોયું, સત્તા ખોઈ, ધન ખોયું, તેજ ખોયું, એટલું જ નહિ પણ માન ખોયું એટલે બધુંયે ખોયું. બન્ધુઓ! આપણી આવી સ્થિતિ થવાનાં કારણો શાં છે? 

બાળલગ્ન એ આપણો કટ્ટો અને મુખ્ય દુશ્મન છે. તે દુશ્મને આપણા બીજા દુશ્મનોને, આપણને ખરાબ કરવામાં ઘણી મદદ કરી છે. આપણા દુશ્મન બાળલગ્ને આપણા બીજા દુશ્મનો જેવી કે અવિદ્યા, ગરીબાઈ, અપમાન, બીક વગેરેને ઘણી

જ સહાય કરી છે, અને તે બધાએ આપણને પાયમાલ કર્યા છે. બાળલગ્ને આપણને બળ વગરના, બીકણ, બાયલા બનાવ્યા છે, બાળલગ્ને આપણને વિદ્યા ભણતા અટકાવ્યા છે. આપણે બળ વગરના, બાયલા બીકણ અને અભણ થયા એટલે લક્ષ્મી આપણા ઉપર કોપ કરીને ચાલી ગઈ અને આપણે રંક થયા, અભણ થયા એટલે માન ખોયું. બાળલગ્નથી આપણી આવરદા ટૂંકો થઈ ગયો. પહેલાં લોકો કદાવર હતા પણ હવે ઠીંગણા અને નાજુક થઈ ગયા છે. જ્યાં બાળલગ્ન નથી ત્યાં હાલ પણ કદાવર અને બળવાન માણસો જોવામાં આવે છે.

આપણા પાડોશમાં જ રહેતા ભરવાડ લોકને જુઓ! વળી પઠાણ લોકને જુઓ! આપણે તેમનાથી ડરીએ છીએ, બાળલગ્ને આપણો ઘરસંસાર દુઃખી બનાવ્યો છે. બાળલગ્નથી ઘણાં કજોડાં થાય છે. કોઈ ઠેકાણે વર બોબડો ને વહુ સારી તો કોઈ ઠેકાણે વહુ બોબડી ને વર સારો હોય છે. કોઈ ઠેકાણે વહુ વર કરતાં બે વેંત ઊંચી પણ હોય છે. આવા ભયંકર શત્રુની જાળમાંથી આપણને બચાવવાને શ્રીમંત સરકાર શ્રી સયાજીરાવે બાળલગ્નનો કાયદો કર્યો છે તે માટે આપણે તેઓશ્રીનો ઉપકાર માનીએ છીએ. સરકાર કાયદો કરે તે આપણા ભલાને માટે જ હોય છે. ફરજિયાત કેળવણીનો કાયદો પહેલાં આપણને નહોતો ગમતો પણ અત્યારે તેથી થતા ફાયદા થતા જોઈ આપણે તેને પસંદ કરીએ છીએ તે જ પ્રમાણે બાળલગ્નનો કાયદો હાલ કેટલાકને પસંદ નથી આવતો પણ જેમ જેમ તેના ફાયદા સમજાશે તેમ તેમ તેને એક અવાજે સહુ પસંદ કરશે. આ બાબતમાં કેટલેક સ્થળેથી સમજ્યા વગર જ વિરુદ્ધતા બતાવાય છે.

બાળલગ્નને મદદરૂપ આપણાં એક તિથિનાં, અને નવ અને અગિયાર વર્ષે આવતાં લગ્ન છે. અગિયાર વર્ષે વિવાહ આવે એટલે માબાપ પોતાનાં બાળકોને પરણાવવાની ઉતાવળમાં પડી જાય છે અને સારું-ખોટું જોવાનું ભૂલી જાય છે અને લાકડે માંકડું વળગાડી દે છે. તેમ કરતાંય કેટલાંક તો કુંવારાં રહી જાય છે અને માબાપને ફૂલના દડાનું કે બાહ્યવરનું મહાપાપ વહોરવું પડે છે. એક દહાડે લગ્ન થાય છે એટલે શાસ્ત્રમાં કહેલી વિધિમાંથી લગીરે બ્રાહ્મણો કરતા નથી, એટલે આપણી મશ્કરી કરવાને કહેવત પડી ગઈ છે કે : ''દોઢ છાણું ને ડોકલી ઘી, કડવો પરણે રાત ને દી.'' આપણાં લગ્ન આવે ત્યારે બધી ચીજોના ભાવ ત્રણ ચાર ગણા થઈ જાય છે. ભાઈને ઘેર લગ્ન હોય અને બહેનને ત્યાં પણ હોય એટલે બહેનને લહાવો ન પહોંચે અને ભાઈને પણ ન પહોંચે. જાનમાં માણસોની પણ તંગી પડે છે એટલે તો તંબોળીને પણ જાનમાં લઈ જઈએ છીએ. પછી જોઈ લો આપણી જાતની શોભા! લગ્ન ફરીને બહુ મોડાં આવે એટલે ગમે તેવું કામ હોય તો પણ પડતું મુકવું પડે

અને નુકસાન ખમવું પડે. આવી ખરાબ રૂઢિમાંથી બચવાને આપણે પ્રથમ પ્રયત્ન કરવો જોઈએ.

આપણને રંક બનાવનાર આપણો એક બીજો શત્રુ નાતવરા કે મરણ પાછળનાં જમણ છે. તે આપણને ગરીબ બતાવે છે એટલું જ નહિ પણ તે એક ત્રાસદાયક રૂઢિ છે જે વખતે શોક હોય તે વખતે સારાં સારાં જમણ શી રીતે ભાવે?

આપણી જ્ઞાતિમાં ઘણાને કન્યા નથી મળતી તેનું એક કારણ એ પણ છે કે ઘણા એક ઉપરાંત વધુ સ્ત્રીઓ કરે છે. આ ચાલ ખરાબ છે. નીતિવિરુદ્ધ છે. બે સ્ત્રીનો પતિ સુખી થતો નથી.

વળી આપણે કન્યાવિક્રયની સામે થવાનું છે. તે રિવાજ આપણામાં પહેલાં નહોતો. પણ થોડા વખતથી ઠેકાણે ઠેકાણે ડોકિયાં કરી રહ્યો છે. કન્યાવિક્રય એક મહાપાપ છે.

આ સહુ દુષ્ટ રિવાજોની સામે થવાને આપણી પાસે વિદ્યા હોવી જોઈએ, આપણે આપણાં બાળકોને ભણાવવાં જોઈએ. પુત્રની કેળવણી જેટલું જ ધ્યાન પુત્રીની કેળવણી ઉપર આપવું જોઈએ. શ્રીમંત સરકાર સયાજીરાવ મહારાજે ફરજિયાત કેળવણીનો કાયદો કર્યો છે તે માટે તેમનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે.

ખેતી ઉપર સમસ્ત દેશનો આધાર છે. ખેડૂતો જગતના પાલક કહેવાય છે. આપણે ખેડૂત છીએ અને આપણી ઉન્નતિ તેજ આપણા દેશની ઉન્નતિ કરી શકે. શ્રીમંત સરકાર સયાજીરાવને આપણે અરજ કરવી જોઈએ કે ખેતીવાડીને ઠેકાણે ઠેકાણે શાળાઓ સ્થાપે. ખેતી સાથે હુન્નર ઉદ્યોગની કેળવણીની પણ ઘણી જરૂર છે.

ભાઈઓ! મારે જે જે બાબતો જણાવવાની હતી તે જણાવી છે. આજની સભાનું પ્રમુખસ્થાન કુમારશ્રી લાલસિંહજીને આપવાની અમારી વિનંતિમાં આપ સહુ એક મનથી સંમત થશો. અત્રે પધારી સર્વે ભાઈઓએ અમારા ઉપર ઘણો ઉપકાર કર્યો છે. વ્યવસ્થાપક મંડળે અમારું આમંત્રણ સ્વીકારવાની કૃપા કરી છે તે માટે તેનો પણ આભાર માનું છું. અમારા કામકાજમાં કાંઈ પણ ખામી જણાય તો તે દરગુજર કરવાની વિનંતી કરી વિરમું છું.

ઉપર મુજબ રી. કમિટીના ચેરમેનનું ભાષણ ખતમ થતાં તેમણે તથા સેક્રેટરી મિ. લલુભાઈએ પ્રમુખ સાહેબના આવવાની રાહ જોવા માટે વિનંતી કરી સભા બરખાસ્ત થયેલી જાહેર કરી હતી.



સાંજના આઠ વાગતાં પછી પ્રમુખ સાહેબ સાથે દેસાઈ લલુભાઈ દે. કાળીદાસભાઈ, દે. અંબારામભાઈ વગેરે આવ્યાં હતાં. શેરથા ગામમાં નવું જીવન પ્રાપ્ત થયું હોય તે પ્રમાણે ગામ સમસ્ત સ્ત્રી, પુરુષ અને બાળકો સામૈયાના રૂપમાં

લાલસિંહજી ભાઈને લેવા ગયાં હતાં. આ સાયંકાળે શોભતા સામૈયાનો અપૂર્વ ઉત્સાહ જ્ઞાતિ સેવા ઉપરાંત કોઈ નવીન ભાવ ઉત્પન્ન કરતો હોય તેમ ચારે તરફ ફેલાઈ ગયો હતો. સમાજના મેમ્બરો અને પ્રમુખ સાહેબનું સ્વાગત કરવામાં શેરથાના ભાઈઓએ જે સંબંધ અને ભ્રાતૃભાવ દર્શાવ્યો છે તેનો કયા પ્રકારે મહેમાન અને પ્રમુખ સાહેબે બદલો વાળવો જોઈએ તે કહેવા પૂરતા શબ્દો લેખકને અત્યારે જડતા નથી, સમાજના મેમ્બરો કદાચ જમવાના કાર્યમાં રોકાયા ન હોત તો પ્રમુખ સાહેબનું સામૈયું વરઘોડાના રૂપમાં બદલાઈ જાત અને સ્ત્રી વર્ગના ઉત્સાહનાં ગાણાં કયા પ્રદેશ સુધી વિસ્તાર પામત તે પણ કહી શકાય નહીં. અસ્તુ. લાયકને લાયક માન આપવામાં શેરથા ગામના ભાઈઓ પછાત રહ્યા નથી એ પણ એક ખુશી થવા જેવો પ્રસંગ બન્યો છે. જમીને પરવાર્યા બાદ આશરે સાડા નવ વાગે રાત્રે પહેલા દિવસની બીજી બેઠક કરવામાં આવી હતી.

પ્રમુખ સાહેબની દરખાસ્ત અને ટેકાની જરૂર જ નહોતી, કારણ કે સર્વાનુમતે તેમને પ્રમુખ તરીકે નિમવાની અને આવતાં સુધી સભાનું કાર્ય મુલતવી રાખવાની સેક્રેટરી મિ. લલુભાઈની દરખાસ્ત પસાર થઈ ગઈ હતી. તો પણ વિવેક ખાતર દેસાઈ કાળીદાસ ભાઈએ તે દરખાસ્ત રજૂ કરી પ્રમુખ સાહેબના ગુણગાન અને સમાજ સાથેનો તેમનો સંબંધ સમાજની આગળ કહી બતાવ્યો હતો ત્યાર બાદ મિ. મગનલાલ એન્જિનિયરે તે દરખાસ્તને ટેકો આપ્યો હતો. મે. પ્રમુખ સાહેબે વેળાસર નહીં આવી શકવાનાં કેટલાંક કારણો જણાવી મોડું થવા માટે માફી ચાહી હતી. તે પછી સેક્રેટરી મિ. લલુભાઈએ સબ્જેક્ટ કમિટીના મેમ્બરોનાં નામ સૂચવ્યાં હતાં જે કેટલાક વધારા સાથે નક્કી થયેલા મેમ્બરોની સબ્જેક્ટ કમિટીએ રાતના સાડાબાર વાગતાં સુધી ઠરાવો ઘડવાનું કાર્ય કર્યું હતું.

## શ્રી કડવા પાટીદાર શુ. સમાજનો સાતમો મહોત્સવ-શેરથા

### સબ્જેક્ટ કમિટીના મેમ્બરોનાં નામ.

| | |
|---|---|
| કુમારશ્રી લાલસિંહજી રાયસિંહજી વિરમગામ | પા. ગોકળભાઈ પ્રાણદાસ શેરથા |
| મિ. કેશવલાલ માધવલાલ વકીલ વિરમગામ | પા. પરભુદાસ ધનજીભાઈ લાડોલ. |
| દેસાઈ કાળીદાસ હરજીવનદાસ વિરમગામ | પા. જગજીવનદાસ ગોપાળદાસ રૂપાલ |
| દેસાઈ અમરસિંહજી દેસાઈભાઈ વિરમગામ | પા. મગનલાલ રઘુભાઈ ,, |
| મિસ્ત્રી નારણજી રામજીભાઈ મુંબઈ | પા. મોહનલાલ ઈશ્વરદાસ મોખાસણ |
| પ્રોફેસર જેઠાલાલ ચિ. સ્વામીનારાયણ અમદા. | પા. ઈશ્વરદાસ અરજણદાસ બાળીસણા |
| પા. ત્રિકમલાલ દલપતરામ ભગત ,, | પા. હરીલાલ જગજીવનદાસ કેરાળા. |
| પા. મગનલાલ ગોવિંદલાલ એન્જિનિયર ,, | પા. રણછોડલાલ કાળીદાસ આદ્રજ |

દેસાઈ ચંદુલાલ મણિલાલ મુંબઈ
પા. રણછોડભાઈ શ્રીભાઈદાસ શેરથા
પા. બેચરભાઈ રાયજીભાઈ ગણપતપુરા
પા. તુળજાભાઈ નાથાભાઈ પાદરા
પા. જેઠાભાઈ વનમાળીદાસ તરસાળી
પા. છગનલાલ પિતાંબરદાસ સરઢવ
પા. દયાળજી ગંગારામ ,,
પા. માધવજી ત્રિભુવનદાસ આદ્રજ
પા. અંબાલાલ મોહનલાલ અમદાવાદ
પરી. માણેકલાલ ગોવિંદલાલ ,,
પરી. નગીનભાઈ વૃજલાલ ,,
પા. છબીલભાઈ છોટાલાલ ,,
દેસાઈ પ્રાણજીવન વૃજલાલ પાટડી
પા. મોતીલાલ કાળીદાસ અમદાવાદ
પા. લઘાભાઈ વીરજી મુંબઈ
પા. ઈશ્વરભાઈ મનોરભાઈ તરસાળી
પા. છોટાભાઈ ઈશ્વરભાઈ પાતરવેણી
પા. હીરાભાઈ ગોરધનભાઈ અંકલેશ્વર
શેઠ મફાભાઈ ગોવિંદજી વિરમગામ
દેસાઈ રતીલાલ મગનલાલ પાટડી
પા. મગનલાલ ચતુરભાઈ સાણંદ
પા. નાથાલાલ છગનલાલ શેરથા
પા. રણછોડભાઈ જીવણભાઈ ,,
પા. માધવજી પિતાંબરદાસ કંડ
પા. નારણભાઈ સુખલાલ ચા. વાસણા
પા. રણછોડદાસ જીવણદાસ ઓગણજ.
પા. માધવલાલ ત્રિકમલાલ શેરથા
પા. કાળીદાસ શિવદાસ મોખાસણ
પા. મોતીભાઈ ઉમેદદાસ કંડ
પા. કુબેરદાસ છોટાલાલ વિરમગામ
પા. લલુભાઈ સોમનાથ ,,
પા. મણિલાલ હરીભાઈ કે. વાસણા
પા. જોઈતનદાસ લાલદાસ પાનસર.
પા. પુરુસોત્તમદાસ બાળચંદ જમીઅતપુરા
પા. કરસનદાસ રણછોડદાસ શેરથા
પા. કરસનદાસ ત્રિભોવનદાસ ,,
પા. ભગવાનદાસ જીજીભાઈ પાતરવેણી
પા. મોતીદાસ શંભુદાસ શેરથા
પા. જોરભાઈ મુનદાસ ,,
પા. ઉમેદદાસ સવજીદાસ ,,
પા. પેલાદજી કસીદાસ ,,
પા. સોમનાથ હરગોવિંદદાસ અમદાવાદ
પા. માણેકલાલ કુબેરદાસ વિરમગામ
પા. વિઠ્ઠલભાઈ જેસિંગભાઈ સરઢવ
પા. કાનજીભાઈ શિવલાલ ચાણસ્મા

ઉપર જણાવેલા મેમ્બરોની સબ્જેક્ટ કમિટીની બેઠક મંડપમાં જ થઈ હતી અને ઘણું શાંતિથી કામ ચાલ્યું હતું. સેક્રેટરી અને બીજાઓ તરફથી રજૂ થયેલા ઠરાવોમાં સુધારાવધારા કરી સમાજની બેઠકમાં લાવવા માટે તે વખતે પહેલેથી ૧૩ સુધી ના ઠરાવો ઘડી કહાડી કમિટી બરખાસ્ત થઈ હતી.

## તા. ૧૯મીનો બીજો દિવસ

રવિવારનું રળિયામણું પ્રભાત કડવા પાટીદાર જ્ઞાતિને મંગળ સૂચવતું  ઉદય થયો. મેમ્બર વર્ગ નાહીધોઈ અને સ્ત્રી વર્ગ પોતાના કાર્યથી પરવારી આઠ વાગે મંડપમાં હાજરી આપવી શરૂ કરી દીધી. નવ વાગતાનાં સુમારે પ્રમુખ સાહેબનો જય થવાના ધ્વનિ સાથે જ સઘળા ભાઈઓ ઊભા થઈ ગયા, પ્રમુખ સાહેબ અને અન્ય વર્ગે પોતાની જગ્યા લીધા બાદ શ્રી ઉમિયા માતાની સ્તુતિ રૂપે મંગળાચરણ શરૂ

થયું અને તે પૂર્ણ થતાં પ્રમુખ સાહેબે મુદ્દાસર પોતાનું ભાષણ શરૂ કર્યું. સભાનો વ્યતીત થઈ ગયેલો અને પ્રમુખ સાહેબને નહીં મળેલા સમયના અભાવે પ્રમુખના ભાષણની જે ખીલવટ અને અસર થવી જોઈએ તે થઈ શકી નહોતી. તો પણ સમાજનો ઉદ્દેશ લક્ષમાં રાખી, સદ્‌ગત તંત્રીના અવસાનથી શરૂ કરી, બ્રહ્મચર્ય, કેળવણી, પ્રેતભોજન, દુર્વ્યસન, બાળલગ્ન અને ખેતીવાડીના મુદ્દાઓ તેમણે સમજાવ્યા હતા. જેથી શ્રોતાના મન ઉપર કંઈક અસર થઈ હતી. ખેતીવાડી વિષે ગંદકી અને હાડકાંના કીમતી ખાતરના ફાયદા સમજાવી તે વસ્તુઓનો ઉપયોગ કરવાની ભલામણ કરી હતી. કોઈ પણ જાતના મતભેદ વગર વિરુદ્ધતા દર્શાવ્યા સિવાય સંપથી એકઠા થવા માટે પ્રશંસા કરી હતી.

મરણ પાછળનાં જમણો શાસ્ત્રવિરુદ્ધ છે અને ગરુડપુરાણમાં તે કરવાનું કહ્યું નથી તેમ અન્ય સ્થળે પણ તે વિષે લખાયું નથી તેમ કહીને હાલના દુઃખદ સંયોગોમાં તેને નાબૂદ કરવા જણાવ્યું હતું. અસારવામાં રૂ. ૩૦ હજારનો જમણ પાછળ થયેલો ખર્ચ કેળવણીના ઉપયોગ અર્થે થયો હોત તો વધારે સારી અસર થઈ શકત એમ કહી કેળવણી માટે તે ગૃહસ્થ તરફથી કંઈ આપવામાં આવ્યું નથી તેમ શોકની વાત જણાવી હતી. બાળકો માટે ભેંસના જાડા દૂધના ઉપયોગથી તેમની બુદ્ધિ પણ જાડી થવાની અને બ્રહ્મચર્ય પાળવાની જરૂર વિષે સારું વિવેચન કર્યું હતું. માતા પિતાની ફરજો માટે શાસ્ત્રમાં પાનાં ને પાનાં ભર્યાં છે તે તરફ ઘણાં માબાપો દુર્લક્ષ રાખે છે તે કહી પુત્રની ફરજને સદ્‌વર્તન લાવનારી કહી હતી. શાસ્ત્રનાં વચનોનું સત્ય, આચારમાં આપણે મૂક્તા નથી તે વર્ણવી સત્ય ટેક ગ્રહણ કરવાની ભલામણ કરી હતી અને તેમ થતાં આપોઆપ સદ્‌ગુણો આવશે એમ કહ્યું હતું.

પાટીદારો આગળના વખતમાં દેવ તરીકે મનાતા હતા તેના કારણમાં ૨૫ વર્ષના પુત્ર સાથે ૧૬ વર્ષની પુત્રીનાં લગ્ન થતાં હતાં એમ કહી તેમ કરવામાં શ્રેષ્ઠ પાટીદારનું લક્ષણ હોવાનું કહ્યું હતું. સાત્ત્વિક ખોરાક લેવાની જરૂર અને જેમાં મરચાં, તીખા વ્યસનને પોષણ ગણાતા પદાર્થો તજવાની ભલામણ કરી હતી. છેવટે દેવપાટીદાર જેવા બનવા માટે તેમણે સઘળા ભાઈઓને ભલામણ કરી પોતાનું ભાષણ થોડા જ વખતમાં સમાપ્ત કર્યું હતું.

ત્યાર બાદ સબ્જેક્ટ કમિટીમાં પસાર થયેલા અને પોતા તરફથી રજૂ થવાના ઠરાવો પૈકી પહેલો, બીજો અને ત્રીજો ઠરાવ વાંચી સંભળાવ્યો હતો. સદ્‌ગત તંત્રીના મર્ણનો શોક પ્રદર્શિત કરનારો ચોથો ઠરાવ સભાના દરેકેદરેક મેમ્બરોએ ઊભા થઈને અંતઃકરણની ઊંડી દિલગીરી સાથે પસાર કર્યો હતો અને તેમના આત્માને શાંતિ મળે તે અર્થે પ્રાર્થના કરી હતી. જાહેર પ્રજામાં સાહિત્યનો શોખ ફેલાવી તેમનું જીવન

ઉચ્ચ બનાવવાના પારમાર્થિક ઉદ્દેશ માટે પ્રયત્ન કરતા પાટીદાર બંધુ અંબાલાલભાઈ અને દેશની તમામ **પાટીદાર કોમને એકત્ર કરી તેમની ઉન્નતિ અર્થે સ્થપાયેલી કૂર્મી ક્ષત્રિય મહાસભાના સંચાલક બાબુ રામાધિનસિંહના અકાળે થયેલા અવસાનનો શોક પ્રદર્શિત કરી તેમના આત્માને શાંતિ બક્ષવા માટે પ્રભુ પ્રાર્થના કરનારો પાંચમો ઠરાવ પણ સભાની ગમગીની વચ્ચે પસાર કરવામાં આવ્યો હતો.**

ત્યારબાદ છઠ્ઠો ઠરાવ પાટીદાર જ્ઞાતિમાં રત્ન રૂપે પ્રકાશી રહેલા ભારતમાતાના સુપુત્ર ઑ. વિઠ્ઠલભાઈ પટેલ પોતાની બાહોશીભરેલી કાર્યદક્ષતાના પરિણામે ના. વૉઈસરોયની ધારાસભામાં પ્રજા પક્ષના મેમ્બર તરીકે પસંદગી પામવાથી તેમને મુબારકબાદી આપવાનો પ્રમુખ સાહેબે રજૂ કર્યો અને તે સભાની ખુશાલી વચ્ચે પસાર થયો હતો. સાતથી દશ સુધીના ઠરાવો પણ પ્રમુખ સાહેબ તરફથી રજૂ થયા હતા અને સભામાં સર્વાનુમતે પસાર થયેલા જાહેર થયા હતા.

ઉપર મુજબના ઠરાવો પસાર થઈ રહ્યા બાદ બપોરના ૪ થી ૫ વાગ્યા સુધી સબ્જેક્ટ કમિટી અને ત્યારબાદ સભાનું કામ શરૂ થવાનું પ્રમુખ સાહેબે જણાવ્યું હતું. સભા બરખાસ્ત થાય તે પહેલાં યુવક મંડળના સેક્રેટરી મિ. માણેકલાલે તે સંસ્થાનો ઉદ્દેશ જણાવી બે થી ચાર વાગ્યા સુધી મંડળમાં તે સંસ્થાની બેઠક કરવાની તથા પ્રમુખ સાહેબ અને અન્ય મેમ્બરોને યુવકના કાર્યને ઉત્તેજન આપવા માટે પધારી તસદી લેવાની વિનંતી કરી હતી ત્યાર બાદ ૧૧ વાગે સભા બરખાસ્ત કરવામાં આવી હતી.

બપોર પછી જમીને પરવાર્યા પછી સઘળા મેમ્બરો આરામ લેતા હતા તે વખતે તાપનું જોર પણ અસાધારણ હતું. તોપણ પોતાનો પવિત્ર ઉદ્દેશ બર લાવવા માટે - **વડીલોએ કરેલાં પાપોનું પ્રાયશ્ચિત્ત કરવા તેમના પુત્રોને જાણે પ્રજ્જ્વલિત અગ્નિમાંથી પસાર થવાનું હોય તે પ્રમાણે અગ્નિ વર્ષાવતા તાપમાં આનંદથી હોમાતા આપણા યુવકો, પ્રસન્ન મુખાર્વિંદે પોતાના કાર્યમાં ઉદ્યુક્ત થયેલા નજરે પડતા હતા.**

યુવક મંડળ ખુલ્લું જાહેર કરવા પૂરતી જ તેમની આ બેઠક થવાની હતી અને તેનું પ્રમુખસ્થાન સુપ્રસિદ્ધ દેસાઈ અમરસિંહજીને આપવા માટે યુવકોએ બનતો પ્રયાસ કર્યો હતો. પોતે તે નહીં સ્વીકારી શકવા માટે દિલગીરી બતાવી તેમના કાર્યની ફતેહ ઈચ્છી દેસાઈજીએ કેટલીક સલાહ આપી હતી. તેમના કાર્યને ખુલ્લુ મુકવા માટે તેમના અચળ સંકલ્પે દેસાઈજી જેવો જ બીજો પ્રેસિડેન્ટ બતાવ્યો. સઘળા યુવકોની પસંદગી મુંબઈવાળા નારણભાઈ મિસ્ત્રી ઉપર ઊતરી. અત્રે કહેવું જોઈએ કે તેમના શુભ કાર્યના મુહૂર્ત માટે યોગ્ય પ્રેસિડેન્ટ મેળવવા યુવક મંડળ ભાગ્યશાળી બન્યું છે.

યુવક મંડળનું કાર્ય જોવાજાણવાની દરેકની ઇચ્છા હતી પરંતુ કેટલાક અશક્ત મેમ્બરો તડકાના ત્રાસથી ઉતારા બહાર નીકળી શક્યા નહોતા, જ્યારે લગભગ બસો જેટલી સંખ્યામાં સમાજના મેમ્બરોએ આ વીર પુત્રોને ઉત્તેજિત કરી કાર્યપરાયણ જોવા માટે હાજરી આપી હતી. નક્કી કરેલા ટાઈમની એક એક મિનિટ તેમણે સાચવી, મળેલા વખતનો સારો લાભ લીધો હતો. સદ્‌ગત શેઠ દ્વારકાદાસ અને તંત્રી ભાઈ પુરુષોત્તમદાસના આત્માનું તેજ જાણે યુવક મંડળમાં વહેંચાઈ ગયું હોય તેવો દરેક અનુભવીને ભાસ થયો હતો. માત્ર દ્વારકાદાસ જેવા એકાદ ગર્ભશ્રીમંતની હાજરીની જ ખામી હતી. બરાબર અઢી વાગે મિસ્ત્રી નારણભાઈએ પોતાના મિત્રો અને સમાજના અન્ય મેમ્બરો સાથે મંડપમાં હાજરી આપી હતી. પ્રમુખ તરીકેની દરખાસ્ત પાસ થઈ રહ્યા બાદ તેમણે તે જગ્યા સ્વીકાર્યા પછી તેમને હારતોરા અર્પણ કરવામાં આવ્યા હતા.

પ્રમુખ તરીકે યુવક મંડળને ઉત્તેજિત કરનારું તેમનું ભાષણ રસિક અને યુવકોના પુરુષાર્થમાં ઉત્સાહ અને ઉમંગને પ્રેરે તેવું હતું. સમસ્ત જ્ઞાતિને જે પુત્રની ખોટ પડી છે તે જ્ઞાતિ ભક્ત સદ્‌ગત પુરુષોત્તમદાસની છબી સમાજને ભેટ આપવા માટે યુવક મંડળે તૈયાર કરાવેલી તે યોગ્ય પ્રસંગે સમાજને અર્પણ કરવા પ્રમુખને સોંપવામાં આવી હતી. તે પ્રસંગના ઠરાવ વખતનો મંડપનો દેખાવ અર્પણ કરવા પ્રમુખને સોંપવામાં આવી હતી. તે પ્રસંગના ઠરાવ વખતનો મંડપનો દેખાવ શોકભર્યો થઈ ગયો હતો. હાજર રહેલા દરેકના ચહેરા ઉપર શોકનાં વાદળોનું અવર્ણનીય આવરણ છવાઈ રહ્યું હતું. હૃદયને પથ્થરસમાન મજબૂત બનાવી મંદ અને તૂટક વાણીથી તે કાર્યને જૂજ વખતમાં આટોપી લેવામાં આવ્યું હતું. પોતાના આત્મારૂપ ગુરૂ સમાન વ્યક્તિની ખોટ યુવકોને જાણે સાલતી હોય અને તે નહીં સમજી શકનાર કિંવા સદ્‌ગતના મર્ણનો શોક નહીં પ્રદર્શિત કરનાર પ્રત્યે તિરસ્કાર બતાવવાને ઉત્તેજિત થયા હોય તેમ પણ લાગતું હતું. તેમના અંતરની આ ઊંડી દાઝ યોગ્ય પ્રસંગને માટે છુપાવી રાખી શાંતિ અને ડહાપણથી કાર્યની સમાપ્તિ કરવામાં તેમણે યોગ્ય જ કર્યું છે.

યુવક મંડળની બેઠક ૪ વાગે ખલાસ થઈ હતી અને તે જ વખતે સબ્જેક્ટ કમિટી મંડપમાં મળવાની હતી. પરંતુ દે. અમરસિંહજીની તબિયત બીમાર હોવાને લીધે સ. કમિટીના મેમ્બરો તેમના ઉતારે આવ્યા હતા તે વખતે કમિટીની બેઠકમાં દેસાઈજી ભાગ લઈ શકે તે સ્થળે બેઠક રાખવાની ખબર પ્રમુખ સાહેબને મોકલવામાં આવતાં પોતે ખુશી થઈ સંમતિ દર્શાવી હતી જેથી સાડાચાર વાગે દેસાઈજીના ઉતારાના બીજા હોલમાં સ. કમિટી મળી હતી. આંક ૧૪ થી ૨૩ સુધીના ઠરાવો તે વખતે ઘડીકહાડી સબ્જેક્ટ કમિટીમાં પસાર કરવામાં આવ્યા હતા. મહામંડળ સંબંધી

૨૨ મા ઠરાવે કમિટીનો અરધો કલાક લીધો હતો અને તેમાં કમિટીના સઘળા મેમ્બરો અને મે. કાળીદાસભાઈ વચ્ચે નીચે મુજબ ટપાટપી થઈ હતી.

સેક્રેટરી તરફથી આ ઠરાવ રજૂ થતાં દે. કાળીદાસભાઈએ જણાવ્યું કે - ''મહામંડળ એક ખાનગી સંસ્થા છે, તે તમારી સૂચના મુજબ ચાલવા બંધાયેલી નથી અને તેના કાર્યની ટીકા કરવાનો આપણને અધિકાર નથી.'' આ હકીકતનો ઇનકાર કરતાં સઘળા મેમ્બરો કાળીદાસભાઈના વાંધાનો જવાબ આપવા લાગ્યા પરંતુ પ્રમુખ સાહેબે તેમ થતું અટકાવી જણાવ્યું કે - આપણે કોઈની ટીકા કરવા માગતા નથી, એક પ્રકારની આ તો ભલામણ છે એને તેમ કરવામાં આપણે કાંઈ ખોટું કરતા નથી.

જેને હૃદય છે તેઓ લાગણીને જાણી કદર કરી શકે છે, જેને અનુભવ છે તેઓ પ્રસંગને ઓળખી શકે છે, જેને બેમાંનું એકે નથી તે કોઈને ઉપયોગી નથી, તેનું જીવન તદ્દન નિરસ - રૂક્ષ અને શુષ્ક - હોય છે. એટલે સહૃદય પુરુષોએ ગરમ નહીં થતાં પુરુષાર્થને વળગી રહી, સમયની રાહ જોઈ, સંયોગોને અનુકૂળ બનાવવા પ્રયત્ન કરવો વધારે ઇષ્ટ છે. તંત્રી

દે. અમરસિંહજી અને મિ. કેશવલાલ વકીલે જણાવ્યું : ''આપણે મહામંડળને હુકમ કરતા નથી અને તેમ કરવાની સત્તા પણ નથી, પરંતુ આ તો વિનંતી કરવા જેવો ઠરાવ છે અને ભલામણ રૂપે લાવી શકીએ. આ સમાજે મહામંડળના ફંડમાં પૈસા આપ્યા છે એ પણ ઠરાવ લાવી શકાય તેવું કારણ છે.''

પ્રો. જેઠાલાલભાઈએ તે વખતે બોર્ડિંગની વ્યવસ્થા અને વહીવટ વિષે પોતાનો અનુભવ કહેતાં જણાવ્યું કે, ''આ ઠરાવ કરી મહામંડળના દરેક મેમ્બરોની જાણ પર આ હકીકત લાવવાની જરૂર છે. કારણ કે જેઓ વ્યવસ્થાપક અને બોર્ડિંગ કમિટીનું કામ કરે છે તે તો બધું જાણે છે, છોકરાઓની વાજબી ફરિયાદોનો યોગ્ય ન્યાય થતો નથી.'' વગેરે. એક મેમ્બરે જણાવ્યું : ''મહામંડળ જેવી સંસ્થાને કાંઈ પૂછવામાં આવે તો કોઈ જવાબ પણ આપતું નથી. જ્ઞાતિના જુદા જુદા ભાગના બંધુઓના છોકરા માટે મહામંડળ તરફથી કંઈ થઈ શકશે કે નહીં એ કેમ જાણવું?''

સઘળી દલીલોના જવાબમાં દે. કાળીદાસભાઈએ જણાવ્યું : ''કોઈ માણસ ધર્મશાળા બંધાવે અને તેનો ગમે તેવો વહીવટ કરે તેમાં બીજાને માથું મારવાનો શો હક્ક છે? તેને હક્ક નથી તે પ્રમાણે મહામંડળ રજિસ્ટર અને ખાનગી સંસ્થા છે તે વિષે આપણે આવો ઠરાવ લાવી શકીએ નહીં.''



મિ. મગનભાઈ એન્જિનિયરે સઘળા ભાઈઓને શાંત કરતાં જણાવ્યું : ''આ ઠરાવ જે આવે છે તે અસલના લખાણ કરતા બની શકે તેટલો નમ્ર કર્યો છે, એમ કહી પહેલાંનો નમૂનો-ડ્રાફ્ટ જે સખત હતો તે જોરથી વાંચી સંભળાવ્યો હતો અને

જણાવ્યું કે કાળીદાસભાઈની કંઈક સમજફેર થતી લાગે છે. કોઈ સંસ્થા ભલે રજિસ્ટર હોય પણ જ્ઞાતિહિત કરવાનું તે માન ધરાવતી હોય તો તેની વાજબી ટીકા કરવાનો દરેકને હક્ક છે, તો આ સમાજ જેવી જ્ઞાતિના પ્રતિનિધિઓની સભા આવો ઠરાવ કરી શકે તેમાં કાંઈ નવાઈ નથી. કરવો જ જોઈએ. કાર્ય વાહકનું ખાનગી માન અને કોઈ સંસ્થાના અધિષ્ઠાતા તરીકેનો સંબંધ એ બેઉ એકત્રિત થાય ત્યારે આવી દલીલો લાવવાનું કારણ બને છે, પરંતુ જ્ઞાતિહિતને લક્ષમાં રાખી કોઈપણ કાર્યવાહકનું જ્ઞાતિહિતનું કાર્ય વાજબી ટીકાને પાત્ર છે. વિદ્યાવૃદ્ધિ અને ખેતીવાડીના સવાલો તે સંસ્થાએ હાથ ધર્યા છે, અને આ સમાજે પાતાના માથેથી બોજો ઓછો થાય છે એમ સમજી તેની પાસે ફંડ થવા દીધું છે. સંસ્થા ભલે રજિસ્ટર હોય પણ જ્યાં સુધી તેના નેતાઓ, સહાયકો વગેરે પોતાની આ ખાનગી પેઢી છે એવું જાહેર રીતે કહે નહીં ત્યાં સુધી આપણે કાળીદાસભાઈની દલીલ સ્વીકારવાથી મહામંડળમાં નાણાં આપનારાઓ માટે ખોટો અભિપ્રાય બાંધીએ છીએ એમ મારું માનવું છે.'' એક મેમ્બરે કહ્યું - જો મહામંડળ જેવી સંસ્થાના કામ વિષે આવો ઠરાવ લાવી શકાય નહિ તો જે ગૃહસ્થો પોતાના બાપની પાછળ ગાંઠના પૈસા ખર્ચ કરી કારજવરા કરે છે તેમની ટીકા કે તે બંધ કરવાના ઠરાવો કરવાનો ઠરાવ આ સમાજ કયા હકથી કરી શકે છે તે કાળીદાસભાઈ જણાવશે કે?

આ સઘળી વાત શાંત કરતાં દે. અમરસિંહજીએ કહ્યું - આ ઠરાવ કાંઈ ટીકા નથી આ તો વિનંતી કરવા જેવી ભાષા છે, હક્ક કે ના હક્કની આમાં તકરાર નથી, બધા ઠરાવો અત્યાર સુધી સર્વાનુમતે પાસ થાય છે તેમ અત્યારે થાય તો સારું.

દે. કાળીદાસભાઈએ ઠરાવ પ્રત્યે પોતાની સંમતિ આપવાથી તકરારનો ડહાપણભરેલો નિવેડો આવી ગયો અને કમિટીમાં તે ઠરાવ સર્વાનુમતે પાસ થયો હતો અને સાડાપાંચ વાગે આ કમિટી બરખાસ્ત થતાં બેઠકનું કાર્ય શરૂ થયું હતું.

પ્રમુખ સાહેબે પોતાની બેઠક લીધા પછી મંગળાચરણ થઈ રહ્યા બાદ બાળલગ્ન નહીં કરવા વિષેનો ૧૧ મો ઠરાવ પ્રૉ. જેઠાલાલભાઈએ રજૂ કરતાં જણાવ્યું—

દરેક જણે ગૃહસ્થાશ્રમી થવું જોઈએ. અન્ય જ્ઞાતિઓ અને આપણે ગૃહસ્થાશ્રમમાં જોડાઈએ છીએ તેમાં ઘણો ફેર છે. આપણામાં દર દશ વર્ષે એક જ વખત ગૃહસ્થાશ્રમનું દ્વાર ખૂલતું હતું એ કેટલું બધું નુકસાનકારક ગણાય? અમારા શહેરમાં એક બાઈ કહેતી હતી કે (દીકરી બાળક છે માટે) મારે તો છોડી નથી પરણાવવી અત્યારથી તે કોણ તાવ લાવે! બાળલગ્નનું દુઃખ જોઈને શહેરના લોકોએ એક સિદ્ધાંત પકડી લીધો છે કે છોકરો પરણાવવા અને છોડીઓ કુંવારી રાખવી! ન પરણાવવાથી વશ (?) કન્યા કહેવાય માટે ફૂલના દડાનો રિવાજ આખી જ્ઞાતિમાં

પડી ગયો છે. સારો લાયક વર અને ઘર જોઈ મોટી થાય ત્યારે ફૂલના દડાની કન્યાનો સંબંધ કરવામાં આવે છે, અમારા શહેરમાં તેને ઠામ બેસાડી એવું કહે છે.

આ રિવાજથી એટલું ખુલ્લું સમજાય છે કે મોટી ઉંમરે કન્યાનો સંબંધ કરવાના ફાયદા શહેરના લોકો ક્યારના સમજી ગયા છે. વળી કન્યાના પૈસા જેને લેવા છે તેને વિવાહમાં છોડી પરણાવવાની વાત કરશો તો તેને જરૂર તાવ ચઢશે. કન્યા ન પરણાવે અને છોકરા પરણાવાય તો જરૂર કન્યાવિક્રય થાય જ, એટલા માટે છોકરાના બાપે પણ ધીરજ રાખી તેને ભણાવીને મોટા થાય ત્યારે પરણાવવો જોઈએ. કન્યા મોટી થયા પછી તેના માટે કયો વર ઈષ્ટ છે તે શોધીને સંબંધો થશે ત્યારે જ આપણાં દુઃખોનો અંત આવશે.

આ ઠરાવનો આશય એવો છે કે નાનાં બાળકો નહીં પરણાવતાં ધર્મશાસ્ત્રોની આજ્ઞા મુજબ વરકન્યાની લાયકાત જોઈ યોગ્ય ઉંમરે પરણાવવાં. તેમ કરવાથી બાળલગ્નનો કાયદો પણ સચવાશે, ત્યારે જ તમારાં બાળકોનું કલ્યાણ થશે, ક્ષય વગેરે જાતના રોગોનો ભોગ થતાં અટકશે. (જર્મન સરદાર) વૉન. હીડન્બર્ગ સને ૧૮૭૧માં ફ્રાન્સ સાથે લડ્યો હતો આજે તે જીવતો છે અને રાજધુરાનું વહન કરે છે. લૉર્ડ એસ્કવીથ વૃદ્ધ છતાં રાજકારભાર ચલાવી શકે છે. આનું કારણ તેઓ યોગ્ય ઉંમરે પરણેલા છે. તેમનામાં લાયકાત મેળવ્યા પછી લગ્ન થઈ શકે છે. કન્યા અને વર બંને લાયક થયા સિવાય લગ્નની ગાંઠથી જોડવાં નહિ. આ વખતે લગભગ ૮૦ ટકા જેટલી કન્યાઓ કુંવારી રહી છે તે પ્રમાણે છોકરાઓને પણ કુંવારા રાખવા જોઈએ, અને તેમ થવાથી જ્ઞાતિ અને દેશની સ્થિતિ સુધારી શકીશું, મોક્ષ મેળવવા માટે પણ તેમ થવાની જરૂર છે માટે જૂની રૂઢિનું બંધન જે તૂટી ગયું છે તે ફરીથી ચાલુ થવા પામે નહીં તે માટે આપણાથી બની શકે તેટલું કરવું અને કરાવવું એ મારી સઘળા ભાઈઓને વિનંતી છે. આ ઠરાવને ટેકો આપતાં–

મિસ્ત્રી નારણભાઈએ ઠરાવને ટેકો આપતાં જણાવ્યું કે, બાળલગ્નને આખી દુનિયા ધિક્કારે છે એટલે તેના વિરુદ્ધ જેટલું બોલીએ તેટલું થોડું છું. અન્ય જ્ઞાતિઓમાં તો ૧૪-૧૫ વર્ષના બાળકનાં લગ્નને બાળલગ્ન કહેવામાં આવે છે ત્યારે આપણાં બાળલગ્નને કયા પ્રકારનાં બાળલગ્ન કહેવાં જોઈએ? કેટલાક સ્વાર્થસાધુ કહે છે કે આપણામાં તે પરાપૂર્વથી ચાલ્યું આવે છે! હું નાનો હતો ત્યારે અને આજથી ૧૨ - ૧૫ વર્ષ પહેલાં, એમ જ સમજતો કે માતાજી આપે છે ત્યારે જ લગ્ન થાય છે. પણ જ્યારે તપાસ કરેલી ત્યારે માલૂમ પડ્યું કે માત્ર ઊંઝાના પટેલો અને અમદાવાદના કેટલાક સ્વાર્થી લોકો લગ્ન કરવાની વાત ફેલાવે છે અને પકડી રાખે છે. આ વિષય ઘણો ચર્ચાયો છે એટલે તે સઘળું પિષ્ટપેષણ જેવું જ મને તો લાગે છે.

રૂપાલવાળા પા. મગનલાલ રઘુભાઈએ ઠરાવને અનુમોદન આપતાં જણાવ્યું કે પ્રથમ તો પ્લેગ જેવા ભયંકર રોગમાંથી બચી જ્ઞાતિહિતનાં કાર્યમાં જોડાવા અત્રે એકત્ર થઈ શક્યા છીએ તે માટે પ્રભુપ્રાર્થના કરવી જોઈએ. બાળલગ્ન જેવા કુધારા જ્ઞાતિમાંથી દૂર કરવા મળ્યા છીએ, તેનાથી આપણને ઘણું જ નુકસાન થયું છે. વિદ્યા પ્રાપ્ત થઈ શકતી નથી તેમજ શરીરની જે મુખ્ય કેળવણી તે બાળલગ્ન નહીં કરવાથી જ પ્રાપ્ત થાય છે. અત્રે તે વિષે આપણે કહીએ છીએ તેમ વર્તવાથી જ જલદી ફાયદા થશે માટે બાળલગ્ન નહીં કરવાનો અવશ્ય વિચાર કરવો જોઈએ. ખેતીવાડીમાં બળની જરૂર પડે છે. મારા એક મુરબ્બીએ બાળલગ્નથી નહીં પરણનાર કાબલીનો દાખલો આપ્યો હતો કે જેણે પાંચ-છ આદમીને એકલાએ ફેંકી દીધા હતા. આપણે તેને નથી પહોંચી શકતા અને ડરી જઈએ છીએ તેનું કારણ આપણામાં થતાં બાળલગ્ન છે.

તરસાળીવાળા પા. જેઠાભાઈ વનમાળીદાસે વિ. અનુમોદન આપતાં જણાવ્યું કે આપણામાં ૨૫ વરકન્યા પરણે તેમાં ભાગ્યે જ ૭૦૮ જીવતાં રહે છે. બાકીનાં જોડાં ખંડિત થવાથી જ્ઞાતિમાં કુસંપ અને અધર્મનો ફેલાવો થાય છે. છૂટાં લગ્નથી ખર્ચ વધી જવાની કેટલાક વાતો કરે છે તે હું માનતો નથી. એકે વખતે ચીજોની સામટી ગરજ ઊભી થાય અને ઘરાગ ઘણા હોય તો કીંમત પણ વધી જાય જ. વળી બાળલગ્નમાં જે લ્હાવા અધૂરા રહી જાય છે તે આણાં, પિયાણાં અને પુંખણામાં લેવાય છે તેનો અને ખંડિત જોડાં થાય છે તે ખર્ચ નકામો જવાથી નવો ખર્ચ કરવો પડે છે એટલે ખર્ચ વધી જવાની વાત ખોટી છે પણ એક તારીખની પ્રથાથી ઊલટો વધારે ખર્ચ થાય છે. લગ્ન માતાજી તરફથી નહીં પણ પાટલાવાળા તરફથી નીકળે છે તે દરેક બંધુએ વીસરવું નહીં તેનો ખાસ વિચાર કરી આ નુકસાનકારક રૂઢિનું તેઓ જે બંધન રાખવા માગે છે તેમાંથી મુક્ત થવું.

સરઢવ વાળા પા. છગનલાલે આ ઠરાવને અનુમોદન આપતાં જણાવ્યું કે પ્રથમના વખતમાં તો ૧૮-૧૯ વર્ષે કન્યાને વળાવતા એમ અમારા ઘરડા કહેતા. વરકન્યા ઘણું જીવતાં. એક વખત કહે કે અમારી જાન ઝાલાવાડમાં ગયેલી ત્યારે હજામ તેલ લેવા ગયો. તેને તેમણે પૂછ્યું કે, "તેલ કોના વાસ્તે જોઈએ છીએ"? હજામે જણાવ્યું પટેલો વાસ્તે. ફરીથી પૂછ્યું કે પટેલો તે બેઠા છે કે ઊભા છે? મતલબ કે તે વખતના આપણા વડીલો એવા કદાવર હતા કે બેઠેલા ઊભા જેવા જણાતા. અત્યારે આપણું બાળક કે જેના હાથે આપણો ઉદ્ધાર કરાવવો છે તેની કિંમત આપણે  ભેંસ જેટલી પણ માનતા નથી. ગામડાના લોકો વિષે એક એવો અનુભવ છે કે - સાસુઓ કહે છે કે - વહુ રાંડ છોકરાને દબાવે છે! છોકરાને ગણતી નથી! છોકરું હીંચકે પડ્યું છે!! ભાઈઓ! એ શું ખરું નથી? જો ખરું છે તો જરૂર આ રિવાજને

સદંતર નાબૂદ કરો. (તાળીઓ).

અમદાવાદવાળા પા. સોમનાથભાઈ હરગોવિંદદાસે જણાવ્યું કે - છોકરાને બાળપણમાં પરણાવાથી જ વેવિશાળ થઈ જાય છે એ વાત ખોટી છે. બીજી જ્ઞાતિનાં બાળકો કેમ કુંવારાં રહેતાં નથી? ખર્ચની બાબતનો હિસાબ સમજાવી જૂના રિવાજથી વધારે થઈ જવાનું સમજાવ્યું હતું. આખી જ્ઞાતિના છોકરાને સાથે પરણાવવાથી સારું ખોટું જોવાનું નથી. દશ પરણે તેમાં બે જ જીવે છે! છોકરાં - છોડીની ઉંમરે જોઈને કદાચ સંબંધ કર્યો હોય તો પણ ઉકરડી (કન્યા)ને વધતાં વાર લાગતી નથી એવું કહેવાય છે તે તદ્દન સાચું છે. એટલે દરેકેદરેક કજોડાં થાય છે. કેટલીક વખત છોકરો ઠળીઆ જેવડો હોવાથી કન્યાઓ બાપ વોળાવતો નથી. છૂટકાના કેસો બને છે તેમાં ૫૦૦-૭૦૦ ખર્ચ થાય છે. આ બધું સમજવા છતાં મૂકી દેવાયું નથી, હવે માર્ગ ખુલ્લો થયો છે એટલે લોકો મૂકી દેશે જ.

ઉપર પ્રમાણે રજૂઆત અને અનુમોદનો થતાં સર્વાનુમતે ઠરાવ પસાર થયો હતો. ઠરાવ ૧૨મો પ્રમુખ સાહેબે રજૂ કયો હતો તે પણ પાસ થઈ ગયો ત્યાર બાદ ઠરાવ ૧૩મો બાળલગ્નના કાયદાના क અપવાદમાંથી આપણને દૂર કરવાનો શેરથાવાળા પા. નાથાલાલ છગનલાલે રજૂ કર્યો જેને સરઢવના પા. છગનલાલ, પાદરાના પા. તુજાભાઈ તથા ગણપતપુરાના પા. બેચરભાઈ તેમજ તરસાળીવાળા ઈશ્વરભાઈએ નીચે પ્રમાણે કવિતા ગાઈને અનુમોદનો આપ્યા બાદ સર્વાનુમંતે પસાર થયો હતો.

**બાળલગ્નનો નઠારો રિવાજ તજવા વિષે.**

ફાગણ સુદ પૂનમની હોળી, સળગાવે હિંદુ સંસાર,
તેથી હોળિયો અધિક સળગે, સ્વ જ્ઞાતિમાં ભભકાદાર;
બારે વરશે લગ્ન જ થાતાં, જુઓ ચોરી એ ખેલ અપાર,
અરે હાય કડવા જ્ઞાતિમાં, આ હોળી પણ અપરમ્ પાર. ૧
બાર માસની કન્યા સાથે, ચાર માસનો પરણે કંથ,
માતાપિતા તો લ્હાવો લેવા, તન મનથી રાખે છે ખંત;
પછી કજોડાં પૂરાં કરીને, કુસંપથી ચલવે વ્યવહાર,
અરે હાય કડવા જ્ઞાતિમાં, આ હોળી પણ અપરમ્પાર. ૨
બારમાસનાં બેટા - બેટી, પરણાવવા મન હરખ અપાર,
રોગી મૂરખ વયનવ જોતાં, કજોડું કરવામાં અતિ પ્યાર;
ભલે બિચારી દુઃખી થાયે, ઘરમાં હોય ન અન્ન લગાર,
અરે હાય કડવા જ્ઞાતિમાં, આ હોળી પણ અપરમ્પાર. ૩.

નવ જુએ કરણી કે રહેણી, વિદ્યા વય કે ગુણ લગાર,
બહેરો મૂંગો લૂલો હોયે, કાણો કે વળી અંધો સાર;
કુળવંતા કહેવાતા વરને, કન્યા આપે તાત ગમાર.
અરે હાય કડવા જ્ઞાતિમાં, આ હોળી પણ અપરમ્પાર. ૪
હોળી ટાળી કરો દિવાળી, જોવા ઇચ્છો જ્ઞાતિ ભ્રાત,
દુષ્ટ રિવાજો દૂર કરીને ધર્મનીતિને ધારો હાથ;
સમય આવ્યો છે સમજો બધું, સુ-ધારાનો રાખો શોખ,
હવે પટેલો કૃપા કરીને, ચિત્તમાં સહુ ધરજો સદ્બોધ. ૫

ઈ. મ. તરસાળી

દીવાબત્તીનો વખત થઈ જતાં સભા બરખાસ્ત થયેલી જાહેર કરવામાં આવી હતી. સ્ત્રીવર્ગની હાજરી આખ્યાન સાંભળવાની જિજ્ઞાસાથી ચાલુ જ રહી હતી. પરંતુ આખ્યાનકાર દેસાઈજીની તબિયત નાદુરસ્ત હોવાને લીધે આખ્યાન કરવાનું બની શક્યું નહોતું. કોઈ પણ માણસ દ્વારા આખ્યાન કરાવવાની સ્ત્રી વર્ગની જિજ્ઞાસા રોકી શકાય તેમ નહીં હોવાથી ''મહાલક્ષ્મીના મહાકષ્ટ''નું આખ્યાન રાત્રે થશે એવા શબ્દો પ્રમુખ સાહેબે કહી દેવાથી ખુશાલી ભરેલા ચહેરે સ્ત્રી અને પુરુષવર્ગે વાળું કરી તરત જ મંડપમાં હાજરી આપી હતી.

અમરસિંહજીની તબિયત નાદુરસ્ત હોવાથી તેમણે યુવક મંડળના સેક્રેટરી મા. માણેકલાલને આખ્યાન કરવા આગ્રહપૂર્વક ફરમાવ્યાથી પોતાને તે વિષેનો કાંઈ અનુભવ નહીં હોવા છતાં સ્વીકાર્યું હતું. રાત્રે નવ વાગ્યા પછી તેમણે આખ્યાનની શરૂઆત કરી પહેલાં ભાગનો પૂર્વરંગ સમાપ્ત કર્યો હતો અને તે જ વખતે આખ્યાનકાર દેસાઈજી પોતાની તબિયત નાદુરસ્ત છતાં મિ. માણેકલાલનું કામ જોવા અને ઘણા ભાગે બે દિવસ થયાં ઉતારામાંથી બહાર નીકળ્યા નહીં હોવાથી જ્ઞાતિનાં દર્શન કરવાની ખાસ જિજ્ઞાસાથી ધીરે ધીરે મંડપમાં આવ્યા હતા. તેમને મંડપમાં આવતાં જ શ્રી ઉમિયા માતાની જય બોલાવી સઘળા મેમ્બરોએ ઊભા થઈ તેમનું સ્વાગત કર્યું હતું અને બની શકે તો બેઠે બેઠે શાંતિથી પોતાની વાણીનો લાભ આપવા વિનંતી કરી હતી. સ્ત્રી અને પુરુષ વર્ગની ઇચ્છાને આધીન થઈ પોતે આખ્યાન શરૂ કર્યું હતું. તેમની વાણીમાં અમૃત ઝરતું જોઈ રાતના બાર વાગ્યા સુધી સઘળાંએ પૂરું સાંભળ્યું હતું અને ઉત્તરાર્ધનો બીજો ભાગ પણ કહી બતાવી વાણીનો લાભ આપવા આગ્રહપૂર્વક વિનંતી કરી હતી.



## તા. ૨૦મીનો ત્રીજો દિવસ

સમાજની બેઠકના બે દિવસો ચાલ્યા જવા છતાં કેટલાક અગત્યના ઠરાવો રહી ન જાય તે માટે ત્રીજા દિવસે સવારના ૭ થી ૮ વાગ્યા સુધી સબ્જેક્ટ કમિટીની

બેઠક રાખી ત્યાર બાદ સભા ભરવાનું ઠર્યું હતું અને ૨૪ થી ૨૭ સુધીના ઠરાવો પસાર કર્યા હતા. પહેલા ત્રણ ઠરાવોની ઉપયોગિતા મિ. મગનભાઈએ જણાવ્યા બાદ સમાજની પેટા સંસ્થાઓ સ્થાપી સંસ્થાના નિભાવ અર્થે જ્ઞાતિના વિસ્તાર પ્રમાણે વિભાગો દ્વારા પેટા સંસ્થાઓ સ્થાપી રકમો વસૂલ લેવા માટે ચોથો ઠરાવ ચર્ચાયો હતો. ઝાલાવાડ, ગોહિલવાડ, દશકોષી ભાલ એ ત્રણે વિભાગના નિમાયેલા જો. સેક્રેટરીઓ હાજર નહોતા. પરંતુ સમાજના કાર્ય તેમને જ નિમવાનો કમિટીના મેમ્બરોનો મત થવાથી તેમનાં નામ પસંદ કરવામાં આવ્યાં હતાં.

ગરીબ બંધુઓને ખર્ચનો બોજો ઓછો થાય અને જ્ઞાતિમત વિશેષ પ્રમાણમાં કેળવાય અને આ સંસ્થાનો ઉદ્દેશ ત્વરાએ બર આવે તે ખાતર આ ઠરાવ લાવી જ્ઞાતિહિતનું કાર્ય વહેંચી નાંખવાની યોજના દે. અમરસિંહજી વગેરે તરફથી ઘડવામાં આવી હતી જે કમિટીના દરેક મેમ્બરોની પસંદગી પામી હતી. વિભાગ પર હાજર રહેલા મેમ્બરોની માગણી પ્રમાણે જો. સેક્રેટરીઓનાં નામો પસંદ કરવામાં આવ્યાં હતાં તે સિવાયના તે તે ભાગના દરેક બંધુઓએ પોતાથી બનતી દરેક મદદ જો. સેક્રેટરીને આપવાની કબૂલાત આપી હતી. આ અગત્યનો ઠરાવ લાંબા વખત સુધી સારી રીતે ચર્ચાયો હતો અને લાંબી વાટાઘાટ પછી સ. કમિટીમાં સર્વાનુમતે પસાર થયો હતો.

ત્યારબાદ સાડાનવ વાગે સભામંડપમાં સઘળા ભાઈઓએ હાજરી આપી હતી અને બેઠકનું કાર્ય શરૂ થતાં એક ઉપર બીજી સ્ત્રી નહીં કરવાનો ૧૪મો ઠરાવ રા. ત્રિકમલાલ દલપતરામે રજૂ કરતાં, લગ્નની મહત્તા સમજાવી સ્ત્રીઓમાં કેવા પ્રકારના ગુણો હોવા જોઈએ તેનાં દૃષ્ટાંતો આપ્યાં હતાં. તેમજ પુત્ર પણ કુળનું નામ રાખે તેવો હોવાની જરૂર કહી હતી. અમદાવાદમાં રાગદ્વેષ યુક્ત કારણોને લઈ એક ઉપર બીજી લાવવાના દાખલા કેવી રીતે બને છે અને કન્યાઓ કેવી દુઃખી થાય છે તેનો સારો ચિતાર આપ્યો હતો અને છેવટે ખાસ જરૂર હોય ત્યારે જ સ્ત્રીની ૩૦ વર્ષની ઉંમર થઈ ગયા બાદ બીજી સ્ત્રી કરવા વિષેનો આ ઠરાવ સમજાવ્યો હતો.

તેમણે પ્રાચીનકાળના સ્ત્રી અને પુરુષ પાત્રોના દાખલા આપી શ્રોતાઓના મન ઉપર સારી અસર કરી હતી. ત્યારબાદ કેળિયા વાસણાવાળા પા. મણિલાલે આ ઠરાવને ટેકો આપ્યા બાદ સર્વાનુમતે પસાર થયેલો પ્રમુખ સાહેબે જાહેર કર્યો હતો. તેજ પ્રમાણે છેડા છૂટકાનો અધર્મયુક્ત રિવાજ નાબૂદ કરવાનો ૧૫મો ઠરાવ શેરથાવાળા પા. નાથાલાલે રજૂ કર્યો હતો. જેને શ્રીયુત્ ચંદુલાલ દેસાઈએ અનુમોદન આપતાં સર્વાનુમતે પસાર થયો હતો. કન્યા વિક્રયનો પાપી રિવાજ હોય ત્યાંથી નાબૂદ કરવાનો ૧૬મો ઠરાવ સરઢવવાળા છગનલાલભાઈએ રજૂ કર્યો હતો જેને પા. ચુનીલાલ

મગનલાલે ટેકો આપ્યા બાદ પસાર થયો હતો. ઉપર પ્રમાણે બંને ઠરાવ રજૂ કરી ટેકો આપનાર બંધુઓએ મુદ્દાસર અસરકારક વિવેચન કર્યું હતું. ઠરાવ ૧૭મો પ્રમુખ સાહેબે રજૂ કર્યો હતો અને પાસ થઈ ગયા બાદ ૧૮મો કેળવણીને લગતો ઠરાવ સુપ્રસિદ્ધ વિદ્વાન પ્રો. જેઠાલાલભાઈએ રજૂ કરતાં નીચે પ્રમાણે વિવેચન કર્યું હતું–

બાળક પાંચ - છ વર્ષનું થયા પછીનો બાલ્યાવસ્થાનો વખત જિંદગી ગુજારવાની તૈયારી કરવાનો હોય છે અને તે વખતના સદુપયોગથી જિંદગી સફળ બનાવી શકાય છે. આજે જેઓ ઉન્નતિને પહોંચ્યા છે તેમણે બાલ્યાવસ્થામાં બાળકોને કેળવણી જ આપવાનો ઠરાવ કર્યો છે. આજે જાપાન સુધરેલા દેશ તરીકે પ્રખ્યાત થયો છે. કારણ કે ત્યાં કોઈ અભણ નથી. અભણ પુરુષો વિદ્યાના લાભ સમજી શકતા નથી. જે માબાપો છોકરાને અભણ રાખે છે તે તેમના વેરી સમાન ગણાય છે માટે પુત્ર-પુત્રીઓને જરૂર કેળવણી આપવી જ જોઈએ.

આગળના ઋષિઓ મફત ભણાવતા તે સમય અત્યારે નથી માટે તે સારુ એક મોટા ફંડની જરૂર છે. બુદ્ધિ અને કેળવણીની બાબતમાં અત્યાર સુધી આપણી કોમે દેશમાં કાંઈ હિસ્સો લીધો નથી એ ઘણું જ પછાત પાડનારું અને જ્ઞાતિને શરમાવનારું છે. હજારો અફસોસની વાત છે. પ્રથમ છોકરાઓને ભણાવો અને પછી પરણાવો તો જ જ્ઞાતિ સુખી થશે. મહામંડળની સંસ્થા ઘણી જ નજીવી છે તે નાની રકમ ખર્ચ કરવાનું બજેટ પાસ કરે છે. સાધનના અભાવે ઘણા લાયક અને બુદ્ધિશાળી વિદ્યાર્થીઓ અટકી પડ્યા છે. ત્યારબાદ સારું મોટું ફંડ કરી ઉચ્ચ આશયો રાખવાની જરૂર સમજાવી હતી. આ ઠરાવને પા. ચુનીલાલ મગનલાલ, લલુભાઈ અને શામળભાઈએ અનુમોદન આપતાં સર્વાનુમતે પસાર થયેલો પ્રમુખ સાહેબે જાહેર કર્યો હતો. દરેક ટેકો આપનારાએ વિષયને સારી રીતે સમજાવી કેળવણી આપવાની બાળક તેમજ બાળકીઓને સરખી જરૂર સમજાવી હતી. જમવાનો વખત થવાથી મીટિંગ બરખાસ્ત કરતાં પ્રમુખે બપોરના અઢી વાગે સ. કમિટી રાખી ત્યારબાદ સભા ભરાવાનું જણાવ્યું હતું.

સ. કમિટી ૪ વાગે થઈ શકી હતી અને તેમાં બાકી રહેલાં ૨૮ થી ૩૮ સુધીના ઠરાવો ઘડી કહાડવામાં આવ્યા હતા. સંસ્થાનું કાર્યવાહક મંડળ ઠરાવાનો ૨૯મો ઠરાવ સારો ચર્ચાયો હતો. પ્રૉ. જેઠાલાલભાઈએ માસિકમાં એક ફર્મા જેટલું લખાણ દર માસે લખી મોકલવાનો સ્વીકાર કરતાં તેનું અધિપતિ અને પ્રકાશપણું રા. મોતીલાલભાઈએ કબૂલ રાખ્યું હતું અને તેમની મંજૂરીથી રા. મગનભાઈ એન્જિનિયરે તંત્રીનું કાર્ય કરવા હા કહી હતી. સમાજનો જનરલ સેક્રેટરી ખાસ લાગણીવાળો અને અંગ્રેજી ભણેલો અને માનમોભા વાળો હોવાની જરૂર કમિટીને લાગવાથી તે માટે કું. લાલસિંહજીભાઈને વિનવવામાં આવ્યા હતા. તે વખતે સેક્રેટરી શબ્દને બદલે તેમના

માટે ખાસ બીજા શબ્દો રાખવાનો વિચાર કર્યો હતો, પરંતુ લાલસિંહજીભાઈએ તે વાતનો અસ્વીકાર કરવાથી સઘળા મેમ્બરોની ઈચ્છાથી મિ. કેશવલાલભાઈ વકીલે આ અગત્યની જગ્યાનો સ્વીકાર કર્યો હતો. તેમના કામમાં મદદ કરવા એ. સેક્રેટરી તરીકે શેઠ મફાભાઈનું નામ ઘણા મેમ્બરોએ સૂચવવાથી તેમને પસંદ કરી તેમના માથે નંખાય તેટલો બોજો નાંખવામાં આવ્યો છે એમ અત્રે કહેવું જોઈએ.

બહુ મોટું વ્યવસ્થાપક મંડળ રાખવાથી કામમાં મુશ્કેલી આવવાનો અનુભવ થવાથી આગળનું વ્ય. મંડળ બરખાસ્ત કરી નવું વ્ય. મંડળ નિમાયું હતું. દે. કાળીદાસભાઈની ઓડિટર તરીકે નિમણૂક કરતાં વ્યવસ્થાપક મંડળમાં જરૂર જણાવાથી અને તેમની માગણીથી મિ. દલપતરામને ઑડિટર તરીકે રાખી તેમને વ્ય. મંડળમાં રાખ્યા હતા. કાર્યવાહકોને કામની સરળતા રહે તે ખાતર શેઠ દુર્ગાપ્રસાદની જગ્યાએ શેઠ ગોરધનભાઈને ટ્રેઝરર તરીકે પસંદ કર્યા હતા. ત્યાર પછીના ઠરાવમાં સદ્‌ગત તંત્રીનું સ્મારક કરવાનો ઠરાવ લાવવાની જરૂર દરેક મેમ્બરોએ જુદા જુદા રૂપે જણાવ્યાથી તે માટે કમિટી નીમવામાં આવી હતી. કામની ઉતાવળ રાખવા છતાં સાડા-પાંચ વાગે સ. કમિટીનું કાર્ય પૂર્ણ થતાં સભાની બેઠક થઈ હતી.

મરણ પાછળનો ૧૯મો ઠરાવ દે. કાળીદાસભાઈએ રજૂ કર્યો હતો જેને તુળજાભાઈ, જેઠાભાઈ, છગનલાલભાઈ અને નારણભાઈ મિસ્ત્રીએ અનુમોદનો આપતાં સર્વાનુમતે પસાર થયો હતો. તરસાળીવાળા રા. જેઠાભાઈએ પ્રસંગનો લાભ લઈ પોતાની બનાવેલી નીચે મુજબ કવિતા ગાઈ હતી.

મુઆપર મિષ્ટાન્નો શું જમો, પડ્યા પર પાટું દેઈ શું દમો. ટેક.
વીસ વરસની બાળા રાંડે, ખેદ કરીને ખમો,
તેનો ખાંતે દાડો ખાતાં, ભાભા થઈ શું જમો. મૂઆ.
વહાલાનો વિયોગ થતાં જે, શોક તણો છે સમો,
મિષ્ટાન્નો ઊડતા અવલોકી, આવે ના અણગમો. મૂઆ.
વહાલું મનુષ્ય પોતાનું જાતાં, ખોટ ખમો છો તમો,
બળી ખાખ થાવા ટાણે કરો, ખાતર ઉપર દીવો. મૂઆ.
પટેલ મંડળ પાટે બેસે, બિછાવીને જાજમો,
જનમ - મરણનો ભેદ ન જાણે, હોય વિવા વાજનો. મૂઆ. 
રાક્ષસ જેવું હૃદય કરીને જન રૂએ ત્યાં જમો,
ખાતે ખાતાં પડો ન ફાટી, કહીએ શું બહુ અમો. મૂઆ.
ગીધ કાગડા ફોલી ખાતાં, મૂઆ પશુને જુઓ,
કરી દુરાગ્રહ જમો બારમાં, નીતિ ધર્મને ખુઓ. મૂઆ.

સમય સૂચવે છોડો બધું, દુષ્ટ રિવાજો તમો,
પ્રેત વરા વિદેશ વળાવી સુખ શાંતિમાં સમો. મૂઆ.

**જે. વ. તરસાળી.**

સહકારી મંડળ વિષેનો ૨૦મો ઠરાવ રજૂ કરતાં રા. તુળજાભાઈએ તેની જરૂરિયાત સમજાતાં કહ્યું કે - ખેડૂત મંડળો સ્થાપી સુધરેલી ઢબે ખેતી કરવાથી સારા ફાયદા મળી શકે છે. નવીન પદ્ધતિએ ખેતી કરવા માટે નાણાંની વધારે પ્રમાણમાં જરૂર પડે છે. તે પૂરા પાડવા માટે ના. ગાયકવાડ મહારાજા તરફથી સહકારી ખાતું ખોલી સહકાર્યના સિદ્ધાંતો પ્રમાણે ગામેગામ સહકારી મંડળી દ્વારા નાણાં પૂરા પાડવામાં આવે છે. સહકારી મંડળીઓ સ્થાપવાથી ખેતીના ધંધાની ખીલવણી સાથે સભાસદોમાં નૈતિક ગુણો પણ આવે છે. સસ્તે વ્યાજે નાણાં મળે છે તેની સાથે પેદાશ પણ વધે છે.

સભાસદો કરકસર કરતાં શીખે છે અને પરસ્પરની મદદથી સંપ અને વિશ્વાસ વધે છે. ભારે વ્યાજના દેવામાંથી ખેડૂતો મુક્ત થાય છે, પોતાના પગ ઉપર ઊભા રહેતાં શીખી જિંદગી સુખમાં ગાળે છે અને પોતાના વારસોને સુખી કરી શકે છે. વગેરે કહી તેના નિયમો ટૂંકાણમાં સમજાવ્યા હતા. ત્યાર પછી પા. છગનલાલ પૂંજાભાઈએ ઠરાવને ટેકો આપતાં પસાર થયો હતો. ગૌપાલન કરવાનો ૨૧મો ઠરાવ પા. જગજીવનભાઈ ગોપાળદાસે રજૂ કર્યો હતો તેને પા. રણછોડભાઈ શ્રીભાઈદાસે ટેકો આપ્યા બાદ પસાર થયો હતો.

મહામંડળ સંબંધી ૨૨મો ઠરાવ રજૂ કરતાં મિ. કેશવલાલભાઈ વકીલે જણાવ્યું કે - નામદાર પાટડી દરબારશ્રી તરફથી લગ્નપ્રથાનો વિચાર કરવા જ્ઞાતિનો મેળાવડો થયો હતો તે પ્રસંગનો લાભ લઈ મહામંડળ નામની વિદ્યા અને ખેતીવાડીની ખીલવણી વગેરે માટે એક સંસ્થા સ્થાપવામાં આવી છે તેનું ફંડ આશરે ૮૦-૯૦ હજાર રૂ.નું છે. આ સંસ્થાના પ્રમુખ તરીકે ના. પાટડી દરબારશ્રી છે અને સેક્રેટરી મિ. કરસનદાસભાઈ છે. આ સંસ્થાનું કામકાજ કમિટીઓ દ્વારા ચાલે છે. આ ઠરાવ વખતે આપણી સ. કમિટીમાં કેટલીક ગેરસમજૂતિથી ગરમાગરમી થઈ હતી તે વખતે પ્રેસિડેન્ટ સાહેબે સર્વાનુમતે કાર્ય કરવાનો પ્રસંગ સાચવી લીધો હતો.

મંડળની મીટિંગમાં વાર્ષિક મેમ્બરનો એક અને લાઈફ (જીવનપર્યંતના) મેમ્બરના બે મત ગણાય છે. રૂ. એક હજાર આપનારના ૨૦ મત અને દશ હજાર આપનારના ૨૦૦ મત ગણાય છે. મતલબ કે રૂ. ના પ્રમાણમાં વોટ રાખી સંસ્થાનું બંધારણ રજિસ્ટર કરવામાં આવ્યું છે અને મૂડીના વ્યાજમાંથી સંસ્થાનું ખર્ચ કરવાના નિયમો છે મતલબ કે મૂડી ટકી રહે તો સંસ્થા કાયમ રહે. એવો આશય રાખ્યો છે.

આ ફંડનાં નાણાંનો છૂટથી ઉપયોગ કરવામાં આવે તો બધા વિદ્યાર્થીઓને સારી સંખ્યામાં આશ્રય મળે અને કામ સારું દેખાતાં ફંડ પણ વધી શકે, આપણે તે મંડળમાં નાણાં ભરનારાને સૂચના નહીં તો ભલામણ તો કરી શકીએ અને તે માટે આ ઠરાવ લાવવામાં આવ્યો છે, જેને આપ સઘળા સંમત થશો.

આ ઠરાવને અનુમોદન આપતાં પાટડીના દે. પ્રાણજીવનભાઈએ જણાવ્યું કે - કોઈ પણ જાતના હક્કથી આ ઠરાવને ટેકો આપવા હું તૈયાર થયો નથી પરંતુ તે ફંડના નાણાંનો છૂટથી ઉપયોગ કરવા માટેની વિનંતી કરવાનો આ ઠરાવ છે અને આપણે વિનંતી કે ભલામણ કરી શકીએ. પાટડીમાં તે સંસ્થાની સ્થાપના થઈ તે વખતે જ્ઞાતિહિતનાં કાર્યોનો મોટો ઉદ્દેશ રખાયો હતો, પરંતુ ખેતીવાડી જેવા ઉપયોગી વિષય વિષે પણ તે સંસ્થાએ અત્યાર સુધી બિલકુલ વિચાર કર્યો નથી. વિદ્યા પ્રાપ્ત કરતાં બાળકોને માટે ફક્ત **અમદાવાદમાં એક બોર્ડિંગ ઉઘાડવામાં આવી છે, લાયક વિદ્યાર્થીઓને નાસીપાસ થવું પડે તેવા અનેક પ્રસંગો બન્યાં છે એ મહા અફસોસની વાત છે.**

**નાણાં ભરી રાખવા કરતાં તેનો છૂટથી વ્યય કરવા માટે આપણે ભલામણ કરવી જોઈએ, નહીં તો આપણે ઘણા પછાત જ રહી જઈશું. મહામંડળ પાસે આજે રૂ. ૮૦ હજાર જેટલી રકમ છે જ્યારે એક જ બોર્ડિંગ ચલાવે છે પરંતુ આ સમાજ પાસે જ્યારે રૂ. બે હજાર જ હતા ત્યારે આપણી બોર્ડિંગ ઘણી સારી ચાલતી હતી, (તાળીઓ) આ સંસ્થાને આશ્રય દાતાઓએ માત્ર પૈસા આપીને પોતાની ઉદારતા બતાવી છે, પરંતુ વિદ્યાર્થીઓને કેવી અગવડો અને દુ:ખો છે તેની કોઈએ તપાસ કરી નથી. કૉલેજના વિદ્યાર્થીઓને કેમ અગવડો પડી છે અને નીકળી જવું પડ્યું છે તેની તેમણે જાતે તપાસ કરી હોત તો બોર્ડિંગ ખોલવાનો હેતુ કાંઈક બર આવત,** જેમણે સારી રકમો આ મહા મંડળના ફંડમાં આપી છે તેમનો તેમ કરવાનો હક્ક છે અને દરેક ગૃહસ્થે પોતાના પૈસાનો કેવો ઉપયોગ થયો છે અને મૂડી કેવી રીતે દાટી રાખવામાં આવી છે તે તપાસવા માટે મારી તેમને નમ્ર અરજ છે.

બોર્ડિંગના વિદ્યાર્થીઓ પૈકીનો હું એક હતો, મને તેનો સારો અનુભવ છે અને કહું છું કે વિદ્યાર્થીઓની ફરિયાદનો ભાગ્યે જ ન્યાય મળે છે. આ ઠરાવને અનુમોદન આપવા માટે સ. કમિટીએ મને ફરમાવ્યું છે અને આવા ઠરાવને મારે અનુમોદન આપવાનો પ્રસંગ આવ્યો છે તે માટે હું બહુ જ દિલગીર છું તોપણ તે પસાર કરી મહામંડળની સંસ્થાનું ધ્યાન ખેંચવાની જરૂર છે. આ ઠરાવ વિષે બોલવા જુદા જુદા ભાગના ઘણા મેમ્બરોની ઈચ્છા હતી પરંતુ વખતના અભાવે અને ખાસ જરૂર નહીં

જણાવાથી પ્રમુખ સાહેબે તેમ નહીં કરવાની ઇચ્છા જણાવ્યાથી આ અગત્યનો સવાલ વિશેષ ચર્ચાયો નહોતો અને સભાએ સર્વાનુમતે તાળીઓનો જોરથી અવાજ આપી પસાર કર્યો હતો.

ઠરાવ ૨૪મો શેઠ ત્રિકમભાઈનો ઉપકાર માનવા માટેનો પ્રમુખ સાહેબે રજૂ કરતાં જ્ઞાતિના વિદ્યાર્થીઓ પ્રત્યે લાગણી રાખી મદદ કરે છે તે વગેરે બાબતો જણાવી આરોગ્ય ભુવન બંધાવી આપવા માટે ધન્યવાદ આપ્યા હતા જે ઠરાવ સભાની ખુશાલી વચ્ચે પસાર થયા બાદ નિમાડના કડવા બંધુઓની સભાને મદદ કરવા વિષેનો ૨૫મો ઠરાવ તેમણે રજૂ કર્યો તે પણ પસાર થયો હતો.

જ્ઞાતિમાં સ્થપાયેલા યુવક મંડળને આ સમાજે તન, મન અને ધનથી મદદ કરવાનો ૨૬મો ઠરાવ જોરથી પસાર થયો હતો અને તે વખતે યુવક મંડળના કેટલાક મેમ્બરોને બે શબ્દો બોલવા માટે રજા આપવા પ્રમુખ સાહેબને વિનંતી કરવામાં આવી હતી. તેમની તરફથી **બે મિનિટનો વખત મળતાં યુવકોના આગેવાન બંધુ મિ. માણેકલાલે, પ્રમુખ સાહેબે માત્ર બે જ મિનિટ આપી છે એમ કહેતાં જણાવ્યું કે તમારા સમાજના કામના અગત્યના કલાકો ને કલાકો ચાલ્યા જાય છે પરંતુ અમારી જે ઉપયોગી જિંદગીનો વખત જાય છે તેનો વિચાર કરી અમને બોલવાનો વખત આપશો એવી મારી નમ્ર વિનંતી છે.** (તાળીઓ)

આ પ્રસંગનો લાભ યુવકોએ એટલી ચાલાકી અને દીર્ઘ દૃષ્ટિથી લીધો હતો કે તે બેઠકની પ્રશંસાને પાત્ર થવાથી લગભગ ૧૫ મિનિટ જેટલો વખત તેમણે લેવા છતાં પ્રમુખ સાહેબે તેમને અટકાવવા કોઈ પણ જાતની સૂચના કરી નહોતી. ત્રણ દિશાઓમાં રહેતા ત્રણ યુવકોએ, જ્ઞાતિના ગૃહસ્થોને દાન કરવા - યુવક વિદ્યાર્થીઓ અને જ્ઞાતિ સેવકોના કાર્યમાં **દિલસોજી બતાવી તેમના ફંડમાં પૈસા આપવા - એક અસરકારક કવિતા ગાઈ** સભાના મેમ્બરોના હૃદય પ્રદેશ ઉપર સારી અસર ઉપજાવી હતી. ટૂંકમાં એટલું જ કહીશું કે પૈસા ફંડની તેમની યોજના અને યુવકોના ઉદ્દેશનો ટૂંક સારાંશ વગેરે તેમણે અગાઉથી જણાવ્યો હતો, અને ટોપીઓ ઉતારી સંખ્યાબંધ યુવકો, મેમ્બરો વચ્ચે ફરી વળ્યા હતા. જેમાં દરેક યથાશક્તિ - ખિસ્સામાં તે વખતે સિલક હતી તેના પ્રમાણમાં - **નાંખ્યું હતું. તેમનો આગ્રહ માત્ર એક પૈસો નાંખવા માટે હતો. રેલગાડીઓમાં પૈસો નંખાવતા સીલબંધ પેટીઓ લઈ ફરતા નોકરો સાથે સરખાવતાં ટોપીઓ ઉતારી ભીખ (?) માગતા આ યુવકોની જ્ઞાતિ ભક્તિ ગમે તેવા ગૃહસ્થની પરમાર્થ વૃત્તિને ભુલાવી દે તેવી હતી.** દરેકેદરેક જ્ઞાતિબંધુએ તેમની માગણીને સંતોષી હતી. દાન કરવામાં શૂરા પાટીદારોએ જરૂર પોતાના ખિસ્સાએ રજા આપી હશે તે કરતાં પણ એકાદ પૈસો વધારે નાંખ્યો હશે. દાન

કરનારાઓમાં પણ અપવાદ તો હોય છે જ, તેવા અપવાદોથી સમાજનું પુલપીટ મુક્ત નહોતું એમ દિલગીરી સાથે કહેવું જોઈએ. યુવકોના ઉત્સાહને વધારવામાં અપવાદ જ નહોતો એટલે એવો જોશથી ફેલાયો હતો કે યુવકો કઈ હદે પહોંચી જશે તેની કલ્પના કરવી પણ ભારે થઈ પડી હતી. આ સમાજની પહેલી બેઠક વખતે વિરમગામનો જેને અનુભવ થયો હતો તેને ભુલાવી દે તેવું યુવકોનું મંડળ ખુલ્લું મૂકવાનું કાર્ય થયું છે. ભવિષ્યમાં આ ઉત્સાહી યુવકો કેવી જ્ઞાતિસેવા કરે છે તે જોવાનું છે.

પસાર કરવાના બીજા ઠરાવો પ્રમુખ સાહેબે રજૂ કરી પ્રાસાંગિક વિવેચન કર્યું હતું અને ૨૭ થી ૩૬ સુધીના ઠરાવો સર્વાનુમતે પસાર થયા હતા. ઠરાવ ૩૭મો દે. કાળીદાસભાઈએ રજૂ કર્યો હતો જેને મિ. કેશવલાલ વકીલે અનુમોદન આપ્યું હતું. ઠરાવ ૩૮મો પ્રમુખ સાહેબનો ઉપકાર માનવાનો મિ. વકીલે રજૂ કર્યો તેને મિસ્ત્રી નારણભાઈએ ટેકો આપ્યો હતો. આ બંને ઠરાવો સભાની ખુશાલી વચ્ચે પસાર થયા હતા. ત્યાર બાદ સમાજની આવતી બેઠક પોતાના સ્થળે રાખવા માટે નીચે મુજબ બંધુઓ તરફથી માગણી કરવામાં આવી હતી.

મિસ્ત્રી નારણભાઈએ આવતી બેઠક મુંબઈમાં રાખવાની માગણી કરતાં જણાવ્યું કે અમારી તરફના બંધુઓ વતી માગણી કરવા હું રજા લઉં છું. મુંબઈ નગરની અલૌકિકતા નિહાળવાનો ઘણા ભાઈઓને પ્રસંગ મળશે તે ઉપરાંત ગૃહસ્થ વર્ગની હાજરીથી ફંડના કાર્યમાં મદદ થશે એમ અમારું ધારવું છે કારણ કે ગૃહસ્થોને હાજરી આપવા માટે અમે આગ્રહપૂર્વક વિનંતી કરીશું અને બેઠકનું કાર્ય સંતોષકારક લાવવા માટે અમે પ્રયત્ન કરીશું.

રા. બેચરભાઈએ ગણપતપુરામાં આવતી બેઠક રાખવાની માગણી કરતાં કહ્યું કે જ્ઞાતિ હિલચાલની શરૂઆતથી અમારી તરફ બેઠક ભરવા માટે અમારા તરફના ભાઈઓ વતી હું માગણી કરું છું. પાદરામાં એક વખત બેઠક થઈ છે પણ ગણપતપુરાનું નામ દઈ હું જ્યારે માગણી કરવા ઊઠું છું ત્યારે વ્યવસ્થાપકોની અમારા તરફની લાગણી મને સમજાય છે. કેટલાક મારા મિત્રો તો હું માગણી કરવા ઊઠું છું કે હસે છે! પરંતુ હવે વ્યવસ્થાપકો મારી માગણી સ્વીકારે તો મારી આબરૂ રહે એવું છે.

અમદાવાદવાળા રા. મોતીલાલભાઈ (ક. વિ. ના અધિપતિ) માગણી કરવા ઊઠ્યા કે તેમને તાલીઓથી વધાવી લીધા. તેમણે કહ્યું, મિસ્ત્રી નારણજીભાઈની માગણીનો સ્વીકાર કરો તો શેરથાથી ઊડીને મુંબઈ જતાં વચમાં અમદાવાદ શહેર રહી જાય છે. મુંબઈ ભલે દેવનગરી હોય પણ સઘળા ભાઈઓએ અમદાવાદ પણ જોવા જેવું છે એટલે અત્રે પધારેલા મારા ભાઈઓ તરફથી અમદાવાદમાં આવતી

બેઠક રાખવા માટે વિનંતી કરવાની મને સૂચના થઈ છે એટલે અમદાવાદમાં આવતી બેઠક રાખવા માટે હું માગણી કરુ છું. (ઉમિયા માતકી જય!)

રૂપાલ ગામે (કડી પ્રાંતમાં) આવતી બેઠક રાખવા માટે પા. જગજીવનભાઈ ગોપાળદાસ તથા મોહનલાલ ગિરધરભાઈ તરફથી માગણી કરવામાં આવી હતી અને કડી પ્રાંતમાં આવતી બેઠક રાખવા માટે જણાવ્યું હતું.

સઘળા ભાઈઓન માગણી વિષે પ્રત્યુત્તર આપતાં પ્રમુખ સાહેબે જણાવ્યું - સમયને અનુસરી વ્ય. મંડળ દરેક ભાઈની માગણીનો વિચાર કરશે અને જે ઠેકાણે બેઠક રાખવાનું યોગ્ય લાગશે તેમને ખબર આપશે. જે જે ભાઈઓએ આવતી બેઠક પોતાના ગામે રાખવા માગણી કરી છે તેમનો હું સમાજ તરફથી (તાળીઓ) અંતઃકરણપૂર્વક આભાર માનું છું. (તાળીઓ) ત્યારબાદ કામકાજનો ઉપસંહાર કરતાં ટૂંકમાં દરેક ભાઈઓની ફરજ સમજાવી શેરથા ગામના બંધુઓને ગામના નામ પ્રમાણે સેર-વાઘ-સિંહ જેવા થવાની ભલામણ કરી હતી. શેરથાના બંધુઓએ એક દિવસ વધારે રોકાઈને તેમની મહેમાનગતિનો સ્વીકાર કરવાની વિનંતી કરવાથી પ્રમુખ સાહેબે સઘળા ભાઈઓને તે માટે વિનંતી કરી હતી. ગામનો ઉત્સાહ અને લાગણી જોઈ ઘણા ભાઈઓની ઇચ્છાથી તે માગણીનો સ્વીકાર થયો હતો. ત્યારબાદ મહાલક્ષ્મીનું મહાકષ્ટનો બીજો ભાગ રાત્રે દેસાઈજી કહી બતાવશે એમ જણાવી સમાજની સાતમી બેઠકનું કાર્ય નિર્વિઘ્ને પૂર્ણ થયેલું જાહેર કરતાં તે માટે પોતાની ખુશી બતાવી સઘળા ભાઈઓનો ઉપકાર માનતાં સ્રી ઉમિયા માતાની જય બોલાવી સભા બરખાસ્ત કરવામાં આવી હતી.

રાત્રે દેસાઈ અમરસિંહજીએ આખ્યાન કર્યું હતું. સ્રી અને પુરુષવર્ગને છૂટથી ભાગ લેવાની રજા હોવાથી શ્રોતા વર્ગની હાજરીથી મંડપ ચિક્કાર ભરાઈ ગયો હતો. મહાલક્ષ્મીને સાસરે વોળાવતાં સુધી કેવા સંસ્કારો છે ત્યાં સુધીનો ભાગ મોડી રાત સુધી કહી બતાવ્યો હતો અને બીજે દિવસે સવારમાં (સોમવારે) તેને સાસરે વોળાવ્યા પછી કેવું કષ્ટ પડે છે અને છેવટે આપઘાત કરવાનો પ્રસંગ ખાનદાન માબાપની પુત્રીઓને આવે છે. તેનો ચિતાર એવો સચોટ રજૂ કર્યો હતો કે શહેરના કેટલાક કુળવાન ગૃહસ્થોના ઘરસંસારનું ચરિત્ર જાણે પ્રત્યક્ષ જ ખડુ થયું હોય! આખ્યાનકારની અસ્ખલિત મધુર વાણી, શબ્દપ્રયોગ અને કરુણારસની જમાવટ કરવાની તેમની પેટન્ટ શક્તિ અને તેમના વ્યવહારિક અનુભવે જ્ઞાતિના હૃદય પ્રદેશ ઉપર જે અસર કરી છે તેનાથી ભાગ્યે જ કોઈ જ્ઞાતિહિતેચ્છુ અજાણ હશે. ચોથા દિવસે શેરથાના ગ્રામ્ય બંધુઓની મીઠી મહેમાનગતિએ જ્ઞાતિસેવાનું ઉત્તમ દૃષ્ટાંત પૂરું પાડ્યું હતું અને ઉનાળાના સખ્ત તાપ અને ચાલુ મોસમમાં પગરસ્તે જવું પડે તેવા સ્થળે રાખવામાં

આવેલી બેઠક, સદ્ગત જ્ઞાતિભક્તનું અવસાન અને પ્રમુખ સાહેબની શરૂઆતની ગેરહાજરીથી જે નિરાશાનાં ચિહ્નો દષ્ટિગોચર થયાં હતાં તે યુવક મંડળની સ્થાપના અને શેરથાના ભાઈઓની જ્ઞાતિભક્તિએ આશાના રૂપમાં ફેરવી નાંખ્યાથી સાતમી બેઠક સંપૂર્ણ વિજયવતી થઈ છે. અસ્તું.

**તંત્રી.**

**શ્રી કડવા પા. શું સમાજની છેલ્લી બેઠકમાં પસાર થયેલા ઠરાવો**

**ઠરાવ ૧ લો.** આ સમાજ ના. શહેનશાહ પંચમ જ્યોર્જ અને મહારાણી મેરિનું સહકુટુંબ દીર્ઘાયુષ્ય ઈચ્છે છે અને યુરોપમાં ચાલતા ભયંકર યુદ્ધમાં ન્યાય અને સત્યને ખાતર જોડાવું પડ્યું છે તેમાં મિત્રરાજ્યોને સંપૂર્ણ ફતેહ મળે એવી પ્રાર્થના કરે છે.

**ઠરાવ ૨ જો.** સેના ખાસ ખેલ શમસેર બહાદુર ના. શ્રીમંત સરકાર સયાજીરાવ ગાયકવાડનું સહકુટુંબ દીર્ઘાયુષ્ય ઈચ્છે છે અને તે નામદારે પોતાની પ્રજાના કલ્યાણ અર્થે મફત અને ફરજિયાત કેળવણી તથા ''બાળલગ્ન પ્રતિબંધક નિબંધ'' ના કાયદાઓ ઘડી તેનો અમલ કરવા માંડ્યો છે તે તરફ આ સમાજ પોતાની સહાનુભૂતિ દર્શાવે છે અને ખેડૂત પ્રજાના હિતનાં અનેક કાર્યો તે નામદારના હાથે થયેલાં જોવાની ઉત્કંઠા રાખે છે.

**ઠરાવ ૩ જો.** નેક નામદાર ધાર સ્ટેટના મહારાજા સાહેબે સુંદ્રેલ ગામે શ્રી ''નિમાડ કડવા પાટીદાર સભા''ની બેઠક વખતે મે. રેવન્યુ મેમ્બર મિ. એલેમન્ડે સાહેબ વગેરે અધિકારી વર્ગને સભામાં હાજરી અપાવી કિંમતી મદદ અને ઉત્તમ સલાહ આપી આપણી કોમને આગળ વધારવા તરફ જે સહાનભૂતિ અને દિલસોજી ભરેલી લાગણી બતાવી છે તે માટે સમસ્ત કડવા પાટીદાર જ્ઞાતિની પ્રતિનિધિ રૂપ આ સભા તેમનું દીર્ઘાયુષ્ય ઈચ્છે છે અને તેમનો આભાર માને છે.

**ઠરાવ ૪ થો.** અદ્વિતીય કર્મવીર જ્ઞાતિભક્ત સદ્ગતભાઈ પુરુષોત્તમદાસ લલુભાઈના અકાળે થયેલા અવસાનથી આ સંસ્થા અને સમસ્ત કડવા પાટીદાર જ્ઞાતિને ન પૂરી શકાય તેવી ખોટ પડી છે, સદ્ગતભાઈનું ચારિત્ર્ય, જ્ઞાતિબંધુઓ પ્રત્યેની લાગણી અને જ્ઞાતિહિત સાધવાનો પુરુષાર્થ- અદ્વિતીય હતો. જ્ઞાતિમાં પેસી ગયેલા અધર્મને ટાળી અવિદ્યારૂપી અજ્ઞાનનો નાશ કરવા ''શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજ''ના સુકાની અને ''કડવા વિજય'' માસિકના ઉત્પાદક બની સ્વજ્ઞાતિ ઉન્નતિ અર્થે જીવનપર્યંત તન, મન અને ધનનો ભોગ આપી નિઃસ્વાર્થ જ્ઞાતિ સેવા બજાવી છે, તેથી સમસ્ત જ્ઞાતિ, સદ્ગતના અહેસાનની ઋણી બની છે જેની આ સભાનોંધ લે છે અને પોતાની પાછળ મૂકી ગયેલા તેમના કુટુંબ પ્રત્યે આ સભાના દરેક મેમ્બર પોતાના અંતઃકરણની ઊંડી લાગણી પ્રદર્શિત કરે છે. સદ્ગતના અવસાનથી આવી

પડેલી આફત સહન કરવાનું પરમાત્મા તેમને હૃદયબળ આપી સદ્ગતના આત્માને શાશ્વત શાંતિ બક્ષે એવી તે કૃપાળુને પ્રાર્થના કરે છે.

**ઠરાવ ૫ મો.** ''કુર્મી ક્ષત્રિય મહાસભા''ના સંચાલક બાબુ રામાધિનસિંહ અને ચરોતર એજ્યુકેશન સોસાયટીના સેક્રેટરી ભાઈ અંબાલાલના અવસાન માટે આ સભા દિલગીરી જાહેર કરે છે ને તેમના આત્માને પ્રભુ શાંતિ બક્ષે તેવી પ્રાર્થના કરે છે.

**ઠરાવ ૬ ઠ્ઠો.** ઑ. મિ. વિઠ્ઠલભાઈ ઝવેરભાઈ પટેલ, પાટીદાર જ્ઞાતિમાંથી પહેલવહેલા ના. ગવર્નર જનરલની કાઉન્સિલના કાઉન્સિલર નિમાયા છે તે બદલ આ સમાજ અંતઃકરણથી તેમને મુબારકબાદી આપે છે.

**ઠરાવ ૭ મો.** પોતાની અજ્ઞાન ખેડૂત પ્રજાના હિતાર્થે મફત અને ફરજિયાત કેળવણીનું ધોરણ બનતી ત્વરાએ દાખલ કરી દેશના આધાર રૂપ આ પછાત કોમનું હિત વિચારવા ના. બ્રિટિશ સરકાર અને દેશી રાજા-મહારાજાઓનું આ સમાજ ધ્યાન ખેંચે છે અને આશા રાખે છે કે રાજ્યની ઊપજનો સહુથી મોટો ફાળો આપનાર સંપૂર્ણ વફાદાર આ પછાત પ્રજાની ઉન્નતિનાં કાર્યો પહેલી તકે હાથ ધરી તેમને આગળ વધારવાની જરૂર વિસારી દેવામાં આવશે નહીં.

**ઠરાવ ૮ મો.** દેશના આધારરૂપ ખેતીવાડીનું શિક્ષણ, ખેડૂત પ્રજાનાં સંતાનોને માતૃભાષામાં મળી શકે તેમજ એક શહેરી પ્રજા તરીકે જીવન ગાળવામાં આ અગત્યની કોમ પછાત ન રહી જાય તે ધોરણ પર તેમના માટે ખાસ નિશાળો અને કોલેજો ઉઘાડી ખેડૂત પ્રજાનું હિત સાચવવા દરેક રાજા-મહારાજા અને ના. બ્રિટિશ સરકારને આ સમાજ આગ્રહપૂર્વક વિનંતી કરે છે.

**ઠરાવ ૯ મો.** ગુજરાત પ્રાન્તમાં પાટીદાર કોમ અને અગત્યની અને મોટી સંખ્યાવાળી હોવા છતાં ના. મુંબઈ સરકારની ધારાસભામાં સરકાર તરફથી પાટીદાર જ્ઞાતિનો એક પણ સભાસદ નિમવામાં આવ્યો નથી માટે આ સમાજ કડવા પાટીદારમાંથી ધારાસભામાં સભાસદ નિમવાની ના. મુંબઈ સરકારને આગ્રહપૂર્વક વિનંતી કરે છે.

**ઠરાવ ૧૦ મો.** ગુજરાત પ્રાંતમાં પાટીદાર કોમ એક અગત્યની અને મોટી સંખ્યાવાળી હોવા છતાં ના. વડોદરા સરકારની ધારાસભામાં અત્યાર સુધી કડવા પાટીદાર જ્ઞાતિનો એક પણ સભાસદ નિમવામાં આવ્યો નથી માટે આ સમાજ સદરહુ કોમમાંથી ધારાસભામાં સભાસદ નિમવામાં આવ્યો નથી માટે આ સમાજ સદરહુ કોમમાંથી ધારાસભામાં સભાસદ નિમવાની આગ્રહપૂર્વક વિનંતી કરે છે.



**ઠરાવ ૧૧મો.** બાળલગ્નના ચાલતા અધર્મયુક્ત બૂરા રિવાજ પ્રત્યે આ સમાજ સંપૂર્ણ તિરસ્કારની દૃષ્ટિથી જુએ છે અને તેને નાબૂદ કરવા દરેક બંધુઓને આગ્રહપૂર્વક

ભલામણ કરે છે.

**ઠરાવ ૧૨ મો.** જ્ઞાતિમાં શાસ્ત્રોક્ત પદ્ધતિએ લગ્ન કરવાની પ્રથા શરૂ થઈ ચૂકી છે. વર કન્યાની લાયકાત જોઈ યોગ્ય વયે શાસ્ત્રોક્ત વિધિ વડે લગ્નની ગાંઠથી જોડનાર માબાપો અને તે કાર્યમાં સહાનુભૂતિ દર્શાવનાર બંધુઓને આ સમાજ ધન્યવાદ આપે છે તેમજ વિરમગામની જ્ઞાતિએ તે માટે યોગ્ય ઠરાવ કરવાથી અને પાટડી અમદાવાદ તથા કડી પ્રાંતનાં કેટલાંક ગામોના સમજુ આગેવાન પુરુષોએ શાસ્ત્રોક્ત લગ્ન પદ્ધતિને આવકારદાયક લેખવાથી તેમનો આભાર માને છે.

**ઠરાવ ૧૩ મો.** બાળલગ્ન પ્રતિબંધક નિબંધની કલમ ૮ની રકમ क દૂર કરી, સદરહુ નિબંધ સંપૂર્ણ રીતે આપણી જ્ઞાતિને લાગુ પાડવા અને નિબંધ અન્વયે દંડની વસૂલ આવેલી રકમ જ્ઞાતિ મત કેળવવાના ઉપયોગ અર્થે આપવા નેક નામદાર શ્રીમંત મહારાજાની દયાળુ સરકારને આ સમાજ વિનંતી કરે છે અને અપવાદ कमાંથી અત્યાર સુધી દૂર કરવામાં આવ્યા નથી તે માટે એક અરજી કરવા તથા ડેપ્યુટેશન મોકલવાનો ઠરાવ કરવામાં આવે છે.

**ઠરાવ ૧૪ મો.** એક સ્ત્રીની હયાતીમાં ખાસ કારણ સિવાય અને સ્ત્રીની ૩૦ વર્ષની વય પહેલાં બીજી સ્ત્રી કરવાના નઠારા રિવાજને આ સમાજ વખોડી કાઢે છે.

**ઠરાવ ૧૫ મો.** છૂટાછેડા અથવા લખણાના અધર્મયુક્ત દુષ્ટ રિવાજ પ્રત્યે આ સમાજ સંપૂર્ણ તિરસ્કારની દૃષ્ટિથી જુએ છે અને તેને નાબૂદ કરવા દરેક બંધુઓને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

**ઠરાવ ૧૬ મો.** કન્યા વિક્રયના પાપી રિવાજથી જ્ઞાતિની અધોગતી થાય છે, યોગ્ય છતાં ગરીબ બંધુઓના છોકરા કુવારા રહે છે, માટે જ્યાં જ્યાં આ રિવાજ ચાલતો હોય ત્યાં ત્યાંથી તેને નાબૂદ કરવા આ સમાજ ઠરાવ કરે છે.

**ઠરાવ ૧૭ મો.** કન્યા પક્ષની ગરજ સમજી વરપક્ષ તરફથી ચાંલ્લા અને કર કરિયાવર માટે દબાણ કરીને હેરાનગતિ કરવામાં આવે છે તે પ્રત્યે આ સમાજ પોતાની સંપૂર્ણ નાપસંદગી જાહેર કરે છે.

**ઠરાવ ૧૮ મો.** વિદ્યા એ સર્વોત્તમ શક્તિ હોવાથી તે પ્રાપ્ત કરવા - કરાવવા પોતાના પુત્રપુત્રીઓને બને ત્યાં સુધી દરેક પ્રકારની ઉત્તમ કેળવણી આપવા આ સમાજ દરેક બંધુને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.



**ઠરાવ ૧૯ મો.** મરણ પાછળનાં જમણો શાસ્ત્ર વિરુદ્ધ, અયુક્ત, ખર્ચાળ અને દુર્દશાએ પહોંચાડનાર હોવાથી તેને નાબૂદ કરવા આ સમાજ દરેક જ્ઞાતિબંધુને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

**ઠરાવ ૨૦ મો.** આપણી કોમની આર્થિક સ્થિતિનો મુખ્ય આધાર ખેતીવાડી

ઉપર હોવાથી રાજ્ય તરફથી મદદ મેળવવા અને આ ધંધાને ખીલવવા માટે એકબીજાની મદદની જરૂર હોવાથી સહકારી મંડળો સ્થાપવાની આ સમાજ આવશ્યક્તા માને છે અને તેને માટે બનતો પ્રયત્ન કરવા દરેક બંધુને ભલામણ કર છે.

**ઠરાવ ૨૧ મો.** ગૌપાલન કરવું તે ખેતીવાડીના મુખ્ય સાધન રૂપ અને ધર્મયુક્ત હોવાથી ગૌપાલન કરવાનો આ સમાજ ઠરાવ કરે છે.

**ઠરાવ ૨૨ મો.** આપણી કોમની ખેતીવાડી અને કેળવણીની ખીલવણી કરવાના આશયથી "શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મહા મંડળ" નામની જે સંસ્થા સ્થાપન થઈ છે તે સંસ્થાનું ફંડ વધી શકે અને જ્ઞાતિની ઉન્નતિ અર્થે નવાં ફંડો ઉઘરાવવાની સરળતા થાય તે માટે ઉક્ત મંડળને નીચે પ્રમાણે ગોઠવણ કરવા આ સમાજ ભલામણ કરે છે.

**અ.** અન્ય જ્ઞાતિઓની હરીફાઈમાં આપણી કોમના ઉચ્ચ કેળવણી લેનારા વિદ્યાર્થીઓ પછાત ન રહી જાય તે સારુ તેવા વિદ્યાર્થીઓને છૂટથી મદદ કરવાની તથા–

**બ.** આપણી કોમના વિદ્યાર્થીઓ આ મંડળની બોર્ડીંગનો છૂટથી લાભ લઈ શકે તેવા પ્રકારનો તેનો વહીવટ સુધારવા તથા –

**ક.** આ મંડળનું કાર્ય વિશેષ લોકપ્રિય થાય તથા તેના ફંડમાં નાણાં ભરવાને જ્ઞાતિબંધુઓ વિશેષ કરીને આકર્ષાય અને ઉક્ત મંડળના આશયો જ્ઞાતિબંધુઓમાં વિશેષ પ્રિય બને તે માટે પોતાનું પરોપકારી કાર્ય વિશેષ પ્રમાણમાં જ્ઞાતિની જાણમાં લાવવાનું વલણ ગ્રહણ કરવાની ભલામણ કરે છે.

**ઠરાવ ૨૩ મો.** આ સમાજ તરફથી શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળને રકમ આપવામાં આવી છે તેથી આ સમાજ તરફથી ઉક્ત મંડળના સભાસદ તરીકે હાજર થઈ ઉક્ત રકમના પ્રમાણમાં મત આપવા માટે આ સમાજના જનરલ સેક્રેટરી મિ. કેશવલાલ માધવલાલ વકીલને અધિકાર આપવામાં આવે છે.

**ઠરાવ ૨૪મો.** ઉદારચિત સુપ્રસિદ્ધ શેઠ ત્રિકમભાઈ ગોપાળદાસ - આપણી જ્ઞાતિના ગરીબ ભાઈઓ અને વિદ્યાર્થીઓને આગળ વધારવાની કાળજી રાખી તેમને પ્રસંગોપાત્ત જે મદદ કરે છે, અને આપણા ભાઈઓની શારીરિક સંપત્તિ જળવાઈ રહે અને આયુષ્ય લંબાય તે ઇરાદે માંદા અને રોગી માણસોની સગવડ સારુ આરોગ્યતાના સિદ્ધાંતને અનુસરી યોગ્ય સ્થળે મોટી રકમ ખર્ચ કરી જ્ઞાતિના ઉપયોગ માટે આરોગ્ય ભવન પૂરું પાડવાની જે ઉદારતા દર્શાવી છે તે માટે આ સમાજ તેમનો આભાર માનવાનો ઠરાવ કરે છે અને જ્ઞાતિનાં પુત્ર તથા પુત્રીઓના હિતાર્થે તેમની પ્રવૃત્તિ વિશેષ લંબાવી પરમકૃપાળુ પરમાત્મા તેમને દીર્ઘાયુષ્ય બક્ષે એવી પ્રાર્થના કરે છે.

**ઠરાવ ૨૫ મો.** "શ્રી નિમાડ કડવા પાટીદાર સભા," આપણા ઉદ્દેશો બર લાવી જ્ઞાતિ ઉન્નતિ કરવાના કાર્યમાં આ સમાજને સહાયભૂત બની છે, તેને મદદ કરવા આ સમાજ જરૂર સ્વીકારે છે અને કડવા વિજયમાં એક ફરમો બાળબોધ લીપી અને હિંદી ભાષામાં રાખવાની તેણે માગણી કરી છે તે માટે બનતું કરવા આ સમાજ ઠરાવ કરે છે.

**ઠરાવ ૨૬ મો.** આપણી જ્ઞાતિના યુવક છોકરાઓનું ઉત્તમ આશયોવાળું એક "કડવા પાટીદાર સુધારક મંડળ" સ્થપાયું છે તેને તન, મન અને ધનથી દરેક જ્ઞાતિબંધુઓએ મદદ કરવાની જરૂર હોવાથી તે માટે આ સમાજ દરેક બંધુને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

**ઠરાવ ૨૭ મો.** આ સંસ્થાનો ઉદ્દેશ વિશેષ સારી રીતે બર લાવવા માટે નીચે મુજબ પેટા ઑફિસો ખોલવાનો તથા પ્રત્યેક પેટા ઑફિસનું કામકાજ કરવા નીચેના જ્ઞાતિ હિતચિંતક બંધુઓને જોઈન્ટ સેક્રેટરીઓ તરીકે નિમવાનો ઠરાવ કરે છે, અને દરેક પેટાઑફિસોએ પોતાના નામ ઉપર બતાવેલી રકમ આ સંસ્થાના ખર્ચ માટે દર સાલ મુખ્ય ઑફિસે મોકલી આપવા માટે આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

| રકમ રૂ. | વિભાગ-પેટા ઑફિસ | જો. સેક્રેટરીનું નામ. |
|---|---|---|
| ૩૦૧ | મુંબઈ અને કચ્છનો પ્રદેશ | પા. મંગુભાઈ કીલાભાઈ, મુંબઈ |
| ૧૫૧ | વડોદરા, સુરત અને ભરૂચનો વિભાગ | પા. તુળજાભાઈ નાથાભાઈ, પાદરા. |
| ૬૦૧ | અમદાવાદ તથા પરાં અને પ્રાંતિજ મોડાસા | પા. ત્રિકમલાલ દલપતરામ, અમદાવાદ. |
| ૪૨૫ | વિરમગામ અને ચુંવાળનો પ્રદેશ | પા. નાથાલાલ દામોદરદાસ, વિરમગામ |
| ૨૦૧ | કડી પ્રાંત | પા. રણછોડભાઈ જીવણદાસ. |
| ૨૦૧ | કડી પ્રાંત | પા. રણછોડભાઈ શ્રીભાઈદાસ, શેરથા |
| ૨૫૧ | દશકોશી ભાલ. | પા. પુરુષોત્તમ લલુભાઈ, બાવળા |
| ૬૦ | ઝાલાવાડ, મચ્છુકાંઠો પ્રાંગધ્રા. | પા. શિવલાલ પિતામ્બરદાસ, ટીકર રણની |
| ૪૦ | ગોહેલવાડ, ભાવનગર | પા. જીવાભાઈ ખુશાલદાસ, ભાવનગર |

**ઠરાવ ૨૮ મો.** ગઈ બેઠક વખતે ખોલવામાં આવેલા ખાસ ફંડના વસૂલ થયેલાં અને વસૂલ થવાનાં નાણાં આ સમાજના જનરલ ફંડના ગણી સમાજના કામમાં વાપરવાનો ઠરાવ કરવામાં આવે છે.



**ઠરાવ ૨૯ મો.** આ સમાજના કામ માટે નીચે પ્રમાણે જ્ઞાતિહિતચિંતક બંધુઓનું કાર્યવાહક મંડળ નિમવામાં આવે છે અને દરેક કાર્યવાહકને પોતાના કાર્ય પૂરતો ખર્ચ કરવાની સત્તા આપવામાં આવે છે. તેમજ આ સમાજનાં તમામ જાતનાં ફંડ અને આવકનાં નાણાં ટ્રેઝરરને ત્યાં જમે મૂકવા અને સમાજના કામના ખર્ચ માટે ઉપાડવાની

જનરલ સેક્રેટરીને સત્તા આપવામાં આવે છે.

| | |
|---|---|
| ટ્રેઝરરો | કુમારશ્રી લાલસિંહજી રાયસિંહજી. |
| | શેઠ ગોરધનદાસ મોહનલાલ. વિરમગામ. |
| ઓડિટર | મિ. દલપતરામ કેશવલાલ. |
| જનરલ સેક્રેટરી | **મિ. કેશવલાલ માધવલાલ વકીલ, વિરમગામ.** |
| એડિશનલ સેક્રેટરી | શેઠ મફાભાઈ ગોવિંદજી, વિરમગામ |

**કડવા વિજયનાં અધિપતિ અને પ્રકાશક.** પા. મોતીલાલ કાળીદાસ, અમદાવાદ.

" તંત્રી મિ. મગનભાઈ ગોવિંદલાલ એન્જિનિયર, અમદાવાદ.

" મેનેજર શેઠ મફાભાઈ ગોવિંદજી વિરમગામ

**વ્યવસ્થાપક મંડળ.**

| | |
|---|---|
| કુમારશ્રી લાલસિંહજી રાયસિંહજી પ્રેસિડેન્ટ | વિરમગામ. |
| દેસાઈ અમરસિંહજી દેસાઈભાઈ | " |
| શેઠ ગોરધનદાસ મોહનલાલ | " |
| પારી. લાલજીભાઈ દયારામ | " |
| દેસાઈ કાળીદાસ હરજીવનદાસ | " |
| શેઠ દુર્ગાપ્રસાદભાઈ શંભુપ્રસાદ લશ્કરી | અમદાવાદ |
| ડૉ. સાહેબ પિતામ્બરદાસ કુબેરદાસ એલ.એમ. એન્ડ એસ. | " |
| પ્રૉફેસર જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ. એમ.એ. | " |
| મિ. શંભુપ્રસાદ ખોડીદાસ બી.એ., એલ. એલ.બી. | " |
| શેઠ છગનલાલ નરોત્તમદાસ | અઘાર |
| મિ. કેશવલાલ માધવલાલ વકીલ | જનરલ સેક્રેટરી |

વ્યવસ્થાપક મંડળના મેમ્બરોની સંખ્યાની ત્ર્યાંશની હાજરીએ કોરમ થયેલું ગણાશે.

ઠરાવ ૩૦ મો. સદ્‌ગત જ્ઞાતિભક્ત ભાઈ પુરુષોત્તમદાસે પોતાની અમુલ્ય જિંદગીનો ભોગ આપી નિઃસ્વાર્થ પણે જ્ઞાતિ સેવા બજાવી જ્ઞાતિ ઉપર જે અહેશાન કર્યો છે તેના ઋણમાંથી મુક્ત થવા તેમજ જ્ઞાતિ સેવાની કદર જ્ઞાતિના વિદ્વાન અને ગૃહસ્થ વર્ગ કરી શકે છે તેનું ઉત્તમ દૃષ્ટાંત બેસાડવાની આ સમાજ ફરજ સ્વીકારે છે તે માટે સદ્‌ગત જ્ઞાતિ ભક્તની સેવાની યાદગીરી કાયમ રહે તેવું કાર્ય કરવા માટે એક ફંડ ખોલવાની જરૂર હોવાથી આ સંસ્થાના વ્યવસ્થાપક મંડળ તથા જો. સેક્રેટરીઓની એક કમિટી મેમ્બર વધારવાની સત્તા સાથે નિમવામાં આવે છે.



**ઠરાવ ૩૧ મો.** "શ્રી કડવા પાટીદાર સુધારક યુવક મંડળ" તરફથી કે.

જ્ઞાતિભક્ત મિ. પુરુષોત્તમદાસની છબી આ સમાજને ભેટ આપવામાં આવે છે તે આ સમાજ આભાર સાથે સ્વીકારવાનો ઠરાવ કરે છે.

**ઠરાવ ૩૨ મો.** ખેડા જિલ્લાના ખેડૂતો હાલમાં જે સંકટ સહન કરે છે તે તરફ આ સમાજ પોતાની અંતઃકરણની દિલસોજી જાહેર કરે છે અને તેઓની વાજબી અરજ ધ્યાનમાં લઈ ચાલુ સાલનું મહેસૂલ મુલશ્રવી રાખી તેમને ન્યાય આપવા આ સમાજ ના. મુંબઈ સરકારને વિનંતી કરે છે.

**ઠરાવ ૩૩ મો.** ખેડૂત વર્ગની ઉન્નતિને આડે આવનાર તથા તેમના માન અને પ્રતિષ્ઠાને હાનિ પહોંચાડનાર વેઠનો કાયદો રદ કરવા ના. વડોદરા રાજ્યની ધારાસભાએ જે ઠરાવ કર્યો છે તે ઠરાવને જલદી અમલમાં મૂકવા આ સમાજ ના. શ્રીમંતની સરકારને આગ્રહપૂર્વક વિનંતી કરે છે.

**ઠરાવ ૩૪ મો.** મરણ પાછળ જાહેર રસ્તા ઉપર રોવા કૂટવાનો રિવાજ નાબૂદ કરવા અને તે માટે કાયદો ઘડી તેનો અમલ કરવાના શ્રીમંતની સરકારને અરજ કરવાનો આ સમાજ ઠરાવ કરે છે.

**ઠરાવ ૩૫ મો.** આ સમાજની સાતમી બેઠક ભરવામાં ઘણી અગવડો વેઠી શેરથા ગામના જ્ઞાતિબંધુઓએ સમાજના કાર્યમાં જે ઉત્સાહ અને ખંતથી મદદ કરી છે તે માટે તેમનો - તથા જે જે યુવક બંધુઓએ ટૂંક સમયમાં સમાજની બેઠક ભરી તેનું કાર્ય દીપાવવાનો પરિશ્રમ લીધો છે - અને જે જે ગૃહસ્થોએ સમાજની બેઠક માટે જોઈતી વસ્તુઓ વાપરવા આપવાતી ઉદારતા બતાવી છે તેમનો આ સમાજ આભાર માનવાનો ઠરાવ કરે છે.

**ઠરાવ ૩૬ મો.** આ સમાજ, તેની ચાલુ બેઠકમાં સકારણ અડચણોને લઈ પોતે હાજરી નહીં આપી શકવાના કારણથી જે જે બંધુઓએ તાર અને કાગળો દ્વારા સમાજના કાર્ય પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી ફત્તેહ ઈચ્છી છે તેમને ધન્યવાદ આપે છે.

**ઠરાવ ૩૭ મો.** આ બેઠકમાં પસાર થયેલા ઠરાવો યોગ્ય સ્થળે મોકલી આપવાનો અને તેનો અમલ કરવાનો અધિકાર મે. પ્રમુખ સાહેબને આપવાનો આ સમાજ ઠરાવ કરે છે.

**ઠરાવ ૩૮ મો.** આ બેઠકનું કામ શાંતિપૂર્વક પૂર્ણ કરવા માટે આ સમાજ મે. પ્રમુખ સાહેબનો ઉપકાર માને છે.



## શેરથા ગામની જ્ઞાતિભક્તિ

શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજની સ્થાપના વખતે આઠ - દશ વર્ષ પૂર્વે જ્ઞાતિમાં મતભેદ જેવું હતું. તેના આશયો અને કાર્ય જ્ઞાતિને કેટલું હિતકર્તા નીવડશે એ ગંભીર પ્રશ્ન જન સમાજ આગળ ખડો થયો હતો. આજે તે જુદા જુદા રૂપમાં

દેખાય છે. સમાજના નાના રૂપે સમસ્ત જ્ઞાતિની કૉન્ફરન્સનું સ્વરૂપ ધારણ કર્યું છે, સ્વાર્થ પૂરતો જૂજ સ્થળે મતભેદ ભરાઈ ગયો છે અને સંસ્થાનું કાર્ય શ્રેયષ્કર નિવડ્યું છે. એ સમાજના મેમ્બરો દ્વારા જ્ઞાતિમત કેળવાયાનું જ પરિણામ છે.

સત્ય હંમેશાં સત્ય રૂપે બહાર આવ્યા સિવાય રહેતું નથી એમ સમજી દરેક સંસ્થાના સંચાલકોએ સત્યને અવલંબી ખુલ્લા હૃદયે ઉદારવૃત્તિથી કાર્ય કરવું જોઈએ એવો અનુભવ સમસ્ત જ્ઞાતિને થવાની જરૂર છે.

સગાંસંબંધીની મહેમાનગતિ કરતાં જ્ઞાતિભક્તિનો ઉદેશ ઘણો વિશાળ અને પવિત્ર છે તેમાં સ્વાર્થ અને પરમાર્થ બંને રહેલાં છે. એકલો સ્વાર્થ અધમતા દર્શાવે છે, કેવળ પરમાર્થ મનુષ્ય જીવનના પ્રદેશથી નિરાળો છે, એટલે સ્વાર્થ અને પરમાર્થ બંને સધાય તેવા જ્ઞાતિસેવાના પુરુષાર્થને જ્ઞાતિભક્તિનું રૂપ આપવામાં કાંઈ ખોટું નથી. જ્ઞાતિના સંમેલન અગર સભાને પરમાત્માનું વૈરાટ સ્વરૂપ માનવામાં આવે છે, તે પવિત્ર સ્થળ ગણાય છે એટલા માટે જ્ઞાતિ અગર નાતની આમન્યા રાખી બોલવા કે બેસવાઊઠવાનો વિવેક આજે પણ ચાલ્યો જાય છે. જ્યાં જેટલે દરજ્જે નાતનું સંમેલન પરમાત્માના સ્વરૂપે રહે છે અને જ્ઞાતિહિતનું કાર્ય કરે છે ત્યાં તેટલા પ્રમાણમાં નાતનો મેળાવડો સન્માનને પાત્ર ઠરે છે, પરંતુ નાતનાં સંતાનોના સુખ દુ:ખનો વિચાર છોડી માત્ર ગામગપાટા કે આગેવાનોની હડીએ ચડી ગયેલા એકાદ જણનો દંડ અથવા અન્ય શિક્ષાથી ખબર લેવાની હોય, **બિસમિલ્લા ગોળીનાં પાણી અને અફીણહોકાના ગોટા ઊડતા હોય તે સ્થળે પરમાત્માનો વાસ હોવો કેવળ અસંભવિત જ હોય અને ત્યાં નાતની મર્યાદા કે વિવેકને સાચવવા કે સ્થાન આપવાપણું પણ ન જ હોય એ સંભવિત છે.**

શેરથા ગામની નાત બે વખત મળેલી જોવાનો અમને પ્રસંગ પ્રાપ્ત થયો છે તે દરેક વખતનું તેનું કાર્ય જોતાં ગામનાં બંધુઓ માટે અમને ઘણું માન ઉત્પન્ન થાય છે. સમાજને આમંત્રણ કરવા પૂર્વે અને ત્યાર પછી પણ તેમને કેટલીક મુશ્કેલીઓ જણાઈ હતી, પરંતુ સેવાધર્મને સ્વીકાર્યા બાદ એકબીજાને સાનુકૂળ રહી ચારે ભાગના બંધુઓએ પોતાના ગામમાં જ્ઞાતિનો મેળાવડો કરવાના કાર્યને દીપાવ્યું છે એવું દરેક જણે ખુલ્લા હૃદયથી કહેવું જોઈએ.

વેવાઈ વળોટ અને સગાંનાં સગાંની મહેમાનગતિ કરવામાં શહેર જેવાં ગામો કરતાં ગામડા ગામના ભાઈઓ વિશેષ પ્રેમાળ અને ઉદાર હોય છે એ વાત આજે સર્વત્ર ફેલાયેલી છે, તેમાં ઘણું સત્ય છે, પરંતુ કુસંગાસંગના ન્યાયે કેટલાંક ગામોની શ્રદ્ધામાં ઊણપ આવતી જાય છે. ગમે તે કારણને લઈ આ પરિવર્તનને સ્થાન મળતું હશે પરંતુ શેરથા ગામના બંધુઓએ સમાજના મહોત્સવ ટાણે પોતાના ગામમાં દૂર

દૂરથી આવેલા જ્ઞાતિભાઈઓનો સત્કાર કરવામાં જે ભાવ અને દીર્ઘ દૃષ્ટિ વાપરી મહેમાનગતિનું દૃષ્ટાંત તાદૃશ્ય કર્યું છે તે ખાતે ખરેખર સમસ્ત જ્ઞાતિનું પ્રતિનિધિરૂપ સભા તેમને ધન્યવાદ આપીને જ બેસી રહેશે નહીં, પરંતુ જ્યારે જ્યારે આવા પ્રસંગો ઉપસ્થિત થશે ત્યારે ત્યારે શેરથા ગામની જ્ઞાતિભક્તિ તેના હૃદયપટ ઉપર તરી આવ્યા સિવાય રહેશે નહીં.

જ્ઞાતિબન્ધુઓને સ્ટેશન પરથી સભાસ્થાને પહોંચાડવા તેમની પાસે ઘોડાગાડીઓ કે મોટરો નહોતી, તેમ મેમ્બરોને પધરાવવા ધજાવાવટાથી શણગારેલી સુશોભિત મેડીઓ કે બેન્ડવાજાનો ઠાઠમાઠ નહોતો, પરંતુ આમંત્રણ કર્યા પછી જે ટૂંક સમયમાં સંખ્યાબંધ મેમ્બરો માટે ગોઠવણ કરવાની હતી તે કોઈ પણ જાતના વિક્ષેપ સિવાય બની ગઈ હતી તે માટે શેરથા ગામના બંધુઓ ખરેખર ભાગ્યશાળી હોવાનું જ કારણ અમને તો સમજાય છે. એક સંપ અને શુદ્ધ હૃદયના સંકલ્પો ધારેલું કાર્ય સાધી શકે છે. **યુવાન કે વૃદ્ધ સ્ત્રી અને પુરુષ વર્ગ દરેકના ચહેરા અને અંતરપટમાં મહેમાનગતિ કિંવા સેવા ધર્મનાં તત્ત્વો એટલા જોરથી કામ કરતાં નજરે પડતાં હતાં કે તેની અસર મેમ્બરોને પણ થઈ હતી,** એટલે માથું ફાડી નાખે એવા સખ્ત તાપમાં મહેમાનગતિ કરનારને પોતા તરફથી કાંઈ અગવડ ન પડે તેની ઊલટી ફીકર મેમ્બરો રાખતા હતા.

સેવાધર્મની કસોટી કરનાર ઉનાળાનો સખત તડકો, નહીં અનુભવેલા ભાવોની ઊથલપાથલવાળી ચાલુ મોસમ અને સમાજ ભરવાના કાર્યનો બિનઅનુભવ એક તરફથી શેરથા ગામના બંધુઓને પાછળ ખેંચતો હતો - જ્યારે તેમનો સેવાધર્મ સમાજની બેઠક પોતાના ગામમાં નિર્વિઘ્ને પાર ઉતારવાની જિજ્ઞાસા અને સંકલ્પબળો પાછળ રહેનારને આગળ કરી, બેઠેલાને ઊભો કરતાં હતાં. એટલે શ્રી ઉમિયા દેવીની કૃપાથી તેમના પવિત્ર સંકલ્પોનો સર્વત્ર સર્વ કાર્યમાં વિજય વિજય થયો છે એ અમારે કહેવું જોઈએ. સમાજના મેમ્બરોને એક દિવસ વધારે રોકી તેમની મહેમાનગતિ કરવાનો ગામનો ઉત્સાહ જ્ઞાતિ ભક્તિના અચૂક બનાવ તરીકે જ લેખાશે. રૂપાલ, કંડ, લાડોલ, સરઢવ, વામજ, આદ્રજ વગેરે પડોશનાં ગામના બંધુઓએ પણ શેરથા ગામને આ શુભ કાર્યમાં કેટલેક અંશે મદદ કરી સારી સંખ્યામાં હાજરી આપી હતી તેમજ રૂપાલ તરફથી જ્ઞાતિહિતના કાર્ય માટે કરવામાં આવતી આ સંસ્થાની આવતી બેઠક પોતાના ગામે રાખવાનું આમંત્રણ પણ કર્યું હતું. સમાજના કાર્યને દીપાવવા  કડી પ્રાંતમાં જે જે ગામના બંધુઓએ મહેનત કરી તેનો ઉદ્દેશ બર લાવવા પ્રયત્ન કર્યો છે તે ખાતે કડવા પાટીદાર જ્ઞાતિ તેમને ધન્યવાદ આપ્યા સિવાય રહેશે નહીં. અમે ઈચ્છીશું કે જ્ઞાતિનાં સંતાનોની થતી અધોગતિ અટકાવવા પ્રભુ! શેરથા ગામ

અને તેના પડોશીઓને વિશેષ હૃદય બળ અને બુદ્ધિ આપી તેમના હાથે આવા અનેક જ્ઞાતિહિતનાં કાર્ય કરાવે. અસ્તુ.

તંત્રી.

શેરથા મુકામે સાતમા મહોત્સવની સાથે શેરથામાં શ્રી કડવા પાટીદાર સુધારક યુવક મંડળની રચના થઈ અને તેજ પ્રમુખ તરીકે ડૉ. પીતાંબરદાસે યુવકો સમક્ષ મનનીય પ્રવચન આપ્યું હતું અને યુવક મંડળનો પહેલો મહોત્સવ તા. ૧૬ જૂન, ૧૯૧૮ના રોજ મિ. ગોવિંદલાલ ત્રિકમલાલના પ્રમુખપદે મળી. સેક્રેટરી માણેકલાલે રિપોર્ટ વાંચ્યો કાર્ય કરવા માટે નિમણૂકો થઈ. ઠરાવો પ્રસાર થયા. પ્રમુખ તરીકે શેઠ દુર્ગાપ્રસાદ લશ્કરી ઉપપ્રમુખ તરીકે શેઠ પ્રાણસુખલાલ મફતલાલ જનરલ સેક્રેટરી છબીલદાસ છોટાલાલ પટેલ જો. સેક્રેટરી મિ. બાલુભાઈ પુરુષોત્તમ (ઉત્તરવિભાગ) મિ. છોટાભાઈ રામજીભાઈ (દક્ષિણવિભાગ) તેમજ વ્યવસ્થા મંડપમાં નગીનભાઈ વ્રજલાલ વગેરે જોડાયા.

૧૯-૫-'૧૮ના રોજ આપણી જ્ઞાતિના સુધારક મિસ્ત્રી નારણભાઈ રામજીભાઈના પ્રમુખપદે યુવક મંડળની શેરથામાં ઓર્ગેનાઈઝીંગની મીટીંગ મળી. મંડળના સભ્યો પૈકી ત્રીસેક મેમ્બરો જોડાયા. શ્રી નારાયણભાઈએ સુંદર પ્રવચન આપ્યું. બાળયુવક વર્ગે સુધારાના મેદાનમાં ઝંપલાવ્યું. આઠ ઠરાવો પસાર કર્યા. યુવક મંડળની મુંબઈ વિરમગામ, પાટડી, શેરથા, ગણપતપુરા, કુંડાળ ઓફિસો ખોલી અને માણેકલાલ પરીખ ઓ. સેક્રેટરી બન્યા.

**ઉપસંહાર:**

**તમો બીજ રૂપે તરૂવર જ્ઞાતિ, તમો થડ બીજાં છે ડાળાં ને પાંતી;**
**તમો અંગ લાવ્યાં જીવાડો કે મારો, યહાં હિત જ્ઞાતિ કરો ને સુધારો.**

૧૮૨૦ - ૧૯૨૦ સુધીની સુધારકોની સમાજયાત્રાનું વિશ્લેષણ કરીએ તો દરેક સુધારક પોતાના કાર્યમાં અને વિચારોમાં સ્પષ્ટ હતા. આ સો જેટલા મરજીવા સુધારકોએ આ સમયગાળામાં સમાજનું અંધારું ઉલેચવાનું કામ કર્યું છે. તેમને રજૂ કરેલા ઠરાવો અને તેમના ભાષણો અને તેના પર થતું વિવેચન તેમજ કાર્યનું બીજી પરિષદ વખતે થતું લેખાજોખાનું સરવૈયું તે જ સુધારકોના કાર્યનો માપદંડ બની રહેતું. આ સુધારકોની અને ક.પા.શુ. સમાજની સભાઓની ખૂબ મોટી અસરને કારણે ગુજરાતમાં અને બીજા પ્રદેશમાં મુંબઈ, સિંધ, કરાંચી, મધ્યપ્રદેશ, રંગુનમાં વસતા પટેલોએ જ્ઞાતિપંચ અને સભાઓ બોલાવી જ્ઞાતિ સુધારા કર્યા. કચ્છપ્રદેશમાં સુધારકો માટે પીરણાંપંથનો પ્રશ્ન ઉકળતા ચરુ જેવો હતો. સૌરાષ્ટ્ર, કાઠિયાવાડ, વડોદરા, સૂરતમાં લાલચૂડા કાળા ચૂડાવાળા, ભરૂચ, અમદાવાદ તથા પરાં અને પ્રાંતિજ મોડાસા,

વીરમગામ અને ચૂંવાળનો પ્રદેશ, કડીપ્રાંત, મહેસાણાપ્રાંત, દશકોશી ભાલ, ઝાલાવાડ, મચ્છુકાંઠા ધ્રાંગધ્રા, ગોહિલવાડ, ભાવનગર વગેરેમાં સ્વધર્મરક્ષક મંડળો, સુધારક મંડળો, યુવક મંડળો સ્થપાયા અને કાર્યરત બન્યા. આ પ્રદેશોના જ્ઞાતિપંચો વગેરેએ સુધારકોએ આદરેલા '**જ્ઞાતિસુધારણા યજ્ઞ**'માં પોતાનું યોગદાન આપ્યું. મોટા ભાગના આપણા સુધારકો રાષ્ટ્રીય રંગે રંગાયેલા હતા એટલે તે બધા સુધારકોએ ગાંધીજીના સંદેશાને ઝીલ્યો અને રાષ્ટ્રનું કામ ઉપાડી લીધું. જેલ યાત્રાઓ ભોગવી. ૧૯૨૦થી '૪૭ સુધીના સમયગાળામાં પાટીદાર સત્યાગ્રહ સંગ્રામમાં પાછો પડ્યો નહોતો. ખુદ ગાંધીજીએ ભરૂચની પાટીદાર બોર્ડિંગને ખુલ્લી મૂકતાં કહ્યું હતું કે - દક્ષિણ આફ્રિકાની લડતમાં મને પાટીદારોનો ખૂબ જ સહકાર મળ્યો હતો. સુભાષચંદ્ર બોઝને 'આઝાદ હિન્દ' માટે રંગૂનમાં પટેલોએ સહાય કરી હતી.

ક. પા. શુ. સમાજની આઠમી બેઠક મુંબઈમાં ૧૯૨૦માં ઘાટકોપર ભરવામાં આવી. ત્યારબાદ ભરાયેલી બેઠકો કડવા પાટીદાર પરિષદને નામે ઓળખાઈ. મોખાસણ નવમી ક. પા. પરિષદ ભરાઈ. લાંઘણજ, કાંઝ, લાંભા, ડરણ, કડી, સોનાસણની ક. પા. પરિષદ શ્રી ચુનીલાલ વનમાળીદાસ પ્રમુખપદે, **સરદાર પટેલના અધ્યક્ષપદે તોરણા યુવક મહોત્સવ મળ્યો હતો**. આ બધી પરિષદોએ સુધારાનું કાર્ય આગળ ધપાવ્યું. ક.પા. શુ. સમાજના સેક્રેટરી પુરુષોત્તમદાસનું અવસાન થતાં 'કડવાવિજય'નું પ્રકાશન કડી આશ્રમમાંથી થતું હતું તેનો કાર્યભાર પુરુષોત્તમ વકીલ (દાસકાકા) અને શ્રી કુબેરદાસ સંભાળતા હતા અને તેની માલિકી ક.પા. પરિષદની હતી.

આ બધા યુવક મેળાવડાઓ અને કડવા પાટીદાર પરિષદનું વિપુલ સાહિત્ય આટલું મોટું બીજું પુસ્તક થાય એટલું પડ્યું છે પણ તે માટે શ્રી શંકરભાઈ જેવા બીજા સખાવતીની રાહ જોવી પડે. આટલું સાહિત્ય જીવાડી કડવા પાટીદારના અમૂલ્ય વારસાને જીવતદાન આપવા માટે શ્રી શંકરભાઈ અને તેમના પરિવારને ખૂબ ખૂબ ધન્યવાદ.

**થાકી પાકીને જ્યારે ભોંય ભેગા થઈ (સૂઈ) જાશું આપણે,**
**બીજા લોકો ઊભરશે જુવાન ને તરોતાજા;**
**જે પગલાં કાપી ચૂક્યા આપણે એ પંથે ચઢશે તેઓ;**
**જે કેડીઓ કંડારી હશે આપણે એ માર્ગે પર્વતો ખૂંદશે તેઓ**
**તેમને ખબર સુદ્ધાં ન હશે એ લોકોના નામોની**
**કે જેમણે નિર્માણ કર્યું હશે તેઓને માટેની પગદંડીઓનું.**

■ ■ ■

